(પાને ૬ ની ફુટનોટ ચાલુ).

**ફકરે ૧ : શબ્દ ૧૩ ઍર્શ્જવો=અર્શ્જ**=પાક કરવું-સફેદ થવું ઉપરથી છે. **ઍર્શ્જિ**=સચ્ચાઇ (નામ) **ઍર્શ્જુ**=સાચ્ચું (વિશેષણ) ઉપરથી આઠમી એકવચનમાં છે.

**ફ. ૧: ૧૮ અઇવિ-થૂરનાંમ: તૂર-થૂર**=દીનનો સચ્ચાઇનો દુશમન અને, **અઇવિ**=ઘેરતીઉપરથી બદીને ઘેરે તેવી મજબુત.

**ફ. ૧: ૧૫, ૨૮ અષાઉનાંમ**: આ શબ્દ **અષાઉમ** શબ્દની છઠ્ઠી બહુવચન દેખાડે છે. અશો વ્યકિત માટે અવસ્તામાં ચાર શબ્દો છે, નામે **અષવ, અષવા, અષવન, અષાઉમ**. આ "**અષાઉમ**" શબ્દ જરથુશ્ત્ર માટે કે ઘણીજ આગળ વધેલી નવ કષની અશોઇ રાખનાર માટે વપરાય. **અષવન** શબ્દ એક-બે-ત્રણ કશની અશોઇ રાખનાર માટે વપરાય. આ **અષાઉમ** શબ્દની '**ઉ**'ની વૃદ્ધિ કે ગુણા કરીને પછી તેની છઠ્ઠી વીભકિત બહુવચનના **અષાઉનાંમ** અને **અષઓનાંમ** એમ બે આકારો છે. **અષાઉમ** શબ્દના '**ઉ**'ની વૃદ્ધિ થઇને **આઓ** થાય કે તે **અષાઉમ** શબ્દની '**ઉ**'ની ગુણા થઇને '**અઓ**' થાય. આ **અષાઉમ** શબ્દની '**ઉ**'ની વૃદ્ધિ '**આઓ** થઇને તેની ઉપર છઠ્ઠી બહુવચનનો પ્રત્યય લાગવે **અષાઉનાંમ** થયું છે, જે યઝતોની ફ્રવષિનો ભેદ બતાવે છે. પણ '**ઉ**'ની ગુણા '**અઓ**' થઇને તેની ઉપર છઠ્ઠી બહુવચનનો પ્રત્યય લાગવે **અષઑનાંમ** શબ્દ થયો છે. '**અષાઉનાંમ**' અને '**અષઑનાંમ**'ના આવા બે આકારો ખાસ અર્થેજ થયા છે. **વૃદ્ધિનો ભેદ ગુણાના ભેદ કરતાં વધુ ગણાય છે**. યઝતો તે દાદારની અંદર રહી શકે છે માટે દાદાર સાથે ઘણોજ ઘાડો સંબંધ રાખી દાદાર તરફ અત્યંત તાબેદારી બતાવે છે. રાદ પેવંદ રાખીને એટલે યઓન અને રશ્નુનો ભેદ રાખીને-તાબેદારી-આરમઇતીના ગુણોની શકિત બતાવવા માટે **ફ્રવષિ** શબ્દ છે. યઝતોની રાદ પેવંદ એટલે દાદાર સાથનો પેવંદ અને તેથી મળતું જ્ઞાન એટલે રશ્નુનો ભેદ અને તેને જોરે તાબેદારી કરવાનો ગુણ એટલે આરમઇતીનો ભેદ ટૂંકમાં ફ્રવષિની ગતી માનવ કરતાં યઝતોમાં વધુ છે માટે યઝતો માટે વધુ બતાવતો વૃદ્ધિના આકારવાળો **અષાઉનાંમ** શબ્દ આવે છે, જ્યારે માનવ જે પછી વીરતનકર્દના અશો **જરથુશ્ત્ર** હોય કે કોઇ ગુનાહગાર દરવંદ હોય તે બધાંનાં રૂવાનની તેવી આરમઇતીની ગતી માટે **અષઑનાંમ** શબ્દ છે, જેમાં વધુ ઓછી આરમઇતીની ગતી માટે તેમ રશ્નુ અને યઓનની ગતી પ્રમાણે ત્રણ ભાગો થયા છે, જેઓને **નબા-નઝદિશ્તનાંમ, પઑઇર્યો ત્કએષનાંમ** અને **અષઑનાંમ** તરીકે ઓળખે છે. એમ **અષાઉનાંમ** અને **અષઑનાંમ** માટે લોધતીક અર્થો છે. **અષઑ-નાંમ** શબ્દ કુલ માનવ વર્ગની ફ્રવષિનો વિભાગ દેખાડે છે તેમ તે વિભાગમાંના ત્રણ ભાગોમાંનો છેલ્લો ભાગબી દેખાડે છે.

**ફ. ૧: ૨૭ ઉગ્રાઓ, ઉગ્રનાંમ-'ઉગ્ર'** શબ્દ '**વજ**'=ગતી આપવી **ઉપરથી છે** એટલે મજબુતાઇની ગતી આપનાર એટલે દ્રઢ અચળ.

(૨) *આઓંઘ્રહાંમ[૩૦] રય[૩૧] ખ્વરેનંઘ્રહચ,[૩૨] *વીદારએમ[૩૩] જરથુશ્ત્ર[૩૪] અઓમ્[૩૫] *અસ્મનેંમ,[૩૬] યો[૩૭] *ઉસ્ચ[૩૮] *રઓક્ષ્નો[૩૯] *ફ્રાદેરેસ્રો,[૪૦] યો[૪૧] ઇમાંમ[૪૨] જાંમ[૪૩] આચ[૪૪] પઇરિચ[૪૫] બવાવ.[૪૬] માંનયેન્ અહે યથ[૪૭] *વીશ,[૪૮] અએમ[૪૯] યો[૫૦] હિશ્તઇતે[૫૧] મઇન્યુ-સ્તાતો[૫૨] *હંદ્રખ્તો[૫૩] દૂરએકરનો,[૫૪] *અયંઘ્રહો[૫૫] *કેહ્રપ[૫૬] *ખ્વએનહે[૫૭] *રઓચહિનો[૫૮] અવિ[૫૯] થ્રિષ્વ.[૬૦]

(૨) અએ જરથુશ્ત્ર,[૩૪] ‖ આ[૩૫] ‖ આસ્માનને[૩૬] (જેની વીગત નીચે આપેલી છે તેને) ‖ આ બધી[૩૦] (ફ્રવષિ)ની ‖ અંતરજ્ઞાન પુર્ણ આગાહીવાળા મીનોઇ જ્ઞાનનાં ચળકાટ[૩૧] (અને) ‖ મીનોઇ આશીશોવાળા પ્રભાવ-જલવાથી[૩૨] ‖ ટકાવી રાખું છું,[૩૩] ‖ જે[૩૭] (આસ્માન) ‖ ઉંચ્ચેતું[૩૮] (એટલે દરજ્જામાં તેમ ઉંચાઇએ દાદાર લગી પુગેલું) ‖ ચલકાટવાળું-જરાબી દએવીક ગતીની અજ્ઞાનતા વગરનું એટલે જ્ઞાનના પુર્ણ ચળકાટથી ચળકતું,[૩૯] ‖ નસીહત આપનાર દોરવણી કરનાર-મામે કે તુરત જવાબ આપનાર મુસ્તજાબ[૪૦] (છે), ‖ જે[૪૧] (આસ્માન) ‖ કપડાં-કોટ-કીલ્લા[૪૮] ‖ ની માફક[૪૭] ‖ આએ[૪૨] ‖ જમીનને[૪૩] (કુલ નીસ્તીની મખલુકાતને) ‖ ઉપર નીચે બધેબધથી[૪૪] ‖ ગોળ ગોળ આસપાસથી ઘેરતું[૪૫] ‖ રહેલું છે,[૪૬] ‖ જે[૫૦] (આસ્માન) ‖ આ[૪૯] ‖ ત્રીજા ભાગની મુકિતએ પુગતી દુન્યા-ગવની ગતીની પરદુખભંજની દુન્યાની[૬૦] ‖ આસપાસ[૫૯] ‖ મઇન્યુ તરીકે મીનો પાસબાન તરીકે ઉભું રહેલું,[૫૨] ‖ મજબુતાઇથી બાંધી રહેલું-ભલી અંદરોથી બાંધી રહેલું-નસીહત આપતું,[૫૩] ‖ દુર લગી પુગતું,[૫૪] ‖ લોઢાના[૫૫] ‖ કેહપેનું[૫૬] (કોઇનેબી મુકે નહિ તેવું), ‖ મીનોઇ ગાયન-અહુનવરને ગાઇ રહેલું,[૫૭] ‖ રય-પુર્ણ આગાહીનો રયોમંદ ચળકાટ જે આસપાસ ચળકીને જ્ઞાની-ડાહયા કરી રહે છે તેવાં નુરાની ચળકાટવાળું થઇને,[૫૮] ‖ પાસબાન તરીકે ઉભુ રહેલું છે.[૫૧] ‖

---

ફકરો ૨: શબ્દ ૩૦ **આઓંઘ્રહાંમ**=આ બધી. આ સર્વનામ '**આ**' દરશક સર્વનામ (demonstrative) છે અને નારી જાતી છઠી બહુવચનમાં છે. ફ્રવષિને લાગે છે.

ફકરો ૨: શબ્દ ૩૩ **વીદારએમ**: 'વી-દર'=ટકાવી રાખવું ઉપરથી. અપુર્ણભુત પરસમૈ ૩/૩ માં છે.

(ફુટનોટ ચાલુ).

(પાને ૮ ની ફુટનોટ ચાલુ).

**ફ. ૧: ૩૬ અસ્મનૅમ:** અહિંયાં આસમાન કહયું છે તેની જુદી જુદી તેહકીકો ફરમાવેલી છે તે ત્રણ રીતની જુદી જુદી વ્યાખ્યા કરે છે. એક વ્યાખ્યા છે કે તે **અસ્મ** ખુદ પોતે **રઓક્ષ્નો** એટલે અજ્ઞાનતા વગરનું માટે જ્ઞાનથી ચળકતું, **ફ્રાહૅરૅસ્રો**=નસીહત આપી વધારનાર માટે **ઉસ**=દરજ્જામાં ઉંચુ અને **વીશ**=કપડાંની માફકનું જમીનને ઢાંકે છે. તે **દૂરએકરનો** છે એટલે ઘણું લાંબુ છે છતાં માપી શકાય. નીસ્તીના તેમ **હસ્તીના** આસ્માનની સામાન્ય વ્યાખ્યા આવી છે. આ આસ્માન જે **જમીનને ઘેરે** છે તે ગેતીની ઉપરનું તેમ નીસ્તીની ઉપરના છે—જેઓ કપડાંની માફક **પોશણુ** આપે છે. આ આસ્માનો **હસ્તીના રાન્યો સ્કેરેતીમ**ના પેવંદના છે માટે તે **હસ્તીના અસ્મને** જોરે તે બધું કરી શકે છે. બીજી વ્યાખ્યા એ છે કે તે અસ્મ **અષિશ્રિષ્વ**ને એટલે **ગવ**ની પરદુખભંજની પરમાર્થી જગત ઉપર **મઈન્યુ સ્તાતો**=મીનો પાસબાન છે, **હંદ્રખ્તો**=નશીહત આપનાર, માગે ત્યારે મદદ મોકલનાર, **અયંઘહો કેહર્પ**=સખત પણ ઇન્સાફી રીતની શીક્ષા કરનાર મહેતાજી જેવું severe but just task master છે—આ વ્યાખ્યા **હસ્તીના** આસમાનો જેઓને ગાથામાં '**ગામ રાન્યો સ્કેરેતીમ**' કહે છે તેની છે જે **અષિશ્રિષ્વ**ની પાસબાની કરી રહે છે. પણ ત્રીજી વ્યાખ્યાના અસ્મને **પઇરિ-વએનોઇથી**=નહિ દેખાય તેવું—નહિ પુગાય તેવું ત્રીજા ફકરામાં કહયું છે તેમ તેને **સ્તેહર પએસંઘહ**=સેતારાનું **મઈન્યુતાશ્તે**=મીનોઈ કારીગરીનું કહયું છે તેને સદરારૂપના વેતરણનું ચળકતું જ્ઞાની અને યોન-રશ્નુ—આરમઇતી સાથે રહેલા મઝદાએ પહેરેલું કહયું છે તે **મીનોઇ** અસ્મ છે, જેને અહુનવર અને અનગ્ર રઓચના મીનોઈ અસ્મો કહે છે, જેઓ અહુરાના કેહર્પ તરીકે છે. આમ અહિંયાં આસ્માનની જુદી જુદી ગતી જણાવી છે, તે બધી ગતીઓ ગુણોને **એકજ** આસ્માનની કહી છે એટલે જુદી જુદી ગતીનાં આસ્માનો જુદા છે પણ તે બધાં એક થયલાં હામો છે. મીનોઈનું **સ્તેહર પએસંઘહ મઇન્યુતાશ્તને**ા સદરો એટલે યઓન, રશ્નુ, આરમઇતી સાથના મઝદાનો સદરો તે મીનોઇ અસ્મ છે. **અષિશ્રિષ્વનો મઈન્યુ સ્તાતો** પાસબાન તે ગામ રાન્યો સ્કેરેતીમ હસ્તીના અસ્મો છે; અને **ઝામને ઘેરતા વીશ**=વસ્ત્ર તરીકેના અસ્મ તે નીસ્તીના છે જે બધાજ **ઉસ્ચ**=મીનોઇ ઉંચાઇએ પુગેલા માટે **રઓક્ષ્નો**=પુર્ણ જ્ઞાનથી ચળકતા, દએવીક ભુલાવા વગરના, **ફ્રાહૅરૅસ્રો**=નસીહત આપનાર-સઝા જઝા આપનાર, **અયંઘહો કેહર્પ**=લોઢાના એટલે સખત પણ ઈનસાફી શીક્ષા કરનાર-શીખવનાર મહેતાજી severe but just task master છે.

**અસ્મનેમ** આસ્માન શબ્દ એકવચનમાં છે જે મીનોઈ આલમના બે અને હસ્તીનાં સાત આસ્માનો અને નીસ્તીનાં ઝરેહોનાં આસ્માનો જેઓ બધા રાદ

(ફુટનોટ ચાલુ).

(પાને ૯ ની ફુટનોટ ચાલુ).

પેવંદમાં છે તે બધાંની હમ થતી હાલત બતાવે છે માટે એકવચનમાં છે. આ બધાં હમ થતાં આસ્માનોની ખાસીઅતો બે રીતની જણાવેલી છે. બીજા ફકરામાં જે વીગત છે તે હસ્તીનાં આસ્માનો અને તેઓ સાથે મળતા નીસ્તીનાં ઝરેહોનાં આસ્માનોની વીગત છે, જ્યારે હેઠળ ત્રીજા ફકરામાં જે ખાસીઅત બતાવી છે તે મીનોઈ આસ્માન જે દાદારના કેહર્પ તરીકે છે તેની બતાવી છે.

ફ. ૨: ૩૮ **ઉસ્ચ**=ઉંચે ઉપારેનું એટલે બુલન્દીની ટોંચે ચઢેલું એટલે એક વખતની દએવીક ગતીમાંથી છુટીને દાદાર લગી પુગેલું-એમ અર્થ થાય. યઝતો જેઓએ પોતાના દ્રવાઓને ગવનો કીધેલો છે તેઓથી ઉચાઇએ પુગતું થયલું-તેઓથી બનાવાયલું.

ફ. ૨: ૩૯ **રઑક્નો** શબ્દ દએવીક ગતીના અજ્ઞાનતા રહીતનો ભેદ બતાવે છે.

ફ. ૨: ૪૦ **ફ્રાહૅરૅઝોમાં હૅરૅસ**=સબક આપીને વધારવાનો મુળ છે.

ફ. ૨: ૪૮ **વીશ**=કપડું-કોટ-ઘેરાવો, **'વે'**=વણવું અથવા **'વી'** આગળ પાછળનો ઘેરાવો ઉપરથી છે. આસ્માનને જમીનનું કપડું કહયું છે એટલે જેમ કપડાથી માનવનો બચાવ છે-દરોસ્તી છે તેમ આસ્માન વગર જમીનનો બચાવ દરોસ્તી નથી એમ કહે છે. એટલે જમીનના બચાવનો કોટબી તે થઇ શકે.

ફ. ૨: ૫૩ **હંદ્રખ્તો**: **હન-હૅરૅજ**=મજબુત બાંધવું-**હરૅઝ** સાંકળ-સાંકળથી બાંધવું-નસીહતરૂપ સાંકળથી બાંધવું ઉપરથી. **હન-દરેઝ** ઉપરથી **અંદર્ઝ** શીખામણ શબ્દ છે. એ શબ્દનો અર્થ નસીહત આપનાર-દોરવનાર-મુસ્તજાબ માંગે ત્યારે આવી પુગનાર તરીકે છે.

ફ. ૨: ૫૫-૫૬ **અયંઘ્હો કૅહ્રૂર્પ**=લોઢાનું કેહર્પ એટલે બુરાઇને છુંદીને ભલી કર્યા વગર છોડે નહિ તેવું સખત ઈનસાફથી કામ કરનાર-**ક્ષથ્રવઈર્યનું** severe but just task master.

ફ. ૨: ૫૭ **ખએનહે**: **'ખન'**=પ્રકાશવું-રાગ કાઢવો ઉપરથી પ્રકાશીત રોશન ગતીનો રાગ-અહુનવરનો રાગ કાઢવો-કાઢનાર (**'ખન'** ઉપરથી **'આનદાન'** શબ્દ છે).

ફ. ૨: ૫૮ **રઑચહિનો**: **'રૂચ'**=પ્રકાશવું-આસપાસ રોશની ફેલાવવી ઉપરથી **રઑચંઘહ** શબ્દ છે. તે ઉપરથી વિશેષણ તરીકેનું **રઓચહિન** છે જેનો ૧/૧ આકાર **રઑચહિનો** છે. રચનો ચળકાટ **રઑખ્શ** જે મીનોઈ કીમીઆ કરી શકે છે-બુરાંને ભલું કરી શકે છે તેવી રોશનીવાળું.

(૩) યિમ્[૬૧] મજ્દાઑ[૬૨] †વસ્તે[૬૩] †વંઘ્હનૅમ્[૬૪] †સ્તેહ્રૂ-પએસંઘ્હૅમ્[૬૫] મઇન્યુ-તાશ્તૅમ્,[૬૬] હચિમ્નો[૬૭] મિથ્રો[૬૮] રશ્નુચ[૬૯] આર્મઇતિચ[૭૦] સ્પેન્તય,[૭૧] યહ્માઇ[૭૨] નોઇત્[૭૩] ચહ્માઇ[૭૪] નએ-મનાંમ્[૭૫] કરન[૭૬] પઇરિ-વએનોઇથે.[૭૭]

(૩) જેને[૬૧] (જે આસ્માનને) ‖ મિથ્ર-મહેર-યઝાત,[૬૮] ‖ રશ્નુ[૬૯] (અને) ‖ વૃદ્ધિ કરતી[૭૧] ‖ આરમઇતી[૭૦] ‖ સાથે જતા[૬૭] ‖ મઝ્દાએ[૬૨] ‖ સેતારાથી બનેલા શણગારાયલા,[૬૫] ‖ મીનોઇ રીતના મીનો યઝતી કારીગરીના[૬૬] ‖ ચળકતા નેકીથી ભરપુર (અશોઇથી ભરપુર) કપડાં-વસ્ત્ર તરીકે[૬૪] ‖ પહેરેલું છે,[૬૩] ‖ જેને માટે[૭૨] (ના) ‖ કોઇ[૭૪] ‖ તરફના બાજુના[૭૫] ‖ કીનારાને[૬૭] ‖ (બે આંખો) જોઇ શકતી[૭૭] ‖ નથી.[૭૩] ‖

(૪) આઓંઘ્હાંમ્[૭૮] રય[૭૯] ખરૅનંઘ્હચ,[૮૦] વીહારએમ્[૮૧] જરથુશ્ત્ર[૮૨] અરૅદ્વીમ સૂરાંમ્[૮૩] અનાહિતાંમ્,[૮૪] ફ્રૅરથૂ-ફ્રાકાંમ્,[૮૫] બએષજ્યાંમ્,[૮૬] વીદએવાંમ્,[૮૭] અહુરો-ત્કએષાંમ્,[૮૮] યેસન્યાંમ્[૮૯] અંઘ્ઉહે[૯૦] અસ્તવઇતે,[૯૧] વહ્મ્યાંમ્[૯૨] અંઘ્ઉહે[૯૩] અસ્તવઇતે.[૯૪] આહૂ-ફ્રાદનાંમ્[૯૫] અષઑનીમ્,[૯૬] વાંથ્વો-ફ્રાદનાંમ્[૯૭] અષઑ-નીમ્,[૯૮] ગએથા-ફ્રાદનાંમ્[૯૯] અષઑનીમ્,[૧૦૦] ખ્ષએતો-ફ્રાદનાંમ્[૧] અષઑનીમ્,[૨] જન્તુ-ફ્રાદનાંમ્[૩] અષઑનીમ્,[૪] દંઘ્હુ-ફ્રાદનાંમ્[૫] અષઑનીમ્.[૬]

---

ફકરો. ૩: શબ્દ ૬૩ વસ્તે=પહેરેલું 'વંઘહ'=પહેરવું-ઢાંકવું-પહેરાવવું ઉપરથી વર્તમાન આત્માને ૩/૧ માં છે.

ફ. ૩: ૬૪ વંઘ્હનૅમ્=વંઘહ ઉપરથી કપડું-નેકી એટલે નેકીનું ભરેલું કપડું.

ફ. ૩: ૬૫ સ્તેહર-પએસંઘ્હૅમ્=સેતારાનું બનેલું-સેતારાની બના-વટમાંથી કાઢેલું-કીધેલું. પએસંઘહ શબ્દ 'પિસ'=આકાર કરવો-વેતરવું-બનાવવું ઉપરથી છે. વંઘહનેમને લાગે છે કેમકે તેઓ બેઉ બીજી વિભકિતમાં છે એટલે સેતારાની બનાવટવાળું કપડું.

ફ. ૩: ૭૫ નએમ નાંમ: નએમ=તરફ બાજુ ૬/૩ માં છે.

ફ. ૩: ૭૭ પઇરિ-વએનોઇથે=શકયાર્થ પરસ્મૈ ત્રીજો પુરૂષ દ્વીવચનમાં છે.

(૪) આ બધી[૭૮] (ફ્રવષિ) ના ‖ મીનોઇ ચળકાટવાળા જ્ઞાન[૭૯] (અને) ‖ મીનોઇ અશોઈવાળા પ્રભાવથી[૮૦] ‖ અએ જરથુશ્ત્ર,[૮૧] ‖ તે બહોળી રીતે વહેતી[૮૫] (જગતની રજેરજના ગુહ્ય આપ તરીકે વહી રહેતી), ‖ દરોસ્તી આપનારી[૮૬] (જીવન માટે જોઇતા સ્થુળ–સુક્ષ્મ આપને આપનારી) ‖ દએવથી જુદી[૮૭] (વી એટલે અજ્ઞાનતાની તુન્દીથી જુદી એટલે રોશન ગતીની આરમઇતીને લગતી), ‖ અહુરાના આઇન–કાયદાવાળી[૮૮] (આખરેબી ફ્રશો–ગર્દ લાવી આપનાર), ‖ હાડમંદ સંકોચાઇને પાછી ઉગતી,[૮૯] ‖ તનોમંદ હયાતીને માટે જગતને માટે[૯૦] ‖ યસ્ન થવા લાયક,[૯૧] (જોતી રાથ્વીની જોડથી થતી ક્રીયામાં કામે લાગતી), ‖ હાડમંદ[૯૪] ‖ તનોમંદ હયાતી માટે જગત માટે[૯૩] ‖ સ્તુતી કરવા લાયક–મદદે બોલાવવા લાયક[૯૨] (એકલા રહીને યશ્ત નીયાયશ્તની રીતે ભણીને મદદ માટે બોલાવવા લાયક), ‖ (ક્રાદો=ખાસ્તરો વીજળીક શકિતઓમાંની) આહૂ–ક્રાદોની શકિતવાળી–શકિત રાખતી[૯૫] ‖ તે અશવન,[૯૬] ‖ (ક્રાદોમાંના) વાંથ્વો–ક્રાદોની શકિતવાળી શકિત રાખતી[૯૭] ‖ તે અશવન,[૯૮] ‖ (ક્રાદોમાંના) ગએથો–ક્રાદોની શકિતવાળી શકિત રાખતી[૯૯] ‖ તે અશવન,[૧૦૦] ‖ (ક્રાદોમાંના) પએતો–ક્રાદોની શકિતવાળી શકિત રાખતી[૧] ‖ તે અષવન,[૨] ‖ (ક્રાદોમાંના) જન્તુ ક્રાદોની શકિતવાળી શકિત રાખતી[૩] ‖ તે અષવન,[૪] ‖ (ક્રાદોમાંના) દંઘહુ–ક્રાદોની શકિતવાળી શકિત રાખતી[૫] ‖ તે અશવન[૬] ‖ (એવી તે અષવન) ગલીચીઓથી મુકિત આપનારી[૮૪] ‖ સુરી બહાદુર અરદવીને[૮૩] ‖ હું ટેકવી રાખું છું[૮૧]. ‖

---

ફૂ. ૪ઃ ૮૫ ક્રાકાંમમાં ક અને અન્થ આગળ ચાલવાનો પંથરાવવાનો મુળ છે

## અરદવીસુરના પાણી–આબ બાબે ક્ષ્નુમીક શરેહ.

પાણી જે સ્થુળ દેખીતું છે જેને વહેતાં ખાક તરીકે કહે છે તે અને તે પાણીમાં જે સુક્ષ્મ આપ છે અને તેની પછીથી બીજું ઓર સુક્ષ્મ આપ છેક ખાથ્રના ગોહરે–મુફ્રરદ અને રવાએ–મુફ્રરદ તરીકે છે તે બધામાં મોટી શકિતઓ પડેલી છે. પાણીમાંના સુક્ષ્મ પાણી જે અનાસરની ગતીના છે તેની શકિતઓ જેઓ ખાસ્તરરૂપ છે તેઓને આહૂ ક્રાદો–વાંથ્વ ક્રાદો–ગએથે ક્રાદો––ક્ષએતો ક્રાદો–દંઘહુ ક્રાદો કહે છે પણ પાણીમાંના સુક્ષ્મ અનાસરી તત્વમાંની અંદર રહેલું ગવ–ચિથ્રનું તત્વ જે યજશ્નેની ક્રીયામાં જાગ્રત થાય છે તે ગવ–ચીથ્રના તત્વની વીજળીક શકિતને જન્તુ–ક્રાદો કહે છે અને એ ઉપરાંતના ખાથ્રરૂપના એટલે નુર–રચના આપ પાણીની વીજળીક ગતીવાળા બીજા ત્રણ ક્રાદો છે. એમ નુરાની–અનાસરી અને ગવ–ચીથ્રના આપને લગતા નવ ક્રાદો. છે જે બધાઓ ક્રીયામાં કામ કરે છે.

(૫) યા[1] વીસ્પનાંમ[2] અરૂષ્નાંમ[3] ખ્શુદ્રાઓ[4] યઓઝ-દદાઇતિ.[5] યા વીસ્પનાંમ[7] હાઇરિષિનાંમ[8] જાંથાઇ[9] ગર્‌વાંન્[10] યઓઝ્દદાઇતિ.[11] યા[12] વીસ્પાઓ[13] હાઇરિષીશ[14] હુજામિતો[15] દદાઇતિ.[16] યા[17] વીસ્પનાંમ[18] હાઇરિષિનાંમ[19] દાઇતીમ[20] રથ્વીમ[21] પએમ[22] અવ-બરઇતિ.[23]

(૫) જે[1] (અરદવી અને તેણીના તે ફ્રાદો) ‖ કુલ[2] ‖ માનવ કે જે એક વખત સાચ્ચો અશવન થશેજ તેની[3] ‖ મનીને[4] ‖ પાકીઝગીની શકિત આપે છે એટલે મનીના નજીસાતમાં જાનની પાકીઝગી મુકી ફરઝંદ ઉભુ કરી શકે છે[5] ‖ જે[6] (અરદવીના ફ્રાદો) ‖ કુલ[7] ‖ જણુ-નારીઓના[8] ‖ જન્મ આપવા માટે[9] (રહેલા) ‖ ગરભસ્થાનને[10] ‖ પાકીઝગીની શકિત આપે છે એટલે ત્યાંની નજીસાતમાં જાનની પાકીઝગી મુકી ફરઝંદ ઉભુ કરે છે.[11] ‖ જે[12] (અરદવીના ફ્રાદો) ‖ બધી[13] ‖ જણુનારીઓને[14] ‖ જન્મ આપવાનું જોમ[15] ‖ આપે છે,[16] ‖ જે[17] (અરદવીના ફ્રાદો) ‖ બધી[18] ‖ જણુનારીઓના[19] (થાનમાં) ‖ કાયદા પ્રમાણે[20] (બુન-ઓકાદ-નેઝાદના કાયદા પ્રમાણે) ‖ વખતસર[21] ‖ દુધ[22] ‖ આણી આપે છે.[23] ‖

---

**ફૂ. ૫ : ૩ અરૂષ્નાંમ:** અર્ષ એટલે સાચ્ચો માણસ એટલે માણસ ભલેને ગમે તેવો આજે હોય પણ એક દીન **ફરશો-ગર્દ**નો થશેજ. એવી આવશ્યકતા-વાળો માણસ હંમેશાં દીકરાવાળોજ હોય. વાંજીઆ માણસ કરતાં દીકરાના બાપને વધુ સવાબવાળો કહેલો છે કેમકે તેનો દીકરો તેને તેની કરણીઓમાંથી સઝા જઝા અપાવીને ખેરદ બંધાવી અપાવશે અને તે દીકરો પોતાનું પુન્ય તે માવતરોને આપી ઘણી જલ્દી ખેરદ અપાવીને પાર પાડશે. પણ વાંજીઆને તેવી તક મળતી નથી. આમ પુત્રનો બાપ **અર્ષનાંમ**નો **એટલે** જલ્દીથી સચ્ચાઇએ પુગી શકવાની આવશ્યકતાવાળો કહેવાય.

**ફૂ. ૫ : ૫ યઓઝ્દદાઈતી :** પાકીઝગી આપે છે. મનીમાં નજીસાત રહે પણ એજ મનીમાં જ્યારે **જાન**નો તત્વ ઉતરે ત્યારે તે **જાન** જે પાક છે તે તે મનીને પાકીઝગી આપીને ફરઝંદને જન્મ અપાવે. માટે **'યઓઝ દદાઈતી'** માં શકિત આપીને **ફરઝંદ** થવાની પાકીઝગીનો અર્થ છે.

**ફૂ. ૫ : ૧૪-૧૯ હાઈરિષીશ** અને **હાઇરિષિનાંમ** એ શબ્દોમાંનો **હાઇરિષીશ** પહેલી કે બીજી વિભકિતનો છે; **હાઇરિષિનાંમ** છઠ્ઠી વિભકિતનો એમાં **હરેક** મની છાંટવી ઉપરથી મની છંટાયલી ઓરતનો અર્થ છે એટલે **ગર્ભવંતી ઓરત**નો અર્થ છે.

(ફુટનોટ ચાલુ).

**(૬) મસિતાંમ[1] દૂરાત્[2] ફ્રસૂતાંમ;[3] યા[4] અસ્તિ[5] અવવઇતિ[6] મસો;[7] યથ[8] વીસ્પાઓ[9] ઇમાઓ[10] આપો[11] યાઓ[12] ઝેમા[13] પઇતિ[14] ફ્રતચન્તિ,[15] યા[16] અમવઇતિ[17] ફ્રતચઇતિ[18] હુકઇર્‌યાત્[19] હચ[20] બરેઝંઘ્રહત્[21] અવિ[22] જરયો[23] વૉઉરૂ-કર્ષેમ.[24]**

(૬) મસમોટી વીસ્તારની બધેબધ વહી રહેલી અરદવીને[1] ‖ દુર લગી[2] (એટલે હસ્તી નીસ્તીની દુરી લગી) પંથરાતી પંથરાયલી (અરદવીને) ‖ આશીશોના ફાયદો આપીને વધારનારી[3] (અરદવીને યાદ કરૂં છું); ‖ જેણી[4] ‖ તેટલી બધી[6] ‖ મોટી તેટલે બધે ઠેકાણે પંથરાયલી[7] ‖ છે[5] ‖ કે જેટલા[8] ‖ બધા[9] ‖ આ[10] ‖ પાણીઓ[11] (નદીઓ છે તે બધી નદીમાં આ અરદવીનો ભેદ શકિત પંથરાયલી છે); ‖ જેઓ[12] (જે બધા પાણીઓ નદીના કે માણુસ કે ચીજોની તનોમંદ વ્યકિતમાં જડ તેમ સ્થુલ સુક્ષ્મ રીતે રહેલાં છે તેઓ) ‖ જમીન ઉપર[13] ‖ બધેબધ સંપુર્ણ રીતે આસપાસથી[14] (ઉપરથી ઉતરીને નીચે) ‖ વહી રહે છે પુગી રહે છે[15] ‖ તેટલી બધી[6] ‖ મોટી[7] (અરદવી છે એટલે તે બધા પાણીઓમાં અરદવીનો ભેદ રહેલો છે-તે બધાનું મુળ તેણીજ છે તે બધાના પાણીઓમાં અરદવીની તલેસમો અસરો છે); ‖ જેણી[16] ‖ હિંમત આપતી હિંમત રાખતી[17] ‖ હુકર્યના[19] ‖ બુરૂજમાંથી[21] ‖ બહાર નીકળીને[20] ‖ વોઉરૂ કષ[24] ‖ દરયા[23] ‖ આસપાસ[22] ‖ વહી રહે છે[18] (હુકર્ય=અનગ્રરઓચના બ્રચક્રના બુરૂજમાંથી હસ્તીમાં જઇને ત્યાંથી નીસ્તીના ઝરેહોમાં જઇને ત્યાંથી નીસ્તીના બધા દખ્યુઓમાંના ગોળાઓ દુન્યાઓમાં વહી રહે છે) ‖ (ઝરેહોની કુદરત જે દરયા મીસાલ છે તે નીસ્તીના દખ્યુના બધા ગોળાઓમાં અને આસપાસ ફરેલી છે. ઝરેહોની અવી=તરફ આસપાસ અરદવી વહે છે એટલે તે બધી દુન્યાઓમાં તે અરદવી અડે છે ઉતરે છે વહે છે એમ થયું. ઝરેહો બધેજ છે. અરદવી તે ઝરેહની આસપાસ છે માટે તે અરદવીગી તે બધેજ ઠેકાણે દુન્યાઓમાં વહે છે). ‖

---

(પાને ૧૩ ની ફુટનોટ ચાલુ).

ફ. ૫ : ૨૦ દાઈતીમ: કાયદાને લગતું એટલે બાપ અને મા એની નસલ પ્રમાણેની નસલ ઉતારે તેવા કાયદેનું લગતું-બુન ઓકાદ ઓદાન શીરને લગતા કાયદાની વજુહી પ્રમાણે. બાપના જેવું વધુ યા કમ ગતીનું.

ફ. ૫ : ૨૧ રથ્વીમ=વખતસર એટલે ગરભ રાખતી બાઇના અમુક મહિનામાંના વખતે

**(૭) યઓજન્તિ[1] વીસ્પો[2] કરનો[3] જરયો[4] વોઉરૂ-કષય,[5] આ[6] વીસ્પો[7] મઇદ્યો[8] યઓજઇતિ.[9] યત્ હીશ અવિ[10] ફ્રતચઇતિ,[11] યત્ હીશ અવિ[12] ફ્રજગરઇતિ[13] અરેદ્વી સૂર[14] અનાહિત.[15] યે્હે[16] હજંઘ્રેમ[17] ઉવઇરયનાંમ,[18] હજંઘ્રેમ[19] ઉઅપધ્ઝારનાંમ.[20] કસચિત્[21] અએષાંમ[22] વઇરયનાંમ,[23] કસચિત્[24] અએષાંમ[25] અપધ્ઝારનાંમ,[26] ચથ્વરેસતેમ[27] અયર્-બરનાંમ[28] હુવસ્પાઇ[29] નઇરે[30] બરેમ્નાઇ.[31]**

(૭) બધા[1] ‖ (એટલે ઉપર કહેલી અરદવી જ્યાં જ્યાં પસરી છે તે બધા) ‖ કીનારાઓ[3] (ઉપર કહેલા જાતજાતના સ્થુળ સુક્ષ્મ પાણીઓ જયાંબી હોય તે પાણીઓના દોરાનો–હસ્તીમાં હોય કે નીસ્તીની જમીનમાં હોય કે વ્યકિતઓના તનોમાં હોય તે બધા પાણીઓના દોરાનો–કીનારાઓ) ‖ વોઉરૂકષના[5] ‖ દરયાને[4] ( વોઉરૂકષમાજ નીસ્તીની સૃષ્ટી છે અને તે વોઉરૂકષ વળી નીસ્તીની રજેરજમાં પસરેલોજ છે અને રજેરજનો ઘેરાવો કરે છે તેવા તે વોઉરૂકષ દરયાને) ‖ મળે છે–તેની સાથે જોડાય છે[9] ‖ તે[6] ‖ બધુ[7] (એટલે ઉપર કહેલા પાણીઓના દોરાનો–કિનારાઓ–મોક્ષે લઇ જવાની સફાઇ આપતી ગતીના પાણીઓ) ‖ મધ્યને[8] ( વોઉરૂ કષનું મધ્ય જે રાહેરાસ્તી દેખાડતી પતમાનની ગતી છે તેને) ‖ મળે છે–સાથે જોડાય છે[9] (એટલે અરદવીના પાણીઓ વોઉરૂ કષના મધ્યને મલી–વોઉરૂ કષની કુદરતને નીસ્તી ગેતીને રચીને મોક્ષ લઇ જવા મદદ કરવા માટે છે). ‖ **યતહીશ**=જયાંબી **અવી** તે દરયાને ઘેરતી[10] ‖ નીરમળ પાક–બદીઓથી નીરાળી[15] ‖ સુરી અરદવી[14] ‖ ઉપરથી નીચે ઉતરી રહે છે જમીનને અડી રહે છે[11] ‖ **યતહીશ**[8] ‖ ત્યાંથી **અવી** બધેબધ તેને તે દરયાને વોઉરૂ કષની તે શકિતને પેદા કરવાની–મોક્ષ લઇ જવાની તે વોઉરૂ કષની ગતીને[12] ‖ આગળ ચલાવે છે[13]–(ટકવો આપીને તે દરયાની કુદરતના મહાન કામને–સૃષ્ટી રચીને મોક્ષે લઇ જવાના કામને ટેકવીને વધારે છે); ‖ જેના[16] (જે અરદવીના) ‖ વરોમાંના–તલેસમાતીક ઘેરાવાઓમાંના[18] ‖ હઝાર[17] (વર છે નદી છે) ‖ વરોની ઉભરાતી ગતીઓના–વરોની તલેસમોની ખીશકારીઓના એટલે વરોની નદીના નાળાઓમાંના[20] ‖ હઝાર[19] (નાળા–ખીશકારીઓના કેહર્પો છે) ‖

---

ફુ. ૭ : ૧૮–૨૦ : **વઇરિયનાંમ અપધ્ઝારનાંમ** અહિંયા અરદવીના **વર** અને **અપધ્ઝાર** કહયા છે તેઓ આવાં યઝતના ૧૦૦૧ સ્તોતીક ગતીના નાળાઓ જેઓ જગત ઉપર નીસ્વી ઉપર ઉતરી રહે છે તેઓનો અલંકાર બતાવે છે.

તે બધા[૨૨] || વરોમાંની નદીઓમાંની[૨૩] || કોઇ એકને,[૨૪] || તે બધા[૨૫] || વરોની ઉભરાતી ગતીઓ ખીશકારીના કેહર્પો–નદીઓના નાળાઓમાંના[૨૬] || કોઇ એકને[૨૪] || (પુગવા તેઓનો લાભ લેવા માટેનો અમલ કરવા એટલે તેઓને પસાર કરવા ) || તેજ ગતીવાળા ઘોડાને એટલે અમલ કરવાની શકિતરૂપના ઘોડાને[૨૯] || ચલાવતા–તાબે રાખતા–સ્વારી કરતા[૩૧] || નરને[૩૦] || (એક પુર્ણ અમલદાર અશવનને ) || અયરે–બરનાંમ=અયરને એટલે દીવસ રાત્રીના ૨૪ કલાકને બરનાંમ પકડી રાખવાના કામે લગાડવાને. એટલે ૨૪ કલાક લગી રાતો દીન લગી કામ કરવાના[૨૮] || ચાલીશ[૨૭] ( અયર= દીન રાત્રીઓ જોઇએ). ||

**( ૮ ) અંધ્રહાઑસ્ચ[૧] મે[૨] અએવંધ્રહાઓ[૩] આપો[૪] અપધ્જારો[૫] વીજસાઇતિ,[૬] વીસ્પાઇશ[૭] અવિ[૮] કરૂષ્વાન્[૯] યાઇશ[૧૦] હ્પ્ત.[૧૧] અંધ્રહાઑસ્ચ[૧૨] મે[૧૩] અએવંધ્રહાઓ[૧૪] આપો[૧૫] હમથ[૧૬] અવ–બરઇતિ[૧૭] હામિનૅમ્ચ[૧૮] જયનૅમ્ચ.[૧૯] હુ[૨૦] મે[૨૧] આપો[૨૨] યઑઝ્દદાઇતિ,[૨૩] હુ[૨૦] અરૂષ્નાંમ્[૨૪] ખ્શુદ્રાઑ,[૨૫] હુ[૨૦] ખ્શથ્રિનાંમ્[૨૬] ગરૅવાંન્,[૨૭] હુ[૨૦] ખ્શથ્રિનાંમ્[૨૮] પએમ.[૨૯]**

(૮) આ[૧] || મારી[૨] (૧૦૦૧માંના) || એક એક[૩] || પાણીઓના એટલે તલેસમાતીક વરના કેહર્પોના[૪] || નાળાઓ–ફેરદાર રૂપ પરિણામો[૫] (૧૦૦૧ નાળાઓની ખીશકારીઓના કેહર્પો ) || બધા[૭] || કેશવરો[૯] || જેઓ[૧૦] || સાત[૧૧] ( છે ) || તે બધાની[૭] || આસપાસ[૮] || ફરીવળે છે;[૬] || આ બધા[૧૨] || મારા[૧૩] ( ૧૦૦૧ માંના ) || એક એક[૧૪] || પાણીઓના એટલે તલેસમાતીક વરોના પાણીઓ–આશીશો–અસર રોશનીના પ્રકારો[૧૫] || એક સરખી રીત[૧૬] || ઉનાળામાં[૧૮] || શીયાળામાં[૧૯] || ( એટલે ગેતી નીસ્તીના દરેકે દરેક સુખ દુખના ભોગવટાઓ વખતે એટલે ગાહમ્બારોની કુદરતી ઉજવાતી ગતીઓના દરેક વખતે ) || ફળ આપ્યા કરે છે–પોશણુની ગતીઓ પુરી પાડયા કરે છે;[૧૭] || તે[૨૦] || મારા[૨૧] || પાણીઓ આશીશો–અસર રોશનીઓ[૨૨] || માણુસો જેઓ મોક્ષે પુગવા જેવા થયલા તેઓના[૨૪] || ભુનોને[૨૫] || પવિત્રાઇ આપે છે એટલે જાનની ગતી આપી ફરઝંદ થાય તેમ કરે છે;[૨૩] || તે[૨૦] (પાણીઓ આશીશો ) || માતાઓના[૨૬] || ગર્ભસ્થાનને[૨૭] || પવિત્રાઇ આપે છે એટલે જાનની ગતી આપીને ફરઝંદ થાય તેમ કરે છે;[૨૩] || તે[૨૦] (પાણીઓ) || માતાઓના[૨૮] || દુધને[૨૯] || પવિત્રાઇ આપે છે એટલે જાનની ગતી આપીને ટકાવદાર કહે છે[૨૩] ||

(૯) આઑધ્નહાંમ[૧] રય[૨] ખરૅનંઘ્નહચ,[૩] વીહારએમ[૩] જરથુશ્ત્ર[૫] ઝાંમ[૬] †પૅરૅથ્વીમ[૭] †અહુરદ્દાતાંમ,[૮] યાંમ[૯] †મસીમ્ચ[૧૦] પથનાંમ્ચ,[૧૧] યા[૧૨] બરૅથ્રિ[૧૩] પરઑશ[૧૪] સ્રીરહે,[૧૫] યા[૧૬] વીસ્પૅમ[૧૭] અહૂમ[૧૮] અસ્તવન્તૅમ[૧૯] બરઇતિ,[૨૦] જીુમ્ચ[૨૧] ઇરિસ્તૅમ્ચ,[૨૨] ગરયસ્ચ[૨૩] યોઇ[૨૪] બૅરૅજન્તો[૨૫] પૅાઉરૂ-વાસ્ત્રાઓઘ્નહો[૨૬] આફૅન્તો.[૨૭]

(૯) આ બધી[૧] (ફ્રવષિ)ના ‖ અંતર જ્ઞાનના ચળકાટથી[૨] ‖ આશીશોની બરકકતથી[૩] ‖ અએ જરથુસ્ત્ર[૫] ‖ અહુરદાતની મોક્ષ પુગાડવાની કાયદાવાળી[૮] ‖ પહોળી વિસ્તારવાળી[૭] ‖ ધરતી[૬] ‖ જે[૯] ‖ મસમોટી[૧૦] ‖ પથોવાળી-ધણીવાળી અને વર્ણોના એતેકાદોની દીનોવાળી[૧૧] (છે તે પૃથ્વીને) ‖ ટકાવી રાખું છુ[૪] ‖ જેણી[૧૨] (જે પૃથ્વી) ‖ શ્રેષ્ટ ગતી આપતી[૧૫] ‖ પુર્ણતાની ધણાપણાની એટલે તનોમંદ હાલતને જીવડાવી પાર પાડતી નેઆમતો આપનારી[૧૪] ‖ માતા[૧૩] (છે) ‖ જે[૧૬] (પૃથ્વી) ‖ બધી[૧૭] ‖ હાડમંદ[૧૯] ‖ તનોમંદ હયાતીને[૧૮] (જગતને અને તે માંહેલી વ્યક્તિઓને) ‖ ધરી રાખે છે[૨] ‖ જીવતાઓને[૨૧] ‖ ગુજરેલાઓને તેમજ[૨૨] ‖ પહાડો[૨૩] ‖ જેઓ[૨૪] ‖ ઉંચા[૨૫] (છે) ‖ ઘાસચારો વિગેરે સામગ્રીવાળા[૨૬] ‖ પુષ્કળ પાણી રાખતા[૨૭] ‖ રહયા છે[૨૦] (તેઓને) ‖ ધરી રાખે છે.[૧૩] ‖

(૧૦) યેંઘ્નહાઓ[૨૮] પઇતિ[૨૯] ફ્રેથ્રઑતો-સ્તાચો[૩૦] આપો[૩૧] તચિન્તિ[૩૨] ફ્રેનાવયાઓ;[૩૩] યેંઘ્નહાઓ[૩૪] પઇતિ[૩૫] પૅાઉરૂ-સરૅદ્દાઓ[૩૬] ઝૅમાદ[૩૭] ઉજીુખ્શ્યઇન્તિ[૩૮] ઉર્વરાઓ,[૩૯] થ્રાથ્રાઇ[૪૦] પસ્વાઓ[૪૧] વીરયાઓ,[૪૨] થ્રાથ્રાઇ[૪૩] અઇર્યનાંમ[૪૪] દખ્યુનાંમ,[૪૫] થ્રાથ્રાઇ[૪૬] ગેઉશ[૪૭] પન્ચો-હયયાઑ,[૪૮] અવંઘ્નહે[૪૯] નરાંમ[૫૦] અષઑનાંમ.[૫૧]

---

ફ. ૯ : ૭-૮-૧૦ : **પેરેથ્વીમ-અહુરદાતાંમ-મસીમચ**=ઝામ ધરતીનો વિસ્તાર નીસ્તીમાં દરયાવના ટીપાંના અબજમા ભાગથીબી અતી નાનો છે. પણ અહિંયાં તો ઝામને **મસીમ્ચ**=મોટી અને **પેરેથ્વીમ**=પહોળી તેમ વળી **ઇરીસ્ત**=ગુજરેલાનેબી રાખનારી કહે છે એટલે ઘણી મોટી કહી છે. ઉપર કહેલી દરયાવનાં ટીપાંના અબજમાંના ભાગથીબી નાની ધરતીને **ફુજ્જો-હેમાન** કહે છે કે જેની આપણને માહેતી છે. પણ **ઝામ** જે અહુરદાતની છે એટલે મુકિતના કાયદાની જરથોસ્તી દાતની છે તેને તો **ગરો-દેમાન** કહે છે જેની પહોળાઈ છેક ચીનવતનીબી ઉપરના આતશી દખ્યુ લગીની છે. આવી ગરો દ્માનની ઝામ ઇરીસ્તને એટલે ગેતીને હંમેશના છોડી દેનારને રાખે છે. આવી મતલબની ઝામ **સ્રીર** છે એટલે ખુબસુરત દાદારની લેહ આપનારી અને **પરઑશ**=નેઆમતોથી ભરપુર છે. અહિંયા ત્યારે **ઝામ** જે ગરોદ્માન લગીનું છે તેનો ભેદ આવેલો છે.

(૧૦) જે[28] (ધરતી) ‖ ઉપર[29] ‖ વહેતા ઝરેહોના[30] ‖ વહેતી નદીઓના[33] ‖ પાણીઓ[31] ‖ વહી રહે છે; ધરતીની અંદરથી બહાર આવી ધરતીને અડીને વહી રહે છે.[32] ‖ જે[34] (ધરતી) ‖ ઉપર[35] ‖ પુષ્કળ જાતના[36] ‖ ઓરવરો-ઝાડપાનો[39] ‖ પસુના[41] (બુલન્દ આકેબતે પુગી રહેલા જાનવરો જેઓના રૂવાનો પોતાના માનવ રૂવાનને મળવા તે માનવ સાથે બંધાયલા રહે છે તેવા તે પસુના અને તેઓને લગતા ઉપર કહેલા) ‖ પુર મનશનીવાલા પુર હિંમતના નરો જેઓને વીર કહે છે તે વીરોના[42] (એટલે પસુ-વીર જેઓના રૂવાનો અહુરદાતને જોરે કુદરતી રીતે સાથેજ જોડાયલા માટે મુક્તિએ પુગેલા એકએકમાં મળવાની વાર જોતા ઉભેલા છે તેઓના) ‖ પોષણ માટે[40] ‖ નમનતાઇવાળા આરમઇતીના ગુણોવાળા આર્યન[44] ‖ દેશોના[45] ‖ (અન્ય દેશો જેઓ આવે બુલન્દ દરજ્જે જશેજ તેઓના) ‖ પોષણ માટે[43] ‖ પાંચ ધાટ અને જાતની[48] ‖ ગવની પેદાયશોના[47] ‖ (બધી પેદાશો જે આવે બુલન્દ દરજ્જે પુગવા પેદા પડે છે તેઓનાં) ‖ પોષણ માટે[46] ‖ અશોઇવાળા[51] ‖ નરોની[50] (માણસો આવે બુલન્દ દરજ્જે જવાજ થયલા છે તેઓની) ‖ મદદ ટેકા માટે[49] ‖ જમીનમાંથી[37] ‖ ઉગે છે[38] ‖ (અહિંયા ધરતીમાંથી ઉરવરને ગવની ગતીવાળી પેદાશ જેવી કે પસુવીર માટે, અર્યનમ વએજ જેમાં નેકી છે તે દેશ માટે-પાંચ ધાટની ગવની ગતી રાખતી વસ્તી માટે ઉગતી જણાવી છે. ખરફસ્તરોને માટે ઉગતી જણાવી નથી. કેમકે ઉરવર એટલે ભલાઇ આશીશોવાળો ખોરાક કે જે દરેક ગવની ગતીને લગતા રૂવાનોનાં અંશોને પોતપોતાને લગતા રૂવાનોમાં ખોરાક મારફતે આણે છે જે ખોરાક ખએત્વદથીના કામવાળો ગણાય છે તેની અહિંયા નોંધ છે. સાધારણ ખોરાક કે જે દરેક જણ ખાય છે તેની અહિંયાં વાત નથી. ધરતી કે જે અહુરદાતને લગતી છે તેમાંથી ઉરવર નીકળે તે જે કોઇ ખાએ તેથી તે ખાનારને ત્રીકાળી જ્ઞાન થાય. આવા માંથ્ર સ્પેન્તથી ભરપુર ઉરવર ત્યારે ખરફસ્ત્રો માટે નથી. અહિંયાં અહુરદાતની પહોળી છેક નીરતીએ-અવ્વલ લગી પુગેલી ઝામની બલીહારી બતાવેલી છે કેમકે તે ઝામ ફ્રવષિથી સીદ્ધી મદદ મેળવે છે એમ કહયું છે. આવી ઝામ નીરતીનો મોટો ભાગ રોકે છે જેનો ત્યારે ભાર ઘણો હોય જેને ફ્રવષિની મદદથી ટેકવી રાખે છે. એમ અહિંયા ફ્રવષિની બલીહારી બતાવી છે). ‖

---

ફ. ૧૦ : ૩૦ થ્રઑતો-સ્તાચો=વહેતા ઝરાહોના. થ્રઓત શબ્દમાં થ્રુ-થ્રા=આબાદ કરવાનો અર્થ છે.

ફ. ૧૦ : ૩૩ નાવયાઓ આ શબ્દ સ્નાવયાઓ ઉપરથી છે જેમાં સ્ના=વહેવાનો અર્થ છે.

(૧૧) આઓંધ્રહાંમ[52] રય[53] ખરૅનંધ્રહચ[54] વીહારએમ[55] જરથુશ્ત્ર[56] અર્જૅમ[57] બઈરિશ્વ[58] પુથ્રે[59] *પઇતિ–વૅરૅતે[60] અપરઇરિ-થિન્તો[61] આદાતાત્[62] *વીદાતઍાત્,[63] *વ્યાહુવ[64] ઉર્વંતયએમ[65] અસ્તિચ[66] ગર્ઍાનચ,[67] દ્રૅવ્દ્રચ[68] ઉરુથ્વાંસ્ચ,[69] પઇદિયાઍાસ્ચ,[70] ફ્રવાખ્શસ્ચ.[71]

(૧૧) તે બધી[52] (ફ્રવષિ)ના ‖ અંતર જ્ઞાનના ચળકાટથી[53] ‖ આશીશોના જલવાથી[54] ‖ એ જરથુશ્ત્ર[55] ‖ હુ[56] ‖ બચ્ચાને[59] ‖ માઓમાં[58] (ગર્ભસ્થાનમાં) ‖ કુદરતી કાયદા જે અહુનવઇર્ય પ્રમાણેના જગત રચના માટેના છે તે કાયદાને નહિં માનનાર તેઓને તોડનાર દએવ વીદાતુ તરફથી[63] ‖ ગેર કાયદે થતી રીતીઓથી એટલે કાયદા તોડવાના પ્રયાસોથી હોમલાથી[62] ‖ બચ્ચાને ગર્ભોને[59] ‖ બચેલા[60] (હોમલાને પાછો હઠાવી હદ કરાવીને બચેલા) ‖ નહિ મરણ પામતા[61] ‖ ટકવી રાખું છુ[55] ‖ તેમાં પસરેલી કુદરતથી[64] ‖ હાડને[65] ‖ આકારોને એટલે માસ હાડ અંગો–વિગેરેના ઘાટોને અનાસરોની જાતને[67] ‖ સ્નાયુ ચામડી[68] ‖ આંતરડાઓ[69] ‖ પગ[70] ‖ યોનીને લગતા ભાગોને[71] ‖ ખીલવી રહું છું.[55] ‖

(૧૨) યેઇદિ[72] જી[73] મે[74] નોઇત્[75] દધ્દીત્[76] ઉપસ્તાંમ્[77] ઉગ્રાઍા[78] અષાઉનાંમ્[79] ફ્રવષયો,[80] નોઇત્[81] મે[82] ઇદ[83] આઍાં-ધ્રહાતૅમ[84] પસ્વીર,[85] યા[86] સ્તો[87] સરૅદનાંમ[88] વહિશ્ત,[89] દ્રુજો[90] અઍાગરે,[91] દ્રુજો[92] ખ્ષથ્રૅમ,[93] દ્રુજો[94] અસ્તવાઍા[95] અંધ્રહુઉશ[96] આઍાંધ્રહાત્.[97]

(૧૨) અગર જો[72] ‖ ખરેખરજ[73] ‖ યઝતોની અશોઇ સાથની[76] ‖

ફ. ૧૧: ૬૦ પઇતિ–વૅરૅતે=પાછા હઠાવીને; એ શબ્દ પઇતિ–વર એટલે પાછું હઠાવવું–બચાવવું ઉપરથી ભુત કૃદંતમાં છે.

ફ. ૧૧ : ૬૩ વીદાતાઍત્=વી=દુર અને દાત=કાયદાઓ–કાયદાઓને તરછોડનાર દેવ જેને દએવવીદાતુ કહે છે તેનાથી. નીસ્તીના રૂવાનોને લાગેલી કચાસ અજ્ઞાનતાને દએવવીદાતુ કહે છે.

ફ. ૧૧ : ૬૪ વ્યાહુવ=આ બોલના અર્થ માટે બે મત છે. વી અને આહવ તરીકે લેવાય. આહવ દર્શક સર્વનામ નારી જાતી ૭/૩ એટલે તેઓમાં; અને વી એટલે આરપાર પસરી જવું–પસરી જતી કુદરત. ગાથા હા. ૨૯–૬ માંના વ્યાનયા શબ્દમાંના વી જેવો અર્થ લઇ શકાય. તે બચ્ચામાં બધેબધ ફેલાયલી કુદરતથી એમ અર્થ થાય.

હિંમતનો ઝરોહ જારી કરનારી નીભંય ગાલેબ[78] ॥ ફ્રવષિઓએ[80] ॥ મારે માટે[74] ॥ મદદ પાએદારી[77] ॥ નહિ[75] ॥ આપતે[76] (તો) ॥ અહિંયા ગેતીમાં[83] ॥ મારા[82] ॥ પસુઓ વીરો[85] (ગોસપંદી ગતીના ભલી મનશ્નીના સાથે જોડાયલા માનવ અને હેવાનો) ॥ જેઓ[86] ॥ ઉત્તમ[89] ॥ વર્ણના[88] (બરજીશી વર્ણના) ॥ છે હયાત છે[87] ॥ તેઓ વૃદ્ધિકારક હયાતિ કાઢતે[79] ॥ નહિ[80] ॥ (ફ્રવષિની અંદરની આરમઇતીની અસરથી તેઓ ગવની ગતીના ગોસ્પંદ તરીકે છે, નહિ તો તેઓ ખરફ્રસ્ત્ર થતે, બધાજ ખરફ્રસ્ત્રોજ હતે, કોઇબી ભલો વૃદ્ધિનો આરમતીવાળો ગવની ગતીનો હતેજ નહિ માટે કહે છે કે) ॥ ફુજનુ[90] (તરોમઇતીનું) ॥ કુવ્વત[91] (તે બધામાં) ॥ હતે[97] ॥ ફુજનુ[92] (તરોમઇતીનું) ॥ જોર હકુમત[93] (તે બધામાં) ॥ હતે[97] ॥ ફુજની[94] (તરોમઇતીની) ॥ હાડમંદ[95] ॥ હયાતી[96] (બધીજ કુલ્લે કુલ) ॥ હતે[97] ॥

**(૧૩) ની[98] અન્તરૅ[99] જાંમ[100] અસ્મનૅમ્ચ[1] †ફ્રુજાઓ[2] †મનિવાઓ[3] હજદ્દયાત;[4] ની[5] અન્તરૅ[6] જાંમ[7] અસ્મનૅમ્ચ,[8] ફ્રુજાઓ[9] મનિવાઓ[10] વઑન્યાત;[11] નોઇત[12] પસ્ચએત[13] વનો[14]-વન્તાઇ[15] ઉપ-દયાત[16] અંઘ્રો મઈન્યુશ[17] સ્પૅન્તાઇ મઇન્યવે.[18]**

(૧૩) જમીન[100] ॥ આસમાનની[1] ॥ વચમાં[99] ॥ બે મીનોઓમાંના[3] ॥ ફુજને લગતી તરોમઇતી[2] ॥ હોમલો કરી સત્તા છીનવી લેતે[98-4] ॥ જમીન[7] ॥ આસમાનના[8] ॥ વચમાં[6] ॥ બે મીનોમાંના[10] ॥ ફુજને લગતા તરોમઇતી[9] ॥ ફાવી જતે[11-5] ॥ કે જે પછીથા[13] ॥ અન્ગ્રમઇન્યુ-દુખ લાવનાર મીનો ઘટતીનો મીનો[17] ॥ પ્યાર મોહબત શાંતીને દુખના વિયોગ ઉપર જીત અપાવનાર[14] ॥ સ્પેનામીનને-વૃદ્ધિના મીનોને[18] ॥ તાબે થતે[16] ॥ નહિં.[12] ॥

**(૧૪) આઓંઘ્રહાંમ[19] રય[20] ખરૅનઘ્રહચ,[21] આપો[22] તચિન્તિ[23] ફ્રાતત-ચરૅતો,[24] *ખાઓ[25] પઇતિ[26] *અક્ઞજયમ્નાઓ;[27] આઓંઘ્રહાંમ[28] રય[29] ખરૅનંઘ્રહચ,[30] જૅમાદ[31] ઉજ્જુખ્શ્યેઇન્તિ[32] ઉર્વરાઓ,[33] ખાઓ[34] પઠતિ[35] અક્ઞજયમ્નાઓ;[36] આઓંઘ્રહાંમ[37] રય[38] ખરૅનંઘ્રહચ,[39] વાતો[40] વાઓન્તિ[41] દુન્મો-કુતો,[42] ખાઓ[43] પઠતિ[44] અક્ઞજયમ્નાઓ.[45]**

---

ફ્ર. ૧૩ : ૨ ફ્રુજાઓ=ફુજને લગતી ખાસીયત નામે '**તરોમઇતી**' નાશની વૃત્તી.

ફ્ર. ૧૩ : ૩ **મનિવાઓ**=મઈન્યુનો છઠ્ઠી દ્વી વચનનો આકાર છે; બે મીનોમાંનો એમ અર્થ થાય.

(૧૪) તે બધી[૧૯] (યઝતી ફ્રવષિ)ના ‖ અંતર જ્ઞાનના ચળકાતથી[૨૦] ‖ ખરેનોના આશીશોથી[૨૧] ‖ વૃદ્ધિમાં આગળ ચાલતા વહેતા[૨૪] ‖ પાણીઓ[૨૨] (માફક સડસડાત મુકિત તરફ જતી સૃષ્ટી) ‖ અખુટ નહિ મપાએ તેવા[૨૩] ‖ મુળ[૨૫] (દાદારના કેહપ઼ રૂપના મીનોઇ આસમાન) ‖ તરફ[૨૬] ‖ વહી રહે છે–ચાલી રહે છે;[૨૭] ‖ તે બધી[૨૮] (યઝતી ફ્રવષિ)ના ‖ રયના પ્રકાશથી[૨૯] ‖ ખરેના આશીશોના પ્રભાવથી[૩૦] ‖ ઉરવરો[૩૩] (આશીશો રાખતી વ્યકતીઓ જેવી કે ઝાડપાનો વીગેરે) ‖ અખુટ નહિ મપાએ તેવા[૩૬] ‖ મુળ[૩૪] (દાદારના કેહપ઼ રૂપના મીનોઇ આસમાન) ‖ તરફ[૩૫] (જવા) ‖ જમીનમાંથી[૩૧] ‖ આબાદી નેકી ગાહમ્બારોનો જલવો બહાર કાઢી રહે છે;[૩૨] ‖ તે બધી[૩૭] (યઝતી ફ્રવષિ)ના ‖ રયના પ્રકાશથી[૩૮] ‖ ખરેનોના આશીશોથી[૩૯] ‖ અખુટ નહિ મપાએ તેવા[૪૫] ‖ મુળ[૪૩] (મીનોઇ અરમ) ‖ તરફ[૪૪] (જવા) ‖ પવન[૪૦] (મીનોઇ અધીકાર જે ભલા તેમ બુરાને સઝ-જઝા આપે છે તે) ‖ (એટલે જગતમાંની સામસામી દુઇનો જલ્વો તેની ભલી આકેબત) ‖ વાદળાંને[૪૨] (ભલા બુરા મુબારોને નેકી તરફ ઘસડી લઇ જતો) ‖ ફુકી રહે છે–વાઈ રહે છે–જઇ રહે છે.[૪૧] ‖

---

ફ઼. ૧૪ : ૨૫-૨૭–**ખાઓ અક્રજ્યમ્નાઓ** : અના માંથ્વાઓ એટલે સમજની પેલી મેરના, સમજ શકિત જ્યાં આંધલી છે તેવા અહૂના અખુટ દરયાવમાંથી જે સોપર મહેલો વિસ્તાર નીકળે છે તેને **ખાઓ અક્રજ્યમ્ન** કહે છે જેમાં **યવએચ યવેતાઇતેના** સાત કાળ લગી પુગે તેવો વિસ્તાર છે, જેમાં આતરે ક્ષએતાનની ગતી શકિત છે, જેમાં નીરૂ ખદાતની કુદરત છે, જેની ઉપર તે અહૂ અહુનવઇર્યને જાહેર કરે છે–**પઓઉર્વ** ફ્રવષિને જાહેર કરે છે–સ્તઓત યસ્નને કાઢે છે અને તે સ્તોત યસ્નમાંથી દ્રવાઓ સાથના ઉરવનને એટલે અહૂને પુરી રીતે નહિ પીછાણનાર ઉરવાનને અને તે અહૂને પીછાણનાર બઓદને કાઢે છે અને તે દ્રવાઓવાળા ઉરવાનની મુકિત માટે–તેને બઓદ જેવો બનાવવા માટે તે ખાઓ ઉપર મીનોઇ આસમાન બનાવીને જગતને રચે છે કે જેથી જગત પાછી તે ખાઓ તરફ જઇ અહૂને મળે. આમ સૃષ્ટીનું દુરનું છેલ્લું અને દાદારમાં મેળવે તેવું મુળ તે આ ખાઓ અક્રજ્યમ્ન છે. નવમાં મીનોઈ હોનવરના અને આઠમાં **અનઘ્ર રઓચના** અસ્મ તરીકે છે કે જ્યાં બધાંનો છેડો આવશે એટલે તે ખાઓ તરફ જઇને અહૂને મળશે. આ મતલબે અહિંયા પાણી વહે તેમ મુકિત તરફ ચાલી રહેલી સૃષ્ટીને અને તે માંહેલી ઉરવર અને વાતની શકિતઓને ખાઓ **અક્રજ્યમ્ન** તરફ જતી ચીતારેલી છે. આવી કુલ્યાતી મુકિત જે થઇ રહે છે તેનો કરતા તે સાહેબ છે કે જેને માંથ્ર સ્પેન્તના રૂવાન તરીકે પાછળથી ઓળખાવે છે. આવુ કામ તે રૂવાન ફ્રવષિની મદદ વગર એટલે તે મોટા અહૂના તાબેદાર થયાં વગર કરી શકશે નહિ તેનો ગુહ્ય ચીતાર આપે છે તેનો વધુ ભેદ નીચે જોતાં જઈશું.

**(૧૫) આઓંધ્રહાંમ્[४९] રયો[५०] ખરૅનંઘ્રહચ,[४८] હાઠરિષીશ[४९] ‡પુથ્રે[५०] ‡વૅરૅન્વઇન્તિ;[५१] આઓંઘ્રહાંમ્[५२] રય[५३] ખરૅનંઘ્રહચ,[५४] ‡હુજા-મિતો[५५] જીજનૅન્તિ;[५६] આઓંઘ્રહાંમ્[५७] રય[५८] ખરૅનંઘ્રહચ,[५९] યત્[६०] બવઇન્તિ[६१] ‡હચત્-પુથ્રાઓ.[६२]**

(૧૫) તે બધી[४९] (ફ્રવષિ)ના ‖ રયના પ્રકાશ[४७] (અને) ‖ ખોરેહના આશીશરૂપ પ્રભાવથી[४८] ‖ જણનારી ઓરતો[४९] ‖ બચ્ચાંના ગર્ભ[५०] ‖ હમેલ રાખે છે;[५१] ‖ તે બધી[५२] (યઝતી ફ્રવષિ)ના ‖ રયના પ્રકાશ[५३] (અને) ‖ ખોરેહના આશીશરૂપ પ્રભાવથી[५४] ‖ આસાન પ્રસુતિમાં[५५] (easy child birth)માં ‖ બચ્ચાં જણે છે;[५६] ‖ તે બધી[५७] (યઝતી ફ્રવષી)ના ‖ રયના પ્રકાશ[५८] (અને) ‖ ખોરેહના આશીશોરૂપ પ્રભાવથી[५९] ‖ એમ ત્યારે એવી રીતે[६०] ‖ ફરઝંદો પામેલી[६२] ‖ તેણીઓ થાએ છે.[६१] ‖

**(૧૬) આઓંઘ્રહાંમ્[६३] રય[६४] ખરૅનંઘ્રહચ,[६५] ઉસ્[६६] ના[६७] જયેઇતિ[६८] વ્યાખનો[६९] વ્યાખ્મોહુ[७०] ગુષયત્-ઉખ્ઝ્દો[७१] યો[७२] બવઇતિ[७३] §ખ્રતુ-કાતો;[७४] યો[७५] §નાઇદ્યાઓંઘ્રહો[७६] §ગઓંતૅમહે[७७] પરો-યાઓ[७८] પરૂશ્તોઇત્[७९] અવાઇતિ.[८०] આઓંઘ્રહાંમ્[८१] રય[८२] ખરૅનંઘ્રહચ,[८३] હુવરૅ[८४] અવ[८५] પથ[८६] અએઇતિ;[८७] આઓંઘ્રહાંમ્[८८] રય[८९] ખરૅનંઘ્રહચ,[९०] માઓ[९१] અવ[९२] પથ[९३] અએઇતિ;[९४] આઓંઘ્રહાંમ્[९५] રય[९६] ખરૅનંઘ્રહચ,[९७] સ્તારો[९८] અવ[९९] પથ[१००] યેઇન્તિ.[१]**

(૧૬) આ[६३] (યઝતી ફ્રવષિ)ના ‖ રયના પ્રકાશથી[६४] (અને)

---

ફ્. ૧૫ : ૫૦ **પુથ્રે**=ગર્ભ ૨/૩ માં છે.

ફ્. ૧૫: ૫૧ **વૅરૅન્વઇન્તિ**=હમેલ રાખે છે **વેરેન**=હમેલ અને **વઇન્તિ**=વન ફતેહમંદ થવું-ચાહવું; હમેલમાં ફતેહમંદ થાય એટલે હમેલ રાખે.

ફ્. ૧૫ : ૫૫ **હુજામિતો**=આસાન જન્મ આપવામાં-પ્રસુતિમાં; એ શબ્દ **ઝામી** એટલે બચ્ચાનો જન્મ કે જેમાં ઝન (જનમવું)+મિ એવા બે આકારો છે તે ઉપરથી થયલા **હુઝામિ** શબ્દ ઉપરથી છે. **હુઝામિ**માં **હુ**=આસાન ઝન જનમ આપવો એવા આકારો છે આસાનીથી જન્મ આપવો; **હુઝામિતો** શબ્દ બચ્ચાંને જન્મ આપવાના **હુઝામિ**નો ૭/૧ નો આકાર છે.

ફ્. ૧૫ : ૬૨ **હચત-પુથ્રાઓ** : પુથ્રાઓ **ફરઝંદો** ૧/૩ માં છે **હચત** શબ્દ **હચ** એટલે પામવું—મેળવવું ઉપરથી '**ફરઝંદો પામેલી**'.

ખોરેહરૂપ આશીશોના પ્રભાવથી[૬૫] ‖ ઉંચાઇએ પુગેલાં ઉંચી બુન્યાદનો[૬૬] ‖ અનજુમનને ચલાવનાર[૬૯] ‖ અનજુમનમાં[૭૦] ‖ દીનના ભેદોને સંભળાવનાર વાએજી કરનાર[૭૧] ‖ નર[૬૭] ‖ પેદા પડે છે[૬૮] ‖ જે[૭૨] ( નર ) ‖ કારે-ખેરદની એટલે બહમનના નાયમ જેવી પુર્ણ અકકલવાળો[૭૪] ‖ હોય છે-રહે છે[૭૩] ‖ જે[૭૫] ‖ ગોતમની-ગોતમને લગતાઓની-બુધના વર્ણને લગતાઓની[૭૭] ‖ (જરથોસ્તી દીનની ગવની ગતીને-ભેદોને) તુચ્છકારનાર[૭૬] (સાથની ‖ (એટલે મન્તકી તકરારમાં લાહેર માહેર થયલા સાથની ) ‖ તકરારમાં સવાલ જવાબ કરવામાં[૭૮] ‖ પેશ આવેલો ફતેહમંદ થયલો[૭૯] ‖ ઉતરે છે.[૮૦] ‖ આ[૮૧] (યઝતી ફ્રવષિ)ના ‖ રયના તેજથી[૮૨] ‖ ખોરેહના આશીશરૂપ પ્રભાવથી[૮૩] ‖ રવી[૮૪] ‖ (પોતાના) માર્ગ[૮૬] ‖ તરફ[૮૫] (પોતાના દવ્વારમાં) ‖ જાય છે-ફરે છે;[૮૭] ‖ આ[૮૮] ( યઝતી ફ્રવષિ )ના ‖ રયના પ્રકાશથી[૮૯] ‖ ખોરેહના આશીશરૂપ પ્રભાવથી[૯૦] ‖ માહ[૯૧] ‖ (પોતાના) રસ્તા[૯૩] ‖ ઉપર[૯૨] ‖ જઇ રહે છે-ફરી રહે છે;[૯૪] ‖ તે બધી[૯૫] ( યઝતી ફ્રવષિ )ના ‖ રયના પ્રકાશથી[૯૬] ‖ ખોરેહના આશીશરૂપ જલ્વાથી[૯૭] ‖ સેતારાઓ[૯૮] ‖ (પોતાના) રસ્તા[૧૦૦] ‖ ઉપર[૯૯] ‖ જઇ રહે છે[૧] ‖

---

ફ. ૧૬ : ૭૪ પ્રાતુકાતો=આ નામની શકિત બહમન અમશાસ્પંદની નાયબ શકિત તરીકે રહીને નીસ્તી ગેતીમાં બહમનનું કામ કરી રહે છે. પ્રાતુકાતોના હમકારો ગેઉશો છે. એ શકિતને કારે-ખેરદ કહે છે. જેમ બહમનમાં ભલું પરદુખભંજની મન એટલે અકકલ છે તેમ આ પ્રાતુકાતોમાં જે ખેરદ છે તે બહમનથી ચહવાયલી બહમનની ખુદની છે. એ શબ્દ ત્યારે ગોરપંદી વૃત્તિની પુર્ણ યઝતી અકકલ માટે વપરાય. પ્રાતુ શબ્દમાં 'ફ્રર' જોવું-તપાસવું ભલી ખેતી કરવી એવા અર્થ છે. પ્રાતુ ત્યારે જોઇ તપાસીને ભલી ખેતી કરનાર અકકલ માટેનો અર્થ રાખે છે; અને કાતો શબ્દ કન ચાહનાર-પસંદ કરનારનો અર્થ બતાવે છે. પ્રાતુ જેમાં જોઇ તપાસીને ભલી ખેતી કરવાનું છે તેને જોઇ તપાસીને ખુશીથી કંઇબી બબડયા વગર કરી છુટવું-એટલે પરદુખભંજનીના બહમનની વૃત્તીના થવું એમ અર્થ થયો.

ફ. ૧૬ : ૭૬-૭૭ 'નાઇદિયાઓંઘહો ગઓતેમહે' આ નામમાં લોપતીક અર્થો છે. એજ નામના હિંદુ રૂષિઓ થયા છે-બુધ ધર્મનો સ્થાપકબી એજ નામનો છે. જેમ અવસ્તામાં ઈન્દ્ર અને સાઉરૂ વીગેરે લોપતીક શબ્દો આપેલા છે તેમ આ શબ્દ છે, જેને અન્ય ધર્મની તેવી તેવે નામની શકિત સાથે કંઇ લેવું દેવું નથી, પણ તે શકિતઓ સાથે જે જડ પ્રભાવ લાગેલો ખુદ તે ધર્મમાં કહયો છે તેવા 'જડ પ્રભાવ'ના ભુલાવાના અર્થને અવસ્તામાં તે નામોને આપીને લીધેલો છે. 'ઈન્દ્ર'નો ભેદ હિંદુ ધર્મમાં ભલો તેમ ઉતરતો બેઉ રીતનો જણાવેલો છે.

(ફુટનોટ ચાલુ).

(૧૭) તાઓ[૧] ઉગ્રાહુ[૩] પેષનાહુ[૪] ઉપસ્તાંમ્[૫] હૅન્તિ[૬] દાહિશ્તાઓ,[૭] યાઓ[૮] ફ્રવષયો[૯] અષઑનાંમ્;[૧૦] તાઓ[૧૧] ફ્રવ-ષયો[૧૨] અષઑનાંમ્[૧૩] અઑજિશ્તાઓ[૧૪] હૅન્તિ[૧૫] સ્પિતમ,[૧૬] યાઓ[૧૭] પઑઇરયનાંમ્[૧૮] ત્કએષનાંમ્,[૧૯] યાઓ[૨૦] વા[૨૧] નરાંમ્[૨૨] અઝાતનાંમ્[૨૩] ફ્ષો-ચરૅથ્રાંમ્[૨૪] સઑષ્યન્તાંમ્.[૨૫] આઅત્[૨૬] અન્ય-એષાંમ્[૨૭] ફ્રવષયો[૨૮] જવનાંમ્[૨૯] નરાંમ્[૩૦] અષઑનાંમ્[૩૧] અઑ-જયેહીશ[૩૨] જરથુશ્ત્ર,[૩૩] યથ[૩૪] ઇરિસ્તનાંમ્[૩૫] સ્પિતમ.[૩૬]

(૧૭) ઘણીજ ચીવતાઇ બહાદુરીથી લડાતી[૩] ‖ લડાઇઓમાં[૪] ‖ અષઓનાંમના તબકકાની એટલે અષવન માનવોની સંગ્ગઠનમાં જોડાયલી કુદર-તમાં કામ કરતી[૧૦] ‖ જે[૮] ‖ ફ્રવષિઓ[૯] (છે) ‖ તેઓ[૧] ‖ (સામસામી લડતી બાજુને) મદદ આપવામાં[૫] ‖ ડહાપણની ઉત્તમતા બતાવતી એટલે ઇન્સાફની

(પાને ૨૩ ની ફુટનોટ ચાલુ).

જેમ કહે છે કે ઇન્દ્રે બ્રાહ્મણની બૈરી સાથે બદચાલ કીધી. આ અલંકારમાં જે જડવાદીપણાનો અર્થ છે તે અર્થના જડવાદી લક્ષણ કે જેને દીનમાં નાપસંદ કીધું છે તે લક્ષણ માટે અવસ્તામાં ઇન્દ્ર શબ્દ વાપરેલો છે. એવીજ રીતે **ગઓતેમહે નાઇદિયાઓંઘહો**માં ઉપર કહયું તેમ જરથોશ્તી દીનની ગવની કુદરતની ઉંડી વીગતો જે ફ્રવષિ આરમઇતી વીગેરેના ઉંડા ભેદો આપે છે તેવા ભેદો નહિ માનનાર અન્ય વર્ણના તકરાર કરનારાઓ માટે આવા શબ્દો વાપરેલા છે. એમ અવસ્તામાં લોધતીક શબ્દો જેઓને અન્ય ધર્મના તેવા નામો સાથે ગમે તેમ ભેળીને કચુંબર કરવાની નથી. એમ ત્યારે ગઓતેમહે નાઇદયા-ઓંઘહોનો લોધતીક અર્થ જોવાનો છે. **ગઓતેમ** શબ્દમાં ગવનો અર્થ ખુલ્લો છે. પણ અન્ય જીરમવાળાઓની ગવની તસવ્વરમાં જે કંઇ ખામી હોએ તે ખામીને પુરવાર કરનાર બસ્તે-કુશ્તીઆનની ગતી ઘણી ભારી જોઇએ એટલે ફ્રવષિની શકિત મેળવેલો તે બસ્તે-કુશ્તીઆન હોવો જોઇએ, સાધારણ બસ્તે-કુશ્તીઆન માનવ તેવી પુરવારી કરી શકે નહિ. **નાઇદિયાઓંઘહો** શબ્દબી લોધતીક છે. ગવનો ખામી વગરનો ભાગ જે જરથોશ્તી દએનમાં છે તેને નહિ માનનાર-તેને તુચ્છકારી કાઢનાર.-જરથોશ્તી દએનની ગવની અને ફ્રવષિની આરમઇતિની વીગેરે પુર્ણ માન્યતાઓને નહિ માનનાર-તેની સામે દલીલો કરનાર જેઓ કુદરતી રીતે અન્ય વર્ણોનાજ હોય તેઓને ગઓતેમહે નાઇદયા-ઓંઘહો કહે છે. એ શબ્દનો અર્થ ત્યારે ઘણોજ નુકતેબાજ અને બારીક બીનતકરાર કરનાર તરીકેનો થાય છે. આ શબ્દોને કોઇ રૂશીમુની સાથે સરખાવવાના નથી. અને તેની ઉપરથી જાતજાતની તર્કો કરવાની નથી. તેથી દીનમાં વધુ ઘોટાળો ઉભો થતો જાય છે અને બાજે વખતે દીનને અસહનશીલતાનો કાળો ડાઘ લાગુ પાડે છે.

બાજુએ મદદ કરનારી[૭] || હોય છે.[૬] || અએ રિપતમ ![૧૬] || અષઓ-નામના તખ્કકાની અશવન નરોની સંગ્મઠનમાં રહીને કુદરતમાં કામ કરતી[૧૩] || ફ્રવષિઓ[૧૨] || જેઓ[૧૭] || પઓઇરય[૧૮] || તકએષ દરજ્જાની[૧૯] || (રહે છે એટલે રોશન ગતીના કાયદાઓની ઉજવણીમાં બીનહરીફ રહે છે જેઓ અષઓનામ ફ્રવષિ નામના ત્રણુ મરતબાઓમાંના બીજા મરતબાની રહે છે) || તેઓ,[૧૧] || તેમ વળી[૨૧] || દુન્યામાં તાજગી પાંથરનાર ફ્રશો-ગર્દ લાવનાર કુલ્યાતી મોક્ષ લાવનાર-દુખ આફતને શાંતીમાં ફેરવનાર[૨૪] || સઓષ્યન્તો જગતને મીનોઇ રૂવાનીક ફાયદો કરનારાઓ[૨૫] || જેઓ[૨૦] || પેગામ્બરના વખતથી અન્ય જુદે વખતે જન્મનારા[૨૩] || નરો[૨૨] ( છે ) તેઓની || ફ્રવષિઓ[૧૨] || અતી બલીશ્ત અઓજની કુદરત રાખનારામાં અતી જોરાવર[૧૪] || રહે છે,[૧૫] || તેમ વળી[૨૧] || અએ રિપતમ[૩૧] || જરથુશ્ત્ર[૩૩] || અષઓનામ તખ્કકાની એટલે યઝનોની નહિ પણ માનવ વર્ગના[૩૨] || ઉપર કહેલાથી જુદા એટલે ત્રીજા મરતબાની[૨૭] || ફ્રવષિઓ[૨૮] (જેઓ) || જીવતા હયાત[૨૯] || નરોની[૩૦] (રહે છે તેઓ) || તેવા ગુજરે-લાની[૩૫] ( ફ્રવષિ ) || કરતાં[૩૪] || વધુ જોરમંદ રહે[૩૨] ( છે ). ||

**(૧૮) આઅત્[૩૭] યો[૩૮] ના[૩૯] હીશ[૪૦] હુબૅરતાઓ[૪૧] બરાત્[૪૨] †જવ,[૪૩] અષઑનાંમ્[૪૪] ફ્રવષયો[૪૫] સાસ્ત[૪૬] દઇંઘ્રહેઉશ[૪૭] હુમો-ખ્ષથ્રો,[૪૮] હો[૪૯] અંઘ્રહાઇતિ[૫૦] †જજુશ્તૅમો[૫૧] ખ્ષયો[૫૨] કસ્ચિત્[૫૩] મષ્યાનાંમ્;[૫૪] યો[૫૫] વૅહૂ-ઑર્રતાંમ્[૫૬] બરઇતે[૫૭] મિથ્રૅમ્[૫૮] યિમ્[૫૯] વૅઉરૂ-ગઑયઑઇતીમ,[૬૦] અરૂશ્તાતૅમ્ચ[૬૧] ફ્રાદત્-ગએથાંમ્[૬૨] વરૅ-દત્-ગએથાંમ્.[૬૩]**

(૧૮) એમ ત્યારે જો[૩૭] || જે કોઇ[૩૮] || દેશનો[૪૦] (એટલે પુર્ણ જર-થોસ્તી કળાનો) || પુર્ણ અધીકારી પુર્ણ સત્તાવાળો શહેરેવર સાથનો સંબંધ-વાળો[૪૮] || શાહ[૪૧] || (યા) તેવો હમો ક્ષથ્ર રાખતો શહેરેવરની ક્ષથ્ર રાખતો નર અશવન[૩૯] || જીવતા રહેલા[૪૩] || અશોનામ તખ્કકાની સંગઠન કરતી[૪૪] || ફ્રવષિઓ[૪૫] (જે રહે છે) || તેણીઓને માટે[૪૦] || 'હુ'=ભલાઇ માટે લઇ જવાએલી ભેટોને લગતી[૪૧] (શાદી ભેટ) || લઇ જાય[૪૨] || ( તો ) || તે[૪૯] ( નર ) || મષ્ય લોકો ગુનાહગાર લોકોમાંના[૫૪] || કોઇનેબી[૫૩] || માંગેલી દુઆ માટે દાદ લેવા આવી પુગનાર જોરમંદ[૫૧] || અધીકારી-મુરાદ ફળીભુદ કરાવનાર[૫૨] || થાય છે[૫૦] || જે કોઇ[૫૫] || ગવની પરદુખભંજનપણાની ખેતી બહોળી રીતે કરાવનાર તે[૫૯-૬૦] || મીથ્રને મહેરને[૫૮] || ( તેમ ) ગએથાને એટલે મુકિતએ પુગવા માટે જીવતી થયલી તનોમંદ હયાતીને

ફ્રશો-ગદૅની મોક્ષની આબાદી તરફ લઇ જનાર[૬૨] ‖ ગએથાને મુક્તિએ પુગવા માટે જીવતી થયલી તનોમંદ હયાતીને જીવવાના સાધનોનો વધારો કરી આપનાર[૬૩] ‖ આસ્તાદ યઝતને માટે[૬૧] ‖ બહમન માટે લઇ જવાની[૫૬] (ભેટ) ‖ લઇ જાય[૫૭] (તો તેઓ ઉપરના જેવોજ ફાયદો આપે).

**(૧૯) ઇથ[૬૪] તે[૬૫] જાવરૅ[૬૬] અઑાજસ્ચ[૬૭] ખરૅનો[૬૮] અવસ્ચ[૬૯] રફ્નસ્ચ[૭૦] ફ્રઑમિ,[૭૧] ઑરૅજવો[૭૨] સ્પિતમ,[૭૩] યત્[૭૪] અષાઉનાંમ્[૭૫] ફ્રવષિનાંમ્[૭૬] ઉગ્રનાંમ્[૭૭] અઇવિથૂરનાંમ્;[૭૮] યથ[૭૯] મે[૮૦] જસૅન્[૮૧] અવંઘ્રહે;[૮૨] યથ[૮૩] મે[૮૪] બરૅન્[૮૫] ઉપસ્તાંમ્[૮૬] ઉગ્રાઓ[૮૭] અષાઉનાંમ્[૮૮] ફ્રવષયો.[૮૯]**

(૧૯) અએ રાસ્ત[૭૨] ‖ સ્પિતમ[૭૩] ‖ જેવી રીતે[૭૯] ‖ ઉગ્ર-નહિં ડગે તેવી[૮૭] ‖ અશાઉનામ[૮૮] ‖ ફ્રવશિઓ[૮૯] ‖ મારી[૯૦] ‖ મદદ માટે[૮૨] ‖ આવી પુગી,[૮૧] ‖ જેમ[૮૩] ‖ મારે માટે[૮૪] ‖ કુમક[૮૬] ‖ આણી,[૮૫] ‖ તેમ તેવી રીતે[૬૪] ‖ તે અશાઉનામની[૭૫] ‖ ઉગ્ર-નહિ ડગે તેવી પાએદાર[૭૭] ‖ ખુરાઇને ઘડનાર બહાદુર[૭૮] ‖ ફ્રવશિઓના[૭૬] ‖ તે[૭૪] ‖ ઝોરની કુદરત[૬૬] ‖ અઓજની કુદરત[૬૭] ‖ આશીશો[૬૮] ‖ મદદ[૬૯] ‖ તે મદદથી મળતી ખુશાલીઓએ[૭૦] ‖ તુંને[૬૫] ‖ મેં જાહેર કીધું-જાહેર કરૂં છું.[૭૧] ‖

(કરદો ૨ જો) (૨૦) **ભ્રઑાત્[૧] અહુરો મજદાઑ[૨] સ્પિતમાઇ[૩] જરથુશ્ત્રાઇ,[૪] આઅત્[૫] ‡યસૅ[૬]-થ્વા[૭] અએતહ્મિ[૮] અંઘ્હુવો[૯] યત્[૧૦] અસ્તવઇન્તિ,[૧૧] સ્પિતમ[૧૨] જરથુશ્ત્ર,[૧૩] પથાંશ[૧૪] જસાઇતિ[૧૫] વીથ્વએસો[૧૬] બોઇધ્રનાંમ્[૧૭] દુજ્ઞિતનાંમ્ચ[૧૮] થ્વયંઘ્ઉહતાંમ્[૧૯] જરથુશ્ત્ર,[૨૦] યેઝિચ[૨૧] થ્વએષાઓ[૨૨] તન્વો,[૨૩] અથ[૨૪] ઇમાં[૨૫] વચો[૨૬] દ્રૅનજયોઇશ,[૨૭] અથ[૨૮] ઇમાં[૨૯] વચો[૩૦] ફ્રસ્રુયાઑ[૩૧] વારૅથ્રઘ્નીશ[૩૨] જરથુશ્ત્ર.[૩૩]**

---

**ફ ૧૮ : ૪૩ જવ**=જીવતા રહેલા. એ શબ્દ **જુ**=જીવવું ઉપરથી આજ્ઞાર્થ પરસ્મૈ ૨/૧ માં આવે તેમ વળી અહિંયા વપરાયું છે તેમ વર્તમાન કૃદંન પરસ્મૈ ૧/૧ માંબી આવે.

**ફ. ૧૮ : ૫૧ જજુશ્તેમો**=**જુ**=આગળ જવું-દુઆ માંગવી-દુઆને પુગવું-જોરવાર થવું ઉપરથી થતા પુર્ણ ભુત કૃદંતના આકાર **ઝઝવંઘહ** શબ્દ ઉપરથી છે. **ઝઝવંઘહ** અને **તેમ** શબ્દનો બદલાયલો આકાર છે. દાદ લેવા માટે આવી પુગનાર અતી બલીશ્તના અર્થ બતાવે છે.

(કરદો ૨ જો) (૨૦) અહુરમજદે[૨] ‖ સ્પિતમ[૩] ‖ જરથુશ્ત્રને[૪] ‖ કહ્યું કે[૧] ‖ અએ સ્પિતમ[૧૨] ‖ જરથુશ્ત્ર[૧૩] ‖ જો કદી[૫] ‖ આ[૮] ‖ હયાતી-દુન્યા[૬] ‖ જે[૧૦] ‖ હાડમંદ[૧૧] (છે તેમાં) ‖ તુંને[૭] ‖ ચાલતા ચાલતા[૯] ‖ ધાસ્તીભરેલા[૧૭] ‖ બુરાઇ સાથના-તરીકાથી ઉલટા-નહિ પુગાય તેવા[૧૮] ‖ ભયોથી ભરેલા[૧૯] ‖ રસ્તાની[૧૪] (બુરા તરીકા ઇલ્મ શાહનશાહત વીગેરેની) ‖ બીહક ધાક[૧૬] ‖ આવી પુગે[૧૫] ‖ અને અગર જો[૨૧] ‖ અએ જરથુશ્ત્ર[૨૦] ‖ તન માટેની[૨૩] ‖ ફીકર[૨૨] (હોય તો) ‖ અએ જરથુશ્ત્ર[૩૩] ‖ આ પ્રમાણે[૨૪] ‖ આ[૨૫] ‖ કલામો[૨૬] ‖ ભણયો જા-સડસડાટ ખેંચ્યો જા[૨૭] ‖ આ પ્રમાણે[૨૮] ‖ આ[૨૯] ‖ ફતેહમંદ[૩૨] ‖ કલામો[૩૦] ‖ તું કેરાહતથી ભણ[૩૧] (કે જેથી દુઆ ફળશેજ). ‖

**(૨૧) અષાઉનાંમ્[૩૪] વધુહીશ્[૩૫] સૂરાઑ[૩૬] સ્પૅન્તાઑ[૩૭] ફ્રવષયો[૩૮] સ્તઑમિ[૩૯] જ્ઞ્અયેમિ[૪૦] ઉફ્રયેમિ.[૪૧] યજમઇદે[૪૨] ન્માન્યાઑ[૪૩] વીસ્યાઑ[૪૪] જન્તુમાઓ[૪૫] દખ્યુમાઓ[૪૬] જરથુશ્ત્રોતૅમાઓ;[૪૭] †હાઇતિશ્[૪૮] †હાતાંમ્,[૪૯] હાઇતિશ્[૫૦] †આઓંઘ્હુષાંમ્,[૫૧] હાઇતિશ્[૫૨] †બૂષ્યન્તાંમ્[૫૩] અષઑનાંમ્;[૫૪] વીસ્પાઓ[૫૫] વીસ્પનાંમ્[૫૬] દખ્યુનાંમ્,[૫૭] જૅવિશ્ત્યાઓ[૫૮] †જૅવિશ્ત્યનાંમ્[૫૯] †દખ્યુનાંમ્.[૬૦]**

(૨૧) યઝતોની પુર્ણ[૬] અશોઇવાળી[૩૪] (યઝતોમાં અહુરમઝદનો પ્રભાવની શકિત જે રતુગીરીની છે-અહુગીરીની છે તે લાવનાર-બતાવનાર) ‖ ભલી પરદુખભંજની[૩૫] (યઝતોમાં બહમન અને આરમઇતીના પ્રભાવો સાથની શકિતઓ લાવનારી-બતાવનારી) ‖ સુરી[૩૬] (યઝતોમાં અષ અને શેહેરવરના પ્રભાવ સાથની શકિત લાવનારી-બતાવનારી) ‖ વૃધ્ધિ કરનાર[૩૭] યઝતોમાં ખોરદાદ અને અમરદાદના પ્રભાવો સાથની શકિત લાવનારી બતાવનારી) ‖ ફ્રવષિઓને[૩૮] ‖ સ્તુતીથી-સ્તોતોની બરકતથી યાદ કરૂં છું,[૩૯] ‖ દુઆ કરી મદદ માંગુ છું,[૪૦] ‖ તેઓની યાદને મારામાં વણી લઉં છું-અંતકરણથી યાદ કરૂં છું.[૪૧] ‖ ન્માનને લગતી એટલે ઘરની મધ્યની જરથોશ્તી પણાને ચલાવતી[૪૩] ‖ વીસને લગતી-મોહલ્લાના એટલે ટડકાના ગુનાહોના રખડાતમાં પડેલાઓને ચલાવી જરથોશ્તીપણા તરફ લઇ જતી[૪૪] ‖ ઝંતુને લગતી દુરના પ્રદેશોની એટલે ગુજર્યા પછી રૂવાનોને સહાય થતી[૪૫] ‖ દખ્યુને લગતી એટલે ભલા શહેરોની જીવતાં કે ગુજરેલાંને જરથોશ્તીપણાના શહેરમાં દાખલ કરાવતી ભલી તાલીમો--

---

ફ. ૨૦ : ૬ યસે : આ શબ્દને યસ આવી પુગવું ઉપરથી વર્તમાન કૃદંત તરીકે લીધેલો છે.

તરબીઅત તરફ ચલાવી રહેતી[૪૬] ॥ જરથુશ્ત્રોતેમોને લગતી એટલે યઝતોને પુગીને દુન્યાનું તારણ કરતા અશો જરથુશ્ત્રના નાયબોની[૪૭] (ફ્રવષિને) ॥ યાદ કરી તેઓ સાથે એકતાન થઇએ છીએ.[૪૨] ॥ હાલે હસ્તીના મુળ તરફ વધી રહેલા[૪૯] ॥ હસ્તી ભોગવતા હયાત[૪૮] ॥ અશોનામને લગતા નરોની[૫૪] (ફ્રવષિઓ), ॥ ભુતકાળમાં મુકિતએ પુગી રહેલા[૫૧] ॥ હાલે જીવતા હસ્તી ભોગવતા[૫૦] ॥ અશોનામને લગતા નરોની[૫૪] (ફ્રવષિઓ), ॥ ભવિષ્યના કાળમાં જે મુકિત મળે તેવી ઘણી બુલન્દ મુકિતએ હાલે પુગી રહેલા[૫૩] ॥ હાલે હયાત જીવતા[૫૨] ॥ અશોનામને લગતા નરોની (ફ્રવષિઓ), ॥ બધા[૫૬] ॥ દેશોની[૫૭] (જાત જાતની કળા કેશલ્યને લગતી) ॥ બધી કુલ[૫૫] (ફ્રવષિઓ), ॥ મિત્રાચારીનું આકર્ષણ રાખનારામાંના[૫૯] (મર્દ ઓરતના રૂવાનોને તેમ હેઠલી દુન્યાના રૂવાનોનાં અંશોને પોતપોતા તરફ આકર્ષણમાં રાખનારામાંના) ॥ દેશોની[૬૦] (પ્રભાવોવાળી સંસ્થાઓને લગતી) ॥ આકર્ષણમાં રાખનારી[૫૮] (એ બધી ફ્રવષિઓ સાથે) ॥ એકતાન થઇએ છીએ.[૪૨] ॥

---

ફ. ૨૧ : ૪૮ **હાઇતિશ** : અહ શબ્દનું વર્તમાન કૃદંત હન્ત ઉપરથી ૧/૧ માં છે. જે કંઇ ખરેખર છે એટલે જીવે છે તે.

ફ. ૨૧ : ૪૯ **હાતાંમ** : અહ=હોવું. અહિંયા હસ્તીના થવું-મુકિતએ જવું એમ અર્થ છે. વર્તમાન કૃદંત ૬/૩ માં છે. હસ્તીના થતા રહેલાઓની એટલે મુકિતએ જઇ રહેલાઓની.

ફ. ૨૧ : ૫૧ **આઓંઘહુષાંમ** : અહ=હોવું-અહિંયા હસ્તીના થવું-મુકિતએ પુગવું-ના પુર્ણ ભુતકૃદંત ૬/૩ માં છે એટલે ભુતકાળમાં મુકિતએ પુગેલાઓ જે હમણાં હયાત છે તેઓની.

ફ. ૨૧ : ૫૩ **બૂષ્યન્તાંમ** : બૂ=હોવું-અહિંયા મુકિતના થઇ રહેવું-નો ભવિષ્યકૃદંત ૬/૩ માં છે એટલે ભવિષ્યમાં જે ઉંચી મુકિત મળી શકે-બઓદને લગતી મુકિત મળી શકે તેને હાલે પુગેલાઓની. હાલમાં જે મુકિત છે તે તો તનોમંદ કાયાને ગવની કરીને રૂવાનમાં મર્જ કરવાની છે. પણ ભવિષ્યની મુકિત તો તેવા રવાનને ખુદને બઓદમાં યઝતોમાં મર્જ કરવાની રહે છે.

ફ. ૨૧ : ૫૯ **ઝોવિશત્યનામ** ઝોવિશત્ય શબ્દ ઝીશ-ઝેવિશ-ચાહવું ઉપરથી પ્રીત રાખનાર આકર્ષણ કરનારનો અર્થ છે. એમાં **ખઓત્વદથ** થવા માટે રૂવાનના સીલસીલાનું એક એક તરફનું આકર્ષણ પામવાનો અર્થ છે. નર નારીના રૂવાન તરફ તેમ તેઓની હેઠલી વસ્તીના અંશો જેવા કે જાનવર-ઝાડપાન-ખનીજમાંનાં રૂવાનોના અંશો તે નર નારીના રૂવાન તરફ આકર્ષણમાં આવે તેવી ગતી લાવનાર ફ્રવષિ છે

ફ. ૨૧: ૬૦ **દખ્યુનાંમ** દખ્યુ શબ્દ શહેરનો એટલે હોમની કળા કૌશલ્ય મેળવવાનાં ઠામનો અર્થ બતાવે છે.

(૨૨) યાઓ[૬૧] અસ્નૅમ[૬૨] વીધારયેન્,[૬૩] યાઓ[૬૪] આપૅમ[૬૫] વીધારયેન્,[૬૬] યાઓ[૬૭] જાંમ[૬૮] વીધારયેન્,[૬૯] યાઓ[૭૦] ગાંમ[૭૧] વીધારયેન્,[૭૨] યાઓ[૭૩] બૅરેથ્રિષ્વ[૭૪] પુથ્રે[૭૫] વીધારયેન્[૭૬] પઇતિ-વૅરેતે[૭૭] અપર-ઇરિથ્યૅન્તો[૭૮] આધાતાત્[૭૯] વીદાતઑત્.[૮૦] વ્યાહ્વ[૮૧] ઉર્વ઼ત્-ચયેન્[૮૨] અસ્તિચ[૮૩] ગઑનચ[૮૪] દ્રૅવ્દચ[૮૫] ઉરૂથ્વાંસ્ચ[૮૬] પઇદ્યાઑસ્ચ[૮૭] ફ્રવાક્ષસ્ચ.[૮૮]

(૨૨) જે[૬૧] (ફ્રવષિઓ) ‖ આસમાનને[૬૨] ‖ ટેકવે છે,[૬૩] ‖ જે[૬૪] (ફ્રવષિઓ) ‖ પાણીને[૬૫] ‖ ટેકવે છે,[૬૬] ‖ જે[૬૭] (ફ્રવષિઓ) ‖ જમીનને[૬૮] ‖ ટેકવે છે,[૬૯] ‖ જે[૭૦] (ફ્રવષિઓ) ‖ ગવની પેદાશને[૭૧] ‖ ટેકવે છે,[૭૨] ‖ જે[૭૩] (ફ્રવષિઓ) ‖ જણનારીઓના પેટમાં[૭૪] ‖ ગર્ભને બચ્ચાને[૭૫] ‖ વીદાત દેવ તરફથી[૮૦] ‖ ગેરકાયદે થતી રીતીઓથી કુદરતી કાયદાને તોડવાનાં હોમલાના પ્રયાસથી[૭૯] ‖ બચેલા[૭૭] ‖ નહિ મરણ પામતાં[૭૮] ‖ ટેકવે છે[૭૬] ‖ (તે બચ્ચામાં તે ફ્રવષિઓ) પસરેલી કુદરતથી[૮૧] ‖ હાડને[૮૩] ‖ આકારોને એટલે માંસ-હાડ અંગના આકારોને અનાસરોની જાતોને[૮૪] ‖ સ્નાયુ ચામડીને[૮૫] ‖ આંતરડાઓ[૮૬] ‖ પગો[૮૭] ‖ યોનીને લગતા ભાગોને[૮૮] ‖ ધડીને ઉગાડી રહે છે.[૮૨] ‖

(૨૩) યાઓ[૮૯] અશ-ઍરેતો,[૯૦] યાઓ[૯૧] *ઉધ્રારૅતો,[૯૨] યાઓ[૯૩] *હુવારૅતો,[૯૪] યાઓ[૯૫] *વજારૅતો,[૯૬] યાઓ[૯૭] *તખ્મારૅતો,[૯૮] યાઓ[૯૯] *જઑયારૅતો;[૧૦૦] યાઓ[૧] જઑયાઓ[૨] વંઘ્રહુથ્વએષુ,[૩] યાઓ[૪] જઑયાઓ[૫] વૅરેથ્રઘ્નયએષુ,[૬] યાઓ[૭] જઑયાઓ[૮] પેષનાહુ.[૯]

(૨૩) જે[૮૯] (ફ્રવષિઓ) ‖ પુરતો ટેકો આપનારી,[૯૦] ‖ જે[૯૧] (ફ્રવષિઓ) ‖ ઉસ્તવારીથી પાછી નહિ હઠે તેમ બદીની સામે ધસારો કરનારી,[૯૨] ‖ જે[૯૩] (ફ્રવષિઓ) ‖ પોતે ખુદ બ ખુદ તન કેહપ ધારણ કરી બદીની સામે ધસારો કરનારી[૯૪] (છે), ‖ જે[૯૫] (ફ્રવષિઓ) ‖ ભાર પાડે તેવો દાબી નાખે તેવો ધસારો-હથીઆરો સહીતનો ધસારો કરનારી[૯૬] (છે), ‖ જે[૯૭] (ફ્રવષિઓ) ‖ તહમતની ધસારો-કચડધ્યાન કાઢતો ધસારો કરનારી[૯૮]

---

ફ્. ૨૩ : ૯૨-૯૪-૯૬-૯૮-૧૦૦ ઉધ્રારેતો—હુવારેતો—વજારેતો—તખ્મારેતો—જઓયારેતો આ શબ્દોમાં એરેત શબ્દ એરે જવું ધસવાના વર્તમાન કૃદંત તરીકે આવે છે. ઉધ્ર રીતે પાછા નહિ હઠે તેમ આગળ ધસતી; હુવ પોતે જાતે ધસ્તી; વજર ભાર પાડે દાબી નાખે તેમ ધસ્તી; તખ્મ જોરથી અટકાવાય નહિ તેમ ધસ્તી, જવ હુઆ માંગે ત્યારે ધસી આવતી.

(છે), ‖ જે[૯૯] (ફ્રવષિઓ) ‖ દુઆ માંગનાર લાયક નર જે ઝઓથ્રરૂપ છે તેની મદદે જોશથી જનારી[૧૦૦] (છે), ‖ જે[૧] (ફ્રવષિઓ) ‖ ભલાઇઓમાં સારે રૂડે[૩] ‖ દુઆ માંગી બોલાવવા લાયક છે–આરાધના લાયક છે,[૨] ‖ જે[૪] (ફ્રવષિઓ) ‖ ફતેહમંદીમાં[૬] (ફતેહની ઉજવણીમાં) ‖ આરાધના લાયક[૫] (છે), ‖ જે[૭] (ફ્રવષિઓ) ‖ (ફ્રશો-ગર્દને માટે થતી) લડાઇમાં[૯] ‖ આરાધના લાયક[૮] (છે) ‖

(૨૪) યાઓ[૧૦] દાથ્રીશ[૧૧] વૅરૅથ્રૅમ[૧૨] જબયન્તે[૧૩] દાથ્રીશ[૧૪] આયપ્તૅમ[૧૫] ‡ચકુષે,[૧૬] દાથ્રીશ[૧૭] બન્તાઇ[૧૮] દ્રવતાતૅમ,[૧૯] દાથ્રીશ[૨૦] અહ્લાઇ[૨૧] વૉહુ[૨૨] ખરૅનો,[૨૩] યો[૨૪] હીશ[૨૫] યઝાનો[૨૬] કુખ્શ્નવાંનો[૨૭] જબયેઇતિ[૨૮] બરો-ઝઑથ્રો[૨૯] અષવ.[૩૦]

(૨૪) જે[૧૦] (ફ્રવષિઓ) ‖ દુઆ કરીને મદદ માટે બોલાવનાર માટે[૧૩] ‖ ફતેહ[૧૨] ‖ આપનારી[૧૧] ‖ સુક્ષ્મ રીતની ગોફન=ચક્રને હવસોને તાબે કરવા માટે અને સ્થુળ રીતના ગોફન-ચક્ર દુશમને મારવા માટે ફેરવનારને-તેણીઓ તરફ પ્રેમ રાખવાની કાળજી કરનારને, અને સ્થુળ કે સુક્ષ્મ રીતના ચક્ર ફેરવતી વખતે ફ્રવષિને આરાધનાર ચાહનારને[૧૬] ‖ મુરાદ-ફાયદો-હાસેલે મનસબ[૧૫] ‖ પુર્ણ કરનારી[૧૪] ‖ આજારી માણસને[૧૮] (તન-મન-રૂવાનને લગતી બીમારીથી પીડાતા માણસને) ‖ તનની મજબુતાઇ[૧૮] (ગવહોમંદ હાલત) ‖ આપનારી[૧૭] (રહે છે); ‖ જે કોઇ[૨૪] ‖ તેણીઓને ફ્રવષિઓને[૨૫] ‖ આરાધનાર-સાથે એકતાન થનાર[૨૬] ‖ ખુશનુદ કરનાર[૨૭] ‖ ભલી ભેટ લઇ જનાર[૨૯] ‖ અશો[૩૦] (હોઇ) ‖ દુઆ માગીને ઝઓથ્રરૂપ થઇ એટલે પોતામાં સત્ય વસાવીને બોલાવે છે[૨૮] ‖ તેને માટે[૨૧] (ફ્રવષિઓ) ‖ પરદુખભંજનની ગતીવાળુ તેવી ગતી ઉભી કરાવે તેવા[૨૨] ‖ ખરેનો-આશીશો[૨૩] ‖ આપનારી (રહે છે).[૨૦] ‖

---

ફ. ૨૪: ૧૬ ચકુષેઃ ચકુ=ગોફણ-ચક્ર જે લડાઇમાં ફેરવાતા હતા તે. ચકવંધહ એટલે 'કા' ચાહવુ ઉપરથી ચાહનાર જેનું ૪/૧ આકાર તે ચકુષે છે; ચક્રને અસલના જમાનામાં ફેરવીને દેવોને મહાત કરતા હતા. આ ચક્રને રામબાણ ફેરવવા માટે ફ્રવષિની મદદ જોઇએ છીએ. જે કોઇ મીનો ઇશ્કમાં હોય તે પોતાના હવસોને પોતાના મીનોઈ ઇશ્કના ચક્રથી ફેરવી હવસો સામે લડયા કરે છે અને લડતી વખતે ફરોહરોની મદદ માંગે છે તે તેઓને મળે છે. એમ ચકુષેમાં હવસો સામે ચક્ર ફેરવીને ફ્રવષિના ઇશ્કમાં રહેનાર ફ્રવષિને ચાહનાર માટેનો અર્થ છે.

**(૨૫) યાઓ[૩૧] અવદ[૩૨] પર[૩૩] †ફ્રઑઇરિસિશ્તાઓ,[૩૪] યથ્ર[૩૫] નરો[૩૬] અષવનો[૩૭] અષેૅમ[૩૮] હુૅન્તિ[૩૯] જરજદાતૅમ,[૪૦] યથ્રચ[૪૧] †મજિશ્તાઓ[૪૨] ફ્રૅરતાઓ,[૪૩] યથ્રચ[૪૪] ક્નૂતો[૪૪a] અષવ[૪૫] યથ્રચ[૪૪] અિબ્અશ્તો[૪૬] અષવ.[૪૫]**

(૨૫) જ્યાં જે તરફ જે દશાએ[૩૫] || અશો[૩૭] || નરો[૩૬] ||. અષને-અશોઇને[૩૮] || દીલોજાન અર્પણ કરનાર જાન સદકે કરનાર[૪૦] || હોય છે[૩૯] || તે તરફ[૪૧] || ઉંચી બુન્યાદના નરો મોટા નરો-પરદુખભંજનના નીયમે કામ કરનારા નરોમાંના શ્રેષ્ટ નરો[૪૨] || દીન ઉપર ફેદા પુર્ણ એતેકાદ રાખનાર[૪૩] (હોય છે) || તે તરફ[૪૪] || અશો નર[૪૫] || ખુશનુદ થયલો[૪૪a] || કંઇબી નડતલ ભોગવ્યા વગરના રહે છે[૪૬] || તે તરફ[૩૨] || તેણીઓ[૩૧] (ફ્રવષિઓ) || પુર્ણ રીતે તેઓની ખાહેશ મુજબ હરહંમેશ[૩૩] || ઉરવીસ કરવા માટે કંઇબી મુશ્કેલીને ફતેહમાં આસાનીમાં ફેરવવા માટે જલદીથી પુગનારી[૩૪] (થએ રહે છે). ||

અહિંયા નોંધવું કે પહેલા **અશાઉનામ** ફ્રવષિને એટલે યઝતોની ફ્રવષિને યાદ કરીને પછી તે યઝતોની ફ્રવષિની તુફેલમાં કામ કરતી **અશોનામ**ની એટલે મોટા **અશવનો**ની જીવતા તેમ ગુજરેલાની ફ્રવષિને યાદ કીધી છે. પહેલા ફકરામાંબી દાદાર જે ફ્રવષિની સ્તુતી ગાય છે તે ફ્રવષિઓ અલબત્તા **અશાઉનામ**ની છે. પણ જ્યાંબી **અશાઉનામ**ની ફ્રવષિ હોય ત્યાં તેઓની સાથેજ **અશોનામ**ની ફ્રવષિના તબકકામાના બે મરતબાઓની ફ્રવષિઓ જેઓ **નબાનજદીશ્તનાંમ્** અને **પઓઇર્યો-ટકએષનાંમ્**ની ફ્રવષિઓ તરીકે ઓળખાય છે જે બધીઓ આઠ આઠ દરજ્જામાં રહે છે તેઓ બધીઓ અને ત્રીજા **અશોનામ**ના મરતબાના ખાલી પહેલા પાંચ દરજ્જાઓની ફ્રવષિઓબી સાથેજ રહે છે કેમકે **અશોનામ**ના તબકકાના આ ત્રણ મરતબાના નરો ખાલી છેલ્લા ત્રીજા અશોનામના મરતબાના છેલ્લા ચાર દરજ્જાના અપવાદ સીવાય-બધા નરો **અશવનો** રહે છે જેઓ કુદરતના હમકાર રહે છે જેઓના રૂવાન બઓદ ફ્રવષિઓ જીવતી જીંદગીમાં '**હુમ**' થતા રહે છે માટે તેઓ બધા કુદરતની ગવના અનુયાયીઓ રહે છે. દુન્યવી માણુસો-સંસાર વહેવારના માણુસ જેઓ થોડા કે ઘણા ગુનાહગાર રહે છે જેઓ **અશોનામ**ના મુળ

---

ફ. ૨૫ : ૩૪ **ફ્રઓઇરિસિશ્તાઓ=ફ્ર+ઉરવીસ** ઉપરથી નારી ૧/૩ માં છે. **ઉરવીસ** એટલે કોઇબી છેડા ઉપરથી પાછા ફરવું-કંઇબી મુશ્કેલીનો છેડો લાવી આસાનીનો ટેકો લેવો.

ફ. ૨૫ : ૪૨ **મજિશ્તાઓ**=મજિશ્ત શબ્દમાં બહોળાપણાના વધારાનો અર્થ છે એટલે જે નરો કે જેઓના રૂવાનોમાં તેઓને લગતા હેઠલી દુન્યાના રૂવાનના અંશો વધુ ઘણા ઉમેરાયા હોએ અને એમ તે નરોના રૂવાનોની રચ વધીને ઉરૂને ઉષીમાં આવવા કાબેલની હોએ એટલે રૂવાનની ખુબ થઈ શકે તેવું હોય તેવા નરો. આવા નરો આથ્રવનના હોય અને મોટા અરબાબોનો હોય.

તબકકામાંના ત્રણુ મરતબાઓમાંના છેલ્લા **અશોનામ** તરીકેજ ઓળખાતા મરતબાના નવ દરજ્જાઓમાંના હેઠળા ત્રણુ દરજ્જાના રહે છે તેવા માનવીઓની ફ્રવષિઓ **અશાઉનામ** સાથે જોડાઇ શકતી નથી કેમકે તેણીઓને તો તે ગુનાહગારોના યઝત વસેલા કેહપં-ઉસ્તાન-તેવીશી અને **પન્જે-ઝરવેકશી-બાતેન**ની સાથે રહેતી ગવની પાસબાની કરવી પડે છે માટે તે ફ્રવષિઓ માનવીઓની વ્યકિતઓ સાથેજ બંધાયલી નહી છુટી પડે તેવી રહેલી છે. એમ ત્યારે પહેલા **અષાઉનાંમ ફ્રવષિ**ને યાદ કરીનેજ પછી **અશોનામ ફ્રવષિ** જે આઝાદ **અષવનો**ની હોય તેઓને યાદ કરે છે. પહેલા કરદામાંના પહેલા પેરામાં **સ્પિતમ યત અષઓનાંમ ફ્રવષિ** કરીને કાંગાજીની કેતાબમાં છાપેલું છે તેમાં **અષાઉનાંમ ફ્રવષિ** જોઇએ જુના માનુસ્ક્રિપ્તમાં એમ છે. પણ આ **અષાઉનાંમ**ની સાથે ઉપર કહયું છે તેમ **અશઓનાંમ**ની ફ્રવષિ **હુમ** થયલીજ રહે છે અને જ્યાં જે જે ઠેકાણે જે જેનું એટલે **અશાઉનામ** કે **અશોનામ**નું કામ હોએ ત્યાં તે તે ઠેકાણે તેઓ આવી શકે છે. પહેલા કરદામાં એકથી ૧૪ ફ્રકરાઓમાં **અશાઉનાંમ** ફ્રવષિનું મુળ કામ રહે છે જ્યારે પંદરથી અઢાર ફ્રકરામાં તે **અશાઉનાંમ**ની સાથની **અશોનાંમ**ની ફ્રવષિ જે તે જણુનારીઓ કે અનજુમનમાં બેસનારના કે ક્રીયામાં મદદ માંગનાર નરોના રૂવાનો સાથે વણુંનો વેરેનનો-સીલસીલો રાખતી આઝાદ નરોની ફ્રવષિઓ હોય છે તેઓ ભાવ ભજવે છે. પણુ તેઓ **અશાઉનાંમ**ની તુફેલમાંજ સંગ્ગઠનમાં રહીનેજ તે ભાવ ભજવે છે. બીજા કરદામાં પહેલા **અશાઉનાંમ**ને યાદ કીધી છે. પછી **અશોનાંમ**ની કીરતી ગાઇ છે કેમકે ત્યાં કહેલું જે કામ છે તેમાં **અશોનાંમ** પેલી **અશાઉનાંમ**ની તુફેલ હેઠળ કામ કરે છે. અહિંયાં બીજા કરદામાં આસમાનને ટેકવનાર તરીકેબી **અશો નાંમ**ને લીધેલી છે કેમકે આ **અશોનાંમ** ફ્રવષિનામનાં તબકકામાંની **નબા-નજદિશ્ત** અને **પઓઇર્યો-ત્કેષ** મરતબાની ફ્રવષિઓ આઝાદ હોવે તેઓ **અશાઉનાંમ** ફ્રવષિનામના સંગ્ગઠનની સાથેજ રહે છે-એમ ત્યારે જ્યાંબી **અશાઉનાંમ** ફ્રવષિનો ભેદ આવે ત્યાં સાથે સાથ **અશોનાંમ**નો ઘણો કે થોડો ભેદ આવે છે કેમકે તે યઝતોને તે **અશવનો** સાથે રાદ પેવંદ છે અને તે અશવનો યઝતોના કુદરતના હમકાર છે તેમ અનુ-યાયીઓ છે.

(કરદો ૩ જો) (૨૬) **અષાઉનાંમ**[1] **વંઘુહીશ**[2] **સુશઓ**[3] **સ્પૅન્તાઓ**[4] **ફ્રવષયો**[5] **યજમઇદે.**[6] **યાઓ**[7] **અર્ઑજિશ્તાઓ**[8] ***વર્જૅન્તાંમ,**[9] **રૅનજિશ્તાઓ**[10] ***ફ્રવર્જૅન્નાંમ,**[11] ***અક્રકવસ્તૅમાઓ**[12]

***અપ-સ્રયમ્નાંમ્,[13] અન્વરૂશતવસ્તૅમાઓ[14] *ક્રસ્ચિન્બનનાંમ્,[15] અપઇરિ-વસ્તૅમાઓ[16] *સ્નઇથિષાંમ્ચ[17] *વૅરથનાંમ્ચ;[18] યાઓ[19] અક્રૅઆઓર્વિંસ્વત્[20] કૅરેનવઇન્તિ[21] તાઓ *ઇરૅમ્[22] યહ્મ્ય[23] જસૅન્તિ.[24]**

(૨૬) યઝતોની પુર્ણ અશોઇવાળી[1] (યઝતોમાં અહુરમજદના પ્રભાવની શકિત જે રતુગીરી-અહુગીરીની છે તે લાવનાર-બતાવનાર), ‖ ભલી પરદુખભંજની[2] (યઝતોમાં બહમન અને આરમઇતીના પ્રભાવો સાથની શકિત લાવનારી-બતાવનારી), ‖ સુરી[3] (યઝતોમાં અપ અને શહેરેવરના પ્રભાવ સાથની શકિત લાવનાર-બતાવનાર), ‖ વૃદ્ધિ કરનારી[4] (યઝતોમાં ખોરદાદ અને અમરદાદના પ્રભાવો સાથની શકિત લાવનાર-બતાવનાર) ‖ ફ્રવષિઓ સાથે[5] ‖ એકતાન થઇએ છીએ;[6] ‖ જેણીઓ[7] ‖ ગાડી ચલાવનારાઓમાં-રથ હંકારનારાઓમાંના[8] (બધાઓમાં) ‖ ઘણીજ ઝોરેમંદ-તે ગાડીએ લાગેલા અઓજની કુદરતના ઘોડાઓને ઘણીજ ઉત્તમ પ્રબળ રીતે ચલાવનારીઓ,[9] ‖ ગાડીમાં બેસીને ખેંચાઇ જનારાઓમાં-જાતજાતના કર્મબંધનની ગાડીમાં બેસીને ખેંચઇ જતા રહેલાઓમાં-ઘાયલ થયલા બીમાર થયલા લાચાર થયલાઓ તરફ પગ ચાલીને-ગાડીમાં બેસીને ખેંચાઇ જનારાઓમાંના[11] (બધાઓમાં) ‖ ઘણીજ ચપળ પુગી વળનારી ચંચળ[10] (ઉપાય કરનારી), ‖ બાજી સમાલનારા સમયસુચકતા વાપરનારામાંના-એક હાલતમાંથી બીજી પરીસ્થિતિમાં જવે થતી ગેરબંદોબસ્તીની ધમાલમાં રોકાયલામાંના[13] (બધાઓમાં) ‖ નહી ગુંચવાઇ જનારીઓ-એકદીલીથી પુર્ણ સંપતીથી સમય તપાસી લેનારીઓ,[12] ‖ ખાંધ આપનારાઓમાંના[15] (બધાઓમાં) ‖ ઘણીજ ખમાઉ ભારખમ[14] ‖ હથીઆર રાખનારામાંના[17] (શરીરરૂપી હથીઆર યા મારવાના હથીઆર રાખનારાઓમાંના) ‖ બચાવરૂપ હથીઆર રાખનારાઓમાંના[18] (નીરંગનો બચાવ યા હથીઆરનો બચાવ રાખનાઓમાંના) ‖ અજીત[16] ‖ જેણીઓ[19] (ફ્રવષિઓ) ‖ જે[23] (જગ્યા)માં જયાંગી ‖ જાય છે[24] (ત્યાં) ‖ સુખાકારી ભીનોઇ દરોસ્તી સુખ-શાંતી નચીંતાઇ[22] ‖ નહિ ઉતરતી નહિ-પાછી જતી[20] ‖ કરે છે એટલે એક સરખી પતમાંનની રાખે છે. ‖

---

**ફુ. ૨૬ : ૯ વજેન્તાંમ્:** વઝ=ગતી આપવી-આગળ વધુ રથ ચલાવવું ઉપરથી વર્તમાન કૃદંત ૬/૩. ગાડી અને ગાડીને ચલાવવું એટલે ગાડીને પોતે હાંકવી એક જાતનો અધીકાર બતાવે છે. જગતને ગાડીરૂપનું લીધેલું છે. કુદરતના અનેક કેહપો

(ફુટનોટ ચાલુ).

**(૨૭) તાઓ[25] વંધુહીશ,[26] તાઓ[27] વહિશ્તાઓ[28] યજ-મઇદે,[29] યાઓ[30] અષાઉનાંમ્[31] વંઘુહીશ[32] સૂરાઓ[33] સ્પેંન્તાઓ[34]**

---

(પાને ૩૩ ની ફુટનોટ ચાલુ).

જગતની ગાડીને ચલાવી રહે છે–ધના અને તેની સાથની કાળી કુદરતની પાસેથી આ જગતની ગાડીને ચલાવવાની લગામ છે–માનવ પોતે ખુદબી ગાડીમાં બેસીને ગાડીને પોતે હાંકીને પોતાનો વઈભવ પોતાના પઈસાટકા માન મરતબાનો વઇભવ સત્તા બતાવે છે. એમ સૃષ્ટીમાં જે કંઇ વઇભવ થાય છે–સત્તા ચાલે છે તે બધાઓજ તે ગાડીને સદમાર્ગે લઇ જઇ શકતા નથી તેઓની ગાડી કદી ઉંધી વળી ભાંગી જાય છે. પણ જેઓના નસીબમાં જગતની ગાડીને ભલા પથ રાસ્ત પથ ઉપર લઇ જવાનું છે તે બધાઓની પાછળ ખેરદ તરીકે ફ્રવષિઓજ રહે છે. એમ જગતમાં જે કંઇ ભલો વઈભવ–ભલી સત્તા ચાલે છે તે બધામાં ડહાપણુ તરીકે ફ્રવષિજ છે માટે કહે છે કે ગાડીને હાંકનારાઓમાં તેણી મહા જોરાવર છે. મઝદદાતના વઇભવની કે અહુરદાતના વઈભવની ગાડીને અને તે ગાડીને લાગેલા ઘોડાઓને હાંકનારાઓમાં–યઝતો અષવનોમાં ફ્રવષિનુંજ ડહાપણુ છે માટે તે હાંકનારાઓમાં ફ્રવષિને ઉત્તમ ગણી છે. કુદરતમાં સૃષ્ટીની ગાડી અનેકો હાંકે છે. આ બધાઓને તે ગાડીને ખરે રસ્તે હાંકતા શીખવનાર ફ્રવષિ છે માટે તેણી હાંકનાર તરીકે બધામાં અઓજની કુદરતવાળી શ્રેષ્ટ ગણાઇ છે.

**ફૂ. ૨૬ : ૧૧ ફ્રવજ઼ેમ્નાંમ્:** **ફ્રવઝ**=તબીબી મદદ માટે દોડવું ગાડીમાં બેસી હંકાઈ જવું ઉપરથી વર્તમાન કૃદંત ૬/૩. ગાડીમાં બેસીને હંકાઇ જવું એટલે જાતજાતના કેશારો ભોગવટાઓ કરવા.

**ફૂ. ૨૬ : ૧૨ અફ્રકવસ્તેમાઓ :** આ શબ્દમાં **અ–ફ્રકવ** આકારો છે **ફ્રકવ** તકરાર મતમાં જુદા પડવું–**અ:**=નહિ, મતમાં જુદા નહિ પડનાર પુર્ણ સંમતી એક દીલીથી સમય જોનારા. એના ભેદ વીષે જુઓ ફ્રવષીની ફીલસુફી.

**ફૂ. ૨૬ : ૧૩ અપ–સ્રયમનનાંમ્ :** સ્રિ=આધાર લેવો–હઠવું–બાજી સમાલવી ઉપરથી વર્તમાન કૃદંત ૬/૩. એના ભેદ વીષે જુઓ ફ્રવષીની ફીલસુફી.

**ફૂ. ૨૬ : ૧૫ ફ્રસ્ચિન્બનનાંમ્: ફ્રચિમ્બ**=ખાંધ મારવી ઉપરથી વર્તમાન કૃદંત ૬/૩.

**ફૂ. ૨૬ : ૧૭ સ્નઇથિષાંમ્ચ**માં મારવાના હથીઆર રાખવાનો અર્થ છે એટલે શરીરરૂપ હથીઆર કે મારવાનું હથીઆર જે દુજને મારે, બુરાને મારીને સીધ્ધું કરે તેનો અર્થ છે, અને **વરેથનાંમ્ચ**માં બચાવરૂપ હથીઆર જે નીરંગ કે ઢાલનું હોય તેનો અર્થ છે.

**ફૂ. ૨૬ : ૧૮ વરેથનાંમ્ચ**=વરેથ બચાવ હથીઆરરૂપ ઢાલ.

**ફ્રવષયો.[૩૫] તાઓ[૩૬] જી[૩૭] સ્તર્ઁતએષુ[૩૮] અર્ઁસ્મોહુ[૩૯] તાઓ જઑયાઓ,[૪૦] તાઓ[૪૧] વૅર્ઁથ્રઘ્ન્યએષુ,[૪૨] તાઓ[૪૩] પેષનાહુ,[૪૪] તાઓ[૪૫] ઇદ[૪૬] યત્[૪૭] નરો[૪૮] તખ્મ[૪૯] પૅર્ઁતન્તે[૫૦] વૅર્ઁથ્રઘ્ન્યએષુ.[૫૧]**

(૨૭) યઝતોની પુણ્ય અશોઇવાળી[૩૧] (યઝતોમાં અહુરાની અહુગીરી–રતુગીરીનો પ્રભાવ લાવનારી), ‖ ભલી–પરદુખભંજની[૩૨] (યઝતોમાં બહમન આરમઇતીના પ્રભાવની શકિત લાવનારી–બતાવનારી), ‖ સુરી[૩૩] (યઝતોમાં અષ અને શહેરેવરના પ્રભાવની શકિત લાવનારી–બતાવનારી), ‖ વૃધ્ધિ કરનારી[૩૪] (યઝતોમાં ખોરદાદ અને અમરદાદના પ્રભાવની શકિત લાવનારી) ‖ ફ્રવષિઓ[૩૫] ‖ જેઓ[૩૦] ‖ ભલી પરદુખભંજની[૩૧] ‖ ભલાઇનું કામ કરનારામાં ઉત્તમ[૨૮] (છે) ‖ તેઓ સાથે[૨૫-૨૭] ‖ એકતાન થઇએ છીએ.[૨૯] ‖ તેઓ[૩૬] ‖ ખરેખર[૩૭] ‖ પાંથરેલી[૩૮] ‖ બરસમમાં[૩૯] (યઝશ્નેમાં) ‖ આરાધના લાયક[૪૦] (છે); ‖ તેઓ[૪૧] ‖ ફતેહોમાં[૪૨] ‖ તેઓ[૪૩] ‖ લડાઇઓમાં[૪૪] ‖ આરાધના લાયક છે;[૪૦] ‖ જોરાવર[૪૯] ‖ નરો[૪૮] ‖ ફતેહ માટે[૫૧] ‖ જ્યાં[૪૭] ‖ લડાઈ કરે છે[૫૦] ‖ તે જગાએ[૪૬] ‖ તેઓ[૪૫] ‖ આરાધના લાયક[૪૦] (છે). ‖

**(૨૮) તાઓ[૫૨] મઝ્દાઑ[૫૩] જબ્યત્[૫૪] અવંઘ્રહે,[૫૫] અવંઘ્રહેચ[૫૬] અષ્નો[૫૭] વીદ્દિદાર[૫૮] અપસ્ચ[૫૯] જૅમસ્ચ[૬૦] ઉર્વરયાઓસ્ચ.[૬૧] યત્[૬૨] સ્પૅન્તો મઇન્યુશ[૬૩] વીદારયત્[૬૪] અસ્મનૅમ[૬૫] યત્ આપૅમ[૬૬] યત્ જામ[૬૭] યત્ ગાંમ[૬૮] યત્ ઉર્વરાંમ,[૬૯] યત્ બર્ઁથ્રિષ્વ[૭૦] પુથ્રે[૭૧] વીદારયત્[૭૨] પઇતિ–વૅર્ઁતે[૭૩] અપર–ઇરિથ્યૅન્તો,[૭૪] આદાતાત્[૭૫] વીદાતઑત્.[૭૬] બ્યાહ્વ[૭૭] ઉવૅત્–ચયત્[૭૮] અસ્તિચ[૭૯] ગઑનચ[૮૦] દ્વૅદ્ચ[૮૧] ઉરૂથ્વાંસ્ચ[૮૨] પઇદ્ધયાઑસ્ચ,[૮૩] ફ્રવાખ્ષચ.[૮૪]**

(૨૮) તેણીઓને–ફ્રવષિઓને[૫૨] ‖ મઝદાએ[૫૩] ‖ મદદ માટે[૫૫] ‖ બોલાવી[૫૪] ‖ આ[૫૬] ‖ આસમાનની[૫૭] ‖ પાણીઓની[૫૯] ‖ જમીનની[૬૦] ‖ ઉરવરોની[૬૧] ‖ મદદ માટે[૫૬] ‖ બોલાવી[૫૪] ‖ (અને એમ તે બધાને મઝદાએ) ‖ ટકાવી રાખ્યા હતા[૫૮] ‖ અને એમ તે[૬૨] ‖ વૃદ્ધિ કરતો મીનો[૬૩] ‖ આસમાનને[૬૫] ‖ એમ પાણીને[૬૬] ‖ એમ જમીનને[૬૭] ‖ એમ ગોસ્પંદોને[૬૮] ‖ ઉરવરોને[૬૯] ‖ ટકવી રાખે છે.[૬૪] ‖ એમ માતાઓમાં[૭૦] ‖ ગર્ભને બચ્ચાંને[૭૧] ‖ કાયદાને નહિ માનનાર દેવ વીદાતુ તરફથી[૭૬] ‖ થતા હુમલાથી[૭૫] ‖ બચેલા[૭૩] ‖ નહિ મરણ પામતાં[૭૪] (તે બચ્ચાને) ‖ ટકાવી રાખે છે[૭૨] ‖ (તે બચ્ચાંમાં) પ્રસરેલી કુદરત મારફતે[૭૭] ‖ હાડકાને[૭૯] ‖ બધા અંગો વીગેરેનાં ઘાટોને[૮૦] ‖ સ્નાયુને[૮૧] ‖ આંતરડાને[૮૨] ‖ પગને[૮૩] ‖ યોનીના ભાગને[૮૪] ‖ બનાવી રહે છે.[૭૮] ‖

(૨૯) વીદારયત્[૮૫] સ્પૅન્તો મઈન્યુશ,[૮૬] યાઓ[૮૭] અમવઇ-તીશ[૮૮] તુષ્નિષાદો[૮૯] હુદાઇથીશ,[૯૦] વૅરૅજિ-ચશ્મનો[૯૧] સ્રઑઇથીશ[૯૨] દરૅઘો-શંરેમનો;[૯૩] યાઓ[૯૪] બૅરૅજઇતીશ[૯૫] *બૅરૅજયાસ્તાઓ,[૯૬] યાઓ[૯૭] હુયઑનાઓ[૯૮] પૅરૅથુ-યઑનાઓ,[૯૯] *રવો-ફ્રઑશ્મનો[૧૦૦] દસથવઇતીશ[૧] ફ્રસૂતાઓ[૨] *ઉપ-દારયેન્[૩] અરમનૅમ.[૪]

(૨૯) સ્પેન્તો વૃદ્ધિ કરનાર મીનો[૮૬] || આરમાનને[૪] || ટેકવી રાખે છે.[૮૫] || જેણીઓ ફ્રવષિઓ[૮૭] || હિમ્મતવાળી[૮૮] || ખાતર જમે રાખતી શાંતીને રાખી રહેલી–શાંત રીતે રહેનારી[૮૯] (કંઇબી ગભરાટ કે અકળાટ કે બીહકદારની) || અહૂના જેવી ભલી નેક નજર રાખનારી–આખરનું ભલું જોય તેવી આંખવાળી[૯૦] || કામ કરતી આંખવાળી–સૃષ્ટીના પડેપડમાંની રજેરજની આકેબતને તે રજ માટેના કામ કરતા કરતા જોઇ રહેતી આંખવાળા[૯૧] (વીરપ–આગાહ) || અહૂની નસીહતો સાંભળનાર–સૃષ્ટીની રજેરજના નાદોને સાંભળનારી[૯૨] (વીસ્પ–આગાહ) || લાંબા કાળ લગીની રામેશ્ની દોસ્ત–દુશ્મનોને આપનારી છે[૯૩] (કંઇબી દુખ સંતાપ વગરની છે) || જેણીઓ[૯૪] || ઉંચ ગતીની ઉંચાઇએ ચઢેલી[૯૫] || બુલન્દ અને તેટલા માટે ફ્રશો–ગર્દ કરવા કમ્મર બાંધેલી[૯૬] || જેણીઓ[૯૭] || અહૂ સાથે મળેલી, રાદ પેવંદ ભલું બંધન રાખનારી કરાવનારી[૯૮] || વધુ બંધન–વધુ રાદ પેવંદ જગતમાં થાય અહૂનો મેલાપ જગતને થાય તેમ કરાવનારા[૯૯] || દુખને તોડીને ખુશાળીનો દમ લેનારી લેવાડનારી–ખુશાળીભરેલી શ્રમ લેનારા–ખુશાળી માટે શ્રમ લેનારા–શ્રમમાં ખુશાળી પામતી અને આપતી[૧૦૦] || સુખાકારી કરનારી[૧] || નામના–કીરતીવાળાં[૨] (છે તેણીઓ) || તે અરમને[૪] || ઉપગુરૂ તરીકે ટેકવે છે એટલે સ્પેનામીનને તે અરમને ટેકવવાના કામમાં ગુરૂ તરીકે થઇ રહે છે.[૩] ||

---

ફ. ૨૯ : ૯૬ બૅરૅજ્યાસ્તાઓ=બરેઝિ-યાસ્ત; બરેઝિ બુલન્દ થવા માટે યાસ્ત કમ્મર બાંધેલી; યાસ્ત શબ્દ યાઑંઘહ-યાહ પહેરવું-વીતાળવું ઉપરથી ભુત કૃદંત ૧/૧ માં છે.

ફ. ૨૯ : ૧૦૦ રવો ફ્રઑશ્મનો : રવો-રવંઘહ ખુશાલી; ફ્રઑશ્મન એટલે ઘોડાના ફુફારા મહેનત-દોડ-ખુશાલી માટે મહેનત કરનાર.

ફ. ૨૯ : ૩ ઉપ-દારયેન=બધેબધથી ટકવે છે. ઉપ શબ્દ નીચે ઉપર બધેબધથી એમ અર્થ દેખાડે છે. સંસ્કૃત શબ્દ 'ઉપગુરૂ'માં ઉપનો અર્થ મદદ કરવાનો એટલે ગુરૂ તરીકેનો છે તે અર્થ અહિંયાં અર્થસુચક છે. (કાંગાજી).

(કરદો ૪ થો) (૩૦) અષાઉનાંમ્[1] વંઘુહીશ્[2] સૂરાઓ[3] સ્પેન્તાઓ[4] ફ્રવષયો[5] યજમઇદે.[6] હુશ્-હ્ખ્મનો[7] *હુવરેજાનાઓ[8] દરેઘએઇબ્યો[9] હુખ્દ્રએઇબ્યો;[10] ઉપ-ષિતેએ[11] વહિશ્તાઓ[12] અનાજરેતાઓ[13] અએઇબ્યો[14] નરેબ્યો;[15] વંઘુહીશ્[16] યોઇ[17] વો[18] વંઘ્હુશ્;[19] ગુફ્રાઓ[20] દૂરએસૂકાઓ[21] બએષજયાઓ[22]. ફ્રસૂતાઓ[23] વનત્-પેષનાઓ;[24] નોઇત્[25] પઉર્વાઓ[26] આજારયન્તે.[27]

(કરદો ૪ થો) (૩૦) યઝતોની પુણ્ય[1] અશોઇવાળી[1] (યઝતોને અહુરમજદની રતુગીરી અહુગીરી અપાવનારી), ‖ ભલી પરદુખભંજની[2] (યઝતોને બહમન અને આરમઇતીના પ્રભાવોની શક્તિઓ અપાવનારી), ‖ સુરી[3] (યઝતોને શહેરેવર અને અષના પ્રભાવોની શક્તિ અપાવનારી), ‖ વૃદ્ધિ કરનારી[4] (યઝતોમાં ખોરદાદ અને અમરદાદના પ્રભાવોની શક્તિ અપાવનારી) ‖ ફ્રવશિ[5] ‖ સાથે એકતાન થઇએ છીએ[6] (જેઓ) ‖ લાંબા કાળને માટે[9] (તન-પસીન જે લાંબે કાળે થાય છે તેને માટે) ‖ દોસ્તી ઉભી કરવા માટે[10] (તન-પસીન કરાવી અપાવવા માટે) ‖ ભલાઇ થવા માટેનો-ભલો ફાયદો થવા માટેનો એટલે કંઇ આશા કે ફાયદા વગર સામા ભલાનું કામ પાર પાડે તેવો સંબંધ દોસ્તી કરનારી[7] ‖ તેવું ભલું રોશન ગતીનું થવા માટે[8] (તનપસીન થવા માટે) કામ કરી રહેનારી ‖ આ[14] (એટલે જગતમાં જન્મીને પાર પાડવા ધારેલા) ‖ નરોથી[15] (તે નરોના તનપસીન પુગાડવા માટેનું કામ કરવાથી) ‖ રનજુર નહી થયલી[13] (પાછી પાણી નહી કરે તેવી અને તેટલા માટે) ‖ માથા ઉપર પાસબાન તરીકે રહેવામાં[11] ‖ સઉથી સરસ રીતે કામ કરી રહેનારી[12] (હોય છે. પણ જો માનવ ભલો હોય-દીનદાર હોય તો તેવા બધા) ‖ તમારામાંના[18] ‖ જેઓ[17] ‖ ભલા[19] (ખુલ્લા આઝાદ દીલના છે તેઓ માટે) ‖ ભલી[16] (બહમનની ગતી જલદી અપાવે તેવી છે), ‖ કુદરતના છુપામાં છુપાં ઉંડામાં ઉંડા ભેદોવાળી[20] (ખુદ મઝદા અને યઝતોના ડહાપણ તરીકેની માટે તેઓ આગળથી ગુપ્ત અને ઉંડા ભેદ ઉભો કરે તેવી) ‖ આખા યવએચના કાળની રજેરજમાં જોનારી[21] ‖ દરોસ્તી[22] (તન-મન-રૂવાનને દરેકને) આપનારી ‖ વખાણપાત્રની-વખાણ પામેલી[23] ‖ લડાઇમાં ફતેહ અપાવનારી[24] (કર્મબંધનની સંસારની લડાઇ કે જગત-રચનાની રપેના

---

ફ. ૩૦ : ૮ હુવરેઝાનાઓ આ શબ્દ હુ+વરેઝાન-વરેઝનો બનેલો છે એટલે સારૂં કરતો; કૃદંત વિશેષણ છે.

ધનાની લડાઇમાં ઇનસાફને ચલાવનારી) ‖ સપ્પર પહેલેથી[૧૬] (સૃષ્ટી-રચનાના પહેલેથી તે છેક ફ્રશો-ગર્દના છેડા લગીમાં કારણ મળ્યા વગર ગેરઇનસાફથી) ‖ તેઓ દુખ દેતી[૧૭] ‖ નથી.[૧૮] ‖

(કરદા ૫ મો) (૩૧) અષાઉનાંમ્[૧] વંઘુહીશ્[૨] સૂરાઓ[૩] સ્પેન્તાઓ[૪] ફ્રવષયો[૫] યજમઇદે.[૬] ઉગ્ર-જઓંષાઓ[૭] હિબ્ષ્યંબ્યો,[૮] ઉપઇરિ-કઇરયાઓ[૯] સેવિશ્તાઓ,[૧૦] યાઓ[૧૧] ઉપઇરિ[૧૨] *હમરૅનાદ[૧૩] અઉર્વૈથનાંમ્[૧૪] હિબ્ષ્યંતાંમ્[૧૫] ઉગ્રાઓ[૧૬] બાઝૂશ્[૧૭] સ્ચિન્દયેઇન્તિ.[૧૮]

(કરદા ૫ મો) (૩૧) યઝતોની[૧] પુણ્ય અશોઇવાળી[૧] (યઝતોને અહુરમઝદની રતુગીરી અહુગીરી અપાવનારી) ‖ ભલી પરદુખભંજની[૨] (યઝતોને બહમન અને આરમઇતીના પ્રભાવોની શક્તિ અપાવનારી) ‖ સુરી[૩] (યઝતોને શહેરેવર અને અષના પ્રભાવોની શકિત અપાવનારી) ‖ વૃધ્ધિ કરનારી[૪] (યઝતોમાં ખોરદાદ અને અમરદાદના પ્રભાવોની શકિત અપાવનારી) ‖ ફ્રવષિ[૫] ‖ સાથે એકતાન થઇએ છીએ[૬] (જેઓ) ‖ બએષ દુખ સંતાપ કરાવનાર માટે[૮] (શરીરમાંની હવસી ગતીઓથી બગડતા મનના સંતાપને માટે સામે યા બહારના દરવંદોથી થતા વિધ્નોના શંતાપને માટે યા કાળી કુદરતના આસેઓને માટે-તેઓ સામે) ‖ ઉગ્ર નહિ ડગે તેવી[૭] (પણ ઇનસાફી-ખોટી દયા નહિ ખાય તેવી ખરી દોસ્તીવાળી માટે તેઓને શીક્ષા કરનારી) ‖ (તે દવેશવાળા માટે) સરવોપરીપણું રાખી ઇનસાફથી બુરાઇઓને મારીને ઉત્તમ રીતનું કામ કરનારી[૯] (શીક્ષાથી સુધારનારી અને આખરે) ‖ ફાયદો આપનારી[૧૦] ‖ જેણીઓ[૧૧] ‖ લડાઇ માટેના[૧૩] (ભલા બુરાની રસાકસીના) ‖ મેદાનમા[૧૨] ‖ નહી ડગે તેના જોરાવર[૧૬] ‖ દુખ દેનાર[૧૫] (બુરાઇઓ-અહીંની કાળી બાજુવાળા) ‖ હમનબર્દોના[૧૪] ‖ નહી ડગે તેવી જોરાવર[૧૬] ‖ બાજુને[૧૭] ‖ તોડી નાખે છે.[૧૮] ‖

(કરદા ૬ ઠો) (૩૨) અષાઉનાંમ્[૧] વંઘુહીશ્[૨] સૂરાઓ[૩] સ્પૅન્તાઓ[૪] ફ્રવષયો[૫] યજમઇદે;[૬] અરૅદ્રાઓ[૭] તખ્માઓ[૮] અઓજંઘ્ઉહઇતીશ્[૯] અના-માંથ્વાઓ[૧૦] ખ્રાથ્રવઇતીશ્[૧૧] ખ્રાપ-રાઓ[૧૨] બએષજયાઓ,[૧૩] અષોઇશ્[૧૪] બએષજ[૧૫] હચિમ્નાઓ,[૧૬] જૅમ-ફ્રથંઘ્રહ[૧૭] દાનુ-દ્રાજંઘ્રહ[૧૮] હુવરૅ-બરૅજંઘ્રહ.[૧૯]

---

ફ. ૩૧ : ૧૩ હમરેનાદમાં હમરેનનો ૫/૧ નો આકાર છે હમરેનમાં હ+મરના આકારો છે. હ એટલે અરસપરસ; મર=મારવું મરવું.

(કરદો ૬ ઠો) (૩૨) યઝતોની પુણ્ય[0] અશોઇવાળી[1] (યઝતોને અહુરમઝદની સ્તુગીરી અહુગીરી અપાવનારી), ‖ ભલી પરદુખભંજની[2] (યઝતોને બહમન અને આરમઇતીના પ્રભાવની શકિત અપાવનારી), ‖ સુરી[3] (યઝતોને શહેરેવર અને અષના પ્રભાવોની શકિત અપાવનારી), ‖ વૃધ્ધિ કરનારી[4] (યઝતોમાં ખોરદાદ અને અમરદાદના પ્રભાવોની શકિત અપાવનારી) ‖ ફ્રવષિ[5] ‖ સાથે એકતાન થઇએ છીએ[6] (જેણીઓ) ‖ કરમબક્ષેશ કરનારી[7] ‖ મહા પ્રબળ-જબર[8] ‖ અઓજની કુદરત ધરાવનારી[9] ‖ વીચારની પેલી મેરની[10] ‖ પુર નુરમંદ બાજાને નુરમંદ કરનારી[11] ‖ દુજ રહીત કરવાના આશીશોથી ભરપુર[12] ‖ તન-મન-રૂવાનની દરોસ્તી આપનાર હકીમ-ઉલ-હકીમ[13] ‖ જમીનની પહોળાઇ જેટલી[17] ‖ નદીના લંબાઇ જેટલી[18] ‖ ખુરશેદની ઉંચાઇ જેટલી[19] ‖ અશોઇની[14] ‖ દરોસ્તી[15] ‖ સાથે લાવનારી-રાખનારી[16] (રહે છે). ‖

(કરદો ૭ મો) (૩૩) **અષાઉનાંમ્[1] વંઘુહીશ્[2] સૂરાઓ[3] સ્પૅન્તાઓ[4] ફ્રવષયો[5] યજમઇદે.[6] યાઓ[7] તખ્માઓ[8] હાંમ્-વર્ઇતિવઇતીશ્[9] અર્જયેઇતીશ્[10] ઋવિષ્યન્તીશ્[11] ઉરૂવીનઇ-તીશ્;[12] ફ્રસ્ચિન્દયેઇન્તીશ્[13] વીસ્પનાંમ્[14] દ્બિષવતાંમ્[15] જ્ય-એષાઓં[16] દએવનાંમ્[17] મષ્યાનાંમ્ચ;[18] અમએ-નિજનો[19] હમૅરથે[20] હવાઇ[21] કામાઇચ[22] જઓંષાઇચ.[23]**

(કરદો ૭ મો) (૩૩) યઝતોની પુણ્ય[0] અશોઇવાળી[1] (યઝતોને અહુરમઝદની સ્તુગીરી અહુગીરી અપાવનારી) ‖ ભલી પરદુખભંજની[2] (યઝતોને બહમન અને આરમઇતીના પ્રભાવની શકિત અપાવનારી) ‖ સુરી[3] (યઝતોને શહેરેવર અને અષના પ્રભાવોની શકિત અપાવનારી) ‖ વૃદ્ધિ કરનારી (યઝતોમાં ખોરદાદ અને અમરદાદના પ્રભાવોના શકિત અપાવનારી) ‖ ફ્રવષિ[5] ‖ સાથે એકતાન થઇએ છીએ[6] ‖ જેણીઓ[7] ‖ સહમઉલ સહમ ચુકે નહિ તેવી જોરાવર[8] ‖ ટકાવ આપનારી[9] (બુરાઇ હવસો ધટતી સામે) ‖ (બુરાઇ સામે) લડનારી[10] ‖ સખત થનારી પીગળે નહિ તેવી (પણ મારીને સુધાર્યા વગર છાંડે નહિ તેવા) ‖ ઉરૂની વિશાળ ઉંચામાં ઉંચી વૃધ્ધિ જે કંઇ થઇ શકે તેવું કરવા માટેની આંખવાળી[12] (ઉરૂ થયલી અને બીજાને કરવાવાળી) ‖ બધા[14] ‖ તોપાવાળાઓ-ધટતી લાવનારા જરાબી વૃદ્ધિ સાંખી શકે નહિં તેવા ખરફસ્ત્રો[15] ‖ દેવોના[17] ‖ બુરા માણસોની[18] ‖ બુરાઇઓને[19] ‖ તોડી ફોડી નાંખનારી[13] ‖ પોતાની સ્વાર્થ વગરની[21] ‖ આખરની મુરાદ[22] ‖ મીનોઇ ઇશ્ક લાવવા માટે[23] ‖ હમન

બરદોને એટલે દાદારની મરજીની સામે થનારાઓને[૨૦] ॥ ફતેહમંદીથી મારનારી[૧૯] (મારીને સુધારનારી). ॥

**(૩૪) યૂઝ્યૅમ[૨૪] વંઘુહિશ[૨૫] નિઝ્નિનઑાત[૨૬] વૅરેથ્રઘ્નૅમ્ચ[૨૭] અહુરદ્દાતૅમ[૨૮] વનઇન્તીમ્ચ[૨૯] ઉપરતાતૅમ,[૩૦] આબ્યો[૩૧] દંઘ્હુબ્યો[૩૨] સેવિશ્તાઑ,[૩૩] યથ[૩૪] વંઘુહીશ[૩૫] અનાજરૅતાઑ[૩૬] ખ્શ્નૂતાઓ[૩૭] અઇનિતાઓ[૩૮] અઇબિશ્તાઓ,[૩૯] યૂઝ્યૅમ[૪૦] યસન્યાઓ[૪૧] વહ્મ્યાઓ[૪૨] વસો-યઑનાઓ[૪૩] ફ્રચરથ્વે.[૪૪]**

(૩૪) અએ તમો[૨૪] ॥ ભલા પરદુખભંજની[૨૫] ॥ અતી ફાયદો કરનારી[૩૩] (ફ્રવષિઓ) ॥ જયારે[૩૪] ॥ તમો[૪૦] ॥ ભલીઓ[૩૫] (ભલી તરીકે રહી શકીને) ॥ આઝુરદે નહિ થયલી[૩૬] ॥ ખુશનુદ થયલી[૩૭] ॥ આજાબ નહિ પામેલી[૩૮] ॥ બએશ-ઘટતી સાથે નહિ જોડાયલી[૩૯] ॥ યશ્ન પામેલી-ક્રિયામાં રાથ્વી જોતી સાથે જોડાયલી[૪૧] ॥ આરાધના પામેલી-ભક્તિમાં જોડાયલી[૪૨] ॥ તે સાહેબની અહુનવઇર્ય પ્રમાણેની ઇચ્છા મુજબ રજેરજમાં સંબંધ પામેલી[૪૩] (જે દેશમાં) ॥ તમો ફરી રહો છો[૪૪] ॥ તે[૩૧] ॥ દેશ માટે[૩૨] ॥ અહુરદાત સાથના જરથોશ્તીપણું મીનોઇ કીમીયું લાવે તેવા કાયદા રાખનાર[૨૮] ॥ બહેરામની ફતેહ[૨૭] (તન-મન-રૂવાન માટેની ફતેહ) ॥ વનઇન્તી ઉપરતાતની જીતીને વસ કરીને મીનોઇ ઇશ્કમાં લાવે તેવી[૨૯] ॥ સરસાઇ સર્વતમપણું[૩૦] ॥ આપો છો[૨૬] ॥

---

**ફ. ૩૪ : ૨૫ વંઘુઉહિશ** અહિંયા આઠમી વિભક્તિ છે

**ફ. ૩૪ : ૩૫ વંઘુઉહીશ** અહિં પહેલી બહુવચન બને છે.

**ફ. ૩૪ : ૩૫—૩૬—૩૭—૩૮—૩૯ =** ફ્રવષિ રજેરજ સાથે છે પણ રજેરજમાં દમેવની બુરાઇ છે-માટે તે બુરાઇનું એક દહાડે તેણી કીમીયું તો કરશેજ. પણ તે મીનોઇ કીમીયું થાય તે પહેલા તે રજમાં જે દએવીક ગતી છે જે બુરાઇઓ છે તે બુરાઇઓના ભોગવટાઓના ભાર ખમવો પડે છે-બુરાઇના ભોગવટાની આગ જે લાગે છે તે આગમાં જઇને તેને બુઝાવવી પડે છે એટલે તે ભોગવટાઓને ઈનસાફથી લઇને તેવી બુરાઇ પ્રમાણેની સજા ઉતારીને તેઓને ભલી ખેરદમાં લાવવી પડશે. આ વખતની તેઓ સાથે સંડોવાયલી ફ્રવષિને **વંઘુહીશ** = ભલી ફ્રવષિઓ તરીકે રહેલી એટલે આશીશો આપી રહેતી નહિ કહે પણ શ્રાપ દેતી કહે એટલે મારીને સુધારી રહેતી કહે. આ વખતે તેણીઓ **અનાજરેતાઓ** નહિ હોય-**ક્નુતાઓ** નહિ હોય પણ તે ચીજો સાથે રહીને તે ચીજોને સુધારવાના કામમાં પડેલી માટે આજાબમાં

(ફુટનોટ ચાલુ).

(પાને ૪૦ ની ફુટનોટ ચાલુ).

**રહેલી** કહેવાય. આ વખતે ફ્રવષિ તે રજ સાથે **વસો-યઓન**માં એટલે તે ચીજ સાથે કુદરતના નીમીત કાયદા અનુસાર રાદ પેવંદમાં આવેલી નહિ હોય એટલે ફ્રવષિનું ચલન ત્યાં નહિ હોય. પણ જે દેશમાં તે ફ્રવષિઓ **વસો-યઓન**માં હોય તે દેશની રજેરજની ફ્રવષિએ તે ચીજ સાથે સંબંધ કરીને તે ચીજની ઉપર અખત્યાર રાખે તેવી થયલી હોય એટલે તે ચીજનું મન રૂવાનને તાબે હોય, તે રૂવાન બઓદને તાબે હોય, તે બઓદ આ ફ્રવષિને તાબે હોય અને ફ્રવષિ પોતાના **અષઓનાંમ** અને **અષાઉનાંમ** દરજ્જાવાળી આઝાદ ફ્રવષિઓ સાથે હમ થઇને કુદરતને ચલાવવામાં પડી હોય; એમ તે **વસ-યઓન** થયલી હાલતની ફ્રવષિ જે દેશમાં જીવતી હાલતમાં રહેતી હોય તે દેશમાં ફ્રવષિ **ઉરૂનવઈતી**ના કામમાં ઉરૂની નજર જે તેણી રાખે છે તે પ્રમાણે ઉરૂ કરી રહેલી હોય-વૃદ્ધિ કરી રહેલી હોય અને **દૂરએસૂક**ની તેણીની ગતી એટલે આખા **યવએચ**ના મામલાને પુરા પડે તેવી રીતે જોતી તેણીની ગતી **હવાઈ કામાઇચિ**=પોતાની આઝાદ રહેલી વૃત્તીથી છેલ્લી ગોલ માટે અને **ઝઓ-ષાઇચિ**=મીનોઈ ઇશક જગતમાં જમાવવા માટે કામ કરી રહે છે. આમ તે ફ્રવષિ **ક્ષ્નુતાઓ-અઇનિતાઓ-અતિબિશ્તાઓ** હોય. જે દેશમાં લોકો સત્યવાન હોય ત્યાં એવુ થાય, પણ જો તે ફ્રવષિ સાથના માનવો ગુનાહગાર હોય, તે ફ્રવષિઓ તે ગુનાહગાર સાથે **વસો યઓન**ની હાલતમાં નહિ હોય એટલે તે માનવના તન-મન ઉપર ફ્રવષિનો શું, બઓદનો શું, પણ રૂવાનનોબી કાબુ નહિ હોય, પણ દેવનો કાબુ હોય તો આ વખતે ફ્રવષિ તો સીરફ તેના યઝત વસેલા કેહર્પની પાસબાની કરી શકે એટલે તે કેહર્પમાં કુદરતને વસાવેલી રાખીને માદરરૂપ કેહર્પને મદદ મોકલી અહુમ મણીમના તનને જીવવાનું સાધન કરી આપે. આમ ફ્રવષિનું કામ સંકોચીત થઇ જાય એટલે સીરફ તે માણસને માટેનુંજ થાય જેથી તેને એબ્જાબમાંનું કામ કહે કેમકે તે ફ્રવષિ અષઓનાંમ અને અષાઉનાંમ ફ્રવષિના મહાન કામો જે આ યસ્તમાં કહયા છે તેમાં દાખલ થઇ શકતી નથી, પોતાને લગતા માનવના એબ્જાબ પરદામાંથી બહાર આવી શકતી નથી, માટે પોતાને લગતા માનવના એબ્જાબમાં રહેલી કહેવાય જેને માટે **'ઈનીત'** શબ્દ છે. **અઇનિતાઓ**માં અ+ઇનિતાઓ શબ્દો રહેલા છે. આને લીધે તે ફ્રવષિને **તિબિશ્ત**ની એટલે માનવની બુરાઇની વળે કરવાના કામમાં રોકાયલી કહેવાય. પણ જે દેશમાં જરથોશ્તી દીનનો જલ્વો હોય-આરમઈતીનો પ્રભાવ હોય, જે દેશમાં નેકી નીતી હોય-અદબ હોય-કદર હોય તો તે દેશના લોકોના મનનો કાબુ તે દેશના લોકોમાં જાગૃત થયલા-ઉરૂને ઉષીમાં આવેલા રૂવાન પાસે હોય. આવા લોકોના રૂવાનોનો કાબુ બઓદ પાસે હોય, આવા લોકોના મન-રૂવાન-બઓદનો કાબુ ફ્રવષિ પાસે હોય. અને જ્યાંબી જે કંઇ કેઠેબી યસ્ન થઇ રહેતી હોય એટલે કીયા થઇને ફ્રવષિ-

(ફુટનોટ ચાલુ).

(કરદા ૮ મા) (૩૪) **અષાઉનાંમ્[૧] વંઘુહીશ[૨] સૂરાઓ[૩] સ્પેન્તાઓ,[૪] ફ્રવષયો[૫] યજમઇદે;[૬] ફ્રસૂતાઓ[૭] *વનત્-પેષનાઓ[૮] અવિ-અમાઓ[૯] *સ્પારો-દાશતાઓ[૧૦] *અમુયમ્નાઓ[૧૧] *રજિશ્ત-નાંમ્;[૧૨] યાઓ[૧૩] *અવ-જબયતો[૧૪] અવંઘ્રહે[૧૫] *વ્યાંસ્ય[૧૬] *વ્યાંનસ્ય.[૧૭] *અપતેએ[૧૮] જબયેઇતિ[૧૯] વ્યાંસ્,[૨૦] અપ-ગતેએ[૨૧] વ્યાંનો.[૨૨]**

(૩૬) **યાઓ અવદ પર ફ્રઑઇરિસિશતાઓ, યથ નરો અષવનો અર્ષમ્ હુન્તિ જરજદાતંમ, યથચ મજિશતાઓ ફ્રૂર-તાઓ, યથચ ખ્શ્નૂતો અષવ યથચ અજ્યિશતો અષવ.**

(કરદા ૮ મા) (૩૫) યઝતોની પુણ્ય અષોઇવાળી[૧] (યઝતોને અહુરમજદની સ્તુગીરી અહુગીરી અપાવનારી), ‖ ભલી પરદુખભંજની[૨] (યઝતોને બહમન અને આરમઇતીના પ્રભાવોની શક્તિ અપાવનારી), ‖ સુરી[૩] (યઝતોને શહેરેવર અને અષના પ્રભાવોની શક્તિ અપાવનારી), ‖ વૃદ્ધિ કરનારી[૪] (યઝતોમાં ખોરદાદ અને અમરદાદના પ્રભાવોની શક્તિ અપાવનારી) ‖ ફ્રવષિ[૫] ‖ સાથે એકતાન થઇએ છીએ[૬] (જેણીઓ) ‖ કીરતીવાળી[૭] ‖ લડાઇમાં (સફેદ બાજુ માટે) ફતેહ મેળવનાર[૮] ‖ હીંમતને પાંથરનારી[૯] ‖ ઢાલ બચાવના સાધનો રાખનારી[૧૦] ‖ સચ્ચાઇ-રાદી ગતી નેકી-ભલાઇમાં સૌથી પહેલી અતી સત્યતા રાખનારના[૧૨] (જેવી) ‖ મકકમ નહી ડગે તેવી છે.[૧૧] ‖ જેણીઓને[૧૩] ‖ પુઠે લાગનારો[૧૬] (તેમ) ‖ નાહસી જનારો[૧૭] ‖ મદદને માટે[૧૫] ‖ બોલાવે છે[૧૪] ‖ પુઠે જનારો[૨૦] ‖ (તે નાહસતાને) પકડવા માટે[૧૮] ‖ તે નાહસનારો[૨૨] ‖ છટકવી જવા માટે[૨૧] ‖ બોલાવે છે.[૧૯] ‖

---

(પાને ૪૧ ની ફુટનોટ ચાલુ).

ઓની આરાધના થઈ રહેતી હોય તો તેમાં તે લોકોની જીવતી હાલતમાંની ફ્રવષિબી હાજરી આપી શકે. ટુંકમાં જે દેશોમાં જરતોશ્તીપણું હોય ત્યાં યસ્ન હોય ત્યાં ફ્રવષિની ફેનુદી થાય-લોકોના મનો રૂવાનને તાબે હોય રૂવાન ઉરૂને ઉષીમાં હોય ત્યાં બહેરામની ફતેહમંદી હોય અને જે કંઇ બુરાઈ થવા પામે તેને તુરતજ પુગી વળનારી **વનઈન્તી ઉપરતાતની વનઈન્તી** સરસાઇ હોય.

**ફ. ૩૫ઃ ૮ વનત-પેષનાઓ**=અહિંયાં લડાઇ જે કહી છે તે કુદરતમાં હર મીનીટ થતી સ્પેના-ઘનાની લડાઇઓ મોટે ભાગે સમજવી. કુદરતમાં નીરંતર મારામારી છે. આપણા શરીરના લોહીના અનુઓથી તે આખા

(ફુટનોટ ચાલુ).

(પાને ૪૨ ની ફુટનોટ ચાલુ).
શરીરથી તે આખી વિશાળ નીસ્તીની કુદરતમાં એમ લડાઈ છે કે જેની આગળ જગતની લડાઇઓનો હીસાબજ નથી. છતાં જગતની લડાઇબી જો રાહેરાસ્તીની હોય તો તેમાં મદદ મળે.

ફ. ૩૫: ૧૦ **સ્પારો-દાશતાઓ**=અહિંયાંનો ઢાલ શબ્દ બચાવના સાધનો બતાવે છે. એ **સ્પારો** શબ્દને **નાફે-બવર** સાથે સંબંધ છે. માણસના શરીરને ટુંકમાં બે ભાગોમાં વહેંચી શકાય. એક ભાગ અહુમ-મષીમનો જન્મ-મરણમાં આગળ વધતો; બીજો **કેહર્પીક** આગળ વધેલો પણ અહુમ મષીમને માટે ભોગ આપતો ભાગ છે. અહુમ-મષીમ તનમાં દ્રવાઓની ગતી છે તે શરીરના અનુએ અનુમાં છે પણ તે 'અનુ'ને એવી રીતે ઢાલમાં મુકેલું છે કે તે અનુની ગવના તાબામાં તે અનુની વોહુનની ગતી છે અને ખુદ તે વોહુનબી ગવ અને **રએથ્વ**=દએવીક કચરાનો બનેલો છે કે જેમાં **રએથ્વ**નો દેવબી બંધાય છે-આવી રીતે જડ જીવતા શરીરમાં દેવને બાંધેલો છે જેનું બંધન જો જરા ઢીલું થાય તો દરદ થાય. **અહુમ મષીમનું** આવું બંધન છે જેની ઉપર આપણને ખ્યાલ આવી શકતો નથી જેથી આપણો જાન આપણી તાકુનને બહાર કાઢી શકે છે અને જીવ ચાલે છે. ટુંકમાં દેવની ગતીને બાંધેલી છે. આવી ગતીને બાંધીને ટેકવવાનું કામ આપણી અઇપીમાંના ફરોહરનું છે. માનવના શરીરની અઇપીમાંનું ફરોહર યઝત વસેલા કેહર્પમાં આ પોતાની **સ્પારો**ની ગતી મોકલીને પછી માદરરૂપ કેહર્પ મારફતે **અહુમ-મષીમ**માં દેવને બાંધેલો રાખેલો છે કે જેથી શરીર જીવે છે જ્યારે ફરોહરની તે હાલત **સ્પારો** તે માદરરૂપ કેહર્પ ઉપરથી નીકળી જાય છે એટલે **અઝદ** તુટીને મૃત્યુ થાય છે. પણ જ્યારે માનવ પોતાના **'અહુમ મષીમ'**ને અષના તબકકાની ઉપર ચઢાવે છે અને ખોદા વસેલા **કેહર્પ** સાથે સીધ્ધું જોડી દે છે માટે અઝદ સાથે સીધ્ધું મળે છે, ત્યારે તેના રૂવાન ઉપરનો બંદ દરોશ ખુલે છે એટલે રૂવાનના આસ્ન ડહાપણ તરીકે તેની ફ્રવષિ હતી તે ફ્રવષિ તે રૂવાનને મળે છે. રૂવાનની રય ફ્રવષિની ઉરૂની ગતીને મલી રહે છે જેથી તે રૂવાન ઉરૂને ઉષીમાં આવે છે-ખુબની હાલતમાં આવે છે. આ વખતે તેનું ફરોહર આઝાદ થાય છે, **અઈન્તિ** થાય છે, **અવિબશ** થાય છે અને જીવતા જીવત યસ્નમાં જોડાય છે ત્યારે તે **સ્પારો**ની ગતી શકિતરૂપ થઈ રહે છે જેને **નાફે-બવર** કહે છે. એક બસ્તે-કુશ્તીઆનના સદરાના નવ સાંધાના બીગ્રોમાં આવી **સ્પારો**ની ઢાલને નાફે-બવરની ગતીમાં લઈ જવાનો મિગ્ર પેગામ્બર સાહેબે બાંધેલો છે કે જેથી સદરો ખુદ આલાતરૂપનો ગણાઇ શકાય છે. વળી મોટી મોટી તલેસમો ઉપર-આદરાનો ઉપર ફ્રવષિની **સ્પારો-દાશતાઓ**ની શકિત રહેલી હોય છે. સાહેબ દીલાન સાહેબો જે કશમાં છે તે કશની ઉપર તેમ બીજા અનેક તલેસમાતીક કશોની ઉપર ફ્રવષિની **સ્પારો-દાશતાઓ**ની શકિત રહેલી છે.

(ફુટનોટ ચાલુ).

કરદો ૯ મો) (૩૭ અષાઉનાંમ્[1] વંઘુહીશ્[2] સૂરાઓ[3] સ્પૅન્તાઓ[4] ફ્રવષયો[5] યજમઇદે.[6] †પૅાઉરૂ-સ્પાદાઓ[7] †યસ્તો-જયાઓ[8] †ઉઈજગૅરૅપ્તો-દ્રફ્ષ્યાઓ[9] બામ્યાઓ.[10] યાઓ[11] ઉગ્રાહુ[12] પેષનાહુ[13] તદ[14] નિજસૅન્[15] ખ્ષ્તેવિવ્યો,[16] તદ[17] યોઇ[18] તખ્મ[19] ખ્ષ્તાવયો[20] દાનુબ્યો[21] અર્જૅન્[22] પેષનાઓ.[23]

કરદો ૯ મો) (૩૭) યઝતોની પુણ્ય અશોઇવાળી[1] (યઝતોને અહુરમઝદની સ્તુગીરી અહુગીરી અપાનવારી), || ભલી પરદુખભંજની[2] (યઝતોને બહમન અને આરમઇતીના પ્રભાવની શકિત અપાવનારી), || સુરી[3] (યઝતોને શહેરેવર અને અષના પ્રભાવોની શકિત અપાવનારી), || વૃધ્ધિ કરનારી[4] (યઝતોમાં ખોરદાદ અને અમરદાદના પ્રભાવોની શકિત અપાવનારી) || ફ્રવષિ[5] || સાથે એકતાન થઇએ છીએ[6] (જેણીઓ) || પુષ્કળ સેપાહવાળી[7] || હથીઆર સજેલી[8] || ઝુન્ડો ઉંચે રાખતી[9] (ફતેહમંદી રાખતી) || પ્રકાશીત-અહીના દરેક ફનથી માહીતગાર અને કુદરતના ઉંડામાં ઉંડા ભેદવાળી હોશેબામથી માહિતગાર[10] (છે). || જે તરફ[17] || તે[18] || જોરાવર[19] || પહેલવાનો[20] || દાનુઓ સાથે[21] || લડાઇએ[23] || કરે છે[22] || તે તરફ[14] (થતી) || ભયંકર[12] || લડાઇઓમા[13] || તેણીઓ[11] || તે પહેલવાનોની[16] (મદદ માટે) || જાય છે.[15] ||

---

(પાને ૪૩ ની ફુટનોટ ચાલુ).

**ફ. ૩૫: ૧૧ અમુયમ્નાઓ :** '**અ**'=નહિ '**મુ**'=હીલે નહિ તેવી મકકમ; ફ્રવષિ કુદરતની પરમ સત્યતા છે કે જેમાં પરમ ગતીની આરમઇતીનો ભેદ રહયો છે.

**ફ. ૩૫: ૧૨ રજિશ્તાંમ્:** 'રઝ'=ગોઠવવું-રાસ્તી પાંથરવી ઉપરથી અતીશ્યારથીક આકાર છઠ્ઠી વિભકિતમાં છે.

**ફ. ૩૫ : ૧૪ અવજ્બયતો : ઝબા**=બોલાવવું ઉપરથી વર્તમાન પરસમૈ ૩ જો દવીવચન.

**ફ. ૩૫ : ૧૬ વ્યાંસ્ચ; વી** પસરવું ઉપરથી પસરતો-નાહસતો વર્તમાન કૃદંત પરસમૈ ૧/૧ માં છે.

**ફ. ૩૫ : ૧૭ વ્યાંનસ્ચ** આ શબ્દમાં વી+અન્ત+સ આકારો છે જે પછી વી+આન+સમાં બદલાય છે. એ આકાર વર્તમાન કૃદંત આત્માને પદમાં છે-૧/૧ માં છે; **વ્યાં** પસરેલા નાહસતા તરફ **અન્ત** જતો-પુઠ પકડતો. આ શબ્દની હકીકત માટે જુઓ ફીલસુફીનું લખાણ.

**ફ. ૩૫ : ૧૮ અપતેએ :** '**અપ**'=પહોંચવું અને **અતિ** એ શબ્દ ચોથી એકવચનમાં **છે**.

૩૮) યૂઝ્ઁમ[૨૪] તદ[૨૫] તઉર્વ઼યત[૨૬] વૅરૅથ્રૅમ[૨૭] દાનુનાંમ[૨૮] તૂરનાંમ,[૨૯] યૂઝ્ઁમ[૩૦] તદ[૩૧] તઉર્વ઼યત[૩૨] ધ્મએષાઓ[૩૩] દાનુનાંમ[૩૪] તૂરનાંમ.[૩૫] *યૂષ્મર્ઓાયો[૩૬] પરો[૩૭] કર્ષ્નજો[૩૮] હુવીર[૩૯] બઓાન[૪૦] સેવિશ્ત;[૪૧] યોઇ[૪૨] તખ્મ[૪૩] ખ્શતાવયો,[૪૪] યોઇ[૪૫] તખ્મ[૪૬] સઓા-ષ્યન્તો,[૪૭] યોઇ[૪૮] તખ્મ[૪૯] વૅરૅથ્રાજનો.[૫૦] *ખ્રૂમાઓ[૫૧] *અસે-બિશ[૫૨] *ફ્જિન્ત[૫૩] દાનુનાંમ[૫૪] બએવર-પઇતિનાંમ.[૫૫]

(૩૮) ત્યાં[૨૫] (તે લડાઇઓમાં) ‖ તુરાની[૨૯] ‖ દાનુઓની[૨૮] ‖ ફતેહમંદ[૨૭] (બાજી)ને ‖ તમો[૨૪] (અએ ફ્રવષિઓ) ‖ તોડી નાંખો છો[૨૬] ‖ તુરાની[૩૫] ‖ દાનુઓની[૩૪] ‖ ખરાબીઓને[૩૩] ‖ ત્યાં[૩૧] (તે લડાઇઓમાં) તોડી નાંખો છો[૩૨] ‖ તમારે લીધે[૩૬] (ફ્રવષિને લીધે) ‖ અનજુમનના

---

**ફ. ૩૭ : ૭ પોઉરૂ-સ્પાદાઓ**=પુશ્કળ સેપાહ સાથની લશ્કર સાથની. આ લશ્કર શું છે? જગતમાં જેટલી બી ચીજો છે—નાની રજથી તે ઈનસાન લગી, ઇનસાનથી જુદી બધી વ્યકિતઓ જીનપરીઓ લગી અને તેઓથી જુદા યઝતો લગી અને તે યઝતોની જે ચળવળો થઇ રહે છે જેઓ યઝત જેવીજ રહે છે જેઓને યઝદાન કહે છે યઝતાઓંઘહો—મઇન્યવાઓંઘહો કહે છે તે બધી લગી એમ અગણ્ુતમાં અગણ્ુત ચીજોની સાથે તે દરેકની ફ્રવષિ રહે છે. આ બધી ફ્રવષિઓ સંબંધમાં રહે છે. આ બધી ફ્રવષિઓ સાથે તે બધી ચીજોના કેહપેર્-ઉશ્તાન-તેવીશીઓ છે જેઓબી તે ફ્રવષિઓના ખાદેમો છે-તે બધી ચીજોના રૂવાનો બઓદ છે જેઓબી તે બધી ફ્રવષિઓના ખાદેમો છે—આ બધું ફ્રવષિની સાથેજ છે જે બધાની ઉપર ફ્રવષિનો કાબુ છે. આ બધાઓમાંનો પોણો ઉપરનો ભાગ એવો છે કે તેમાં ફ્રવષિ **વસોયઓન** રીતે રહેલી છે-માટે તે બધું તે ફ્રવષિનું લશ્કર છે કેમકે ફ્રવષિની સાથે તેઓ જ્યારે જોઇએ ત્યારે જઈ શકે. તેઓ એમ ફ્રવષિની અથાક શકિત છે જેને તેટલા બધા **સેપાહા સેપાહ** કહયા છે. પેગામ્બર સાહેબની અગાઉના વખતમાં પાદશાહ પહેલવાનોને આવી ફ્રવષિઓ દેવો-દાનુઓ સામે મદદ કરતી હતી તેનો ભેદ અહિંયાં રહયો છે. એને માટે જુઓ ફીલસુફી.

**ફ. ૩૭ : ૮ યસ્તોજયાઓ: યાઓંઘહ** પહેરવુ-**જય** હથીઆર ફ્રવષિઓ હંમેશા હથીઆર સજેલીજ રહે છે એટલે તેઓની અનંત તાબેદારી કુદરતના સવાન્ય સવાન્યમાં કામજ કરી રહેલી છે અને જ્યાં લગી રોશાન રોઝ થશે અને ગાયેબાનનો કાળ પુરો થઇ બધુ અહુમાં મર્જ થઇ જશે ત્યાં લગી તેઓ હથીઆર સજેલી રહેશે એટલે મહાન કામો કરતીજ રહેશે.

**ફ. ૩૭ : ૯ ઉઝગરેપ્તો દ્રફ્ષ્યાઓ** ફ્રવષિનો ઝુન્દો કદીબી નીચો પડેજ નહિ-હમેશાંજ ફતેહમંદ એટલે ઉંચોજ રહે છે.

સરદારો પ્રજા સત્તાક સરનસીનો[38] || પુરા[37] || વીરની નહિ ડગે તેવી હિમ્મતવાળા[39] || શ્રેષ્ટમાં શ્રેષ્ટ ફાયદો ઉઠાવનારા[41] || થઇ રહે છે[40] || જેઓ[42] || જોરાવર[43] || પહેલવાનો[44] ( છે ) || જેઓ[45] || સહેમઉલ સહેમ કદીગી ચુકે નહિ તેવા[46] || સઓષ્યંન્તો જગતનું તારણ કરનારા[47] ( છે ) || જેઓ[48] || જોરાવર[49] || હિંમતવાન ફતેહમંદ સરદારો[50] ( છે તેઓ ) || તમારે લીધે[36] || પુરી રીતે[37] || હઝારો દશહઝારો લખ્ખો સરદારોના સરદાર[55] || તે દાનુઓની[54] || ભયંકર[51] || નહેસ બુરી તલસમોવાળી અધમાંગ્રના કપની[53] || વેરાન જગાઓ[52] (ની વેરાની-બુરાઇ બુરી તલેસમોને તોડી નાંખે છે )

---

ફ. ૩૮ : ૩૬ યુષ્મઓયો=તુમનો ૪/૩નો આકાર છે.

ફ. ૩૮ : ૫૧ ખ્રૂમાઓ=ખ્રૂમ ભયંકર ધાસ્તી ભરેલી ઉપરથી ૧/૩ કે ૨/૩માં આવે

ફ. ૩૮ : ૫૨ અસેબીસ : અસંધઙ્ક વેરાન જગા ૩/૩માં છે. મુરદા દાટવાને લીધે કે બીજી બુરાઇઓને લીધે તે જમીનમાં તરોમઇતીની દ્રુજીઓ રહે છે તેવી જમીન જેને વેરાન કહે છે તે.

ફ. ૩૮ : ૫૩ ક્રજિન્ત=નહેસ નાશાદ દ્રુજીનો વાસો-અરવાહિનો વાસો કીધેલી બુરી તલેસમવાળી. ઝી બરબાદ કરવું ઉપરથી.

'ખ્રૂમાઓ અસેબીશ ક્રજિન્ત દાનુનાંમ બએવરપઇતિનામ' ઘણા સરદારોવાળા મહાજબર દાનુઓની ભયંકર વેરાન નહેસ જગાને તે મુરદા દટાયલા અને બીજી અનેક દ્રુજી ગતીના રહેઠાણવાળી જગાને સઓષ્યન્તો ક્રવષિને જોરે ફળદ્રુપ કરશે. આવો અર્થ ઉપરની લીટીનો છે આની સમજ જોઇએ. જરથોશ્તી જમાનો એટલે કરોડો લોકો જરથોશ્તી દએનને માને અને પાળી શકે તેવો જમાનો ત્યારેજ ચાલી શકે-જરથોશ્તી દએન આ ગેતીના કંઇક મોટા વિસ્તારમાં ત્યારેજ રહી શકે કે જ્યારે તે દએનના જોતીઓની જગામાં તરીકતો પળાય તેવી સગવડનો કશ હોય. તે જગા ઉપર કશ ત્યારેજ મારી શકાશે અને તે કશ ત્યારેજ રહી શકે કે જ્યારે તે જગામાં મુરદાઓ દટાયા નહિ હોય અને બીજી અધમાંગ્રની જબુન ગતી વાસો નહિ કરતી હોય. પણ જ્યારે જરથોશ્તી દીન જગતમાંથી સંકોચાય છે ત્યારે જમીનનો તે કશ બરબાદ જાય છે કેમકે તે જમીનમાં મુરદાઓ દટાયા હોય છે. પણ જ્યારે ફરીથી તે જગાઓની ઉપર કશ મારવા હોય અને તે જગાની ઉપર દીની સંસ્થાઓના તાણાઓથી કશો મારવા હોય ત્યારે પહેલા તખ્મ=સહમ ઉલસહમ ક્ત્તાવયો=ફિરોજગર રથેશ્તારો આવી તે જગા ઉપરની બુરી

( ફુટનોટ ચાલુ ).

**(કરદે ૧૦ મો) (૩૯) અષાઉનાંમ્[1] વંઘુહીશ[2] સુરાઓ[3] સ્પેંન્તાઓ[4] ફ્રવષયો[5] યજમઇદે.[6] યાઓ[7] રસ્મનો[8] †હાંમ-સ્તાતેએ[9] †ફ્રકરન[10] સ્ચિન્દયેઇન્તિ,[11] વી[12] મઇદ્યાંનેંમ્[13] નામયેઇન્તિ;[14] થ્વાર્ષેમ્[15] પસ્કાત્[16] ફ્રવજેંન્તે,[17] અવંઘ્રહે[18] નરાંમ્[19] અષઓનાંમ્,[20] આંજંઘ્રહે[21] દુજ્વરૂશતાવરૅજાંમ્.[22]**

(કરદે ૧૦ મો) (૩૯) યઝતોની પુરું અશોઇવાળી[1] (યઝતોને અહુમજદની રતુગીરી અહુગીરી અપાવનારી) ‖ ભલી પરદુખભંજની[2] (યઝતોને બહમન અને આરમઇતીના પ્રભાવની શકિત અપાવનારી) ‖ સુરી[3] (યઝતોને શહેરેવર અને અષના પ્રમાણોની શકિત અપાવનારી) ‖ વૃદ્ધિ કરનારી[4] (યઝતોમાં ખોરદાદ અને અમરદાદના પ્રભાવોની શકિત અપાવનારી) ‖ ફ્રવષિ[5] ‖ સાથે એકતાન થઇએ છીએ[6] ‖ જેણીઓ[7] ‖ લડાઇની[8] ‖ એક-એકને મદદ કરે તેમ ગોઠવાઇને સ્થાપીત થયલી[9] ‖ આગળ વધતી ધસી રહેલી સફોને[10] ‖ છીન્ન ભિન્ન કરી નાખે છે[11] ‖ (તેના) મધ્યને[13] (જોરાવર સફને) ‖ ખંડન કરે છે[14] ‖ પછી[16] ‖ ઝડપથી[15] ‖ અશો[20] ‖ નરોની[19] ‖ મદદ માટે[18] ‖ બુરા હવસી ગુનાહગારોના[22] ‖ સંકટ માટે[21] (શીક્ષા માટે) ‖ જઇ પુગે છે[17] ‖ (આ ફકરામાં મોટા અશવનો જ્યારે કંઇ લાલચમાં ફસી જાય છે ત્યારે તેઓનો બચાવ કુદરત કેમ કરી રહે છે ફ્રવષિ કરી રહે છે-તે અશવનને તેના વમળમાંથી બચાવે છે અને તે લોભાવનાર બુરાઓને શીક્ષા મળે છે તેનો ભેદ આવે છે. અશવનોને જ્યારે કંઇક બુરો કેશાશ ખમવાનો હોય ત્યારે તેઓ ત્રણ કષની અશોઇની ઉપર જઇ શકતા નથી. પણ જ્યારે તે બુરો કેશાશ ભોગવાઇ જાય છે અને તેના

(પાને ૪૬ ની ફુટનોટ ચાલુ).

મતીના લોકોને મહાત કરે છે. પછી તખ્મ સઓષ્યંતો આવી તે જગામાંના મુરદાઓની રહેલી બુરી તેવીશીને તોડીને તે દટાયેલાઓને છોડવીને તેઓને મરકઝે મોકલી-જમીનમાંની તે ફ્રજિન્ત ગતીને-તે નહેસ તરોમઇતીની ગતીને આરમઇતીમાં ફેરવીને તે આરમઇતીમાં ફેરવાયલાનો કશ ઉભો કરીને તેમાં ગાહાંમ્બારના કુવ્વતોને આણે છે કે જે પછી તે જમીન ઉપર દીનનો કશ 'નપાતેમ બેરહી'નો ભેદ થઇ રહે છે કે જેની ઉપર જરથોસ્તી દીનનો જલ્વો કામ કરી શકે. આવું જે થાય તેમાં ફ્રવષિની મદદ રહે છે એમ અહિંયા કહે છે. તુરાની શહેજોર દાનુઓ એટલે દેવો એટલે જડવાદના મહા જ્ઞાની જોરાવર સાહેબો સરદારો રહે છે જેઓ અનાસરને બરબાદ કરી જમીનની અંદર તરોમઇતીનું જોર વધારે છે. જ્યારે આ જોર હદની બહાર વધે છે ત્યારેજ સઓષ્યંતો આવીને સુધારે છે જેમાં ફ્રવષિની મદદ રહે છે. વધુ સમજ માટે વાંચો ફીલસુફીનું બ્યાન.

ઉસ્તાદની નીરંગથી ફ્રવષિ તેને છોડવી લાવે છે ત્યાર પછી તે અશવન વધે છે. ત્યારે આ સિદ્ધાંત છે કે દુજ પરહેજ કરનાર સાચ્ચા નરો ઉપર માઝીના કરણીની વબાઓ તો ઉતરશે પણ કુદરત તેની પાસબાની કરશેજ. તેની તે કરણીના નવ ભાગ કાપીને એક ભાગની પાદેફરાહ ભલી શીક્ષા તેને મળશે. વળી પેશદાદી અને કેઆની જમાનામાં જ્યારે દેવો કુદરતની કાળી શકિતઓ મારફતે પહેલવાનો ઉપર આતશનો વરસાદ વરસાવતા હતા, તેઓના દમમાં ઝહેરી બાદ ફુકતા હતા-વીગેરે ભયંકર પ્રયોગો કરી સામે થતા હતા ત્યારે આ ફ્રવષિઓ સાક્ષાત તેઓની અરજીથી તુરત આવતી હતી. તે રથેશ્તારોના રતુઓ રહેતા હતા જેઓની દોરવણીથી તે બધું થતું હતું. વળી દરેધો-ખદાતના પેગામ્બર પછીના જુદા જુદા અઇયામોમાં દરેક વર્ણના ભલાઓ ને બુરા જડવાદીઓના આસેબથી બચાવનાર આ ફ્રવષિઓજ છે આમ ફ્રવષિઓની લડાઇમાં અપાતી મદદનો ભેદ છે. વધુ સમજ માટે જુઓ ફીલસુફી.

( કરદો ૧૧ મો ) (૪૦) **અષાઉનાંમ[1] વંઘુહીશ[2] સૂરાઓ[3] સ્પૅન્તાઓ[4] ફ્રવષયો[5] યજમઇદે.[6] યાઓ[7] ઉઘ્રાઓ[8] અઇવિથરાઓ[9] વાૅરેથ્રઘ્નીશ,[10] વનત્-પેષનાઓ[11] રાંરૅમાઓ[12] વીવાઇતીશ[13] વીચિરાઓ[14] *સ્નવષૅમ્નાઓ[15] *સ્નઑતન્વો[16] *આસ્નો-ઉર્વનો[17] અષઑનીશ.[18] યાઓ[19] દાથ્રીશ[20] વૅરૅથ્રૅમ[21] જબયેન્તે,[22] દાથ્રીશ[23] આયપ્તૅમ[24] ચકુષે,[25] દાથ્રીશ[26] બન્તાઇ[27] દ્રવતાતૅમ.[28]**

( કરદો ૧૧ ) ( ૪૦ ) યઝતોની પુર્ણ અશોઇવાળી[1] ‖ (યઝતોમાં અહુરાના પ્રભાવની શકિત જે રતુગીરી અને અહુગીરીની છે તે લાવનાર બતાવનારી) ‖ ભલી પરદુખભંજની[2] ( યઝતોમાં બહમન અને આરમતીના પ્રભાવો સાથની શકિત લાવનારી બતાવનારી) ‖ વૃદ્ધિ કરનારી[4] (યઝતોમાં ખોરદાદ અને અમરદાદના પ્રભાવો સાથની શકિત લાવનારી બતાવનારી) ‖ ફ્રવષિઓને[5] ‖ યાદ કરી એકતાન થઇએ છીએ[6] ‖ જેણીઓ[7] ‖ આગળ વધતી બહાદુર[8] ‖ બદીને તોડે તેવી ગાલેબ[9] ‖ ફતેહમંદ[10] ‖ લડાઇમાં જીતનારી[11] ( હવસોની લડાઇ કે કુદરતની કાળી સફેદ બાજુની લડાઇ કે

ફ્ર. ૩૯ : ૯-૧૦ **હાંમસ્તાતેએ ફ્રકરન** માંના **ફ્રકરન** શબ્દમાં **કરન** એટલે કિનારો બાજુનો અર્થ. 'ફ્રકર'માં મહેનત કરવીનો અર્થ છે. સામટી રીતે લેતાં **ફ્રકરન**માં આગળ વધતી ધસી આવતી સફોનો અર્થ છે. **હામસ્તાતે**માં એક એકને મદદ કરે તેમ ગોઠવાયલીનો અર્થ છે. એટલે **હામસ્તાતે ફ્રકરન**માં લડાઈની સફો જે એક એકને મળી જોર આપીને ધસી રહે છે તેનો **અર્થ છે.**

જગતના રક્ષણ કરતા પહેલવાનોની લડાઇમાં જીતતી ) || અનંત ખુશાલી રાખનારી અને આપનારી[૧૨] || પવનની માફક બધે વહી રહેતી પ્રસરી રહેતી એક સેકંડમાં આસમાન અને પાતાળમાં પંથરાઇ રહેતી[૧૩] || ખરો નીર્ણય કરનારી[૧૪] (કોણને મદદ આપવી કોણ સાથે આપવી વીગેરેનો ઇન્સાફ કરનારી ) || ખુશાલી આપનાર હોનવરના ગાવનને ગાઇ રહેતી–દાદારની વાહ્વાહ ગાઇ રહેતી[૧૫] || તનની ખુબસુરતી આણની એટલે તનનુ મીનોઇ કીમીયુ કરી નુરમંદ કરી રહેતી[૧૬] || મહા ડહાપણ સાથના ઉરવાનો[૧૭] (તરીકે રહેતી એટલે ઉરવાનને ખેરદવાળુ કરતી–ખુદ રૂવાનની ખેરદ તરીકે થઇ રૂવાનની રય વધારીને તે રય સાથે પોતાની–ઉરૂને જોડી રૂવાનને ઉરૂને–ઉષીમાં લાવતી) || અશોઇના કેહપવાળી[૧૮] (છે) || જેણી[૧૯] || અરજ કરનાર મદદ માગનાર મદદે બોલાવનારને[૨૨] || ફતેહ[૨૧] || આપનારી[૨૦] (છે) || હવસો સામે મીનોઇ ઇશ્કનું ચક્ર ફેરવી ફ્રવષિને આરાધનારને[૨૫] (એટલે તરીકતના પાળનાર–ફ્રવષિને ખુશ્નુદ કરનારને) || ફાયદો[૨૪] || આપનારી[૨૩] || બીમારોને[૨૭] ( હવસોના એબથી પીડાતાઓને ) || તનની મજબુતાઇ–ગવની મજબુતાઇ[૨૮] || આપનારી[૨૯] ( છે ). ||

---

ફ. ૪૦ : ૧૫ **સ્નવયેસ્નાઓ : સ્નવ––સ્નવંઘહ** બંદગી–ભલો નાદ **યેસ્નાઓ=શા** એટલે નો ખુશાલી આપવાનો કૃદંત આકાર છે; હોનવરને ગાઈ રહેતી.

ફ. ૪૦ : ૧૬ **સ્રઓતન્વો : તનવો**=તનની; સ્રઓ ખુબસુરતી–નામીચી ગતી કરવી એટલે તનને ગવહોમંદ કરનારી–નુરમંદ કરી રૂવાનમાં મર્જ કરાવનારી.

ફ. ૪૦ : ૧૭ **આસ્નો ઉરવાનો : આસ્ન**=મહા ડહાપણ સાથના ઉરવાનો. અહિંયાં આ અર્થ છે કે ફ્રવષિ કંઇ ઉરવાન નથી પણ તે ફ્રવષિ ઉરવાનોને–**આસ્ન** મહા ડહાપણ રૂપ થયલી છે એટલા લગી કે રૂવાન જાણે ફ્રવષિ રૂપના થયા હોય એટલે કહે છે કે ઉરવાનને બઓદમાં મેળવીને તેની અકકલ તરીકે પોતે થઈ રહેલી. અહિંયાં કહે છે કે રૂવાનો તો નરી ફ્રવષિજ છે એટલે રૂવાનની રય ફ્રવષિની ઉંચ રય જેને ઉરૂ કહે છે તેને મળેલી હોવે ફ્રવષિ રૂવાનની આસ્ન મહા ડહાપણ અને ખેરદ તરીકે છે. જ્યારે આવું રૂવાન માનવ પછી કોઇબી હોય તેના તન કેઉર્પમાં ઉતરે છે ત્યારે રૂવાનની રયને સંકોચાવે છે જેથી રૂવાનની રય ફ્રવષિની ઉરૂને મળતી અટકે છે એમ રૂવાન અને ફ્રોહર છુટા પડે છે. આવા રૂવાનને બંદદરોશનું રૂવાન કહે છે. મુએદો ખુપ લે છે ત્યારે તે રૂવાનની રય 'ઉરૂને ઉષી'માં આવી ડહાપણમાં વધી રહે છે એટલે ફ્રવષિની ઉરૂને મળે છે. અશવનોમાં રૂવાનની રય ફ્રવષિની ઉરૂને મળેલી રહે છે. રૂવાનની આવી હાલતને ઉરૂને ઉષી કહે છે.

(૪૧) હાથીશ[૨૯] અહ્માઇ[૩૦] વૅહુ[૩૧] ખરૅનો,[૩૨] યો[૩૩] હીશ[૩૪] અથ[૩૫] ફ્રાયજાઇતે,[૩૬] યથ[૩૭] હીશ[૩૮] હો-ના[૩૯] યજત,[૪૦] યો[૪૧] અ-ષવ[૪૨] જરથુશ્ત્રો,[૪૩] રતુશ[૪૪] અસ્તવઇથ્યો[૪૫] ગએથયાઓ,[૪૬] બરૅ્નુશ[૪૭] બિપઇતિશ્તનયાઓ[૪૮] કહ્માઇચિત[૪૯] યાઓંઘ્રહાંમ[૫૦] જસો,[૫૧] કહ્માઇચિત[૫૨] આંજંઘ્રહાંમ[૫૩] *બિવિવાઓ.[૫૪]

(૪૧) જેમ[૩૭] ॥ તેણીઓને[૩૮] ॥ તે મહાન અહૂની જાતના નર[૩૯] ॥ જે[૪૧] ॥ અશો[૪૨] ॥ જરથુશ્ત્ર[૪૩] (છે જે) ॥ હાડમંદ[૪૫] ॥ તનોમંદ હયાતીઓનો[૪૨] (નીસ્તીની કુલ જગતનો) ॥ સરદાર[૪૪] (છે) ॥ બે પગવાળી વ્યકિતઓમાં[૪૮] ॥ ઉંચી ટોચે ચઢેલો આગેવાન[૪૭] (છે) ॥ મોટા બનાવોમાંના[૫૦] ॥ કોઇનેભી[૪૯] ॥ પુગી વળનારો[૫૧] (છે) ॥ આફતોમાની[૫૩] ॥ કોઇનેબી[૫૨] ॥ બીહવડાવનારો[૫૪] (છે તેવા તે અશો જરથુશ્ત્ર) ॥ આરાધીને એકતાન થયા હતા[૪૦] ॥ તેમ[૩૫] ॥ જો[૩૩] ॥ તેણીઓને[૩૪] ॥ આરાધે[૩૬] (તો) ॥ તેને[૩૦] (તેણીઓ) ॥ ભલુ પરમાથી[૩૧] ॥ ખરેનો આશીશ[૩૨] ॥ આપનારી[૨૯] (થાય છે). ॥

(૪૨) યાઓ[૫૫] હુજબાતાઓ[૫૬] મઇન્યૂ-વહિશ્તાઓ[૫૬a] યાઓ[૫૫] હુજબાતાઓ[૫૬] મઇન્યૂ-ષૂતાઓ[૫૭] ફ્રષૂસૅન્તે[૫૮] બરૅ-ન્વો[૫૯] અવંઘહે[૬૦] અષ્નો,[૬૧] અૅમ,[૬૨] ‡પઇદિમ્નાઓ[૬૩] હુતા-શ્તૅમ,[૬૪] વૅરૅથ્રઘ્નૅમ્ચ[૬૫] અહુરધાતૅમ,[૬૬] વનઇન્તીમ્ચ[૬૭] ઉપરતા-તૅમ,[૬૮]સઑકાંમ્ચ[૬૯] બરત્ અવરૅતાંમ[૭૦] બરત્ આયપ્તાંમ,[૭૧] અષ-ઑનીમ[૭૨] થ્રાંફૅદ્દાંમ[૭૩] યેસન્યાંમ[૭૪] વહ્મ્યાંમ,[૭૫] અષાત્[૭૬] હચ[૭૭] યત્[૭૮] વહિશ્તાત્[૭૯]

(૪૨) જેણીઓ[૫૫] (ફ્રવષિઓ) ॥ અશોઇના ધોરણે નોતરાયલી[૫૬] ॥ મીનોઇ રીતની ભલી[૫૬a] (એટલે માનો શકિત જેવી કે યઝતોમાં બહમનની ગતી ટેકાવી રાખનારીઓ) ॥ જેણીઓ[૫૫] (ફ્રવષિઓ) ॥ મીનોઇ જલ્વા પ્રભાવને છાજતી લાયક રીતે બોલાયલી એટલે પાવમહેલની યશ્નમાં બોલાવાયલી-અશોઇના ધોરણે આરાધાયલી[૫૬] (ખુશનુદ થયલી) ॥ મીનોઇમાંથી નીકળીને બહાર પડતી-અશવન નરોના વસોયોનમાંથી નીકળી-અશવન નરોના કેહર્પના હરઅરેઝમાંથી નીકળી રહેતી[૫૭] (તે ફ્રવષિઓ) ॥ તે[૬૦] ॥

ફૃ. ૪૧ : ૫૪ બિવિવાઓ=બીહવડાવનારો એ શબ્દ બી બીહવડાવવું to frighten ઉપરથી પુર્ણ ભુતકૃદંત પરસમે નર ૧/૧માં છે.

ફૃ. ૪૨ : ૬૩ પઇદિમ્નાઓ=પદ=મેળવવું રાખવું ઉપરથી ૧/૩ માં છે. અસલ આકાર પઇદિયામનોનો છે.

આસમાનની[૬૬] (હોનવરના આસમાનની) || ટોંચ તરફ[૫૯] (અહુના તે કેહપ'માં) || જાય છે[૫૮] (અને) || અહુમાંથી ઘડાયલા[૬૪] (હુની ભલાઇમાં ઘડાયલા) || અમ યઝતને[૬૨] || અહુરજ્ઞાનવાળા[૬૬] || અહેરામને[૬૫] || જીતીને દોસ્તીમાં ખેંચનાર[૬૭] || વનંતી ઉપરતાત યઝતને[૬૮] || મીનોઇ વધારો-પુણ્ય નેઆમત લાવનાર[૭૦] || ગીનોઇ ફાયદો લાવનાર[૭૧] || અશોઇવાળા[૭૨] || તૃપ્ત થયલા-મીનોઇના નાદમાં ગુમ્મ થયલા[૭૩] || અશોઇ[૭૬] || જે[૭૮] || ભલાઇ તરફ પરદુખભંજન ગતી-નેકી તરફ[૭૯] || જઇ રહે છે તેવી અશોઇથી થયલી યશ્નમાં[૭૭] || જોતી રાથ્વીથી આરાધના પામેલા[૭૪] || પુણ્ય ભક્તિનું માન પામેલા[૭૫] || સઓક યઝતને[૬૯] || પોતા સાથે રાખનારી[૬૩] (રહે છે એટલે પોતા સાથે રાખે છે). ||

(૪૩) તાઓ[૮૦] હુરજેન્તિ[૮૨] સતવએસમ્[૮૩] અન્તર્[૮૩] જાંમ્[૮૪] અસ્મનેમ્ચ,[૮૫] તચત્-આપેમ્[૮૬] જવનો-સ્રુતેમ્[૮૭] તચત્-આપેમ્[૮૮] ઉખ્શ્યત્-ઉર્વરેમ,[૮૯] થ્રાથ્રાઇ[૯૦] પસ્વાઓ[૯૧] વીરયાઓ,[૯૨] થ્રાથ્રાઇ[૯૩] અઇરયનાંમ્[૯૪] દખ્યુનાંમ,[૯૫] થ્રાથ્રાઇ[૯૬] ગેઉશ[૯૭] પંચોહ્યાઓ,[૯૮] અવંઘ્રહે[૯૯] નરાંમ્[૧૦૦] અષઓનાંમ્.[૧]

(૪૩) તેણીઓ[૮૦] (ફ્રવશિઓ) || જમીન[૮૪] || આસમાન[૮૫] || વચમાં[૮૩] || માંગેલી મુરાદની અરજ સાંભળનાર[૮૭] || (અને તે પ્રમાણે) પાણીને વહેતું કરી[૮૬] (એટલે દુઆને ઉપરથી નીચે ચલાવી) જમીન ઉપર ચલાવનાર આણનાર, || ઉરવરોને ઉગાડનાર વધારનાર,[૮૯] (અને તેને માટે) || પાણીઓને વહેતું કરી નીચે મોકલનાર[૮૮] || સતવસને[૮૨] (સેતારાને) || પસુઓ[૯૧] || વીરોના[૯૨] || પોશણ માટે[૯૦] || આરમીશના આરમઇતી વસેલા સુનદક મનશ્નીવાળા[૯૪] (આર્ય) || દેશોના[૯૫] || પોષણ માટે[૯૩] || પાંચ ઘાટની-જાતની[૯૮] || ગાવની પેદાશના[૯૭] || પોષણ માટે[૯૬] || અશો[૧] || નરોની[૧૦૦] || મદદ માટે[૯૯] || પોતાની ગતી પાંથરતો કરે છે તે સેતારાની ગતીઓને નીચે મોકલાવે છે.[૮૧] ||

(૪૪) શ્રી અન્તરે[૨] જાંમ્[૩] અસ્મનેમ્ચ[૪] સતવએસો[૫] વીજસાઇતિ,[૬] તચત્-આપો[૭] જવનો-સ્રુતો[૮] તચત્-આપો[૯] ઉખ્શ્યત્-ઉર્વરો[૧૦] સ્રીરિ[૧૧] બાન્વાઓ[૧૨] રએવ્ખ્નેમાઓ,[૧૩] થ્રાથ્રાઇ[૧૪] પસ્વાઓ[૧૫] વીરયાઓ,[૧૬] થ્રાથ્રાઇ[૧૭] અઇરયનાંમ્[૧૮] દખ્યુનાંમ,[૧૯] થ્રાથ્રાઇ[૨૦] ગેઉશ[૨૧] પંચો-હ્યયાઓ,[૨૨] અવંઘ્રહે[૨૩] નરાંમ્[૨૪] અષઓનાંમ્[૨૫]

(૪૪) જમીન[૩] ‖ આસ્માન[૪] ‖ વચમાં[૨] ‖ માંગેલી મુરાદની અરજી સાંભળનાર[૮] ‖ (અને તે પ્રમાણે) પાણીને વહેતું કરી (એટલે દુઆને ઉપરથી નીચે ચલાવી) જમીન ઉપર લાવનાર,[૭] ‖ ઉરવરોને ઉગાડનાર વધારનાર[૧૦] (અને તેટલા માટે) ‖ પાણીઓને વહેતુ કરી નીચે ચલાવનાર[૯] ‖ સોહામણુ-પુર દેખાવવાળા[૧૧] ‖ ચળકતા પ્રકાશીત[૧૨] ‖ 'રઓક્ષ્ન'વાળા રચના ચળકાટવાળા પુર જ્ઞાનના ચળકાટવાળા અને તે પ્રમાણે કામ બજાવવાની ગતીવાળા[૧૩] ‖ સતવસ[૫] (સેતારો) ‖ પશુઓ[૧૫] ‖ વીરોના[૧૬] ‖ પોષણ માટે[૧૪] ‖ આરમઇતી વસેલા આરમીથ્રને લગતા[૧૮] (આર્યન) ‖ દેશોના[૧૯] ‖ પોષણ માટે[૧૭] ‖ પાંચ ધાટની જાતની[૨૨] ‖ ગવની પેદાશના[૨૧] ‖ પોષણ માટે[૨૦] ‖ અશો[૨૫] ‖ નરની[૨૪] ‖ મદદ માટે[૨૩] ‖ પુગી વળે છે-બધેબધ પોતાની ગતી મોકલી રહે છે.[૧] ‖

(કરદો ૧૨ મો) (૪૫) **અષાઉનાંમ[૧] વંધુહીશ[૨] સૂરાઓ[૩] સ્પૅન્તાઓ[૪] ફ્રવષયો[૫] યજમઇદે.[૬] \$અયો-ખ્ઑદાઓ[૭] અયો-જયાઓ[૮] અયો-વૅરૅથ્રાઓ,[૯] યાઓ[૧૦] પૅરૅતૅન્તૅ[૧૧] વૅરૅથ્રધ્ન્ય-એષુ[૧૨] \$રઑખ્શ્નિ-અઇવિદાતએષુ[૧૩] \$થ્ખ્તાઓ[૧૪] અરૅજજીશ[૧૫] બરૅન્તીશ[૧૬] હજંધ્રરધ્ન્યાઇ[૧૭] દએવનાંમ[૧૮]**

(કરદો ૧૨) (૪૫) યઝતોની પુર્ણ અશોઇવાળી[૧] (યઝતોમાં અહુરાના પ્રભાવની શકિત જે રતુગીરી અને અહુગીરીની છે તે લાવનારી બતાવનારી), ‖ ભલી પરદુખભંજની[૨] (યઝતોમાં બહમનઅને આરમઇતીના પ્રભાવો સાથની શકિત લાવનારી બતાવનારી), ‖ સુરી[૩] (યઝતોમાં ર ષ અને શહેરેવરના પ્રભાવ સાથની શકિત લાવનારી બતાવનારી), ‖ વૃદ્ધિ કરનારી[૪] (યઝતોમાં ખોરદાદ અને અમરદાદના પ્રભાવો સાથની શકિત લાવનારી બતાવનારી) ‖ ફ્રવષિઓને[૫] ‖ યાદ કરી એકતાન થઇએ છીએ[૬] (જેણીઓ) ‖ લોઢાની બનેલી તોપ રાખનારી[૭] ‖ લોઢાનાં હથીઆર રાખનારી[૮] ‖ લોઢાના બનેલા ફ્તેહમંદ બચાવ રાખનારી[૯] ‖ (રહે છે એટલે જગત રચના કરવાનું કામ-જગત ભલા બુરા ભોગવટા માટેની થઇ રહે તેવું કામ કરનારી છે.) ‖ જેણીઓ ફ્રવષિઓ[૧૦] ‖ દેવોને[૧૮] (અસરે-તારીકીની રચનાને ઉભી કરનાર બેશુમાર બુરી ગતીઓને) ‖ હજારો ઘણી રીતે મહાન કરવા માટે[૧૭] ‖ સજીવન શકિત આપનારી પુર્ણ ચળકાતથી સજ થયલી-પુર્ણ ચળકાત અને સજીવન શકિતનો પ્રભાવ પાંથરતી અસરે રોશનીની[૧૩] ‖ ફ્તેહમંદ લડાઈમાં[૧૨] ‖ ટાંકીને ઉગામેલા-સહમ-ઉલ સહમ રીતે કામ કરતા[૧૪] ‖ ભલાને[૧૫] ‖ રાખીને ફેરવીને[૧૬] ‖ લડી રહે છે.[૧૧] ‖

(૪૬) યત્[19] હીશ[20] અન્તર્[21] વાતો[22] ફ્રવાઇતિ[23] બરે-બઑદો[24] મધ્યાનાંમ્,[25] તે[26] નરો[27] પઇતિ-જાનેન્તિ[28] યાહુવ[29]

ફ. ૪૫ : ૭ અયો-ખઓદાઓ = લોઢાની તોપ હથીઆર અને બચાવ ફ્રવષિ રાખે છે તેમાં ફ્રવષિનું જગત રચના માટેનું કામ જણાવેલું છે. પછીથી ફ્રવષિને અસરે રોશનીની અહીની સામેની અસરે-તારીકીની સામેની લડાઈમાં અહિને અસરે-તારીકીને મજબુટ મારતીં જણાવી છે. આ બધામાં મઝદહાત પ્રમાણેની જગત રચનાની હકીકત પડી છે. જડ દુન્યા અને જડ વ્યકિત કે કંઇબી ચીજ બને ત્યારે તે વ્યકિતના રૂવાનના દેવના રએશ્વને ગવમાં મેળવીને તે વ્યકિતને જીવતી ઉભી કરે છે. આમ રએશ્વ દેવ બંધાય છે જેથી જીવ ટકે છે. પણ અહીની બુરી શકિતઓ-કુદરતની અન્ય કાળી બાજુ માનવના બુરા વિચારો જેઓનેબી દેવ કહે છે તેઓ મારફતે આવી જીવતી તનોમંદ જગત હયાતીનો નાશ કરવા માંગે છે માટે તે બંધાયલી રએશ્વને છુટી કરીને બીમારી ઉભી કરવા માંગે છે એમ તે તનોમંદ વ્યકિતના તનનો નાશ કરવા માંગે છે. આ વખતે અસરે-રોશનીની કુદરત તે બધી દેવીક ગતીને તેમ કરતા રોકે છે જેમાં ફ્રવષિ જે આઝાદ નરોની છે તેઓ તેમ યઝતોની ફ્રવષિ મોટી મદદ આપે છે-ના મુળ મદદ આપે છે. અહિંયાં 'લોઢુ' જેવી હલકી ધાતુ જગતના તનોમંદ કેશાશી બંધારણ-ગુના-હને પાત્રના બંધારણના થવા માટે આપેલી છે. વળી લોહાની ધાતુ જબર રહે છે એટલે જગત રચના માટે ઉપર કહેલા બંધાયલા દેવને રોકી શકવાની ગતી તે બતાવે છે. આમ અહિંયા ફ્રવષિની મઝદહાત પ્રમાણેની જગત રચનાની ખીરકારી બતાવે છે. મીનીટે મીનીટ જીવતી હયાતીના દમને ઉપર કહેલી દએવીક ગતીઓ તોડવા માંડે છે અને મીનીટે મીનીટ ફ્રવષિઓ અસર રોશનીને લઇને તેનો બચાવ કરે છે પણ જ્યારે તે જીવતી વ્યકિતનો વખત આવી રહે છે એટલે પછી ફ્રરોહરની મદદ જતી રહે છે અને ત્યાં કાળ મૃત્યુ નાશ થાય છે કેમકે ફ્રવષિની લોહાની તોપ-અવઝાર દેવને બાંધવાને માટે હાજર નથી એટલે અયંઘહો કેહર્પ કે જે અનુના દેવને કબજે રાખે છે તેજ રહેતું નથી.

ફ. ૪૫ : ૧૩ રઓખ્શ્ન-અઇવિદાત એષુ = ચળકાતમાં સજ થયલી ચળકાત બધે પાંથરતી તે અસર રોશની. એ શબ્દમાં રઓખ્શ્ન = અસર રોશનીનો ચળકાત બતાવે છે અને અઇવિદાત શબ્દમાં અઈવિ-દાનો મુળ છે જેમાં અઇવિ = આસપાસ અને દા = પાંથરી રહેવું ને ફેલાવી રહેવું-પહેરવું એવા અર્થ છે.

ફ. ૪૫ : ૧૪ થખ્તાઓ શબ્દ થન્જ ખેંચવું-ટાંકવું-ઉગામવું ઉપરથી છે.

વॅરॅઘ્ર-બઍાંઢા[૩૦] તે[૩૧] આબ્યો[૩૨] ‡ફ્રॅરॅતાઓ[૩૩] ‡ફ્રેરેન્વઇન્તિ[૩૪] અષઓનાંમ્[૩૫] વંઘુહિબ્યો[૩૬] સૂરાબ્યો[૩૭] સ્પॅન્તાબ્યો[૩૮] ફ્રવ-ષિબ્યો,[૩૯] થ્ખ્તયાત્[૪૦] પરો[૪૧] અંઘ્રહુયાત્[૪૨] ઉજ્ગॅરॅપ્યાત્[૪૩] પરો[૪૪] બાજુવે.[૪૫]

(૪૬) જ્યારે[૧૯] ‖ માણુસોની[૨૫] (જેઓ અશવન નથી તેઓની) ‖ સુગંધી લઇ જનાર[૨૪] (ધુપ ચેરાગથી યાદ કીધેલી ફ્રવષિની મદદ મેળવવા માટેનો પેગામ લઈ જનાર) ‖ પવન[૨૨] ‖ તે ફ્રવષિ[૨૦] ‖ તરફ વચમાં[૨૧] ‖ ફુંકે છે[૨૩] (ત્યારે) ‖ તેઓમાં તે માણુસો વચ્ચે[૨૯] (તેના વળતા જવાબ તરીકે) ‖ ફતેહની[૩૦] (ખુશખબર આપતી) સુબંધી (આવશેજ એમ) ‖ તે[૨૬] ‖ માણુસો[૨૭] ‖ વળતા જવાબ તરીકે જાણી લે છે[૨૮] ‖ તેઓ[૩૧] (તે માણુસો) ‖ ખેંચેલા શીકા કીધેલા[૪૦] ‖ અંતકરણથી[૪૧-૪૨] ‖ બંદગી માટે ઉંચે કીધેલા[૪૩] ‖ હાથો-બાજુઓથી[૪૪-૪૫] ‖ આ[૩૨] ‖ અશો (નરો)ની અશોઇવાળી[૩૫] ‖ ભલી[૩૬] (બહમન-આરદીબહેસ્તના પેવંદની), ‖ સુરી[૩૭] (અપ અને શાહેરેવરના પેવંદની), ‖ વૃદ્ધિ કરનાર[૩૮] (ખોરદાદ-અમરદાદની) ‖ ફ્રવષિઓને[૩૯] ‖ તે ભેટો[૩૩] ‖ અરપણ કરે છે.[૩૪] ‖

(૪૭) યતાર[૪૬] વા[૪૭] દીશ[૪૮] પઉર્વ[૪૯] ફ્રાયજॅન્તે[૫૦] ફ્રઍા-ઇॅત્[૫૧] ફ્રખ્ન[૫૨] અવિ[૫૩] મનો[૫૪] જરજદાતોઇત્[૫૫] અંઘ્રહુયત્[૫૬] હચ,[૫૭] આતરશ[૫૮] ફ્રઍાઇરિસિન્તિ[૫૯] ઉગ્રાઓ[૬૦] અષાઉનાંમ્[૬૧] ફ્રવષયો,[૬૨] હચ[૬૩] મિથ્રાચ[૬૪] રષ્નુચ[૬૫] ઉગ્રચ[૬૬] દામોઇશ[૬૭] ઉપમન[૬૮] હચ[૬૯] વાત[૭૦] વॅરॅથ્રાજન.[૭૧]

(૪૭) બેઉ તરફમાંનો જે[૪૬]-‖ કોઇબી[૪૭] (બાજુવાળો) ‖ દિલ્દા કીધેલા[૫૫] ‖ અંતકરણ તરફથી[૫૬] ‖ મન[૫૪] ‖ તરફ[૫૩] ‖ આવેલા[૫૭] (એટલે અંતકરણ પુર્વકના) ‖ સંપુર્ણ[૫૨] ‖ એતેકાદથી[૫૧] ‖ તેણીઓને[૪૮] ‖ સપ્પર પહેલા[૪૯] ‖ ઇજે[૫૦] ‖ તે તરફ[૫૮] ‖ તે નહિ ડગે તેવી બહાદુર[૬૦] ‖ યઝતોની અશોઇ સાચના[૬૧] ‖ ફ્રવષિઓ[૬૨] ‖ મહેર[૬૪] ‖ રશ્નુ[૬૫] ‖ સાથે[૬૩] ‖ જોરાવર[૬૬] ‖ ડહાપણના[૬૭] ‖ ઉપમાવાળી દામીઉપમન યઝત[૬૮] (સાથે) ‖ ફતેહમંદ[૭૧] ‖ વાય[૭૦] (યઝત) ‖ સાથે[૬૯] ‖ મદદે પુગી રહે છે[૫૯] ‖

(૪૮) તાઓ[૭૨] દંઘ્રહાવો[૭૩] હચ[૭૪] જતાઓ[૭૫] નિજઘ્નॅન્તે[૭૬] પન્ચસઘ્નાઇ[૭૭] સતઘ્નાઇશ્ચ,[૭૮] સતઘ્નાઇ[૭૯] હજંઘ્રઘ્નાઇશ્ચ,[૮૦]

---

ફ. ૪૬: ૩૩-૩૪ ફ્રॅરॅતાઓ=ભેટો; ફ્રેરેન્વઇન્તિ=અરપણ કરે છે; બેઉમાં ફ્ર-અર=અરપણ કરવાનો મુળ છે.

**હુજંઘરઘનાઇ[81] બઓવરૅઘનાઇશ્ય,[82] બઓવરૅઘનાઇ[83] અહું-અતઘનાઇશ્ય,[84] યગ્ર[85] ફ્રઑઇશિસિન્તિ[86] ઉગ્રાઓ[87] અષાઉનાંમ[88] ફ્રવષયો,[89] હુથ્ર[90] મિથ્રાય[91] રષ્નુય[92] ઉગ્રય[93] દામોઇશ[94] ઉપમનો,[95] હુથ્ર[96] વાત[97] વૅરૅથ્રાજનો.[98]**

(૪૮) જે[85] (દેશો)ની સામે ‖ બહાદુર નહિ ડગે તેવા[87] ‖ યઝતોની અશોઇ આયની[88] ‖ ફ્રવષિઓ[89] ‖ મહેર[91] ‖ રશ્નુ[92] ‖ સાથે[90] ‖ બહાદુર[93] ‖ ડહાપણની[94] ‖ ઉપમાવાળી દામીઉપમન[95] ‖ સાથે[96] ‖ ફ્રતેહમંદ[98] ‖ વાય યઝત સાથે[97] ‖ જાય છે[86] ‖ તે[72] ‖ દેશો[73] ‖ પચાસ ગણુાથી[77] ‖ સોગણુા[78] ‖ સોગણુાથી[79] ‖ હજાર ગણુા[80] ‖ હજાર ગણુાથી[81] ‖ દશ હજાર ગણુા[82] ‖ દશહજાર ગણુાથી[83] ‖ અગણીત ગણુા[84] ‖ માર ખાધેલા[75] (થઇ) ‖ એકદમ[74] ‖ હાર ખમે છે—શીકસ્ત પામે છે.[76] ‖

નોંધ:—અહિંયા ૪૬ મા ફકરામાં અશોનામ ફ્રવષિને બતાવી છે અને ૪૭–૪૮ મા ફકરામાં અશાઉનામ ફ્રવષિને બતાવી છે તે દરોબસ્ત છે. ૪૬ માં ફકરામાં એક દેશનો શાહ મદદ માંગે છે માટે તે દેશના જીવતા તેમ ગુજરેલા અશવનોની ફ્રવષિને દાદાર કુદરતને કાયદે મોકલે છે. પણુ ૪૭ અને ૪૮ મા ફકરામાં એક આખી પ્રજા જેવી કે ઇરાની મઝદ-યસ્ની પ્રજાનો થયો તેવો નાશ થવાનો હોય કે જેમાં તે પ્રજાનું પુન્ય ખુટવે તે પ્રજાના જીવતા તેમ ગુજરેલા અશવનોની ફ્રવષિ મદદે પુગી નહિ શકતી હોય ત્યારે કુલયાતી ફ્રવષિ જે યઝતોની છે તેઓને નાશ કરતી બતાવે છે, કેમકે તે ઇરાન દેશના કદીમ થઇ ગયલા કે જીવતા બુઝુર્ગોની ખુદની ફ્રવષિને દાદાર ખુદના તેઓના ફરઝંદોનો નાશ કરવા દાદારના ખુદના હમખેશીના કાયદાની રૂયે મોકલી શકે નહિ—પણુ ઇનસાફની રૂયે કુલયાતી ફ્રવષિને મોકલી શકે.

(કરદો ૧૩ મો) (૪૯) **અષાઉનાંમ[1] વંઘુહીશ[2] સુરાઓ[3] સ્પૅન્તાઓ[4] ફ્રવષયો[5] યજમઇદે.[6] યાઓ[7] વીસાદ[8] આવયે-ઇન્તિ[9] હમસ્પથમએદએમ[10] પઇતિ[11] રતૂમ,[12] આઅત[13] અથ્ર[14] વીચરૅન્તિ[15] દસ[16] પઇરિ ખ્ષફ્નો,[17] અવત[18] અવો[19] જિજ્ઞ્ના-ઓંઘ્રહૅમ્નાઓ.[20]**

(કરદો ૧૩ મો) (૪૯) યઝતોની પુણ્ય અશોઇવાળી[1] (યઝતોમાં અહુરાના પ્રમાણની શકિત જે રતુગીરી અહુગીરીની છે તે લાવનારી

બતાવનારી), || બલી પરદુખભંજની[૨] (યઝતોમાં બહમન અને આરમઇતીના પ્રભાવો સાથની શક્તિ લાવનારી બતાવનારી), || સુરી[૩] (યઝતોમાં અષ અને શહેરેવરના પ્રભાવની શક્તિ લાવનારી બતાવનારી), || વૃદ્ધિ કરનારી[૪] (યઝતોમાં ખોરદાદ અને અમરદાદના પ્રભાવો સાથની શક્તિ લાવનારી બતાવનારી) || ફ્રવષિઓને[૫] || યાદ કરી એકતાન થઇએ છીએ[૬] || જેણીઓ ફ્રવષિઓ[૭] || હમસ્પથ્મદના વખતે એટલે છઠ્ઠો ગાહામ્બાર જે વર્ષને છેડે આવે છે ત્યારે યા દરેક માણસોની મરણની તીથીઓ ઉપર[૧૦-૧૧-૧૨] || હમસપથના એટલે હસ્તીના પથને મળવાના–મોક્ષ નીર્વાણને પુગવાના[૧૦] || હિંગામને–શુભ અવસરને–બલા ખુશ વખ્તને[૧૨] || (કુલ જગત માટે કે ગુજરનાર વ્યકતી માટે) સર્વોપરી કરવા નજદીક લાવવા[૧૧] || (તે જગતની કે તે ગુજરનાર નરની) **વીસ** તરફ–**વાસના**ના ઘેરાવા બંધન તરફ[૮] || આવી રહે છે,[૯] || ત્યારે તે જગાએ[૧૩] || (તે કુલ જગતની કે તે ગુનેહગાર વ્યકિતની) દસ એટલે સંપુર્ણ રીતની[૧૬] || રાત્રીઓ એટલે અંધકારવાળી બદીઓ આસપાસ[૧૭] (તે ખાસ કુલ જગત માટેના પરવરદેગાનના દસ દહાડાઓ ઉપર અને તે ગુજરનારની તીથીઓ ઉપર) || તે વીશ તરફ[૧૪] || (મોક્ષ મેળવી અપાવવા માટે) ગોળ ગોળ ફરી રહે છે.[૧૫] (તે દીવસો ઉપરની તે બદીઓને તે બદીના ઘેરાને કઇ રીતે પુગી વળવું તેનો **વી–ચી**=નીર્ણય કરવા ફરી રહે છે અને તે કામમાં ફતેહ મેળવવા) || આ વખતે આએ[૧૮] (તેના સગાઓ તરફની) || મદદની[૧૯] || ખાહેશ રાખનારીઓ[૨૦] (થઇ રહે છે) કે : ||

(૫૦) **કો[૨૧] નો[૨૨] સ્તવાત્,[૨૩] કો[૨૪] યજાઇતે,[૨૫] કો[૨૬] ઉફ્રૂયાત્,[૨૭] કો[૨૮] ફ્રીનાત્,[૨૯] કો[૩૦] *પઇતિ-જનાત્,[૩૧] ગઍામત[૩૨] જસ્ત[૩૩] વસ્ત્રવત[૩૪] અષ-નાસ[૩૫] નૅમંઘહ.[૩૬] કહે[૩૭] નો[૩૮] ઇદ[૩૯] નાંમ[૪૦] આધઇશ્યાત્,[૪૧] કહે[૪૨] વો[૪૩] *ઉર્વ[૪૪] *ફ્રાયેજયાત્,[૪૫] કહુમાઇ[૪૬] નો[૪૭] તત્[૪૮] દાથ્રૅમ[૪૯] દયાત્,[૫૦] યત્[૫૧] હે[૫૨] અંઘહુત્[૫૩] *ખ્યાઇરયાંન્[૫૪] ખરૅથૅમ *અજયમ્નૅમ[૫૫] યવએચ[૫૬] યવએતાતએચ.[૫૭]**

(૫૦) કોણ[૨૧] (જગત માટે બસ્તે–કુસ્તીઆનો, અને ગુજરનાર માટે તેના ખેશીઓ) || હમો ફ્રવષિને[૨૨] (હમારા મોક્ષ અપાવવાના કામમાં મદદ આપવા હમુંને) || સ્તુતીથી–માંથ્રોની બંદગીના સ્તોત્રોની મદદ આપશે એટલે સતુમ કરશે[૨૩] (તમો કરો) || કોણ[૨૪] (જગત માટે બસ્તે–કુસ્તીઆનો, અને ગુજરનાર માટે તેના ખેશીઓ) || ઇજવાની ક્રીયા

કરશે-ફ્રેરશ્ક્ષિ કરશે ફ્રવષિના ભણુતરના સ્તોતો હમુને અરપણ કરશે[૨૫] (તમો આપો). ‖ કોણ[૨૬] (જગત માટે બસ્તે કુશ્તીઆનો અને ગુજરનાર માટે તેના ખેશીઓ) ‖ અંતકરણ મુજબ અંતકરણમાંથી અંતકરણ સાથે વણેલી સ્તુતી ગાશે.[૨૭] (પોતાના યા મુએદોના નહાન લીધેલા શરીરના શુધ્ધ અંતકરણમાં તે ભણુતરના સ્તોતોને વણી-એમ તે સ્તોતોને જોર આપીને હમુને અરપણ કરશે (એટલે આફ્રીનગાન બાજ સાથે કાયદા મુજબ કરાવશે) ‖ કોણ[૨૮] (જગત માટે કુલ બસ્તે-કુશ્તીઆનો અને ગુજરનાર માટે તેના ખેશીઓ) ‖ મોહબત બતાવે હમારી સાથે દીલ જોડીને હમારા કામમાં મદદ આપશે-દોસ્તીનો હક બજા લાવશે[૨૯] (તમો તેમ મોહબત કરો). ‖ કોણ[૩૦] (જગત માટે બસ્તે-કુશ્તીઆનો અને ગુજરનાર માટે તેના ખેશીઓ) ‖ ગવની રાદી ચીજોની ભેટો સાથના[૩૨] (ગવની રાદી ગતીની મ્યઝદ-નેઆમતો અરપણ કરતા) ‖ હાથોથી[૩૩] (એટલે તેવું અરપણ કરતા રહીને અને) ‖ શ્યાવ સાથના શ્યાવ અરપણ કરવાના હાથથી[૩૪] (શ્યાવ અરપણ કરતા રહીને રૂવાનની નવ રચનાના સણગાર માટે જોઇતી સામગ્રી સાથે) ‖ અશોઇએ પુગાડનારી[૩૫] (અશોઇ તરફ પુગાડનારી-માંથ્રના સ્તોતોથી અષ ઉભી કરનારી) ‖ યસ્ન ન્યાયશ્ન વીગેરેની બંદગીઓથી એટલે તેવી નેમંધહ બંદગીઓ કરવાની[૩૬] ‖ સમજ રાખશે અને એમ હમુને નોતરશે[૩૭] (તમો એમ જાણીને હમુને નોતરો; હમારે માટે યજશ્ને બાજ સાથની ક્રીયા પરવરદેગાનના દહાડાઓ ઉપર કે મરણતીથી ઉપર કરાવો) ‖ હમારામાંના[૩૮] (કુલ જગતના અનેક જાતના જગતમાં ઉતરતા રૂવાનોમાંના તેમ ગુજરેલા બધા રૂવાનોમાંના) ‖ કોણનું[૩૭] (જેનો દહાડો હોય તેનું અને મુકતાદમાં કુલ રૂવાનોનું) ‖ નામ[૪૦] ‖ અહિંયા[૩૯] (રૂવાનો માટે ગેતીને માટે હમારેથી થતી આ ખીશ્નકારીમાં) ‖ યાદ કરવામાં આવશે-ભણુતર કરવામાં આવશે[૪૧] (તમો ભણુતર કરાવો). ‖ તમારામાંના[૪૩] ‖ કોણનું[૪૨] (ગુજરનાર કે જેનો દહાડો હોય તેના ફ્રરજ લેનારનું અને મુકતાદના હિંગામમાં કુલ બસ્તે કુશ્તીઆનોનું) ‖ રૂવાન[૪૪] (બરશ્નુમ લઇ તેના જોરે જીવતા તનમાં રૂવાનને ઉરૂને ઉષિમાં લાવીને તેવું થયલુ સચેત રૂવાન) ‖ એમ આગળ વધેલી ઉરૂને ઉષીની હાલતમાં આવીને હમુને હમારી સાથે એકતાન થશે[૪૫] (હમારી યજશ્ને કરાવશે-ક્રીયાની ફ્રરજ અદા કરશે). ‖ હમારામાંના[૪૭] (ગુજરનારમાંના અને મુકતાદના હિંગામમાં ઉપલા રૂવાનોમાંના) ‖ કોણને માટે[૪૬] (જેનો દહાડો હોય તેને માટે અને મુકતાદમાં કુલ રૂવાન માટે) ‖ તે[૪૮] (ગવની) ‖ ભેટ મ્યઝદ[૪૯] (વંદીદાદ-ગેતી ખરીદ-નીરંગદીનનો

**રપૅન્તહે[૧૦] ઉવ્યાખનહે,[૧૧] યાંમ્ચ[૧૨] સરૉષહે[૧૩] અષ્યેહે[૧૪] તખ્મહે[૧૫] તનુ-માંથ્રહે[૧૬] દરૂષિ-દ્રરૉશ[૧૭] આહૂઇર્યેહે,[૧૮] યાંમ્ચ નઇર્યેહે[૧૯] સંઘ્રહહે.[૨૦]**

(કરદો ૨૪ મો) (૮૫) યઝતોની પુણ્ય[૧] અશોઇવાળી[૧] (યઝતોમાં અહુરાના પ્રભાવની શકિત જે રતુગીરી-અહુગીરીની છે તે લાવનારી-બતાવનારી), ‖ ભલી પરદુખભંજની[૨] (યઝતોમાં બહમન અને આરમઇતીના પ્રભાવો સાથની શકિત લાવનારી-બતાવનારી), ‖ સુરી[૩] (યઝતોમાં અષ અને શહેરેવરના પ્રભાવ સાથની શકિત લાવનારી બતાવનારી), ‖ વૃદ્ધિ કરનારી[૪] (યઝતોમાં ખોરદાદ અને અમરદાદના પ્રભાવો સાથની શકિત લાવનારી બતાવનારી) ‖ ફ્રવષિઓને[૫] ‖ યાદ કરી એકતાન થઇએ છીએ[૬] ‖ જેણીઓ[૭] ‖ આબાદી વૃદ્ધિ કરતા[૧૦] ‖ હમ મીથ્રના થવા-એકદીલ થવા સાથે મેળવતા[૧૧] ‖ ઉરવાજીશ્ત[૯] ‖ આતશની[૮] (છે) ‖ તેને[૭] (હમો યાદ કરીએ છીએ); ‖ જે[૧૨] (ફ્રવષિ) ‖ જોરાવર સહમઉલ સહમ[૧૫] ‖ માંથ્રના તનના[૧૬] ‖ હદ ઇન્સાફથી કામ કરતા જોરમંદ ભાલાવાળા[૧૭] ‖ અહુરાને લગતા[૧૮] (તેની ખોદાઇ હોકમ ગતીને લગતાં) ‖ અષીવાળા-પુણ્ય અશોઇવાળા[૧૪] ‖ સરોશની[૧૩] (છે) ‖ તેને[૧૨] (હમો યાદ કરીએ છીએ); ‖ જે[૧૯] (ફ્રવષિ) ‖ નઇરયોસંઘહ યઝતની[૨૦] (છે) ‖ તેને[૧૯] ‖ યાદ કરી તેઓ સાથે એકતાન થઇએ છીએ.[૬] ‖

---

ફ. ૮૫ : ૧૧ **વ્યાખનહે**=આ શબ્દ **વ્યચ** એટલે એક દીલના થવું હમ મીથ્રના થવું તેને માટે એકઠા થવું ઉપરથી અનજુમનનો તેમ અનજુમનના વડાનો અર્થ રાખે છે. અનજુમનમાં ત્યારે અવસ્તા પ્રમાણે એક દીલ થવા માટે હમ મીથ્રના થવા માટે મળવાનું છે,-નહિં કે કોઇ સામી પારટીને શેકશ્ત આપવા મળવાનું છે-ના તે સામી પારટીને સમજાવી પટાવીને પોતાની કરવા માટે મળવાનું છે અને જો એમ તે સામી પારટી નહિ મળે તો ફરી ફરી મળીને આખરેબી તે પારટીના દીલને જીતવાનું છે; એમ છે માટે એ શબ્દમાં હમદીલી થવાની વીખ્યાતીનો અર્થ છે. એમ ત્યારે **વ્યાખન** શબ્દમાં હમદીલ હમમીથ્ર થવા માટે મળવાનું માટે અનજુમનનો-તેના પ્રમુખનો તેમ વિખ્યાતી મેળવવાનો અર્થ છે. એ **વ્યાખનહે** શબ્દને **વી+આ+વ્યા+ન** શબ્દનો બનેલોબી દેખાડી શકાય જેમાં **વી-ખ્યા** શબ્દ **વીખ્યાતી** શબ્દનું ઉસુલ દેખાડે છે. વળી **વ્યાખ્યાન**-લેકચરમાંબી હમમીથ્ર કરવા માટેનું ભાષણ આપવાની વીખ્યાતીનોજ અર્થ છે. પણ આવી વીખ્યાતી તે ભાષણ કરનારમાં કે તે અનજુમનના સભ્યોમાં કે તે અનજુમનને ચલાવનાર મુખીમાં ત્યારે આવી શકે એટલે તેઓ બધા એક

(ફુટનોટ ચાલુ).

**(૮૬) યાંમ્ચ[૨૧] રષ્નઑશ[૨૨] રજિશ્તહે,[૨૩] યાંમ્ચ[૨૪] મિથ્રહે[૨૫] વૉઉરૂ-ગઑયઑઇતોઇશ,[૨૬] યાંમ્ચ[૨૭] માંથ્રહે[૨૮] સ્પૅન્તહે,[૨૯] યાંમ્ચ[૩૦] અષ્નો,[૩૧] યાંમ્ચ[૩૨] આપો,[૩૩] યાંમ્ચ[૩૪] જૅમો,[૩૫] યાંમ્ચ[૩૬] ઉર્વરયાઓ,[૩૭] યાંમ્ચ[૩૮] ગેઉશ,[૩૯] યાંમ્ચ[૪૦] †ગયેહે,[૪૧] યાંમ્ચ[૪૨] †સ્તઑયો[૪૩] †અષાવઑયો.[૪૪]**

(૮૬) જે[૨૧] (ફ્રવષિ) ‖ ભલી રાદી ગોઠવણી કરનાર–સત્ય પાંથરનાર–સત્યથી સજ થયલા[૨૩] ‖ રશ્નુની[૨૨] (છે) ‖ તેને[૨૧] (યાદ કરીએ છીએ); ‖ જે[૨૪] (ફ્રવષિ) ‖ બહોળી ખેતીના કરનાર[૨૬] (કુલ જગતની દરેકની વ્યકિતઓની ખેતી કરનાર) ‖ મહેરની[૨૫] (છે) ‖ તેને[૨૪] (યાદ કરીએ છીએ); ‖ જે[૨૭] (ફ્રવષિ) ‖ મીનોઇ વૃદ્ધિ કરનાર[૨૯] ‖ માંથ્રો આશીશોની[૨૮] (છે) ‖ તેને[૨૭] (યાદ કરીએ છીએ); ‖ જે[૩૦] (ફ્રવષિ) ‖ આસમાનના મધ્યની વર્ણીને ચલાવનારી[૩૧] (છે) ‖ તેને[૩૦] (યાદ કરીએ છીએ); ‖ જે[૩૧] (ફ્રવષિ) ‖ આપ–પાણી–જગત રચનાનો સીકકો ચાલુ થવાના ભેદની[૩૩] (છે) ‖ તેને[૩૨] (યાદ કરીએ છીએ); ‖ જે[૩૪] (ફ્રવષિઓ) ‖ જમીનની[૩૫] (છે) ‖ તેને[૩૪] (યાદ કરીએ છીએ); ‖ જે[૩૬] (ફ્રવષિ) ‖ ઉરવરની[૩૭] (છે જગતમાં પડતા આશીશોનો સંગ્રહ કરી રાખીને ધીમે ધીમે આપનાર ઝાડપાનની છે) ‖ તેને[૩૬] (યાદ કરીએ છીએ.) ‖ જે[૩૮] (ફ્રવષિ) ‖ ગવની ગોસ્પંદી પેદાશની અને કુદરતની ગવની કુદરતમાં કામ કરનારી[૩૯] (છે) ‖ તેને[૩૮] (યાદ કરીએ છીએ); ‖ જે[૪૦] (ફ્રવષિ) ‖ જીવન શકિતની[૪૧] (છે ઉશ્તાનને એટલે પ્રાણવાયુને ચલા-

---

(પાને ૮૫ ની ફુટનોટ ચાલુ).

મતના હમદીલીના ત્યારે થઇ શકે કે જયારે તેઓ બધામાં **આતરે સ્પેનીશ્ત** શુભ ગતી આપે. આતરે સ્પેનીસ્ત પોતે ખાકને ટેકવે છે અને પોતે આતરે મીનોકરકોમાંથી છે જે આતરે મીનોકરકો દાદારના પુથ્ર આતર પુથ્ર અહુર મઝદમાંથીજ છે. ખાકી બદનમાં રહેલી બધી ગતીની ઉપર જો આ **આતરે સ્પેનીશ્ત** રાજ કરે તો તે આતરે સ્પેનીશ્ત સાથની યઝતી ફ્રવષિ તે તનમાં શુભ અકકલ આપવાને લેહ મુકે જેથી મતભેદ તુટી જાય. આજે આપણા આતરે વોહુફ્રીઆનમાં આતરે સ્પેનીશ્ત તો છે પણ તે આતરે સ્પેનીશ્ત આપણા તનુની બદીનો ભાર ખમી રહે છે. જો તે બદીને તે આતરે સ્પેનીશ્ત પોતાની સાથના વોહુફ્રીઆનને લગતા બીજા ત્રણ આતશોની મદદથી બાળીને તનુમાં પોતાનો નાદ પાંથરે તો તે તનુમાં તે આતરે સ્પેનીશ્ત સાથની ફ્રવષિની હિદાયત આવે જેનો પ્રભાવ મુખથી વાચાથી જાહેર થાય. આવો માણસ જે કંઇ જબાનથી બોલે તેને હજારો માન્ય રાખે.

વનાર મીનોઇ નુરી તત્વના સીલસીલાને અનગ્ર રઓચમાંના તેના મુળમાંથી મહેર-રશ્નુ-આર્વા-સરોશ અને નીસ્તીના મુળ રૂવાન ગયો-મરેથ્નની મારફતે ગેતીમાં ઉતારી દરેકે દરેક વ્યકિત ઉપર ઉતારીને તે દરેકે દરેક વ્યકિતના ખોદાને પુગાડનાર રહે છે તેવી તે ઉશ્તાનને ચલાવનારી છે-એમ મહેર-રશ્નુ-આર્વા-સરોશ અને ગયોમરેથન સાથની છે) ‖ તેને[40] (યાદ કરીએ છીએ); ‖ જે[42] (ફ્રવષિ) ‖ અશો અશોઇવાળી[44] ‖ નેઆમતો જે અશોઇ ઉભી કરવાનું પોશણુ આપે છે તેવી નેઆમતો સાથની-અશોઇ પુગવાની પુગી રહેલી પેદાશ માટે[43] (પાસબાન તરીકે રહે છે તે પેદાશની અશોઇને ટેકવી રાખવા માટેનું પોશણુ આપનારી છે) ‖ તેને[41] (યાદ કરીએ છીએ.) ‖ (આ બધી ફ્રવષિઓને અશાઉનામની એટલે યઝતોની અશોઇની સાથની કહેલી છે.) ‖

**(૮૭) ગયેહે[45] મરૅથ્નો[46] અષઑનો[47] ફ્રવષીમ્[48] યજમઇદે;[49] યો[50] પઑઇરયો[51] અહુરાઇ[52] મજ્દાઇ[53] મનસ્ચ[54] ગૂશ્ત[55] સાસ્નાઓસ્ચ,[56] યહ્મત્[57] હચ[58] ફ્રાથ્વૅરૅસત્[59] નાફો[60] આઇરયનાંમ્[61] દખ્યુનાંમ્,[62] ચિથ્રેમ્[63] આઇરયનાંમ્[64] દખ્યુનાંમ્[65]**

---

ફ. ૮૬ : ૪૧ ગયેહે='ગય' જીંદગી-ઉશ્તાન એટલે જીંદગી ટેકવનાર પ્રાણવાયુને ચલાવનાર નુરી તત્વ જે મીનોમાંથી ઉશ્ત થાય છે-ઉભરાય છે તે. આ ઉશ્તાન જે અનગ્ર રઓચમાંથી આવે છે તે ખોદાઇ ગતીનું એટલે યઝતી જાતનું રહે છે જેની સાથે ખાસ ફ્રવષિ રહે છે. તે ઉશ્તાન અનગ્ર રઓચમાંથી નીચે ઉતરીને અસંખ્ય વ્યકિતઓને મળે છે માટે તેની સાથે ફ્રવષિ રહે છે જે ફ્રવષિ તે ઉશ્તાનને તે બધી અસંખ્ય વ્યકિતઓના ખોદા તરફ મોકલાવે છે. આવું ઉશ્તાન મેળવનાર ગઇયોમરેથન પહેલોજ હતો માટે ગયેહેને ગયોમરેથન તરીકે કબી કહે છે કે જેવણની મારફતે માનવ વર્ગને ઉશ્તાન મળી શકે છે, કેમકે માનવ વર્ગનો તે બાપ છે વળી જુદી જુદી પ્રજાઓને તે પ્રજાઓની જુદી જુદી વ્યકિતઓને જે ઉશ્તાન જીવવા માટે મળે છે તે ઉશ્તાન ગયોમરેથન મારફતે અને પછી તે પ્રજાને એક કરનાર મુળ પુરૂષો મારફતેબી ઉતરે છે. આમ ઉશ્તાનના ઉતરવાનો ગુહ્ય સીલસીલો છે. નામગ્રવણ જે ઉભુ થાય છે તે આવા ઉશ્તાનને ચલાવનાર નરોની હકીકત ઉપરથીજ ઉભુ થાય છે. આટલી નોંધ જાણવી અર્થસુચક છે માટે આપી છે.

ફ. ૮૬ : ૪૩ **સ્તઓયો : સ્તન** જે સ્તીનું બીજું રૂપ છે તે '**સ્તન**'નો ૪/૩નો આકાર છે.

ફ. ૮૬ : ૪૪ **અષાવઓયો** શબ્દ અષવનનો ૪/૩નો આકાર છે.

(૮૭) અશોઇવાળા[૪૭] ‖ જીંદગી રાખી[૪૫] ‖ મરણુને પાત્રના ગયો મદર્ની[૪૧] ‖ ફ્રવષિ[૪૮] (સાથે) ‖ એકતાન થઇએ છીએ[૪૯] ‖ જેણુ[૫૦] ‖ સપ્પર પહેલાં[૫૨] ‖ અહુરમઝદનો[૫૨-૫૩] ‖ વિચાર[૫૪] ‖ શીખામણો[૫૫] ‖ સાંભળી;[૫૫] ‖ જે[૫૭] (ગયોમર્દ) ‖ માંથી[૫૮] ‖ આરમઇતીના ગુણોની શકિત રાખતા સત્યવાન પરદુખભંજની[૬૧] ‖ દેશોનો[૬૨] ‖ નાભ-મખ્ય મુળ ઉસુલ[૬૦] (સુક્ષ્મ થયલા જમીનના ચશ્મોના સાથે મળીને કામ કરવાથી થતુ મખ્ય કે જે અમુક જમીનમાં આવીને તે ઉપરની ધારમીક સંસ્થામાં ઉતરીને માનવને જોતીને દાદારની નાભ તરફ લઇ જઇ શકે તેવું નાભ) ‖ તે આર્યન એટલે આરમઇતીની વૃત્તિના[૬૪] ‖ દેશોના[૬૫] ‖ ચિચો ખુનો-ખુનના ખુનો-ખુનકો[૬૩] ‖ દાદારે ઉત્પન્ન કીધાં.[૫૯] ‖

(૮૮) જરથુશ્ત્રહે[૬૬] સ્પિતામહે[૬૭] ઇદ[૬૮] અષઑનો[૬૯] અષી-મ્ચ[૭૦] ફ્રવષીમ્ચ[૭૧] યજમઇદે.[૭૨] પઑઇર્યાઇ[૭૩] વૉહુ[૭૪] *મમનાઇ,[૭૫] પઑઇર્યાઇ[૭૬] વૉહુ[૭૭] *વઑકુષે,[૭૮] પઑઇર્યાઇ[૭૯] વૉહુ[૮૦] *વાવૅરે-જુષે,[૮૧] પઑઇર્યાઇ[૮૨] અથઉરૂને,[૮૩] પઑઇર્યાઇ[૮૪] રથએશ્તાઇ[૮૫], પઑઇર્યાઇ[૮૬] વાસ્ત્ર્યાઇ[૮૭] ફ્રુયન્તે,[૮૮] પઑઇર્યાઇ[૮૯] ફ્રવએદાઇ,[૯૦] પઑઇર્યાઇ[૯૧] ફ્રવએદયન્નાઇ,[૯૨] પઑઇર્યાઇ[૯૩] *હંધ્રહનનાઇ,[૯૪] પઑઇર્યાઇ[૯૫] *હંધ્રહનુષે,[૯૬] ગાંમ્ચ[૯૭] અષૅમ્ચ[૯૮] ઉખ્દૅમ્ચ,[૯૯] ઉખ્દપયાચ[૧૦૦] સ્રઑષૅમ[૧] ખષથ્રૅમ્ચ,[૨] વીસ્પચ[૩] વૉહૂ[૪] મજદ-દાત[૫] અષચિથ્ર.[૬]

(૮૮) અહિંયાં[૬૮] ‖ સ્પિતમ[૬૭] ‖ અશો[૬૯] ‖ ઝરથુશ્ત્રની[૬૬] ‖ અષીને-સૃષ્ટિનો ભોગવટો કરાવીને તે સૃષ્ટીને મોક્ષ તરફ જવા માટેના આશીશો આપતી ઉત્તમ પુકારની પુર્ણ અશોઇને[૭૦] ‖ (તથા) ફ્રવષિને યાદ કરી[૭૧] ‖ એકતાન થઇએ છીએ.[૭૨] ‖ (જરથુશ્ત્ર સાહેબ) ભલો[૭૪] (બહમનની ગતીનો) ‖ પોતા માટે વિચાર કીધો હોય-વિચાર ચલાવ્યો હોય તેવા કરનાર તરીકે[૭૫] ‖ સપ્પર પહેલા આગેવાન[૭૩] (હતા); ‖ સપ્પર પહેલા પરાના ભુતના ભુતકાળમાં થયલા બનેલી મઝે યાઓંધહ=વીગતો-મોટા બનાવો માટે[૭૩] ‖ વોહુ કહેતા ભલાઇવાળું એટલે બહમનના જેવા આગાહીથી ભરેલા[૭૪] ‖ વીચારવંત થયલા, મિથ્રવાળા થયલા, જાણીતા થયલા[૭૫] (હતા); ‖ ભલા[૭૭] (બહમનની ગતીના) ‖ બીજાઓ માટે બોલો બોલ્યા હોય તેવી સત્ય વાણીના વમાસનાર તરીકે[૭૮] ‖ સપ્પર પહેલા આગેવાન[૭૬] (હતા); ‖ સપ્પર પહેલા પરાના

જુતના જુતકાળમાં થયલી વીગતો માટે[૭૬] ‖ બહમન જેવા આગાહીથી ભરેલા[૭૭] (થઇ) ‖ બીજાઓની જાણ માટે જાહેર કરનાર[૭૮] (હતા) ‖ ભલા[૮૦] (બહમનની ગતીના) ‖ બીજાઓ માટે કામો કર્યાં હોય તેવા કામો ખીશ્કારીઓ કરનાર તરીકે[૮૧] ‖ સપ્પર પહેલા આગેવાન[૭૯] (હતા); ‖ સપ્પર પહેલા પરાના જુત જુતકાળમાં થયલી વીગતો માટે[૭૯] (તેઓને પુગવા માટે) ‖ બહમન જેવી આગાહીથી ભરેલા[૮૦] (થઇ) ‖ બીજા માટે થવી જોઇતી ખીશ્કારી યસ્નના કરનાર-બતાવનાર[૮૧] (હતા). ‖ (તેવણુ) **આથ્રવની** એટલે જગતના આતશની હેફાજત કરનાર તરીકે[૮૩] ‖ સપ્પર પહેલા આગે-વાન[૮૨] (હતા); ‖ **પરાના** કાળના બનાવો જેવા બનાવો માટે એટલે ફ્રવષિ માટે[૮૨] ‖ આથ્રવની કરનાર ફ્રવષિને લગતા આતશની હેફાજત કરનાર હતા[૮૩] ‖ **રથેશ્તારી**-જગતની બદીને મારીને સુધારનાર તરીકે[૮૫] ‖ સપ્પર પહેલા આગેવાન[૮૪] (હતા); ‖ **પરાના** કાળ માટે એટલે ફ્રવષિ માટે[૮૪] ‖ રથેશ્તારી કરનાર હતા;[૮૫] ‖ વરધી તરફ ખેંચી જતી લંબાઇ રહેતી[૮૬] ‖ **વાસ્તરયોશી**-જગતની તનમન રૂવાનની ખેતી કરનાર તરીકે[૮૭] ‖ સપ્પર પહેલા આગેવાન[૮૮] (હતા); ‖ પરાના કાળ માટે, ફ્રવષિ માટે[૮૮] ‖ વૃદ્ધિ તરફ લઇ જતી[૮૬] ‖ ખેતી કરનાર[૮૭] (હતા). ‖ (તેવણુ) મીનોઇ જ્ઞાન હાંસલ કીધેલા કરનાર તરીકે[૯૦] ‖ સપ્પર પહેલા આગેવાન[૮૯] (હતા) ‖ પરાના કાળ માટે ફ્રવષિ માટે[૮૯] ‖ મીનોજ્ઞાન હાંસલ કીધેલા તરીકે[૯૦] (હતા) ‖ બીજાને મીનોઇ જ્ઞાન શીખવનાર તરીકે[૯૨] ‖ સપ્પર પહેલા આગેવાન[૯૧] (હતા) ‖ પરાના કાળ માટે ફ્રવષિ માટે[૯૧] ‖ બીજાને તે મીનોઇ જ્ઞાન શીખવનાર

---

ફ. ૮૮ : ૭૫ **મમનાઈ**=મન=વિચાર કરવું ઉપરથી-આત્માને પદ પુર્ણ ભુત કૃદંત ૪/૧નો આકાર છે માટે પોતા માટે વિચાર કરનારનો અર્થ રાખે છે.

ફ. ૮૮ : ૭૮ **વઓકુષે**=વચ બોલવું ઉપરથી-પરસમૈપદ પુર્ણ ભુત કૃદંત ૪/૧નો આકાર છે માટે બીજાઓ માટે વમાસનારનો અર્થ બતાવે છે.

ફ. ૮૮ : ૮૧ **વાવેરેજુષે**=**વેરેજ** કામ કરવું ઉપરથી-પરસમૈપદ પુર્ણ ભુત કૃદંત ૪/૧નો આકાર છે માટે ખીશ્કારી કરનાર તરીકેનો અર્થ બતાવે છે.

ફ. ૮૮ : ૯૪ **હુંઘહનનાઈ**=**હન**=લાયક થવું-સઝાવાર થવું ખાહેશ રાખવી ઉપરથી આત્માને પદ પુર્ણ ભુત કૃદંત ૪/૧ નો આકાર છે. પોતા તરફથી ખાહેશ રાખનાર મેળવનાર તરીકેનો અર્થ છે.

ફ. ૮૮ : ૯૬ **હુંઘહનુષે**=**હન** ઉપરથી પરસમૈપદ પુર્ણ ભુત કૃદંત ૪/૧ નો આકાર છે. બીજાઓ માટે મેળવી અપાવવાને લાયક મેળવનાર તરીકેનો અર્થ છે.

તરીકે હતા.[૯૬] ॥ (તેવણુ) ગવની પેદાશને[૯૭] ॥ અષોઇને[૯૮] ॥ ઉખ્દ-નાદ જે આલાતોમાંથી નીકળે દીનના શીક્ષણોમાંથી નીકળે તેવા નાદોને[૯૯] (મીશ્ર-માંશ્ર-યસ્નને) ॥ તેવા મીશ્ર-માંશ્ર-યસ્નની[૧૦૦] (અંદર રહેલી અને તેઓથી ઉભી થતી) ॥ અહૂ પ્રસ્નની તાબેદારી સરોશના જેવી ગતીને[૧] ( અને ) ॥ મીનો અધીકાર શહેરેવરની ગતીને[૨] ॥ બધી[૩] ॥ મઝદદાત પ્રમાણેની[૫] (સૃષ્ટી રચના થવા માટેની) ॥ ભલાઇના ચીશ્રોને[૪] ( પુર્ણ રીતની ભલી ગોરપંદી વૃત્તિ કરાવી આપનારી નેઆમતોને ) ॥ અશોઇના ચીશ્રોને[૬] ( પુર્ણ રીતની અશોઇ લાવે તેવી નેઆમતોને) ॥ પરાના કાળ માટે ફ્રવષિ માટે[૯૩-૯૫] ॥ પોતા તરફથી પસંદ કરનાર તરીકે સઝાવાર ઠરેલા હતા,[૯૪] ॥ બીજાઓને તે બધું મેળવી અપાવનાર હતા;[૯૬] ॥ ગવની પેદાશને[૯૭] ॥ અશોઇને[૯૮] ॥ નાદને આલાતોને[૯૯] ॥ તેવા નાદોવાળી[૧૦૦] ॥ તાબેદારીને[૧] ॥ મીનો સત્તાને[૨] ॥ બધી[૩] ॥ મઝદદાતની[૫] ॥ વોહુ ભલી ગતીના[૪] (અને) ॥ અષોઇ લાવનારા ચીશ્રોને[૬] ॥ પોતા તરફથી પસંદ કરનાર તરીકે-તેઓને મેળવવાની લાયકાતવાળા સઝાવાર થનાર તરીકે[૯૪] ॥ સપ્પર પહેલા આગેવાન[૯૩] (હતા); ॥ (બીજાઓ તેઓ ઉપર મોહબત બાંધે તેમ) મેળવવાની ખાહેશ કરનાર તરીકે[૯૬] ॥ સપ્પર પહેલા આગેવાન[૯૫] (હતા). ॥

(૮૯) યો[૭] પઓઇર્યો[૮] આથ્રવ,[૯] યો[૧૦] પઓઇર્યો[૧૧] રથએશ્તાઓ,[૧૨] યો[૧૩] પઓઇર્યો[૧૪] વાસ્ત્ર્યો[૧૫] ફ્રુયાંસ.[૧૬] યો[૧૭] પઓઇર્યો[૧૮] ચખ્રમ્[૧૯] ઉર્વએસયત[૨૦] દએવાઅન્ચ[૨૧] ઈહુઓતાત્[૨૨] મષ્યાઅન્ચ.[૨૩] યો[૨૪] પઓઇર્યો[૨૫] સ્તોઇશ્[૨૬] અસ્ત્વઇથ્યાઓ,[૨૭] સ્તઓત્[૨૮] અષેમ્[૨૯] નાઈસ્ત[૩૦] દએવો,[૩૧] ફ્રઓરેનત[૩૨] મઝ્દયસ્નો[૩૩] જરથુશત્રિશ[૩૪] વીદએવો[૩૫] અહુર-ત્કએષો.[૩૬]

(૮૯) જેવણુ[૭] ॥ સપ્પર પહેલા[૮] ॥ આથ્રવન[૯] (જગતની રચનાના આતશની હેફાઝત કરનાર હતા); ॥ જેવણુ[૧૦] ॥ સપ્પર પહેલા[૧૧] ॥ રથેસ્તાર બદીને મારીને સુધારનાર[૧૨] (હતા); ॥ જેવણુ[૧૩] ॥ સપ્પર પહેલા[૧૪] ॥ વૃદ્ધિને જેત આપનાર વૃદ્ધિ ચાલી રહે એમ કરનાર[૧૬] ॥ ખેડુત-તન મન રૂવાનની મીનો ખેતી તેમ જગતની જમીનની ભલી ખેતી કરનાર હતા;[૧૫] ॥ જેવણે[૧૭] ॥ સપ્પર પહેલા[૧૮] ॥ દેવ તરફથી ફરતા[૧૧] (દેવોના) ॥ ધાટકી દીલના અઝીની દસ એબોથી ભરેલા[૨૨] (બુરાઈ સાથના બુરી તલેસમોથી અઝીથી અભડાયલા) ॥ માણુસ તરફથી ફરતા[૨૩] ॥

ફ. ૮૯ : ૨૨ હુઓતાતઃ આ શબ્દને અઓતાત ધાટકી લાગણી વગરનો અર્થ તરીકે લીધેલો છે. અઝીની દસ એબોથી ભરેલા એવો અર્થ થાય.

(બુરી તલેસમોથી-અગ્નીથી ઘેરાયલા) ચખ્રને-વહેંવારને ચલાવનાર કેહ-પંની આતેન ગતીને[૧૯] || ફેરવીને ભલાઇ તરફ દોરવ્યા;[૨૦] || જેણે[૨૪] || સપ્પર પહેલા[૨૫] || હાડમંદ[૨૭] || નીઆમતોવાળી-નીઆમતો મેળવતી મેળવી રહેતી જગતમાં[૨૬] || અંહેમના પ્રચારને[૨૯] (નેઆમતો જે હિંગામોને લગતી છે-ગાહામ્બારોને લગતી છે તે બધી નેઆમતો કે જેથી અશોઇ પ્રાપ્ત થઇ શકે છે તેવી નેઆમતોને) || વખાણ્યો-જોશમાં ચલાવ્યો[૨૮] (તે નેઆમતો ઉતરે તેવી યસ્નો કીધી), || જડવાદના પ્રચારને[૩૧] (નાઈસીમી દેવાની ઉભી કીધેલી તલેસમને જોરે) || તોડયો નાશ કીધો,[૩૦] || મઝદયસ્ન તરીકે[૩૩] || જરથુશ્ત્રની[૩૪] || દેવોથી જુદી[૩૫] || દાદારના કાયદાવાળી દીનવાળા તરીકે[૩૬] || એતેકાદ રાખ્યો એકરાર કીધો[૩૨] || (મઝદયસ્નો જરથુશ્ત્રિશ વીદએવો-અહુર-ત્કેષો ભણનાર તરીકે પહેલા હતા.) ||

પેગામ્બર સાહેબે ગેતીના અને દેવોના અને બુરા માણસોના કેહપંના ખાકી ચખ્રોને ફેરવીને ભલા કીધા એમ દેવોને બધેબધ બાંધી તાબે કરીને ભલાઇમાં ફેરવ્યા અને **નાઈસીમી** દેવોની તલેસમ કે જે ચાલુ છે જેથી દેવો ભલાઇમાં ફેરવાયાજ કરે છે તેવી તે તલેસમ બાંધી-એવા ભેદોનો અહિંયાં ઇશારો છે. પેગામ્બર સાહેબે જગતની નવરચના કીધી-જગતની ખરફસ્ત્રી ગતીને પકડીને બાંધીને તેની ચળવળને અમુક હદમાં ફરતી રાખી-તેવા મહાન મીશનનો ભેદ બતાવે છે. જેઓ પેગામ્બરને સાધારણ માનવ તરીકે ગણે છે તેઓએ આ ફકરા ઉપર ઘોર કરવો મુનાસેબ છે.

**(૯૦) યો[૩૭] પઓઇર્યો[૩૮] સ્તોઇશ[૩૯] અસ્તવઇથ્યાઓ,[૪૦] વાચિમ્[૪૧] અઓખ્ત[૪૨] વીદાયુમ્[૪૩] અહુરો-ત્કએશૅમ.[૪૪] યો[૪૫] પઓઇર્યો[૪૬] સ્તોઇશ[૪૭] અસ્તવઇથ્યાઓ,[૪૮] વાચિમ્[૪૯] ફ્રમ્રઓત્[૫૦] વીદાયુમ્[૫૧] અહુરો-ત્કએશૅમ.[૫૨] યો[૫૩] પઓઇર્યો[૫૪] સ્તોઇશ[૫૫] અસ્તવઇથ્યાઓ[૫૬] વીસ્પાંમ્[૫૭] દએવો-દાતૅમ્[૫૮] વચ[૫૯] અયે-સ્ન્યાંમ્[૬૦] અવહુમ્યાંમ.[૬૧] યો[૬૨] સૂરો[૬૩] વીસ્પો-હુજ્યાઇતિશ[૬૪] *પઓઇર્યો-ત્કએષો[૬૫] દખ્યુનાંમ.[૬૬]**

(૯૦) જેવણે[૩૭] || સપ્પર પહેલા[૩૮] || હાડમંદ[૪૦] || નેઆમતો સાથની જગતમાં[૩૯] || વીદએવો=દેવોથી જુદા થવાના[૪૩] || અહુર-ત્કએશેમ=અહુરાના કાયદા પ્રમાણે ચાલવાના[૪૪] || માંથ્રો[૪૧] || ભણ્યા;[૪૨] || જેણે[૪૫] || આ હાડમંદ[૪૮] || પુર નેઆમતવાળી દુન્યામાં[૪૭] || સપ્પર પહેલાં[૪૬] || દેવથી જુદા થવાના વીદએવોના[૫૧] || અહુરાના કાયદા પ્રમાણે ચાલવાના અહુર ત્કેષના[૫૨] || માંથ્રોને[૪૯] || જાહેર કીધા;[૫૦] || જેવણે[૫૩] || સપ્પર પહેલાં[૫૪] ||

આ હાડમંદ[૫૬] || પુર નેઆમતવાળી જગતમાં[૫૫] || બધા[૫૭] || ઘટતીના કાયદાને[૫૮] || એકતાન નહિ થવા માટેના[૬૦] || સ્તુતી પાત્રના નહિ મણાવા માટેના[૬૧] || જણાવ્યા કહયા;[૫૯] || જેવણુ[૬૨] || તરીકતી જીંદગી ગુજારવા માટે જીવવા માટેની બધી ભલી નેઆમતોવાળા[૬૪] || દેશના દેશને લગતા[૬૬] || પઓઇર્યો ત્કેશ તરીકે-કાયદાને માન આપીને પાળનાર-અમરદાદની અમર-ગતી-ની શકિતના રાખનાર તરીકે[૬૫] || સુરા અડગ નહિ ડગે તેવા હતા.[૬૩] ||

**(૯૧) યહ્મિ[૬૭] પઇતિ[૬૮] વીસ્પૅમ[૬૯] માંથ્રૅમ[૭૦] અષૅમ[૭૧] સ્રવો[૭૨] ફ્વીશ્રુયત.[૭૩] અહુ[૭૪] રતુશ્ચ[૭૫] ગએથનાંમ,[૭૬] સ્તઓત[૭૭] અષહે[૭૮] યત્[૭૯] મજિશ્તહેચ[૮૦] વહિશ્તહેચ[૮૧] સ્રએશ્તહેચ;[૮૨] ફ્પઇતિ-ફ્રખ્શ્તચ[૮૩] હએનયાઓ[૮૪] યત્[૮૫] હુઇતિનાંમ[૮૬] વહિશ્તયાઓ.[૮૭]**

(૯૧) જેવણુમાં એટલે જેવણુને[૬૭] || પુર્ણ રીતે[૬૮] || બધા[૬૯] || માંથ્રો[૭૦] (કુદરતના આશીશો-ગતીઓ જેઓ શબ્દમાં-મંત્રોમાં હોય

---

ફ. ૯૦ : ૬૫ **પઓઇર્યો ત્કેશ : ત્કેશ**=કાયદાઓને પાળવામાં માન આપવામાં **પઓઇર્યો** =સપ્પર પહેલા બેનમુન. આમ પઓઇર્યો-ત્કેશની ગતીના લોકોમાં પઓઇર્યો-ત્કેશ નામની શકિત ઉભી થાય છે જે હમસ્પથમએદેમ ગાહમ્બારના રસ્તા તરફ તેને દોરવે છે-મઝદદાત અહુરદાતની અમર શકિતના હમકાર થવા માટેના રાહ તરફ તેઓને દોરવે છે. અહિંયા કહે છે કે અશો જરથુશ્ત્ર પઓઇર્યો-ત્કેશ હોવે એટલે અહુરમઝદના કાયદા જે ગેતીમાં સ્થાપીત થયલા તેઓ ઉપર જાન કુરબાન કરનાર તરીકે હોવે તેવણુને અહુરદાત મઝદદાત જેઓ અમશાસ્પંદના કેહપોં છે તેઓનો મેળાપ થયલો હતો. આવા મેલાપ કરનાર **પઓઇર્યોત્કેશો જરથુશ્ત્રની અગાઉના ઘણા હતા તેઓ બધાના એવણુ સરદાર હતા.** આવા પઓઇર્યો-ત્કેશોને માટે દાદારે જે દખ્યુ =દેશો કીધેલા તે દેશોમાં **'પીસ્પોહુજ્યાઇતિ'** જીવવા અને જીવીને દાદારના મઝદદાત અહુરદાતના કેહપોંને મળવાની બધી સામગ્રીઓ-તે માટે જીવવાની બધી નેઆમતો રાખેલી હતી કે જેથી તે **પઓઇર્યો-ત્કેશો** પુર્ણ રીતની તરીકત ઉપર રહીને **અહીની** શકિતનો નાશ કરીને ખએત્વદથીનો રસ્તો ફ્રશો-ગર્દનો રસ્તો તનપસીનનો રસ્તો ખુલ્લો રાખી શકે.

ફ. ૯૧ : ૭૩ **વીશ્રુયતઃ** આ શબ્દ **વી-શ્રુ**=સાંભળી લેવું ઉપરથી કર્મણી અ. ભુતકાળ ૩/૧ના આકારમાં છે. બધું સંભળાયું-સાંભળી લીધું એમ અર્થ બતાવે છે.

ફ. ૯૧ : ૮૩ **પઇતિ ફ્રખ્શ્તચ** એ શબ્દ પઇતિ ફ્રક્તર સમજાવનાર ખુલાસો કરી જાહેર કરનાર ઉપરથી છે.

બધમાં હોય–સંસ્થાઓમાં હોય કે કુદરતની નેઆમતોમાં હોય તે બધી આશીશોની ગતીઓના નાદો અને ) ॥ અશોઇથી ભરપુર અશોઇ ઉભી કરે તેવા[૭૧] ॥ કલામો શબ્દો શીક્ષણો[૭૨] ( જેઓમાં માંથ્રના આશીશો રહે છે તેઓના નાદો ) ॥ સંભળાયા હતા–દાદાર તરફથી સંભળાવવામાં આવ્યા હતા[૭૩] (જેવણુ ખુદના રજેરજમાં હોનવરનો નાદ રમતો હતો જે નાદને તેવણુ નરે કાને સાંભળી શકતા હતા એમ જગતના ખુણે ખુણે સ્વાનીએ સ્વાનીએ શું શું થઇ રહે છે–શું શું થઇ રહયું–શું શું થશે તે બીના સાતે સાત કાળની તેવણુ જાણી શકતા હતા કેમકે તેવણુને ) ॥ કુલ ગએથાના એટલે કુલ નીસ્તીના–તનોમંદ હયાતી જે જીવીને પાર પાડવા ધરાયલી તે બધાના[૭૬] ॥ શાહ તરીકે[૭૪] ॥ દોરવનાર સરદાર તરીકે[૭૫] ( કાયેલા અને તેથી તેવણુ ) ॥ અશોઇ[૭૮] ॥ જે[૭૯] ॥ બધેબધ પંથરાયલી ઉંચામાં ઉંચી હદે પુગેલી[૮૦] ॥ ભલામાં ભલી પરદુખભંજની નીસકામ વૃત્તીએ પુગેલી[૮૧] ॥ ખુબસુરતમાં ખુબસુરત વ્યવસ્થા કરનારી સોહામણી[૮૨] (રહે છે) ॥ તે અશોઇના[૭૮] ॥ સ્તુતીના–કરનાર–એકતાન થનાર હતા[૭૭] ॥ હસ્તીએ લઇ જનારી[૮૬] ॥ ઉત્તમમાં ઉત્તમ[૮૭] ॥ તે[૮૫] ॥ દએનના[૮૪] ॥ શીખવનાર–સમજાવનાર હતા.[૮૩] ॥

**(૯૨) યિમ[૮૮] ઇસॅન[૮૯] અમॅષાઓ સ્પॅન્ત[૯૦] વિસ્પે[૯૧] હુવॅ-હુજઑાઙ,[૯૨] ફ્રઑારॅત[૯૩] ફ્રખ્શનિ[૯૪] અવિ[૯૫] મનો[૯૬] જરજદાતો-ઇત[૯૭] અંઘ્રહુયત[૯૮] હુચ,[૯૯] અહૂમ[૧૦૦] રતૂમ્ચ[૧] ગએથનાંમ,[૨] સ્તઑાતારॅમ[૩] અષહે[૪] યત[૫] મજિશ્તહેચ[૬] વહિશ્તહેચ[૭] સ્રએ-શ્તહેચ,[૮] પઇતિ-ફ્રખ્શ્તારॅમ્ચ[૯] દએનયાઓ[૧૦] યત[૧૧] હુઇતિનાંમ[૧૨] વહિશ્તયાઓ.[૧૩]**

(૯૨) જેવણુને[૮૮] (જરથુશ્ત્રને) ॥ ખુરશેદ યઝત સાથે એક મન થયલા, ઇશ્કથી મળેલા[૯૨] ॥ બંના[૯૧] ॥ અમશાસ્પંદોએ[૯૦] ॥ રીદા કીધેલા[૯૭] ॥ અંતકરણ તરફથી[૯૮] ॥ મન[૯૬] ॥ તરફ[૯૫] ॥ જતા[૯૯] ॥ લાહેર માહેર થયલા[૯૪] ॥ એતેકાદથા[૯૩] ॥ કુલ અસ્તોમંદ પેદાશના[૨] ॥ પાદશાહ[૧૦૦] ॥ સરદાર દોરવનાર તરીકે[૧] ॥ પસંદ કીધા;[૮૯] ॥ અશોઇ[૪] ॥ જે[૫] ॥ ઉંચામાં ઉંચી હદે પુગેલી જગતમાં મોટામાં મોટો વીસ્તાર પામેલી[૬] ॥ ભલામાં ભલી પરદુખભંજની[૭] ॥ અતી આકર્ષક ખુબસુરતમાં ખુબસુરત[૯] ॥ વ્યવસ્થીક સોહામણી[૮] ( છે ) ॥ તે અશોઇના[૪] ॥ સ્તુતી કરનાર–એકતાન થનાર તરીકે[૩] ॥ પસંદ કીધા;[૮૯] ॥ હસ્તી તરફ લઇ જનારી[૧૨] ॥ ઉત્તમમાં ઉત્તમ[૧૩] ॥ તે[૧૧] ॥ દએનના[૧૦] ॥ સમજાવનાર તરીકે[૯] ॥ પસંદ કીધા.[૮૯] ॥

(૯૩) યેહે[૧૪] જાંથએચ[૧૫] વખ્ષએચ,[૧૬] ઉર્વાર્સૅન્[૧૭] આપો[૧૮] ઉર્વરાઓસ્ચ;[૧૯] યેહે[૨૦] જાંથએચ[૨૧] વખ્ષએચ,[૨૨] ઉખ્ષિન્[૨૩] આપો[૨૪] ઉર્વરાઓસ્ચ;[૨૫] યેહે[૨૬] જાંથએચ[૨૭] વખ્ષએચ,[૨૮] ઉશ્તતાતૅમ્[૨૯] નિમ્રવન્ત[૩૦] વીસ્પાઓ[૩૧] સ્પૅન્તો-દાતાઓ[૩૨] દામાંન્.[૩૩]

(૯૩) જેવણુનાં[૧૪] ‖ જન્મવામાં[૧૫] ‖ વધવામાં[૧૬] ‖ પાણીઓ[૧૮] (પ્રગતીકરણુ) ‖ ઉરવરો[૧૯] (આશીશો જે તેને ચલાવે છે તે) ‖ ખુશાલ થયાં;[૧૭] ‖ જેવણુના[૨૦] ‖ જન્મવામાં[૨૧] ‖ વધવામાં[૨૨] ‖ પાણીઓ[૨૪] ‖ ઉરવરો[૨૫] ‖ વધવા લાગ્યાં;[૨૩] ‖ જેવણુનાં[૨૬] ‖ જન્મવામાં[૨૭] ‖ વધવામાં[૨૮] ‖ બધી[૩૧] ‖ સ્પેન્તી કરનારથી ચાલુ થયલી ઉભી થયલી[૩૨] ‖ પેદાએશ[૩૩] ‖ ભલે પધાર્યાના પોકારો-ધન્યવાદના પોકારો[૨૯] ‖ બોલવા લાગી[૩૦] (કે). ‖

(૯૪) ઉશ્ત[૩૪]-નો[૩૫] જાતો[૩૬] આથ્રવ[૩૭] યો[૩૮] સ્પિતામો[૩૯] જરથુશ્ત્રો[૪૦] ફ્રા-નો[૪૧] યજાઇતે[૪૨] જઑથ્રાબ્યો[૪૩] સ્તૅરૅતો-બરૅસ્મ[૪૪] જરથુશ્ત્રો.[૪૫] ઇદ[૪૬] અપાંમ્[૪૭] વીજસાઇતિ[૪૮] વંધ્રુઉહિ[૪૯] દએન[૫૦] માજદયસ્નિશ[૫૧] વીસ્પાઇશ[૫૨] અવિ[૫૩] કર્ષ્વાંન્[૫૪] યાઇશ[૫૫] હફ્ત.[૫૬]

(૯૪) શુકાના[૩૪] (હજારો હજાર તારા શુક કે) ‖ હમારે માટે[૩૫] ‖ એક આથ્રવન[૩૭] ‖ જે[૩૮] ‖ સ્પિતમ[૩૯] ‖ જરથુસ્ત્ર[૪૦] (કરીને છે તે) ‖ જન્મ્યો છે.[૩૬] (હવેથી) ‖ હમુને વૃદ્ધિ થવા માટે[૪૧] ‖ તે જરથુસ્ત્ર[૪૫] ‖ આલાતોથી-યઝન વસેલી ચીજોથી[૪૩] ‖ બરસમને પાંથરનાર[૪૪] (થઇ) ‖ (કોંયાનું ક્ષેત્ર યઝતે પુગેલું-કુદરત લગી પંથરાયલું કરીને) ‖ ઇજશે;[૪૨] ‖ અહિંયા હવે[૪૬] ‖ પછીથી[૪૭] ‖ ભલી નીશ્કામ વૃત્તીની[૪૯] ‖ મઝદ યસ્ની[૫૧] ‖ દએન[૫૦] ‖ તમામ રીતે[૫૨] ‖ કેશ્વરો[૫૪] ‖ જેઓ[૫૫] ‖ શાંત[૫૬] (છે તેઓ) ‖ ઉપર[૫૩] ‖ ફેલાઇ જશે.[૪૮] ‖

(૯૫) ઇદ[૫૭] અપાંમ્[૫૮] મિથ્રો[૫૯] યો[૬૦] વૉઉરૂ-ગઑયઑઇતિશ[૬૧] ફ્રદાત્[૬૨] વીસ્પાઓ[૬૩] ફ્રતૅમતાતો[૬૪] દખ્યુનાંમ્[૬૫] †યઑજઇન્તીશ્ચ[૬૬] રામયેઇતિ.[૬૭] ઇદ[૬૮] †અપાંમ્ નપાઓ[૬૯] સૂરો[૭૦] ફ્રદાત્[૭૧] વીસ્પાઓ[૭૨] ફ્રતૅમતાતો[૭૩] દખ્યુનાંમ્[૭૪] યઑજઇન્તીશ્ચ[૭૫] ન્યાસાઇતે.[૭૬]

†મઇદ્હ્યોઇમાઓંઘ્રહહે[૭૭] આરાસ્ત્યેહે[૭૮] ઇદ[૭૯] અષઑનો[૮૦] †અષીમ્ચ[૮૧] ફ્રવષીમ્ચ[૮૨] યજમઇદે;[૮૩] યો[૮૪] પઑઇર્યો[૮૫] જરથુશ્ત્રાઇ[૮૬] માંથ્રૅમ્ચ[૮૭] ગૂશ્ત[૮૮] સાસ્નાઓસ્ચ.[૮૯]

(૯૫) અહિંયા હવે[૫૭] ‖ પછીથી[૫૮] ‖ મહેર[૫૯] ‖ જે[૬૦] ‖ અહોળી ખેતી કરનારો[૬૧] (છે તે) ‖ દેશોનાં[૬૫] ‖ તમામ[૬૩] ‖ ખુબીઓને શ્રેષ્ટતાને[૬૪] ‖ વધારશે[૬૨] ‖ (અને) ઉશ્કેરાતોને-ખખેડાઓને[૬૬] ‖ ખુશાલીમાં ફેરવશે શાંત કરશે;[૬૭] ‖ અહિંયાં[૬૮] ‖ સુરો[૭૦] ‖ અપામ નેપાત[૬૯] ‖ દેશોની[૭૪] ‖ બધી[૭૨] ‖ શ્રેષ્ટતાને[૭૩] ‖ વધારશે[૭૧] ‖ ખખેડાને-ઉશ્કેરાતને[૭૫] ‖ દાબી દેશે.[૭૬] ‖

આરાસ્તિના દીકરા[૭૮] ‖ અશો[૮૦] ‖ મઇદયો માહની[૭૭] ‖ અષીને=આશીશો આપવા માટેની અશોઇની ટોંચને[૮૧] ‖ ફ્રવષિને[૮૨] ‖ અહિંયાં[૭૯] વખાણી એકતાન થઇએ છીએ[૮૩] ‖ જે[૮૪] (મઇદયો માહ) ‖ સપ્પર પહેલો[૮૫] (હતો કે જેણે) ‖ ઝરથુસ્ત્ર[૮૬] ‖ માંથ્રોને[૮૭] ‖ દીનના ફરમાનોને[૮૮] ‖ સાંભળેલા.[૮૯] ‖

---

ફ. ૯૫ : ૮૧ **અષીશ્ચ**=અશોઇની ઉંચ ટોંચને કહે છે કે જેમાંથી ભલા આશીશો નીકળ્યાજ કરીને જગતને સફળ કરવાનું કામ સવાન્યે સવાન્યે થઇ રહે છે.

ફ. ૯૫ : ૬૬ **યઓજઇન્તીશ્ચ**=**યુઝ**=ઉશ્કેરાઇ જવું ઉપરથી વર્તમાન કૃદંત નારી જાતી ૨/૩ ના આકારમાં છે.

ફ. ૯૫ : ૬૯ **અપાંમ નપાત**=પાણીનું નાભ=સૃષ્ટીને દાદારના નાભ તરફ દાદરની નજદીક તરફ લઇ જવા માટે જોઇતી નેઆમતો પુરી પાડવાનું મરકઝ કે જે નેઆમતો ચીજો ઉપર પડી તે ચીજોને દાદાર તરફ જવાની ખેરદ અપાવશે. એને **અઉર્વંત અસ્પ** તરીકે ઓળખે છે-એટલે ઘોડાની વેગે જલ્દી જલ્દી ઉરૂ કરાવનાર-મોક્ષે પુગાડનાર તરીકેબી ઓળખે છે. એને **હવરેનો**=રવીનો હમકાર કહે છે. જેમ **હવરેને** અઉર્વંત અસ્પ કહે છે તેમ આ **અપામનપાતને**બી અઉર્વંત અસ્પ કહે છે.

ફ. ૯૫ : ૭૭ **મઈદયોમાહ**-પેગામ્બર સાહેબના મહાન ચેલાઓ તેઓ કોણ હતા-તેઓની કુદરતમાં શી જગા છે? અશો જરથુશ્ત્રના એવણ પહેલા ચેલા થયા હતા. એવણ અશો જરથુશ્ત્રના કાકાના દીકરા થતા હતા. અશો જરથુશ્ત્રના બપાવાનું નામ **પેતેરસ્પ** હતું. પેતેરસ્પના બે દીકરાઓ હતા નામે પોઉરૂશસ્પ અને આરાસ્તિ. પોઉરૂશસ્પના દીકરા તરીકે અશો જરથુશ્ત્ર હતા અને આરાસ્તિના દીકરા તરીકે આ મઇદયોમાહ હતા. બુનદહિશ્ત (પુશ્તી)માં અશો જરથુશ્ત્રને '**મિન પોરૂશસ્પ જરથુશ્ત્ર નોદરગા હુહઇનિશ**' તરીકે કહયા છે એટલે ઇરાનના શાહ નોદરથી ઉતરેલા કહયા છે. (જુઓ જરથુશ્ત્રનામું ખ. રૂ. કામાનું પાને ૨૮૩ ઉપરની ૩૪૫ નંબરની નોટ.) અશો જરથુશ્ત્ર અને આ મઇદયોમાહ બેહના ખાનદાન ત્યારે એકજ હતા. પણ આ મઇદયોમાહને **હએચતઅસ્પના** ખાનદાનના ગણેલા છે અને અશો **જરથુશ્ત્રને સ્પિતમનાં** ખાનદાનના ગણેલાં છે. અશો જરથુશ્ત્રને સ્પિતમ

(ફુટનોટ ચાલુ).

(પાને ૯૫ ની ફુટનોટ ચાલુ).

જરથુશ્ત્ર કહે છે તે ઉપરથી તેવણને **સ્પિતમ**ના ખાનદાનના ગણેલા છે. ગાથા ૪૬-૧૫ માં એ બેઉ ખાનદાનોને એક સીલસીલાના કહેલા છે. ત્યાં કહે છે કે **હએચત-અસ્પા વક્ષ્યા વે સ્પિતમાઓંઘહો**=સ્પિતમનાઓ સ્પિતમના ખાનદાનના અએ હએચત અસ્પવાળાઓ હું તમુને તે સત્ય કહીશ. વળી ગાથા હા ૫૩-૩ માં જરથુશ્ત્રની દીકરી પોઉરૂચીશતીને **પોઉરૂ-ચિસ્તા હએચત-અસ્પાના સ્પિતામી** એટલે હએચત અસ્પને લગતી તે ખાનદાનની અને સ્પિતામી એટલે **સ્પિતમ**વાળી કહી છે. પણ અશો જરથુશ્ત્રને સ્પિતમ તરીકેજ જણાવેલા છે તેવણને હએચત અસ્પાના તરીકે કેહેબી દેખાડેલા નથી. **સ્પિતમ** નામ છે અને **સ્પિતમાન** શબ્દ તે સ્પિતમને લગતો એમ અર્થ બતાવે છે. હએચત અસ્પ નામ છે અને હએચત અસ્પાના શબ્દ તે હએચતઅસ્પને લગતો એમ અર્થ દેખાડે છે. સ્પિતમ અને હએચત અસ્પ બેઉ જરથુશ્ત્રના વડવા હતા. સ્પિતમ અશો જરથુશ્ત્રથી નવમી પેઢીએ હતા જ્યારે હએચત અસ્પ પાંચમી પેઢીએ હતા. દીનકર્દમાં જરથુસ્ત્રના વડવાઓના નામો છેક ફરેદુન લગીના આપેલાં છે. દસ્તુર પેશુતન જરથુસ્ત્ર નામાંના નવમાં સફા ઉપર તેમ કામાજીના જરથુશ્ત્ર નામાના ૩૧ માં પાનાની ફુટનોટમાં તેઓને લખેલા છે તેઓ આ પ્રમાણે છે.

| | |
|---|---|
| **જરથુશ્ત્ર** | **નેરીઓસંગ** |
| **પોરોશસ્પ** | **વરજીદેદીન** |
| **પેતેરેતરાસ્પ** | **વીજક** |
| **ઓરોગદસ્પ** (ઉર્વદસ્પ) | **અએરીઆક** |
| **હએચદસ્પ** | **ઇથરીતાક** |
| **ચશ્નોશ** | **ઈબીતાક** |
| **પએતરપ** | **ફરજીશક** |
| **અરેજ દરશને** (દુરસ્ન) | **જીશક** |
| **હરદાર** | **ફરશીજક** |
| **સ્પેતાંમ** | **ઈજક** |
| **વએદેશ્ત** | **અએરચ** |
| **નીઆજેમ** (અયજેમ) | **ફરેદુન** (ખોનરસનો-ખનીરથ બામીનો સાહેબ) |
| **એરેચ** (રજન) | |
| **દોરાશરૂબ** (દોરાસરૂન) | કાંઉસમાં આપેલા નામો બુન દહેશ્ન જે પુસ્તીવાળી બુન દહેશ્ન કહેવાય છે તેમાં આપેલા પ્રમાણે છે જેઓ દીનકર્દની બરાબરનાજ છે. |
| **માંનોશ ચેહર** (ઇરાનનો શાહેનશાહ) | |
| **માંનોશ ઓરવર** | |
| **માંનોશ ઓરવાક** | |

( ફુટનોઠ ચાલુ ).

(પાને ૯૬ ની ફુટનોટ ચાલુ).

આ બધા નામોમાંના સ્પિતમ અને હએચત અસ્પ નામોથી ખાનદાનોના નામો થયલા છે. આજ શખ્સોના નામોથી ખાનદાનોના નામો કાંય થયા હોય એ કુદરતી સવાલ છે. આ બધા નરો અશવનના દરજ્જાના એક યા બીજા મરતબાનાજ હતા. પણ 'સ્પિતમ' નરે સપ્પર પહેલી કુનીઅત બાંધી હતી એટલે ફેરેશતાઇ ગતીનો અણુદીઠ તલેસમાતીક અએવાન કે જેમાંથી નેઆમતોનો વરસાદ માંગનારને મળે. તેવણે એવી ઉત્તમ કારદાની કીધી હતી-જગતમાં એવો પરમાર્થ પોતાને ભાગે કીધો હતો કે જેથી આવી તલેસમ ઉભી થઇને ગેતીની ત્રણે મખલુકાતો ઉપરાંત અરવાહીઓનેબી ફાયદો પુગેલો હતો. આવી કારદાનીના ભલા ગુબારો થયા હતા કે જે ગુબારોમાં પછી ઉરવાન બઓદ અને ફરોહરની શકિતઓ ઉભી થઇને તે ગુબારો જીવતા થયા હતા. આવા તે જીવતા થયલા ગુબારોના કેહર્પોએ ફેરેશતાઇ શકિતનો પ્રભાવ ધારણ કીધો છે કે જેમાંથી **આશીશો** માંગનારને મળ્યાજ કરતા હતા અને કરે છે. આવી જીવતી થતી રૂવાન-ફરોહર-બઓદવાળી કેહર્પ સાથની શકિતવાળા ગુબારને કુનીઅત કહે છે. આ મુળ કુનીઅત હતી. એવા સ્પિતમની કુખમાંથી પછી હએચત અસ્પ થયા હતા જેવણેબી બીજી કુનીઅત બાંધી છે, જે સ્પિતમ કરતા ઉતરતી છે અને ખુદ તે સ્પિતમની કુનીઅતનુંજ ફરઝંદ છે. સ્પિતમની મુળ કુનીઅત છે કે જે મુળ ખાનદાન બતાવે છે. આ મુળ કુનીઅતના વસેલાના જોરે પેગામ્બર સાહેબના વડવાઓએ પોતાની જાતને આલે બનાવેલી અને એઓમાંના હએચત અસ્પે તો બીજી પેટા કુનીઅત કીધેલી હતી. આ પેટા કુનીઅતના આસરા હેઠળનાઓ હએચત અસ્પાના કહેવાતા જેઓ ખુદ પોતે સ્પિતમની કુનીઅતને તાબેનાજ હતા. પણ પેગામ્બર સાહેબના અમશાસ્પંદી ગતીના કેહર્પે તો જન્મ અગાઉથીજ **ગાસ** બાંધેલી અને પછીથી આ સ્પિતમની મુળ કુનીઅતનો વિસ્તાર વધારેલો માટે તેવણને સ્પિતમાન જરથુશ્ત્ર કહે છે અને હએચત અસ્પાના જરથુશ્ત્ર કહેતા નથી કેમકે જગતમાં સ્પિતમની કુનીઅતથી વધુ પ્રબળ કુનીઅત જરથુશ્ત્ર વગર બીજા કોઈનીબી હતી નહિ અને સ્પિતમ એવણના વડવા હતા માટે એવણને **સ્પિતમ**ની કુનીઅતના બતાવેલા છે. જરથુશ્ત્રના અમેષીને લગતા કેહર્પે તે કેહર્પના ગેતીમાં આવ્યા અગાઉ ઉપઇરી દખ્યુ ઉપર જે કુદરત છે જે કુલ અનાસરી જગતને ઘેરે છે ત્યાં 'ગાસ' બાંધીને તે કુદરતમાં અહુરદાતના ચલનને એટલે મોક્ષના ચલનને ચલાવવાનું જોમ આપેલું છે. આ ગાસમાંથી જે નવી ગાસ એવણે ગેતીની ઉપર પોતાના જન્મ પછી બાંધી તે સ્પિતમની કુનીઅતની આસપાસ થઇ રહેલી છે જેમાં ઉપઈરી દખ્યુની ગાસનો સીલસીલો રહેલો છે કે જેમાંથી આજના પાવમહેલો થઇ રહેલા છે. ગેતીની ઉપરની તે સ્પિતમની કુનીઅતની આસપાસ બંધાયલી

(ફુટનોટ ચાલુ).

(પાને ૯૭ ની ફુટનોટ ચાલુ).

પેગામ્બરની ગાસનું જેમ ઉપઇરી દખ્યુની ગાસ ઉપર રહ્યું છે અને તેની કેફ્રીઅતબી તે ઉપરની ગાસને લગતીજ છે. આ કેફીઅત અહુરદાતને ચલાવીને જગતમાં ફ્રશો-ગર્દ કરવાની છે. ફ્રશો-ગર્દને એમ કુનીઅત મારફતે-જીવતા ફ્રેરસ્તાઇ કેહર્પ મારફતે ચલાવનારને આગ્રવન કહે છે જેવણ જગતના આતશની રક્ષા કરે છે એટલે જગતના આતશને જે મહાન કામ કરવાનું છે-જગતનો ભાર ખમીને જગતની બદીને બાળીને ભલાઇમાં ફેરવવાની છે તેવા તે આતશને તેવું મહાન કામ કરવા માટે બઓદીક ગતી આપનાર તરીકે તે આગ્રવન રહે છે. આગ્રવનના દરેક કર્મોથી ત્યારે ગેઉશ ઉરવાન ખુશ થઇ રહે છે. તેના એક એક પગલા જમીન ઉપર પડે છે ત્યારે સ્પેન્ત આરમઇતીને તે ખુશાલી લાગે છે કે જાણે તેણી દાદારના તે મહાન-અતી આનંદ આપતા યઓનના દરયાવમાં રહેલી હોય. આવી કેફીયત એક આગ્રવનની છે જે નર ત્યારે જગતના આતશને ફ્રશો-ગર્દ કરવા માટેનો મોટો હમકાર તરીકે છે. ચાલુ દરેઘો ખદાતમાં ગેતીના આતશને એમ બઓદીક ગતીનું તેલ આપી તે જગતની ગવની કુદરત કે જેણીની ગતીનેજ જગતના આતશ કહે છે તે જગતની ગવને ઉરતવાર કરી તે ગવની જગતના પાસબાન યઝતો નામે ગેઉશોને જેઓ તે ગવની કુદરતનો ચેરાધ સલગાવી રહે છે તેઓને તેઓના કામમાં મદદગાર તરીકે થનાર-આગ્રવન તરીકે થનાર-તેઓના હમકાર તરીકે થનાર જરથુશ્ત્ર સપ્પર પહેલાજ હતા. આમ જરથુશ્ત્ર સપ્પર પહેલા આગ્રવન હતા, જગતની કુદરતના આતશની બોય દેનાર હતા અને ગાહે ગાહે જ્યારે તે આતશ ઉપર અહીનો ગલ્બો આવતો ત્યારે તે ગલ્બાને મારી હઠાવનાર પહેલા રથેશતાર હતા અને તે ગલ્બામાં અહીની જે ગતી મરી જતી હતી તેના ખેડનાર-તેને ભલાઇમાં ફેરવનાર પહેલા વાસ્ત્રીઓશ હતા એમ કુલ જગતની સેવા કરનાર પહેલા હુતોખ્શ હતા. આવું મહાન કામ કરનાર જરથુશ્ત્રને તેવણના તે કામમાં મદદ કરનાર તેવણના ચેલાઓ હતા જેઓમાં આ હુએચત અસ્પાન મઇદિયોમાહ સપ્પર પહેલા હતા. એવણના ચેલાઓ તેમ એવણના પેશરવો તેમ એવણથી નેમાયલા ભવિષ્ય માટેના સઓશ્યંતો-એવણનું ઉપર કહેલી વજેનું કેફીઅતનું કામ કરે તેવાજ હતા માટે તેઓ કંઇ સાધારણ માણસો હતા નહિ તે નોંધવું. આ મોટા નરોનો મહાન દરજ્જો કેવો હતો તે જોઇએ. તે દાદારની કુલ વસ્તી જે હરતી નીસ્તીની જગતમાં રહે છે તેઓના મુળ આઠ મોટા વર્ગો છે જેઓમાં ૩૩ અહુ અને ૩૩ રતુઓ એટલે ૩૩ અમશાસ્પંદીઓ એટલે દાદારથી માંડીને સાત અમશાસ્પંદોથી માંડીને અહુરદાત મઝદદાતના કેહર્પોથી માંડીને દએ-ફ્રશોખ

(ફુટનોટ ચાલુ).

(પાને ૩૩ ની ફુટનોટ ચાલુ).

-યઝતો નુબાનજહીશત રૂવાનો કે જેમાં ગેહશો આવી જાય છે જેઓને ટુંકમાં યઝતો કહે છે તેઓ એક મોટો ભવ્ય વર્ગ બનાવે છે જેઓ બધા ફરો-ગર્દે પુગેલા છે એટલે જેઓના રૂવાનો ફ્રવષિ થયા છે એટલે ફ્રવષિને પુગી ફ્રવષિને મલેલા છે. તેઓ સાથની દએવીક ગતી રએથ્વયેઇતીના ભેદે પુગેલી છે એટલે સુંદરતા જેને મગીશ્ત-વહિશ્ત-ગ્રએશ્તના ભેદમાં કહી છે તે ભેદે પુગેલી છે. આ બધી શકિતઓને ટુંકમાં સીઓસે અમશાસ્પંદો કહે છે એટલે અમર અવીનાશી વ્યકિતઓ કે જેઓને સીઓસેનો ૩૩ નો એટલે ૩+૩=૬ નો એટલે રચના કરવાનો રચના કરવા મારીને સુધારીને નવો ઘાટ કરવાનો એટલે પાયુ-ર્થ્વોરેશ્તારનો અધીકાર અપાયો છે. આવા બધા યઝતી રૂવાનો ખુદ પોતે ફ્રવષિની બરાબરનાજ થયલા છે. ફ્રવષિ આરમઇતીનો ભેદ બતાવે છે કે જે આરમઈતી પોતે રશ્નુ સાથે રહી એટલે અસત્યમાં સત્યને પાંથરવા માટે કામ કરનાર તરીકે થઇને યઓન એટલે મહેરની ગતીએ એટલે દાદારના આખા કેહર્પ (નવમું અસ્મ-ખાઓ અક્ન્યમન) જે ગ્રવએચને પુગેલું છે તેને મળેલી કહેલી છે. આવી ફ્રવષિની અનુપમ ગતીએ આ બધા યઝતી રૂવાનો પુગીને તે ફ્રવષિના જેવાજ થાય છે; ના તે બધા યઝતી રૂવાનોની આસ્ન તરીકે એટલે મહા ડહાપણ તરીકે અને તેવા તે આસ્ન ડહાપણથી ખુલતી અકકલ તરીકેજ તે ફ્રવષિ છે; માટે ફ્રવષિને આસ્નો ઉરવાન ડહાપણ સાથના ખુદ ઉરવાનો કહયા છે, એટલે ફ્રવષિના મહા ડહાપણ અને તેથી આવતી અકકલ જ્ઞાન, પરમ સત્ય, જોમ અધીકાર અને ઇનસાફી અનંત તાબેદારી તે ઉરવાનોમાં આવેલા છે એમ કહયું છે. યઝતોની આવી ફ્રવષિ-યઝતોના રૂવાનોની આવી બેરેઝ ગતી દાદારના માંથ્ર સ્પેન્તના રૂવાનની તેવી ફ્રવષિને મળેલીજ રહે છે. માટે દાદારના માંથ્ર સ્પેન્તના રૂવાનની જે ફ્રવષિ એટલે આસ્ન મહા ડહાપણ અને તેથી નીપજતી ખેરદ આપનાર જે શકિત છે-તેવીજ ફ્રવષિ-આસ્ન તે બધા યઝતોની કહેવાય છે. આ ફ્રવષિ-આસ્નને અશાઉનામ ફ્રવષિ કહે છે જે અસલ એક હતી અને પછી તે બધાઓને મળેલી છે માટે અનેક થયલી છે. આ બધી યઝતી શકિતઓના રવાનોને અશાઉનામ ફ્રવષિનામના મુળ એક વર્ગ તરીકે દીનમાં ઓળખેલી છે. આ વર્ગમાં આ ૩૩ અમેશીઓ ઉપરાંત કુલ કુદરત નામે અઓજ-ગ્રોર-તગી-ગવ અને તેઓના હથીઆરો તરીકેના આપ=સૃષ્ટિ રચનાના મીનો સામાન તરીકે થવાની શકિત-ઉરવર=તે માટેના આશીશોની શકિત, ઝામ તે સામાનને ટેકવનાર શકિત, આતશ=તે કુદરતની મુળ ગતીની શકિત ગયેહે=તે કુદરતમાંથી બહાર પડતો પ્રાણ આત્મા ઉશ્તાન અને તે કુદરતની ઉપર કહેલી

(ફુટનોટ ચાલુ).

( પાને ૯૯ ની ફુટનોટ ચાલુ ).

આપ-ઉરવર-ઝામ-આતશ અને ગયેહેની બલીહારી તરીકેની-તે બધાના જવાબ તરીકેની-તે બધાના નતીજા તરીકેની ઉભી થતી કુલ નેઆમતો જેઓને **સ્તઓયો અષાવઓયો** કહે છે, તે બધી ગવની પરદુખભંજની નેઆમતો જેને ટુંકમાં અસર રેશની કહે છે તેઓ-આ બધું કે જે તે કુદરતના અનુયાયીઓ તરીકે છે તે બધું આવે છે. તે ગવ કુદરત અને તેણીના આ બધા અનુયાયીઓમાંબી ઉપર કહેલો યઝતો જેવોજ ભેદ છે માટે તે બધાંનાં રૂવાનો છે જેઓ ફ્રવષિ જેવાં છે, માટે તે બધાંને **અષાઉનાંમ ફ્રવષિનાંમ**માંજ લીધેલા છે. આવો ભેદ ફ્રરવરદીન યશ્તનાં ૨૩ મા કરદાના ૮૨ મા ફકરામાં છે તેમ ૨૪ માં કરદાના ૮૫-૮૬ મા ફકરામાં છે. આમ મુળ પહેલો વર્ગ થયો. આ મુળ વર્ગ કે જેમાં દાદારથી માંડીને તે યઝતોથી તે કુલ કુદરતથી તે કુલ કુદરતના અનુયાયીઓ લગીની વ્યકિતઓ આવે છે તેઓને **અષાઉનાંમ ફ્રવષિનાંમ**નો વર્ગ કહે છે.

**બીજો વર્ગ** હસ્તી ઉપર નેજાત મેળવેલા દખુલ-સબુત રૂવાનોનો છે, જેઓને ગવ ચિથ્રનાં રૂવાનો કહે છે. દખુલ રૂવાનો પહેલા નંબરનાં ગવ ચિથ્રનાં રૂવાનો કહેવાય છે જ્યારે સબુટ રૂવાનો બીજા નંબરનાં ગવ ચિથ્રનાં રૂવાનો કહેવાય છે. આ બધાં રૂવાનો સાથનો દ્રવાઓ ગવમાં બદલાય છે છતાં તેઓ પોતાની વધુ મુકિત જે પહેલા વર્ગને લગતી છે તે લેવા કામ કરવાને બદલે પોતાથી ઉતરતાઓ માટે કામ કરી રહે છે. આ બધાંનાં રૂવાનોબી ફ્રવષિ જેવાં છે. પણ તેઓની ફ્રવષિનો ભેદ ઉપરના કરતાં ઉતરતો છે, માટે તેઓને **અશોનાંમ ફ્રવષિનાંમ**નાં કહયા છે. તેઓનાં રૂવાનની આસ્ન=મહા ડહાપણ અને તેથી આવતી ખેરદ જે ફ્રવષિ પુરી પાડે છે તે આસ્ન ઉપરના પહેલા વર્ગની આસ્ન કરતાં ઉતરતી હોવે તે ઉતરતાપણું દેખાડવા **અશોનાંમ ફ્રવષિનાંમ** શબ્દ છે. **અષાઉમ** શબ્દની ઉ ની વૃદ્ધિનો આકાર એટલે પુર્ણતાનો આકાર **આઉ** છે જે **અશાઉનાંમ**માં આવેલો છે માટે પહેલા વર્ગને **અશાઉનાંમ**નો કહયો છે જ્યારે **અપઉમ** શબ્દના ઉ ની ગુણાનો આકાર **અઓ** છે જેને વૃધ્ધીના આકાર કરતા કમ ગણેલો છે, કેમકે તેના ગુણાકારમાં પુરી વૃદ્ધિ નથી પણ હજુર કંઇક એક એવું ગુણાયલું છે કે તેની વૃદ્ધિ ઉતરતી છે. આ ગુણાનો **અઓ**વાળો આકાર **અશોનાંમ** શબ્દમાં છે જે નામ આ બીજા વર્ગને આપેલું છે.

**પછીનો ત્રીજો** વર્ગ તે આતશી કેહર્પનાં રૂવાનોનો છે જેઓ હસ્તીના અસ્મ ઉપર મુકિતએ નહિ પુગતાં ખાક=**અહૂં** ઉપર નીસ્તી ઉપર મુકિતએ પુગ્યાં એટલે તે રૂવાનોએ હસ્તીમાં નહિ પણ નીસ્તીમાં પોતાની દેવીક ગતીને

(ફુટનોટ ચાલુ).

(પાને ૧૦૦ ની ફુટનોટ ચાલુ).

બહાર કાઢીને દેવીક રએશ્વમાંથી તનોમંદ શરીર કરી તેને આતશી કરીને રૂવાન જેવું કરીને તે ફ્રવષિની નજદીકનાં થઇ રહયા છે. આવાં રૂવાનો જેઓ ફ્રવષિના ભેદે પુગ્યાં એટલે આવાં રૂવાનો જેઓની આસ્ન ફ્રવષિ છે તેઓને નીસ્તીમાંથી એટલે ખાકમાંથી ચઢેલાં એટલે અર્દમાંથી ફ્રવષિએ પુગેલાં કહયા છે એટલે **અરદાફ્રવષ**નાં કહે છે. આ ફ્રવષિબી **અશોનાંમ**નીજ કહેવાય છે.

**પછીનો ચોથો** વર્ગ અરવાહીઓનો છે જેઓ અરવાહી આલમની વ્યકતીઓ છે, જેમાં ઉલવી=ઉંચ અને સેફ્લી=ઉતરતી હલકી એમ મુળ બે જાત છે જેઓના નરને **ઝએની**=જીન કહે છે જેઓની નારીને પરી=**પઈરીકા** કહે છે. આ વ્યક્તિઓના રૂવાનોની આસ્ન જે ફ્રવષિ છે તેનેબી **અશોનાંમ**ની કહે છે. આ રૂવાનોનાં શરીરો હજુર દએવીક ગતીનાં છે જો કે ઉલવીઓનાં શરીરો ગવહોમંદ થતાં રહે છે, પણ સેફ્લીઓ તો ખુદ દેવ તરીકેજ માનવના દુશ્મન તરીકેજ અવસ્તામાં લેખાઈ છે. ઉલવીઓ અન્ય જીરમોના પેશ્વા તરીકેની અશો જરથુશ્ત્રથી નેમાઇ છે.

**પછીનો પાંચમો** વર્ગ જે અનાસરી કાયાની વ્યકતીમાં ઉત્તમ છે તે માનવનાં રૂવાનનો છે. માનવનાં રૂવાનની આસ્ન રૂપ ફ્રવષિ છે. તેબી **અશોનાંમ**માંજ આવે. માનવના તાબેની પછીની ત્રણ વસ્તીઓ હેવાન-ઝાડપાન-ખનીજનાં રૂવાનોબી આસ્ન મેળવેલાં એટલે ફ્રેહરવાળાં છે જેઓનેબી **અશોનાંમ**નાજ કહે છે જેઓ **છઠ્ઠો સાતમો** અને **આઠમો** વર્ગો બતાવે છે.

આમ ત્યારે દાદારે ફીર્યેલી કુલ મસદરયાત કાયનાત અને મખલુકાતમાં આ આંઠ વર્ગો આવે છે જેઓ મુળ બે ભાગે વહેંચાયલા છે. પહેલા ભાગને **અશાઉનાંમ ફ્રવષિનાંમ** કહે છે અને બીજા ભાગને **અશોનાંમ ફ્રવષિનાંમ** કહે છે અશો જરથુશ્ત્રનું કેહર્પ તો અમશાસ્પંદોની સાથનું છે. પણ અશો જરથુશ્ત્રનું રૂવાન જે ગેતીમાં તે કેહર્પ ધારણ કરી ઉતરે છે તે રૂવાનની આસ્ન ફ્રવષિ **અશોનાંમ**ને લગતી છે. પણ **અશોનાંમ**માંબી ત્રણ ભાગો છે અને દરેક ભાગમાં નવ તબકકાઓ છે. **અશોનાંમ** શબ્દ કુલ્યાતી તેમ જુઝવાવી બેઉ રીતે વપરાયો છે.

(ફુટનોટ ચાલુ).

(પાને ૧૦૧ ની ફુટનોટ ચાલુ).

**અષઓનાંમ ફ્રવષિનાંમ**

| **નબા-નજદીશ્તનાંમ ફ્રવષિનાંમ** | **પઓઇર્યો-ત્કએષનાંમ ફ્રવષિનાંમ** | **અષઓનાંમ ફ્રવષિનાંમ** |
|---|---|---|
| ૧ | ૧ | ૧ |
| ૨ | ૨ | ૨ |
| ૩ | ૩ | ૩ |
| ૪ | ૪ | ૪ |
| ૫ | ૫ | ૫ |
| ૬ | ૬ | ૬ |
| ૭ | ૭ | ૭ |
| ૮ | ૮ | ૮ |
| ૯ | ૯ | ૯ |

અહિંયાં નોંધવું કે **અષઓનાંમ** શબ્દ કુલ્યાતી રીતે એટલે મુળ બે વર્ગોમાંના એક વર્ગનાં નામ તરીકે વપરાયો છે તેમ વળી **અષઓનાંમ** શબ્દ જુઝવાવી રીતે એટલે તે બે મુળ વર્ગના એક વર્ગ નામે **અષઓનાંમ**નાં ત્રણ પેટા વિભાગોમાંના ત્રીજા ઉતરતા પેટા વિભાગ તરીકેબી વપરાયો છે. આમ **અષઓનાંમ** શબ્દની વ્યાખ્યા ગુચવણભરેલી થઈ પડેલી છે. **અષઓનાંમ** તરીકેના જ્યારે અશો જરથુશ્ત્રને કહે ત્યારે **અષઓનાંમ** શબ્દ કુલ્યાતી રીતનો સમજવો એટલે જરથુશ્ત્રનું રૂવાન જે ગેતીમાં જરથુશ્ત્રની અમેષીનું કેહર્પ ધારણ કરીને ઉતરેલું એમ સમજવું. ત્યારે કુલ્યાતી **અષઓનાંમ** વર્ગના ત્રણ પેટા વિભાગો ઉપર જોયા તેમાં મુળ વિભાગ જે સહુથી ચઢતો છે તેને **નબા-નજદીશ્ત** તરીકે ઓળખે છે. **નબા-નજદીશ્ત** નામજ તેનું ચઢીઆતાપણું દેખાડે છે કેમકે **નબા**=નાભ તે દાદારના વર્ગની **અષાઉનાંમ** ફ્રવષિની નજદીકી દેખાડે છે.

ત્યારે આ **નબા-નજદીશ્તનાંમ ફ્રવષિનાંમ** બીજા મુળ **અષઓનાંમ** વર્ગનો પહેલો દરજ્જો છે. પેગામ્બર સાહેબનું રૂવાન આ ભાગની ટોંચે છે અને તેવણના બધા ચેલાઓ જેઓ તેવણની ગેતીમાંની હયાતી દરમ્યાન હતા જેઓમાં **મઈદયોમાહ** પહેલા છે તેઓબી આ પહેલા વર્ગમાંના ૩ થી ૯ દરજ્જામાં આવી જાય છે. આ બધા નરોનાં તનો કેહર્પમાં મળેલા ખાપ્રવત હતા-તેઓનું મોત **'વીખીજ'**ના તોરનું **હઇ-નફ્સે-મવાલીદાનું** થતું-તેઓનાં રૂવાનો

( ફુટનોટ ચાલુ ).

( પાને ૧૦૨ ની ફુટનોટ ચાલુ )

અશોઇવોહુથનીબી પેલી મેરના સમેતયાતી વર્ગના હતા એટલે ઉપર કહેલા ત્રીજા વર્ગના હતા પણ જગતમાં પેગામ્બરને મદદ કરવા ઉતરેલા હતા. તેઓ જીવતી હાલતે અરદાફ્રવષે પુગેલા હતા. તેઓના ખાગ્રવત શરીરો હવાથીબી પાતળાં થઇને પહાડોને કોરીને ચાલી જઈ શકતાં હતાં તેઓ ચાહે તો જમીન આસ્માનને મેળવી શકે તેવા હતા. અશો જરથુશ્ત્રના આવા ચેલાઓને દાદારે ખાસ રીતે પોતાની યોજનામાં ઉભા કીધેલા હતા અને તેઓની મારફતે બીજા નરો બીજી ચાર વર્ણો માટે ઉભા કીધેલા હતા. તેઓ આ ચાલુ દરેધો-ખદાતમાંના તે નરો હતા કે જેઓ ખુદ ફ્રશો-ગર્દે પુગીને જગતને ફ્રશો-ગર્દ તરફ ચલાવી રહેવા માટે ઉતરેલા હતા, જેઓને **જરથુશ્ત્રોતેમો** કહે છે એટલે જરથુશ્ત્રના કામ જેવુંજ કામ કરનારા કહે છે. તેઓનાં રૂવાનો અને તે રૂવાનોની ફ્રવષિ એક થયલી હતી. તેઓથી આ ચાલુ દરેધો-ખદાતમાં ફ્રશો-ગર્દનો શુમાર થઈ રહેશે. આ બધાઓમાં અમુક અમુક રૂવાનો છે જેઓ ચાર મુળ વર્ણને ચલાવવા માટેના મુળ રૂવાનોને તૈયાર કરવાનો સામાન કરી જાય છે. ચાર વર્ણોને ચલાવનારાં રૂવાનો બીજા **પઓઇર્યો-ટ્કએષ** અને ત્રીજા **અષ-ઓનાંમ**ના મરતબાના રહે છે. એમ ચાર જીરમોને ચાલુ દરેધો-ખદાતમાં આગળ ચલાવનાર રૂવાનોબી અમુક સંખ્યામાં રહે છે જેઓ તે જીરમની જે દીનો થશે તેના સ્થાપકની પછીના કહેવાશે.

જરથુશ્ત્રના જે પેશરવો હતા તેઓ પઓઇર્યો-ટ્કએષ મરતબાના ૧-૨ ૩ દરજ્જાના હતા-આ બધા પેશરવો જેઓ તેવણની હયાતી દરમ્યાન હતા તેઓને તેવણે નબા-નજદીશ્તના દરજ્જાને પુગાડેલા હતા. સઓષ્યંતોનાં રૂવાનો મોટે ભાગે પઓઇર્યો-ટ્કએષ રહે છે. પણ સઓષ્યોશ, હોશેદર-માહ, હોશેદર બામના રૂવાનો નબા-નજદીશ્તના રહે છે. આવા બધા મહાન નરો જેઓ જરથુશ્ત્રથીજ બીજા હતા જેઓને જરથુશ્ત્રના મહાન હાવીશ્તો કહે છે જેઓને જરથુશ્ત્રોતેમો કહે છે-જેઓની નબા-નજદીશ્તનાંમ ફ્રવષિનામ મરતબાની ફ્રવષિઓ ખુદ જીવતી હાલતમાં અષાઉનામની ફ્રવષિ સાથેજ રહે છે તેઓની યાદ હવે શરૂ થાય છે. આવા મહાન નરોમાં સપ્પર પહેલાજ **મઇદયોમાહ** છે. આવા **મઇદિયોમાહ**નો દરજ્જો શું હશે તેની તસવ્વર ઉપરનાં બ્યાનથી આવશે. આવા મોટા જરથુશ્ત્રોતેમોની તનાસુલમાં પછીથી પેગામ્બરના ગેતીની ઉપરથી **વીખીઝ** થવા પછીથી બીજાં રૂવાનો જોડાય છે તેઓ બહુ બહુ તો પઓઇર્યો-ટ્કએષ લગીના દરજ્જે જઈ શકે છે. આવા પઓઇર્યો-ટ્કએષનાં રૂવાનોની ફ્રવષિઓબી પેલી અશાઉનાંમની ફ્રવષિઓની સાથેજ રહે છે, તે ફ્રવષિઓ જીવતી હાલતના પઓઇર્યો-ટ્કએષ નરોની સાથે રહેતી નથી, કેમકે તે નરોનાં

(ફુટનોટ ચાલુ).

(પાને ૧૦૩ ની ફુટનોટ ચાલુ).

ઉરવાનો તે ફ્રવષિ જેવા છે માટે તે રૂવાનો સ્વતંત્ર રીતે જીવતી હાલતમાં ગેતીમાં કામ કરી શકશે. આ રૂવાનોને ઉરૂને-ઉષિના રૂવાનો કહે છે એટલે બંદ-દરોશ ઉંચકેલાં ખુપ થયલાં રૂવાનો કહે છે. પણ તેઓ સાથની તે પઓઇર્યો-ત્કએશ ફ્રવષિને તો જગતમાં વધુ મોટું કામ અપાયલું છે જેને કરવા માટે તેઓ ત્યારે તે **અશાઉનાંમ ફ્રવષિની** સાથેજ જોડાઇ રહે છે.

અહિયાં એક નોંધ લેવાની છે કે કોઇબી ફરોહર એક નાની રજકણ સાથેબી હશે તે દરેકે દરેક ફરોહર જે **અશોનાંમ**ના મુળ તબકકાને લગતા ત્રણ મરતબામાંના કોઇબી દરજ્જામાંનું હશે. તે દરેકે દરેક ફરોહરને તેની તનોમંદ હાલતને ટકવવા અને ખેડીને નેજાત તરફ લઇ જવાનાં કામની ઉપરાંત આખી વિશાળ જગતમાં કુદરતના અનુયાયી તરીકે રહીને કુદરતનું અમુક કામ કરવાનું રહે છે. જ્યાં લગી તે ફ્રવષિ તે રજનાં તનને છોડી શકતી નથી ત્યાં લગી તે ફ્રવષિના કુદરત માંહેલા કામ કરવાનો બોજો **અશાઉનાંમ**ના તબકકાની ફ્રવષિ એટલે યઝતોની ફ્રવષિ ઉપર રહે છે. પણ જ્યારે તે રજ તનુ-માંગ્રને ભેટે પુગે છે ત્યારેજ તે ફરોહર તેને સોંપાયલું કુદરતમાંનું કામ કરવા તે રજનાં જીવતાં તનથી છુટું પડી શકે છે. **અષઓનાંમ** તબકકાના પહેલા બે મરતબાઓ નામે **નબા-નજદીશ્તનાંમ** અને **પઓઇર્યો ત્કેશનાંમ** મરતબાના બધા નવેનવ દરજ્જાના રૂવાનો સાથની ફ્રવષિઓ જીવતી હાલતમાં એમ છુટી થઇને **અશાઉનાંમ ફ્રવષિ** સાથે રહીને પોતાને સોંપાયલું કુદરતમાંનું કામ કરી રહે છે. પણ **અશોનાંમ** તબકકાના ત્રીજા **અષઓનાંમ** મરતબાના બધા નવેનવ દરજ્જાના રૂવાનો સાથની ફ્રવષિઓ તેમ છુટી થઇ શકતી નથી એટલે પોતાનાં જીવતાં તનના રૂવાનોને છોડીને **અશાઉનાંમ** સાથે મળી શકતી નથી એમ સામાન્ય નીયમ છે. પણ તે **અષઓનાંમ** મરતબાના નવ દરજ્જાઓમાંના ઉપલા ત્રણ દરજ્જામાં જે નરો આવે છે તેઓની ફ્રવષિ જરથોશ્તી યશ્ન થતી વખતે તેમ મોટા હિંગામો વખતે અને વર્ષના બધા હમકારા વખતે જીવતાં તનમાંથી બહાર પડીને **નબા-નજદીશ્તનાંમ** અને **અષાઉનાંમ ફ્રવષિ**ઓના સંગઠન સાથે જોડાઇ શકે છે. પછીના બીજા ત્રણ દરજ્જાના નરો એટલે ૪-૫-૬ દરજ્જાના નરોની જીવતી હાલત સાથે **રહેલી** તે ફ્રવષિઓ જીવતાં તન સાથેજ જોડાયલી **રહે** છે ખરી પણ તેઓ **જરથોશ્તી** યશ્ન થતી વખતે તેમ પોતાનાં જીવતાં કે ગુજરેલાંઓની મદદ માટે બહાર પડી શકે છે. કોઇ એક જંગલમાં જો તેઓનું સગુ ગુજરે તો ગુજરનારના રૂવાનની રહાઈ કરાવી શકવા બહાર પડી શકે છે. મગુમર્દો-આબેદોનાં રૂવાનો આવા **અશોનાંમ**ના ૧ થી ૬ દરજ્જામાં તેમ તેથીબી ઉપરના **પઓઇર્યો-ત્કેષ**ના પહેલા ત્રણ દરજ્જાના રહે છે. પણ **અષઓનાંમ** તબકકાની છેલ્લા ત્રણ દરજ્જાની ફ્રવષિઓ તો જગતના જાહેર માનવોની

(ફુટનોટ ચાલુ).

**(કરદો ૨૫ મો) (૯૬) *અસ્મો-ખ્વન્વતો[1] અષઑનો[2] ફ્રવષીમ્[3] યજમઇદે;[4] અષ્નો[5] ખ્વન્વતો[6] અષઑનો[7] ફ્રવષીમ્[8] યજમઇદે;[9] ગવયાનો[9] અષઑનો[10] ફ્રવષીમ્[11] યજમઇદે;[12] *પર્ષત્‌-ગેઉશ[13] પરાતહે[14] અષઑનો[15] ફ્રવષીમ્[16] યજમઇદે;[17] *વોહુ-વસ્તોઇશ[18] સ્નઑયેહે[19] અષઑનો[20] ફ્રવષીમ્[21] યજમઇદે;[22] *ઇસ્વતો[23] વરાજહે[24] અષઑનો[25] ફ્રવષીમ્[26] યજમઇદે.[27]**

(કરદો ૨૫ મો) (૯૬) ૨ ‖ અશો[2] ‖ અસ્મો ખનવંતની[1] ‖ ફ્રવષિ સાથે[3] ‖ એકતાન થઇએ છીએ.[4] ‖ ૩ ‖ અશો[6] ‖ અષ્નો ખનવંતની[5] ‖

---

(પાને ૧૦૪ ની ફુટનોટ ચાલુ).

રહે છે જેણીઓ જીવતાં તનને જીવતી રાખવાની ઢાલ તરીકેની રહેલી છે. તેઓ **રેપારો-હયાઓ** તરીકે રહે છે માટે તેઓ તે જીવતાં તનને છોડીને બહાર પડી શકતી નથી કેમકે જો તેમ થાય તો તેઓના તે જીવતાં તન ઉપરની ઢાલ નીકળી જવે મૃત્યુ થાય. પણ જ્યારે તેઓનાં તનો તનુમાંથ્રના થાય ત્યારે તે તનને તે ફરોહર છોડીને બહાર જઇ શકે કેમકે **તનુમાંથ્રનું** તનુ ફુજને મારીને જીવી શકે.

આમ ત્યારે અશો જરથુશ્ત્રના તે મહાન જાએનશીનો જરથુશ્ત્રોતેમો છે કે જેઓની યાદ હવે શરૂ થાય છે, કેમકે ઉપર કહ્યું છે તેમ તેઓની તે તે ફ્રવષિઓ ખુદ **અશાઉનાંમ**ની સાથેજ રહીને હવે પછીના ભવિષ્યના ત્રણ કાળોમાં નામે હાલી હાલના **દએદોઈશ્ત** કાળના બેશુમાર દરેઘો ખદાતમાં તેમ તે કાળ પછીના ભવિષ્યકાળ નામે **અપેમેમ**ના કાળના બેશુમાર દરેઘો ખદાતમાં અને ત્યાર પછીના બે કાળોના અસંખ્ય દરેઘો ખદાતમાં જગતને લય કરવાનું ફ્રશો-ગર્દ કરીને છેક બઓદની ઉષી અને ફ્રવષિની ઉષી લગી જગતને પુગાડવાનું કામ કરી રહેશે. આમ છે માટે ફ્રવષિની ક્નુમનમાં **અષાઉનાંમ** ફ્રવષિની સાથે આ **પઓઇર્યો ત્કેશનાંમ** અને **નબાન્નજદીશ્તનાંમ** ફ્રવષિઓને લીધેલી છે પણ **અશોનાંમ**ના મરતબાને લીધો નથી **કેમકે** **અશોનાંમ**ના મરતબાની ફ્રવષિ આ ચાલુ દરેઘો ખદાતમાં **અષાઉનાંમ** ફ્રવષિના જુમ્લાને મળીને કુદરતનું કામ કરી શકવાની હાલતમાં નથી. પણ તેઓનાં કામનો દાએરો તેઓને લગતાં તનની હાલતને લીધે ઘણોજ સંકોચીત થઇ ગયેલો રહે છે. ફરવરદીન યશ્તમાં **અશાઉનાંમ**ની સાથે **અશોનાંમ** ફ્રવષિને કુદરતમાં કામ કરતી લીધેલી છે તે **અશોનાંમ** ફ્રવષિ તો કુલ્યાતી વર્ગની મુળ તબકકાની સમજવી; તે તબકકાના ત્રણ મરતબાઓમાંના છેલ્લા મરતબાની એટલે આ જુઝવાવી મરતબાની નહિં. **મઈદયોમાહ**ની ઓળખ માટે તેવણથી શરૂ થતા જરથુશ્ત્રના તે મહાન ચેલાઓની ઝાંખી તસવ્વર માટે આટલું બયાન ઠીક થઇ પડશે.

ફ્રવષિ સાથે[૭] || એકતાન થઇએ છીએ.[૮] || ૪ || અશો[૧૦] || ગવયાનની[૯] || ફ્રવષિ સાથે[૧૧] || એકતાન થઇએ છીએ.[૧૨] || ૫ || પરાત[૧૪] (ફ્રાતની

---

ફ. ૯૬ : ૧ **અસ્મો-ખનવંત**=આ મહાન નરની યાદ અહુરમઝદ યશ્તમાં, વિશ્તાસ્પ અથવા હાદોખ્ત યશ્ત જે હાદોખ્ત નસ્કની બીજી તથા ત્રીજી પરગરદ છે જેને વેસ્તરગાર્ડે પોતાની ચોપડીમાં ૨૨ મી યશ્ત કહી છે તે યશ્તના ૩૭ મા ફકરામાં આવેલી છે. ત્યાં એવણુને **ફ્રક્ષતિ ફ્રવરેત ગએોકેરેનહે સૂરહે મઝદદાતહે** : ગએોકેરેન જે **સુરહે**=બહાદુર નહિ ડગે તેવી અને મઝદદાત પ્રમાણે જગતમાં કામ કરનારી છે તે ગએોકેરેનને **ફ્રવરેત**=જાણી ઓળખી માનીને જગતમાં તેનો પ્રભાવ જાહેર કરાવીને તે હોમને માનનાર-મનાવનાર તરીકેના ઉત્તમ નર તરીકે ઓળખે છે. કુલ માનવના વિસ્પતોખ્મને કુલ્લે કુલ માનવને આખરે આ **ગએોકરેન-હોમ** પોતાના ઉત્તમ રસથી રંગીને મીનોઇ કીમીયું કરાવીને ફ્રશો-ગર્દ થવા માટે લાયક કરશે. આ **ગએોકેરેન હોમ**માં ત્યારે મીથ્ર-માંથ્ર-યશ્તનો પુર્ણ ભેદ છે એટલે ૨૧ નસ્કોનો પુર્ણ ભેદ છે. આવા હોમને ઉત્તમમાં-ઉત્તમ રીતે માનનાર અને તેની આણને જગતમાં ચલાવનાર ઉત્તમ નર તરીકે આ અસ્મો ખનવંત છે એટલે પેગામ્બરની દીનના રહસ્યને ઉત્તમ રીતે બીજે નંબરે પુગેલો આ નર છે. આ નર ખએત્વોદથનો દરજ્જો કુદાવી અશ્દાફ્રવષનો દરજ્જો કુદાવીને **ગવચીગ્રો**ના પોતાના ધર્મના બાપોને મલી રહેલા દરજ્જાના છે-એવણુ **નબાનજદીશ્ત** તબકકાના ત્રીજા કે ચોથા દરજ્જાના નર છે કે જેની શકિત અદભુત-યઝતી ગતીની છે-જે જગતના યવએચના કાળોને સમજાવનાર છે-જેનું કેહર્પ હવાની કાની પહાડોમાંથી પસાર થઇ સખત-જમીન અને પાતાળને એક સેકંડમાં પુગી શકે એવું છે. મોટા મોટા આબેદો કે જેઓ સે કર્ષ કે શશ કર્ષના હોય છે-જેઓની ઉપર કદી અહીનો ભયંકર ધસારો થવાની આવશ્યકતા તેઓના માઝીના કેશાશોને લીધે હોય તો તેવા તે મગુમર્દોની ઉપર પેગામ્બરના આત્રી તોરના મહાન હાવીશ્તોમાંના ચારની ચોકી રહે છે જેમાં અસ્મો ખનવંત એક છે. આવી ચાર હાવીશ્તોની ચોકીમાં **૧ મઇદયોમાહ ૨ અસ્મો ખનવંત ૩ જામાસ્પ ૪ પેશુતન** આટલા નરો રહે છે-જેઓના કેહર્પો સાક્ષાત તે આબેદ મગુમર્દની સાથે તેના દમમાં જોડાઇને રહે છે. સાધારણુ માનવો માટે તેઓની યાદ રાખવી મુબારક છે. કુલ માનવ વર્ગને ફ્રશો-ગર્દ તરફ લઈ જવાના કુદરતના કામમાં આ મહાન નરનો ફાળો ઘણોજ ઉત્તમ છે. પેગામ્બરની પેગામ્બરીના હમકાર થવામાં એવણુનો નંબર સીરફ **મઈદયોમાહ**થી બીજો છે.

ફ. ૯૬ : ૧૩ **પર્વત** ગાઓ આ નર જે '**ફ્રાત**'ની કુનીઅતના હતા

(ફુટનોટ ચાલુ).

ફ્રુનીઅત)ના ‖ અશો[૧૫] ‖ પર્વતગાઓની[૧૩] ‖ અશો[૧૫] ‖ ફ્રવષિ સાથે[૧૬] ‖

(પાને ૧૦૬ ની ફુટનોટ ચાલુ).

તેવણુને ફકરા ૧૨૭ માં જણાવેલા **પર્વતગાઓ હાજ્યો ગવાઓ અપક્ષીરયાઓ** સાથે ભેળવા નહિ; બેઉ જુદા નરો છે. **ક્રાત**ની ફુનીઅતના સાહેબ વિષે કંઇ ખબર નથી.

ફ. ૯૬ : ૧૮ **'વોહુવસ્તિ'** આ નર પેગામ્બરની પેગામ્બરીની હમકારી કરવાની ઉત્તમત્તામાં છઠઠા નંબરે આવે છે. પેગામ્બરની પેગામ્બરીની ઉત્તમતા ફ્રશો-ગર્દ માટે કામ કરવામાં છે માટે ગેઉશ ઉરવાના કામમાં મદદ કરવામાં છે. અમુક હઝારાઓ પછી કે જ્યારે માનવ વર્ગ નેક થશે અને જગતના ઉપર એકજ વર્ણના થઇ રહેશે ત્યારે ફ્રશો-ગર્દને ઘણી નજદીક ખેંચવા પેગામ્બર પોતાના ચેલાઓ પાસે મહાન યસ્ન કરાવશે કે જેથી તે બનાવ જલ્દી થઇ રહે. આ યસ્નમાં વોહુવસ્તિ હાવનાન તરીકે કામ કરશે એટલે યસ્ન વખતે માંથ્રોને એ ખુબીથી પઢશે કે જગતની રજેરજમાંની દએવીક ગતી સત્યસંગમાં પડીને ગવની થતી આવશે. આ નરનું કેહર્પ હરહંમેશ લગી માંથ્રોને ભણીને જગતને તે માંથ્રોના નાદમાં રાખીને બુરાઈના ઉભાણુને અમુક હદમાંજ રાખ્યા કરે છે.

ફ. ૯૬ : ૨૩ **ઈસ્તિવત**: પેગામ્બર સાહેબના આ બધા મહાન હાવીશ્તો જો કે આજે જગત ઉપર નહિ હોએ તો પણ તેઓના કેહર્પો એવા તો સચેત છે કે જગતની પાવમહેલની ક્રિયા ઉપર તેઓ પોતાની દહમ આફ્રિતી મોકલે છે. પણ જ્યારે તે ક્રિયાઓમાં યસ્ન દરૂજી થાય છે ત્યારે તેઓ તે ઉભી થતી યસ્ન દરૂજીના ઉસ્તાનને બંધ કરવા ઇનસાફથી વર્તે છે અને કદી એવું કરે છે કે જેથી તે યસ્ન દરૂજી કરનાર જગતમાં ચાલુ જીંદગીમાં શિક્ષાએ પુગે એમ તેઓના કેહર્પો હરહંમેશ ફ્રશો-ગર્દ થવાની મહાન યસ્નમાં કામ કરે છે. આવી ફ્રશો-ગર્દ થવાની મહાન યસ્નમાં **ઈસ્તિવત** આતરવક્ષ તરીકે રહેશે, તે યસ્નને પાર પાડવાની મકદુર રાખી શકશે. આવા મહાન નરોનો ઇતીહાસ આજે આપણી પાસે રહયો નથી એ કમનસીબીની વાત છે કેમકે જો તે ઇતીહાસ રહયો હતે તો તેઓના અતી ઉત્તમ ચારિત્રવાળા મીનો સહાસોથી આપણુને મોટા ધડાઓ મળતે. આ નરના માબાપ કોણ હતા તેની વીગત રહી નથી. પણ આટલું ઈલમ્યતથી કહી શકાએ કે આ બધા મોટા હાવીશ્તોને કુદરતે ખાસ રીતે જન્મ આપેલા હતા માટે તેઓના માબાપો કોઈ મોટી

(ફુટનોટ ચાલુ).

એકતાન થઇએ છીએ.[17] ‖ ૬ ‖ સ્નઓયની[18] (કુનીઅત)ના ‖ અશો[19] ‖ વોહુવરિતની[20] ‖ ક્રવષિ સાથે[21] ‖ એકતાન થઇએ છીએ.[22] ‖ ૭ ‖ વરાજની[23] (કુનીઅત)ના ‖ અશો[24] ‖ ઇસ્વતની[25] ‖ ક્રવષિ સાથે[26] ‖ એકતાન થઇએ છીએ.[27] ‖

(૯૭) †સએનહે[28] અહૂમ્-સ્તૂતો[29] અષઑનો[30] ક્રવષીમ્[31] યજમઇદે;[32] યો[33] પઑઇરૂયો[34] સતો-અએથ્રૂયો[35] ક્રખ્ષતત[36]

---

(પાને ૧૦૭ની ફુટનોટ ચાલુ).

કુનીઅતમાંથી એટલે મોટા પરદુખશંજની નરમાંથી ઉતરેલા હોવા જોઇએ. તેઓના ઉતરવાનો મિગ્ર અહુનવઇર્યમાં હોવો જોઇએ; કેમકે આ બધા નરો ક્રશો-ગર્દને જગતમાં લાવનારા રહે છે માટે તેઓની એકાદ પહેડી દર પહેડીથી ઉતરીને બાપ કરતા સવાશેરના દીકરાની જાતની રહે છે. તેઓ કંઇ અકસ્માતથી જરથુશ્ત્રના ચેલા થયલા, માટે સાધારણ માનવ man in the street જેવા હતા નહિ.

ફ. ૯૭: ૨૮ **સએન**=આ મહાન નર નબાનજદીશ્ત તબકકાના અને તે માંહેલા ત્રણથી તે છઠઠા દરજ્જા લગીમાંના હતા. નબાનજદીશ્ત અને પઓઇર્યોતકેશ તબકકાના નરો અદભુત ગતીના રહે છે. તેઓ કાંઇ જગતમાં સાધારણ માનવની કાની વેપાર નોકરી કરવા કે રાજપાટ ભોગવવા જન્મતા નથી. તેઓ તો કુદરતના અનુયાયી તરીકે જન્મીને કુદરતની માફકનાં ગુહ્ય રીતનાં તસવ્વરમાં આવી શકે નહિ તેવાં કામો કરી રહે છે; ના, સફેદ બાજુની કુદરતમાં તેઓના રૂવાન યઝતોની માફક કામ કરી રહે છે. પઓઇર્યો-તકેષ રૂવાનને લગતા પાદશાહ પહેલવાનો જેઓ પેગામ્બર અગાઉ થઇ ગયા હતા જેઓનો ઇતિહાસ શાહનામામાં અને પહેલવી કેતાબમાં મલે છે જે ઇતિહાસ આજે દંત કથારૂપ ગણાય છે તે નરોબી કુદરતની સફેદ બાજુના અનુયાયી તરીકે રહીને કામ કરી ગયા છે કે જેઓને લીધેજ જગત પેગામ્બર આવે તેટલો વખત નાશમાંથી બચેલું હતું. આવા પઓઇર્યો-તકેશ હતા પણ નબા-નજદીશ્તો તો તેઓથીબી આલેતર હતા. માટે નબાનજદીશ્ત તબકકાના રૂવાનોની તસવ્વર સાધારણ રીતની લેવી નહિ.

ઉપરના ૯૬માં ફકરાની ૧૮ અને ૨૩મી ફુટનોટમાં ક્રશો-ગર્દને જગતમાં નજદીક લાવવાના ઈસારા વાંચ્યા. ક્રશો-ગર્દને લાવવું એટલે વાઘ બકરી એકજ ઓવારે પાણી પીએ તેવો જમાનો કે જેને સત્યયુગ કહે તે. આવા યુગમાં માનવજાત એકજ વર્ણમાં હોય અને તેઓ વચ્ચે ખરો ભાઈચારો હોય અપવાદની મારામારીબી હોય નહિ. પણ અપવાદ કરીકે જરા મત ફેર હોય તે

(ફુટનોટ ચાલુ).

**પઇતિ[37] આય[38] જૅમા.[39] પૅરેઇદિદયેહે[40] અષઑનો[41] ફ્રવષીમ્[42] યજમઇદે;[43] ઉસ્માનરહે[44] પઐષતહે[45] અષઑનો[46] ફ્રવષીમ્[47] યજમઇદે;[48] વૅાહુ-રઑચંઘ્રહો[49] ફ્રાન્યેહે[50] અષઑનો[51] ફ્રવ-ષીમ્[52] યજમઇદે;[53] અષો-રઑચંઘ્રહો[54] ફ્રાન્યેહે[55] અષ-ઑનો[56] ફ્રવષીમ્[57] યજમઇદે;[58] વરૅસ્મો-રઑચંઘ્રહો[59] ફ્રાન્યેહે[60] અષઑનો[61] ફ્રવષીમ્[62] યજમઇદે.[63]**

(૯૭) ૮ ‖ અહુમ સ્તુત[29] (ની કુનીઅત)ના ‖ અશો[30] ‖ સએનની[28] ‖ ફ્રવષિ સાથે[31] ‖ એકતાન થઇએ છીએ.[32] ‖ જે[33] (સએન) ‖ આ[38] ‖ જમીન[39] ‖ ઉપર[37] (ચોમેર) ‖ ૧૦૦ ચેલા રાખનાર તરીકે[35] (તે ચેલાઓનો) ‖ સપ્પર પહેલો[34] ‖ ઉસ્તાદ તરીકેનો અધીકારી થયો[36] ‖ ૯ ‖ અશો[41] ‖ પેરેઇદિદય[40] (ફ્રદિદય)ની ‖ ફ્રવષિ[42] (સાથે) ‖ એકતાન થઇએ છીએ.[43] ‖ ૧૦ ‖ પઐષતના[45] (દીકરા) ‖ અશો[46] ‖ ઉસ્માનરની[44] ‖ ફ્રવષિ સાથે[47] ‖ એકતાન થઇએ છીએ.[48] ‖ ૧૧ ‖ ફ્રાન્ય[50] (ની કુનીઅત)ના ‖ અશો[51] ‖ વોહુ-રઓચંઘ્રહની[49] (બેહરોજની) ‖ ફ્રવષિ સાથે[52] ‖ એકતાન થઇએ છીએ[53] ‖ ૧૨ ‖ ફ્રાન્ય[55] (ની કુનીઅત)ના ‖ અશો[56] ‖ અષો-રઓચંઘ્રહની[54] ‖ ફ્રવષિ સાથે[57] ‖ એકતાન થઇએ છીએ.[58] ‖ ૧૩ ‖ ફ્રાન્ય[60] (ની કુનીઅત)ના ‖ અશો[61] ‖ વરેસ્મો-રઓચંઘ્રહની[59] ‖ ફ્રવષિ સાથે[62] ‖ એકતાન થઇએ છીએ[63] ‖

---

(પાને ૧૦૮ ની ફુટનોટ ચાલુ).

તુરતજ સમજાએ. આવો વખતની અનેક દરેઘોખદાત લગી ચાલશે. આ વખત પછી આ ગેતી અરવહીમાં લય થઈ જશે. **આ લય જલ્દી થાય માટે ઉપર કહેલી યસ્નો પેગામ્બર સાહેબના ચેલાઓ કરી રહે છે.** આ યસ્નમાં આ **સએન** ફ્રબરેતર તરીકે કામ કરશે એટલે આ મોટી યસ્ન કરનારાઓ માટે જે બધી સામગ્રી જોઇએ તે બધું ઉભું કરી આપશે. આફ્રીને-રપીથ્વનમાં આ **સએન**ને જરથુશ્ત્ર સ્પિતમાન, કયવિસ્તાસ્પ, જામાસ્પ, ફરશોસ્તર પછીથી મુકેલા છે. એવણને વળી એરવદો હાવિશ્તો, દીનચાશીદારો, દીનઆમુખ્તારો, માનપદો, વીસપદો, જંદપદો, દેહપદો, અને જરથુશ્ત્રોતેમોની સાથે યાદ કીધેલા છે. એવણની પછી ચલે અસંફ્દીઆર, કએઅન્તરસ્તર, (અરદશ્તર=બહમને અસંફ્દીઆર), મેદયોમાહે આરાસ્તાન, આદરબાદ જ઼રથુશ્ત્રરાન, અનોશે રૂવાન ખુશરૂએ કવાતાન-નરોની ફ્રવષિઓને યાદ કીધેલી છે. **અહૂમ-સ્તુત**ની કુનીઅત હતી-કયા નરે તે કુનીઅત બાંધેલી છે તેની ખબર નથી. **'કુલ જગતની બદી'**ની ઉપર નેગાહ કરી તેને રોકવા માટે આ કુનીઅત થઈ હતી. આ કુનીઅતને લગતા **સએન** હતા માટે એવણને સએન અહુમસ્તુદાન કરીને **આફ્રિને રપિથ્વનમાં યાદ કરે છે.**

**(૯૮) ઈસત્‌-વાસ્ત્રહે[64] *જરથુશ્ત્રોઇશ[65] અષઑનો[66] ફ્રવષીમ્‌[67] યજમઇદે;[68] ઉર્વતત્‌-નરહે[69] *જરથુશ્ત્રોઈશ[70] અષઑનો[71] ફ્રવષીમ્‌[72] યજમઇદે;[73] હુવરે-ચિથ્રહે[74] *જરથુશ્ત્રોઇશ[75] અષઑનો[76] ફ્રવષીમ્‌[77] યજમઇદે[78] દએવદબોઇશ[79] *તખ્મહે[80] અષઑનો[81] ફ્રવષીમ્‌[82] યજમઇદે;[83] થ્રિમિથ્વતો[84] સ્પિતામહે[85] અષઑનો[86] ફ્રવષીમ્‌[87] યજમઇદે;[88] દાઓંધ્રહે[89] જઇરિતહે[90] અષઑનો[91] ફ્રવષીમ્‌[92] યજમઇદે.[93]**

---

ફ. ૯૮ : ૮૦ **તખ્મહે**=તખ્મનો એટલે તખ્મ નામની કુનીઅતનો એમ અર્થ લેવાનો છે. આ તખ્મ તે તખ્મ ઉરૂપ એટલે **તેહમુરસ્પ** છે. તેહમુરસ્પને **દેવબંદ** એટલે દેવોના બાંધનાર કહયા છે જેને માટે અવસ્તા શબ્દ **દએવ-ત્બિશ** (tormentor of Daev) છે. આ કુનીઅતને **તખ્મ દએવો-તબિશ** કહે છે. આ કુનીઅતને લગતો નર જે પેગામ્બરની પેગામ્બરીને ઝળકાવી શકયો તેનેબી **તખ્મ દએવો-તબિશજ** કહે છે. કુનીઅતો આવે ત્યાં તે કુનીઅતને જરથુશ્ત્રની ગાસમાં લીધેલી સમજવી, કેમકે પેગામ્બર સાહેબે તે બધી રોશનીની કુનીઅતોને પોતાની ગાસમાં વણી લીધેલી છે અને તે બધા કુનીઅતના પુત્રોને તેવણ **નબાનજદીશ્ત** તબકકા ઉપર જલ્દીથી લઈ જઈ શકેલા. આવી કુનીઅત-તેના બનાવનાર અને તે કુનીઅતનો વારસ-તે બધા વચ્ચે તનાસુલી સીલસીલો રહે છે. **માટે આ બધાં નામો જાવતના કહેવાય.** એવી રીતે આવા મહાન ચેલાઓને જાવતમાં લેવાના છે. એટલે તેઓ બધાજ કંઈ અકસ્માતથી ચેલા થયલા નહિ પણ કુદરતની યોજના અનુસાર થયલી કુની-અતોથી ઉતરેલા છે. અહિંયા ત્યારે '**હે**' પ્રત્યય જે છઠ્ઠી વિભકતીનો છે તે કંઇક અર્થે વપરાયલો છે. જરથુશ્ત્રની પોઉરૂચીશ્તી માટેબી '**હે**' શબ્દ છે તેની સમજ નીચે આવે છે. જરથુશ્ત્રની કુનીઅતનો અર્ક તેણીમાં ઉતરેલો માટે તેણી ચેઝીની થયલી. આમ ત્યારે હે નો પ્રત્ય કુનીઅતવાળા વડવાને માટે છે. તે '**હે**'નો છઠ્ઠી વિભકિતના પ્રત્યય સીરફ બાપને માટે લેવાનો નથી. અને તેની સચ્ચાઇ આ નામો ઉપરથીજ માલમ પડે છે કેમકે ચોકકસ વખતે મમાવાના નામને '**હે**' શબ્દ લગાડેલો છે અને કેટલેક ઠેકાણે બપાવાના નામને **હે** લગાડેલો છે. ત્યારે 'હે'નો છઠ્ઠી વિભકિતનો પ્રત્યય જે વડવાએ કુનીઅત બાંધી જે કુનીઅત તે બાંધનારના નામથી ઓળખાય છે તે કુનીઅત માટે છે. કુનીઅત એટલે નેકી કરવે કુદરતમાં જે જીવતો ભલો આશીશ આપતો ફેરશ્તાઇ ગુબાર ઉભો થાય છે અને જેમાંથી જયારેબી માગો ત્યારે આશીશો મળે છે-એક જાતની અમૃતનું દુધ આપતી ગવ તરીકે ઓળખાય છે. આથવ્યાનની જે જાત જાતની **ગવો** કહી છે તેમાં આવા ભલા ગુબારોની ફેરશ્તાઇ ચકિતઓ અને તેઓના મુબારક ગુબારો કે જેમાંથી આશીશો પડે તેનો ભેદ રહેલો છે.

(૯૮) ૧૪ ‖ જરથુસ્ત્રી એટલે જરથુશ્ત્રને લગતા–જરથુશ્ત્રના ખાનદાનના[૬૫] ‖ અશો[૬૬] ‖ ઇસત–વાસ્ત્રની[૬૪] ‖ ફ્રવષિ સાથે[૬૭] ‖ એકતાન થઇએ છીએ.[૬૮] ‖ ૧૫ ‖ જરથુશ્ત્રી–જરથુશ્ત્રને લગતા–જરથુશ્ત્રના ખાનદાનના[૭૦] ‖ અશો[૭૧] ‖ ઉર્વતત નરની[૬૯] ‖ ફ્રવષિ સાથે[૭૨] ‖ એકતાન થઇએ છીએ.[૭૩] ‖ ૧૬ ‖ જરથુશ્ત્રી–જરથુશ્ત્રને લગતા–જરથુશ્ત્રના ખાનદાનના[૭૫] ‖ અશો[૭૬] ‖ ખોરશેદ ચેહરની[૭૪] ‖ ફ્રવષિ સાથે[૭૭] ‖ એકતાન થઇએ છીએ[૭૮] ‖ ૧૭ ‖ તખ્મ[૮૦] (તેહમની કુનીઅત) ના ‖ અશો[૮૧] ‖ દએવતબીશની[૭૯] ‖ ફ્રવષિ સાથે[૮૨] ‖ એકતાન થઇએ છીએ.[૮૩] ‖ ૧૮ ‖ રિપતમ[૮૫] (ની કુનીઅત) ના ‖ અશો[૮૬] ‖ થ્રિમિથ્વતની[૮૪] ‖ ફ્રવષિ સાથે[૮૭] ‖ એકતાન થઇએ છીએ.[૮૮] ‖ ૧૯ ‖ જઇરિત[૯૦] (ની કુનીઅત) ના ‖ અશો[૯૧] ‖ દાઓંઘહની[૮૯] ‖ ફ્રવષિ સાથે[૯૨] ‖ એકતાન થઇએ છીએ.[૯૩] ‖

**નોંધ:**—૬૫-૭૦-૭૫ **જરથુશ્ત્રોઇશ** આ શબ્દ **'જરથુશ્ત્રીનો'** એમ અર્થ દેખાડે છે. જરથુસ્ત્રી શબ્દ જરથોશ્તી અથવા જરથુશ્ત્રને લગતો સગો એમ અર્થ બતાવે. જો જરથુસ્ત્રનો એમ કહેવું હોય તો **જરથુશ્ત્રહે** એમ લખાય. પણ અહિંયાં તો **જરથુશ્ત્રોઈશ** શબ્દ છે જે જરથુશ્ત્રીની છઠ્ઠી એકવચન છે. જરથુશ્ત્રના આ તેમ બીજા બે છોકરાઓને જરથુશ્ત્રના કરીને લખવાને બદલે જરથોસ્તીઓ–જરથુશ્ત્રના સંબંધીઓ તરીકે કાંય કહયા છે તે નીચે આપેલું છે. પોઉરૂ ચીસ્તીને જરતોશ્તીની દીકરી કહી એટલે તેણી દીકરી છે એમ શક રહયો નહી. પણ આ છોકરાઓને તો જરથુશ્ત્રના છોકરાઓ કહેવાને બદલે જરતોશ્તીઓ–જરથુશ્ત્રના સંબંધીઓ કહયા માટે કામાજી તેઓને જરથુશ્ત્રની બહેનના છોકરા ગણે છે. પણ પહેલવી લખાણુમાં તેઓને જરથુશ્ત્રનાજ છોકરા કહેલા છે. માટે તેઓ જરથુશ્ત્રનાજ છોકરાઓ છે તેમાં કંઇ શક નથી. પણ તેઓને જરથુશ્ત્રી કાંય કહયા તેની સમજ નીચે આપી છે. જરથુશ્ત્ર પોતે–જરથુશ્ત્રની બઇરીઓ અને છોકરા છોકરીઓની ઉકેલ માટેની સમજ અને જરથુશ્ત્રી અને તે ઉપરથી થતા છઠ્ઠી વિભક્તિવાળા જરથુશ્ત્રોઈશ શબ્દ અને **જરથુશ્ત્રહે** શબ્દની ઉકેલામણુ હવે જોઇએ.

અશો જરથુશ્ત્રનું કેહર્પ અમશાસ્પંદો સાથનું હતું. અશો જરથુશ્ત્રને **અઓખ્ત નામનો યઝતહે** તરીકે એટલે યઝત તરીકે યઝ થવા માટે જાણીતા થયલા છે એમ ગણીને તેવણુની ફ્રવષિને યજશ્નેના હા ૩ માંના ૨૧ મા ફકરામાં યાદ કીધેલી છે. **હઓમેમ્ચ પરહઓમેમ્ચ આયેસે યેશ્તી**=હોમ અને પરાહોમને આ યસ્નમાં યાદ કરીને

તેઓ સાથે એકતાન થાઉં છું. **ક્ષ્નૂમઇને જરથુશ્ત્રહે સ્પિતામહે ફ્રવષેએ અઓખ્તો નામનો યઝતહે**=નામીચા થયલા બધાને જણાયેલા યઝ થવા લાયકના યઝતી પંકતીના **સ્પિતમાન જરથુશ્ત્ર**ની ફ્રવષિની ખુશાળી થવાને માટે. પછી **બોઇદીને** યાદ કરે છે અને કહે છે કે તેથી **આથ્રો અહુરમજદ** જેવણુ **અઓખ્તો નામનો યઝત** છે એટલે જાણીતા યઝત યઝ થવા લાયકના છે તેવણુની ખુશાળી થાય છે. એમ અશો જરથુશ્ત્રને **આથ્ર પુથ્ર અહુરમજદ** સાથે યાદ કીધા છે એટલે એક પંકતી ઉપર અહિંયાં મુકેલા છે. વળી **ખોરદાદ યશ્તમાં** ફકરા ૧) માં કહે છે કે અએ **જરથુશ્ત્ર યો તે જસાઇતિ અમેષનાંમ સ્પેન્તનાંમ**=અમર શકિતઓ અમશાસ્પંદોમાંના 'તે' એટલે તુંને જે કોઇ પુગે-તારી સાથે યઝ થાય તે માણુસ **યથ જસાઇતિ અમેષનાંમ સ્પેન્તનાંમ વોહુમનો અષેમ વહિશ્તેમ ક્ષથ્રેમ વઇરીમ, સ્પેન્તાંમ આરમઇતીમ હુઉર્વતાઓસ્ચ, અમેરેતતાઓસ્ચ,**=તે માણુસ અમર શકિતઓમાંના **બહુમનને અષવહિશ્તને શહેરેવરને, સ્પેન્ત આરમઇતીને ખોરશદને અમરદાદને** પુગે .છે. અહિંયાંબી **અશો જરથુશ્ત્રને અમશાસ્પંદ** કહયા છે. એ ઉપરાંતના બીજા દાખલાઓ આ લેખકની **પહેલી નીકીઝ**માં આપેલા છે. કહેવાની મતલબ એ છે કે અશો જરથુત્રનું કેહપ અમેશાસ્પંદનું હતું-તેવણુ **અએવો** ખાસ રીતે **અએવોદાત**=ખાસ કાએદે જન્મેલા હતા જેનું બયાન **નીકીઝ પ્રકરણ** ચોથામાં વાંચવું. એવણુમાં દાદાર અહુરમજદનું ખોરેહ જેને કવએમ ખરેનો કહે છે તે ઉતરેલું હતું. એવણુના અમશાસ્પંદીવાલા કેહપમાં પુર્ણ અશોઇની નવ ગેના અને ફ્રવષિનું જોમ હતું એટલે યઝતોનો રાદ પેવંદ હતો અને તે ખોરેહ જરથુસ્ત્રની અઇપિની આસપાસ ફરી વળેલું હતું. આવી તલેસમાતીક યઝતી વ્યકતી જે ઇનસાનરૂપમાં ઉતરેલી હતી જેવણુમાં યઝતોની બઓદ નામે વીરયાવી અકકલ હતી તેવણુના ઉપર કહેલી વજેના કેહપમાં રહેલી અષની નવ ગેના તેવણુની અઇપિ જે કવએમ ખરેનો રાખતી હતી તેમાં **હુવોવી** તરીકે રહેલી હતી અને તેજ અષનો સીલસીલો તેવણુની **નવગરેહ**ની લાકડીમાં હતો. કેહપમાંની અષ-નવ કેહપ-નવ ઘેનાઓ જે હવોવીરૂપ તેવણુની અઇપિમાં હતી તે હવોવી સાથે તેવણુ પોતે હદ-માંથ્ર યરનથી પોતાની ફ્રવષિને જોરે મીનો વ્યવહારમાં આવીને એવણે મુળ ત્રણુ શકિતઓ પોતાની અઇપિમાં ઉભી કરીને પછી તેઓ મારફતે બીજી છ શકિતઓ **'ન-ના'** રૂપની ઉભી કાધી હતી. જેમ મર્દ અને ઓરતના સંબંધમાંથી ફરઝંદો જન્મે તેમ ખોરેહ

માની હવોવીમાંથી ત્રણુ ભોગવવાની શકિતઓ ત્રણુ બખ્ઘરી રૂપની અને તેઓ મારફતે પછી ત્રણુ હોકમ કરવાની શકિતઓ ફરઝંદ તરીકે અને ત્રણુ તાબેદારી કરવાની શકિતઓ દીકરી થઇ હતી અને ભવિષ્યમાં એટલે દરેધો ખદાતના ૮૧૦૦૦ વર્ષના અઇયામમાં જરથુશ્ત્રની ખુદની જગા લઇ શકે તેવા ત્રણુ મહાન નરો ઉભા કરવા માટે હતી. એવણુને જેમ ગેતીમાં જન્મતી વખતે અએવોદાત લાગેલો હતો તેમ એવણુના ભોગવટાઓબી અએવોદાતના હતા માટે તેવા ભોગવટાની રૂએ એવણુની અઇપિમાંથી ત્રણુ બખ્ઘરીઓ થઇ હતી જેઓ હુવોવી, ઉરવીજ અને અરેનેજબરદાય તરીકે ઓળખાય છે. હુવોવીને શાહુજન કહે છે એટલે ઝનોમાં ઉત્તમ રીતવાળી માબાપની તાબેદારીવાળી. આ ત્રણુમાંની- અઇપિમાં રહેલી હુવોવી અશો જરથુશ્ત્રનાં કેહર્પ અને ફ્રવષિને જોરે મીનો ભોગવટો દદ-માંથ યસનથી કરશે ત્યારે ત્રણુ ખુનો ત્રણુ ત્રણુ મરતબે જાહેર થઇને હવોવીના શેકમમાં નહિ પણુ ઝામમાં પડશે. એક ખુન ત્રણુ મરતબે પડશે એટલે એક ખુન ઝામમાં-બીજુ ખુન ઝરેહમાં-ત્રીજુ ખુન અવીઝે દીનની ગાસમાં પડશે જેઓને નેરીઓસંઘદ યઝત લઇ જઇને અનાહીત યઝતને પોષણુ માટે સોંપીને ૯૯,૯૯૯ ફ્રવષિની પાસબાની હેઠળ મુકાશે. બીજુ ખુનબી ત્રણુ મરતબે એમ ઝામ (અઇવિથ્રિષ્વ) ઝરેહ કેઆંસે અને અવીઝે દીનમાં અનાહીતથી પોષણુ પામતું ફ્રવષિની પાસબાની હેઠળ જશે. એવીજ રીતે ત્રીજું ખુનબી ત્રણુ મરતબેનું થશે, ઝામમાં-ઝરેહમાં-અવીઝે દીનમાં ફ્રવષિની પાસબાની હેઠળ અનાહીત યઝતથી પોષણુ પામતું એટલે ૧૦૦૧ હોનવરના નાદોથી પોષણુ પામતું થશે. અવીઝેહનું ખુન બર વખતે ઝામના ખુનને ઉગાડશે એમ તે ત્રણે ઝામમાંના ખુનોમાંથી ત્રણુ કેહર્પોને ઉગાડશે નામે સુતત ફ્રેદ્રી-વંઘહુફ્રેદ્રી- એરેદત ફ્રેદ્રી. સુતત ફ્રેદ્રી જયારે અવીઝેહના ખુન કે જે અનાહીતથી પોખાય છે તેની બગોબખ્તીથી ઝરેહ કેઆંસેમાં જઇ અંગોળ કરશે ત્યારે તે ઝરેહમાંનું તેણીને લગતું ખુન તેણીના શેકમમાં જઇને ઉક્ષ્યત એરેત = હોશેદરમાહને જન્મ આપશે. વંઘહુફ્રેદ્રી જયારે અવીઝેનું ખુન કે જે અનાહીત યઝતથી પોષણુ પામે છે તેની બગોબખ્તીથી ઝરેહ કેઆંસેમાં જઇ અંગોળ કરશે ત્યારે તે ઝરેહમાંનું તેણીને લગતું ખુન તેણીના શેકમમાં જઇને ઉક્ષ્યતનેમંઘહ = હોશેદરમાહને જન્મ આપશે. એરેદતફ્રેદ્રી (વીસ્પ તઉરવીના ભેદની છે તેણી) જયારે અવીઝેહના ખુન

કે જે અનાહીત યઝતથી પોષણ પામે છે તેની બગોબખ્તીથી ઝરેહ કે આંસેમાં જઇને અંગોળ કરશે ત્યારે તે ઝરેહમાંનું તેણીને લગતું ખુન તેણીના શેકમમાં જઇને **સોશીઓસ=અસ્તવત એરેતને** જન્મ આપશે. આમ **હુવોવીને** પેરે ભવિષ્યમાં ફ્રરઝંદ થશે. આ હવોવી તે પેલી કેહર્પમાંની પુર્ણ અષની નવ ઘેનાઓ જેણીઓ જરથુસ્ત્રની અઇપિમાં ખોરેહમાં **હુવોવી** તરીકે છે તેમાંથી થયલી ત્રણ શકિતઓમાંની એક સમજવી. આ ભવિષ્યમાં થનારા ફ્રરઝંદો જેઓ **હુવોવી શાહજનથી** થવાના છે તેઓ ખુદ પોતે બીજા **જરથુશ્ત્રજ** છે એટલે ભવિષ્યમાં તેઓ જરથુસ્ત્રનીજ પોતાની ખાસ જગાનાજ વારસો થશે. શાહજન ધણીઆણીનેજ આ ફ્રરઝંદો કે જેઓ ખુદ જરથુસ્ત્ર જેવા થશે માટે જરથુસ્ત્રની ખુદની પેગામ્બરીની જગા લેશે તેઓ આપેલા છે. જરથુસ્ત્રની જગા જરથુસ્ત્રની પછીજ આવે માટે તેઓને ભવિષ્યમાં થયલા કહેલા છે બીજી બે શકિતઓ જેઓ ભોગવટા માટેની છે તેઓને ઉરવીજ અને અરનેજખોરદાય કહે છે. ઉરવીજને ચકરજન તરીકેનો એલકાબ આપેલો છે. ચકરજન એટલે એક બાઇ જેનો ધણી ગુજરી જવે બીજાને પરણે તે. ઉરવીજને એવી કાંય કહી હશે. ઉરવીજથી પેગામ્બર સાહેબ જે નરને ઉભા કરશે તે નરને જીરમોની વ્યવસ્થા કરવાની છે. જીરમોના સાહેબો જરથુસ્ત્રથી અન્ય છે પણ તેઓને બદલે તેઓનું કામ જરથુસ્ત્રનેજ કરવાનું છે માટે જીરમોના સાહેબો માટેની પણ તેઓ હાજર નહિ હોવે જરથુસ્ત્રને મળેલી અને તે જરથુસ્ત્રના ભોગવટાથી તે જીરમોના સાહેબોનું કામ કરવા માટેની ઉરવીજને કહી જેના ફ્રરઝંદો તરીકે ઉરવતત્ નર અને હવરે ચીથ્ર થશે. ઉરવતત નરને જમશેદના વરનો સરદાર ખેતી કરનાર કહ્યા છે. જમશેદના વરની ઉપયોગીતા જગરેલ વખતે થશે કે જે વખતે બધી જીરમોને લગતી ત્રણે મખલુકાતોની ચીજોને ત્યાં રાખવામાં આવશે કે જેમાંથી નવો દરેઘો ખદાત થતી વખતે તે વર્ણો ઉભી થાય. આમ તે વર્ણોની ખેતી કરનાર તરીકે એટલે જીરમો માટે કામ કરનારાઓના સરદાર તરીકે એવણને કહ્યા છે. એ નર જન્મતી વખતે પુર્ણ કમાલ્યના હતા નહિ તેવણમાં અશો જરથુસ્ત્રની કુનીઅતનો પુરો પેવંદ હતો નહિ માટે જ્યારે એવણ બહાર પડયા ત્યારે તેવણને ક્રિયામાંથી પસાર કરાવીને જરથુસ્ત્રી તરીકેના કીધા હતા. બીજો છોકરો હવરેચીથ્ર (ખુરશેદ ચહેર) હતો જેવણ રથેસ્તાર છે અને કંગદઝમાં રહે છે. પેશુતન કંગદઝમાં છે તેવણના એવણ હાથ નીચેના સરદાર છે. પેશુતન ફ્રશી-ગર્દ લાવવા

**અહીની** સામે રથેસ્તારી કરી રહયા છે જે કામમાં આ ખુરશેદ ચેહર તેર-ણુના નાયબ છે. એવણુબી બધીજ જીરમો માટેજ કામ કરી રહે છે. એવ-ણુનેબી ઉપલાં કારણુને લીધે બહાર પડયા પછી યસ્ન મારફતે જરથુસ્ત્રી કીધા હતા. એમ ત્યારે અશો જરથુસ્ત્રની બઇરી તરીકે કામ કરતી શકિતઓ **હુવોવી**, **ઉરવીજ** અને **અરનેજબરદાય** હતી જેઓમાંની હવોવી જે શાહજન હતી તેને પેટે જરથુસ્ત્રના જેવાજ ભવિષ્યમાં ત્રણુ નરો ઉભા થઇ જરથુસ્ત્રની જગા ભવિષ્યમાં લેશે તે જોયું અને બીજી **ઉરવીજ** બાઇ જે ચકરજનના એલકાબની હતી તેણીમાંથી કુલે જીરમો માટે અને ખુદને તેમ બીજાઓને માટે બે ફરઝંદો થશે નામે **ઉરવતત્ નર** અને **હુવરેચીથ.** એક **ઉરવતત્ નર** કુલે જીરમોની ખેતી કરશે અને **હુવરેચીથ** પછીથી જે કંઇ ઉરવત નરથી શુભ ખેતી તરીકે થઇ શકતું નથી તેને માંરીને સુધારવા રથેસ્તારી કરશે.

હવે ત્રણુ દીકરી **પોઉરૂચીશ્તી–ફ્રેની–થ્રીતીનું** ઉસુલ અને **ઇસ્તવાસ્તર** જેવણુ મગવપતાન મગવપત હતા તેવણુનું ઉસુલ જોવાનું છે. ઉપર કહયું છે કે જરથુસ્ત્રને **અએવોદાત** લાગેલો છે કે જે અએવોદાત ગેઉશોની વ્યકિત ગાવ્યોદાદનેબી લાગેલો છે. આવા અપવાદના કાનુનનો ભોગવટો અશો જરથુસ્ત્રનો છે. જરથુસ્ત્રના કેહપ'માંની નવ ધેના જે હવોવીરૂપ છે તેણીની સાથે જયારે જરથુસ્ત્રની અદપિનું કવએમ ખરેનો હદ–માંથ્ર યસ્નથી મલીને અએવોદાતનો ભોગવટો કરે છે ત્યારે ત્રણુ બઇરીઓ નામે હવોવી–અરનેજબોરદાય અને ઉરવીજ તેવણુની અઇપિમાંજ થાય છે. આમ અઇપિમાં રહી હવે તે ત્રણેઓને અશો જરથુસ્ત્ર સાથે યસ્ન થાય છે. ત્યારે ઉપર કહયું છે તેમ ઉરવતત્ નર, હવરેચીથ ઉભા થાય છે અને ત્રણુ મરતબેના બુનો બહાર પડે છે. હવે તેવણુના કવએમ ખરેનોથી ભરેલી અઇાપમાં રહેલી અરનેજબોરદાયથી **ઇસ્તવાસ્તર** અને **ફ્રેની થ્રીતી પોઉરૂચીશ્તી** થશે તે જોઇએ. આ અરનેજબરદાએને સતરજન કહી છે. સતરજન તે શાહજન (પાતશાહ) છે પણુ તેણીના ફરઝંદો તેના બાપની જગા લેશે નહિ. તેઓ તે બાપના તાબાની અંદરની બીજી જગા માટે કામ કરશે એમ બાજાના દતક થશે. આવી સતરજનના ભેદમાંના કામ કરનારી બાઇ અરનેજબોરદાય સાથે અશો જરથુસ્ત્ર પોતાની ફ્રવશિને જોરે હદ–માંથ્ર યસ્ન કરશે ત્યારે તે ખોરેહમંદ અઇપિમાંની તે અરનેજ બરદાયમાંથી **ઇસ્તવાસ્તર** અને **ફ્રેની, થ્રીતી** અને **પોઉરૂ ચીશ્તી** ઉભા થઇને બહાર પડશે. અહિંયાં નોંધવું કે અશો જરથુસ્ત્રના કેહપ'-માંની નવ ધેના એટલે અષના કેહપોં જેઓને હવોવી તરીકે કહયા છે

---

અહિંયાં નોંધવું કે જરથુસ્ત્રના ફરઝંદો કઇ કઇ માવતરોથી છે તે વિષે પહેલી નીકીઝમાં લખવામાં ભુલ થઈ છે તે અહિંયાં સુધારી છે તે નોંધવું.

જેણી તે ખોરેહની છતર નીચે-ખોરેહના આશીશો નીચે રહે છે, જેણીનો પ્રભાવ પેલી નવગરેહમાં રહેલો છે, તે હુવોવી તો અશો જરથુસ્ત્ર સાથેજ રહેલી-તેવણુના ખોરેહમાં તેવણુના મીનો યસ્નની કેરદાર તરીકેજ રહેલી હતી. પણુ તે અશોઇની હવોવીરૂપ કેરદારમાંથી જે ત્રણુ શક્તિઓ ભોગવવા માટે થએલી, જેઓનેભી હવોવી અને ઉરવીજ અને અરનેજ ઓરદાય કહેલી, તેણીઓથી જ્યારે પોતપોતાનું કામ જે અશો જરથુસ્ત્રના મીનો જુનોમાંથી ફરઝંદો કરવાનું હતું અને ભવિષ્યમાં ફરઝંદો થાય તેવા જુનોને ઉભા કરવાનું હતું તે કામ જયારે થઇ રહયું એટલે પછી તેઓ બહાર છુટી પડેલી હતી. પેલા ત્રણુ ફરઝંદો અને ત્રણુ બેટીઓ તો ઉભા થતાને વારજ છુટા પડેલા; તે છ છુટા થયા પછીથી તે ત્રણુ ભોગવવાની શકિતઓ છુટી પડી હતી.

આ ત્રણુ છોકરાઓને પછી પેગામ્બરે પોતાની દીક્ષા આપી હતી અને તેઓને અહુરદાતથી પુરી રીતે સજ કરીને જરથોસ્તીપણુાના કીધા હતા કે જેથી તેઓ પોતાનું કામ કમાલ્યતથી કરી શકે એટલે તેઓ **જરતોશ્તી** થયા હતા-પુર્ણ ગતીના થયા હતા. એમ છે માટેજ ફરવરદીન યસ્તમાં ૯૮ મા ફકરામાં તેઓને **જરથુશ્ત્રોઇશ** એટલે જર-તોસ્તીપણુાના કહેલા છે, જરતોસ્તીપણુાવાળા જરતોસ્તી દીક્ષામાં પુર્ણ થયલા ઉર્વત **નરની હુવરે ચીથ્ર** અને **ઇસ્તવાસ્ત્ર નરની** ફ્રત્રવિ સાથે એકતાન થઇએ છીએ એમ તેઓને ત્યાં યાદ કીધા છે. પણુ ગાથા હા ૫૩-૩ માં **પોઉરૂચીશ્તીને** જરથુશ્ત્રની દીકરી ખુલ્લી કહી છે. **પોઉરૂચીસ્તા હએચત-અસ્પાના સ્પિતામી દુગેદ્રાંમ જરથુશ્ત્રહે** એટલે જરથુશ્ત્રની દીકરીઓમાંની તું **પોઉરૂચીશ્તી હુએત અસ્પના** ખાનદાનને લગતી **સ્પિતમ**ની કુનીઅતની એમ ત્યાં કહેલી છે. એ બાઇ ખુદ પોતે પોતાના જન્મથીજ ચીસ્તી મહાડહાપણુ ધરાવતી હતી. જન્મથીજ તેણીનું રૂવાન પેગામ્બરની કુનીઅતની સાથે-પેગામ્બરની વીરીઆવી અકકલ સાથે તે અકકલનું મુળ આસ્ન સાથે જોડાયલું હતું. તેણી તે આસ્ન ધરાવતી હતી કે જે આસ્નથી તેણીમાં યવએચના ભેદે પુગવાની ખેરદ ઉભી થઇ હતી. આવી ખેરદ કે જે યઝતોની હોય તે દેખાડવા તેણીને **યેઝીવી** કહી છે એટલે યઝત જેવી નવજુવાન કદીઆ જુવાની જુમે નહિ માટે અમર ગતીવાળી માટે **યઝ** એકતાન થવા લાયકની કહી-છે. તેણીની **આસ્ન**-ખુદ જરથુસ્ત્રની આસ્ન સાથે જન્મથી જોડા-યલી જરથુસ્ત્રની કુનીઅત સાથે જન્મથી રાદ પેવંદ રાખી શકેલી-માટે યઝત જેવી બઓદીક ગતીવાળી હતી. તેણી તો જામારપ જેવા

ધુરન્ધર નરની વધુ વૃદ્ધિ થવા માટે યોજાયલી હતી કેમકે જામાસ્પનું રૂવાન અને તેણીનું રૂવાન બેઉ એકએકને લગતાજ હતા. જામાસ્પના રૂવાન સાથે તેણીનું રૂવાન જીવતી હાલતમાં ખએત્વોદથીએ પુગેલું હતું અને ખુદ જામાસ્પને વધુ આસ્ન આપી રહે તેવું હતું. તેણી એમ પુર્ણ હોવાથી યેઝીવી એટલે યઝ થવા લાયકની એટલે યઝતોની જુવાની રાખતી હોવાથી જરથુસ્ત્રના જેવીજ માટે જરથુસ્ત્રની કહેલી છે જેણીને પછીથી દીક્ષા આપીને જરથુસ્ત્રી કરવાની જરૂર હતી નહિ. તેણીની યઝતી જુવાની કરતાં વધુ જુવાની આવેજ નહિ એટલે તેણી જન્મથીજ જરથુસ્ત્રી હતી માટે તેણીને માટે જરથુસ્ત્રહે-જરથુસ્ત્રની એમ લખાય છે. પણ ઇસ્તવાસ્તર-ઉરવતત્ નર-હુવરે ચિથ્રના રૂવાનો જ્યારે પેગામ્બરના અએવોદાતના ભોગવટાઓથી થયા ત્યારે તે રૂવાનો પેગામ્બરની આસ્ન સાથે પુર્ણ સંબંધ રાખે તેવા થયલા નહિ માટે પેગામ્બરની કુનીઅત સાથે રાદ પેવંદમાં આવેલા નહિ. એમ હતું માટે જ્યારે તેઓ બહાર પડયા ત્યારે તેઓને પેગામ્બર સાહેબે જરથુસ્ત્રી બનાવ્યા એટલે પોતાની આસ્નનો પેવંદ તેઓમાં મુકવા તેઓને પોતાની ગાસના રાદ પેવંદમાં આણ્યા અને એમ જે મહાન કામ તેઓને કરવાનું હતું તે કામ બરાબર તેઓ કરી શકે તેવા તેઓ થઇ શકયા. એમ હતું માટે અવસ્તામાં બધેબધજ આ ઇસ્તવાસ્ત્ર અને હુવરે ચીથ્ર અને ઉરવતત્ નર માટે જરથુસ્ત્રી શબ્દ વાપરેલો છે અને તે જરથુસ્ત્રીનો છઠ્ઠીનો આકાર જરથુસ્ત્રોઇશ વાપરેલો છે. પણ ખાસ આ બાઇ પોઉરૂચીસ્તી માટે જરથુસ્ત્રની ખુદની પોતાની જણાવવા જરથુશ્ત્રહે શબ્દ વાપરેલો છે. આવી નોખી ઇબારતો તેઓને માટે વાપરેલી છે એટલે વ્યાજબી કારણે કોઇનેબી શક જાય કે જેમ આ બાઇ પોઉરૂ ચીસ્ની જેણી જરથુસ્ત્રની છોકરી બેશકજ છે તેણીને માટે 'હે' પ્રત્યય વાપરેલો છે તેમ જો પેલા ત્રણેઓ જરથુસ્ત્રના છોકરા હતે તો તેઓને માટેબી જરથુસ્ત્રહેજ લખતે. પણ ના તેઓને માટે તો જરથુસ્ત્રોઇશ લખાયું છે. માટે તેઓ જરથુસ્ત્રના ખુદ છોકરા હોય નહિ? જેમ ગાથા ૫૩-૨ માં ગુશતાસ્પને કવચ્યા વીશતાસ્પો જરથુશ્ત્રીશ કહયો છે કે જયાં આગળ વીશતાસ્પને જરથુસ્ત્રનો દીકરો નહિ જગતનો સ્થુળ સગો નહિ પણ જરતોસ્તી થયલો માટે પેગામ્બરની સાથની રાદ પેવંદનો માટે રૂવાનીક સગો કહયો છે, તેમ આ ત્રણેઓ ઉરવત નર-ઇસ્તવાસ્તર-હવરે ચીથ્રને માટે કાં નહી કહેવાય. માટે વાજબીની રાહે કામાજી શક દેખાડે છે કે તેઓ જરથુસ્ત્રના નહિ હોય પણ તેઓની બહેનના હોય. પણ બુનદહેસ્નમાં તેમ

બીજે ઠેકાણે તેઓને જરથુસ્ત્રનાજ છોકરા ગણે છે માટે આજના વીદ્વાનો તેઓને જરથુસ્ત્રના છોકરાજ ગણે છે પણ જરથુશ્ત્રોઈશના ભેદના તે છોકરાઓમાં શું અર્થ છે અને જરથુશ્ત્રહેના ભેદની પોઉરૂચીસ્તીમાં શું અર્થ છે તેનો ભેદ ક્નુમ વગર ઉકેલાઇ શકાતો નથી જે શું છે તે ઉપર જોયો. પોઉરૂચીસ્તી તેણીનું નામજ કહે છે તેમ ચીસ્તી યઝતના ભેદની પુર્ણ થયલી પેઝીવી યઝ થવા લાયકની માટે યઝતી તોરની માટે અમર ગતીની માટે હમેશાની એટલે યઝત જેવી નવજુવાન રહે છે. તેણી જયારે હમેશગીવાળી છે નવજુવાન છે તો તેણીને વધુ જુવાની-દીક્ષા જોઇતી નથી. પણ પેલા ત્રણ છોકરાઓને જોઇતી હતી. તેઓ જરતોસ્તી-પણાની દીક્ષા લીધા પછીથી એવા થયા છે એમ દેખાડવાજ જરથુસ્ત્રોઇશ શબ્દ તેઓને માટે લગાડયો છે. ગુશતારપની જરથોસ્તી દીક્ષા લીધા પછીજ તેવા થયલા માટે તેવણને માટેજી જરથુસ્ત્રોઇશ શબ્દ આપેલો છે પણ પોઉરૂ ચીસ્તી તો જન્મથીજ જરતોસ્તી છે-જરથુસ્ત્રનીજ તેવણના જેવીજ છે માટે તેણીને જરથુસ્ત્રની કહી છે એ સમજવું સહેલ છે.

ઈસ્તવાસ્તર ત્યારે અરનેજ બોરદાય જેણી સતરજન હતી એટલે શાહજનજ હતી પણ તેણીના ફરઝંદને બાપના વારસ થવાનો હક હતો નહિ-તેણીમાંથી થયલા હતા. આ ઇસ્તવાસ્તરને પછીથી જરથુસ્ત્રના ભેદે પુગાડેલા હતા તે જોયું. એવણને ત્યારે અશો જરથુસ્ત્રની પોતાની જગા મળેલી નહી પણ અશો જરથુસ્ત્રની અંદરમાં રહેવાની જગા મળેલી. એવણને અશો જરથુસ્ત્રની મુબેદી પછીની મુબેદી મળેલી હતી. એવણને ત્યારે અશો જરથુસ્ત્ર પછીના બીજા આથ્રવન કહે છે. બધા આથ્રવનો એવણ પછીના કહેવાય છે એમ એવણ મુબેદાન મુબેદ હતા. એવણથીજ મગવ અનજુમન શરૂ થઇ છે કે જેને માટે ગાથા હા ૩૦-૯ માં ઇશારો છે. એવણે અનજુમન ઉભી કરીને તે અનજુમનમાં હમ-મીથ્ર કરવાનું શીખવ્યું એટલે બધા જાત જાતના વિચારોને કેળવણીને હમ કરવાનું શીખવ્યું હતું. આવી અનજુમન જે એવણે ઉભી કીધી હતી તે અબ્યાપી લગી અવિછિન્નમાં ચાલુ છે. આ ઇસ્તવાસ્તર ત્યારે અશો જરથુસ્ત્રની ગાસની અદ્દીઓના મુખી છે. તેવણની આણ પેગામ્બર પછીથી ચાલેલી જે દસ્તુરી= ઇષો-ક્ષથ્રનું કેહપ અશો જરથુસ્ત્રને મળેલું, તે દસ્તુરી ઇષો-ક્ષથ્રનું કેહપ પછી આ ઇસ્તવાસ્ત્રને આવી મળેલું. માટે યસ્નમાં જરથુસ્ત્ર પછી આ ઈસ્તવાસ્તરને યાદ કરવામાં આવે છે. દીનની હાલી જમાનની ચાલતી આણ માટે સપ્પર પહેલા ગયઓમરેથનને લે છે, પછી અશો જરથુસ્ત્રને તેવણના અષીના પ્રભાવ સાથે યાદ કરે છે પછી કયવિશ્તાસ્પ કે જેવણ

દહયુપત તરીકે થયલા તેવંણુને યાદ કરીને પછી આ ઇસ્તવાસ્તરને યાદ કરે છે. એમ યઝસ્ને હા ૨૩ અને ૨૬ માં આણુ દોરેલી છે અને તે ઉપરથી સતુમના ભણુતરમાં તેવીજ આણુ દોરેલી છે. ત્યારે ગાહ્યોમર્દ-જરથુશ્ત્ર-વીશતાસ્પ અને ઇસ્તવાસ્તરનો સીલસીલો જે આપેલો છે તે હાલી જમાનની દીન જે તેત્રણુથી શરૂ થઇ અને છેક બહેરામે વરજાવંદથી તાજે થઇને છેક હોશેદર બામ લગી પુગશે જેને ભવિષ્યની દીન કહે છે તે દીનમાં ચાલતી આણુને માટે છે. મઝદયસ્ની દીનની આણુ સ્પેપર પહેલી ગઇયોમેરેથન ચલાવે છે, જે આણુને અશો જરથુસ્ત્ર કમાલ્યતે લઇ જાએ છે, જે આણુને કય વિશ્તાસ્પ હક્તે કેશ્વરમાં ચલાવીને તેના પ્રભાવને ઇસ્તવાસ્તર અનજુમન મારફતે હમ-મિથ્રના જોરે આશકારા કરે છે.

(૯૯) કવોઇશ[૯૪] *વીશતાસ્પહે[૯૫] અષઑનો[૯૬] ફ્રવષીમ્[૯૭] યજમઇદે,[૯૮] તખ્મહે[૯૯] તનુ-માંથ્રહે[૧૦૦] દરૂષિ-દ્રઑશ[૧] આહૂઇર્યેહે.[૨] યો[૩] હુચ[૪] *પઉરૂવાંન્ચ[૫] અષાઇ[૬] *રવો[૭] *યએષ;[૮] યો[૯] હુચ[૧૦] *પઉરૂવાંન્ચ[૧૧] અષાઇ[૧૨] *રવો[૧૩] *વીવએદ.[૧૪] યો[૧૫] બાજુશ્ચ[૧૬] ઉપસ્તચ[૧૭] વીસત[૧૮] અઇંઘ્રહાઓ[૧૯] દએનયાઓ[૨૦] યત્[૨૧] આહુઇરોઇશ[૨૨] જરથુશ્ત્રોઇશ.[૨૩]

(૯૯) ૨૦ ‖ કુવ્વતમંદ[૯૯] ‖ માંથ્રના તનવાળા-તનમાં માંથ્રની શક્તિ રાખનારા[૧૦૦] ‖ હદ ઇન્સાફ પ્રમાણે વાપરવાનો ભાલો રાખનારા[૧] ‖ અહુરાને લગતાઓમાંના-અહુરા સાથના રાદ પેવંદમાંના[૨] ‖ કેઆની ખાનદાનના[૯૪] ‖ અશો[૯૬] ‖ વિશ્તાસ્પની[૯૫] ‖ ફ્રવષિ સાથે[૯૭] ‖ એકતાન થઇએ છીએ;[૯૮] ‖ જેણે[૩] ‖ ધસારો કરી આગળ વધતા[૫] (પુર્ણ અધીકારવાળા) ‖ ભાલાથી[૪] (મીનો સત્તાથી) ‖ અશોઇ માટે[૬] ‖ ખુશાલી ભરેલી સગવડો-હાલતોને[૭] ‖ ઉભી થવાનો રસ્તો ખુલ્લો કીધો;[૮] ‖

ફ઼. ૯૯ : ૫-૧૧ પઉરવાન્ચ: પઅઉર્વ+અન્ચ=આગળ ચાલવું-ધસવું ઉપરથી

ફ઼. ૯૯ : ૭-૧૩ રવો : રવંઘહ=દીલ કુશાદગી-દીલકુશાદગીની હાલત, રીકત પાળવાની સગવડ.

ફ઼. ૯૯ : ૮ યએષ : યશ=તેયાર કરવું રસ્તો ખોલ્લો કરવા ઉપરથી પુર્ણું ગુટ પરસમૈ ૩/૧ માં છે.

ફ઼. ૯૯ : ૧૪ વીવએદ : વી-વિદ=જાહેર કરવું ઉપરથી પુર્ણું ગુટ પરસમૈ ૩/૧ માં છે.

જેણે[૯] || ધસારો કરી આગળ વધતા[૧૧] (પુર્ણ અખ્તીઆરવાળા) || ભાલાથી[૧૦] (મીનો સત્તાથી) || અશોઇ માટે[૧૨] || ખુશાલી ભરેલી સગવડો હાલતોને[૧૩] || ખોલ્લી કરેલી દેખાડી;[૧૪] || જેવણુ[૧૫] || (ગુસ્તાસ્પ) || આ[૧૯] || દીન[૨૦] || જે[૨૧] || અહુરાને લગતી[૨૨] || જરથોશ્તી[૨૩] (છે તેના) || બાજુ[૧૬] (અને) || ટેકાવ તરીકે[૧૭] || થયા.[૧૮] ||

**નોંધ:** ફ. ૯૯: ૯૫ **વીશતાસ્પ** એ નર ઇરાનનો શહેનશાહ હતો. એવણને **નઓતઇર્ય** એટલે નોદરના ખાનદાનનો અને **અઉર્વંત અસ્પ** કહેતા લોહરાસ્પનો દીકરો કહયો છે. એના બાપ કય લોહરાસ્પની અગાઉ કયખુશરૂ ઇરાનની ગાદી ઉપર હતા. તેવણે તુરાની દુન્યાને મહાત કરી જગત ઉપર રામશાહી કીધી હતી. એવણે જયારે ગાદી છોડી દીધી ત્યારે શાહ લોહરાસ્પ જેવણુ નોદરના કુટુંબના હતા તેવણુને ગાદી આપવા માંગી—આ બાબદ રૂસ્તમ ઝાલ વીગેરેને ગમી નહિ. કેખુશરૂએ તેઓને સમજાવીને લોહરાસ્પને ગાદી અપાવવાનું કબુલ રખાવ્યું. તેઓ કબુલ થયા ખરા પણ શાહ લોહરાસ્પથી અલગ રહયા. આમ સહેજ કુસંપ થયો. આ કુસંપનો લાભ લઇ દીવાનો ફાવતા ગયા અને તુરાની દુન્યા પાછી પગભર થઇ—એટલા લગી કે ઇરાન ધીમે ધીમે તુરાનથી અને દીવાનો જેઓ તુરાનની બાજુએ હતા તેઓથી મહાત થતું ગયું. **લોહરાસ્પ ઘણા આગળ વધેલા નર હતા.** તેવણ જમાનની તાસીર સમજી ગયા. પોતે ગાદી છોડીને કીનારે–કશ થયા અને પોતાના દીકરા ગુશતાસ્પને ગાદી ઉપર બેસાડયો. લોહરાસ્પ કએકાઉશના કુટુંબીઓને અત્યંત માન આપતા હતા જો કે તેઓ લોહરાસ્પને તેટલું માન આપતા હતા નહિ. નોદરના કુટુંબીઓને અને ખાસ કરીને પોતાના દીકરા ગુશતાસ્પને ગમતું હતું નહિ કે લોહરાસ્પ કયકોબાદના કુટુંબીઓને માન આપે. આ કારણે ગુશતાસ્પ ગુસ્સે થઇને રૂમ એટલે એશીઆ માઇનરમાં ચાલી ગયા. આવી આવી જમાનાની તાસીર જોઇ અને દીવાનોની ગેતીમાં ચઢતી જોઇને અને પહેલવાનોનું તેની તરફથી દુર રહેવાનું ધર્મ સંકટ જોઇને લોહરાસ્પે પોતાના બેટા ઝરીરને ગુશતાસ્પને સમજાવીને ઇરાન લાવવા કહયું. ઝરીર ગુશતાસ્પને સમજાવીને ઇરાનમાં લાવ્યો અને લોહરાસ્પે તેને ગાદી આપી દીધી અને પોતે એબાદતમાં રહીને જગતના ભલાં માટે દુઆ કરવા લાગ્યા. દીવાનો એ વખતમાં એવા જબર થયા હતા કે તેઓએ લગભગ દુન્યા લઇ લીધી હતી—આ વખતે ગાથા હા ૨૯-૧ માં કહે છે તેમ ગેઉશ ઉરવાએ અશો જરથુસ્ત્રને ઉતરવાની દુઆ કીધી. જરથુશ્ત્ર ગેતી ઉપર ઉતર્યા અને પોતે

જગતના કારોબારને સમારવા આગળ વધ્યા. જરથુસ્ત્રે વસો-ક્ષથ્ર મેળવી દસ્તુરી મેળવીને દીવાનોને મહાત કીધા તેનો ભેદ ગાથા હા ૨૯ માં છે અને બીજા ભેદો યસ્તોમાં છે. આવાં યસ્તમાં એવા કેટલાક ભેદો છે. અશો જરથુસ્ત્રે આવાં યસ્તની યસ્ન કરીને ૧૦૦૧ નાળાઓનો રાદ પેવંદ કરીને જગત ઉપરના દીવાનોમાં સત્સસંગ ફેલાવીને તેમ શાહ ગુશતાસ્પમાં સત્સસંગ ફેલાવીને જરથુશ્ત્રી કરવા ચાહેલું. આમ અશો જરથુસ્ત્રે આવાં અરદવી સુરની આરાધના કીધેલી અને દુઆ હાંસલ કીધેલી તેની નોંધ તે યસ્તમાં છે. ગુશતાસ્પે દીન કબુલી જેની સામે દીવાનો અરજાસ્પની સરદારી હેઠળ સામે થયા જેઓને શાહ ગુશતાસ્પ મહાત કરે એમ દુઆ અશો જરથુસ્ત્રે આવાં યઝત પાસે માંગેલી તેવી સફળ થયલી. શાહ ગુશતાસ્પ જગત ઉપર રામશાહી ચલાવે અને જગતમાં ખુણે ખુણે શાહ ગુશતાસ્પની દહયુપતીની આણ જામે માટે પેગામ્બર સાહેબે દ્રવાસ્પ અને અષી યઝતોના અમલો કરીને તેઓની મદદ ગુશતાસ્પને અપાવી હતી જેથી જણુન જાદુગરો-દેવપરસ્તો જડવાદીઓ જેઓ વરેદક અને ખયેનના મુલુકોના હતા તેઓ વચ્ચે અમર રોશની દીન કાયદાઓ ફેલાયા. એમ અશો જરથુસ્ત્ર ગેતીની ઉપર પોતાની પેગામ્બરીથી જગતમાં શાંતી આણી હતી તેની નોંધો અવસ્તામાં છે. શાહ ગુશતાસ્પ પેગામ્બરને માનતા થયા તેની અગાઉ દીવાનોએ તેવણુને ભમાવેલા હતા જેથી જરથુસ્ત્રને ખમતું વટીક પડેલું. પણ ઉપર કહયું તેમ અશો જરથુસ્ત્રે આવાં યસ્તના હમકાર થઇને જગતમાં ૧૦૦૧ નાળાઓનો પ્રભાવ ફેલાવ્યો તેમ અશો જરથુસ્ત્રે રામ યઝતની અને અષી યઝતની યસ્ન કરીને જગતમાં રામેશ્નીનો રોહગી ચલાવેલો. રામેશ્ની માંગતી રામેશ્નીમાં લીન્ન થવા માંગતી રાણી હુતોસ ઉપર તે રામેશ્નીએ અસર કીધી. અષીના આશીશોને લીધે અશો જરથુશ્ત્ર તરફ તેણી ખેંચાઇ. અશો જરથુસ્ત્ર પાસેથી તેણીએ માંગ્યું કે તેણીનો ખાવિંદ આઝાદ નર થાય. અશો જરથુસ્ત્રે રામ યઝતની રામેશ્નીની લેહમાં અને અષીના આશીશોમાં તેણીને લાવીને તેણીને દીન ઉપર ઉસ્તવાર કરીને પછી તેણીની મારફતે ગુશતાસ્પ અને આખાં કુટુંબને દીનમાં આણ્યા. આમ રામ યઝતની હમકારી કરીને અશો જરથુસ્ત્રે દીનને ફેલાવી તેની નોંધ ત્યાં રામ યસ્તમાં અને અષી યસ્તમાં છે. આવાં યસ્તમાં અશો જરથુસ્ત્ર એવી દુઆ કરે છે કે કય વિસ્તાસ્પ દીનની બુઝર્ગી જાણે અને તેની આંખ આગળના પરદાઓ જે દીવાનોએ ઉભા કીધા છે તે તુટી જાય. આવાં યઝત સાથે હમકાર થઇને ૧૦૦૧ નાળાઓની બરકકત અશો જરથુસ્ત્રે શાહ ગુસ્તાસ્પ તરફ

એવી રીતે ફેંકી કે જેથી શાહ ગુસ્તાસ્પ આગળ ખરૂં શું ખોટું શું તે રોશન થઇ ગયું. શાહ ગુસ્તાસ્પની ચાર એબોને અશો જરથુસ્ત્રે તોડી નાંખી અને તેવણુની ઝમીરને રોશન કીધી. તેવણે દીનની મોટાઇ કબુલી દીનને જગતમાં આશકાર કરવા આગળ વધ્યા. પણ તે જમાનાના મોટા દેવપરસ્ત શાહોએ દીવાનોની મદદ લઇ તેવણુને તે દીન છોડવાની સલાહ આપી અને તેમ જો તેવણુ નહિ કરશે તો ઇરાન ઉપર સખ્ત હોમલા કરવાની ધમકી આપી. આ બધામાં '**તાંથ્રવત**' અને **દેવપરસ્ત પેશન અને** ખુરો **અરેજત અસ્પ** મહા બળવાન હતા. અશો જરથુસ્ત્રે શાહ ગુશતાસ્પને અને તેવણુના ભાઇ ઝરીરને **આવાં યઝત** સાથની યસ્નમાં રોકાવવામાં મદદ કીધી અને તે આવાં યઝતના ૧૦૦૧ નાળાઓની સાથે કય વિશતાસ્પનો સંબંધ કીધો જેથી કય વિશતાસ્પમાં તે બુરા દરવંદો સામે ઉભા રહેવાની મકદુર ઉભી થઇ અને જે કંઇ સંકટો પડે તેમાં સહનશીલતા રાખવાની મકદુર આવી અને આખરે ફતેહમંદ થવાની ઉમેદ તેવણુમાં ઉભી થઇ. તેવણુ અનેક હાડેસા પછી ફતેહમંદ થયા. કય વિશતાસ્પને પછીથી પેગામ્બર સાહેબે ગોશ (દવરાસ્પ) અને અષી યઝતો સાથે યસ્ન મારફતે રાદપેવંદ કરાવ્યો અને ઝમ્યાદ યઝત સાથે યશ્ન કરાવીને ઝમ્યાદના હમકાર કીધા જેથી તેવણુને કવએમ ખરેનોની પ્રાપ્તી થઇ અને દીનના **અનુમત યએચ–અનુખ્ત યએચ–અન્વરૂશ્ત યએચ** પ્રમાણે ચાલવાની તેવણુ **આસ્ન** ડહાપણ અને તેથી ઉભી થતી ખેરદ મેળવી શકયા. આવી શકિતઓ મેળવ્યા પછી તેવણે આઠ ઘણા મોટા આશમોઘ દેવ–પરસ્ત શાહોને નમાવીને દીનની તરફ ચલાવ્યા. ખઇયોનના મુલકના અને વરેદકના મુલકોના (ચીન–ચીનાઇ તારતરી–આજનો રશીઆ પુર્ણ તથા પશ્ચિમ તરફના વિશાળ દેશોના) હન–ચીનાઇ–તુરાની વીગેરે દેવપરસ્ત લોકો જેઓને ઉસિખ્શો, કરપો કીકો કહયા છે તેઓના સરદારો જેવા કે **દરશીનીક, તાંથ્રવદ, સ્પિનજ ઉરૂશ્ક** વીગેરેઓને અનેક મોટી લડાઇઓમાં હારજીત મેળવ્યા પછી તાબે કીધા અને ત્યાં બધેબધ હોરમઝદી કાયદાઓને ચલાવ્યા હતા. એમ જગતમાંથી દેવપરસ્તીને બદલે યઝદાન પરસ્તી ચાલુ કીધી હતી. ગુશતાસ્પે જગતમાં એવા સાહસો કરીને દેવપરસ્તીને નાબુદ કીધી હતી તે બધા મહાન પ્રાક્રમોનો એક નુસ્ક **વિશતાસ્પ નુસ્ક** તરીકે હતો જેમાં તે શાહે અષાઉનાંમ ફ્રવષિની હીદાયતથી યઝતોની યસ્ન કરીને તે યઝતોની મદદથી તેઓના કેહપેંને જોરે જગતમાંથી દરવંદોને નાબુદ કીધી હતી તે બધાની હકીકત હતી. પેગામ્બરે તેવણુની ઉપર દહમ આફ્રિતી કરીને તેવણુને યઝતોનો

પેવંદ અપાવીને તેવણુની આફ્રીન કીધેલી હતી તે બધાની હકીકત તે નસ્કમાં હતી. આ નસ્કમાનો કંઇક ભાગ આજે છે જેને વીશતાસ્પ યસ્ત કરીને આજે ઓળખીએ છીએ. ગાથામાં અવસ્તામાં અશો જરથુસ્ત્રે શાહ વિસતાસ્પ મારફતે જગતમાં ભલાઇ પાંથરેલી તેના ભેદો રહેલા છે. દીવાનોને આ મોટા દહયુપતની મદદથી અશો જરથુસ્ત્રે જમીન ઉપર-હવામાં બધેબધથી હરાવીને તાબે કીધા હતા તેની યાદગાર નોંધ જમ્યાદ યસ્તમાં છે. પણ જ્યાં લગી ગુશતાસ્પ અશો જરથુસ્ત્રની અસર હેઠળ આવ્યા હતા નહી ત્યાં લગી એવણુ જગતમાં પોતાનું મીશન પાર પાડી શક્યા હતા નહિ. આમ ત્યારે જરથુસ્ત્રને જગતમાં મદદ કરનાર શાહ ગુશતાસ્પ હતા માટે તેવણુને ગાથામાં મોટું માન આપેલું છે. હા ૨૮ માં તેમ બીજા હા માં ગુશતાસ્પની દીન માટેની મોટી મદદના ભેદો આપેલા છે. ગાથા હા ૪૬-૧૪ માં અને હા ૫૧-૧૬ માં અને બીજે ઠેકાણે ગુશતાસ્પની બુઝરગીનો ખ્યાલ આપેલો છે. એમ શાહ ગુશતાસ્પે જગતમાં દીન ફેલાવવા-શાંતી ફેલાવવા-દીવાનોને મહાત કરવા અશો જરથુસ્ત્રને મોટી મુળ અવસ્યની મદદ આપેલી જેથી તેવણુને પેગામ્બરના મીત્ર તરીકે ગણેલા છે અને ફરવરદીન યશતના ફકરામાં કહે છે તેમ ટેકા-સ્તંભ ગણેલા છે. એક મઝદયસ્નાન પોતે દીનનો એકરાર કરતાં પોતાને વીશતાસ્પના તરીકાનો થવાની કબુલાત આપે છે જેની નોંધ હા ૧૨-૭ માં છે. એમ જરતોશ્તી દીનના મોટા સ્તંભ તરીકે આ શાહ ગુશ્તાસ્પ છે. પેગામ્બર સાહેબે દુઆ કરીને શાહ ગુસ્તાસ્પની એબોને દુર કીધેલી હતી અને તેવણુને તેવણુનું બહેસ્ત દેખાડેલું હતું. શાહ ગુશતાસ્પ દીનમાં એટલા તો બુઝર્ગ ગણાય છે કે અશો જરથુસ્ત્રે તેવણુની તલેસમાતીક કારકીર્દી માટે ખાસ આફ્રીન કીધેલી છે જે આફ્રીને સ્પીતમાન જરથુસ્ત્ર અને વીશતાસ્પ યસ્ત તરીકે આજે હયાત છે. જેમ પેગામ્બર સાહેબ વિષે આપણુને ખ્યાલ આવતો નથી તેમ દીનના આ મુળ મદદગાર શાહ ગુશ્તાસ્પની મોટાઇનો ખ્યાલગી આપણુને આવી શકતો નથી. પહેલવી સાહિત્યમાં અને શાહનામામાં અને અરબોના ઇતિહાસમાં શાહ ગુશ્તાસ્પની મોટાઇના ઘણા ખ્યાલો બ્યાનો તો આવેલા છે. શાહ વીસ્તાસ્પે દીવાનો સામે લડીને દીવાનોને મહાત કીધા અને તેમ કરતાં પોતે મોટા ભોગ આપ્યા-પોતાના ૩૬ છોકરાઓ અને કુટુંબીઓના ભોગ આપ્યા તે બધું ત્યાંથી માલમ પડે છે. તે વખતના દીવાનો અને ચીન અને તુરાનના જાદુગરો કેવા હશે તેનો ખ્યાલ આજે આપણુને આવતો નથી. લડાઈનાં મેદાનમાં આ દીવાનો આ તુરાની અને

ચીનીઓ લખોની સફમાં ઉતરી પડતા. ઇરાની સેપાહો કરતાં હજાર ગણા વધારે સંખ્યામાં રહીને સખત મારો ચલાવતા અને દીવાનો હવામાંથી તે વખતે સખત મારો ચલાવતા હતા. નામાઓની આવી વાતો અત્યાર લગી હવાઇ ગણાતી હતી. પણ હવે તે વાતોને તેમ હસી કાઢતી વખતે મોટો વીચાર કરવો પડે છે. કુદરતની કાળી બાજુની મદદ લઇને બસ એવો કેહર વરસાવતા કે જેનો ખ્યાલ વતીક આજે આવે નહિ. જો કે આજે તે ખ્યાલ આવવો જોઇએ કેમકે આજેબી હવાની જડ પ્રકારની લડાઇઓ થઇને દુન્યાનું સત્યાનાશ થઇ રહેલું છે. આવા શેહજોર દીવાનોને કય ગુશતારપે આખરે હરાવેલા હતા તેના બ્યાનો બુનદહિશ્નમાં–રીરદોશીમાં–બહમન યશ્તમાં–મીનો ખેરદમાં–યાદગારે ઝરીરાનમાંથી ઘણા કે થોડા મળી આવે છે. બુનદહિશ્નમાંના એક બ્યાન ઉપરથી માલમ પડે છે કે જેમ દીવાનોમાં અધમાંથ હતો જેથી તેઓ કુદરતની કાળી બાજુનો માર ગુસ્તાસ્પના લશ્કર ઉપર ચલાવતા હતા તેમ વળી શાહ ગુશતાસ્પના લશ્કરમાં એવા મુબેદો દીની આગાહ નર અષવનો હતા કે જેઓ તે કાળી બળાની સામે તેઓનો બચાવબી એવુને વખતે કરી શકતા હતા. બુનદહિશ્નમાં કહે છે કે કુમીશ અથવા મદો ફ્રયાદ નામના પહાડ આગળ શાહ ગુશતારપે અરજાસ્પને તેના દીવાનોને આખરના હરાવ્યા હતા. કુમીશના પહાડને મદો ફ્રયાદનો પહાડ કહે છે. એ પહાડ બીજા 'પાદશ ખ્વારગર' પહાડની નજદીકમાં છે, કુમીશથી આ પાદશ ખ્વારગરના પહાડ તરફ જતાં વચમાં 'મીયાનદશ્ત'નો પહાડ આવે છે. જયારે અરજાસ્પે લડાઇ આ પાદશ-ખ્વારગર પહાડની લંગાર આગળ શરૂ કીધી ત્યારે ઇરાનીઓની સખ્ત હાર થાએ એમ થવા લાગ્યું. દીવાનોની જાદુગીરી ભયંકર રીતે ઇરાનીઓ ઉપર અસર કરવા લાગી. ઇરાની લશ્કરમાં ગભરાત પેઠો. આ વખતે કહે છે કે તે પહાડી લંગારનો કુમીશ પહાડી ભાગ તે લંગારમાંથી છુટો પડીને સરી ગયો અને લડાઇના મેદાનમાં વચમાં પડયો એમ તે પહાડ ઓયા મદદે આવ્યો અને ઇરાનીઓએ તેની પનાહ પકડી. આ સરી ગયલા પહાડને તેઓએ મદોફ્રયાદ એટલે મદદે પહોંચનાર પહોંચેલો એમ કહીને માન આપ્યું. પહાડનું આ છુટુ પડવું ઇરાની બુઝર્ગોની કરામત હતી. વળી શાહનામામાં અસફનદયારના પરાક્રમો આપેલા છે શાહનામામાં શાહ ગુશતારપ અને આ દીવાનો જેઓ અરજાસ્પ અને તેના ભાઇ અન્દરીમનની સરદારી હેઠળ હતા તેઓની મોટી લડાઇઓના બ્યાનો છે જેમાં ઇરાનીઓ ઉપરના અનેક કષ્ટોની અને આખરની ફતેહની વાતો છે. મીનો ખેરદમાં

કહે છે કે શાહ ગુશતાસ્પે દીન કબુલી એ દુન્યાને થયલા ફાયદોમાંનો એક છે કે જેથી બીજો ફાયદો એ થયો કે દીવાનોનો નાશ થયો. બુનદહીશ્ન પ્રમાણે શાહ ગુશતાસ્પે પહાડોની ટોચ ઉપર અનેક આતરે વરેહરાનો ઉભા કીધા હતા. રએવંદ પહાડની એક ઉંચી ટેકરી ઉપર એવણે આતરે આદર બુરઝીન મહેરનું આતરે વરેહરાન કીધેલું જેથી તે ટેકરીને પુશ્તે વિશતાસ્પાન કહેતા હતા. ટુંકમાં એ કે જરથોશતી દએનમાં જેમ અશો જરથુશ્ત્ર મુળ તરીકે છે તેમ આ શાહ ગુશતાસ્પ દહયુપત તરીકે દીનના ચલાવનાર તરીકે મુળ છે કે જેવણે અથાક મહેનત કરી જગતમાં દીનને ચલાવીને દીવાનોને મહાત કીધા હતા. એમ છે માટેજ ફ્રવરદીન યશ્તના આ ફકરામાં કહે છે કે શાહ ગુશતાસ્પે જગતમાં દીન પાંથરી અને દીનના ફરમાનો પ્રમાણે ચલાય માટે સગવડો ઉભી કરી આપી, જે સગવડોથી દીન પાલવે દીલમાં રવો-રવંધહ-દીલ કુશાદગી થઇને મીનોઈ રામેશ્નની ઉભી થતી હતી. એમ આ શાહ ગુશતાસ્પે જગતમાં રામેશ્નીનો રોહ ચલાવેલો હતો; દેવપરસ્તીને જગતમાંથી ઉખેડી નાખવા જતાં જે મહા કષ્ટો પેગામ્બરને અને તેવણના આ મુળ દહયુપતને પડયા હતા તેનો ખ્યાલ આજે આપણને આવી શકતો નથી. એ મહાન સાહસમાં શાહનામા પ્રમાણે શાહના ૩૮ છોકરાઓએ અને અઇઆદગારે જરીરાન પ્રમાણે શાહના ભાઇઓ અને દીકરાઓ મળીને ૨૩ જણાઓએ પોતાના જાનો ખોઇને તનપસીનનો લાહવો કમાવ્યો હતો. આ બધા શાહના ફરઝંદોના નામો શાહનામામાંથી મળે છે નામે અરદેશર, શીદસ્પ, નીવજાર, પેશુતન, નોશાદ, ફરશીવરદ, અસપંદયાર.

(૧૦૦) યો[૨૪] હીમ[૨૫] સ્તાતાંમ[૨૬] ‡હિતાંમ[૨૭] હઇતીમ[૨૮] ઉજ્વજત[૨૯] હચ[૩૦] હુનૂઈબ્યો.[૩૧] ની[૩૨] હીમ[૩૩] દસ્ત[૩૪] ‡મઇદયોઇષાદેમ[૩૫] ‡ઍરેજિ-રાજેંમ[૩૬] ‡અક્રકદવઇતીમ[૩૭] અષઍાનીમ[૩૮] શ્રાંક્રદાંમ[૩૯] ગેઉશ્ચ[૪૦] ‡વાસ્ત્રહેચ,[૪૧] ફ્રિથાંમ[૪૨] ગેઉશ્ચ[૪૩] વાસ્ત્રહેચ.[૪૪]

---

ફ. ૧૦૦ : ૨૭ હિતાંમ=હિત લગામમાં રહેલી એટલે કાયદાસરની તેજદાર.

ફ. ૧૦૦ : ૩૫ મઇદિયોઇષાદેમ : મઇદયો=મધ્ય પતમાન; હદ=બેસવું અથવા શા શાઇતી=ખુશાલી આપતી.

ફ. ૧૦૦ : ૩૬ ઍરેઝી રાઝેમ=બેરેઝી બુલન્દી-રાઝ=ગોઠવવું પ્રકાશવું-સીધું કરવું.

ફ. ૧૦૦ : ૩૭ અક્રકદવઇતીમ : કદ=ખુશાઇ-તારીકી.

ફ. ૧૦૦ : ૪૧ વાસ્ત્રહેચ=કાયદા-સાધન-ધાસચારો.

(૧૦૦) જેણે[૨૫] (શાહ ગુશતારપે) ‖ તેણી[૨૫] (દીન જે) ‖ ઉસ્તવાર[૨૬] ‖ લગામમાં રહેલી કાયદાસરની[૨૭] ‖ હસ્ત તરફ હાલી હાલમાં લઇ જનાર[૨૮] (છે) ‖ તેણીને તે દીનનો[૨૯] ‖ ખરાબ પેદાશથી[૩૧] ‖ છેટે આણી[૩૦] (છુટી કીધી) ‖ તેણીને દીનને[૩૩] ‖ વચમાં બેસાડેલી એટલે સઉથી આગળ-શાહી ખુરરમી મખ્ખવાળી એટલે પુર્ણ શાદમાની આપતી[૩૫] ‖ બુલન્દીથી રાજ કરતી સત્યતાની બુલંદીવાળી[૩૬] ‖ કંઇબી બુરાઇ તારીકી વગરની[૩૭] ‖ આશોઇવાળી[૩૮] ‖ ગવના પરમાર્થના કુદરતની સફેદ બાજુ માટે જરૂરીયાતી[૪૦] ‖ સાધનો-કાયદાઓ-ખાધ ખોરાક વસ્ત્ર વીગેરે સામગ્રીને[૪૧] ‖ ભરપુર કરનારી તરપત કરનારી[૩૯] ‖ પરમાર્થી સફેદ બાજુવાળી કુદરતના[૪૩] ‖ કાયદાઓ સાધનોની સામગ્રીને[૪૪] ‖ વહાલી થઇ પડેલી-અમુલ્ય થઇ પડેલી[૪૨] ‖ અવસ્યની કરી નાખી-મુકરર કરી નાખી.[૩૨-૩૪] ‖

(૧૦૧) †જઇરિવરેઇશ[૪૫] અષઑનો[૪૬] ફ્રવષીમ[૪૭] †યજમઇદે;[૪૮] †યુખ્તવરેઇશ[૪૯] અષઑનો[૫૦] ફ્રવષીમ[૫૧] યજમઇદે;[૫૨] સ્રીરઑખ્ષનો[૫૩] અષઑનો[૫૪] ફ્રવષીમ[૫૫] યજમઇદે;[૫૬] †કૅરૅસઑખ્ષનો[૫૭] અષઑનો[૫૮] ફ્રવષીમ[૫૯] યજમઇદે;[૬૦] †વનારહે[૬૧] અષઑનો[૬૨] ફ્રવષીમ[૬૩] યજમઇદે;[૬૪] †વીરાજહે[૬૫] અષઑનો[૬૬] ફ્રવષીમ[૬૭] યજમઇદે;[૬૮] †નીજરહે[૬૯] સવંઘ્રહે[૭૦] અષઑનો[૭૧] ફ્રવષીમ[૭૨] યજમઇદે;[૭૩] †બુજસ્રવંઘ્રહે[૭૪] અષઑનો[૭૫] ફ્રવષીમ[૭૬] યજમઇદે;[૭૭] †બૅરૅજયરૂશ્તોઇશ[૭૮] અષઑનો[૭૯] ફ્રવષીમ[૮૦] યજમઇદે;[૮૧] †તીજ્યરૂશ્તોઇશ[૮૨] અષઑનો[૮૩] ફ્રવષીમ[૮૪] યજમઇદે;[૮૫] †પૅરૅથ્વરૂશ્તોઇશ[૮૬] અષઑનો[૮૭] ફ્રવષીમ[૮૮] યજમઇદે;[૮૯] †વએજ્યરૂશ્તોઇશ[૯૦] અષઑનો[૯૧] ફ્રવષીમ[૯૨] યજમઇદે.[૯૩]

---

ફ. ૧૦૧ : ૪૫ **જઇરીવ રેઇશ-ઝરીર શાહ** : લોહરાસ્પનો દીકરો અને શાહ ગુશતાસ્પનો નાનો ભાઇ થતો હતો. એણે શાહ લોહરાસ્પની સેવા કીધી હતી અને પછીથી અશો જરથુસ્ત્ર અને પોતાના ભાઈ વીશતાસ્પની સેવા એટલે જરથોસ્તી દીનની સેવા કીધી હતી. પોતાના બાપની શાહીમાં મોટાભાઇ ગુશતાસ્પ શહેર છોડીને રૂમશામ (એશીઆ મઇનર)ના શાહની દરબારમાં જતો રહયો હતો તેને એ નાનો ભાઇ સમજાવીને ઇરાન લાવ્યો હતો જેને પછી લોહરાસપે ગાદી આપી હતી. ઝરીરે પેગામ્બરની દીન કબુલીને પેગામ્બરની તકેદારી હેઠળ અરદવીસુર-દ્રવાસ્પ અશી રામ યઝતોની યસ્ન કરી તેઓનો યઝતી પેવંદ મેળવ્યો હતો અને પછી તુરાનીઓ અને બીજા દેવપરસ્તો સામે જબરા યુધ્ધો કરીને તેઓને હરાવ્યા

(ફુટનોટ ચાલુ).

(૧૦૧) ૨૧ ‖ અષો[45] ‖ (ઝરીરની) ઝઇરિવઇરિની[46] ‖ ફ્રવષિ સાથે[47] ‖ એકતાન થઇએ છીએ.[48] ‖ ૨૨ ‖ અશો[50] ‖ યુખ્ત વઇરિની[49] ‖ ફ્રવષિ સાથે[51] ‖ હમો એકતાન થઇએ છીએ.[52] ‖ ૨૩ ‖ અશો[54] ‖ સ્રીરઓક્ષનની[53] ‖ ફ્રવષિ સાથે[55] ‖ હમો એકતાન થઇએ છીએ[56] ‖ ૨૪ ‖ ‖ અશો[58] ‖ કેરેસઓક્ષનની[57] ‖ ફ્રવષિ સાથે[59] ‖ હમો એકતાન થઇએ છીએ[60] ‖ ૨૫ ‖ અશો[62] ‖ વનારની[61] ‖ ફ્રવષિ સાથે[63] ‖ હમો એકતાન થઇએ છીએ[64] ‖ ૨૬ ‖ અશો[66] ‖ વીરાઝની[65] ‖ ફ્રવષિ સાથે[67] ‖ હમો એકતાન થઇએ છીએ[68] ‖ ૨૭ ‖ સવંઘહ[70] (ની કુનીઆત) ના ‖ અશો[71] ‖ નીજરનીની[69] ‖ ફ્રવષિ સાથે[72] ‖ હમો એકતાન થઇએ છીએ[73] ‖ ૨૮ ‖ અશો[75] ‖ બુજ અવંઘહોની[74] ‖ ફ્રવષિ સાથે[76] ‖ હમો એકતાન થઇએ છીએ[77] ‖ ૨૯ ‖ અશો[79] ‖ બેરેઝયરૂશ્તિ[78] (બેરેજિ-અશ્તિં) ની ‖ ફ્રવષિ સાથે[80] ‖ હમો એકતાન થઇએ છીએ[77] ‖ ૩૦ ‖ અશો[83] ‖ તિઝ્યરૂશ્તિની[82] (તીજી-અશ્તિંની) ‖ ફ્રવષિ સાથે[84] ‖ હમો એકતાન થઇએ છીએ[85] ‖ ૩૧ ‖ અશો[87] ‖ પેરેથ્રરૂશ્તિ[86] (પેરેથુ-અશ્તિં)ની ‖ ફ્રવષિ સાથે[88] ‖ (હમો એકતાન થઇએ છીએ[89] ‖ ૩૨ ‖ અશો[91] ‖ વએઝ્યરૂશ્તિ[90] (વીજી અશ્તિં)ની ‖ ફ્રવષિ સાથે[92] ‖ હમો એકતાન થઇએ છીએ.[93] ‖

નોંધ:—૨૨-આ ૨૨ થી તે ૩૨ નંબરના નરો લોહરાસ્પના ખાનદાનના અને ઘણું કરીને ગુશતાસ્પ અને ઝરીરના ભાઇઓ-યા પુત્રો યા કાકા મામાના વીગેરે હોવા જોઇએ. પહેલવી બુનદહિશ્નમાં કયાની ખાનદાનની વંશાવળી છે જેમાં કહે છે કે ઝરીર અને ગુશતાસ્પના બીજા

---

(પાને ૧૨૬ થી ફુટનોટ ચાલુ).

હતા. પોતાના ભાઇ સાથે એણે એશીઆમાઇનર અને તેથી પશ્ચિમે તેમ પુર્વ તરફની દેવયસ્નાને દુર કરી કરાવી યઝદાન પરસ્તી ચાલુ કીધી હતી. દેવોને મારવાના કામમાં એટલે દુશ બુરા મનવાવાળાઓને મારવામાં એવણ ઘણાજ ફતેહમંદ હતા માટે આશીરવાદમાં દુઆ ગુજારવામાં આવે છે કે '**શુન ઝરીર દુશ્મન ઝદાર બેદ**. યાદગારે ઝરીરાન નામના પહેલવી પુસ્તકમાં ઝરીરના બ્યાનો છે. શાહનામાં જે બ્યાનો આવે છે તે એવી ચોપડીમાંથીજ લીધેલા લાગે છે કેમકે તેઓ બધા એક સરખા છે. એવણ દેવપરસ્તોની લડાઇમાં બીદરફશ નામના અરજાસ્પના સરદારને હાથે માર્યા ગયા હતા. એમ જરથોસ્તી દીન ફેલાવવા માટેના હદીઆ તરીકે માઝીના ગુનાહોની પાદેફરાહ ખમી લઇને તનપસીન મેળવ્યું છે.

ભાઇઓ હતા પણુ તેઓના નામો ત્યાં આપેલા નથી. આ બધા નામોની અંદર તેઓ જે મહાન શકિતઓ ધરાવતા હતા તેને મર્મ પડેલો છે. ઝઇરિવર નામમાં ઝઇરિ અને વર શબ્દો છે. ઝઇરિનો અર્થ તરાવતવાળું સોનેરી અને 'વર' તલેસમાતીક કશનો અર્થ રાખે છે. આ નરના અનાસરોમાં ગુનેપરવર ખીલીને એટલે અનાસરોના નુરોને ખેંચવાની શકિત ઉભી થઇને તેઓ ગત્રચિથ્રના એટલે દુજને તાબે રાખે તેવા-ઝહેર પીએ તોબી મરે નહિ તેવા થયા હતા. છતાંબી એવણુના કેશાશને લીધે અનાસરોમાં અમુક વખતે કાસરીઅત આવતી હતી જેને અંગે તેવણુ રણુમાં રોળાઇ ગયા હતા અને દીન માટે જાન આપવાને લીધે તનપસીને પુગ્યા હતા.

ફ. ૧૦૧ : ૪૯ યુખ્તવર નામમાં યુખ્ત અને વર શબ્દો છે. યુખ્ત શબ્દમાં યુજ બાંધવું જોડવું-ચીત્ત લગાડવાનો અર્થ છે. વરમાં 'કશ'નો અર્થ છે. એ નરના અનાસરોમાં તે અનાસરોને લગતી દુજી ગતી બંધાઇ ગઇ હતી જેથી તે નર સાહેબે દીલ હતા અને તેવણુનું ધ્યાન હરહંમેશ દીનના ચીસ્તીરૂપ કેહપમાં બંધાયલું હતું. આ નરબી દીનને ખાતર અસરે-તારીકીના રણુમાં રોળાઇ જઇને દીનનો રસ્તો ખુલ્લો કરી પોતે તનપસીને પુગી ગયા હતા.

ફ. ૧૦૧ : ૫૩ શ્રીરઓખ્ષ્નોમાં શ્રી=ખુબસુરત અને રઓક્ષ્નો રય રઓખશ્નો મીનોઇ ચળકાતનો અર્થ રાખે છે એટલે રયોમંદ ગતીનો અર્થ બતાવે છે.

ફ. ૧૦૧ : ૫૭ કેરેસઓખ્ષ્નો એ શબ્દમાં કેરેસ દીન દુશ્મન અશવ-નોને દુખ દેનાર અને ઓક્ષ્નો શબ્દ છે જે 'અર્ઓશંઘહુ' કમોત બીમારી ઉપરથી થયલો છે. એટલે દીવાનો-બુરી અધમાંગ્રની શકિતઓને-દીન દુશ્મનોને મારનાર-કુદરતની કાળી બાજુને હંફાવનાર મોટો અશવન.

ફ. ૧૦૧ : ૬૧ વનાર શબ્દમાં વન=ચાહવું-મારીને સુધારીને દોસ્તીમાં લાવવું. અર=નમનતાઇના ગુણો-સચ્ચાઇ-ખરફસ્ત્રી ગતીને સુધારીને સચ્ચાઇ ઉપર લાવનાર.

ફ. ૧૦૧: ૬૫ વરાજ શબ્દ અને વીરાજ એકજ છે. એ શબ્દમાં વીર-વર અને અંજ શબ્દો છે. વીર એટલે મહા બળવાન; વર એટલે તલેસમાતીક; અન્જ એટલે આ-જન મારવું ઉપરથી મારનાર-ગમે તેવી અરવાહી શકિતનું જોમ તોડનાર મારનાર-ધનામીનની ગમે તેવી કુમક છતાંબી તેને મારવા પહોંચનાર ગમે તેવી કાળી શકિત-જીન-પરી અફરીતને પકડનાર-બુરી અરવહીઓને પુગી વળનાર.

ફ. ૧૦૧ : ૬૯ **નીજરમાં ની**=નીચે અને **જર**=જન મારવું–અથવા **નિઝ**=અપવિત્રાઇને સાફ કરવું અને 'ર' મારેફત. બુરાઇને મારીને અપ-વિત્રાઇ દુજી ગતીને ભલાઇમાં ફેરવનાર.

ફ. ૧૦૧ : ૭૪ **બુજસ્રવંઘહુ**માં બુજ=ઓખતન=છુટકારો કરવો અને '**સ્રવંઘહુ**'=માંથ્રો દીની કાનુનો દીનના કાનુનો. માંથ્રો નીરંગથી માનવને ગુજરેલાને અધોગતીમાંથી છોડવનાર.

ફ. ૧૦૧ : ૭૮ **એરેજયરશ્તિ=અરેજિ+અશ્તિ. એરેજિ**=ઉંચ્ચુ અને **અશ્તિ**=ઇનસાફનો ફેરસ્તો–ભાલો. ઇનસાફી જગીરનો ઉંચી બુન્યાદવાળો રાસ્તીને માટે ભાલો ફેરવનાર–ક્ષથ્રનો અધીકારવાળો ગેરઇનસાફને ઇનસા-ફમાં ફેરવનાર રથેસ્તાર.

ફ. ૧૦૧ : ૮૨ **તીઝયરશ્તિ**માં **તીઝ**=તીણુનો–જરાબી રવાદારગી રાખે નહિ તેવાનો અર્થ છે.

ફ. ૧૦૧ : ૮૬ **પેરેથ્વરશ્તિ**માં **પેરેથુ**=પહોળું–લાંબી દોરી મુકે-નાખતી કરીને સુધારવા માંગવાનો અર્થ.

ફ. ૧૦૧ : ૯૦ **વીજયરશ્તિ**માં **વીઝન–વીસ** લાગતું ભોકતું એટલે શિક્ષાનો અર્થ છે અને બધા સાથનાં **અશ્તિ** શબ્દમાં ઇનસાફ ભાલાનો અર્થ છે. બેદાદગરોની બેદાદગીરીને જાત જાતની રીતે સુધારવાનો પરવાનો રાખ-નાર રથેસ્તારોના અર્થ બતાવનાર નરો. જુદા જુદા તબકકાની રથેસ્તારી રાખવાનો અંદાજ બતાવે છે.

આમ આ બધા નરો જેઓ શાહી ખાનદાનના ઉંચી બુન્યાદના છે, જેઓ પેગામ્બરની દીક્ષા લઇને તનુ–માંથ્રના થઇને જુદા જુદા અધિકારવાળા થયા છે, જેઓએ જગતમાંથી દેવપરસ્તીને દુર કરવામાં પેગામ્બરને પોતાના જાનો અરપણ કીધેલા છે અને એમ જેઓ તનપસીને પુગીને આ આખા દરેઘો ખદાતમાં જગત ઉપર નેગાહબાની કરી શકે તેવી ફ્રવષિની ગતીએ પુગેલા છે, જેઓની ફ્રવષિઓ જીવતા જીવત તેમ ગુજર્યા પછીથી અશાઉનામ ફ્રવષિનામની એટલે પઝતોની ફ્રવષિ સાથે સૃષ્ટિના ઉદ્ધાર માટે ફ્રશો–ગર્દ માટે કામ કરી રહે છે, જેણીઓ ક્રિયામાં હાજર રહીને ક્રિયાની મુરાદ બર લાવે છે અને ક્રિયાના નવ ભાગમાંના આઠ ભાગોને કુદરતના કામોમાં વાપરે છે–એવા ધુરન્ધર નરોની આવી અને એથીબી ઘણી વીસમીત પમાડે તેવી વ્યાખ્યા છે.

૧૭—

(૧૦૨) †નપ્‌ત્યેહે[94] અષઑનો[95] ફ્રવષીમ[96] યજમઇદે;[97] †વજારસ્પહે[98] અષઑનો[99] ફ્રવષીમ[100] યજમઇદે;[1] †હુબારસ્પહે[2] અષઑનો[3] ફ્રવષીમ[4] યજમઇદે;[5] †વિસ્તરઑશ[6] નઑતઇરયા-નહે[7] અષઑનો[8] ફ્રવષીમ[9] યજમઇદે;[10] †ફ્રશ-હાંમ-વરૅતહે[11] અષઑનો[12] ફ્રવષીમ[13] યજમઇદે;[14] †ફ્રષો-કરહે[15] અષઑનો[16] ફ્રવષીમ[17] યજમઇદે;[18] †આતૅરૅવનઑશ[19] અષઑનો[20] ફ્રવષીમ[21] યજમઇદે;[22] †આતૅરૅપાતહે[23] અષઑનો[24] ફ્રવષીમ[25] યજમઇદે;[26] †આતૅરૅદાતહે[27] અષઑનો[28] ફ્રવષીમ[29] યજમઇદે;[30] †આતૅરૅચિ-થ્રહે[31] અષઑનો[32] ફ્રવષીમ[33] યજમઇદે;[34] †આતૅરૅખરૅનંઘ્રહો[35] અષઑનો[36] ફ્રવષીમ[37] યજમઇદે;[38] †આતૅરૅસવંઘ્રહો[39] અષઑનો[40] ફ્રવષીમ[41] યજમઇદે;[42] †આતૅરૅજન્તેઉશ[43] અષઑનો[44] ફ્રવ-ષીમ[45] યજમઇદે;[46] †આતૅરૅદઇંઘ્રહેઉશ[47] અષઑનો[48] ફ્રવષીમ[49] યજમઇદે.[50]

(૧૦૨) ‖ ૩૩ ‖ અશો[95] ‖ નપત્યની[94] ‖ ફ્રવષિ સાથે[96] ‖ એકતાન થઇએ છીએ.[97] ‖ ૩૪ ‖ અશો[99] ‖ વઝારપ[98] (વઝ-અસ્પ)ની ‖ ફ્રવષિ સાથે[100] ‖ એકતાન થઇએ છીએ.[1] ‖ ૩૫ ‖ અશો[3] ‖ હબારપ[2] (હબ-અસ્પ)ની ‖ ફ્રવષિ સાથે[4] ‖ એકતાન થઇએ છીએ.[5] ‖ નોદરના કુટુંબના[7] ‖ અશો[8] ‖ ૩૬ ‖ ગુસ્તહમની[6] ‖ ફ્રવષિ સાથે[9] ‖ હમો એકતાન થઇએ છીએ.[10] ‖ ૩૭ ‖ અશો[12] ‖ ફ્રશ-હામ-વરેત[11] (ફ્રરશીવર્દ)ની ‖ ફ્રવષિ સાથે[13] ‖ એકતાન થઇએ છીએ.[14] ‖ ૩૮ ‖ અશો[16] ‖ ફ્રશોકરની[15] ‖ ફ્રવષિ સાથે[17] ‖ એકતાન થઇએ છીએ.[18] ‖ ૩૯ ‖ અશો[20] ‖ આતરે વનુની[19] (આદરવનની) ‖ ફ્રવષિ સાથે[21] ‖ એકતાન થઇએ છીએ.[22] ‖ ૪૦ ‖ અશો[24] ‖ આદરબાદની[23] ‖ ફ્રવષિ સાથે[25] ‖ એકતાન થઇએ છીએ.[26] ‖ ૪૧ ‖ અશો[28] ‖ આતર દાતની[27] ‖ ફ્રવષિ સાથે[29] ‖ એકતાન થઇએ છીએ.[30] ‖ ૪૨ ‖ અશો[32] ‖ આતરે ચિથ્રની[31] ‖ ફ્રવષિ સાથે[33] ‖ એકતાન થઇએ છીએ.[34] ‖ ૪૩ ‖ અશો[36] ‖ આતરે ખરેનં-ઘહની[35] ‖ ફ્રવષિ સાથે[37] ‖ એકતાન થઇએ છીએ.[38] ‖ ૪૪ ‖ અશો[40] ‖ આતરે સવંઘહની[39] ‖ ફ્રવષિ સાથે[41] ‖ એકતાન થઇએ છીએ.[42] ‖ ૪૫ ‖ અશો[44] ‖ આતરે જંતુની[43] ‖ ફ્રવષિ સાથે[45] ‖ એકતાન થઇએ છીએ.[46] ‖ ૪૬ ‖ અશો[48] ‖ આતરે દંઘહુની[47] ‖ ફ્રવષિ સાથે[49] ‖ એકતાન થઇએ છીએ.[50] ‖

નોંધ : ફ઼. ૧૦૨ : ૯૪ નપત્યેહે=આ નર ગુશ્તાસ્પનો છોકરો થતો હતો.

શાહનામાના નીવઝારને મળતો કદી હોઇ શકે. એ શબ્દમાં નપતી-નપતય શબ્દનો ભેદ છે. કુટુંબી ખાસીઅતને બુઝરગીએ પુગાડવું-બુનફ પાંસબાનીના ઉત્તમ ફળ બતાવવાનો અર્થ છે. આ નરમાં શાહી કુટુંબની બુલન્દી પડેલી હતી માટે પાદશાહી દીલ-સચ્ચાઇ-ઇનસાફ બીજા ગુણો સાથે શાહી કુટુંબને મળેલા કવએમ ખરેનો તેની સાથે હતું. આ નર અસરે-તારીકીની સામે લડતા માર્યા ગયા હતા એટલે પોતાના જાન આપીને અસરે-તારીકીનો રસ્તો જગતમાં બંદ કરી પોતે તનપસીને પુગી ગયા હતા. એવણુની ફ્રવષિ આ બધા ધુરન્ધર હાવીસ્તોની માફક અશાઉનામ ફ્રવષિનામની સાથેજ કામ કરી રહે છે એટલે કુદરતની યોજનામાં કામ કરી રહે છે.

ફ. ૧૦૨ : ૯૮-૨ **વજાસ્પ** અને **હુબાસ્પ** શબ્દોમાં વજ અને હુબ અને અસ્પ શબ્દો છે. એ બેઉ ભાઇઓ હતા તેઓમાં **અસ્પની ગતી હતી એટલે** હંમેશા બેદાર રહેવાની ગતી હતી. તેઓની ઉંઘ કંઇ બેફામીની હતી નહિ પણ સેઝદારૂપની હતી. અસરે-તારીકીની સામે થવામાં તેઓને જે ઉમંગ અને જોમ અને ઉત્સાહ આવતા હતા તેઓના અંદાજ બતાવવા વજ અને હુબ શબ્દો આવેલા છે. વજ એટલે જબર અને **હુબ**=ધારવું-બંધાવવું અને તે માટેની શકિત રાખવી.

ફ. ૧૦૨ : ૬ **વિસ્તરઓશ=વિસ્તવરૂની.** આ **વિસ્તવરૂ** શબ્દ ગુરને-હેમને માટે છે. એ શબ્દમાં **'વીસ્ત'** જાણીતો થયલો well informed દીની હકીકતનો, જમાના ભુત ભવિષ્યનો જાણનારો અને **'વરૂ'** એટલે ભેટ : **વરંઘહુ** શબ્દની બીજી એકવચન છે, આગમ પાછમનો જાણનાર મહા પ્રતાપી ભકત. એ નર તુસનો ભાઇ અને નોદરનો છોકરો થતો હતો. એ નરે જેટલા તેના માથા ઉપર વાળ હતા તેટલા દેવોને માર્યા હતા અને એમ દેવપરસ્તીને તોડી હતી અને દેવપરસ્તીથી **વીતંઘંહુઇતી** નામના પ્રદેશમાં વેરાની થઇ ગઇ હતી તે વેરાનીને આબાદીમાં ફેરવી હતી. એમ એ નરે જગતને માટે મોટા સાહસો કીધા હતા. પેગામ્બરે એ નરને નબા-નજદીશ્ત દરજજા ઉપર ચઢાવ્યા હતા.

ફ. ૧૦૨ : ૧૧ **ફ્રશા-હુામ-વરેત** એ નામને યાદગારે-ઝરીરાનમાં ફરશાવર્ત કહે છે જે ઉપરથી ફીરદોશીએ એ નામ ફરશીવર્દ તરીકે લખ્યું છે. એવણુ ગુશતાસ્પના દીકરા થતા હતા. અસફન્દયાર કે જેવણુને પેગામ્બરે **રૂઇન તન** બનાવેલા હતા જેવણુ અજીત અને હરહમેશ ફીરોજગર હતા તેવણુને પોતાના એ ભાઇ માટે ઘણીજ લાગણી હતી. અસફન્દયાર જો

કે રૂઇન તન હતા છતાં એવણુના માઝીના કેશાશીને લીધે એવણુને જીવતી જીંદગીમાં અનેક વખત પાદેફ્રાહ ખમવી પડી હતી. પાદેફ્રાહ તરીકે એવણુને એક વખત બંદીખાને જવું પડેલું હતું. કેશાશ એવી ચીજ છે કે જે મઝ્દતોને નહિ છોડે તો પછી ગમે તેવો હોય તોબી તે માનવ તો તે માનવનેબી કયાંથીજ છોડે. ગરઝેમ નામના શખ્સે બાપ દીકરા વચ્ચે કંઇ અઠડામણુ કરાવીને અસફ્રન્દયારને કેદ કરાવેલા હતા એમ કહે છે. પણુ તેમાં બહારની સચ્ચાઇ હતી પણુ અંદરમાં મોટો ભેદ રહેલો છે. દીન પ્રમાણે બાપને તાબે થવામાંજ મુક્તિ છે માટે અસફ્રન્દયારતે સરનેગુન કરી માઝીના ગુનાહની તોજેશ કરતા કેદમાં ભુખા તરસ્યા પડી રહેતા હતા. એવા નરોને ઘણુા ખોરાકની જરૂર પડતી નહિ કેમકે રવીના સ્વાના સ્તોતોમાંથી—વયુના સ્તોતોમાંથી તેઓ જોઇએ તેવું પોશણુ લઇ શકતા હતા. દીકરાને શીક્ષા કરીને બાપ ગુશતાસ્પ સીસ્તાન ગયા હતા. આવી હાલતનો લાભ લઇને તે શેહજોર દરવંદ અરજાસ્પ તુરાનીઓ ચીનીઓ દીવાનોનું એક ભયંકર લશકર લઇ ઇરાન ઉપર ચઢી આવ્યો અને ઘણી ખાનાખરાબી કરવા લાગ્યો. ગુશતાસ્પ સીસ્તાનથી એક લશકર લઇ સાથે ગયો પણુ ભારે હાર ખાધી. એ લડાઇમાં શાહના ૩૮ છોકરાઓ માર્યા ગયા જે વખતે આ ફ્રરષીવર્દ સખત ઘાયલ થઇને જમીન ઉપર પડયા. તેવણુની ફ્રવષિએ તેવણુની પાસબાની કીધી. ફ્રરષીવર્દે દુઆ કીધી કે જો આ વખતે મારો ભાઇ અસફ્રન્દયાર છુટો હોય તો આ દરવંદોને દીવાનોને દોઝખનો રસ્તો દેખાડે. ભાઇની આરઝુ કરતા જમીન ઉપર ઘાયલ થયલા પડયા.તે પાક રથેશ્તારની ઉપર કહી છે તેવી ગેબથી પાસબાની થઇ હતી. અસરે તારીકીના આવા ભારે જોમને અટકાવવા અને લડાઇના હારના ટાળાને જીતમાં ફેરવવા જામાસ્પ હકીમે શાહ ગુશતાસ્પને સલાહ આપી કે અસફ્રન્દયારને છુટા કરીને રણુમાં છુટો મેલવો જોઇએ કેમકે અસરે-તારીકી એટલી ભયંકર રીતે જમીન અને હવામાં ફેલાઇ રહી છે કે મહા જબ્બર યોદ્ધાઓબી ટકી શકતા નથી. શાહે અસફ્રન્દયારને માફ કરીને છુટા કરીને લડાઇ ઉપર શેતાબ ચઢવા હોકમ કીધો. પણુ અસ-ફ્રન્યદારે છુટકારો લેવા તેમ લડાઇ ઉપર જવા ના કહયું. જામાસ્પે તેવણુને ઘણુા સમજાવ્યા પણુ અસફ્રન્દયાર માનેજ નહિ. જામાસ્પે પછી ધ્યાન ધર્યું કે કઇ રીતે આ શાહજાદાને વીનવવા. તે શીહા રણુ ઉપરના ગુજરેલા તેમ ઘાયલ થયલા નરોના મીથ્રોની વચમાં પોતાના મીથ્રોને ચલાવ્યા ત્યારે તુરતજ તેવણે ફ્રરષીવર્દના મીથ્રોને પકડયા કે જેવણુ પોતાના ભાઇના દીદાર જોવા અને ભાઇ લડાઇ ઉપર ચઢે તેટલુંજ જોવા

પોતાનો ઉશ્તાન ટકાવી રાખેલા હતા. તુરતજ તે ધુરંધર હકીમે તે શાહજાદા અસફન્દયારને કહયું કે માઝીના કેશ્નાશોથી તારી તેઝ બુધ્ધિ આજે સુસ્ત થઇ છે. પણ તું જાણે છે કે રણમાં પડેલા તારા ૩૮ ભાઇઓ અને તેઓના હઝારો સેપાહો ગુજરેલા, ગુજરેલાબી રણમાં તારા આવવાની વાર જોય છે અને તેમાં તારો ભાઇ ફ્રશીવર્દ જે સખત ઘાયલ થઇને પડેલો છે તે તો પોતાના ઉશ્તાનને છોડતો નથી અને તારા દીદાર જોવાની અને જંગમાં તારા ઘોડાના ખંખારના અવાજ સમજવાની ઉમેદ બાંધી રહયો છે. અસફન્દયારે જેવું આ સમજયું કે તેના દીલમાં મહેર જામી-તે ઉઠયો અને સેતાબ પોતાના રૂવાનને બેદાર કરી પોતાના અજીત તનને ઉશ્તવાર કરી હથ્યાર સજીને, દાદારને દીનને જરથુશ્ત્રને યાદ કરતો શેર નરની કાની તે શીહા મેદાનમાં બહારની મોસમના આબદાર વાદળાંઓની માફક ગર્જના કરતો-પોતાના ઘોડાની નર ગતીને ઉશ્કેરતો-ઘોડાના ખંખારથી તે દેવોની અધ-માંથ્રની ગતીને ચાક ચાક કરતો મેદાનમાં ધસ્યો. ઇરાની લશકરે જેવો અસફન્દયારને પોતાના પુર દમામમાં ગર્જના સહીત દેવોને હમનબર્દોને ઉશ્તવાર થવાની ચેતવણી આપતો રણના મેદાનમાં ધસી આવતો સમજયો કે તુર્ત શું જીવતા કે ઘાયલ થયલા કે ગુજરેલાંઓ તે શીહા મેદાનમાં અહીની તે બુરી શકિતઓ સામે ફરીથી ઘુમવા ઉશ્તવાર થયા. મેદાનમાં આવતાની સાથે સપ્પર પહેલા તુર્તજ પોતાના મરણકાંઠે પડેલા ફ્રશીવર્દ ભાઇ પાસે ગયો. તેઓ એક બીજાના દીદારથી ખુશ થયા. ફ્રશીવર્દે દીનને યાદ કરવા અને અસરે-તારીકીને તોડવાની યાદ આપી થોડીક સલાહરૂપની ગોફ્તેગો કરીને પોતાનું ઉશ્તાન છોડી પોતે પેગામ્બરની ગાસમાં પોતાના ફ્રોહરની પાસબાની હેઠળ ગુઝર કરી ગયા. ફ્રશીવર્દે આમ છેલ્લે ગુજરતા ગુજરતાબી પોતાની ગતી જે આડે રસ્તે ગયલાઓને સુધારવા માટે અરપણ કીધેલી હતી તે ગતીનું છેલ્લું કામ કરી લીધું અને પોતાના તે અજીત ભાઇ અસફન્દયારમાં એવો તો જોશ મુકયો કે સાત દોઝખના દેવોને તે મારી શકે. આ લડાઇમાં પછી અસફન્દયારે દીવાનોને એવી તો શેકસ્ત આપી તેઓની અસરે તારીકીને એવી તો તોડી કે પછી તેઓ ઉઠી શકયા નહિ. **ફ્રશ-હાંમ-વરેત** શબ્દમાં **ફ્રશ** એટલે તાઝેગી બુખતગી, **હાંમ** એટલે હામોઇ સાથે મળવું અને **વરેત** આડે રસ્તે જતી ગતીઓ બુરાઇઓ. એટલે બુરાઇઓને આડે રસ્તે જતી અટકાવીને તેઓને નેકી ભેગી કરીને રોશન ગતીએ પુગાડનાર મર્દ એટલે બદીને નેકી તરફ દોરવનાર વીર મર્દ. એ નરમાં એવી શકિતઓ પડેલી હતી કે જેથી તેવણે જગતમાં બેશુમાર દેવોને મારીને સદગતીએ પુગેલા હતા.

ફ. ૧૦૨ : ૧૫ **'ફ્રશો-કર'**=આ નરબી ગુશતાસ્પના દીકરાઓમાંના એક હોય યા તેવણુના કુટુંબના હોય એમ લાગે છે. **'ફ્રશો-કર'** એટલે ફ્રશો-ગર્દ કરનાર, જગતમાં ફ્રશો-ગર્દ લાવનાર, જગતના ભલા માટે પોતાની જીંદગી અને સર્વસ્વ આપનાર.

ફ. ૧૦૨ : ૧૯ **આતરેવનુ (આદરવન)**: શાહી કુટુંબના આ નર નબા-નજદીશ્ત દરજ્જાના હતા અને નીસ્તીની જગતને ટેકવીને ચલાવી રહીને ફ્રશો-ગર્દ તરફ લઇ જવા આતરે સ્પેનીશ્તની એક શકિત નામે **આતરે વનઓશ** ના હમકાર થતા હતા. **આતરે વનઓશનું** જે કુદરતી કામ છે તેમાં તે આતરને મદદ કરવાની ગતી એવણુમાં હતી. કુલ નીસ્તીને તેમ રજેરજને આ આતશ જીવતા રાખીને ભોગવટાઓ કરાવવાનો ભાર ખમી રહેવાની ખીશકારી કરી રહે છે.

ફ. ૧૦૨ : ૨૩ **આતરેપાત (આદરબાદ)**: શાહી કુટુંબના આ નર નબા-નજદીશ્ત દરજ્જાના હતા અને નીસ્તીની જગતને ટેકવીને ચલાવીને ફ્રશો-ગર્દ તરફ લઇ જતા આતરે-સ્પેનીશ્તની એક શકિત નામે **'આતરેપાત'** નો હમકાર થતા હતા. **આતરેપાતનું** જે કુદરતી કામ છે તેમાં તે આતરને મદદ કરવાની ગતી એ મહાન નરમાં હતી. નીસ્તી-ગેતીની જમીનને જે જે વ્યકિતઓ ગવહોમંદ ગતીએ પુગાડે છે તે નીસ્તી ગેતીના અનાસરોને દ્રુફ્રનનો ચેપ નહિ લાગે તેવું જોવાનું કામ આ **'આતરેપાત'**નું છે એટલે નેકીની રહાઇ કરવાનું કામ તે આતરનું છે-આ નર ત્યારે કુદરતના અનુયાયી તરીકેના હતા અને છે.

ફ. ૧૦૨ : ૨૭ **આતરેદાત**: આ નર શાહી કુટુંબના હતા, નબા-નજદીશ્ત દરજ્જાના હતા. નીસ્તીની જગતમાં જે જે બધી જાતજાતની રચનાઓ થઇ રહે છે-તે રચનાનુ ઉગવું-જુવાની-અધાર ગતી-બુઢ્ઢાપણું-મૃત્યુ થઇ રહે છે તે બધા બનાવોને તેઓને લગતા કાયદાથી કુદરત ચલાવી રહે છે. આવું બધું કામ કરવા માટે જે આતશની ગતી જોઇએ તે ગતી આ આતરે સ્પેનીશ્ત રાખે છે કે જેને **આતરેદાત** કહે છે. આવા આતરના હમકાર તરીકે એટલે જગતમાંના તે આતરના કામમાં મદદગાર તરીકે આ નર હતા. આ નર ત્યારે કુદરતના અનુયાયી તરીકે હતા અને છે.

ફ. ૧૦૨ : ૩૧ **આતરેચિથ**: આ નર શાહી કુટુંબના નબા-નજદીશ્ત દરજ્જાના હતા. જગત જે નીસ્તીનું છે તેમાં જાતજાતના ઘાટો અને સ્વભાવો અને વિચીત્રતા અને વર્તણુકો થઇ રહે છે તે બધાને ચલાવનાર આતરે

સ્પેનીશ્તની આ શકિત નામે **આતરેચિથ્ર** છે જેના હમકાર તરીકે એટલે જેના તે કુદરતી કામના મદદગાર તરીકે આ નર હતા. આ નર ત્યારે કુદરતના અનુયાયી તરીકે હતા અને છે.

ફ. ૧૦૨ : ૩૫ **આતરે ખરેનંઘહુ:** આ નર શાહી કુટુંબના નબાનજદીશ્ત દરજ્જાના હતા. નીસ્તીની જગતને તેની બધી વ્યકિતઓને અનુઓને જીવવા માટેનું જે ઉશ્તાન–ભોગવવા માટેની જે વાસ્ના અને ચઢતી ગતીએ પુગવા માટેની જે ખુશ બગોબખ્તી જોઇએ તે બધા માટેનો ભોગવટો કરવા જે ગતી જોઇએ તે આ આતરે સ્પેનીશ્ત પોતાના આ **આતરે ખરેનંઘહુ**ની શકિતથી આપી રહે છે. તે બધા તે આતરના કામમાં તે આતરને મદદ કરનાર આ નર હતા. આ નર ત્યારે કુદરતના અનુયાયી તરીકે હતા અને છે.

ફ. ૧૦૨ : ૩૯ **આતરે સવંઘહુ:** આ નર શાહી કુકુંબના અને નબાનજદીશ્ત તબકકાના હતા. નીસ્તીની જગતમાં તે જગતની બધી વ્યકિતઓમાં આતરે સ્પેનીસ્ત પોતાની આ આતરે **સવંઘહુ**ની શકિતથી મીનો કાયદાઓ તે વ્યકિતઓના તન–મન–રૂવાનને અમુક સુખ દુખના ભોગવટાઓના જવાબ તરીકે કાઢી આપે છે. તેવા તે આતરના કામમાં મદદ આપનાર તરીકે તે આતરના હમકાર તરીકે આ નર હતા. આમ આ નર કુદરતના અનુયાયી હતા અને છે.

ફ. ૧૦૨ : ૪૩ **આતરેજન્તુ:** આ નર શાહી કુટુંબના નબાનજદીશ્ત તબકકાને લગતા હતા. નીસ્તી ગેતીનો આતરે સ્પેનીશ્ત પોતાની પીઠ ઉપરની વસ્તીને અનંત વ્યકિતઓને તેઓના નાશ પછી ભલી વ્યવસ્થા કરી આપે છે. જે કોઇ બસ્તેકુસ્તીઆને જો પોતાના શરીરનાં આતરની આ ગતીને સચેત રાખી હશે–તેને સચેત રાખવાની નઇતીક જે સેવાની અને હમમીથ્રની છે–પોતાને અપાયલા કામોને હમમીથ્રથી કરવા માટેની વીગેરે છે તે પ્રમાણે ચાલ્યો હશે–વ્યભિચારી નહિ થયો હશે વીગેરે અનેક રીતની નઇતીક રાખી હશે તો ગુજરતી વખતે તેના શરીરના આતરની આ શકિત જે ખીલેલી છે તે તેને દુખ્મે નશીનીએ પુગાડી તેની બધી ક્રીયાઓ કરાવી રહેશે. બીજી અન્ય જીરમનાઓને માટે તેમ કુદરતની બીજી ચીજોને માટેબી ગુજરતી વખતે તેઓને લગતી શુભ વ્યવસ્થા કરાવવી કે નહિ તે આ આતરની ખીલવણી ઉપર આધાર રાખે છે. આવા આ આતરના આ નર હમકાર થતા હતા. આ નર ત્યારે કુદરતના અનુયાયી હતા અને છે.

ફ. ૧૦૨ : ૪૭ **આતરે દઇંઘિઉ** આ નર શાહી કુટુંબના નબાનજદીશ્ત

વર્ગના હતા. નીસ્તી ગેતીની ઉપરની માનવ જાતમાંની જે જે વ્યકિતઓ ખરી નમ્રાની થઇને પોતાના દીનના ખરા ભેદને પામવા માંગતી હોય–તે પામવા માટેની લાયકાત જે આરમઇતીના ગુણોની છે તે રાખતી હોય તો તેવા તે માણસોમાંના આતરે વોહુ ફ્રીઆનમાંના આતરે–સ્પેનીશ્તની આ શકિત ખીલીને તે શખ્સને તે સત્યસંગ તરફ–તે જગા તરફ–તે મેહરીલ તરફ દોરવી લઇ જાય છે કે જ્યાંથી તે શખ્સને તેની મુરાદ બર આવી શકે છે. આવા આતરના આ નર હમકાર હતા. આ નર ત્યારે કુદરતના અનુયાયી હતા અને છે. આ બધા નરોની ફ્રવષિ જીવતી હાલતમાં તેમ ગુજર્યા પછીથી અશાઉનામ સાથેજ રહીને કુદરતનું કામ કરી રહે છે એટલે આ નરો ખુદ કુદરત છે તે નોંધવું.

(૧૦૩) ***હુવ્યઑથ્નહે**[૫૧] **અષઑનો**[૫૨] **ફ્રવષીમ્**[૫૩] **યજમઇદે;**[૫૪] ***પિષિવ્યઑથ્નહે**[૫૫] **અષઑનો**[૫૬] **ફ્રવષીમ્**[૫૭] **યજમઇદે;**[૫૮] **તખ્મહે**[૫૯] ***સ્પૅન્તો–દાતહે**[૬૦] **અષઑનો**[૬૧] **ફ્રવષીમ્**[૬૨] **યજમઇદે;**[૬૩] ***બસ્તવરોઇશ**[૬૪] **અષઑનો**[૬૫] **ફ્રવષીમ્**[૬૬] **યજમઇદે;**[૬૭] ***કવારસ્મો**[૬૮]

---

ફ્. ૧૦૩ : ૫૧ **હુવ્યઓથ્ન** : 'હુ' ભલુ અને **વ્યઓથ્ન**–વ્યુ–પુ આગળ વધવું–તેને માટે કામ કરવું ઉપરથી કામો. **'હવરશ્ત વ્યઓથ્ન'** ના ભેદને ચલાવનાર એટલે યઝતોના જેવી કારકીર્દીને જગતમાં ચલાવનાર–તેને માટે કામ કરનાર. ધાર્યા મેળે શાહી કુટુંબો કે રથેશ્તારોના કુટુંબમાંના હોય.

ફ્. ૧૦૩ : ૫૫ **પિષિવ્યઓથ્ન** : **પીસ**=સણગાર–વ્યઓથ્ન કર્મો; સણગારરૂપ કર્મો કરનાર ફ્રશો–ગર્દનો બહાર સણગાર કેવો હોય તેનું ભાન કરાવે તેવા કારો કેરફે કરનાર. ધાર્યા મેળે ઇરાનના શાહી કુટુંબોમાં યા રથેશ્તારોના કુટુંબોમાંના હોય.

ફ્. ૧૦૩ : ૬૪ **બસ્તવઇરિ**=યાદગારે–ઝરીરાનમાં એ નામને **બસ્તવર** કરીને આપે છે જે ઉપરથી શાહનામામાં બસ્તુર થયું અને બનો નુકતો ઉપર લાવવે બનો ન થવે નસ્તુર નામ પછીથી થયું. એ ઝરીરનો છોકરો હતો. જ્યારે બીદરફશે જંગમાં ઝરીરને માર્યો, ત્યારે તુરતજ તેનો આ દીલાવર દીકરો બહાર પડયો એને પોકાર મારીને લડાઇમાં હમનબર્દ તરીકે માંગ્યો અને તેની જાદુગીરીની ખબર લેવાનો કસદ કીધો અને તેની સાથે લડીને તેને માર્યો. એ શબ્દમાં **બસ્ત** અને **વર** બે આકારો છે. **બસ્ત**માં બંધાયલું–બાંધેલું એમ અર્થ છે અને **'વર'** માં તલેસમાતીક શકિતનો અર્થ છે. તે તલેસમાતીક શકિતઓ સાથે યઝતોના રથવ્ય ચક્રો સાથે બંધાયલો–શાદ પેવંદમાં રહેલો–તલેસમાતીક શકિતઓ રાખીને બુરાઇનો તોડનારો.

અષઑનો[૬૯] ફ્રવષીમ[૭૦] યજમઇદે;[૭૧] *ફ્રષઑશ્ત્રહે[૭૨] હુવોવહે[૭૩] અષઑનો[૭૪] ફ્રવષીમ[૭૫] યજમઇદે;[૭૬] *જામાસ્પહે[૭૭] હુવોવહે[૭૮] અષઑનો[૭૯] ફ્રવષીમ[૮૦] યજમઇદે;[૮૧] *અવારઑશ્ત્રોઇશ[૮૨] અષ-ઑનો[૮૩] ફ્રવષીમ[૮૪] યજમઇદે.[૮૫]

(૧૦૩) ‖ ૪૭ ‖ અશો[૫૨] ‖ હુબ્યઓથ્નની[૫૧] ‖ ફ્રવષિ સાથે[૫૩] ‖ એકતાન થઇએ છીએ.[૫૪] ‖ ૪૮ ‖ અશો[૫૬] ‖ પિવિષ્યોથનની[૫૫] ‖ ફ્રવષિ સાથે[૫૭] ‖ એકતાન થઇએ છીએ.[૫૮] ‖ બહાદુર[૫૯] (સહુમ-ઉસ-સહુમ) ‖ ૪૯ ‖ અશો[૬૧] ‖ અસ્પન્દયારની[૬૦] ‖ ફ્રવષિ સાથે[૬૨] ‖ એકતાન થઇએ છીએ.[૬૩] ‖ ૫૦ ‖ અશો[૬૫] ‖ બસ્તવઇરિની[૬૪] ‖ ફ્રવષિ સાથે[૬૬] ‖ એકતાન થઇએ છીએ.[૬૭] ‖ ૫૧ ‖ અશો[૬૯] ‖ કવારઝમની[૬૮] ‖ ફ્રવષિ સાથે[૭૦] ‖ એકતાન થઇએ છીએ,[૭૧] ‖ ૫૨ ‖ હબુબ ખાનદાનના[૭૩] ‖ અશો[૭૪] ‖ ફ્રશોસ્તરની[૭૨] ‖ ફ્રવષિ સાથે[૭૫] ‖ એકતાન થઇએ છીએ.[૭૬] ‖ ૫૩ ‖ હબુબ ખાનદાનનાં[૭૮] ‖ અશો[૭૯] ‖ જામાસ્પની[૭૭] ‖ ફ્રવષિ સાથે[૮૦] ‖ એકતાન થઇએ છીએ.[૮૧] ‖ ૫૪ ‖ અશો[૮૩] ‖ અવારઓશ્ત્રિની[૮૨] ‖ ફ્રવષિ સાથે[૮૪] ‖ એકતાન થઇએ છીએ.[૮૫] ‖

**નોંધ : ૬૦ સ્પેન્તોદાત=અસફન્દયાર:** સ્પેન્તો=સ્પેન્તી ચલાવનાર; દાત=કાયદાવાળો. એવણુને આતશ બહેરામોની પાસબાની કરનારો ડાહયો મુબેદ અને સપેહસાલાર તરીકે ઓળખવામાં આવે છે. એવણુને ઘણા છોકરા હતા. એવણુના મોટા છોકરાનું નામ બહમન હતું. શાહ ગુશતાસ્પને આમ અમુલ્ય રત્નો ધરાવનાર કહયો છે. તેમાં અસપન્દયાર જેવા છોકરાને ધરાવવું એ એક રત્ન કહયું છે. જામાસ્પ જેવા સાત કાળના જાણુનાર હકીમને પ્રધાન તરીકે ધરાવવું તે બીજુ રત્ન કહયું છે. અશો જરથુશ્ત્ર જેવા આસ્નેવીરથી દસ્તુરી પામવી તે ત્રીજુ રત્ન છે અને ઈરાન જેવી મહેરદાવરની ખોજશ્તે સરેઝમીન ઉપર રહીને ગેતીની દહયુપતી કરવી રામશાહી કરવી તે ચોથું રત્ન કહયું છે. પેગામ્બર સાહેબે પોતાના અમુક ચેલાઓ ઉપર ખાસ એનાયતો કીધી હતી તેઓમાંનો અસફન્દયાર એક છે. પેગામ્બર સાહેબના બધા હાવીશ્તો ઉપર કહી ગયા તેમ ફ્રશો-ગર્દ લાવનારા થયા હતા. પણ જગતની દેવયસ્નીને પુગી વળવા માટે ચોકસ નરોને ખાસ શકિત અને અધીકાર અપાયો હતો. આવા ચોકસ નરોમાં અસફન્દયાર એક હતા. એવણુનાં તનને અશો જરથુસ્તે એવું કીધું હતુ કે એવણુ ઉપર કોઇનો માર કારગર રીતે પડી શકેજ નહિ પણ એવણુની આંખ ઉપર તેની અસર થયલી

નહી. માઝીના કેશ્વાશોને લીધે એવણુને ઘણી પાદેફરાહ ભોગવવી પડી હતી અને તે પાદેફરાહ ભોગવતાં ભોગવતાંજ એવણુ રૂસ્તમને હાથે બેજાન થયા હતા. એવણુ પોતાના બાપને કહેતા હતા કે જેમ તમારા બાપે અમુક વર્ષ પછી તમુને શાહી આપી તેમ તમોબી મને આપો. પણુ જામાસ્પ હકીમે ભવિષ્યમાં જોઇને કહયું કે અસફન્દયારને દહયુપતી અપાય નહિ કેમકે તેવણુમાં મોબેદીના ગુણો અને રથેસ્તારીના ગુણોની શકિત છે પણુ રામશાહીના ગુણોની શકિત નથી. જ્યારે શાહ ગુશતાસ્પે પેગામ્બરને કબુલ કરીને ઇરાન શહેરમાં અને બધેબધ એતરાફમાં પેગામ્બરની આણુ વરતાવવા શરૂ કીધું, ત્યારે દીવાનોનો સરદાર ચીન મહાચીનના શાહ-અરજાસ્પે શાહ ગુશતાસ્પને તે દીન છોડી દેવા કહયું, નહિં તો હોમલો કરવાની ધારતી આપી. અરજાસ્પની ધમકીને તુચ્છ ગણીને તેઓએ દીનને ચલાવવાનું કામ જારી રાખ્યું. અરજાસ્પ કુલ દીવાનો અને તુરાનીઓનું એક મોટું ભયંકર લશ્કર લઇ ઇરાન ચઢયો. એક ઘણી ભયંકર લડાઇ દહાડાઓ લગી ચાલી. ઇરાની લશ્કરનો સરદાર ઝરીર હતો. તેવણે તે લડાઇમાં ઘણી બહાદુરી બતાવી પણુ એક કમનસીબ સંજોગમાં બીદરફ્શ નામના અરજાસ્પના ભાઇને હાથે માર્યા ગયા. આ વખતે દીવાનોની જીત થાએ એમ લાગવા માંડયું. પણુ અસફન્દયારે આગળ આવીને લશ્કરને તેઝ કીધું. તેણે જાદુગરોની જાદુઇને તોડીને અરજાસ્પને સખ્ત હાર આપીને ન્હસાડયો. અસફન્દયાર જેવા રથેસ્તાર તે જમાનામાં કોઇ હતા નહિ. રૂસ્તમે-ઝાલેજર જેવાને અસફન્દયારની **'નીઝેવરી'** નો આઝાબ લાગતો હતો. એમ છે માટેજ દુઆં અપાય છે કે **નીઝેવર બેદ ચુન અસફન્દયાર**=અસફન્દયારનો નેજો માનવ શું-દીવ શું પરી શું પણુ ખુદ અહિરમન ઉપર ફાવતો હતો અને જાદુગરોની જાદુઇના પડોને તોડી શકતો હતો અને **અઘ-માંથ્ર**ની શીહાગાર શકિત જે ધરતીકંપો કરી શહેરોને ગરક કરી શકતી હતી અને આતશનો વરસાદ વરસાવી ખંડોનો નાશ કરી શકતી હતી અને હવાના તોફાનો કરી રણો અને દેશોની પાયમાલી કરી દેશોને ગરક કરી શકતી હતી અને દરયાવના પાણીને જમીન ઉપર લાવી દરયાને જમીન અને જમીનને દરીઓ કરી શકતી હતી તેવી શીહાગાર **અઘ-માંથ્ર**ની શકિતના નાભને નીઝેવર અસફન્દયારનો નેજો ફાડી નાખીને તેની જાદુઇ શકિતને રદ કરી શકતી હતી. પુર બહારના તેના નેજાના ઝરબમાં **ફ્શુશો-માંથ્ર**નું જોર હતું કે જે નેજાને **ફ્શુશો-માંથ્ર** ભણીને જમીન ઉપર મારતા ત્યારે ધરતીના દુઓ લગી આંચકો પુગતો હતો. એવા મહાન અમલદાર રથેસ્તાર આ નર

અસફ્ન્દયાર હતા. અસફ્ન્દારે અરજાસ્પને હરાવીને ગેતીની ઉત્તર અને પુર્વ તરફની દેવયસ્નીના ગુઆરોને તોડી ત્યાંના લોકોની ઝમીરને રોશન કરીને તેઓને જરથોશ્તી દીનના ઇન્તેજાર બનાવી જરથોશ્તી દીનનો બહાર ત્યાં ચલાવ્યો હતો. પછીથી તેવણે ગેતીની દક્ષીણમાં હિન્દ વીગેરેના દેશોની દેવયસ્ની તોડીને ત્યાંના લોકોને તે દેવયસ્ની વાસ્નાની જંજીરથી રહાઇ આપી તેઓને દએનના ઇન્તેજાર બનાવીને દએનના બહારને તેઓ વચ્ચે ચલાવ્યો અને પછી ગેતીના પશ્ચિમમાં એવી રીતે દીનનો બહાર ચલાવ્યો હતો. એમ જગતમાં જયારે દેવયસ્ની તદદનજ તુટી ગઇ ત્યારે ખુદ અસફ્ન્દયારને તે તુટેલી દએવીક ગતીનો કંઇક નાદ વળગ્યો જેને જામાસ્પ હકીમે રદ કરવા ચાહયો. પણ અસફ્ન્દયારમાંના તે કંઇક પાસે અસર કીધી જેથી તેવણમાં કંઇક નાસીપાસી ઉભી થઇ. તેવણે બાપ પાસે દહયુપતી માંગી-તેવણ દહયુપતીને લાયક નથી તેનો ભેદ જામાસ્પે તેને સમજાવ્યા છતાં અસફ્ન્દયારે તે માન્યુ નહિ. આથી બાપે ક્ષથ્ર વાપરીને તેવણને પકડયા. અસફ્ન્દયારે બાપનો સામનો કીધો નહિ અને પોતે બંધાયા. બાપ પછી સીસ્તાનમાં ગયા. આ વખતે અરજાસ્પ પાછો ચઢી આવ્યો અને ખાનાખરાબી કરવા લાગ્યો. ગુશતાસ્પ મોટું લશકર લઇ બહાર પડયો પણ તેવણે ખુબ માર ખાધો અને તેવણના ૩૮ દીકરા માર્યા ગયા અને ફ્રશીવર્દ જેવો નર સખત ઘાયલ થઇ જમીન ઉપર પડયો. આ વખતે નજદીકના પહાડની કઢણ ધસી જઇને ઇરાની લશકરનો બચાવ કીધો. જામાસ્પે શાહને અમુક ભેદ કહયો અને સલાહ આપી કે અસફ્ન્દયારને છોડવો જોઇએ. ઉપર પાને ૧૩૨ ની નોંધમાં કહયું છે તેમ અસફ્ન્દયારને છુટો કરીને જંગમાં ઉતાર્યો જેવણે અરજાસ્પને હરાવ્યો અને તેની દેવયસ્નીને તદદન તોડવા તે નાહસ્તા અરજાસ્પની પુઠે પડયો અને હુફ્તખાનની બદીને તોડીને અરજાસ્પને માર્યો. પછી અસફ્ન્દયાર પાછો ફ્ર્યો અને પાછી અગાઉની માફકજ તે **તુટેલી દેવયસ્ની**ના વરસાદથી પોતે કંઇક ભીંજાયા. પોતે પાછી અસલની માફક પાદશાહી માંગી. બુઢ્ઢા બાપનું દીલ રન્જુર થયું કેમકે તેવણને તેનો ભેદ ખબર હતો. દેવયસ્નીના તેવણને લાગેલા આવા ભીનાશની સામે તેવણને નાહન આપનાર રૂસ્તમ વગર બીજો કોઇજ નથી એમ જામાસ્પે કહયું. માટે હવે બાપે અસફ્ન્દયારને રૂસ્તમની સામે મોકલ્યો કે તેવણને મુસ્કેટાટ કરીને લાવવા કે જે પછી તેને ઇરાનની ગાદી મળે. રૂસ્તમ અને અસફ્ન્દયારનું શાહનામામાંનું એ વીષેનું દાસ્તાન ઘણું રસીલું છે. રૂસ્તમે તે શાહજાદાની ઘણી મીન્નતઝારી કીધી અને દુઆ કીધી કે હું તારી રેકાબ પકડીને ગુલામની માફક તારા બાપ પાસે આઉં પણ

હું કોઇથીબી બંધાયલો નથી અને તેથી બંધાઉં નહી. અસફન્દયારે ત્યારે તેને જંગમાં હરાવીને બાંધવાનો છેલ્લો જવાબ આપ્યો. તેઓનું ત્રણ દહાડાનું યાદગાર જંગ જગમશહુર છે. જમાનાનો જે બુઢ્ઢા રૂસ્તમ અઓજની યુઝતી શકિતવાળાએ દાદાર પાસે દુઆ કીધી કે આ જંગમાં મારો જરાબી કસુર નથી. સીમુર્ઘ આબેદ જેને 'ચમ્રૂ' આબેદ કહે છે તેવણે રૂસ્તમને ચેતવણી આપી કે અસફન્દયાર ફ્શુશો-માંથ્રથી સજ થયલો તેજો રાખે છે માટે ખુપ બેદાર રહેવું. લડાઇની શરૂઆત થઇને અસફન્દયારે ૯૦ તીર રૂસ્તમ તરફ એવા માર્યા કે તેથી ધરતીમાતાની એઉશ ઉરવાબી ધ્રુજવા લાગી પણ તેઓનો જવાબ રૂસ્તમ આપી શક્યો નહી. તે બુઢ્ઢા રૂસ્તમને તે તેવું ફ્શુશો-માંથ્રની ગતીના તીરો સામે ઉભો રહેલો જોઇ અસફન્દયાર અજબ રહયો. જામાસ્પ હકીમે અસફન્દયારની ભુલ બાંગી. પણ જમાનાએ અસફન્દયારને ફરેબ આપ્યો. સીમુર્ગે આખરે રૂસ્તમને કહયું કે અસફન્દયારની આંખમાં તું તીર માર કેમકે તે આંખમાં પેગામ્બરની ફ્શુશો-માંથ્રની નીરંગે કામ કીધું નથી. ઘાયલ થયલા રૂસ્તમને સીમુર્ગ આબેદ સફાઇ આપી-બીજે દહાડે બામદાદે રૂસ્તમ જંગમાં તૈયાર ઉભો જેને જોઇ અસફન્દયાર અજબ રહયો કેમકે ફ્શુશો-માંથ્રના તીરોથી જો અપાખ્તરની તીરેગી છીન્ન બીન્ન થઇ જાય તો આ બુઢ્ઢા રૂસ્તમનું જોમ કેમ નહી છીન્ન બીન્ન થયું. ફરીથી તે ભેદ જામાસ્પ હકીમે અસફન્દયારને સમજાવ્યો પણ ફરીથી જમાનાએ અસફન્દયારને ફરેબ આપ્યો. બીજે દહાડે રૂસ્તમે ફરીથી શાહજાદાને કહયું કે હું રૂસ્તમ તારા ગુલામની માફક ઉઘાડે માથે ઉઘાડે પગે તારા ઘોડાની રેકાબ પકડીને તારા બાપ અને મારા શાહ નજદીક આવવા તૈયાર છું. પણ અસફન્દયારે તો તેને બાંધીને લઇ જવાનીજ જીદ પકડી. લડાઇ શરૂ થઇ. તુરતજ શીમુરગ આબેદે એક કેહપ ઉડાયું કે જે શીમુર્ગ પક્ષી જેવું હતું અને જે અસફન્દયારની ઉપર છત્તર છાયા કરી રહેલું હતું. રૂસ્તમે કહયું કે અએ શાહજાદા, તું જો કેવો તું બખ્તાવર છે કે દાદારે તારી ઉપર છત્તર કીધી છે-કેમકે તું તો દહયુપત છે અને હું તો તારા હોકમનો બરદાર છું. અસફન્દયારે તે છત્તર જોવા ઉપર નેગાહ જેવી કીધી કે તુરતજ રૂસ્તમે ગઝ નામના તલેસમાતીક બે તીરોને ઉપરા સાપરી તેની આંખમાં માર્યા. તે તીરો જેવા અસફન્દયારની આંખમાં લાગ્યા કે તુરતજ તેવણ પોતાના ઘોડા ઉપર ખમ થઇ ગયા, કેશાજનો પરદો પીગળી ગયો અને પોતે પતેત કરવા લાગ્યા. રૂસ્તમે તુરતજ ઉતરી શાહજાદાને ઘણી હેફાજતથી જમીન ઉપર મુકીને પોતાની દીલગીરી

જાહેર કીધી પણ અસફન્દયારે કહ્યું કે અએ રૂસ્તમ તારો કે મારા બાપનો કે કોઇનોઅી વાંક નથી. વાંક સીરફ મારોજ છે. તું બેઉ દુન્યામાં પુરો છે પણ હું તુને વસીઅત કરૂં છું કે ઇરાનની હકુમતી મારા ફરજંદ બહમનને મળે. તેને તું રથેશ્તારી શીખવજે કેમકે રથેશ્તારીમાં તું પુરત્વની આગળ હું કંઇજ હતો નહી એમ મારી ખાત્રી થઇ છે. જો કે પેગમ્બરના ફરુશો-માંથ્ર મારી પાસે હતા છતાંઅી તારી રથેશ્તારી આગળ હું બચ્ચા જેવો માલમ પડયો છું. ગુશ્તાસ્પે પોતાને સોંપાયલી હકુમતીને બજા લાવવા-એમ જગતને બુરાઇના દેવના પંજામાંથી છોડવવા જે જે મહાન સાહસો કીધા છે અને જે જે મોટા ભોગો આપ્યા છે તેમાંનો આ ભોગ પોતાના ફરઝંદને તબાહ કરાવવાનો ભોગ સઉથી મોટો અને છેલ્લો હતો. 'કેશાશ' 'પઇત્યોગેત'-બાઝીના ગુનાહોનો કર ક્યાં લગી માનવને પુગી શકે છે અને માનવની ગમે તેવી બુલન્દ હાલતમાં અને માથા ઉપર ગમે તેવા જામાસ્પ અને પેશુતન જેવા વીસે હોવા છતાં પોતાનો સીકકો બજાવે છે તેનો આ અતી ઉત્તમ દાખલો ધ્યાનમાં રાખવા જેવો છે; માટે **સજાવાર છે કે માનવે જમીન ઉપર જોઇને ચાલવું.**

**નોંધ:** ૬૮ કવારસ્મન=એ નરને ગરઝમ તરીકે ઓળખે છે. અસફન્દયારનો ભાઇ થતો હતો. એની ઉપર અસફન્દયારની અદેખાઇ કરવાનો ચાર્જ મુકાયો છે. પણ એ નોંધ ખોટી છે. અસફન્દયારની અદેખાઇ કરી બાપને અસફન્દયાર સામે ઉશ્કેરીને બંદીખાને નખાવ્યો એમ કહેવું સીરફ ખોટું છે કેમકે એવા અદેખાઓ તો દેવપરસ્ત કહેવાય જેઓની યઝદાન પરસ્તીમાં જગાજ હોય નહિ. જામાસ્પે અસફન્દયારના ભવિષ્ય માટે જે કંઇ ભાખેલું તેની ઉપર એતેબાર રાખીને જામાસ્પની સલાહ પ્રમાણે ચાલવા તેણે બાપને સમજાવેલું હતું, જેમાં અદેખાઇનો અંશ હતો નહિ પણ ખેરખાહી હતી. એ નર ભાઇ અસફન્દયારના અદેખા હતા એ બોલવું સત્ય નથી. જો એમ હોતે તો એવણનું રૂવાન ફ્રવષિ સાથે જીવતી જીંદગીમાં હમસાઝ હોતેજ નહિ અને નબાનજદીશ્ત તબકકામાં એવણ મુકાતેજ નહિ. 'કવારસ્મન' શબ્દમાં 'કવા'=જાદુમંત્ર અઘ-માંથ્ર અને રસ્મન=લડાઇ એટલે કુદરતની કાળી બાજુની સામે લડી રહેલો એમ અર્થ થાય. અદેખાઇ બધા દુરગુણોમાં ઘણી કાતીલ દુરગુણ છે. કુદરતની કાળી બાજુ સામે લડનાર નર ભાઇના અદેખા આવી સેહૃતવાળા એવણ હોયજ નહી તે સહેજે સમજાય છે.

**નોંધ:** ૭૨ 'ફ્રષઓશત્ર'=એ નર અને જામાસ્પ બેઉ ભાઇ થતા

હતા. તેઓની જોડ હતી. એ બેઉ ભાઇઓ હવોવના ખાનદાનના હતા-હવોવની કુનીઅતના હતા. વીસ્તાસ્પ યશ્ત (ફ. ૧૧) માં તે બેઉ ભાઇ માટે દવીવચન લાગેલો છે. (યજશ્નેના હા ૧૨) માં તે બેઉ ભાઇઓને દાદારની વર્ણના એટલે મરોન્માનની વર્ણના એટલે બરજીસી કહયા છે. દીનના એકરારમાં એક ભણનાર પોતાને દાદાર જરથુશ્ત્ર-ગેઉશો વિગેરેની વર્ણનો છે એમ કહે છે તેમાં આ બેઉ ભાઇઓનેબી બતાવેલા છે. ગાથાના હા ૪૬ માં એવણને જગતમાં જરથુશ્ત્રનું મીશન જે ઉશ્તા પાંથરવાનું છે તે બજા લાવતા ચીતારેલા છે. એવણ ત્યારે જરથોસ્તી દીનના મોટા 'રતુ' હતા. આજેબી એ ભાઇઓ ગુજરેલાના કેહર્પોને ફંગદઝમાં શીખવીને કુદરતથી આગાહ કરાવી રહે છે. જરથુશ્ત્રની બે પુત્રીના રૂવાનો સાથે આ બેઉ ભાઇઓના રૂવાનોને ખ્વેતોદથીનો સંબંધ હતો એટલે તે બેઉ ભાઇઓજ રૂવાનોની અર્ધાં અંગના જરથુશ્ત્રની બે પુત્રીના રૂવાનો હતા જેઓ આ ગેતીમાં ખએત્વોદથીએ પુગેલા હતા. દીનને એ ફ્રશોશ્તરે જગતમાં ઘણી સારી રીતે આરાસ્તે કીધી હવી. ફ્રષઓશ્ત્રમાં 'ફ્ર અને ઉશ્ત્ર' શબ્દ છે. ઉશ્ત્ર શબ્દમાં ઉંટનો અર્થ છે જે મહાજ્ઞાન અને અમલ દેખાડે છે. મહાજ્ઞાન રાખી આપી અમલ કરાવીને 'ફ્ર'=આગળ વધારનાર 'રતુ' ઉસ્તાદ એમ અર્થ થાય છે.

**નોંધ :** ૭૭ **જામાસ્પ** એ મહાન નર ઉપર જોયું તેમ ફ્રશોસ્તરના ભાઇ થતા હતા. અવસ્તામાં **જામાસ્પ** નામ બે રીતે લખાયાં છેઃ એક નામ સાથે **હએ** શબ્દ છે, બીજા નામ સાથે **અપરઝાત** શબ્દ છે. પેગામ્બર સાહેબના વખતમાં થયલા જામાસ્પ નરને **દેજામાસ્પ** કહે છે. એવણ મહા ડહાપણવાળા જ્ઞાની સાત કાળ જાણનારો હતા. આ દેજામાસ્પ અમુક અમુક વખતે આ ચાલતા દરેઘો ખદાતમાં દીનની આરાસ્તગી કરવા પાછા અને પાછા ગેતીમાં ઉતર્યા કરશે આવા ભેદના જામાસ્પને **અપરઝાત જામાસ્પ** તરીકે ઓળખે છે. એમ જામાસ્પ બે જુદા હોય એમ લાગે છે. પણ ઉસુલમાં તો તે એકજ રૂવાન છે. દેજામાસ્પ ઉપર જોયું તેમ **હવોવ** કુટુંબના કુનીઅતના છે. અશો જરથુશ્ત્રે ઇજેલો દરૂન એવણને ખવડાવેલો હતો જેથી એવણમાં સાત કાળનું જ્ઞાન થયું હતું. જ્યોતીશશાસ્ત્ર તેમ અનેક શાસ્ત્રોમાં જગતના આ હજારામાં એવણની ઉપર કોઇ નથી. એવણે સાત કાળોમાં શું શું થશે તે નકલ કીધેલુ છે. આવા લખાણોને પિ અને ફ્રિ તરીકે કહેલા છે જે બેઉમાં અમુક અમુક ભેદોનો તફાવત રહેલો છે **જામસ્પી** નામની ચોપડી આજેબી હયાત છે. દીનના એકરાર વખતે તરીકાને અને તે તરીકાના મહાન નરોને યાદ કરે છે તેમાં

આ જામાસ્પનું નાંમ છે. એ નર રથેશ્તારબી હતા તેમ હુશીમ એટલે એટલે દરેક ચીજની હકીકત જાણુનારા અને તે હકીકતની તરીકતને પુગે તેવા હતા, એટલે દરેકને ફરમાન કરી શકે તેવા હતા. એવણે આવાં યઝતનો પેવંદ લઇને દેવયસ્નોની લડાઇમાં તે દેવોને રોકવા માટે મોટો ફાળો આપેલો હતો. ગાથામાં એવણુને જગતમાં ઉસ્તા પાંથરનાર તરીકે દેખાડેલા છે. એવણુ ગુશ્તાસ્પના વજીર હતા. એવણુને આગાહી કરવાની શકિત હતી-માટે એવણુને શાહ દરેક વખતે પુછીનેજ કામ કરતા હતા. અસફન્દયારની બાબદમાં એવણુનીજ સલાહ મનાઇ હતી. દેવયસ્નં સરદારોના મોટા યુદ્ધમાં એવણેજ અસફન્દયારને બંદમાંથી છોડવીને રણુમાં મોકલેલા હતાં. દીનનો શીખવનાર એ મહા ધુરનધર નર આજેબી ગુજર્યાં પછી કંગદઝમાં ગુજરનારાઓને શીખવી રહે છે. જામાસ્પને મુબેદાન મુબેદ તરીકેબી ઓળખે છે. જામાસ્પ શબ્દમાં જામ અને અસ્પ બે આકારો છે. જામ-દામ-ગામ શબ્દો કુલ પેદાશનું થવું તેઓના દરજજા-તબક્કા-મરતબાઓ અને કુલ જગતની આખરત-ટુંકમાં જગતના ભુત ભવિષ્યનો મેળ-ઉકેલ દેખાડે છે. અસ્પ તે જોમ અમલનું સફળ થવું દેખાડે છે. જગતમાં શું શું થશે-થઇ ગયું વીગેરે દરેક રજેરજના જાણુનાર અને તે વિષે બીજાને ગ્નાનો આપનાર-તે જાણુવાને માટેની જામે-જેહાનનુમા જેવી વિદ્યાને શીખવનાર અને બીજી અનેક વીદ્યાને શીખ-વનાર-તીરેહગીની વીદ્યાને અસ્પની તોરે પુરા પડનાર--એવા અર્થો એ જામાસ્પ શબ્દમાં છે.

નોંધ : ૮૨ અવા રઓશ્તર એ શબ્દમાં અવ-અર-ઓશ્તરના આકારો છે; અવ=તરફ; અર=લઇ જવું; ઓશ્તર=ઇલ્મ અમલ દીની શીક્ષણોની શકિત. દીનનો શીખવનાર દીનના શીક્ષણો તરફ લઇ જનાર. એ નર જામાસ્પની પછીનો હબુબ ખાનદાનનો ધારવામાં આવે છે. જામાસ્પથી લાયકાતમાં બીજે નંબરે હોય એમ લાગે છે.

(૧૦૪) હુબ્યઑથ્નહે[૮૬] ફ્રાષઑશ્ત્રયનહે[૮૭] અષઑનો[૮૮] ફ્રવષીમ્[૮૯] યજમઇદે;[૯૦] *ખ્રાદએનહે[૯૧] ફ્રાષઑશ્ત્રયનહે[૯૨] અષ-ઑનો[૯૩] ફ્રવષીમ્[૯૪] યજમઇદે;[૯૫] *હંધ્રહઉરૂષો[૯૬] જામાસ્પનહે[૯૭] અષઑનો[૯૮] ફ્રવષીમ્[૯૯] યજમઇદે;[૧૦૦] વર્ષ્નહે[૧] *હંધ્રહઉરૂષોઇશ[૨] અષઑનો[૩] ફ્રવષીમ્[૪] યજમઇદે;[૫] *વૉહુ-નૅમંઘ્રહો[૬] અવારઑ-શ્ત્રોઇશ[૭] અષઑનો[૮] ફ્રવષીમ્[૯] યજમઇદે;[૧૦] પઇતિશ્તાતેએ[૧૧] અઘનાંમ્ચ[૧૨] ખફ્નનાંમ્,[૧૩] અઘનાંમ્ચ[૧૪] દએસનાંમ્,[૧૫] અઘ-નાંમ્ચ[૧૬] અઑઇફ્રનાંમ્,[૧૭] અઘનાંમ્ચ[૧૮] પઇરિકનાંમ્.[૧૯]

(૧૦૪) ॥ ૫૫ ॥ ખુરશેદ રઝને લગતા[87] ॥ અશો[88] ॥ ખુરશેદ-ની[86] ॥ રૂવષિ સાથે[89] ॥ એકતાન થઈએ છીએ.[90] ॥ ૫૬ ॥ ખુરશેદ રઝને લગતા[92] ॥ અશો[93] ॥ ખાહએનની[91] ॥ રૂવષિ સાથે[94] ॥ એકતાન થઈએ છીએ.[95] ॥ ૫૭ ॥ જામાસ્પને લગતો[97] (કુનીઅતના) ॥ અશો[98] ॥ હુંઘહુ ઉરૂવંઘહુની[96] ॥ રૂવષિ સાથે[99] ॥ એકતાન થઈએ છીએ.[100] ॥ ૫૮ ॥ હુંઘહુ ઉરૂવંઘહુને લગતા[2] (કુનીઅતના) ॥ અશો[3] ॥ વરૂણની[1] ॥ રૂવષિ સાથે[4] ॥ એકતાન થઈએ છીએ.[5] ॥ ૫૯ ॥ તારીકી સાથે-બુરાઈઓ સાથે સંબંધ રાખનારી[12] ॥ ઉંઘની[13] ॥ તારીકી-બુરાઈઓવાળા[14] ॥ સ્વપનાઓની[15] ॥ અસરે-તારીકીના બુરા[16] ॥ ભુતચારાના દેખાવોની[17] ॥ અસરે-તારીકીવાળી[18] ॥ પરીના[19] ॥ હોમલા સામે ટકી શકતા[11] ॥ અશો[8] ॥ અવાર એરઝને લગતા[7] ॥ વોહુનેમંઘહુની[6] ॥ રૂવષિ સાથે[9] ॥ એકતાન થઈએ છીએ.[10] ॥

---

ફુ. ૧૦૪ : ૯૧ 'ખાહએન' ખા પોતાનું-પોતાવતપણાનું-હુજ રહિતનું-હુજને મારે તેવું અને બીજાને તેવી ગતી અપાવી શકે તેવું દએન = અંતકરણ-હુજ રહિતના પોતાવતે પુગેલા એટલે જડતાથી નીરાળા ચીસ્તીચઝત, દીન ચઝતને મળેલા માટે દીનને મળેલા-બીજાને જડતાથી નીરાળા કરાવે તેવા અંતકરણના. દએન જે અહુરમઝદી છે જે દાદારના હેમ અંતકરણમાંથી છે તેવી તે દીનને અંતકરણમાં રાખીને બીજા પાસે તેમ કરાવવાની તોફીક આપનાર અને તેમ કરાવવાની શકિત ધરાવનાર. ચીસ્તી ચઝતને અંતકરણમાં રાખવે જે અંતકરણ થાય તેને 'ખાહએન' કહે છે જેમાં અહૂ-દએન અને બઓદનો ભેદ રહે છે એટલે તેનું દએન અંદરની અને બહારની દુન્યાને જોઇ શકે-ત્રીકાળ જોઇ શકે તેવું હોય, જે અંતકરણમાંનો અહૂ સ્વભાવ ચઝતનો રહે છે જેને ચઝતની બઓદ આશીશો આપતી ગતી આસ્ન મીનો ખેરદ મહયાજ કરે છે, જે બઓદને તે નર બીજાને અરપણ કરી શકે છે.

ફુ. ૧૦૪ : ૯૬ હુંઘહુઉરવંઘહુ જામાસ્પ હકીમનો એક પુરો દીકરો હતો. ફારસીમાં એને ગરામી તરીકે ઓળખે છે. એને જામાસ્પને લગતો એટલે જામાસ્પની ખુબી પામેલો દીકરો કહયો છે. બાપના જેવોજ કહયો છે. પાકીથી તેનો ચયલો કહયો છે. એ શબ્દમાં હુંઘઉહર અને રવંઘહુ બે આકારો છે. હુંઘહર એટલે ખાવું પીવું જે હોમનું હોય જે ગુઝરતે રૂવાનોની ક્ષફનને તોડી વનપસીન તરફ લઈ જઈ શકે તેવું હોમનું પીણું-'રવંઘહ'=દીલની આઝાદગી અને તેથી આવતી રામેશની. હોમની ચઝરને કરી હોમ પી રૂવાનને

(ફુટનોટ ચાલુ).

(પાને ૧૪૪ ની ફુટનોટ ચાલુ).

પુલગુઝાર કરાવીને તનપસીન થવાની રામેશ્નીએ પુગાડનારઃ ઝરેહ વોઉરૂકશમાં ગોપતશાહની શકિત યઝશ્ને કરી હોમને તે ઝરેહમાં નાંખી તે ઝરેહની કુદરતને જગતને ચલાવવા મદદ કરી રહે છે તેનો હમકાર.

ફ. ૧૦૪ : ૧-૨ **વર્ષનહે હંઘઉરૂપોઇશ=હંઘહઉરવંઘહને** લગતો એટલે **હંઘહઉરવંઘહ**ની શકિતઓને જન્મ પછીથી દીક્ષા પામીને મેળવેલો **વર્ષનની.** વર્ષન શબ્દને જો **વરેશ્નંઘહ** (ધાતુ **વરેઝ**) કામ, કામ કરનાર ઉપરથી કામ કરનારો લઇએ તો એમ અર્થ થાય કે **હંઘહઉરવંઘહનું** કામ જે યસ્નથી જગતનું કલ્યાણ કરવાનું છે તેનું કામ કરનાર હમકાર. પણ જો **વર્ષની**=તોખ્મ નાખતો એમ અર્થ લઇએ તો પછી એમ અર્થ થાયઃ **હંઘહઉરવંઘહ**ના કામમાં મીનોઇ યસ્નના કામમાં તોખમ નાખતો એટલે વધારતો તે યસ્નમાં હમકાર થઇ એકના અનેક ફાયદા ઉભા કરતો. અહિંયા ઉપર જેમ જરથુસ્ત્રના ફરઝંદો માટે વપરાતા શબ્દો જરથુસ્ત્રને લગતા અને જરથુસ્ત્રના એમ બે શબ્દોનો ભેદ જોયો. તેમજ અહિંયા લેવું એટલે **વર્ષન**ને જન્મ પછીથી આગળ વધારીને **હંઘહઉરવંઘહ** બાપ જેવો-તેના જેવો; જગતની વૃદ્ધિ માટેનો યસ્ન કરનાર જેવો કીધેલો. રપીથ્વનની આફ્રીનમાં અરદેશર બાબેકાનની પહેલાં એનું નામ આવે છે.

ફ. ૧૦૪ : ૬ **વોહુનેમંઘહ અવારઓશ્ત્રોઇશિ=‘અવારઓશ્ત્ર’**ને લગતો **વોહુનેમંઘહ. અવારઓશ્ત્ર** નરના શબ્દમાં ઉસ્ત્ર કહેતા દીની ઇલ્મ અમલ તરફ લઇ જનારનો એટલે દીનના શીખવનારનો ભેદ જોયો. આવી ઉશ્ત્રની મહાન શકતીથી સજ થયલો વોહુનેમંઘહને ગણેલો છે. **વોહુ નેમંઘહ**ને પછીથી દીક્ષા આપીને બાપ જેવો કીધેલો. **વોહુ નેમંઘહ**માં **વોહુ** અને **નેમંઘહ**ના શબ્દો છે. **‘વોહુ’**માં બહમનના જેવી પરમાર્થી ગતીનો અર્થ છે. અને **નેમંઘહ** શબ્દમાં નેમાઝ-નમાનાપણું-નમ્રતાનો અર્થ છે. દીની ઈલ્મ અમલ અપાવીને પરમાર્થની નેમાઝ કરનારો પરગજુ નર જે બધા તરફ નમ્રતા બતાવે છે, બધાની નોકરી કરવા ઉસ્તવાર રહે છે તેવો નર. આ નરને **‘અઘમાંથ’** બુરો ઇલ્મ કે જેથી ગાફ્લ્યતની શેતાન્યતની ઉંઘ થાય છે, બુરા સ્વપ્ના આવે છે-બુરી અરવહીઓ દેખાય છે, તેવા ઇલ્મની વાસ્નામાંથી મુકિત આપનાર કહયો છે. જાદુગરોની જાદુગરી-જડવાદી મનશાની-જડવાદી વૃત્તી અને પ્રયોગોની જંજીરમાંથી આ મહાન નર જગતને છોડવીને ફ્રશો-ગર્દ તરફ લઇ જઈ રહે છે, કે જેમાં **‘અવાર ઓશ્ત્ર’**ની શકિત તેને ઘણી કામે લાગે છે. અવારઓશ્ત્રનો એ દીકરો અવાર ઓશ્તનની શકિતઓને પ્રાપ્ત કરી શકેલો છે માટે **નહે=લગતો** એવો અર્થ દેખાડનારો પ્રત્યય લગાડેલો છે. ઉપર જરથુશ્ત્રનો અને જરથુશ્ત્રને લગતો એવા પ્રત્યયની જે વ્યાખ્યા કીધી છે તે અહિંયાબી લેવી.

**(૧૦૫) †માંથ્રવાકહે[૨૦] સાઇમુઝોઇશ[૨૧] અએથ્રપતોઇશ[૨૨] †હમિદપતોઇશ[૨૩] અષઑનો[૨૪] ફ્રવષીમ્[૨૫] યજમઇદે.[૨૬] યો[૨૭] ફ્રએશતૅમ્[૨૮] †ઉસઘનાંમ્[૨૯] †ગાથ્રો-રયન્તાંમ્[૩૦] અષૅમઑઘનાંમ્[૩૧] અનષઑનાંમ્[૩૨] અનહુનાંમ્[૩૩] અરતુનાંમ્[૩૪] †સિમનાંમ્[૩૫] †અવસ્ચસ્તો-ફ્રવષિનાંમ્[૩૬] અચ-જઘ્નત્,[૩૭] પઇતિશ્તાતેએ[૩૮] અષવ[૩૯]-કરૅશતહે[૪૦] હ્અએષંઘ્નહે.[૪૧]**

(૧૦૫) સઇમુઝિને લગતા[૨૧] || ઇલ્મ અમલનો પતી-પ્રવિણ[૨૨] || આતશને મ્યઝદ પુગાડવામાં પુરવીણ-બોય દેવાના તાત્પર્યમાં પુરવીણ[૨૩] || અશો[૨૪] || ૬૦ || માંથ્રવકની[૨૦] || ફ્રવષિ સાથે[૨૫] || એકતાન થઇએ

---

ફ. ૧૦૫ : ૨૦ '**માંથ્રવક**'માં માંથ્ર અને વાક શબ્દો છે. **માંથ્ર**=માંથ્રોને **વાક**=**વચ** બોલનાર ભણનાર.

ફ. ૧૦૫ : ૨૩ **હમિદપત**=સમિદને સંસ્કૃતમાં આતશનું પોષણ કહે છે. આતશને પોષણ આપવામાં પુરવીણ. એટલે જગતમાં ઉભા કીધેલા આતશોને બોય દેવામાં પુરવીણ તેમ જગત ઉપરની રજેરજના આતશને ટેકવીને તે આતશને અખ્તી બાળવામાં મદદ કરનાર તરીકે તેમ બીજા આઝાદ રીતના ૧૬ આતશના કામમાં મદદ કરનાર હમકારોમાંનો પુરવીણ.

ફ. ૧૦૫ : ૨૯ **ઉસઘનાંમ**: એ શબ્દમાં **ઉસ** અને **અઘ** શબ્દો છે. **અઘ** એટલે અસરે-તારીકી, અધમ બુરાઈઓ, કુદરતની કાળી બાજુનું જોમ અને **ઉસ**=ઉભાવનાર. એ શબ્દને જો ઉષિ અને હદનો બનેલો ગણે તો **ઉષી** એટલે મીનોઇ અક્કલ શુદ્ધ બુદ્ધ અને હદ એટલે મારવું એટલે મીનોઇ શુદ્ધ બુધ્ધને મારનાર એવી અર્થ થાય.

ફ. ૧૦૫ : ૩૦ **ગાથ્રો-રયન્ત** આ શબ્દમાં ગાથ્રો અને રયન્ન બે આકારો છે. માંથ્રો=ગાથાના ભણતરો, ગાઇને ભણવાના અવસ્તાના ભણતરો. **રયન્ત** શબ્દ **રી**=અપવિત્ર કરવું; રિથ ખાલી કરવું ઉપરથી છે. ગાથાના ભણતરોને અપવિત્ર કરનાર-ગાથાના ભણતરોની અસરને ખાલી કરનાર તોડનાર. ગાથાનાં ભણતરો માનવ ભણે છે તેમ સરોશ યઝતબી ભણે છે. સરોશ યઝતના ગાથાના ભણતરમાં જીરમો વર્ણોને નબા-નજદીશ્ત વર્ણ તરફ લઇ જવાનો ભેદ રહયો છે એટલે વર્ણોને મુળ વર્ણના કરવાનો ભેદ રહયો છે એટલે ફ્રશો-ગર્દ લાવવાનો ભેદ રહયો છે. અવસ્તાના ભણતરોની અનેક ખુબીમાં આ એક ખુબીબી છે તે નોંધવું. આવાં કામમાં ખલલ કરનારને **ગાથ્રોરયન્ત** કહે છે.

ફ. ૧૦૫ : ૩૫ **સિમ** એટલે ભયંકર અને સિમ એટલે જાુસરી-ભયંકર ગતીના, બીજાને તાબે કરે તેવા.

છીએ.[૨૯] ‖ જે[૨૭] ( માંથ્રવક નીચે કહયા છે તેવા અતી બુરા આશમોઘોને મારી સુધારતો હતો–તે આશમોઘો એવા રહે છેઃ- ) ‖ અસરે–તારીકીને અધમ બુરાઓને-કુદરતની બુરી શકતીઓને ઉભાવનાર–જોર આપનાર–કુદરતની બુરી બાજુને મદદ કરનાર, ઉષી બશ્રી અકકલ મીનોઇ શતી માનવમાં રહી શકે તેવી અકકલ મીનોઇ શુધ્ધ બુધ્ધનો નાશ કરનાર-માંના,[૨૯] ‖ ગાથાના ભણતરોને અને બીજા ગાઇને ભણવાના અવસ્તાના ભણતરોની ખુબીને નીરમુળ કરનાર–અપવિત્રાઇ ઉભી કરી હવામાં બુરાઇ જમાવીને માંથ્રોના ભણતરોની ગતીને રદ કરનારાઓમાંનાં,[૩૦] ‖ અશોઇ રહિતના અશોઇથી દુર રહેતા–અશોઇ તરફ નહિ જવા માંગતામાંના[૩૨] ‖ દાદારની અહુગીરીનો અનાદર કરનારાઓમાંના,[૩૩] ‖ દાદારની યઝતોની રતુગીરીનો અનાદર કરનારાઓમાંના,[૩૪] ‖ ભયંકર ગતીના–બીહવડાવી બુસડીમાં નાંખનારાઓ–તાબે કરનારાઓ વસીકરણ કરનારાઓમાંના,[૩૫] ‖ પોતાને લગતી ફ્રવષિની ગતી એટલે પોતાના રૂવાન માટેના મહા ડહાપણનો ચુરો કરીને દુર ફેંકી રહેલા–એમ ફ્રવષિને છીન્ન ભીન્ન કરનાર એટલે વ્યકિતમાં મીનોઇ આસ્ન ડહાપણ રહે છે જેથી વ્યકિત ગમે તેવા ગુનાહ છતાં એક દીવસ તે મીનોઇ ડહાપણ ખીલવીને પોતાનો ફ્રશો–ગર્દ કરશેજ તેવા ડહાપણનો સદંતર નાશ કરનાર એટલે પોતાના ફ્રશો–ગર્દનો મુકિતએ પુગવાના સાધનનો નાશ કરનાર માટે પોતે નાશનેપાત્ર થયલામાંના[૩૬] ‖ (બુરા આશમોઘામાંના) પહેલે નંબરે આવતા એટલે સર્વથી જબુન[૨૮] ‖ આશમોઘોની[૩૧] (તેવા આશમોઘો તરફથી આવતી) ‖ અશવનો[૩૯] ‖ માટે ઉભી કીધેલી[૪૦] ‖ વ્યાધીઓ આફતો–નડતરોની[૪૧] ‖ સામે થઇને[૩૮] ‖ (તેઓને) મારતો હતો.[૩૭] ‖

**નોંધ : ૩૬ અવસ્ચસ્તો ફ્રવષિનાંમ.** અવસ્ચસ્તો શબ્દમાં અવ+સ્ચદ+ત આટલા આકારો છે. અવ=દુર અને સ્ચ–સ્ચિન્દ=તોડેલા–છીન્ન ભીન્ન કીધેલા 'ત' એક પ્રત્યય ક્રીયાપદ ઉપરથી વિશેષણ થવા માટેનો છે. ફ્રવષિને છીન્ન ભીન્ન કરનાર, એવો અર્થ છે. ફ્રોહરથી માનવમાં કે કોઇગી વ્યકતીમાં જીવ છે, જોરાને જાન છે, ભલી મનશની છે, માનવના ગુણો છે, એક દીન તેની મુકિત થઇ શકે એવી આવશ્યકતા છે. તે બધી મંદ રહેલી ગતી જે ફ્રશો–ગર્દ કરવા અવશ્યની છે તે બધીને તોડનાર–એટલે પોતામાંની તેવા ફ્રશો–ગર્દ લાવવા માટેના સાધનોનો નાશ કરનાર પોતે તેટલા માટે નાશને પાત્ર ઠડે છે તેવા નાશને પાત્રવાળા. માનવ કે કોઇબી વ્યકિતની તનોમંદ હાલત તેના ફ્રોહરને લીધેજ છે. જો તે વ્યકિતનું ફ્રોહર જે તે વ્યકિત ગુનેહગાર દુન્યવી હોય તો તેની અઇપિમાં રહે છે તે

ફ્રવષિ તે અર્દાપિમાંથી નીકળી જાય તો તે વ્યકિતની કેહપંની અને તનોમંદ હયાતી બધી તુટી જાય. વ્યકિતમાં આ ફ્રોહર છે તેથી તો તેનામાં કેહર્પો છે–અઝદ છે–અઝદમાં જાનને ચલાવવાની પ્રયોગશાળા નામે વાષીએ પંઆસદાર છે અને તે બધી જીવાડનારી ગવની ગતીથી તેના અનુના વોહુનમાંથી ગમે તેવી તેની ગુનેહગારી છતાંબી દીવસમાં ૨૪ કલાકમાંના એક સેકંડ જેટલા વખતમાંબી સચ્ચાઇની પ્રસંશા થઇ રહે છે–નેકી કરવાનો–પરમાર્થ કરવાનો–નામ મેળવવાનો ખ્યાલ આવી રહે છે એટલે અશોઇની સુંદરતા તરફ ખેંચાઇ શકે છે અને કોઇ એક સાહેબ છે એમ માન્યતા તેમાં રહી શકે છે. એટલે મહેરનું કંઇક અજવાળું તેના ગમે તેવા તનમાં દીવસના ૨૪ કલાકમાંના એક સેકંડમાંબી પ્રગટ થયા કરે છે અને તેથી તે વ્યકિત કુદરતની ઉપર શુક્ર ગુજારી કર્યા કરે છે. ફ્રવષિને લીધે તો તે વ્યકિતમાં તેના અનેક દુરગુણો છતાં અને તે દુરગુણોની કેરદારો છતાં એવા ગુણો મંદ રહેલા હોય છે કે જેઓની ખીલવણીથી તે દુર-ગુણોની કેરદાર ભલાઇમાં ફેરવાઇને તેની મુકિત એક દીન થશેજ એવી આવશ્યકતા રહે છે. જો આવી આવશ્યકતાને જે કોઇ વ્યકિત-માંથી કાઢી નાખે તો પછી તે વ્યકિત હંમેશના નાશનેપાત્રની થાય એટલે તેનો ફ્રશો–ગર્દ થાયજ નહી. એવી બુરી વ્યકતીઓ પેગામ્બર સાહેબની આગળના જમાનમાં હતી કે જે વખતે દસ એબોએ તેઓનો કબજો લીધો હતો. આજે તેવી વ્યકિતઓ હયાત નથી. આજે કોઇ ગમે તેવો બુરો હશે પણ તેનામાં બહુ બહુ તો નવ એબોજ હોય. આવી અધમ બુરી વ્યકિતને **અવસ્ચસ્તો ફ્રવષિનાંમ** કરીને કહે છે. આવી વ્યકતીને ત્યારે ફ્રોહર ઉપર કંઇબી હક રહેતોજ નથી કેમકે તે રૂવાનની અત્યંત પશેમાંનીમાંથી તો ફ્રવષિ થયલી. પણ જો તે રૂવાન તે ફ્રવષિનો એટલે પોતાની પશેમાનીથી મળેલી શકિતનો ઇન્કાર કરે તો તે રૂવાનને તે ફ્રવષિ ઉપર હક રહેજ નહિ જેથી તે ફ્રવષિને તેની પાસેથી લઇ લેવામાં આવે એટલે તેનો નાશ થઇ રહે. ત્યારે જે વ્યકિતમાં ફ્રવષિની આવી ગતીબી છીન્ન ભીન્ન થયલી હોય, જે પોતાના જીવનની અગત્યતાને તુચ્છકારતો હોય, દાદાર દીન–યઝત દરેકને તુચ્છકારતો હોય માટે દાદાર તરફની તાબેદારીનો એક કતરોબી રાખતો નહિ હોય, જેણે તેવી ખેરદને સદંતર છીન્ન ભીન્ન કીધી હોય તે નર **અવસ્ચસ્તો ફ્રવષિનાંમ**નો કહેવાય છે; એટલે ફ્રવષિ જે મીનોઇ અકકલને ઉભી કરનાર **આસ્ન** ડહાપણ છે જેથી તેનામાં અમુક ગુણો ફ્રશો–ગર્દ કરાવે તેવા રહેલા છે તેવી આસ્નને છીન્ન ભીન્ન કરનાર તરીકે કહે છે. આવી

બ્યક્તિમાંથી તે ફ્રવષિને તે જીવનની ગતીને ખુચવી લેવામાં આવે છે. ફ્રવ-ષિની એવી ખુચવી લેવાની ગતીને સજાવાર થયલાને અવસ્ચસ્તો ફ્રવષિ કહે છે. આની સમજ આગળ ફીલસુફીમાં આપી છે અને બીજી સમજ નીકીજ પહેલાં વોલ્યુમમાં પાને ૩૬૬–૩૬૭–૩૯૨–૩૯૪ ઉપર આપી છે.

(૧૦૬) *અષસ્તવો[૪૨] મઇદ્દયોઇ-માઓંઘ્રહોઇશ[૪૩] અષ-ઑનો[૪૪] ફ્રવષીમ[૪૫] યજમઇદે;[૪૬] *અવરૅથ્રબંધ્રહો[૪૭] *રાશ્તરૅ-વહૅન્તોઈશ[૪૮] અષઑનો[૪૯] ફ્રવષીમ[૫૦] યજમઇદે;[૫૧] *બૂદ્રહે[૫૨] દાજઆસ્પોઇશ[૫૩] અષઑનો[૫૪] ફ્રવષીમ[૫૫] યજમઇદે;[૫૬] *જબ-ઉર્વંતો[૫૭] અષઑનો[૫૮] ફ્રવષીમ[૫૯] યજમઇદે;[૬૦] *કરૂસ્નહે[૬૧] જબઉર્વંઇથિનહે[૬૨] અષઑનો[૬૩] ફ્રવષીમ[૬૪] યજમઇદે,[૬૫] તખ્મહે[૬૬] તનુ-માંથ્રહે[૬૭] દરૂષિ-દ્રઑશ[૬૮] આહૂઇરૂયેહે.[૬૯]

---

ફ. ૧૦૬ : ૪૨ **અષસ્તવો**=અષ+સ્તવંઘહ: અષ=અશોઇ અને સ્તવંઘહ લંબાઈ-અશોઇ જેટલી લંબાઇ રાખનાર-અશોઇમાં ગેરબંદોબસ્તીને ખમવાની શકિત છે જે શકિત લંબાયાજ કરે છે એટલે કદીબી ખુટે તેવી નથી. એમ ત્યારે અશોઈની લંબાઇમાં અત્યંત ધીરજ અને બરદાશ્ત અને નેકી રહી છે, એવી શકિત રાખનાર નર એમ અર્થ થાય.

ફ. ૧૦૬ : ૪૭ **અવરેથ્રબંધ** : અવ+ર+થ્ર+બંધ; **‘અવ’**=હલાકી; ર-મારફ્રત; થ્ર-થ્રિ ત્રણ; બંધ=કેફી વસ્તુ ભાંગ ગાંજો-કેફનો દેવ. કેફના દેવની ત્રગડી કામ-ક્રોધ-મોહની બદીઓનો નાશ કરનાર-તે બદીઓના કેહપોંને નીરમુળ કરનાર.

ફ. ૧૦૬ : ૪૮ **રાશ્તરે-વહેન્તો:** રાશ્ત-રાઝ=પ્રકાશવું-ગોઠવવું ઉપરથી **રાશ્તી+વહેન્તો:** વદ=લઇ જવું પરણવું; સત્યસંગ રાખીને ફેલાવતો એમ અર્થ થઇ શકે.

ફ. ૧૦૬ : ૫૨ **‘બૂદ્ર’** : બુદ=જાણવું-સાવધ થવું ઉપરથી બુદ્ર=બેદાર રાખનાર; વાસ્ના-સુધંધ (નો પાંથરનાર)-માણસની જડ કાયાની ફરામોશીની સામે સાવધ રહેવાની તોફીક આપનાર.

ફ. ૧૦૬ : ૫૭ **જબઉર્વંતો** : જબ-જબા=મદદે બોલાવવું-આરાધવું+ઉર્વંતો=ઉરૂ થયલો-વધેલો-પહોળો-મદદે પુગવામાં સાવધ; હરહંમેશ બીજાને મદદ કરવા માટે સાવધ રહેલો-હરહંમેશની યઓઝદાથ્ર ગતીવાળો આલાત થયલો.

ફ. ૧૦૬ : ૬૧ **કરસ્નહે=‘કરેસ’** દુબલુ થવું-પતાલું થવું ઉપરથી દુબલુ કરનાર-પાતળું કરનાર એટલે બદીઓને સંકોચાવનાર-અઝીનો અસરે-તારીકીનો નાશ કરનાર.

(૧૦૬) ॥ ૬૧ ॥ મઝદયો માહને લગતા[43] ॥ અશો[44] ॥ અપરતુની[42] ॥ ફ્રવષિ સાથે[45] ॥ એકતાન થઇએ છીએ.[46] ॥ ૬૨ ॥ રાશ્તરે-વદેન્તને લગતી[48] ॥ અશો[49] ॥ અવરેથ બંધની[47] ॥ ફ્રવષિ સાથે[50] ॥ એકતાન થઇએ છીએ.[51] ॥ ૬૩ ॥ દાઝઆરપને લગતા[53] ॥ અશો[54] ॥ બુદ્રની[52] ॥ ફ્રવષિ સાથે[55] ॥ એકતાન થઇએ છીએ[56] ॥ ૬૪ ॥ અશો[58] ॥ ઝબઉર્વતની[57] ॥ ફ્રવષિ સાથે[59] ॥ એકતાન થઇએ છીએ.[60] ॥ ૬૫ ॥ ઝબ-ઉર્વતને લગતા[62] ॥ અશો [63] ॥ કરસ્નની[61] ॥ ફ્રવષિ સાથે[64] ॥ એકતાન થઇએ છીએ,[65] ॥ (જે કરસ્ન) ॥ જોરાવર સહમઉલ સહમ,[66] ॥ માંથ્રના તનનો–તનમાંની ગવની ગતીએ માંથ્રનો ઇલ્લાકો તનમાં રાખેલો હતો તેવો,[67] ॥ હદ–ઇન્સાફથી સરોશની માફક મીનો સત્તા રાખીને મારનારો–ભાલો રાખનારો,[68] ॥ અહુરાને લગતો[69] (દાદારની ખુદાઇનો નમુનો હતો.) ॥

(૧૦૭) યેંઘ્રહે[70] ન્માને[71] અષિશ વંઘ્રઉહિ[72] સ્રીર[73] ખ્ષોઇથ્નિ[74] ફ્રચરએત,[75] કઇનીનો[76] કેહ્રપં[77] સ્રીરયાઓ[78] અશ–અમયાઓ[79] હુરઓદયાઓ,[80] ઉસ્કાત[81] યાસ્તયાઓ[82] ઍરૅજવઇથ્યો[83] રએવત[84] ચિથ્રૅમ[85] આઝાતયાઓ.[86] યો[87] અજગતો[88] અરૅજયાઓ[89] હુવએઇબ્ય[90] બાજુબ્ય,[91] તનુયે[92] રવો[93] અએષિશ્તો;[94] યો[95] અજગતો[96] અરૅજયાઓ[97] હુવ-એઇબ્ય[98] બાજુબ્ય,[99] હમૅરૅથૅમ[100] પઇતિ[1] યૂઇદિશ્તો.[2]

(૧૦૭) જે[70] (કરસ્ન)ના ॥ ઘરમાં[71] ॥ અષીશવંઘહુ[72] ॥ અતી દીલપઝીર દાદાર તરફ ખેંચનારી સોહામણી[73] ॥ પ્રકાશીત રઇયોમંદ ગતીનો ઇલ્મ અમલ અને રોશનીનો પ્રકાશ કાઢતી[74] ॥ દાદાર તરફ ખેંચનાર–અતી દીલપઝીર અતી ખુબસુરત કેહર્પોને લગતી–તેવા કેહર્પોને પોતા તરફ આકર્ષેલા રાખતી અતી સુશોભીત[78] ॥ પુરતી જોઇએ તેવી હિમ્મતવાળી[79] (તેણીની ખુબસુરતીને લુટવા આવનારને મારે તેવી) ॥ અહૂની જાતનો દેખાવ રાખતી અહૂ જેવી સુબસુરતીનો પ્રભાવ દેખા-ડતી[80] ॥ ઉંચાઇના એટલે મર્યાદા જાળવનારી રીતે[81] ॥ કપડાં પહેરી સજ થયલી[82] ॥ નીખાલેસી દેખાડનારી આરમઇતીની શાનવાળી પરમ સાચ્ચી પુર્ણ મનસ્નીવાળી[83] ॥ રયોમંદ પુર્ણ ચળકાટથી ભરેલી[84] ॥ જાહેર દેખાવવાળી[85] ॥ આઝાદ બુન્યાદ તોખ્મની એટલે દએવીક ગતી રહીતની પુર્ણ બઓદીક ગતીની[86] ॥ કન્યા કુમારીનું[76] ॥ કેહપ[77] (ધારણ કરી) ॥

દાખલ થઇ ફરી રહી હતી;[૮૫] ‖ જે[૮૬] (કરશ્ન) ‖ તનુ માટે-તનોમંદ હયાતી માટે[૯૨] (કુલ જગત માટે) ‖ રવંધહ=નીખાલેશી દીલ કુશાદગીનું સુખ[૯૩] ‖ ઇચ્છતો[૯૪] (જગતમાંથી દુખ જાય સુખ આવે એમ ઇચ્છી રહેતો) ‖ પોતાવતપણાના એટલે દુજથી સ્વતંત્ર થયલા એટલે પોતાની ચીજ જે રૂવાન છે તે રૂવાનને માટેના[૯૦] ‖ બાજુ બળથી[૯૧] (રૂવાનની ફતેહ થવાના બળથી) ‖ લડાઇને લગતાના લડાઇ માટેના[૮૯] (મેદાનમાં) ‖ તત્પર-ધસવા તૈયાર[૮૮] (રહેતો હતો); ‖ જે[૯૫] (કરશ્ન તેટલા માટે) ‖ પોતાના[૯૬] (પોતાવતપણે પુગેલા) ‖ બાજુબળથી[૯૯] (દુજને મારી દુજથી સ્વતંત્ર રહેવાના બાહુબળથી) ‖ હમનઅદ[૧૦૦] (દુજના દુશ્મનો બુરાઇઓ) ‖ સામે[૧] ‖ લડાઇ કરી રહેવાના[૯૭] (મેદાનમાં) ‖ તત્પર થઇ[૯૮] ‖ લડતો[૨] (હતો). ‖

(૧૦૮) *વીરાસ્પહે[૩] કરૂસ્નયનહે[૪] અષઑનો[૫] ફ્રવષીમ[૬] યજમઇદે;[૭] *આજાતહે[૮] કરૂસ્નયનહે[૯] અષઑનો[૧૦] ફ્રવષીમ[૧૧] યજમઇદે;[૧૨] *ફ્રાયઑદહે[૧૩] કરૂસ્નયનહે[૧૪] અષઑનો[૧૫] ફ્રવષીમ[૧૬] યજમઇદે;[૧૭] વંઘ્રહેઉશ[૧૮] *અરૂચ્યેહે[૧૯] અષઑનો[૨૦] ફ્રવષીમ[૨૧] યજમઇદે;[૨૨] અરૂચ્યેહે[૨૩] વ્યાખનહે[૨૪] યાસ્કૅરસ્તૅમહે[૨૫] મજદયસ્નનાંમ.[૨૬] *દારયત્-રથહે[૨૭] અષઑનો[૨૮] ફ્રવષીમ[૨૯] યજમઇદે;[૩૦] *ફ્રાયત્-રથહે[૩૧] અષઑનો[૩૨] ફ્રવષીમ[૩૩] યજમઇદે;[૩૪] *સ્કારયત્-રથહે[૩૫] અષઑનો[૩૬] ફ્રવષીમ[૩૭] યજમઇદે.[૩૮]

---

ફ. ૧૦૮ : ૩ **વીરાસ્પમાં 'વીર'** અને **'અસ્પ'** શબ્દો છે. વીરની શકિત અભય રહે છે-તેને ભય જેવું લાગતુંજ નથી. તેનામાં નેક મનશની ગવશની-કુનશની રહે છે તેનામાં **આસ્ન** મીનોઇ ડહાપણની ખેરદ અને હોંશ એટલે તાત્કાળીક સમય ઉપર તાત્તકાળીક કામ રાદ રીતે કરવાની સચેતી રહે છે. આવી વીરની ગતીને **અસ્પનું** જોમ આપનાર-ચાહે ત્યારે વધારે દોડાવીને રાદી કામોને સરંજામ ઉતારનાર.

ફ. ૧૦૮ : ૮ **આઝાત**=એટલે બુલન્દ આઝાદ નેઝાદ ગોહર બુન ઓકાદવાળો.

ફ. ૧૦૮ : ૧૩ **ફ્રાયઓદ : ફ્રાઈતિ** વૃદ્ધિનું આયળ વધવું-**આપ**=ચલન જે દીનનું છે તેનું આગળ વધવું-**ફ્રાઈદિ**=વધારો-વૃદ્ધિ ઉપરથી દીનને આગળ ચલાવનાર.

(ફુટનોટ ચાલુ).

(૧૦૮) ૬૬ ‖ કરશ્નને લગતા[4] ‖ અશો[5] ‖ વીરાસ્પની[3] ‖ ફ્રવષિ સાથે[1] ‖ એકતાન થઇએ છીએ[7] ‖ ૬૭ ‖ કરશ્નને લગતા[9] ‖ અશો[10] ‖ આઝાતની[8] ‖ ફ્રવષિ સાથે[11] ‖ એકતાન થઇએ છીએ[12] ‖ ૬૮ ‖ કરશ્નને લગતા[14] ‖ અશો[15] ‖ ફ્રા યઓદની[13] ‖ ફ્રવષિ સાથે[16] ‖ એકતાન થઇએ છીએ[17] ‖ ૬૯ ‖ ભલા[18] ‖ અશો[20] ‖ અરષ્યની[19] ‖ ફ્રવષિ સાથે[21] ‖ એકતાન થઇએ છીએ[22] ‖ મઝદયસ્નાનોમાં[25] ‖ ઘણોજ ચાલાક[25] ‖ અનજુમનનો સરદાર[24] ‖ અરષ્ય[23] (હતો તે)ની ‖ ફ્રવષિ સાથે[21] ‖ એકતાન થઇએ છીએ[22] ‖ ૭૦ ‖ અશો[28] ‖ દારયત રથની[27] ‖ ફ્રવષિ સાથે[29] ‖ એકતાન થઇએ છીએ.[30] ‖ ૭૧ ‖ અશો[32] ‖ ફ્રાયત રથની[31] ‖ ફ્રવષિ સાથે[33] ‖ એકતાન થઇએ છીએ[34] ‖ ૭૨ ‖ અશો[36] સ્કારયત રથની[35] ‖ ફ્રવષિ સાથે[37] ‖ એકતાન થઇએ છીએ.[38] ‖

---

(પાને ૧૫૧ ની ફુટનોટ ચાલુ).

ફ. ૧૦૮ : ૧૯ **અરષ્ય**=અર્શ–એરેઝ સાચ્ચું–સચ્ચાઇવાળાળો–સચ્ચાઇને લગતો કુદરતની રાદ નેઆમતોમાંનો એક.

ફ. ૧૦૮: ૨૭ **દારયત રથ** : '**રથ**'=લડાઇની ગાડી અથવા મહેર યઝતના વહાણ તરીકે લેવાનું છે. મહેર યઝતનું વહાણ તે આ નીસ્તીની સૃષ્ટી અને તેમાંની ઉત્તમ સરે જમીન અર્યનએમ વએજ છે. આવી રથનો **દારયત**–દારન ટેકો તે એરેઝોઇશખા છે. આ એરેઝોશ ઉપર મહેર યઝત મવકકલ છે. મહેરયઝતના તેવા–સૃષ્ટીને ટેકવવાના કામમાં હમકાર થયલા તે મહાન હાવીશ્તને તેવા નામથી એટલે દારયત–રથ તરીકે ઓળખે છે.

ફ. ૧૦૮ : ૩૧ **ફ્રાયત-રથ** : આબી જરથુશ્ત્રના મહાન હાવીશ્તનું નામ છે. **ફ્રાયત** મુકરર કીધેલું–દરેઘો ખદાતના મુકરર કીધેલા અઇયામમાં તે રથને તે જગતને ચલાવનાર મહેર યઝતજ છે જે મહેરયઝતને તેવણના તેવા કામમાં હમકાર તરીકે થનાર આ મહાન હાવીશ્ત છે. **મતા** જમાન જમીન ઉપર થતા કામનો હમકાર આ નર છે.

ફ. ૧૦૮ : ૩૫ **સ્કારયત રથ** : એવણુબી જરથુશ્ત્રના મહાન ચેલા છે. **સ્કારયત** એટલે **સ્કર** સ્કુની માફક દવ્વાર કરવો. આ જગતના ભ્રચક ઉપર અને ખુદ તે જગત જે દવ્વાર અને ટોરાન કરી રહે છે તેમાં તેઓને મહેર યઝતની પનાહ છે. મહેરની શકિતથીજ બ્રહ્માંડો અને જગતને ફરવાનો સ્કેરેનીયાવનો પ્રભાવ છે. મહેરના આવા મહાન કામમાં હમકાર આ નર છે. કેવા મોટા જરથુશ્ત્રના હાવીશ્તો છે કે જેઓનો ખ્યાલબી આવી શકતો નથી. તેઓ નબા–નજદીશ્ત દરજ્જાના એટલે યઝતોની ફુટીએ પુગેલા નાના યઝતો છે.

(૧૦૯) ‡અર્ષવતો[39] અષઓનો[40] ફ્રવષીમ્[41] યજમઇદે;[42] ‡વ્યર્ષવતો[43] અષઓનો[44] ફ્રવષીમ્[45] યજમઇદે;[46] ‡પઇત્યર્ષવતો[47] અષઓનો[48] ફ્રવષીમ્[49] યજમઇદે;[50] ‡અમ્રઓશ[51] અષઓનો[52] ફ્રવષીમ્[53] યજમઇદે;[54] ‡ચમ્રઓશ[55] અષઓનો[56] ફ્રવષીમ્[57] યજમઇદે;[58] ‡દ્રાથહે[59] અષઓનો[60] ફ્રવષીમ્[61] યજમઇદે;[62] ‡પઇતિ-દ્રાથહે[63] અષઓનો[64] ફ્રવષીમ્[65] યજમઇદે;[66] ‡પઇતિ-વંધ્રહે[67] અષઓનો[68] ફ્રવષીમ્[69] યજમઇદે;[70] ‡ફ્રષાવક્ષહે[71] અષઓનો[72] ફ્રવષીમ્[73] યજમઇદે;[74] ‡નેમો-વંધ્રહેઉશ[75] વઓદયંધ્રહે[76] અષઓનો[77] ફ્રવષીમ્[78] યજમઇદે.[79]

---

ફ. ૧૦૯: ૩૯ **અર્ષવતઃ** અર્ષ=સચ્ચાઇ+'વત'=સંબંધ દેખાડતો પ્રત્યય છે. સચ્ચાઈ જેવો સચ્ચાઇનો જન્મ આપનાર-સચ્ચાઇનો અવતાર-સચ્ચાઇની ખાસીઅત દેખાડનારૂં પરિણામ-એવા અર્થ થાય ટુંકમાં **સચ્ચાઈની પ્રતીમા**.

ફ. ૧૦૯ : ૪૩ **વ્યર્ષવત**=વ્ય+અર્ષ+વત; વ્ય-વી ચાહવું-ચાહવા માટે ચલીત થવુ-સીકકો ચલાવવો. સચ્ચાઇની પ્રતીમાનો સચ્ચાઇના નરોથી થયલા નેકીના કેહપેંનો સીકકો ચલાવવા-સત્યને સાક્ષાત રીતે ચલાવનાર.

ફ. ૧૦૯ : ૪૭ **પઇત્યર્ષવત=પઇતિ-અર્ષ-વત** : પઇતિ=અવેજ સાહેબી : સચ્ચાઇની પ્રતીમાનો અવેજ બદલો આપનાર-સચ્ચાઇની પ્રતિમાની સાહેબી ઇલાકો ચલાવનાર.

ફ. ૧૦૯ : ૫૧ **અમરૂ** : અમરૂ નામની એક શકિત છે જેને પક્ષીના કેહર્પ તરીકેની ઓળખાવી છે. નીસ્તી ગેતી માટે જે કંઇ બીજો પછી માનવનો હોય કે ધાન્યના ખાધ-ખોરાકના કશાનાબી હોય તે બધા ચીશ્રો મુળબી હસ્તીમાંથી ઉતરીને નીસ્તીના ઝરેહ વોઉરૂકશમાં એકઠા થાય છે-નીસ્તીમાં તેઓને એકઠા કરીને નેગાહબાન કરનાર શકિત તે અમરૂ છે આવી શકિતની ગતીએ પુગી તેના હમકાર તરીકે થનાર આ નર હતા માટે તેને તે શકિતનું નામ આપેલું છે.

ફ. ૧૦૯ : ૫૫ **'ચમરૂ'** આબી શકિતનું નામ છે જે આગળ કહેલી અમરૂની સાથેજ કામ કરે છે-ઉપર કહેલા બધા ચીશ્રોને વર્ણો પ્રમાણે-વહેંચીને તેઓની મુકરર કીધેલી જગામાં એટલે ઝરેહ ફ્રાકર્દમાંની તેઓની મુકરર કીધેલી જગામાં મુકનાર આ શકિત છે. આ શકિત સાથે હમકાર થઇને તેના કામમાં મદદ કરનાર આ નરને તેજ પક્ષીનું નામ આપેલું છે. મીનો ખેરદમાં કહે છે કે **આદબીશ** એટલે **વને જવીતબીશ**-

(ફુટનોટ ચાલુ).

(૧૦૯) ૭૩ ॥ અશો[40] ॥ અર્ષવતની[39] ॥ ફ્રવષિ સાથે[41] ॥ એકતાન થઇએ છીએ.[42] ॥ ૭૪ ॥ અશો[44] ॥ વ્યર્ષવતની[43] ॥ ફ્રવષિ સાથે[45] ॥ એકતાન થઇએ છીએ[46] ॥ ૭૫ ॥ અશો[48] ॥ પઇત્યર્ષવતની[47] (પઇતિ-અર્ષવતની) ॥ ફ્રવષિ સાથે[49] ॥ એકતાન થઇએ છીએ.[50] ॥ ૭૬ ॥ અશો[52] ॥ અમરૂની[51] ॥ ફ્રવષિ સાથે[53] ॥ એકતાન થઇએ છીએ.[54] ॥ ૭૭ ॥ અશો[56] ॥ ચમરૂની[55] ॥ ફ્રવષિ સાથે[57] ॥ એકતાન

---

(પાને ૧૫૩ ની ફુટનોટ ચાલુ).

જીંદગીના હસ્તાનનો પ્રાણવાયુ આપનાર ઝાડ ઉપર ચમરૂ પક્ષી બેસે છે ત્યારે તેના બેસવાથી સેંકડો નાની દાખલીઓ ભાંગી જાય છે અને તેના બીયાં ખરી પડે છે અને પછી જેવું તે પક્ષી તે ઝાડ ઉપરથી ઉડી જાય છે કે બીજી હજારો દાંખળીઓ ઉગે છે એમ પેલી ખરી પડેલાની ખોટ પુરી કરે છે. ચમરૂ પક્ષીબી પાડોશમાં રહે છે જે પક્ષી પેલા ખરી પડેલાં બીયાં અને ડાંખળીઓને ઉંચકીને જ્યાં તેશ્તર આપ રેડે છે ત્યાં લઈ જાય છે અને પછી તે બીયાં જમીન ઉપર પડે છે. આવા ટુંક અલંકારીક લખાણમાં ચીઝો કઈ રીતે ઝરેહોમાં રહીને તનોમંદ ઘાટ લે છે અને તેમાં આ ચમરૂ અને અમરૂના પક્ષીરૂપ કેહપોર્ શું ભાગ લે છે તે સમજાવી દીધેલું છે. નીસ્તીની કુદરતના આવા મહાન કામે પુગેલા આ મોટા નરો જરથુસ્ત્રના હાવીશ્તો હતા. એવીજ રીતે ઉપર કહેલાં **રાશ્તરે વેહેન્ત, બુધ્ધ** વીગેરે નરો કુદરતે પુગીને કુદરતનું કામ કરનારા હતા.

ફ. ૧૦૯ : ૫૯ **દ્રાથ**=દરાઝ-દર=ટેકવી રાખવું-મજબુટ બાંધવું; ટેકવી રાખનાર-મજબુટ બાંધનાર-દીનના ચલનને ટેકવનાર-દીન ઇમાનને મજબુટ કરનાર.

ફ. ૧૦૯ : ૬૩ **'પઇતિદ્રાથ'**: પઇતિ=અવેજ. દીન ઉપરના એતેકાદ માટેનો અવેજ બદલો કરાવી આપનાર.

ફ. ૧૦૯ : ૬૭ **'પઈતિ-વંઘહુ'** : **પઇતિ**=અવેજ; દીનના ભેદોમાંના **'વંઘહુ'**ની ખાલેસી ભલાઇનો અવેજ-બદલો અપાવનાર.

ફ. ૧૦૯ : ૭૧ **ફ્રષાવક્ષ** : **ફ્રશ+વક્ષ્ય** : **ફ્રશ**=તાઝેગી-ફ્રશોગર્દની સ્થિતી -દુખ પાપ રહિતની હાલત. **વક્ષ્ય**=વધારા પાપ રહિતની દુખ રહિતની કરનાર ફ્રશો-ગર્દની બેહઝાદીની હાલત જગત ઉપર ચલાવીને વધારનાર ટેકવનાર.

ફ. ૧૦૯ : ૭૫ **નેમોવંઘહુ** : **નેમો**=**નેમાઝ+વંઘહુ**=નેકી નીખાલેસી ભલાઈના ગુણોની ગતી. નેકી સ્વાર્થ રહિતની પરમાર્થની હાલતનો આશક અને બીજાને તેવા આશક બનાવનાર.

થઇએ છીએ.[૫૮] || ૭૮ || અશો[૬૦] || દ્રાથની[૫૯] || ફ્રવષિ સાથે[૬૧] || એકતાન થઇએ છીએ.[૬૨] || ૭૯ || અશો[૬૪] || પઇરિદ્રાથની[૬૩] || ફ્રવષિ સાથે[૬૫] || એકતાન થઇએ છીએ.[૬૬] || ૮૦ || અશો[૬૮] || પઇતિવંઘહુની[૬૭] || ફ્રવષિ સાથે[૬૯] || એકતાન થઇએ છીએ.[૭૦] || ૮૧ || અશો[૭૨] || ફ્રષાવક્ષ-ની[૭૧] || ફ્રવષિ સાથે[૭૩] || એકતાન થઇએ છીએ[૭૪] || વએદયંઘહના[૭૬] || ૮૨ || અશો[૭૭] || નેમો વંઘહુની[૭૫] || ફ્રવષિ સાથે[૭૮] || એકતાન થઇએ છીએ.[૭૯] ||

(૧૧૦) †વએસદહે[૮૦] અષઑનો[૮૧] ફ્રવષીમ[૮૨] યજમઇદે;[૮૩] †અષાવંઘ્રહેઉશ[૮૪] બિવન્દંઘ્રહહે[૮૫] અષઑનો[૮૬] ફ્રવષીમ[૮૭] યજમઇદે;[૮૮] †જરો-દંઘ્રહેઉશ[૮૯] પઇરિશ્તૂરહે[૯૦] અષઑનો[૯૧] ફ્રવષીમ[૯૨] યજમઇદે;[૯૩] †નૅરૅમ્યજદનહે[૯૪] આઇથ્રૂવ્યઑાશ[૯૫] અષઑનો[૯૬] ફ્રવષીમ[૯૭] યજમઇદે;[૯૮] †ઑરૅજિષ્નઑાશ[૯૯] અરહે[૧૦૦] અષઑનો[૧] ફ્રવષીમ[૨] યજમઇદે;[૩] †કસુપિતેઉશ[૪] અરહે[૫] અષઑનો[૬] ફ્રવષીમ[૭] યજમઇદે;[૮] †ફ્રયેહે[૯] અષઑનો[૧૦] ફ્રવષીમ[૧૧] યજમઇદે;[૧૨] †અસ્તવત્-ઍરૅતહે[૧૩] અષઑનો[૧૪] ફ્રવષીમ[૧૫] યજમઇદે.[૧૬]

---

ફ. ૧૧૦ : ૮૦ વએસદ=વએસ=વીસ અને દર નાશ કરવું વીસ=મોદહશો ઘરની બહારની હાલત-ભટકતી હાલત-આર્ય મિથ્ર આરમઈતીની હાલતની પ્રારંભ નહિ થાય તેવા ખરાબ સંજોગો-દહ=નાશ કરનાર ખરાબ કમનસીબ 'વીસ'ની ઉપર કહેલી હાલતને દુર કરી ભલી હાલત આરમિથ્રની હાલત ઉભી કરાવનાર.

ફ. ૧૧૦ : ૮૪ 'અશાવંઘ' એ નરને બુનદહિશ્નમાં અરેજહી કેશ્વરના રદ તરીકે ગણે છે. (કામાજી જરથુશ્ત્રનામુ')

ફ. ૧૧૦ : ૮૯ 'જરોદંઘહુ' એ નર બુનદહિશ્નમાં હવાજરદંગહર અથવા હુજરદેહ તરીકે વંચાય. એ નર સવહી કેશવરનો રદ છે (કામાજી જરથુશ્ત્રનામું.)

ફ. ૧૧૦ : ૯૪ નેરેમ્યઝદન': નેરે+મયઝદ+ન : નેરે=નર એટલે નેકીવાળા માણુસ; 'મયઝદ'=ભલો બદલો આશીશ; ન=ને લગતો. નેકીએ પુગાય તેવી મયઝદ-તેવા આશીશો પુગાડનાર.

ફ. ૧૧૦ : ૯૯ ઓરેજિષ્નુ='ઓરેજિશ્ત' ઘણુંજ બુલન્દ-ઘણી અને બુલન્દીએ પુગીને આશીશ આપનાર.

(ફુટનોટ ચાલુ).

(૧૧૦) ‖ ૮૩ ‖ અશો[૮૧] ‖ વએસદની[૮૦] ‖ ફ્રવષિ સાથે[૮૨] ‖ એકતાન થઇએ છીએ.[૮૩] ‖ બિવંદંધડના[૮૫] ‖ અશો[૮૬] ‖ ૮૪ ‖ અસાવંધહુની[૮૪] ‖ ફ્રવષિ સાથે[૮૭] ‖ એકતાન થઇએ છીએ.[૮૮] ‖ પઇરિ-ફ્રુરના[૯૦] ‖ અશો[૯૧] ‖ ૮૫ ‖ જરો-દંધહુની[૮૯] ‖ ફ્રવષિ સાથે[૯૨] ‖ એકતાત થઇએ છીએ.[૯૩] ‖ આઇથ્યુને લગતા[૯૫] ‖ ૮૬ ‖ અશો[૯૬] ‖ નેરેમ્નઅઝદની[૯૪] ‖ ફ્રવષિ સાથે[૯૭] ‖ એકતાન થઇએ છીએ.[૯૮] ‖ ૮૭ ‖ અરના[૧૦૦] ‖ અશો[૧] ‖ એરેઝિષ્નુની[૯૯] ‖ ફ્રવષિ સાથે[૨] ‖ એકતાન થઇએ છીએ.[૩] ‖ ૮૮ ‖ અરના[૫] ‖ અશો[૬] ‖ ફસુ પિતુની[૪] ‖ ફ્રવષિ સાથે[૭] ‖ એકતાન થઇએ છીએ.[૮] ‖ ૮૯ ‖ અશો[૧૦] ‖ ફ્રયની[૯] ‖ ફ્રવષિ સાથે[૧૧] ‖ એકતાન થઇએ છીએ.[૧૨] ‖ ૯૦ ‖ અશો[૧૪] ‖ અસ્તવત એરેત[૧૩] (સોશીઓશ) ની ‖ ફ્રવષિ સાથે[૧૫] ‖ એકતાન થઇએ છીએ.[૧૬] ‖

**નોંધ : ૧૩ અસ્તવત એરેત=સોશીઓશ; અસ્તવત એટલે જે** બી કંઇ હાડમંદ છે તે અને 'એરેત'=ઉભુ કરનાર-સજીવન કરનાર: હાડમંદ જગતને દરેઘોખદાતના નાશમાંથી ઉભુ કરીને નવો દરેઘોખદાત થવાનો સામાન તૈયાર કરનાર એમ કરી કરીને આખરે કે જ્યારે ફ્રશો-ગર્દ થવા માટેના દરેઘોખદાતેઓ આવશે ત્યારે તેના છેલ્લા દરેઘો-ખદાતમાં કે જ્યારે માનવના રૂવાનમાં હેઠલી જગત મોટે ભાગે મળેલી હશે અને કેટલાકો મળ્યા વગરના હશે ત્યારે તે બધી હાડમંદ જગતની તેવી વ્યક્તિઓને જડ તનનાં મૃત્યુમાંથી તનપસીન થવા માટે ઉભી કરશે. જેની નોંધ જમ્યાદ યશ્ત કરદા ૧૫ માં આમ છે 'ઇરસ્ત પઇતિઉસે-હિશ્તાત'=જડ તનના ગુજરેલાઓ પાછા ઉભા થશે એટલે કેહર્પમાં તો તેઓ છેજ પણ કેહર્પની આસપાસના એક વખતના જડ તનો સુક્ષ્મ તનપસીનના થઇને તેવા તનપસીન સાથે ઉભા થશે એમ જસાત જવયો અમેરેખ્તિશ=જીવ (કે જેથી તેઓ જડ તનમાં જીવતા હતા

---

(પાને ૧૫૬ ની ફુટનોટ ચાલુ)

ફ. ૧૧૦ : ૪ **ફસુપિતુ : ફસુ**=પાળેલું જાનવર; **પિત**=ખોરાક. પાળેલા જાનવરમાં રૂવાનને લગતા અંશોને ખરફસ્ત્રી ગતીમાંથી ગોસપંદી ગતીમાં લાવવાનો ભેદ છે. **પિતમાં** તે અંશોને નેકી મળે તેવો ટકવો આપવાનો ભેદ છે. રૂવાનને માટે ખએત્વોદથનો સામન ઉભો કરાવનાર રૂવાનના ફ્રશો-ગર્દ થવા માટે જોઇતી સામગ્રી ઉભી કરાવનાર.

ફ. ૧૧૦ : ૯ **ફ્રય=ફ્રા**=માર્ગ લેવો ઉપરથી દીન તરફ દોરવનાર આશમોઘોને દીનનો રાહ દેખાડી દીન ઉપર ચલાવનાર.

જે જીવને દાદારે તેઓ ઉપર કરમબક્ષેશ કરીને આપેલો હતો તે જીવ ) અને અમરપણું તેઓને આવી મળશે કે જેથી 'હથપ્તે ફ્રષેમ વસ્ન અંઘહુશ'=કુલ પેદાશ અમરગતીની તાજેગીવાળી તેના ધાર્યા મુજબની થઇ રહેશે. જેને રસ્તાખેઝ કહે છે તે શબ્દ ઇરિસ્તેખીઝ છે. ઇરિસ્તેખીઝ એટલે જડ તનના ગુજરેલા પાછા જડતાને સુક્ષ્મ કીધેલા શરીરો નામે તન-પસીન ધારણ કરીને ઉઠશે તે. આખી જગત આવી હાલતે પુગશે તે વખતને ફ્રશો-ગર્દ કુલ્યાતીનો વખત કહે છે. પણ નોંધવું કે દરેક માનવ પોતાને લગતો છુટો છુટો ઇરિસ્તેખીઝ઼ આ કરી શકે છે; એટલે પોતે પોતાના જડ તનને તનપસીનનું કરી શકે છે જેને જુઝવાવી ફ્રશો-ગર્દ કહે છે. પણ જગતનો મોટો ભાગ તો જડ તનોમંદ હાલતમાં સબડયાજ કરે છે. આવાઓને જ્યારે આવા છુટી રીતે જુઝવાવી રીતે ફ્રશો-ગર્દ પુગેલાઓ પોતાનું પુન્ય આપીને ફ્રશો-ગર્દ પુગાડશે ત્યારે સામાન્ય ફ્રશો-ગર્દ સામાન્ય રસ્તાખીઝ થશે. જુઝવાવી છુટી ફ્રશો-ગર્દ કે કુલ્યાતી સામતી ફ્રશો-ગર્દ થવામાં કરાવવામાં જરથુશ્ત્રી દએન અને તે દએન માંહેલી જે અશો વ્યક્તિઓ કામે લાગે છે તેમાં સોશીઓશ પહેલે નંબરે આવે છે. એવણ જરથુશ્ત્રના ખુદના ભવિષ્યના ફરઝંદ કહેવાય છે. એવણની માયનું નામ એરેદત ફેદ્રી છે જેણીને વીસ્પ=તઉર્વરી તમામ બુરાઇને કાપનારી કહે છે. તેણી અશો જરથુશ્ત્રના બુનમાંથી કઇ રીતે પેદા પડે છે તે માટે વાંચો (પાને ૧૧૩) એવણને પુર્વ તરફથી આવતા ચીતારેલા છે. એવણને મદદ કરનાર તરીકે એવણના બે ભાઇઓ હોશેદરબામ અને હોશેદરમાહ છે અને બીજા ૭ મુળ નરો છે નામે ૧ રઓચશ-ચએશમન ( રોશન ચશ્મ ) ૨ હ્વરે-ચએશમન ( ખુરચશ્મ ) ૩ ફ્રાદત ખરેનંઘ ( ફ્રાદત ગદમન ) ૪ વરેદત ખરેનંઘહ ( વરેદત ગદમન ) ૫ વોઉરૂનેમંઘહ ( કામેવક્ષરાન ) ૬ વોઉરૂસવંઘહ ( કામેસુદ ). આ મદદગારો અરેઝહી, સવહી, ફ્રદદફ્સુ, વીદદફ્સુ, વોઉરૂબરેશ્ત, વોઉરૂઝરેશ્તમાં જાહેર થશે અને ત્યાંથી કામ કરશે. પણ સોશીઓશ ખનરથબામીમાં જાહેર થશે; એટલે સુક્ષ્મ થતી ગેતીમાં જાહેર થશે અને ત્યાંથી કામ કરશે એટલે સુક્ષ્મ થયલી ગેતીમાં જાહેર થઇને ફ્રશો-ગર્દનું કામ કરશે. દરેક દરેઘો ખદાતમાં સોશીઓશ આવી રીતે પોતાના હમકારો સહિત કામ કરશે તેમ સૌથી છેલ્લા ફ્રશો-ગર્દના દરેઘો ખદાતમાંથી કુલ્યાતી રીતે કામ કરશે. નોંધવું કે એવણના બીજા બે ભાઇઓ હોશેદરમાહ અને હોશેદરબામ પોતે બહેરામે

વરઝાવંદ પછીથી દરેક દરેઘોખદાતના હાશેમી જમાનમાં કામ કરશે. તે કામ ઉપરનાં કુલ્યાતી કામથી નોખું છે.

**નોંધ:** ૨૨ નંબરથી ૩૨ નંબરના નરો શાહ વિશ્તાસ્પ અને ઝરીરના ભાઈઓ હોવા જોઈએ એમ લાગે છે અને ૩૩ થી ૩૮ નંબરના નરો તેઓના યા તેઓના પીત્રાઈ ભાઈના દીકરાઓ લાગે છે અને ૩૯ નંબરથી ૪૭ નંબરના નરો શાહ ગુશ્તાસ્પના દીકરાઓ હોય એમ લાગે છે.

**(કરદો ૨૬ મો) (૧૧૧) *ગઑપિવંઘ્રહેઉશ[1] અષઑનો[2] ફ્રવષીમ[3] યજમઇદે;[4] *હાંમ-બરૅથ્રો-વંઘ્રહુવાંમ[5] તખ્મહે[6] અષઑનો[7] ફ્રવષીમ[8] યજમઇદે;[9] *સ્તઑથ્રો વહિશ્તહે અષ્ઠહે[10] અષઑનો[11] ફ્રવષીમ[12] યજમઇદે;[13] *પૉઉરૂદાક્તોઇશ[14] ક્ષ્તાવએન્યેહે[15] અષઑનો[16] ફ્રવષીમ[17] યજમઇદે;[18] *ખ્ષ્વ્રાસ્પનહે[19] ખ્શ્તાવએન્યેહે[20] અષઑનો[21] ફ્રવષીમ[22] યજમઇદે.[23]**

---

ફ. ૧૧૧ : ૧ **ગઓ પિવંઘહુ**=**ગઓ**+**પિ**+**વંઘહુ** : ગઓ=ગવની પરમાર્થી ગતી જે **કેહર્પ** અને **ઉશતાન** અને **તેવિષિ** નામના સુક્ષ્મ શરીરોમાં રહે છે જેઓ જડતાના તનની વોહુનને ટેકવવા ભોગવટો કરીને પાર પાડવા સાથે રહી તેઓની માદર થઇને તેઓને જીવ અને ભાન આપે છે, એવી પરમાર્થી ગવ જે તેઓમાં છે તેજ કુદરતમાં છે તે; **પિ**=પોષવું પોષણ આપવું; **'વંઘહુ'** ભલાઇનું બહમનની ગતીનું. બહમનની પરમાર્થી ગતીનું પોષણ **ગવ**ની કુદરતને તેમ ગવની ચીજોને આપીને જગતનો કારોબાર ચલાવવામાં મદદ કરનાર ગેઉશ ઉરવાનો સીધો હમકાર.

ફ. ૧૧૧ : ૫ **હાંમ-બરેતર-વંઘહવાંમ** : **હાંમ**=સાથે-હામોઈમાં—એકતાનપણામાં; **બરેતર-બરેથ્રી**=માએ જન્મ આપનાર અને **વંઘહવાંમ**=નેકી-પરમાર્થ-નીખાલસી. બહમનની ગતીઓ જે જગતમાં જનમ્યા કરે છે જાહેર થયા કરે છે તેની સાથે રહી કામ કરનાર-કુદરતની સફેદ બાજુનો હમકાર.

ફ. ૧૧૧ : ૧૦ **સ્તઓતર-વહિશ્ત-અષ્ય** : **સ્તઓતર**=મીનોઈ અદ્રશ્ય રંગો જે કુદરતમાં કામ કરે છે તેઓ સાથે એકતાન થનાર-કુદરતના નાદમાં મચ્યો રહેનાર-સ્તુતી કરનાર;-**વહિશ્ત**=ઉત્તમતાવાળો; **અષ્ય**=અષની વ્યવસ્થા કરવામાં. જગતમાં અષોઈ જામી રહે એવી વ્યવસ્થા કરવામાં મચી રહેલો તે **વહિશ્ત**=ઉત્તમતાવાળો **સ્તઓતર**=મહાભકત-મહાન આબેદ. એવ-ણની જાુફત તરીકે **ઉશ્કેન્તી** છે જેણીને ૧૪૦ માં ફકરામાં યાદ કીધેલી છે.

(ફુટનોટ ચાલુ).

(ફ્રરદા ૨૬) (૧૧૧) ‖ ૯૧ ‖ અશો[૨] ‖ ગઓપિ-વંધહની[૧] ‖ ફ્રવષિ સાથે[૩] ‖ એકતાન થઇએ છીએ.[૪] ‖ ૯૨ ‖ બહાદુર[૬] ‖ અશો[૭] ‖ હાંમ-અરેતર-વંધહવાંમની[૫] ‖ ફ્રવષિ સાથે[૮] ‖ હમો એકતાન થઇએ છીએ.[૯] ‖ ૯૩ ‖ અશો[૧૧] ‖ સઓતર-વહિશ્ત-અષયની[૧૦] ‖ ફ્રવષિ સાથે[૧૨] ‖ એકતાન થઇએ છીએ.[૧૩] ‖ ૯૪ ‖ ક્ષતાવએન[૧૫] (ની કુનીઅત) ના ‖ અશો[૧૬] ‖ પોઉરૂહાક્ષ્તી[૧૪] ‖ ફ્રવષિ સાથે[૧૭] ‖ એકતાન થઇએ છીએ.[૧૮] ‖ ૯૫ ‖ અશો[૨૧] ‖ ક્ષતાવએન[૨૦] (ની કુનીઅત) ના ‖ ક્ષ્વિવરારપની[૧૯] (ક્ષોઇવરારપ)ની ‖ ફ્રવષિ સાથે[૨૨] ‖ એકતાન થઇએ છીએ[૨૩]. ‖

(૧૧૨) ‡અયો-અસ્તોઇશ[૨૪] પૅાઉરૂહાખ્શતયનહે[૨૫] અષઑનો[૨૬] ફ્રવષીમ્[૨૭] યજમઇદે;[૨૮] ‡વૅાહુવસ્તોઇશ[૨૯] પૅાઉરૂહાખ્શતયનહે[૩૦] અષઑનો[૩૧] ફ્રવષીમ્[૩૨] યજમઇદે;[૩૩] ‡ગયદાસ્તોઇશ[૩૪] પૅાઉરૂહાખ્શતયનહે[૩૫] અષઑનો[૩૬] ફ્રવષીમ્[૩૭] યજમઇદે;[૩૮] ‡અષવજદંઘ્રહો[૩૯] પૅાઉરૂહાખ્શતયનહે[૪૦] અષઑનો[૪૧] ફ્રવષીમ્[૪૨] યજમઇદે;[૪૩] ‡ઉરુદ્દઓશ[૪૪] પૅાઉરૂહાખ્શતયનહે[૪૫] અષઑનો[૪૬] ફ્રવષીમ્[૪૭] યજમઇદે;[૪૮] ‡ખ્ષથ્રો-ચિનંઘ્રહો[૪૯] ‡ખ્ષોઇવ્રાસ્પનહે[૫૦] અષઑનો[૫૧] ફ્રવષીમ્[૫૨] યજમઇદે.[૫૩]

---

(પાને ૧૫૮ ની ફુટનોટ ચાલુ).

ફ. ૧૧૧ : ૧૪ **પોઉરૂહાક્ષ્ત** : પોઉરૂ=પુરતું-ઘણું પણું-આબાદી; **હાક્ષ્ત**=લક્ષણ. બહુપણું-મીનોઇ અને વ્યહવારૂ આબાદી ચલાવવાના લક્ષણવાળો.

ફ. ૧૧૧ : ૧૯ **ક્ષ્વિવરારપન=ક્ષોઇવિરારપ : ક્ષ્વિ=ક્ષોઇ+વર+અસ્પ+ન. ક્ષોઇ-ક્ષિ**=રહેવું-રાજ કરવું-રાજ કરવા માટે; **વર-વરઘંહ**=નીરંગવરની શકિત; **અસ્પ**=ઘોડો-જોર આપનારની અલામત; **ન**=ને લગતો. નીરંગવર જેવા મહાન પ્રયોગમાં જોમ આપવા માટેના અધિકારવાળાઓને લગતો-મોટી મોઠી યસ્ન વીગેરેના હમકારો અને પાસબાનોને લગતો-ની સાથનો. જુઓ ફકરા ૧૧૨ ની ફુટનોટ નંબર ૩૪ અને ફુટનોટ નંબર ૫૦.

ફ. ૧૧૨ : ૨૪ **અયો-અસ્તિ : અયો-યંઘહ**=કોશેશ કરવી ફેલ ચલાવવો; **અસ્તિ-અંહ**=દમ લેવો નું ૩/૧ વર્તમાન કાળ. સુષ્ટીમાં રોશન ફેલ ફરો-ગર્દ લાવવા માટે કરવો તેને માટેજ જીવવું-એવી **યઓક્ષ્ત** તદબીરો ચલાવવી.

(ફુટનોટ ચાલુ).

(૧૧૨) ‖ ૯૬ ‖ પોઉરૂ-દાક્ષતયન[૨૫] (ની કુનીઅત)ના ‖ અશો[૨૬] ‖ અયો-અસ્તિની[૨૪] ‖ ફ્રવષિ સાથે[૨૭] ‖ એકતાન થઇએ છીએ.[૨૮] ‖ ૯૭ ‖ પોઉરૂ-દાક્ષતયન[૩૦] (ની કુનીઅત)ના ‖ અશો[૩૧] ‖ વોહવસ્તિની[૨૯] ‖ ફ્રવષિ સાથે[૩૨] ‖ એકતાન થઇએ છીએ.[૩૩] ‖ ૯૮ ‖ પોઉરૂ-દાક્ષતયન[૩૫] (ની કુનીઅત)ના ‖ અશો[૩૬] ‖ ગયદાસ્તિની[૩૪] ‖ ફ્રવષિ સાથે[૩૭] ‖ એકતાન થઇએ છીએ.[૩૮] ‖ ૯૯ ‖ પોઉરૂ-દાક્ષતયન[૪૦] (ની કુનીઅત)ના ‖ અશો[૪૧] ‖ અષવજદંધની[૩૯] ‖ ફ્રવષિ સાથે[૪૨] ‖ એકતાન થઇએ છીએ.[૪૩] ‖ ૧૦૦ ‖ પોઉરૂ-દાક્ષતયન[૪૫] (ની કુનીઅત)ના ‖ અશો[૪૬] ‖ ઉરૂદુની[૪૪] ‖ ફ્રવષિ સાથે[૪૭] ‖ એકતાન થઇએ છીએ.[૪૮] ‖ ૧૦૧ ‖ ક્ષોઇવરાસ્પ[૫૦] (ની કુનીઅત)ના ‖ અશો[૫૧] ‖ ક્ષથ્રો-ચિનંઘહની[૪૯] ‖ ફ્રવષિ સાથે[૫૨] ‖ એકતાન થઇએ છીએ.[૫૩] ‖

---

(પાને ૧૫૯ ની ફુટનોટ ચાલુ).

ફ. ૧૧૨ : ૨૯ **વોહુ-વસ્તિ : વોહુ-વંઘહ : વોહુ**=ભલાઇ-નેકી; **વંઘહ**=પહેરાવવું ઉપરથી **વસ્ત** વર્તમાન ૩/૧ આત્માને : ભલાઇ નેકીનો શણગાર કરનાર, ફરશો-ગર્દ લાવનાર, ફરશો-ગર્દ લાવવાની યત્ન કરનાર

ફ ૧૧૨ : ૩૪ **ગયદાસ્તિ : ગય+દા+અસ્તિ** : ગય=જીંદગી; દા=મુકરર કરવું; **અસ્તિ=અહ**=દમ લેવો ઉપરથી વર્તમાન ૩/૧. જીંદગીના દમાદમ મુકરર કરાવવા-જીંદગીને વધારવાની યત્ન કરનાર કરાવનાર. ખની-રથબામીમાં **સોશીઓશ**ના મદદગારોમાંનો એક નામે **અશવજદ**નો ભાઈ થાય છે. એ **ગયદાસ્તિ**ના જાુફતના રૂવાન તરીકે ફ્રેનીને લે છે. બાપ દીકરાથી ઉતરતી નેક ઓલાદના (કુનીઅત સાથે) જન્મનારાનો આ નીચે બતાવેલો સીલસીલો છે.




**ગયદાસ્તિ** તનાસકના ભેદને તોડનાર-જીંદગીને ખરી રીતે જીવાડનારે **ઉસ્તાદ હતા.**

**નોંધ:** ફ ૧૧૨ : ૩૯ **અષવઝદંઘહ=અષ+વઝદંઘહ: અષ=અશોઇ** અને **વઝદંઘહ-વઝ** ઉપરથી **કૌવત:** અશોઇના કુવ્વતથી ફશો-ગર્દની ખેતી કરનાર. **અષવઝદંઘહ** નર ખનીરથ બામીમાં **સોશીઓશના** મદદગારોમાંના એક છે. **દાદસ્તાને દીની**કની ૮૯ગી પુરસેશમાં ખુનીરસના એટલે જડનાની આ ગેતી જે વખતે લય થવાના પ્રસંગે પુગે છે ત્યારે તે જડ ગેતીનો એક ભાગ ઉત્તમ થઇ રહે છે જેને ખનરથ કહે છે તે ખનરથના સાત રદ્દો રહેશે, નામે

(૧) **ગોશ્તે ફ્ર્યાન્યાન,**
(૨) **ખમાયુશત** (ઉપરના ગોશ્તફ્ર્યાનની કુનીઅતનો અને દીકરો)
(૩) **ફ્રદાક્ષ્તે ખુમ્બીક,**
(૪) **અશવઝદંગ પુરદક્ષ્તી,**
(૫) **વને ઝવીત્બીશ,**
(૬) **ગોપતશાહ,**
(૭) **પતશહુતન** (વીશતાસ્પનો દીકરો) જેને **ચતરૂમ્યાન**બી કહે છે તે.

આમ આ **અષવઝદંઘહ** જે **પોઉરૂ-દાક્ષ્તિ**ને લગતો છે તેને (જે સાયુજદ્રિને લગતો છે તે નહિ) અમર સાત નરોમાંનો એક કહ્યો છે. અમર નર એટલે શું? દરેક દરેઘો ખદાતની હાશેમી શહેનશાહતના અમુક અમુક અઇયામોમાં અને દરેઘો ખદાતને છેડે આ નરો ફરીથી ઉતરીને તે તે મતાના સઓષ્યંતોને જગતની નવરચના કરવામાં યા લય કરવામાં મદદ કરશે-એમ તેઓ ફરી ફરી ઉતર્યા કરશે માટે તેઓને **અમર નર** કહ્યા છે. એ નરોના કેહર્પો ખાસ રહે છે જેઓની સમજ માટે જૂઓ નીકીઝ ભાગ પહેલો પાને ૭૦૦. એમ એ નર બીજા અનેક નરોની માફક દરેઘો ખદાતના ચોકકસ ચોક્કસ અઇયામોમાં જ્યારે જગત ઉપર બદી વધી જાય છે ત્યારે સઓષ્યંતો સાથે જગતમાં બદીને મારીને ભલી વ્યવસ્થા કરવા ઉતરે છે, તેમજ દરેઘો ખદાતની આખરીએ સોશીઓશને મદદ કરવા ઉતરે છે. પેગામ્બર સાહેબના જમાનામાં દેવયસ્નીઓને તોડવા એવણે સારો જેવો ફાળો આપેલો હતો. આવાં યશ્તના ૭૨-૭૩ ફકરાઓમાં એ નર **અષવઝદંઘહ** જે **પોઉરૂ દાક્ષ્તિ**નો દીકરો છે તેને પોતા સાથના બીજા નર **સાયુઝદ્રિ** જેવણુ પોતાના બે ફરઝંદો નામે **થ્રિત** અને **અષવઝદંઘહ** ધરાવે છે તેઓ બધાને એટલે **અષવઝદંઘહ** અને **સાયુઝદ્રિ** અને **અષવઝદંઘહ** અને **થ્રિત**ને **અપાંમ નપાત**ની શકિત સાથે યઝ

[illegible] જોવા મળતાંવેલા છે. અર્થાત્ તેઓનામાંની અનાશરની શક્તિનું અખુટ [illegible] લઇને તે જમાનાના શેહજોરમાં શેહજોર દાનુ દરવંદ સરદારો [illegible] અને વર અસબન અને કુરએકએત જેઓ લખોની સંખ્યાનું કુરાનીઓનું અને દેવોનું ભયંકર લશ્કર રાખતા હતા, જેઓ પહાડોના પહાડને ગોવા હમનઅરદો ઉપર ફેંકવાની શક્તિ અને જુરો ઇદમ રાખતા હતા, જેઓ જગતમાં ફનાની આગ સળગાવી રહેલા હતા, જેઓથી ગેહાન ઉરવાને ઘણોજ આજાબ હતો તેવા નર સાસત્ય દરવંદો હતા જેઓની સામે થવાનું કુવ્વત અને ફતેહ ઉપર કહેલા નરોએ માગી હતી જે તેઓને મળી હતી. આ અપવઝદંઘહ પછીના હાશેમના જમાનામાં બહેરામે વરઝાવંદ –હોશદરબામ અને હોશદરમાહ વખતે તેમ દરેથો ખદાતની આખરીએ સોશી–ઓશના વખતે પાછા અને પાછા ઉતરીને જગતમાંથી આશ્મોઘી અને દરવંદીને તોડીને અશોઇ પાંથરવા મદદ કરી રહેશે.

---

ફ. ૧૧૨ : ૪૪ ઉરૂદુ–ઉરૂદ–રૂદ : પાણીનું વહેવું; પાણીમાં અહિંયાં ભલાઇના સીકકાનોજ અર્થ છે. ભલા સીકકાનું જામવું; દેવયસ્નીનો દોર ખતમ કરીને નેકીનો દીનનો દોર સીકકો ચલાવનાર.

ફ. ૧૧૨ : ૪૯ **ક્ષથ્રો–ચિનંઘહ** : **ક્ષથ્ર**=મીનો અધીકાર; **ચિનંઘહ**–**ચી** શીક્ષા કરવી–**ચી**=ખાહેશ રાખવી **ચી**=ગોઠવવું ઉપરથી શિક્ષા કરીને મરજી મુજબ જવાબ કાઢનાર. મીનો સત્તાવાળો શીક્ષા આપી–અમલ આપી યસ્નોમાંથી પસાર કરાવીને સીધ્ધી કરવાનો મીનો અધીકારવાળો.

ફ. ૧૧૨ : ૫૦ **ક્ષોઇવરાસ્પન** વાંચો ફુટનોટ ૧૯ ફકરો ૧૧૧ અને જુઓ ૧૧૨ મા ફકરાની ફુટનોટ ૩૪ જેમાં **ક્તાવએન્ય પોઉરૂ દાક્ષ્તિ–ક્ષોઇવરાસ્પ–ક્ષથ્રો ચિનંઘ** અને વીગેરેના સંબંધો દેખાડેલા છે જે આમ છે

ક્તાવએન્ય
├── પોઉરૂદાક્તી
│   ├── અયોઅસ્તિ
│   ├── વોહુવસ્તિ
│   ├── ગયદાસ્તિ
│   │   └── અશાંક યઓશ્ન
│   ├── અરાવઝદંઘહ
│   └── ઉરૂદ
└── ક્ષોઇવરાસ્પ
    └── ક્ષથ્રોચિનંઘહ

( ફુટનોટ ચાલુ ).

અવરે ગાઓની[58] ‖ ફ્રવષિ સાથે[58] ‖ એકતાન થઇએ છીએ.[59] ‖ ૨૦૫ ‖ જવનને લાગતો[61] ‖ અશો[65] ‖ ગઓમત[60] (જે) ‖ રઓઝદય[63] ‖ દેશનો પ્રભાવનો[64] ‖ રઓઝદી[62] (છે તેની) ‖ ફ્રવષિ સાથે[66] ‖ એકતાન થઇએ છીએ.[67] ‖ ૨૦૬ ‖ અએવો સરેદો ફ્યુશ્તનો[69] ‖ અશો[73] ‖ ચિત[68] (કે જે) ‖ તન્ય[71] ‖ દેશનો-પ્રભાવનો[72] ‖ તની[70] (છે તેની) ‖ ફ્રવષિ સાથે[74] ‖ એકતાન થઇએ છીએ.[75] ‖

---

ફ. ૧૨૫ : ૪૦ **પરોદસ્મ : પરો+દસ્મ; પરો**=પુરેપુરી; **દસ્મ=દસેમ**=તાલીમ; દીનની ગુહ્ય ઇલ્મમાં પુર્ણતાએ પુગેલા બીજાને પુગાડતો.

ફ. ૧૨૫ : ૪૧ **દારતાઇન=દારત+ઇન. દારતા**=રાખેલું+**ઇન** : મારતાં બુરાઇને મારવાની શકિતઓ પામેલાં.

ફ. ૧૨૫ : ૪૨-૬૩-૭૧ **મુઝ, રઓઝદ, તન્ય દંઘહુ**=આ દેશોમાં જરથોસ્તી હોમીક ગતીની સંસ્થાઓ ઉભી કરવામાં આવી હતી. **દંઘહુ**માં દેશ કે જેમાં હોમીક ગતીના શીક્ષણો અપાય છે તેઓ. આને માટે આટલું તો કહી શકાય કે ત્યાં હોમીક ગતીની સંસ્થાઓ થયલી હોવે તે દેશો આસપાસ ગવના ફશો હોવા જોઇએ-કેમકે જયાં લગી ગવના ફશો હોય નહિ ત્યાં લગી જરથોસ્તી પથ-તરીકતોની સગવડ મળી શકે નહિ.

ફ. ૧૨૫ : ૪૮-૪૯ **ફ્રતુર** અને **અસ્રૂત** શબ્દો દ્વીવચન છઠ્ઠી વિભકિતમાં છે તેઓને રૂવાનીક સંબંધ છે. એ માટે વાંચો ફુટનોટ ૨૦-ફકરો ૧૨૪. **ફ્રતુર** શબ્દમાં **ફ્રતર** એટલે વધુ અને વધુ આગળ વધારનાર; અહિંયાં **તર** શબ્દ અધીકયારથીક પ્રત્યય છે. દીનને આગળ અને આગળ લઇ જનાર; **અસ્રુત**માં '**અ**' હદ વગરનું અને '**સ્રૂત**' શબ્દ '**સ્રૂ**' સાંભળવું ઉપરથી છે હદ વગરનું એટલે યઝતી ગતીનું અહુનવરના નાદોનું સાંભળનાર-તેઓને મદદ કરનાર.

ફ. ૧૨૫ : ૫૦ **બએષતસ્તુર** : બએષત+**સ્તર. બ**એષત એટલે દરોસ્તી પામેલું અને સ્તર એટલે પાથરવું. મીનો દરોસ્તી પાંથરનાર.

ફ. ૧૨૫ : ૫૬ **અઓઇધ્મત સ્તુર; અઓઇધ્મત+સ્તુઇ+ર; અઓઇધ્મત-અઓજન**=બોલતો **સ્તુ-સ્તોઇ-સ્તુઇ**=પેદાશ અને **ર** એક પ્રત્યય છે. પેદાશ માટે દુઆ કરી રહેતો ફશો-ગર્દ થવા માટેની યત્ન કરી રહેતો.

ફ. ૧૨૫ : ૬૦ **ગઓમતો :** ગવની ગતી સાથનો.

(ફુટનોટ ચાલુ.)

(૧૨૬) ‡તીરો-નકથ્વહે[76] ‡ઉસ્પએષતનાંમ્[77] ‡સએનનાંમ્[78] અષઑનો[79] ફ્રવષીમ્[80] યજમઇદે;[81] ‡યુતયુતોઇશ[82] ‡વિહ્કવોઇશ[83] ‡જિપ્રોઇશ[84] ‡સએનહે[85] અષઑનો[86] ફ્રવષીમ્[87] યજમઇદે;[88] ‡ફ્રાહ-કક્રહે[89] ‡મર્ઝિષ્મ્યેહે[90] સએનનાંમ્[91] અષઑનો[92] ફ્રવષીમ્[93] યજમઇદે;[94] ‡વર્સ્મો-રઑચાઓ[95] ‡પૅર્થ્વફ્રસ્મો[96] અષઑનો[97] ફ્રવષીમ્[98] યજમઇદે.[99]

---

(પાને ૧૫૦ ની ફુટનોટ ચાલુ).

ફ. ૧૨૫ : ૬૬ **જવનો :** ઝુ=દુઆ માગવી. દુઆ માંગનાર-ઝઓથ્ર તરીકે થઇ રહેનાર.

ફ. ૧૨૫ : ૬૮ **થ્રિત**=બચાવનાર, પાસબાની કરનાર.

ફ. ૧૨૫ : ૬૯ **અએવો-સરેદો ફ્શુશ્ત : અએવો**=એકલો એક; **સરેદો** જાતજાતના; **ફ્શુશ્ત-ફ્શુ-પસુ**=ગોસપંદોને વધારતો. જાતજાતના ગોસપંદો પસુઓનો એટલે ગોસ્પંદી નરો જેઓ ખએત્વોદથીએ જઇ રહે છે તેઓને ચલાવી રહેતો-ઉત્તમ રાહબર.

ફ. ૧૨૬ : ૭૬ **તીરો-નકથ્વ : તીરેહ=તીરેહગી**=બદીઓ ઘનામીનની શકિતઓ; **નકથ્વ=નક-સક**= નાશ કરવું. તીરેહગીનો-ઘનામીનની શકિતનો નાશ કરનાર.

ફ. ૧૨૬ : ૭૭ **ઉસ્પએષત**=કારસાઝ-હરમુશ્કીલને પુગી વળે તેવા.

ફ. ૧૨૫ : ૭૮ **સએન** એક આબેદ નર હતા જેવણુને શાહનામામાં સી મુર્ગ કહયા છે. સએનમુર્ઘ એક ફેરસ્તાઇ કેહપ છે જે બહેરામ યઝતના હમકાર તરીકે છે. એને મુર્ઘ તરીકે કહયું છે કેમકે એ ફેરસ્તાઇ કેહપની શકિત અમુક મુર્ઘમાં રહે છે જેથી તે મુર્ઘ ઘણુંજ હુમાયુન ફાલનું મુબારક ગણાય છે. આ સએનનું કેહપ અમરૂ અને ચમરૂની શકિતઓ જેઓ ઝરેહ વોઉરૂકશમાં ચિથ્રોની ઉપર કામ કરે છે તેઓના હમકાર છે. આ સએનના કેહપના હમકાર આબેદ હતા જેવણુનેબી '**સએનમ્રૂ**' કરીને કહેતા હતા જેવણુનો કશ કુહેકાફમાં હતો જે કુહેકાફને '**કએવિ**' કહેલો છે

ફ. ૧૨૬ : ૮૨ **યુતયુઇતિ**=આ નર ઉપરના **સએન**નો પુત્ર થતો હતો તેમ તેવણુની કુનીઅતવાળો ફેરસ્તાઇ કેરદારની આણુવાળો હતો. ઉતયુઇતિ શબ્દમાં 'યુ' એટલે સંબંધ રાખવો, શેઠની શેઠાઇ ઉપર ફિદા થવાનો

(ફુટનોટ ચાલુ.)

(૧૨૬) ‖ ૨૦૭ ‖ ઉસ્પએષત-સએનના[૭૭-૭૮] ‖ અશો[૭૯] ‖ તીરો નઠથ્વની[૭૮] ‖ ફ્રવષિ સાથે[૮૦] ‖ એકતાન થઇએ છીએ.[૮૧] ‖ ૨૦૮ ‖ વિતકએવિવાળા[૮૩] (કુહેકાફના પહાડની ઉંચાઇએ રહેલા) ‖ જિદનુને લગતા[૮૪] (ની કુનીઅતના) ‖ સએનના પુત્ર[૮૫] ‖ અશો[૮૬] ‖ યુતયુધતીની[૮૨] ‖ ફ્રવષિ સાથે[૮૭] ‖ એકતાન થઇએ છીએ.[૮૮] ‖ ૨૦૯ ‖ સએનનાને લગતા[૮૯] ‖ મરેજિષમને લગતા[૯૦] ‖ અશો[૯૨] ‖ ફ્રો-હકફ્ની[૮૯] ‖ ફ્રવષિ સાથે[૯૩] ‖ એકતાન થઇએ છીએ.[૯૪] ‖ ૨૧૦ ‖ પેરેથુ-અફસુમને લગતા[૯૬] ‖ અશો[૯૭] ‖ વરેસ્મો-રઓચંઘહની[૯૫] ‖ ફ્રવષિ સાથે[૯૮] ‖ એકતાન થઇએ છીએ.[૯૯] ‖

---

(પાને ૧૯૧ ની ફુટનોટ ચાલુ).

અર્થ છે. એ નર અમરદાદ અમશાસ્પંદના હુખ્ત અને હવરેશ્ત તરીકેની ખીસ્કારીઓના કેહર્પો જેઓને પઓઇર્ય ત્કેશ અને દએનાના કેહર્પના કહે છે તેઓનો હમકાર હતો. હમસપથમએદેમ ગાહમ્બારની તરફ લઇ જનાર આ બે કેહર્પો નામે દએના અને પઓઇર્ય ત્કેશ છે. હમસપથમએદેમ ગાહમ્બારથી માનવ હસ્તીના **પથ** ઉપર પગ મુકે છે, અને ખએત્વોદથીએ એટલે પોતાના નર માદાના રૂવાનોને તેમ હેઠલી વસ્તીના અંશોને પોતામાં મેળવીને આખો **હવરેતાત**નો થઇ રહે છે કે જેથી તે **અમરેતાત**ની અમરગતીએ પુગતો થાય.

ફ. ૧૨૬ : ૮૩ **વિત્કવોઇશ**='**વિત-કએવિ**'વાળા; '**વિત**' એટલે જુદો પાડેલો ભાગ કશ+કએવિ=પહાડનું નામ છે જેને કુહેકાફ કહે છે. વિત-કએવિવાળા સએન તે નર છે કે જેવણુને શાહનામામાં સીમુર્ગ કહયા છે જેવણુ ઝાલના ઉસ્તાદ થતા હતા જેવણુ '**ચમરૂ**'ની શકિતના હમકાર હતા. **ચમરૂ અમરૂ** અને **સએન** આ બધા ફેરેસ્તાઇ કેહર્પો શકિતઓ હમકાર તરીકેની છે. જે કોઇ **ચમરૂ**નો હમકાર હોય તે અમરૂનો તેમ સએનનોબી હોય માટે સીમુર્ગ નામ ચમરૂ તરીકે કે સએનમ્રૂ તરીકે બેઉ રીતે લેવાય.

ફ. ૧૨૬ : ૮૨-૮૩-૮૪-૮૫ **યુતયુતોઇશ-વિત્કવોઇશ-જિદ્નોઇશ-સએનહે.** અહિંયાં યુતયુઇતિના બાપ બપાવાના નામો અને તેઓની કુનીઅતોનાં નામો આપેલા છે. **વિતકએવિ** એ પહાડ કે જયાં આગળ તે યુતયુઇતિના બાપબપાવાના તલેસમાતીક મઠો હતા-તે પહાડનુ નામ છે. બાપ સએન અને બપાવો જિદ્નુ મોટા ધુરન્ધર આબેદો હતા જેઓ

(ફુટનોટ ચાલુ.)

(પાને ૧૯૨ ની ફુટનોટ ચાલુ).

કેઆની પહેલવાનોના ઉસ્તાદો હતા. જિદ્દનુ શબ્દમાં જિ=ફતેહ કરવી-મારીને લઇ લેવું-સાવધ રહેવું અને 'ઘન'માં મારવું અથવા સોઘણું હઝારઘણું એમ ઘણાપણાનો અર્થ છે. એ નર બુરાઇઓને હઝારઘણો મારીને ફતેહમંદીથી તેઓને ભલાઇમાં બદલી શકતો હતો. કુહેકાફ કે જેને અહિંયાં કઓવિ કહે છે ત્યાં 'વિત' કશ કીધેલો હતો અને ત્યાંથી દુનીઅત ફેરશ્તઇ કેરદારો કીધી હતી.

ફ. ૧૨૬ : ૮૯ ફ્રોહકફ્ર : આ નરની સએન-મરૂની દુનીઅત અને બુન્યાદમાંથી છે આ શબ્દમાં ફ્રો અને હકફ્ર આકારો છે. ફ્રો=શબ્દમાં આગળ-વધુનો અર્થ છે. હકફ્ર શબ્દ 'હુચ'=તરફ+ફ્રો આગળ વધુ-આવો તાતપર્ય બતાવે છે જે હખેદ્રનો મિત્રાચારીનો અર્થ બતાવે છે. ખરા પ્રેમથી જગતને આગળ વધારનાર એમ અર્થ થાય.

ફ. ૧૨૬ : ૯૦ 'મરેજિષ્મ્ય'=મરેજિષ્મને લગતા. મરેઝ=મોહબત રાખવી-કૃપા કરવી-માફ કરવું. 'મરેજિષ્મ'=મોહબત રાખતો અસ્તોમંદ ગએથાને અશોઇ તરફ લઇ જવાની દાઝ રાખનાર; મરેજિ=હદ બાંધવી-બુરાઇને ઘેરીને તે બુરાઇની હદ બાંધનાર, એમ અસ્તોમંદ જગત સાથે ખરો પ્રેમ રાખનાર.

ફ. ૧૨૬ : ૯૫ વરેસ્મો-રઓચંઘહુ=આ નરને ફ્રાન્યના ફરઝંદ તરીકે ૯૭ મા ફકરામાંના ૫૯ ના નંબરમાં યાદ કીધા છે. ફ્રાન્યના દીકરાઓ નામે વોહુરઓચંઘહુ અષો રઓચંહની પછી એવણને યાદ કીધા છે. વરેસ્મો શબ્દને વરેઝ ઉપરથી થતા વરેશનંઘહુ (એટલે કામો)ના ટુંકા આકાર તરીકે લઇએ તો વરેસ્મો રઓચંઘહુનો અર્થ નેકીના કામોથી ચળકતો-સત્યસંગ પાથરતો-જગતમાં બધેબધ રોશની જ્ઞાન પાથરતો-દ્વન્દીને તોડતો-એમ અર્થ થાય. પણ જો વરેસ્મો શબ્દને વરેસ (એટલે વરસના બાલ) શબ્દ સાથે લાગુ પાડીએ તો પછી 'વરસ' બનાવવા માટે અશો જરથુસ્ત્રે જે તલેસમ ઉભી કીધી છે તેના હમકાર તરીકે લેવાય કે જેમાંથી નેકીનાં કામો કરવાનોજ અર્થ થાય.

ફ. ૧૨૬ : ૯૬ પેરેથુ-અફ્સુમ : પેરેથુ=પહોળું, અફ્સુસ-અફ્સ =ભાગ કરવા-મીઝાન કરવું-સ્તોતોના કાયદા પ્રમાણે સ્તોતોનું મીઝાન કરવું તાતાની-પુકાની પ્રમાણેના સ્તોતોના બારીક કાયદા પ્રમાણે ગોઠવણ કરવી; સ્તોત યસ્નના ઇલ્મમાં પુરવીણ-માંથ્રની નવરચના કરનાર (અફ્સુન નીરંગ શબ્દભી 'અફ્સ' ઉપરથીજ છે.)

(૧૨૭) §અષ-નૅમંઘ્રહાઓ[100] §વીદત્-ગવાઓ[1] §અંઘ્રહુ-યાઓ[2] §દઇંઘ્રહેઉશ[3] અષઑનાઓ[4] ફ્રવષીમ્[5] યજમઇદે;[6] §પર્ષત્-ગવાઓ[7] §દાજગ્રો-ગવાઓ[8] §અપખ્ષીરયાઓ[9] §દઇંઘ્રહેઉશ[10] અષ-ઑનાઓ[11] ફ્રવષીમ્[12] યજમઇદે[13] §હુફ્રવાખ્શ[14] §કહુર્કનનાંમ્[15] અષઑનો[16] ફ્રવષીમ્[17] યજમઇદે;[18] §અકયદહે[19] §પુદનાંમ્[20] અષઑનો[21] ફ્રવષીમ્[22] યજમઇદે;[23] §જામાસ્પહે[24] §અપરજાતહે[25] અષઑનો[26] ફ્રવષીમ્[27] યજમઇદે;[28] §મઇદ્યો-માઓંઘ્રહહે[29] અપરજાતહે[30] અષઑનો[31] ફ્રવષીમ્[32] યજમઇદે;[33] §ઉર્વતત્-નરહે[34] અપરજાતહે[35] અષઑનો[36] ફ્રવષીમ્[37] યજમઇદે.[38]

---

ફ. ૧૨૭ : ૧૦૦ અષ-નેમંઘહુ=અશોઇની નેમાજ-અશોઇના કેહર્પો સાથે હરહંમેશ વ્યવહારમાં આવતો.

ફ. ૧૨૭ : ૧ વીદત-ગાઓ : વીદત-વીદ=જ્ઞાન પામેલો+ગાઓ=ગવની કુદરત રાખનાર. ગવની કુદરતના વ્યવહારમાં હરહંમેશ રહેતા ગોરપંદી નર-અહુનવરનો હમકાર.

ફ. ૧૨૭ : ૨-૩ અંઘહુયાઓ દઇંઘહેઉશ=આ દેશના એટલે અઇર્યનએમ વએજની તલેસમમાં આવેલા દેશોમાંની કશોમાંની સંસ્થાઓને લગતા.

ફ. ૧૨૭ : ૭ પરશત ગાઓ : પરશત શબ્દ પેરેશ=પુછવું ઉપરથી છે. ગવ શબ્દમાં ગાઓ એટલે અમલનું ફેરસ્તાઇ કેહર્પ જે ગાએ રૂપમાં હોય યા અદ્રસ્ય હોય તે. જેમ આથવ્યાનની ગવ હતી-જેમ પેગામ્બરને દુધ પાવા માટેની ગાઓ હતી-જેમ હોમોગોન પસુ રહે છે તેમ તેવી તલેસમો-વાળી ગવ જે સાક્ષાત દેખાતી હોય કે અદ્રસ્ય હોય જેમાં અમુક શક્તિ હોય. અહિંયાં આ મોટા નરે પોતે આવી એક તલેસમાતીક ગવ કેહર્પને ઉભું કીધેલુ, જેમાં સાક્ષાત ગવની કુદરત હતી, જેને પુછવે ભુતભવિષ્ય તેવણુ જાણી શકતા. આવી ગવમાં શહેરોના શહેરોને ઉંચકવાની શક્તિ છે.

ફ. ૧૨૭ : ૮ દાજગ્રોગવ : દાજગ્રો શબ્દમાં દજ અને ગેરેવ મુળો દેખાય છે. દજ=બાળવું અને ગેરેવ એટલે પકડવું. જીંદગીના સંસારના દુખોને પકડનાર-અટકાવનાર ગવની કુદરત એટલે દુખો આફતોને નરમ કરનાર કુદરત ગવ. આવી ગાઓનો રાખનાર એટલે ફેરસ્તાઇ કેહર્પને

(ફુટનોટ ચાલુ.)

(૧૨૭) ‖ ૨૧૧-૨૧૨ ‖ આ[૨] (અર્યમનને લગતા) ‖ દેશના કળાકૌશલ્યની સંસ્થાઓને લગતા[૩] ‖ (બે) અશો[૪] (નરો) ‖ અથ તેમંઘહ[૧૦૦] (અને) ‖ વીદત-ગવની[૧] ‖ ફ્રવષિ સાથે[૫] ‖ એકતાન થઇએ છીએ.[૬] ‖ ૨૧૩-૨૧૪ ‖ અપક્ષીરને લગતા[૯] ‖ દેશના કળાકૌશલ્યને લગતા[૧૦] ‖ (બે) અશો[૧૧] (નરો) ‖ પર્વત-ગાઓ[૭] (અને) ‖ દાજઓ-ગાઓની[૮] ‖ ફ્રવષિ સાથે[૧૨] ‖ એકતાન થઇએ છીએ.[૧૩] ‖ ૨૧૫ ‖ કરેહકનને લગતા[૧૫] ‖ અશો[૧૬] ‖ હુફ્રવચની[૧૪] ‖ ફ્રવષિ સાથે[૧૭] ‖ એકતાન થઇએ છીએ.[૧૮] ‖ ૨૧૬ ‖ પુદના[૨૦] ‖ અશો[૨૧] ‖ અકયદની[૧૯] ‖ ફ્રવષિ સાથે[૨૨] ‖ એકતાન થઇએ છીએ.[૨૩] ‖ ૨૧૭ ‖ અમર જાતના ભેદના એટલે પાછળથી કે જયારે જમાનાઓમાં દીનને સમારવી પડે ત્યારે સોશ્યંતો સાથે ઉતરતા[૨૫] ‖ અશો[૨૬] ‖ જામારપની[૨૪] ‖ ફ્રવષિ સાથે[૨૭] ‖ એકતાન થઇએ છીએ.[૨૮] ‖ ૨૧૮ ‖ અપરજાત=પાછળથી દીન માટે ઉતરતા[૩૦] ‖ અશો[૩૧] ‖ મઇદયોમાહની[૨૯] ‖ ફ્રવષિ સાથે[૩૨] ‖ એકતાન થઇએ છીએ.[૩૩] ‖ ૨૧૯ ‖ અપરજાતના ભેદના પાછળથી ઉતરનાર[૩૫] ‖ અશો[૩૬] ‖ ઉરવત નરની[૩૪] ‖ ફ્રવષિ સાથે[૩૭] ‖ એકતાન થઇએ છીએ.[૩૮] ‖

---

(પાને ૧૯૪ થી ફુટનોટ ચાલુ).

રાખનાર. આ નર અને ઉપરના પરસ્તગાઓના નરોને સાથે યાદ કીધેલા છે તેઓની જોડી ગણેલી છે. માટે આ બેઉ નરોની પાસે કુદરતની હમકાર શકિતઓના કેહર્પો હતા જેઓ હમકાર થઇનેજ કામ કરતા હતા જેઓનું કામ અશો જરથુસ્ત્રની દાનોઅરીને આ ચાલતા દરેઘો ખદાતમાં મદદ કરવા માટેનું છે.

ફ. ૧૨૭ : ૯-૧૦ **અપક્ષીરયાઓ દઇંઘહેઉશ=અપક્ષીર** દેશની કળાકૌશલ્યને લગતા. '**અપક્ષીર**' શબ્દમાં **અપ-ક્ષિ**=હાથ નીચેની સત્તાવાળા-અનઇરાન દેશ-અર્યમન દેશથી પછીના બીજા ઉતરતા દેશમાં ભલી કળાકૌશલ્ય ચલાવતા.

ફ. ૧૨૭ : ૧૪ **હુફ્રવાક્ષ=હુફ્રવચની. હુ+ફ્ર+વચ** : **હુ**=પઝતી જાતનું ભલું; **ફ્ર**=આગળ વધારનાર; **વચ**=સત્યવાણીઓ-માંથ્રો. માંથ્રો આપીને નેક તોરીક આપીને પાપીઓને સવાબકાર બનાવનાર, વૃદ્ધિમાં વધારનાર નર-અહુનવરનાં નાળાંઓનો હમકાર.

ફ. ૧૨૭ : ૧૫ **કહર્કનામ=**કહર્કને લગતાની જેવાની. કહર્ક એટલે પક્ષિ. પક્ષિ જે ઉપર હુપરેન કરે છે-ઉડે છે તેમ હસ્તી તરફ ઉડારનાર.

(ફુટનોટ ચાલુ).

(૧૨૮) †રઓચસ્‌ચએષ્મનો[41] અષઓનો[40] ફ્રવષીમ્[41] યજમઇદે;[42] †હ્વર્ચએષ્મનો[43] અષઓનો[44] ફ્રવષીમ્[45] યજમઇદે;[46] †ફ્રાદત્-ખ્રએનંઘ્રહે[47] અષઓનો[48] ફ્રવષીમ્[49] યજમઇદે;[50] †વિદત્-ખ્વરએનંઘ્રહે[51] અષઓનો[52] ફ્રવષીમ્[53] યજમઇદે;[54] †વૉઉરૂ-નેમંઘ્રહે[55] અષઓનો[56] ફ્રવષીમ્[57] યજમઇદે;[58] †વૉઉરૂ-સવંઘ્રહે[59] અષઓનો[60] ફ્રવષીમ્[61] યજમઇદે;[62] †ઉખ્ષ્યત્-એરેતહે[63] અષઓનો[64] ફ્રવષીમ્[65] યજમઇદે;[66] †ઉખ્ષ્યત્-નેમંઘ્રહે[67] અષઓનો[68] ફ્રવષીમ્[69] યજમઇદે;[70] †અસ્તવત્-એરેતહે[71] અષઓનો[72] ફ્રવષીમ્[73] યજમઇદે.[74]

---

(પાને ૧૯૫ની ફુટનોટ ચાલુ).

ફ. ૧૨૭ : ૧૯ **અકયદહે=અકયદની.** કયદ=બુરાઇ; અ=વગરનો. બુરાઇઓ વગરનો—હવસો રહિતનો.

ફ. ૧૨૭ : ૨૦ **પુઇનામ=પુઇની;** પુ એટલે પવિત્ર કરવું—પવિત્રાઇ અપાવનાર.

ફ. ૧૨૭ : ૨૪ **જામાસ્પ=જામ**-દામ-ગામ; જગતમાં પગથીએ પગથીએ એટલે વખતો વખત શું થઇ રહે તેની **જામ** તલેસમાતીક ફુરબીન+**અસ્પ** એટલે ઘોડો-તેઝ ગતી; જામ જોવાના કામમાં-બનાવવાના કામમાં પુરવીણ-સાત કાળનું જાણવામાં પુરવીણ (એવણ માટે જુઓ ફકરો ૧૦૩ નોટ ૭૭).

ફ. ૧૨૭ : ૨૫ **અપરજાત : અપર=**પછીથી; **જાત=**જન્મેલા. પછીથી એટલે પેગામ્બરના અઇયામ પછીના વખતે-ચાલુ દરેઘોખદાતના બુરા અઇયામો કે જે વખતે જગત ઉપર પાપ ઘણું વધવે સઓષ્યન્તો ઉતરે છે તે વખતે તે સઓષ્યન્તને મદદ કરવા પાછો જન્મ લેનાર.

ફ. ૧૨૭ : ૨૯ **મઇદયોમાહ : મઇદયો=**મધ્ય અને **માહ=**ચંદ્રમાં. પુર્ણ ચંદ્રમા જેવા; એટલે જેમ રીતું કામ ચંદ્રમાં પુર્ણતામાં બજાવે છે તેમ એશો જરથુસ્ત્રનું કામ પુર્ણ રીતે બજાવનાર; (એવણને માટે જુઓ કરદો ૨૪).

ફ. ૧૨૭ : ૩૪ ઉરવતનર=ઉર્વતત-નર: ઉર્વતત એટલે ઉરૂ થયલો ઉરૂ તરફ લઇ જનાર : જગતને ઉરૂ તરફ ફ્રશો-ગર્દ તરફ લઇ જનાર (જુઓ નોટ ૬૯ કરદો ૨૫).

(૧૨૮) ॥ ૨૨૦ ॥ અશો[40] ॥ રઓચસચ-એષ્મની[41] ॥ ફ્રવષિ સાથે[41] ॥ એકતાન થઇએ છીએ.[42] ॥ ૨૨૧ ॥ અશો[44] ॥ હવરે-ચએષ્મનની[43] ॥ ફ્રવષિ સાથે[45] ॥ એકતાન થઇએ છીએ.[46] ॥ ૨૨૨ ॥ અશો[48] ॥ ફ્રાદત-ખરેનંધહની[47] ॥ ફ્રવષિ સાથે[49] ॥ એકતાન થઇએ છીએ[50] ॥ ૨૨૩ ॥ અશો[52] ॥ વિદત-ખરેનંધહની[51] ॥ ફ્રવષિ સાથે[53] ॥

---

ફ. ૧૨૮ : ૩૯ **રઓચસ-ચષ્મ**=**રઓચંઘહ+ચશમ** : આંખમાંથી હસ્તીની અમર શાંતીવાળી રેશની-અનગ્ર રઓચના સ્તરોની ગતીએ પાંથરીને ફ્રશો-ગર્દ લાવવાની તૈયારી કરી રહેલો સઓષયોશનો હમકાર.

ફ. ૧૨૮ : ૪૩ **હવરે-ચષ્મ** : **હવરે**=ખુરશેદ : ખુરશેદની માફક રેશન ગતીની રેશની-તાઝગી આપતી રેશની પાંથરીને હમેશગીની લીલાશ પાથરીને ફ્રશો-ગર્દ થવાની તૈયારી કરી રહેલો સઓષયોશનો હમકાર.

ફ. ૧૨૮ : ૪૭ **ફ્રાદત-ખરેનંઘહ** : **ફ્રાદત**=આબાદી કરતો. ભલા ખરેનંઘહના આશીશોને જગતમાં પાંથરી ખરફસ્ત્રોનેબી ગોરપંદો બનાવી ફ્રશો-ગર્દ થવાની તૈયારી કરી રહેલો સઓષયોશનો હમકાર.

ફ. ૧૨૮ : ૫૧ **વીદત** અથવા **વરેદત-ખરેનંઘહ** : **વરેદત** એટલે પાંથરતો. ખરેનંઘહને કેશ્વરોમાંથી જગત ઉપર ગેતી ઉપર પાંથરીને ફ્રશો-ગર્દ લાવવાની તૈયારી કરી રહેલો-સઓષયોશનો હમકાર.

ફ. ૧૨૮ : ૫૫ **વોઉરૂ-નેમંઘહ** : **વોઉરૂ**=પુર્ણતાની નેમ ઘહ-બંદગીઓ. બંદગીના તાત્પર્યને પુર્ણતાએ લઇ જનાર-જગતના લોકોને તેવું શીખવીને ફ્રશો-ગર્દ લાવવાની તૈયારી કરી રહેનાર સઓષયોશનો હમકાર.

ફ. ૧૨૮ : ૫૯ **વોઉરૂ-સવંઘહ** : **વોઉરૂ**=પુર્ણતાના; **સવંઘહ**=ફાયદાઓ. પુરા ફાયદાઓ અપાવીને જગતમાં ફ્રશો-ગર્દને લાવવામાં સઓષયોશને મદદ કરનાર.

ફ. ૧૨૮ : ૬૩ **ઉક્ષ્યત-એરેત** : **ઉક્ષ્યત**=ઉગાડનાર; **એરેત**=સચ્ચાઇ. આરમઇતીની બુન્દક મનશ્નીનોઃ ઉક્ષ્યત એરેતને **હોશેદરબામી** તરીકેબી ઓળખે છે. એવણું દરેક દરેઘો ખદાતના હાશેમના જમાનામાં સઓષ્યંત તરીકે આવીને સચ્ચાઇનો નાદ ચલાવશે, અને દરેઘો ખદાતની આખરીએ આવીને સઓષઓશને મદદ કરશે. આખરના વખતમાં ફ્રશો-ગર્દ ચલાવવા જગતમાં રાસ્તી પાંથરી બુન્દક મનશ્ની પાંથરીને બકરી વાઘ એક ઓવારે પાણી પીએ તેમ કરીને ગેતીનો લય કરવામાં મદદ કરશે-એમ રૂવાનની ઉપીને પુરી કરવાનું શરૂ કરશે કે જે પછીથી બઓદાંગની ઉપી શરૂ થાય.

(ફુટનોટ ચાલુ).

એકતાન થઈએ છીએ.[૫૪] ‖ ૨૨૪ ‖ અશો[૫૬] ‖ વોઉરૂ નેમંઘહની[૫૫] ‖ ફ્રવષિ સાથે[૫૭] ‖ એકતાન થઈએ છીએ.[૫૮] ‖ ૨૨૫ ‖ અશો[૬૦] ‖ વોઉરૂ સવંઘહની[૫૯] ‖ ફ્રવષિ સાથે[૬૧] ‖ એકતાન થઈએ છીએ.[૬૨] ‖ ૨૨૬ ‖ અશો[૬૪] ‖ ઉક્ષ્યત એરેતની[૬૩] ‖ ફ્રવષિ સાથે[૬૫] ‖ એકતાન થઈએ છીએ.[૬૬] ‖ ૨૨૭ ‖ અશો[૬૮] ‖ ઉક્ષ્યત નેમંઘહની[૬૭] ‖ ફ્રવષિ સાથે[૬૯] ‖ એકતાન થઈએ છીએ.[૭૦] ‖ ૨૨૮ ‖ અશો[૭૨] ‖ અસ્તવત એરેતની[૭૧] ‖ ફ્રવષિ સાથે[૭૩] ‖ એકતાન થઈએ છીએ.[૭૪] ‖

**નોંધ : ફ. ૧૨૮ : ૭૧ અસ્તવત-એરેત** : આ નરને **સઓષઓશ** તરીકે ઓળખે છે. ૨૫-૨૬-૨૭ ફકરાઓમાં પેગામ્બરના હાવીસ્તોના નામો છે તે દરેક ફકરામાં છેલ્લે **અસ્તવત-એરેતને** બતાવેલા છે એમ **અસ્તવત-એરેતને** ત્રણ વખત બતાવેલા છે. **અસ્તવત-એરેતને** તે દરેક ફકરાને છેડે યાદ કીધા પછી ૨૮ મા ફકરામાં તેવણુને વર્ણવેલા છે. આ ત્રણ ફકરાઓ ૨૫-૨૬-૨૭ મા છેલ્લે એવણુને મુકવાનો મોટો અર્થ છે. આ જગતમાં દરેઘો ખદાતના ૮૧,૦૦૦ વર્ષના દોરાનો ચાલી રહે છે. દરેક દરેઘોમાં જગત એક એક નોટ આગળ ફ્રશો-ગર્દ તરફ જઈ રહે છે પછી છેલ્લો દરેઘો ખદાત આવશે ત્યારે આ ગેતી સુક્ષ્મ થઈ ગરોથ્માની થશે અને નીસ્તીને ફ્રશો-ગર્દ તરફ લઈ જવા કામ કરશે. છેલ્લા દરેઘો ખદાત વખતે જડમંદ હયાતી રૂવાન જેવી અમર થશે જેને **ઇરીસ્તખીઝની** હાલત કહે છે. જડતાનું તન જડતા છોડીને **ખાશ્નવતની** (નુરની) ગતીએ પુગવા ઉઠશે. દરેક દરેઘો ખદાતમાં આવો મામલો વધુ અને વધુ જોર પકડીને આખરના દરેઘો ખદાતમાં કુલ અસ્તોમંદ કાયા ખાશ્નવત થશે એટલે રસ્તાખીઝ પુર્ણ થઈ રહેશે. ત્યારે દરેક દરેઘો ખદાતમાં **રસ્તાખીઝ** થવાનો મામલો થઈ રહે છે એટલે જડતાના જગતને વધુ સુક્ષ્મતાએ લઈ જવાનો મામલો થઈ રહે છે. જડતામાં અધમ પાપો થઇ રહે છે. પછી જયારે સએન દુજનો ઘેરો અધમ પાપોથી

---

(પાને ૧૯૭ ની ફુટનોટ ચાલુ).

ફ. ૧૨૮ : ૬૭ **ઉક્ષ્યત-નેમંઘહ** : **ઉક્ષ્યત**=ઉગાડનાર-**નેમંઘહ**=નેમાઝ. એવણુને **હોશેદરમાહ** તરીકેબી ઓળખે છે. જગતમાં બંદગીના જોમને વધારીને જડતાનો નાશ કરવા દરેક દરેઘો ખદાતની **હાશેમની શહેનશાહતના** અમુક જમાનમાં ઉતરશે. અને પછી આખરના દરેઘો ખદાતમાં સઓષ્યોશને મદદ કરવા ઉતરશે. આ ૧૨૮ મા ફકરામાં આવેલા બધા નરો છેલ્લા નર **અસ્તવત એરેત** એટલે સઓષયોશને ફ્રશો-ગર્દ લાવવામાં મદદ કરશે.

થઇ રહે છે એટલે નાશનો વરસાદ વરસી રહે છે જેને 'કયામત' કહે છે એટલે જમાનામાં ઝીરો-ઝબરની ગતીના મોટા મોટા બનાવો એવા થાય છે કે તેથી જગત ઉપર આફતો પડે છે. આવી ગતીમાંથી પછી રસ્તાખીઝનો ભેદ જન્મે છે એટલે કેઆમતના મારથી સુધરીને વધુ સુક્ષ્મ થઇ રહે છે. દરેઘો ખદાતની સાત પાદશાહીઓ અમુક અમુક વરસોની રહે છે. તે સાત પાદશાહીઓમાં ત્રણ વખત કેઆમતનો વખત આવે છે એટલે દરેક દરેઘો ખદાતમાં ત્રણ વખત જગત ઉપર પુર્ણ રીતની અધમ ગતીઓ જામી રહે છે—અધમ પાપો થાય છે જેથી મોટી મોટી આફતો આવે છે. આ ત્રણ વખતે સઓષઓશ ઉતરીને સમાધાની કરી આપે છે. આ ત્રણમાંના બે વખતમાં અધમ ગતી ઉભી થઇને જરથુસ્ત્રના કુહે-દેમાવંદ ઉપર બાંધેલા અઝી દેહાકની છુટા થવાની ધારતી રહે છે પણ તેમ થઇ શકતું નથી કેમકે સોશીઓષના પેશ-રવો તેમ થવા દેતા નથી અને અશો જરથુસ્ત્રની નાઇસીમી દએવોની તલેસમ ઉભી રહી શકે છે. પણ જ્યારે ત્રીજી વખત પાપોની અધમતા થાય છે ત્યારે અશો જરથુસ્ત્રની તલેસમ તુટે છે અને અઝી દેહાક છુટો થઇને નહી કલ્પી શકાય તેવાં હેવાન્યતથી ભરેલાં પાપો કરાવે છે. આ વખતે છેલ્લે સોશીઓશ અને તેઓના પેશ-રવો આવે છે. તેઓ જગતની પાંચ વર્ણોની ભલી ચીજોને ખિમ કદંવર ઉપર, ઉત્તર ધ્રુવ ઉપર લઇ જઇને રાખે છે કે જે પછાંથી કેઆમતનો માર જગત ઉપર એવો શરૂ થાય છે કે જગરેલ થઇને જગત નાશ પામે છે. કુજોદેમાનનું જગત નાશ પામે છે અને ગરોદેમાનનું જગત શરૂ થાય છે. આમ ત્યારે દરેઘો ખદાતની સાત પાદશાહીઓના અઇયામોમાં ત્રણ વખત અધમ પાપોની કેઆમત થાય છે માટે ત્રણ વખત સોશીઓશ પોતાના પેશ-રવો સહિત ઉતરે છે. એક વખતની કેઆમત હુશેમની શાહેનશાહતની આખેરીએ થાય છે-બીજી વખતની કેઆમત બુધની શાહેનશાહતની આખેરીએ થાય છે અને ત્રીજી વખતની છેલ્લી કેઆમત આખરની સનીની શાહેનશાહતને છેડે થાય છે.

પેગામ્બર સાહેબના આ બધા ૨૨૮ હાવીસ્તો કે જેઓ માનવ અવતારમાં પઝતી દરજ્જાના નરો છે, જેઓની હકીકતથી દરેક વર્ણના મહાન પુરૂષો કામ કરીને પોતપોતાની વર્ણોને દોરવી શકશે, જેઓ ફ્રશો-ગર્દ કરાવનાર ગેતીના પઝતો છે, તે બધા ૨૨૮ હાવીસ્તોમાં અસ્વત એરેત ત્રણ વખત આવે છે અને રઓચસ-ચશ્મ અને હવરે-ચશ્મ બે વખત બીજા અને ત્રીજા કેઆમત માટે આવે છે. એમ ત્યારે આ બધા ૨૨૮

હાવીશ્તોમાંના ૯૦ હાવીશ્તોનાં નામોને છેડે અસ્તવત એરેત આપેલા છે એટલે ૯૦ માં અસ્તવત એરેત આવે છે. પછી ૯૧ થી તે ૧૪૯ લગીના ૫૮ હાવીશ્તો આપેલા છે તેમાં ૫૮ માં એટલે પહેલેલી ૧૪૯ માં હાવીશ્ત તરીકે ફરીથી અસ્તવત એરેત (સોશીઓશ)ને લીધા છે પછી ૧૫૦ થી તે છેક ૨૨૮ લગીના ૭૮ હાવીશ્તો આપેલા છે તેમાં પાછા છેલ્લા ૨૨૮ મા હાવીશ્ત તરીકે અસ્તવત એરેતને ગણેલા છે. દરેક દરેયો ખદાતની જનસમાજમાં અસ્તવત એરેત છેલ્લા ગણાય છે. ગહયોમર્દ પહેલા ગણાય છે. ઉપર કહેલી ત્રણ કેઆમતોના વખતમાંની દરેક કેઆમત થવાના વખત લગીના રૂવાનોને આગળ ચલાવનાર તરીકે હાવીશ્તોના આ ત્રણ ગરૂપો છે. આ નરો સમેતયાતી રૂવાનના દરજ્જાના છે—ચઢતી ગતી લગી પુગેલા દરજ્જાના છે, જેઓ કુલ નીસ્તીની જગતના નીરવાણ માટે કામ કરી રહે છે. પહેલા ગરૂપને મીથ્રનો ગરૂપ કહે છે કેમકે તેઓને જે જે રૂવાનો હાશેમની શહેનશાહત લગીનાને ચલાવવાના છે તેઓમાંનો અરધો ભાગ મીથ્રના સાહેબ રહે એવો હોય છે. તેઓના વીચારોની ઉત્તપત્તી દાદારે ગેહાનમાંથી થતી હોવે તે વાચાર—મનેશ્ન તે દાદારે ગેહાનના મરકઝ તરફજ મોટે ભાગે ખેંચાતાજ રહેશે. જો કે હાશેમના જમાનાના લોકો મીથ્રમાં નબળા રહેશે, કેમકે તેઓના મીથ્રો અપાખ્તરમાંથી નીકળશે છતાંબી તે બધા વખતને મીથ્રનો વખત કહે છે.

બીજો ગરૂપ જે રવીની શહેનશાહતથી તે બુધની શહેનશાહત લગી ઉતરશે તે માનવના સમાજને અને તે માંહેલી વર્ણોના પેશ રૂવાનોને ચલાવનાર જે હાવીશ્તો રહેશે તે આ બીજા ગરૂપના ૨૬ મા ફકરામાં કહેલા હાવીશ્તો રહેશે જેઓને માંથ્રના ગરૂપ કહે છે. આ જનસમાજમાં મીથ્ર જેવું રહેશે નહી કેમકે તેઓમાંના મોટે ભાગના મીથ્રનું ઉસુલ અપાખ્તરમાંથી હોવે તેઓના મનેશ્ન અપાખ્તરની તરફના પાપવૃત્તીનાજ રહેશે—જેઓનાં નીરવાણ માટે માંથ્રની અત્યંત જરૂર પડશે. પછીનો માનવનો ત્રીજો ગરૂપ જે માહની શહેનશાહતથી તે દરેયો—ખદાતની આખર લગીનો ઉતરશે તેઓને માટે હાવીશ્તોનો છેલ્લો ત્રીજો ગરૂપ છે જે ૨૭ મા ફકરામાં કહયો છે તે ઉતરશે. માનવના આ સમાજના મોટે ભાગની કરણી એવી અધમ રહેશે—વાચા એવી જુઠઠી રહેશે કે તેઓના નીરવાણ માટે માંથ્રની સાથે યસ્નની અતી જરૂર પડશે. આમ મીથ્રના ગરૂપના હાવીશ્તોના કામ કરતા માંથ્રના ગરૂપનું કામ જુદું રહે છે અને યસ્નના ગરૂપનું કામ આગળના તે બેઉ કરતાં જુદુ રહે છે. માંથ્રના ગરૂપમાંના રઓચસ—ચશ્મ અને હવરે—ચશ્મ ફરીથી યસ્નના ગરૂપમાં આવે છે. ત્યારે દરેયો ખદાતના ત્રણ વખ-

તના **કેઆમતને** સમારીને ધરીરતેખીઝ ઉભો કરવા **સઓશ્ઓશ** ત્રણુ વખત આવે છે માટે હાવીશ્તોમાં **અસ્તવત એરેતને** ત્રણુ વખત બતાવેલા છે. ત્યારે આ યશ્તમાં **અસ્તવત એરેતને** ત્રણુ વખત યાદ કીધા છે અને પછી ૨૮ મા ફકરામાં તેવણુનું કામ વર્ણવે છે જે દરેક દરેઘો ખદાતમાંની ત્રણુ કેઆમતો વખતે થાય છે તે છે અને ઝમ્યાદ યશ્તમાં બતાવેલા તેવણુના કામથી નોખું છે. ઝમ્યાદ યશ્તમાં **સોશીઓશનું** કામ જે બતાવેલું છે તે આખરના **ફ્રશો-ગર્દના** વખતના દરેઘો ખદાતના કામ વીષે છે. આખી નીસ્તી કે જેમાં અગણીત મરકઝો-દુન્યાઓ આવે છે જેમાં આપણી ગેતીભી સમાઇ જાય છે તે બધા મરકઝોના બે મુળ ફેઝીઝ (phases) છે. એક ફેઝ મઝદદાત પ્રમાણે ચાલીને ભલા બુરાના ભોગવટાઓ કરવા માટે છે જેમાં આપણી હાલની દેખીતી અનુભવમાં આવતી ગેતી સમાય છે. પણુ આ બધા મરકઝોનો બીજો ફેઝ છે જે અહુરદાત પ્રમાણે ચાલી **ફ્રશો-ગર્દનું** કામ ચલાવી રહે છે જયાં એકજ વર્ણ થઇ રહે છે તે ફેઝની જગતને **સાત કેશ્વરો** તરીકે જણાવેલી છે. આપણી જડ ગેતી જ્યારે જડતામાં હોય ત્યારે તેને **ડુઝો-દેમાન** કહે છે. પણ જ્યારે તે **ડુઝો-દેમાનમાં** સત્યનો પ્રભાવ જામે અને **ગરો-દેમાન** જેવું કામ થઇ રહે ત્યારે તેને **ખનરથ કેશ્વર** તરીકે કહે છે. ત્યારે આપણી ગેતી જે આપણે અનુભવીએ છીએ જેની ભુગોળ આપણુને ખબર છે તે **ડુઝો-દેમાન** છે જે નીસ્તીના દરયાવનાં ટીપાંનું ટીપુંભી નથી. પણુ આ જડ ગેતી જે તન રૂપ છે તેના કેહર્પ રૂપનો જે ભાગ છે તે તો અતી વીશાળ છે જેને **દુરએપારયાઓ** કહેલો છે. આપણી જડ ગેતીના ઉત્તર ધ્રુવની ઉપરથી આસપાસથી આ સુક્ષ્મ ભાગ કેહર્પ જેવો ભાગ શરૂ થાય છે જેના વીસ્તારને **ગરો-દેમાન** કહે છે જેમાંના ભાગોને **કંગદઝ, સૌકવસ્તાન, દશ્તે પેસાનસીહ, રોદે-નાવતક, દરેજી-જબાર** વીગેરેના નામોથી **પહેલવી** કેતાબોમાં ઓળખાવેલા છે. ત્યારે આપણી આવી જડ તન અને સુક્ષ્મ કેહર્પવાળી દુન્યા જગતને અવસ્તામાં **ઝેમો યત પથ-નયાઓ સ્કેરેનયાઓ દુરએપારયાઓ** તરીકે ઓળખે છે એટલે આ **ઝેમો**=જમાન જે પહોળી-રકુની માફક ફરતી ગોળ અને પાર કરવે મુશ્કેલ કહેલી છે.

**એમા યત પથનયાઓ સ્કેરેનયાઓ દૂરએપારયાઓ.**

- જડ તનરૂપની (જેને ગેતી કહે છે તે)
  - ગેતી જેને અનુભવીએ છીએ તે, જેને કુજે–દેમાન કહીએ છીએ એટલે જેમાં અધમ પાપો છે તે, જેમાં ઉત્તર ધ્રૂવ બરફથી બંદ રહે છે અને તેને લીધે ઉત્તર ધ્રૂવની ઉપરનો ભાગ જેને ગરો–દેમાન કહે છે જેનો વીસ્તાર છેક ઉપઇરી–દખ્યુથી અને તેની ઉપરની ઝમરીર લગીનો છે તેવા ગરોદેમાન સાથે મુદદલ વહેવાર રહેતો નથી તે;–આવી અધમતાવાળી જડ ગેતીમાં જ્યારે સત્ય પંથરાય છે ત્યારે તે ગેતીનો ઉત્તર ધ્રૂવ ખુલે છે અને ઉપર કહેલા ગરો–દેમાનના વીસ્તાર સાથે એટલે છેક આ–દખ્યુની અંદરની ઝમરીર સાથે સીધો સંબંધ થઇ રહે છે–આવી ગેતીને દૂરએપારયાઓ કહી છે જેને ખનરથ કેશ્વર તરીકે કહે છે. આ ખનરથના રદ તરીકે અશો જરથુશ્ત્રને ગણેલા છે.
- સુક્ષ્મ કેહર્પ રૂપની (જેને ગરોદેમાન કહે છે તે)
  - કંગદઝબામીત્યાંનો રદ પેશોતનુશ જેને ખુનદહીશ્નમાં પેશોતને–વીશ્તાસ્પાન કહયો છે.
  - દરેજી જબાર (અહિંયાં જરથુશ્ત્ર જન્મીને મોટા થયલા હતા)
  - સોકવસ્તાન (સેગસ્તાન) અહિંયાંનો રદ અઘ્ર–એરથહે નરવહે છે જેને ખુનદહીશ્નમાં ગોવપતશાહ કહે છે
  - દશ્તેપેસાન–સીહ અહિંયાંનો રદ ફ્રદાક્ષ્તી ખુનમ્ય જેવણુને ખુનદહીશ્નમાં ફ્રરાતારશ્તે ખુમ્બીકાન તરીકે ઓળખે છે
  - રોદે–નાવેતક અહિંયાંનો રદ ૧૧૬ નમ્બરનો હાવીશ્ત નામે અષેમ–અહમાઇ–ઉશ્ત જેને ખુનદહીશ્નમાં અએશ્મે યામાહુશ્ત તરીકે લખે છે
  - વરઝમ કર્દ અહિંયાંનો રદ ઉરવતદ નર–ઇ જરથુશ્ત્ર

૨૬ એટલે રતુ; રતુ એટલે અહુ તરીકેના જરથુશ્ત્રના નાયબો જેઓને દીનદસ્તુર તરીકે ટુંકમાં કહે છે તેઓ. આખા ખનરથ ઉપર જરથુશ્ત્રની અહુગીરી છે; અને ખનરથના સુક્ષ્મ ભાગો ઉપર તેવણુના હાવીસ્તની રતુગીરી છે. ગેતી જે જડ અને અધમતાવાળી છે તેમાં પાંચ જીરમના મુળ પુરૂષો જેઓ ઉપર કહેલા હાવીશ્તોની કુનીઅતમાંથી છે તેઓની રતુગીરી છે જે બધાના અહુ તરીકે જરથુસ્ત્ર છે. આમ ખનરથ કેશ્વર કે જેનો વિસ્તાર છેક ઉપધરી-દખ્યુની બહારની ઝમરીર લગીનો છે ત્યાં લગી જરથુસ્ત્રની અહુગીરી છે. પણ આ ઉપધરી-દખ્યુને ઘેરતા ત્રણ ગવચીથ્રના દખ્યુઓમાંના ૭ કેશ્વરોની ઉપરખી અશો જરથુસ્ત્રની અહુગીરી છે કેમકે તે ૭ કેશ્વરો ઉપર તેવણુના હાવીશ્તો ૨૬ તરીકે છે. આ બાબદ હવે જોઇએ કે જેથી પછી માલુમ પડશે કે અશો જરથુસ્ત્ર આખી નીસ્તીની અહુગીરી રાખે છે અને તેવણુના હાવીસ્તો નીસ્તીના ભાગો ઉપર ૨૬ તરીકે છે. કેશ્વરોના આ રદો બધા તેમ ખનરથની અંદરના ભાગોના રદો બધા એક સાથે મળી શકે વાતચીત કરી શકે તેવાં કેહપોં રાખે છે અને ગેતી ઉપર જયારે અધમતા પુર બહારમાં આવે છે કે જયારે સઓષ્યંતોને ઉતરવાનો વખત આવેછે ત્યારેગ્મી આ બધા રદોની મદદ તે સઓષ્યંતોને મહયાજ કરે છે. ઉપર કહેલી ત્રણ કેઆમતો થાય છે ત્યારેગ્મી આ બધા રદોની મદદ મળે છે. વળી દરેક કેઆમત વખતે અમુક અમુક નરો અપરઝાત થાય છે એટલે તે વખતે ગેતીમાં પાછા ઉતરે છે જેઓ તે સઓશ્યંતના પેશ્નરવો તરીકેજ ઉતરે છે. આ વખતે આ બધા રદો તેઓને મદદ આપે તેવી હાલતમાં આવે છે. દરેક કેઆમત વખતે અમુક અમુક નરો અપરઝાત થાય છે એટલે તે વખતે ઉતરે છે-તે સઓસ્યોશનાં પેશરવ તરીકે ઉતરે છે. ત્યારે આ બધા રદો તેઓને સીદ્ધિ મદદ આપે તેવી હાલતમાં આવે છે. દરેક કેઆમત વખતે ઘણાખરા નરો જેઓ અપરઝાત થાય છે-પછીથી ઉતરે છે તેઓ ઘણા-ખરા સરખા રહે છે. જો કે તેઓના ઉતરવામાં અમુક અમુક ફેરગ્મી રાખેલો છે. ફ્રરવરદીન યશ્તના ૧૨૮ માં ફકરાના રઓચસચશ્મ અને હુવરેચશ્મ અને ફ્રાદતનર અને વીદતનર અને વોઉરૂનેમ બહ-વોઉરૂ સવંઘહ આ બધાઓ સઓશીઓશ સાથેજ છેલ્લી કેઆમત વખતે એટલે દરેક દરેષોખદાતની ખતમના થવાના અમુક વર્ષો અગાઉ (૫૭ વર્ષ અગાઉ) ઉતર્યાં કરે છે. એમ ગેતીના સૌથી છેલ્લા દરેષોખદાત વખતેબી તેઓ ઉતરીને ફ્રશો-ગ્મર્દ કરશે. પણ આ બધાની અગાઉથી નોદરનો તુસ, ગુદરેજનો ગેવ, ફ્રઓખશરૂ-કેરશાસ્પબી ઉતરીને તેઓને સગવડ કરી આપશે.

હવે ત્યારે ખનરથની બહારના ૭ કેશ્વરના રદો જોઇએ. આ બધા સાતેસાત કેશ્વરના રદો એક બીજા સાથે સીધ્ધા સંબંધમાં રહે છે એટલે ખનરથના રદો સાથે ૭ કેશ્વરના રદો સીદ્ધા સંબંધમાં રહે છે અને ખનરથના જડ તન ભાગ જેવી ગેતીની જરથોશ્તી દીનને ખનરથ સાથે અને તેથી ઉપરના ૭ કેશ્વરો સાથે પાવમહેલની સચેતી મારફતે સીધ્ધો સંબંધ રહેવો જોઇએ તે રહે છે. જો પાવીકત સલામત હોય તો તે સંબંધ રહે; જો પાવીકત તુટે તો તે સંબંધ તુટે. જ્યારે આ સંબંધ તુટવે દીનની સંસ્થાઓમાંના આતર પાદશાહોની હુક્ષથમાં ધનામીનની હુક્ષથ દાખલ થઇ તે આતર પાદશાહોની સત્તા નીરમુળ થાય અને તેથી બીજી અન્ય વર્ણોની મીનો સંસ્થા ઉપર આજાબ પડે અને તેથી જંગતમાં અધમતા જામે-સએન દ્રુજ પ્રબળ થશે ત્યારે વબાઓ ઉતરે જેને રોકવા પછી રાએનીદારોનું ઉતરવું થાય છે. ૭ કેશ્વરો કઇ રીતે નીસ્તીમાં આવેલા છે, ખનરથની બહાર તેઓ કઇ રીતે છે, તેઓના રદો કોણ છે?

નીસ્તીના સાત દખ્યુઓ છે જેઓ એકએકને ઘેરે છે. કાંદાના પડની માફક તેઓ રહ્યા છે. સઉથી બહારના ત્રણ દખ્યુઓ અઇવિ-અંતર અને આ-દખ્યુ આતશી એટલે ગવચીથના છે એટલે માહોંઘહેમ ગવચીથમાંના ભેદના આરમાની તત્વના છે. આ આ-દખ્યુ પછીના ચાર દખ્યુઓ નામે ઉપઇરી-અદઇરી-પઇરી અને અઇપી-દખ્યુઓ છે તેઓ ચાર અનાસરના છે. આપણી જડ ગેતી તો છેક અંદરના અઇપિ અને પઇરી દખ્યુની વચમાં એક રાઇના દાણા જેવી તે ચાર અનાસરી દખ્યુઓના મહાસાગરરૂપ વીસ્તારની આગળ છે. પણ ઝેમો યત પથનયાઓ એટલે આખી ઝેમો જડ તન તેમ સુક્ષ્મ કેહર્પ સાથની જે ઉપર જોઇ છે તે તો છેક ઉપઇરી-દખ્યુ લગી પુગે છે. એમ ત્યારે ખનરથ કેશ્વરનો વીસ્તાર આવો છેક ઉપઇરી-દખ્યુ લગીનો છે. પણ આ ઉપઇરી-દખ્યુની ઉપરના ત્રણ ગવચિથના દખ્યુની વચમાંની ઝમરીરમાં ૭ કેશ્વરો છે. એમ આ ૭ કેશ્વરો ગવચીથના દખ્યુ-ઓના વીસ્તારમાં છે જ્યારે ખનરથ કેશ્વર-બાકીના ચાર દખ્યુઓના વીસ્તા-રમાં છે. આ ખનરથ કેશ્વર ઉપર રદ તરીકે ખુદ જરથુશ્ત્ર છે. ખનરથ કેશ્વરના અંતર ભાગો છે જેઓને ઉપરના કોઠામાં જોયા છે તે અંતર ભાગોની ઉપરણી રદો તરીકે જરથુશ્ત્રના હાવીશ્તો છે જેઓના નામો તે કોઠામાં આપેલા છે, પણ ખનરથ કેશ્વરના ઘેરાવાની બહારના ૭ કેશ્વરો છે એટલે ઉપર કહેલા ત્રણ આતશી દખ્યુઓની ઝમરીરના ભાગોમાં તે ૭ કેશ્વરો છે તેઓની ઉપરણી રદ તરીકે અશો જરથુશ્ત્રના હાવીશ્તો છે; જેમકે (૧) અરેજહી કેશ્વરનો રદ ૮૪ નંબરનો હાવીસ્ત અષાવંઘહુ-એ-બિવંદઘંહન છે,

જેવણુને બુનદહીશ્નમાં અશીશવંઘહુ—એ-વોવંદાન તરીકે કહેલા છે. (૨) સવદી કેશ્વરનો ર૬ ૮૫ નંબરનો હાવીશ્ત જરોદંઘહુ—એ-પઈ-રીશ્તીર છે જેવણુને બુનદહીશ્નમાં હુજરદ (અથવા હુવાજરદંગહર) —એ-પરીશ્તીરો તરીકે ઓળખેલા છે. (૩) ફ્રદફ્રુ કેશ્વરનો ર૬ ૧૬૯ નંબરનો હાવીશ્ત સ્પિતિ ઉસ્પાસ્નુ છે જેવણુને બુનદહીશ્નમાં સેપીતો દંત ઉસ્પોસ્નાન તરીકે ઓળખેલા છે. (૪) વીદદફ્રુશ કેશ્વરનો ર૬ ૧૭૦ નંબરના હાવીશ્ત એરેજરાસ્પ ઉસ્પાસનું છે જેવણુને બુનદહીશ્નમાં અઇરીજ રાસ્પ ઉસ પોસ્નાન તરીકે ઓળખેલા છે. (૫) વોઉરૂ બરેશતનો ર૬ ૧૭૯ નંબરના હુવસ્પ છે જેવણુને બુનદહીશ્નમાં હૂ અસ્પ તરીકે લખેલા છે. (૬) વોઉરૂ જરેશતના ર૬ ચખ્વશ્સ્પ છે જેવણુને બુનદહીશ્નમાં ચેહારવાઈન તરીકે લખેલો છે.

આ બધું બ્યાન કરવાની મતલબ પેગામ્બર સાહેબની નીસ્તીની ઉપર અહુગીરી બતાવવા માટે છે અને પેગામ્બર સાહેબના આ ચેલાઓના ત્રણ ગરૂપ અને તે ચેલાઓની યઝતી જગત દેખાડવા માટે છે. આવા ચેલાઓ નબા—નજદીશ્તનાંમ ફ્રવષિનાંમના છે એટલે યઝતોની આસ્ન ડહાપણ અને તે ડહાપણમાંથી ઉભી થતી ખેરદ ખ્રતુવાળા અને તેવી તે આસ્નને ઉત્પન્ન કરાવી આપનાર ફ્રવષિના જેવા છે. તેઓ બંગા જરથુશ્ત્રોતેમો છે જેઓનો સીલસીલો અદયાપી ઉતર્યાજ કરે છે જેઓની ક્ષથ્ર ગરો—દેમાનમાં છે જેઓના હાથ નીચેના સાહેબો સાહેબે-દીલાનો છે. એમ આ નરોને સાધારણ તરીકે લેવાનાજ નથી. વળી ૨૫-૨૬-૨૭ ના ફ્રકરાઓમાં સઓશ્યોશને ફરી ફરીને લીધેલા છે તેની સમજણી ઉપરથી આવશે કે, અહિંયાં જે હાવીશ્તો ત્રણ ફ્રકરાઓમાં જણાવેલા છે તે બધાજ અશો જરથુશ્ત્રની સાથનાજ છે. પણ તેઓ બધા યઝતી ગતીના હોવે નબા—નજદીશ્ત હોવે યઝતોની દાદારની જાતીના એટલે નજદીકના હોવે આખા દરેધો ખદાત માટે કામ કરી રહે છે એટલે દરેધો ખદાતમાં બિજઓ ચીથ્રયાઓ દ્રુજેમ=એપગાઓની ઓલાદથી આફ્રત ઉભી થાય છે અને તેથી અષવનોની અષોઇબી હાલવા માંડે છે અને અષવ કરશ્તહે=અશવનોના સામે ત્બએષ=વ્યાધી આફ્રત ઉભી થાય છે કે જેને પુરા પડવા અસ્તવત એરેત=સોશીઓશ ઉતર્યા કરે છે તેવા તે સઓ-શીઓશને મદદ કરનારા રહે છે. આવી બધી દરેધો ખદાતમાં વધતી વબાઓની સામે થવા અને તે વબાઓને તોડનાર સઓશીઓશને મદદ કરવા તેઓ બધા કામ કરી રહેલા છે. સઓશીઓશ આખા દરેધો ખદાતમાં ત્રણ વખત ઉતરશે અને તેવણુને તે ત્રણે વખતે જે જે

હાવીસ્તો તે ત્રણુ વખતંના હઝારાઓમાં મદદ કરશે તેઓનાં નામ તેવણુની અગાઉના છે. જગતને મદદ કરવા જેમ જીવતી હાલત અવષ્યની છે તેમ ગુજરેલી હાલત જેને કેહપંની હાલત કહે છે તેગી અવષ્યની છે. માણુસનું તન જીવતા જીવત પોતાના સગા દોસ્ત અને ગેતી માટે જે કામ કરે તેના કરતાં માણુસનું રૂવાન ગુજર્યાં પછી જે આઝાદ હોય –બંદદરોશ્ન ખુલેલુ હોય તો જગતના પોતાના વહાલા માટે તેમ કુલ જગત માટે જીવતા ઉમંગી તન કરતાં કરોડગણું કામ કરી રહે તે નોંધવું. એમ અશો જરથુશ્ત્રના હાવીશ્તો આખા દરેઘો ખદાતમાં કામ કરી રહે છે. પણુ જડ જગતમાં સઓશીયોશ એક દરેઘો ખદાતમાં ત્રણુ વખત ઉતરે છે જે વખતે તેવણુની સાથે ઉતરનાર નરો તેવણુની આગળથી ઉતરી રહે છે.

(કરદો ૨૮ મો) (૧૨૯) યો[૧] અંઘ્રહુત[૨] સઑષ્યાંસ[૩] વૅરૅથ્રજ[૪] નાંમ[૫] અસ્તવત્-ઍરૅતસ્ચ[૬] નાંમ.[૭] અવથ[૮] સઑષ્યાંસ,[૯] યથ[૧૦] વીસ્પૅમ[૧૧] અહૂમ[૧૨] અસ્તવન્તૅમ[૧૩] †સાવયાત્;[૧૪] અવથ[૧૫] અસ્તવત્-ઍરૅતો,[૧૬] યથ[૧૭] †અસ્તવાઓ[૧૮] હાં[૧૯] †ઉશ્તનવાઓ[૨૦] †અસ્તવત્[૨૧]-અઇથ્યેજંઘ્રહૅમ[૨૨] †પઇતિશ્તાત્,[૨૩] પઇતિશ્તાતેએ[૨૪] બિજંગ્રો-ચિથ્રયાઓ[૨૫] દ્રુજો,[૨૬] પઇતિશ્તાતેએ[૨૭] †અપત્ર-કરૂશ્તહે[૨૮] †ળ્અએષંઘ્રહે.[૨૯]

---

ફ. ૧૨૯ : ૧૮ **અસ્તવાઓ** : આ શબ્દ **અસ્તવંત** શબ્દનો પહેલી એક વચનનો આકાર છે. **અસ્તવંત** એટલે જડતાનું જીસ્માની. આ શબ્દ **ઉસ્તનવાઓ** શબ્દ જેબી **ઉશતનવંત** શબ્દનું પહેલી એકવચન છે તેની સાથે જાય છે.

ફ. ૧૨૯ : ૨૦-૨૧ **ઉશ્તનવાઓ** : ઉશ્તનવંત એટલે ઉશ્તાનવાળો જાનદારનો પહેલી એકવચનનો આકાર છે. આમ **અસ્તવંત ઉશ્તનવાઓ** બેઉ પહેલી એકવચનમાં છે. એટલે તે **જીસમાની જાનદાર હાલત** હતી એમ અર્થ થાય છે.

ફ. ૧૨૯ : ૨૩ **પઇતિશ્તાત**=પઇતિશ્તા ઉભું રહેવું-ઉભું કરવું ઉપરથી ઉભી કરશે.

ફ. ૧૨૯ : ૨૮-૨૯ **અપત્ર કરશ્તહે-ળ્અએષ**=અવશવનોને માટે ઉભી કીધેલી વબાઓ બુરાઇઓ આફતો. આમાં શું ભેદ છે તે ઉપર જોયું છે કે અશવનો પોતાની અશોઇને ટેકવવા-તે અશોઇ પાછી ફુટી નહિ જાય માટે પોતે

(ફુટનોટ ચાલુ).

(કરદે ૨૮) (૧૨૯) જે[૧] ‖ સઓસ્યોશ[૩] ‖ પીરોજગર ફતેહમંદ[૪] ‖ નામનો[૫] ‖ અસ્તવત એરેત એટલે જન્મ મરણ કરનારને સુદ્દમતાએ–સત્યતાએ એટલે અમર ગતીએ લઇ જાય તેવાં[૬] ‖ નામવાળો[૭] (સેફતવાળો) ‖ થશે[૨] ‖ સોસ્યોશ[૬] ‖ એટલા માટે[૮] (તેને કહેશે) ‖ કેમકે[૧૦] ‖ તમામ[૧૧] ‖ હાડમંદ[૧૩] ‖ તનોમંદ હયાતીને[૧૨] ‖ ફાયદો કરાવી આપશે–ફાયદો કરવા હોકમ કરશે.[૧૪] ‖ અસ્તવત એરેત[૧૧] ‖ એટલા માટે[૧૫] (તેને કહેશે કેમકે) ‖ તે નર[૧૯] (સોશીઓશ) ‖ બે પગવાળાઓની બુન્યાદવાળાથી એટલે માણસોની બુન્યાદવાળાઓથી થયલી[૨૫] ‖ દુજને બુરાઇઓને[૨૬] (નસ્ત કરવા અર્થે) ‖ સામે થવા[૨૪] (તે બુરાઇઓનું જોમ ધીમે ધીમે નરમ કરીને ભલાઇમાં બદલાવવા) ‖ અશવનોની સામે ઉભી થયલી[૨૮] ‖ વ્યાધીઓ–બુરાઇઓ–આફતોને[૨૯] (નસ્ત કરવા અર્થે) ‖ સામે થવા[૩૦] ‖ તે આફતોનું નીકંનદન કરવા) ‖ (એટલે દરેધો–ખદાતની આખરીએ જે આફતો જગરેલ આવે છે જેથી જગત નાશ પામે છે તે આફતોને દુર કરવા કે જેથી જગત ફરીથી આરાસ્તે થાએ માટે) ‖ જીસમવાળી જડતાવાળી હાડમંદ હયાતી[૨૧] (જે) ‖ હમેશગી વગરની એટલે મરે તેવી[૨૨] (છે) તેને ‖ જેમ[૧૭] (આગળ નાશ પામેલા દરેધો–ખદાતમાં) ‖ સજીવન શકિતવાળી–જીવવાળી[૨૦] ‖ તનોમંદ હાલતના શરીરવાળી[૧૮] (હતી તેમ) ‖ પાછી ઉભી કરશે[૨૩] ‖

**નોંધ:** ક. ૧૨૯ : ૧૪ **સાવયાત='સુ'** ફાયદો કરવો ઉપરથી પ્રયોજય ક્રિયાપદ causal verb. એનો અર્થ ફાયદો કરાવી આપશે–ફાયદો કરવા હોકમ કરશે. આ ક્રિયાપદને પ્રયોજય તરીકે વાપરેલો છે. માટે એનો અર્થ તેવી મતલબનોજ થવો જોઇએ. ફાયદો કરી આપશે એમ અર્થ કહેવા માંગતે તો પ્રયોજય causal આકાર વાપરતે નહિ કેમકે આ પ્રયોજય causal આકારમાં બીજાની પાસે કામ કરાવવાનો–કરાવવા હોકમ કરવાનો–ખરે-

---

(પાને ૨૦૬ ની ફુટનોટ ચાલુ).

પાવીકતનાં ભેદમાં એટલે consecrated દુન્યાના અભડાતથી દુરીમાં રહે છે. અને એમ થાય માટે દાદારે અશો જરથુશ્ત્રને જગતની ઉપર પાવીકતના ભેદ સાથે મોકલેલા છે, જેવણે **નાઇસીમી હએવની** તલેસમ એવી ઉભી કીધી છે કે જેમાંથી તે અશવનોની પાવીકતને મદદ મળે. પણ આખરનાં વખતમાં **બિજંથો** **ચિથના** માણસનાં પાપો એવા થશે કે જરથુશ્ત્રે બાંધેલો અઝી છુટી જશે. અને જરથુશ્ત્રની તલેસમો તુટશે જે વખતે અશવનોની અશોઈના ટેકાવ સામે **સ્પએશ**=આફત આવી ઉભી રહેશે. એટલે બધી તલેસમો આ વખતે તુટશે. આ વખતે **સોશીઓશ** આવીને બચાવ કરશે.

ખરતું થઇ રહે છે તે જોવાનો–એવો અર્થ આવે છે. It conveys the notion that a person or a thing causes or makes or orders another person or thing to perform the action or undergo the state denoted by root ક્રિયાપદનાં મુળમાં જેમ કે અહિંયાંના ક્રિયાપદનું મુળ 'સુ'=ફાયદો કરવો એમ છે તેમાં જે હાલત બતાવી છે યા જે કામ કરવાનું આવ્યું છે જેમ કે અહિંયા ફાયદો કરવાની ફાયદો થવાની હાલત બતાવી છે ફાયદો કરવાનું કામ આવ્યું છે તે હાલતને તે કામને બીજાઓ પાસેથી બજા લાવવા એ એમ કરવું–બજા લાવવા બીજાને ફરજ પાડવી–કહેવું–હોકમ કરવો.

અહિંયાં ત્યારે સોશીઓશ જગતને ફાયદો કરાવી આપે છે અને તેને માટે બીજાઓને તે કામ માટે રોકે છે એમ અર્થ થયો. આ ફાયદો શું છે. દરેઘોખદાતોમાંથી જગતને ચલાવી ચલાવીને અને તેમ કર્યા કરીને બિજંગ્રો–ચિથયા દુજો=બે પગવાળાઓથી એટલે માણુસોથી થતી દુજીની હાલતો બુરાઇઓને પઇતિશ્તાતે=મારી મારીને સુધારવી. આ ફકરામાં દરેઘોખદાતની આખરીએ દુન્યા જગરેલથી નાશ પામીને પછી પાછી ઉગે છે અને દરેક વખતે સુધરતી આવીને આગળ અને આગળજ ફ્રશો–ગર્દ તરફ ફ્રશો–ગર્દ માટેનાં છેલ્લા દરેઘોખદાતો તરફ જઇ રહે છે તેનો સિધો ઇશારો છે. અસ્તવતનો અર્થ આ ભેદ કહી રહે છે, કહે છે કે તેવણુને સસોષ્યોસ કહેશે. 'સુ' ફાયદો કરનાર કરાવનાર કહે છે, કેમ કે તેવણુ વિસ્પેઅહુમ કુળ જગતને સાવયાત=ફાયદો કરાવી આપશે. શું ફાયદો છે તે માટે કહે છે કે 'અસ્તવત એરેત'નો ભેદનો ફાયદો છે. અસ્તવત એટલે જન્મ મરણુ કરીને એટલે જન્મી મોટા થઇ પાછા સંકોચાઇ જવાની હાલતમાં આવીને હસ્તીનાં જેવાં અમર ગતીનાં જેવા થવાનો એટલે અરેત=આર=સિખ્યા આરમઇતિના જેવો થવાનો છે. કહે છે કે અસ્તવત અરેતનો આ અર્થ છે કે યથ જેમ અસ્તવાઓ ઉશ્તનવાઓ=હાદમદ જીવતી હાલતનું જગત છે–હતું જે અસ્તવત હાડમદ જીસમાની જગત અઇથ્યેજંઘહેમ–નાશને પાત્ર છે માટે નાશ પામે છે એટલે દરેઘો ખદાતની આખરે નાશ પામે છે તેને યથ=જેવું તે નાશ પામેલા દરેઘોખદાત વખતનું હતું તેવું પઇતિશ્તાત=પાછું ઉભુ કરી અપાવવું. આમ જગતને દરેઘોખદાતમાંથી ચલાવી ચલાવીને એટલે અઇથ્યેજંઘહુ કરી નાશ કરીને પાછું પઇતિશ્તાત=ઉભું કરીને પછી જમ્યાદ યશ્તમાં કહે છે કે યત ઉપંઘહચત સઓષ્યન્તાંમ વેરેથ્રાજનેમ ઉત અન્યાઓ સચિત હુપ્યો

જયારે (એટલે છેલ્લાં ફ્રશો-ગર્દના હઝારાઓમાં) 'યત'=જે એટલે ફ્રવએમ ખરેનો=દાદારના પરમ આશીશોનો વરસાદ નામે ફ્રવએમ ખરેનો પોતે સઓષ્યોશ જે ફ્રેહમંદ છે તેને (એટલે સઓષ્યોશ કે જે દરેક દરેષો-ખદાતમાં ફ્રતેહમંદ ઉતરી રહે છે કેમકે તેવણ બુરાઇઓને મારી મારીને દરેષો-ખદાતમાંથી ચલાવી ચલાવીને આખરે મહાત કીધેલી છે જે બુરાઇઓ હવે સુધરશે, તેવા ફ્રતેહમંદ સઓષ્યોશને) અને તેવણનાં બીજા દોસ્તો હમકારોને ઉંપધહુત=આવી મળશે-સાથે જોડાશે યત=ત્યારે કેરેનવાત ફ્રષેમઅહુમ=તે સઓશીઓશ જગતને ફ્રશોનું તાજુ પાપો વગરનું સત્યવાન કરશે એટલે ફ્રશો-ગર્દ કરશે. તે જગત ત્યારે અમરેષેન્તેમ=કદીએ મરે નહિં તેવું-નાશ પામે નહિ તેવું-જેમ આગળ દરેષો-ખદાતમાં નાશ પામતું અને સઓષ્યોશ તેને ફરીથી ઉભો કરતો એમ જે થઇ રહેતું હતું તેવું હવે કંઇ થશેજ નહિ પણ જગત યવએજિમ=અમરગતીનું યવએચ યવેતાએતે તરફ સાત કાળો તરફ એટલે રૂવાનની ઉષી પુરી કરીને બઓદ અને ફ્રવષિની ઉષો પુરી કરવા તરફ જઇ રહેશે માટે તે જગત અફ્રિથ્યન્તેમ=નહિ ખરાબ થતું-પાપોમાં નહિ પડતું અને અપુયન્તેમ=નહિ વાસ મારતું એટલે પાપો કરવે પાપોની વાસ આવે છે તેવી વાસ મારવે તે વાસ સુધારવા માટે પાછુ ઉભું થઇને કંઇક વાસ મારવા લાયકનું થાય એમ ઘડી ઘડી થયા કરે તેવું નહિ થતું ઉભું રહેશે. આની તાસીર શું આવશે-આનો નતીજો શુ આવશે? માટે કહે છે કે જગત જયારે અમર થશે ત્યારે જગતમાં રહી ગયલી રોજે અવ્વલથી આખર લગીની બધી વસ્તીઓ જે મરી ગયલી છે તે બધીજ અમર થશે એટલે નાશના ફટકામાંથી ઉઠશે એટલે જન્મ મરણનાં ફેરામાંથી મુકત થશે. એમ અમર થશે યઝત જેવી થશે માટે કહે છે. યત=જયારે એટલે જગત જયારે અમર થશે-ફ્રશો-ગર્દે પુંગશે ત્યારે ઇરિસ્ત ગુજરેલા જેઓ જગતમાં રોજે-અવ્વલથી-રોજે-આખર લગી જન્મીને મરીને પેલી જેહાનમાં છે અને જગતમાં ઉતરવાનો કે નહિ ઉતરવાનો હોકમ માગે છે તેઓ બધા પઇતિ ઉસે હિશ્તાત=પાછા અમરપણામાં જવા માટે ઉઠશે એટલે અમર કાયા નામે તનપસીન ધારણ કરશે-પાછા તનાસકમાં જવા જેવા રહેશે નહિ. પણ જસાત જવયો=જીંદગી આવી પુગશે. એટલે જેમ જડ તનમાં અસલ જીવતા હતા તેમ હવે તનપસીનના અમર તનમાં જીવવા જીંદગીને મેળવશે. અને એમ જસાતઅમેરેખ્તતશ=અમર ગતી આવી પુગશે. તેઓ અમર થશે. દથઇતે ફ્રષેમ વસ્ન અંઘહેઉહુશ: વસ્ન=દાદારની અહુનવઇર્યમાં જેમ મરજી હતી તેમ જગત ફ્રશો-ગર્દનું થશે. રજેરજની તનોમંદ કાયા તનપસીનની થઇને રૂવાન જેવી

થશે.–બધુંજ ફ્રવાન જેવું તુરમંદ થશે; જીસમાની જેવું અસ્તવંત જેવું કંઇ રહેશેજ નહિ. એમ ત્યારે ફ્રરવરદીન યશ્ત મુજબ સઓષ્યોશ દરેક દરેધો ખદાતમાં એક વખત નહિ પણ ત્રણ વખત ઉતરે છે; અને છેલ્લે નાશ થતા જગતને પાછું ઉઠે તેમ સાવયાત=ફાયદો કરાવી આપે છે તેનો ભેદ કહયો છે. સઓષ્યોશ દરેધો–ખદાતમાં ત્રણ વખત ઉતરે છે માટેજ ૨૬–૨૭–૨૮ માં કરદામાંના હાવીસ્તોને છેડે એવણને ફરી ફરીને એમ ત્રણ વખત મુકેલા છે. તેવણ બિજંગ્રા ચિથ્રયાઓ દ્રુજોને લીધે= લોકોથી થયલી અધમ પાપી ગતીઓને લીધે તેને સુધારવા માટે નવો દરેધો–ખદાતે ઉભો થાય એમ સગવડ કરવા માટે ઉતરે છે, એમ ફ્રરવરદીન યશ્તમાં છે, જ્યારે જમ્યાદ યશ્તમા આખરી દરેધો–ખદાતમાં ફ્રશો–ગર્દ એવણથી થશે તેનો ભેદ છે.

નોંધ: ફ્. ૧૨૯:૨૧–૨૨–૨૩–૨૪–૨૫ અસ્તવત અઇથ્યજંઘહેમ= જીસમાની ચીજો એટલે જગત જે નાશને પાત્ર છે એટલે જે દરેધો–ખદાતની આખરીએ નાશ પામે છે તેને પઇતિશ્તાત=પાછુ ઉભું કરશે. શું કામ કરવા એમ ઉભું કરશે? માટે કહે છે કે બિજગ્રો=બેપગાઓની ચિથ્રયાઓ ઓલાદથી દ્રુજેમ=બુરાઇઓ થશે તેને પઇતિશ્તોતએ=સામે થઇ થઇને સુધારવા માટે. અહિંયા જે કહે છે તે અને જમ્યાદ યશ્તમાં કહે છે કે યત કેરેનવાત ફ્રષેમ અહુમ=જગતને તેવણ તાજુ ફ્રશો–ગર્દવાળું અમરેષન્તેમ=અમર ગતીનું યવએજિમ=હંમેશનું સંજીવન અફ્રિથ્યન્તેમ= નહિં ખરાબ થતું અપુથન્તેમ નહિ વાસ મારતું એટલે ગુનાહો વગરનું એટલે ફ્રરવરદીન યશ્તમાં કહે છે તેમ પઇતિશ્તાતેએ બિજગ્રો ચિથ્રયાઓ દ્રુજો=બે પગવાળાઓથી થયેલી બુરાઇઓ વગરનું કેરેનવાત= કરશે–આમ જે જમ્યાદ યશ્તમાં કહે છે તે–બેઉ સામસામેનું દેખાતું–પણ કારણ–પરિણામ બતાવે તેવું છે. ફ્રરવરદીન યશ્તમાં કહે છે કે બિજંગ્રો ચિથ્રયાઓ દ્રુજો=બે પગવાળાઓની બુરાઇઓ દરેધો–ખદાતમાં એવી થાય છે કે અષવ કરશ્તહે ત્બએષ=અષયનો જેવાઓની સામેણી ત્બએષ બ્યાધિ ઉભી રહે છે. આમ ૮૧૦૦૦ વર્ષમાં થઇ રહે છે: જરથુસ્ત્રની તલે સમગી તુટે છે કે જેથી અષવ કરશ્તહે ત્બએષ થાય છે એટલે ગુનેહગારો તો બાજુએ રહયા પણ અશવનો સામે બળા ઉભા રહે છે કેમકે નાઇસીમી દેવોની જરથુસ્ત્રની તલેસમ તુટવે પાવીકતની ગમે તેવી પરહેજગારી છતાંબી રહેતી નથી. એમ દરેધો–ખદાતની આખરીએ થાય છે તેની પઇતિસ્તાતેએ= સામે થઇને તે બલાઓને રોકી મારીને સુધારવા તેવણ સોશીઓશ અસ્તવત અઇથ્યેંજઘહેમ=નાશ પામેલી

જગતને-દરેષો-ખદાતમાંના છેડેની ફના થયલી જગતને યથ અસ્તવાઓ ઉશતનવાઓ જેમ આગલા દરેષો-ખદાતમાં જીવતી તનોમંદ હતી તેમ પઇતિશતાત=ઉભી કરે છે. આમ ફરવરદીન યશ્તમાં દરેષો-ખદાતની આખરીએ જગત નાશ થાય છે અને પછી પાછી ઉગે છે તેનો સીધો ઇશારો છે જ્યારે જમ્યાદ યશ્તમાં છેલ્લા ફ્રશો-ગર્દ વખતનાં દરેષો-ખદાતનો ઇશારો છે કે જે વખતે જગત અમર જેવી થઇ હશે એટલે ફ્રશો-ગર્દ થયું હશે તેનો ઇશારો છે. જમયાદ યશ્તમાં જગતની આખરીમાં જગત પાર પડશે તેનો ઇશારો છે, જ્યારે ફરવરદીન યશ્તમાં તેવી હાલતે પુગવા જગત અગણીત દરેષો-ખદાતમાંથી પસાર થઇ રહે છે તેનો ઇશારો છે. માટે તે બેઉ યશ્તની નોંધ જુદી પણ ઇલ્મ્યતનાં જુદા જુદા મરકઝો માટેની છે એટલે કારણ-પરિણામનો ભેદ બતાવે છે તે નોંધવું. વધુ સમજ નીચે છે.

(કરદો ૨૯ મો) (૧૩૦) †યિમહે[1] વીવંઘ્હનહે[2] અષઑનો[3] ફ્રવષીમ[4] યજમઇદે[5] સૂરહે[6] પૅઉરૂ-વાંથ્વહે,[7] પઇતિશતાતેએ[8] †અઇનિશ્તોઇશ[9] દએવો-ફ્રકરૂશ્તયાઓ,[10] †હુએચંઘ્હસ્ય[11] અવા-સ્ત્રહે[12] †ઇથ્યેજંઘ્હસ્ય[13] †મર્ષઑનહે.[14]

(કરદો ૨૯) (૧૩૦) ‖૧‖ દએવોથી ઉત્પન્ન થયલી ઉભી થયલી[10] ‖ કંગાલ્યતની દરેક રીતની ગુનાહથી ભરેલી ગરીબાઇની[9] (અને) ‖ ખેતી નહિ થઇ શકે તેવી[12] ‖ પાણી તંગીની[11] ‖ મોતના[14] ‖ નાશની[13] ‖ (અઘોટ હાલતની) ‖ સામે થવા-સામે થઇને તેઓને રોકવા[8] ‖ વીવંઘ્હનને લગતાના[2] ‖ અશો[3] ‖ સુરા[6] ‖ પુશ્કળ ટોળા મતાવાળા[7] ‖ યીમની[1] ‖ ફ્રવષિ સાથે[4] ‖ એકતાન થઇએ છીએ.[5] ‖

---

ફ. ૧૩૦ : ૯ અઇનિશ્તોઈશ=અ+ઈશ્તિ; 'અ'=નહિ; ઇશ્તિ-ઇશ ઉપરથી મુરાદ, દોલત;

ફ. ૧૩૦ : ૧૧ હુએચંઘહસ્ય=હુએચંઘહની છઠ્ઠી એક વચન; હિચ સુકાઇ જવું ઉપરથી પાણીની તંગી-ખુટ.

ફ. ૧૩૦ : ૧૩ ઇથ્યેજંઘહસ્ય=નાશ-અહિયા રૂવાન દરોસ્તીનો નાશ કહેલો છે. મોત તે છે કે જેથી રૂવાનનું આગળ વધવું થાય પણ જ્યારે મોતથી રૂવાન આગળ વધતું નથી ત્યારે તે મોતને રૂવાનની વૃદ્ધિ માટેનો નાશ ગણે છે ટુંકમાં મરણ પછીની તફરગે અઘોટ હાલત તરીકે ગણાય છે.

ફ. ૧૩૦ : ૧૪ મર્ષઑનહે=મોતની,

**નોંધ:** ફ. ૧૩૦ : ૧ યીમ. આ યીમને વિવંઘહનો કહેલો છે. 'વિવંઘહે' હોમ કુટયો અને યિમ જેવું ફરઝંદ થયું એમ હોમ યશ્તમાં કહે છે. 'વિવંઘહ' નામ ખુદ તેવણુની નેકીની ભરેલી ફેરસ્તાઇ ફેરદાર કુનીઅત ઉપરથીજ પડેલું છે. વિવંઘહે હોમ કુટી જે કંઇ ઉભુ કીધું તે ચળકતું અને બીજાને પોશણ આપે તેવું હતું. એટલે કુનીઅત કીધી. આ વિવઘહ શબ્દની ઉપર વતો તથા વનહે તથા ઉષો આવા ત્રણ પ્રત્યયો છઠ્ઠી વિભકિત સાથના લગાડેલા છે એટલે વિવંઘહનો યીમ એમ લખવું હોય તો (૧) યિમો વિવંઘહતો, (૨) યિમો વીવંઘહ-નહે, (૩) યિમો વીવંઘહુષો એમ ત્રણ આકારો આપેલા છે. આમ ત્રણ રીતે લખવામાં કંઇક અર્થ રહેલો છે. ઉપર જોયું કે વિવંઘહ નામ જે તે મુળ નરને મલ્યુ તે વિવંઘહની શકિત ઉપરથીજ મલ્યું. આમ ત્યારે વિવંઘહ કયાં શકિતરૂપ છે કયાં નરરૂપ છે તેને માટે આ પ્રત્યય છે. વિવંઘહ ઉપર વત આવે ત્યારે તેને નરરૂપનો લેવાનો છે– શાહ જમશેદનો બાપ લેવાનો છે. પણ જ્યારે વિવઘહની ઉપર વન ઉશ પ્રત્યય આવે ત્યારે વિવંઘહને જુદી જુદી શકિત તરીકે લેવાનો છે. એમ ત્યારે વિવંઘહ શકિતરૂપ હોય અને યિમ જો તેની સાથે લીધેલો હોય તો તે યિમને શકિતરૂપ લેવાનો છે. એટલે વિવંઘહ ઉપર વત લગાડી તેવણુને નરરૂપ લીધા હોય તો તે વીવંઘવત સાથના યિમને જમશેદ તરીકે લેવાના છે. પણ જમશેદમાં કે તેવણુના બાપમાં જે કંઇ પાણી હતું–નેકી કરવાની શકિત હતી તે,–તે તે શકિતને લીધેજ હતું. જમશેદે પહેલે દુન્યાને આરાસ્તા કીધી–દેવોને નમાવ્યા–કંગાલ્યત દુર કીધી અને દુખ દુર કીધું ને ગેતીને શાંતીવાગી કીધી ત્યારે જમશેદને વિવંઘહની ઉપર વન પ્રત્યય લગાડવે દેખાતી શકિત નામે યિમે વિવઘંહાને મદદ કીધેલી હતી. માટે તેવા કામ કરનાર જમશેદને યિમે વિવંઘહાન કહેલા છે. જ્યારે જમશેદે જગતમાંથી મોત દુર કીધું અને બુઢાપો–દરદો દુર કીધા–ગેતીને અમર કીધી ત્યારે તે જમશેદમાં તે વિવંઘહના યિમની શકિતનો અમુક ભેદ આકાર આવેલો જેને યિમે વિવંઘહવત કહેલો છે. પણ પછી જ્યારે તેજ જમશેદને જુઠ્ઠુ બોલવું પડયું–તેના પડતી આવે તેવું જુઠ્ઠુ કરવા તે જમશેદને સુચવ્યું–તેવું જુઠ્ઠું કરવા તે જમશેદને સુજ પાડયું ત્યારે તેજ યિમે વિવંઘહની બીજી શકિત જે ધનામીન સાથે હમકાર છે તે શકિતના સાથી થવું પડેલું. માટે તે વખતના યિમને યિમ વિવંઘહુશ કહેલો છે. એમ જમ્યાદ યશ્તમાં યિમના જમશેદની ચઢતી પડતી દેખાડી છે તે વખતે

ચઢતીના યીમ માટે સીરઝ યિમે વિવંઘહ કહેલો છે અને પોતા સાથના રહેલા કવએમ ખરેનોને જોતા ચીતારેલા છે એટલે જે ખોરેહ યઝતોને મળે તેવા ખોરેહવાળા એટલે યઝતી તોરના ચીતારેલા છે. પણ પછીથી તેવણુને જુઠ્ઠુ બોલતા ચીતારેલા છે-પડતીવાળા ચીતારેલા છે. આવા પડતીના યિમ માટે યિમે વીવંઘહુશ કહેલા છે. ફ્રરવરદીન યશ્તમાં યિમ જમશેદની તે બલીહારી કે જેથી જમશેદે દુન્યામાંથી દેવોને નમાવ્યા તેઓની બદીને તોડીને જમીનને ખેડી એમ જગતને ગેરબંદોબસ્તીમાંથી બંદોબસ્તીમાં આણી તે બલીહારી કહી છે જેથી તેવણુને ત્યાં યિમે વિવંઘહાન તરીકે લખેલા છે, કેમકે જમશેદે શરૂઆતમાં જ્યારે ગેતીને સમારેલી ત્યારે આ યિમે વિવંઘહાનની શકિતથી સમારીને દેવોની કંબાહ્યત દુર કીધેલી અને જમીનને ફળદ્રુપની કીધેલી, કે જે પછીથી જ્યારે તે દુન્યાને વધુ ઉંચે લીધેલી જેથી તે દુન્યામાં સો વર્ષનો બુઢ્ઢો બાપ દસ વર્ષનો છોકરો બેઉ એક સરખાજ દેખાતા હતા-ત્યાં મોત હતું નહિ વીગેરે; આવી હાલત દુન્યાની જે આવેલી તે યિમે વિવંઘહુવતથી આવેલી.

અહિંયાં ફ્રરવરદીન યશ્તમાં ત્યારે જમશેદમાં જે આરાસ્તગી કરાવનાર શકિત હતી તે શકિત સાથના જમશેદની વાત છે. ખરી રીતે તો એમ કહેવાય કે અહિંયાં જમશેદમાંની આરાસ્તગી કરાવનારી શકિતને યાદ કીધી છે કે જે શકિત જમશેદમાં આવેલી. અહિંયાં ત્યારે જમશેદ કે જેવણુમાં યિમ વિવંઘહાનની શકિત છે તેને યાદ કીધા છે અને નહિ કે જમશેદ કે જેમાં યિમે વિવંઘવતની પુર્ણ કળાવાળી કે પડતીના વખતની યિમે વિવંઘહુશની શકિત હતી તે યિમને યાદ કીધેલા છે. આ જમશેદના બાપને ફીરદોશીમાં તેહમુરસ્પને લીધેલા છે. પણ તે બરાબર નથી. અવસ્તામાં તેમ પહેલવી કેતાબોમાં (બુનદહીશ્નમાં) જમશેદને વીવંઘહના પુત્ર કહેલા છે. બુનદહીશ્ન પ્રમાણે વિવંઘહને ચાર પુત્ર હતા: નામે **તેહમુરસ્પ, જમશેદ, સ્પિત્યુર, નારસ.** નોંધવું કે શાહ જમશેદે પોતાની ૧,૦૦૦ વર્ષની કારકીર્દીમાં યિમની ત્રણ શકિતઓનો વઇભવ દેખાડેલો જે વઇભવ યિમ જમશેદના ચઢવામાં-પુર્ણ કળામાં અને પડતીમાં દેખાડવા તે તે શકિતઓને લગતા પ્રત્યય આપેલા છે. પણ આ યિમ ઉપરાંત બીજો યિમ હતો કે જેવણુ દરેખો-ખદાતની શરૂઆતમાં જગતની નવરચના કરે છે. એમ અનેક યિમઓ હતા કે જેઓમાં જમશેદના માફક **તે ત્રણે શકિતઓ નહી પણ તે ત્રણમાંની એકજ હતી.** વંદીદાદના બીજી પરગર્દમાં આમ જમશેદ એક નહિ પણ એકથા વધુ બતાવેલા છે. ત્યાં સપ્પર પહેલા યિમ જે વીવંઘહવનથી ઓળખાય છે તે યિમ

જગતને નાશમાંથી આરાસ્તે કરનાર છે–તે વિમ એક પઝન રૂપનું માનવામાં ઉતરેલું કેહપ છે. પણ વિમ જે વર બાંધે છે અને દુન્યામાં ધર્મ ચલાવે છે તે વિમ જમશેદ છે કે જેને છ ચશ્તો જેવી કે જમ્યાદ, રામ, આવાં, ગોશ, હોમ, અશીમાં, તેમજ યજશ્નેના નવમા હામાંગી યાદ કીધેલા છે.

(૧૩૧) *થ્રએતઑનહે[૧૫] આથ્ર્વાનોઇશ્[૧૬] અષઑનો[૧૭] ફ્રવષીમ્[૧૮] યજમઇદે,[૧૯] પઇતિશ્તાતેએ[૨૦] ગર્નાઉશ્ચ[૨૧] તફ્નઑશ્ચ[૨૨] નએજહેચ[૨૩] સારસ્તોઇશ્ચ[૨૪] વાવરૂ્ચાઓશ્ચ,[૨૫] પઇતિશ્તાતેએ[૨૬] અજ્ઞિ-કરૂશ્તહે[૨૭] જ્યએષંઘ્રહો.[૨૮] *અઑશ્નરહે[૨૯] પોઉરૂ-જિરહે[૩૦] અષઑનો[૩૧] ફ્રવષીમ્[૩૨] યજમઇદે;[૩૩] *ઉજવહે[૩૪] તુમાસ્પહે[૩૫] અષઑનો[૩૬] ફ્રવષીમ્[૩૭] યજમઇદે;[૩૮] *અઘ્રએરથહે[૩૯] નરંવહે[૪૦] અષઑનો[૪૧] ફ્રવષીમ્[૪૨] યજમઇદે;[૪૩] *મનુશ્ચિથ્રહે[૪૪] અઇર્યાવહે[૪૫] અષઑનો[૪૬] ફ્રવષીમ્[૪૭] યજમઇદે.[૪૮]

(૧૩૧) ॥ ૨ ॥ દરદોની[૨૧] ॥ તાપની[૨૨] ॥ નજીશાતોની[૨૩] ॥ તાહડયા તાપની[૨૪] ॥ શહેવત બાઝીની[૨૫] ॥ સામે થવા માટે[૨૦] (અટકાવીને નશ્ત કરવા માટે) ॥ સાંપના સ્વભાવના અઝીદેહાકની–શેતાનની ઉભી કીધેલા[૨૭] ॥ બુરાઇઓ–વ્યાધિઓ[૨૮] ॥ સામે થવા માટે[૨૬] (અટકાવીને નાશ કરવા માટે) ॥ આથવ્યાનના[૧૬] ॥ અશો[૧૭] ॥ ફરેદુનના[૧૫] ॥ ફ્રવષિ સાથે[૧૮] એકતાન થઇએ છીએ.[૧૯] ॥ ૩ ॥ પુર્ણ ડહાપણ ભરેલી હોશીયારીવાળા[૩૦] ॥ અશો[૩૧] ॥ અએશ્નરની[૨૯] ॥ ફ્રવષિ સાથે[૩૨] ॥ એકતાન થઇએ છીએ,[૩૩] ॥ ૪ ॥ તેહમાસ્પની[૩૫] ॥ અશો[૩૬] ॥ જુની[૩૪] ॥ ફ્રવષિ સાથે[૩૭] ॥ એકતાન થઇએ છીએ.[૩૮] ॥ ૫ ॥ નર ખસલતના એટલે બહાદુર દયાળુ ઇનસાફી દદ[૪૦] ॥ અશો[૪૧] ॥ અઘ્રેરસની[૩૯] ॥ ફ્રવષિ સાથે[૪૨] ॥ એકતાન થઇએ છીએ.[૪૩] ॥ ૬ ॥ અઇર-વ-ઇરચના[૪૫] ॥ અશો[૪૬] ॥ મીનોચેહેરની[૪૪] ॥ ફ્રવષિ સાથે[૪૭] ॥ એકતાન થઇએ છીએ.[૪૮] ॥

નોંધ : ફ. ૧૩૧ : ૧૫ **થ્રએતઓનહે : થ્રએતઓનને** ફરેદુન તરીકે ઓળખે છે ફરેદુન નામ **થ્રએતઓન** ઉપરથી છે. થ્રએતઓન નામ ખુદ તે **થ્રએતઓન** નામની શકિત ઉપરથી પડેલું છે. આ **થ્રએતઓનની** શકિત ફરેદુનમાં હતી. આ થ્રએતઓનની શકિતનાઓ ઉપર કહેલી યીમે વાવંઘહની શકિત જેવા પ્રભાવો છે. આ શકિત એક વખત તેને જમશેદ જેવો રોશન બખ્તનો બનાવે છે અને એજ **થ્રએતઓનની** બીજી શકિતથી તેની ઉપર ભાર આવી પડે છે જેથી જગતમાં 'કજીઓ

કંકાસ ખુદ તેનાં ફરઝંદોથીજ આવી પડે છે. આ ફ્રેદુન પોતે આ ફ્રએતઓનની શકિત મેળવવા આવાં, ગોશ, રામ, અષશવંઘહુ યઝતો સાથે એક થયલા હતા. તેવણને તે તે યશ્તોમાં તે તે યઝતો પાસેથી બુરા નાશવંત અઝી દેહાકને મારવા માટેનું જોમ અને સત્તા મેળવવાની યત્ન કરતા જણાવેલા છે કે જેથી તે તે યઝતોએ તેવણને આ ફ્રએતઓનની શકિત આપેલી હતી. ફ્રેદુને આમ ફ્રએતઓનની શકિત મેળવીને બુરો શાહ નામે ઝોહાક કે જેમાં અઝી દેહાકની શકિત હતી જેથી તે શાહને ત્રણ મોહડા, ત્રણ માથાં, અનેક આંખોવાળો કહયો છે જે શાહનાં ખભાં ઉપર બે સાંપો ઉગેલા હતા એટલે જે શાહ પુર્ણ સ્વાર્થવાળો હતો–જુઠઠો હતો-તેવા તે બુરા ઝોહાકને માર્યો હતો, પણ તે અઝી દેહાકની શકિત કે જે તે બુરા શાહમાં હતી તે શકિતને ફ્રેદુન ઘેરી શકેલો નહિ માટે તે શકિત ત્યાંથી નાસી જઇને અહીરીમનને મળી ગઇ હતી. પછી જયારે અશો જરથુશ્ત્ર જગતમાં આવ્યા ત્યારે અશો જરથુશ્ત્રે અઝી દેહાકની શકિતને પકડીને દમાવંદ ઉપર બાંધેલી છે. ફ્રેદુને ઝોહાકને જાનથી માર્યો એ ભેદ બહેરામ યશ્ત, જમ્યાદ યશ્ત, યઝશ્ને હા ૯, વંદીદાદ ફરગર્દ એક વીગેરેમાંથી મળે છે–તેમાં શાહ ઝોહાકને મારવાની વીગત છે. પણ પહેલવી કેતાબોમાં શાહનામામાં તેમ બીજી તવારીખોમાં ઝોહાકને દમાવંદ ઉપર બાંધેલો છે એમ જે કહયું છે તે તો અશો જરથુસ્ત્રે પછીથી તે અઝીની શકિતને પકડીને બાંધેલી છે તેની કંઇક યાદગાર નોંધ ઉપરથી છે. જગતમાં તે વખતે દરેક માનવમાં અઝી એવો પેઠેલો હતો કે જેથી માનવમાં દશ એબો કહેતા પુર્ણ એબો હતી. પણ અશો જરથુસ્ત્રે આવાને અઝીને એવી રીતે બાંધ્યો છે કે જેથી અઝીનો કાણુ માનવમાં એવો રહયો નથી કે માનવમાં દશ એબ–પુર્ણ એબ રહે પણ બહુ બહુ તો નવ એબ રહે.

એમ ત્યારે ફ્રેદુન પોતાની ફ્રએતઓનની શકિતથી અઝીની શકિત-વાળા બુરા પાદશાહ ઝોહાક જે મરદાસ તાઝીનો પુત્ર હતો તેને મારે છે તે વાત જુદી છે અને અઝી દેહાકની શકિતને અશો જરથુસ્ત્ર દમાવદની તલેસમ ઉપર બાંધે છે જે સાંકળને ચુસીને પાતળી કરીને નાહસવા માગે છે પણ મુર્ધના બાંગથી તે સાંકળ જાડી અને જાડી રહે છે તેવા ભેદના અઝીની વાત તદન જુદી છે. દાદેસ્તાને દીનીક કેતાબમાં ઝોહાકના બાપનું નામ ઉર્વસ્પ આપેલું છે અને તેની માઉતરનું નામ વગદન આપેલું છે. એ કેતાબમાં કહે છે કે આ ઝોહાકે પોતાની માઉતર નામે વગદન સાથે પોતાના બાપની હયાતીમાંજ છીનાળુ કીધું હતું. એમ જગતમાં સપ્પર પહેલું છીનાળું

કરનાર આ બુરો શખ્સ હતો. એમ ઝોહાક પોતે ઇરાની તોખ્મનો હોવા છતાંબી અસલથીજ બુરો હતો. એવીજ રીતે ફરેદુનને પહેલેથીજ સરોશ મળ્યા કરતા હતા. ઝોહાક સાથે જયારે ફરેદુન લડાઇમાં ઉતર્યો ત્યારે ફરેદુનની સાથે તેવણના મોટા બે ભાઇઓ હતા. એક વખતે રાત્રે સરોશ યઝતે આવીને ફરેદુનને કાનમાં કંઇ કહયું. એમ કહીને સરોશ પોતે ગેબ થઇ ગયા. પેલા બે મોટા ભાઇઓએ એ બનાવ જોયો જેથી તેઓ અદેખા થયા. રાત્રીએ તે બે ભાઇઓએ ફરેદુનને મારવાનો પ્રપંચ કીધો. પહાડ નીચે ફરેદુન સુતેલા હતા માટે પહાડ ઉપર રાત્રીએ જઇ તે એક મોટા પથ્થરને નીચે ગબડાવ્યો કે જે પથ્થર સુતેલા ફરેદુનને કચડી નાખે. પણ ફરેદુનની ઉંઘ તે હતી કે જેને અવસ્તામાં વખાણી છે એટલે તેવણની ઉંઘ બેદારીની હતી માટે પથ્થરના ગગડાતથી ફરેદુન ઉઠયા અને સરોશે રાત્રીએ જે નીરંગ કહેલી તે ભણીને તે ગબડતા પથ્થરને લાત મારીને દુર ફેંકયો. આ બનાવ જોઇ પેલા ભાઇઓ શરમીન્દા બન્યા જેઓને ફરેદુને નેક હિદાયત આપી માફ કીધા. આમ ફરેદુન અસલથીજ રોશન ઝમીરના હતા. ઝોહાક અસલથીજ બુરો હતો માટે આવા બુરા ઝોહાકનેજ અહીરીમને અઝીની શકિત આપેલી હતી કે જે બુરા શાહનો નાશ ફરેદુને પોતાની થ્રએતઓનની શકિતથી કીધો હતો. વળી થ્રએતઓનની શકિતને ત્બએષ-ઝન તરીકે દુખો-દરદો જે તન-મન રૂવાનને લગતા હોય જે ૯૯૯૯૯ તરેહના રહે છે તેઓના મારનાર સફા કરનાર બએષઝી (ફીઝીશ્યન) તરીકે કહયા છે. થ્રએતઓનની આણ દરદોની ઉપર છે. ફરેદુનને ત્યારે તેટલા માટે દરદોની સફાઇની ઉપર મવકલ તરીકે લીધેલા છે. થ્રએતઓનના આ માંથ્રો દરદોની સફાઇ માટે અમલદાર અશવનો વાપરે છે. થ્રએતઓનની શકિતને લીધે ફરેદુનને ફરરોખ મુબારક હુમાયુન વજેના કહેલા છે. એવા આ ફરેદુને આ થ્રએતઓનની શકિતને જોરે તે દરવંદ ઝોહાકને મારીને દુન્યાને આરાસ્તે કીધી હતી અને પછીથી પોતાના ત્રણ છોકરા ઇરચ-સલમ અને તુરની વચમાં દુન્યાને વહેંચી આપી હતી. અહીરીમને સલમ અને તુરના મનને ફેરવીને ઇરચ સામે લડાઇ કરાવીને ઇરચને મારેલો હતો. આ વખતે જગતમાં અહીનો જે દોર પાછો શરૂ થયો હતો જેથી ફરેદુનમાંની થ્રએતઓનની શકિતએ તે ફરેદુનને તે દુખનો ભાર ખમવાનું જોર આપ્યું. જગતનો આ ભાર ખમતો તે શાહ આંધળો થઇ ગયો એટલે મીનોઇ શકિતથી બેનસીબ રહયો એટલે જગતના અભડાતમાં આવ્યો, છતાંબી પોતાની ફરજથી ચુકયો નહિ, કેમકે તે થ્રએતઓનની શકિત તો તેમાં હતીજ. આમ ભાર ખમતા રહીને

ફરેદુનને દાદારની બક્ષેતોની શોતાયરની કીધી કે જેથી ફરેદુનના પુત્ર ઇરચની ઓલાદ તરીકે નેક બખ્ત પઓઇર્યો-ત્કેષ મીનોચહેર જનમ્યા, જેવણે તે સલમ અને તુરના દેવોથી સરદારી પામેલા લશ્કરોને હરાવીને સલમ અને તુરને તેઓની કઝાએ પુગાડીને દેવોને પાછા જગતમાં રોકયા હતા. આમ છેલ્લું કામ ફરેદુને કરાવી રહીને પોતે ગુઝર પામ્યા હતા. ફરેદુનના પાછલા વખતની હિકાયતમાં આવો પેલી શ્રએતઓનની શકિતનોજ ભેદ છે જેમાંથી દાદારની નોકરી કરવાનોજ ભેદ છે. આમ ત્યારે ફરેદુનનો કિસ્સો જે શાહનામામાં અને અન્ય ઠેકાણે છે તેમાં તેવણુ માટે જે હિકાયતો છે તે હિકાયતોના બિતરમાં આવો ભેદ છે કે જેથી ફરેદુનને અવસ્તામાં આવો ઉત્તમ કાંય ગણ્યો છે તેની સમજ પડશે. આ બધા પરદાત શાહો ગેઉશ ઉરવાને મદદ કરવા ઉતરતા હતા. અશો જરથુસ્ત્ર આવે ત્યાં લગી તેઓએ જગતની સેવા આવી રીતે કીધેલી જેના આવા મામુલી બ્યાનો આજે છે જેની ભીતરમાં ત્યારે મોટા ભેદો રહેલા છે તે નોંધવું.

નોંધ : ફ. ૧૩૧ : ૨૯ અઓશનરહે=કોઇ માણસને ડહાપણવાળો છે એમ કહેવું હોય તે અઓશનર જેવો છે એમ અસલ કહેતા હતા. પહેલવી દાદેસ્તાને દીનીમાં ડહાપણવાળા આદમીને અઓશનરના જેવો લીધેલો છે. આ અઓશનર શબ્દમાં અ+અઓશ+નર આકારો છે. અ=નહિ અઓશ=કમોત; નર=રૂહિની પુખ્તીએ પુગેલો આદમી. કમોત વગરનો એટલે જીંદગીજે સત્ય પુગવા માટે ધારી છે તેવી લાંબી ઉમ્મરનો એમ અર્થ થાય.

નોંધ : ફ. ૧૩૧ : ૩૪ ઉજવ : એવણુને જુ-ઝાબ-હુજુ તરીકે ઇતિહાસમાં ઓળખે છે. મીનોચહેરના છોકરા તહમાસપનો એ દીકરો થતો હતો. એ ઇરાનની ગાદીએ આવેલો હતો.

નોંધ : ફ. ૧૩૧ : ૩૯ અઘ્રએરથ-અગ્રેરસ : એ નર મહાપ્રતાપી નેક હતો. એવણુ પશંગના પુત્ર અને અફ્રાસીઆબના ભાઇ થતા હતા. મીનોચહેરના ગુજર્યા પછી જ્યારે ઇરાનની શહેનશાહત નોજરના હાથમાં હતી ત્યારે તુરાનના પસંગે પોતાના દીકરા અફ્રાસીઆબને ઇરાન જીતવા મોકલ્યો હતો. અફ્રાસીઆબે કેટલાક ઇરાની સરદારોને કેદ કીધા હતા અને તેઓને મારી નાંખવા ધાર્યા હતા. પણુ આ અગ્રેરસે વચમાં પડી તેઓને સારીના કિલ્લામાં કેદ કરાવ્યા હતા. પણુ પછીથી તેઓને મારી નાખવાનો હોકમ અફ્રસીઆબે કીધેલો હતો. અગ્રેરસે અગાઉથી જોઇ લીધું હતું કે અફ્રાસીઆબ તેઓને મારી નાખવાનો હોકમ આપશેજ માટે તે હોકમ નીકળે તે અગાઉથીજ અગ્રેરસે

હસ્તી તરફ લઇ જનારે[૧૯] (છોકરાંરૂપના ફરઝંદમાં કે બીજા આકારનાં ફરઝંદમાં પેદા પડશે-હાજર રહેશે તે મળશેજ.) ‖ તેને[૨૦] ‖ ઝાબામાં[૨૧] લાગી ‖ જીંદગી[૨૨] (મળશેજ, કે જેથી તનાસક કપાય). ‖ તેને[૨૩] ‖ આસપાસ રઓક્ષની ફેલાવતાં-સત્યસંગ આપતાં-આઝાદગીવાળાં, આઝાદગી આપતાં જ્ઞાનવાળું, તરીપાર કરવાની રોશન ગતીવાળું[૨૪] ‖ નુરી ગતીની પુર્ણતાવાળું[૨૫] (નીસ્તીમાં હોવા છતાં હસ્તી તરફ જઇ રહેલું) ‖ અષો લોકોનું બહેસ્ત નામે વહિશ્તેમ અહૂમ[૨૬] (મળશેજ). ‖ જે મેં દુવા કીધી છે[૨૮] ‖ તે ફળશેજ.[૨૭] ‖ એક અષેમનાં ભણુવાની બરકતથી મને હવસ રહિત થવાની આઝાદગી મળો કે જેથી અષની ગતી મળે.[૨૯] ‖

☞ હજંધ્રૅમ[૧] બએષજનાંમ,[૨] બએવર્ઈ[૩] બએષજનાંમ.[૪]

હજંધ્રૅમ બએષજનાંમ, બએવર્ઈ બએષજનાંમ.

હજંધ્રૅમ બએષજનાંમ, બએવર્ઈ બએષજનાંમ.

અષૅમ વૉહૂ[૫] ૧. ☞ આ મુજબ હજંધ્રૅમ ત્રણુ વાર પઢવી.

બએષજ=દરોસ્તી જે દુજના ઇલાજ એટલે કે દરદ-હવસોને સાજાં કરે છે તેવી દરોસ્તીઓમાંની[૨] (જે તન-મન-કેહપને માટે છે તેઓમાંની) ‖ એક હઝાર દરોસ્તી[૧] (કેહપને મળો.) ‖ દરોસ્તીઓ[૪] (જે તન-મન-કેહપને માટે છે તેઓ)માંની ‖ દસ-વીસ-સો એમ દસના ગુણાકારથી વધતી જતી[૩] (દરોસ્તી કેહપને મળજો!) ‖ અષેમના ભણુવાથી તેના થતા સ્તોતો તે દરોસ્તી આણી આપો![૫] ‖

જસ[૧] મે[૨] અવંઘ્રહે[૩] મજ્દ.[૪] (ત્રણુ વાર એ વાકય પઢવું.)

☞ અમહે[૫] હુતાશ્તહે[૬] હુરઑદહે,[૭] વૅરૅથ્રઘ્નહે[૮] અહુરદાતહે[૯] વનઇન્ત્યાઓસ્ચ ઉપરતાતો.[૧૦] રામનો ખાસ્ત્રહે,[૧૧] વયઑશ[૧૨] ઉપરો-કઇરયેહે[૧૩] તરદાતો[૧૪] અન્યાઇશ[૧૫] દામાંન,[૧૬] અએતત્ તે વયો,[૧૭] યત્ તે[૧૮] અસ્તિ સ્પૅન્તો[૧૯]-મઇન્યઑમ; થ્વાષહે[૨૦] ખદાતહે, જરવાનહે[૨૧] અકરનહે, જરવાનહે[૨૨] દરૅઘો-ખદાતહે. અષૅમ[૨૩] વૉહૂ ૧.

અએ મઝદા[૪]! (દીની જ્ઞાન અને અમલ આપવા) ‖ મને[૧] ‖ મદદે[૩] ‖ પહોંચ[૧]! ‖ 'દૂ' ના (એટલે તે એક સાહેબના તેપણાની જાતના) ઘડેલા[૬] (અહુરાનાં માંથ્ર સ્પેન્તનાં રૂવાન સાથે મળીને અતી સુક્ષ્મતાવાળા થયલા) ‖ અમ યઝતની,[૫] (અને) ‖ અહુરદાત કહેતા મોક્ષે લઇ જવાના

કાયદાના અધીકારી[9] ॥ બહેરામ યઝતની,[8] ॥ વનઇન્તી ઉપરતાત જેવણ્ કુવ્વી ઉપર પુરું રીતે ફત્તેહ અપાવીને તે માનવની સાથે સંબંધ જોડીને જીંદગી તરાવી આપે છે તેની,[10] ॥ રામ યઝત જેવણુ ભલી ખાશથી પોતાની 'હું' ની જાતની તુરી ગતીથી તન-મન રૂવાનની ચીંતા=દુખ-દરદની ભાંગેલી હાલતને સાંધી આપી આખું કરી આપી શાદી રામેશ્નીની પાંયરે છે તેની,[11] ॥ (અને) વાય યઝત[12] ॥ (જે હવામાંની કુવ્વી ગતી ઉપર) સરસાઇ ભોગવીને કામ કરનાર[13] (હવાથી પાક કરનાર) ॥ યઝતી સૃષ્ટીમાંની[14] ॥ બીજી બધી ગતીમાં[15] ॥ ખાસ રીતનો અધીક સત્તા રાખતો અધીકારી છે,[16] ॥ (જેનો એટલે) આ તાહરો વયુ-પવન[17] ॥ (જે તું) સ્પેનામીનનો[18] લગતો (છે અને) ॥ જે તાહરો[19] (એટલે વયુ યઝતની પેદાએશવાલાને લગતો) છે, (જે ઇનસાનોવાળી હાડમંદ સૃષ્ટીને હવામાંની પોતાની વયુવેહની ગતીથી સહાઇ આપવાની શક્તિ આપવા સરસાઇ ભોગવીને કામ કરે છે એટલે 'ઉપરો-કઇરય' છે તેવા વયુવાળા વાય યઝતની મદદ મળો, કે જેથી) ॥ આ 'શ્વાષ'[20] (એટલે જન્મ-મરણ અને મરણ પછીની ગતી કરાવનારા ફેરાનો વખત (સફળ થઇ), ॥ ઝરવાને અકરનેની અનંત અમર[21] ગતી (માં પુગું, અને એમ) ॥ ઝરવાને દરેધો ખદાત[22] (ના ૮૧,૦૦૦ વર્ષમાં તનાસક પામતો બચી જાઉં. એમ આ બધી ઝરવાનની ગતી મને મુબારક થાઓ!) ભગુના એક અષેમથી[23] આ બધી મદદ મને આવી મળો!

☞ કૅરૂફૅહ[1] મોજદ્દ[2] ગુનાહ્[3] ગુઝારેશ્નેરા[4] કુનમ્[5] અશાહી[6] રવાન્[7] દુશારમરા.[8] હમ્[9]-કૅરૂફૅહ્ હમા[10] વેહાંને[11] હફ્ત[12] કેશ્વર્[13] જમીન્,[14] જમીન્[15]-પેહ્ના,[16] રૂદ્[17]-દરાના,[18] ખુર્શીદ્[19]-બાલા,[20] બુન્દીહા[21] બેરસાદ્.[22] અશો[23] બેદ્[24] દેરૂજી[25]. અથ[26] જમ્યાત્[27] યથ[28] આફ્રીનામિ.[29] અષૅમ વોહૂ[30] ૧.

કેરફેહ=ભલાં રાદી કામો[1] ॥ આશીરવાદ (છે),[2] ॥ ગુનાહો[3] ॥ તજવા લાએક છે,[4] ॥ રૂવાનના[7] ॥ પ્યારને ખાતર[8] ॥ અષોઇ[6] ॥ ઉભી કરૂં.[5] (એમ થાય માટે ગુનાહ છોડું અને કેરફેહ મેળવું. કેરફેહ કરવા ખાતર) ॥ હફ્ત[12] ॥ કેશ્વર[13] ॥ જમીનના[14] ॥ તમામ[10] ॥ ભલાંઓના[11] (બાઝાદેગાનોના એટલે પાપથી મુક્તિ પામેલાંઓના) ॥ એકત્ર થઇ જમાવ થએલાં ભલાં કર્મો[9] (ના અખુટ જથ્થામાંથી) ॥ જમીનની[15] ॥ પહોળાઇ[16] (જેટલો), ॥ નદીની[17] ॥ વહેતી લંબાઇ[18] (જેટલો), ॥ ખુરશેદની[19] ॥ ઉંચાઇ[20] (જેટલો ભાગ), ॥ સ્વચ્છ હાલતમાં, અસલ હાલતમાં[21] ॥ મને

મળો[૨૩]! ‖ અષો લોકો[૨૪] (ઉપર કહેલા વેહાનો) ‖ લાંબા કાળ લગી[૨૫] ‖ જીવતાં રહો[૨૬]! ‖ (અને મારી ઉપર કેરફેહની ચોકી મોકલે). ‖ જેમ[૨૮] ‖ મુરાદ માંગું છુ[૨૯] ‖ તેમ[૩૧] ‖ થજો, આવી પુગજો[૨૭]! અષેમના ભણુવાથી ગુનાહ તુટી કેરફેહ મલજો[૩૦]! ભલાંની દહમ આફ્રીતી મળજો!

☞ (બીરતા પઢવું) રોજ નેક્ નાંમ,* રોજ પાક્ નામ, રોજ મુબારક્,[૧] રોજ

☞ (હવે નીચલા ત્રીસ રોજના સીલસીલામાંથી જે રોજે ભણુતા હોઈએ તે રોજ તારવી કાઢી તેનો મીથ્ર ફેંકવો:)

(૧) દેહાદ્ દહેશ્ની દાદાર્ અહુરમજદ્; દાદાર અહુરમઝદની બખ્શેશો અમો પામ્યે!

(૨) મનશ્ની મનીદન્-ઇ બેહુમન્ અમ્શાસ્પંદ્; બહમન અમશાસ્પંદના મીથ્રથી વીચાર અમો કરીયે!

(૩) હુ-ગોફ્તારી અર્દીબેહુશ્ત્ અમ્શાસ્પંદ્; અરદીબહેશ્ત અમશાસ્પંદ સાચ્ચી જબાન (બોલોથી સત્યસંગ પાંથરવાની ગતી અમોને બખ્શે)!

(૪) હુ-કેર્દારી શહેરેવર્ અમ્શાસ્પંદ્; શહેરેવર અમશાસ્પંદ ભલી-કારદાની (કરણીથી સત્યસંગ પાથરવાની ગતી અમોને બખ્શે)!

(૫) પુર્-મનશ્ની સ્પેન્દાર્મદ્ અમ્શાસ્પંદ્; સ્પંદારમદ અમશાસ્પંદ કામેલ-મીથ્ર (સંપુર્ણ નમનતાઇ અને બરદાશ્ત કરવાની શક્તિ અમોને બખ્શે)!

(૬) શીરીન્-ઓ-ચર્વ્ ખુરદાદ્ અમ્શાસ્પંદ્; ખુરદાદ અમશાસ્પંદ મીઠાશ તથા સાલેસાઇ (અહિરીમનબી શરમાઇ જાય તેવી લાયકાત અમોને બખ્શે)!

(૭) બરોમન્દી અમર્દાદ્ અમશાસ્પંદ્; અમરદાદ અમશાસ્પંદ ફળદુપતા (દરેક બદીમાંથી નેકી ઉગાડી શકવાની શક્તિ અમોને બખ્શે)!

(૮) દહેશ્ની દએ-પ-આદર્ દાદાર્; દએ દએ-પ-આદર-દાદારની નેઆમતો (અમો પામ્યે)!

(૯) રએ-વખ્શાન્ આદર્ યજદ્; આદર યજદ રય (રૂહોના અંશોનું આવી મળવું)નો વધારો (હમારા રૂવાનોને બખ્શે)!

---

* રોજ નેક નાંમના ફકરા બાબે વધુ સમજ માટે જુઓ હેઠળ ૨૫૪મે પાને.

(૧૦) આદીઆવી આવાં અરદવીસુર બાનુ; આવાં યજદ આફરીનગી (અમોને બખ્શે)!

(૧૧) શાહી-સરફરાજી ખુરશીદ યજદ; ખુરશેદ યજદ પાદશાહ જેવી મોટાઇ (અમોને બખ્શે)!

(૧૨) ગએો-ચીથ્ર-વખ્શાન્ માહ યજદ; મોહોર યજદ "ગએો" શકિતના તોખ્મ વધારતો રહે!

(૧૩) રાદી-રવાઇ તીર યજદ; તીર યજદ રાદી-સખાવતનો પ્રવાહ (અમોને બખ્શે)!

(૧૪) પરહીખ્તાર બીમ્ ગોશ યજદ; ગોશ યજદની મારફતે ખરાબીથી-દૂર-રહેનાર અમો થઇએ!

(૧૫) દહેશ્ની દએ દએ-પ-મેહેર દાદાર; દએ દએ-પ-મહેર-દાદારની બખ્શેશો (અમો પામ્યે)!

(૧૬) દાદ-અસ્નવશ્ની મેહેર યજદ; મહેર યજદ ઇનસાફથી સાંભળવાની શકિત (અમોને બખ્શે)!

(૧૭) ફરમાન્-પનાહી સરોશ યજદ; સરોશ યજદ તાબેદારી તથા રક્ષણ (અમોને બખ્શે)!

(૧૮) રાસ્ત-રવશ્ની રશ્ન રાસ્ત યજદ; રશ્ન યજદ રાસ્તીમાં આગળ વધવું (અમોને બખ્શે)!

(૧૯) નીરૂ-રવશ્ને ફરૂરોખ ફવરદીન; ફરરોખ ફવરદીન નીરૂની કુદરતના ચલણને બધેબધ ચલાવે (ફશો-કેરેતી જલદી લાવે) એવી નીરૂની શકિત તરફ આગળ વધવાનું (અમોને બખ્શે)!

(૨૦) પીરોજી-અંદાખ્તાર બેહેરામ યજદ; બહેરામ યજદ ફતેહ-મેળવનાર (અમોને બનાવે)!

(૨૧) રામશ્ને અસ્તુઆદ મીનો રામ; મીનો રામ મીનોઇ-ખુશાલીમાં અમોને ઉભા રાખે!

(૨૨) અઉરૂવન્દ તવાના ગુઆદ યજદ; ગુવાદ યજદ સેતાબી અને શકિત (ઉરવાન માટેની ઉરૂની ગતી અમોને બખ્શે)!

(૨૩) દહેરની દએ દએ-પ-દીન્ દાદાર; દએ દએ-પ-દીન-દાદારની નેઆમતો (અમો પામ્યે)!

(૨૪) દાનસ્ન અફરૂજી દીન્ યજદ્; દીન યજદ ડહાપણુની રોશન-જમીરી (અમોને બખ્શે)!

(૨૫) ખુરેહ્ અન્દુઝી મીનો અશીશવંઘહુ; મીનો-અશીશ-વંઘહ ખોરેહનો જથ્થો (અમોને બખ્શે)!

(૨૬) હુનર્-અમ્બારસ્ન આસ્તાદ્ યજદ્; આસ્તાદ યજદ હુન-રનો જથ્થો (ઝરથોસ્તી નેઝાદ એોકાદને લગતી અને છાજતી, રૂવાન-દરો-સ્તી કરાવતી કળા વિકળાનો તત્વ અમોને બખ્શે)!

(૨૭) અવીર્-તુક્ષાઇ મીનો આસ્માંન્; મીનો આસ્માન ઉંચો ઉદ્યોગ (ખરી જનસેવા. સમાજસેવા, કુલ મખલુકાત માટેની સેવા કરવાનું જોમ અમોને બખ્શે)!

(૨૮) ગાહ્-પાયન્દી જમ્યાદ્ યજદ્; જમ્યાદ યજદ ઇનસાન્યતની ઉંચ પાહેડી ઉપર જગા મેળવીને ટકવી રાખવાની ગતી (અમોને બખ્શે)!

(૨૯) હુ-નેગીરસ્ન મીનો માહ્રેસ્પંદ્; મીનો મારેસ્પંદ ભલી-નેગાહ (પોતાથી ઉતરતા હાજતમંદોની દાદ લેવાની શકિત અમોને બખ્શે)!

(૩૦) ફર્રેહ્-તન મીનો અનેરાંન્; મીનો અનેરાન જડ તનના ખાકીની ઉપી એટલે તન કેહપ઼માં મગી શકે તેવી હાલત (અમોને બખ્શે)!

☞ માહ્ મુબારક્[૨]—(ઉપલા સીલસીલામાંથી બર-વકતના મહી-નાનું નામ તારવીને અહીં દેવું; દએ મહીના માટે નીચે મુજબ મીશ્ર કરવો: દહેરની દએ દાદાર્.)

☞ ગાહે મુબારક્ ગાહ્[૩]—(આ નામની ગેહ મને મુબારક થાઓ એમ મીશ્ર દેંકવા.)

☞ જો ગાથાના દીવસો હોય તો નીચે મુજબ યાદ કરવી:

(બીસ્તા પઢવું:)

☞ રોજ નેક્ નાંમ, રોજ પાક્ નાંમ, રોજ મુબારક્, રોજ મુબારક બાદ રોજ-ગેહ્ ગાથાબ્યો અહૂનવદ્ ગેહ્; ઉશ્તવદ્ ગેહ્; સ્પેન્તોમદ્ ગેહ્; વોહૂ-ક્ષથ્ર ગેહ્; વહીશ્તોઇશ્ત્ ગેહ્; ગેહ્ ગાથાબ્યો (જે ગાથા હોય તે અહીં લેવો).

ગાહે મુબારક્ ગાહ—(જે ગેહ હોય તે મને મુબારક થાઓ મીથ્ર કરવા.)

નમાજ[૪] *દાદારે ગેહાન્[૫-૬] દામાંન્.[૭]

( કુશાદે પઢવું). ફ્રનઑથ્ર અહુરહે મજદાઓ, તરોઇદીતે અંગ્રહે મઇન્યેઉશ. હુઇથ્યાવરૂશ્તાંમ્ હાત્ વસ્ના ફ્રૅરષોતૅમૅમ. સ્તઑમિ અષૅમ; અષૅમ્ વૉહૂ ૧.

નેકીવાળા ફ્લાના યઝતની ગતી રાખતા આ રોજ,[૧] ‖ નેકીવાળા ફ્લાના યઝતની ગતી રાખતા આ માહ,[૨] ‖ ફ્લાની ગાહ[૩] ! (તમારૂં પ્રગતી-કરણુમાંનું કામ, ફ્રશો–કેરેતી નઝદીક લાવવાનું કામ પુરું જોશથી જારી રહો ! તમારી ખુશ્નુદી થાઓ !) ‖ વૃદ્ધી કરનાર જગતમાંના[૭] ‖ દાદારે ગેહાનના મરકઝને[૫-૬] ‖ નેમાઝ હોજો, તેની સ્તુતી થજો એટલે પોતાનાં વૃદ્ધીનાં કામ ફ્તેહમંદ થજો.[૪] ‖

* 'દાદારે ગેહાન દામાન.' હયાં દાદારે ગેહાન સાથે દામાન શબ્દ આપેલો છે. દાદારે ગેહાન નીસ્તીની ઉંચાઇએ એક મરકઝ છે, કે જે નીસ્તીની જગતના તનાસકના ફેરાઓમાંથી મુકિત આપે છે. 'દામાન' શબ્દ યઝતોને લાયકની જગતનો અર્થ રાખે છે. હયાં ત્યારે કહે છે કે 'દાદારે ગેહાન' કે જે યઝતોના વસ્વાટ જેવો છે, કે જ્યાં હવસો-બુરાઇઓ નથી, જ્યાં ધનામીનો નથી, તેને હમારી નેમાઝ હોજો. રપિથ્વીન નામનો દાદારે ગેહાનનો બીજો ભાગ છે, કે જેમાંથી નીસ્તીને ટકાવવાની ન્યામત નીચે ઉતરે છે. ત્યારે ભણનાર 'દાદારે ગેહાન દામાન'ને નેમાઝ કરે છે, તેમાં તે ભણનાર તે મરકઝ કે જે મુકિત અપાવનાર છે તેના મીથ્ર કરે છે. તે મીથ્ર કરે છે કે આજ જગા મને ગેતીનાં દુખમાંથી છોડવશેજ. આમ દામાન શબ્દ વાપરીને મુકિતના મીથ્ર કરે છે, કેમકે રપિથ્વીનને લગતું દાદરે ગેહાન જુદુ છે, જે ગેતીના ટકાવ અર્થે ગેતી ઉપર પોશણુ પાંથરે છે, જે ગેતીની વ્યકતીઓના ભોગવટામાં જોશ આપે છે. જમીનનો રસકસ કે ગેતીનું વધવું બધા સારૂ જે ટકાવ જોઇએ તે રપિથ્વીનને રસ્તે આવે છે. ઇનસાનમાં દએવીક ગતી છે જેને ગવ ટકવે છે, જીવતી કરીને શરીરરૂપી કરી આપે છે. આવા ઇનસાનના તનનો ટકાવ 'દાદારે ગેહાન-રપિથ્વીન'થી છે. ઈનસાનનો દએવ-ભુલાવો તેને હવસોમાં પાડીને શીક્ષાપાત્ર કરીને તનાસકમાં નાંખે છે; અને જ્યારે દએવનો જુસ્સો નરમ પડશે ત્યારે તે માયો જશે એટલે ગવમાં બદલાશે, જ્યાર પછી 'દાદારે ગેહાન દામાન' પુગશે કે,

(ફુટનોટ ચાલુ.)

( બીસ્તા પહેલું ).

**વર્જ[1] ખુરેહ્[2] અવજાયાદ્[3] અરદાફ્રવશ[4] ઍરસાદ,[5] અમાવંદ્[6] ફીરોજ્‌ગર્,[7] અમાવંદી[8] ફીરોજ્‌ગરી.[9] દાદ્[10] દીન[11] બેહ્[12] માજ્દયસ્નાંન્,[13] આગાહી[14] રવાઇ[15] વાફ્રીન્ગાંની[16] બાદ્[17] હફ્ત કેશ્વર્ જમીન;[18] અએદૂન[19] બાદ્.[20] મન્[21] આનો[22] આવાયદ્ શુદન્;[23] મન્[24] આનો[25] આવાયદ્[26] શુદન્, મન્ આનો આવાયદ્ શુદન્, અષઑાને અષેમ્ વૉહૂ ૧.**

વર્જની હાલત એટલે હાડમંદ જડ શરીરોની-અનાસરોની વૃદ્ધિની હાલત-હવસો ઉછાળા નહિ મારે તેવી હાલત[1] ‖ દાદારના ભલા આશીરવાદો[2] ‖ (ગેતીમાં-બેહેબધ અને મારામાં) પંથરાઇને વધતા રહો[3] ‖ અદ[4] એટલે ખાકની તનોમંદ સ્થુળ સુક્ષ્મ પ્રકારની જાતજાતની વ્યકિતઓને નુરની અતી ઉંચ હાલત નામે ફરવષિની હાલત ઉપર લાવનાર એટલે ફ્રવષિરૂપ કરાવનાર, નીસ્તીની પાસબાન અને ચલાવનાર ફ્રવષિઓનું મહા સંગઠન, મહામંડળ જે રઓક્ષનીવાળું છે તે મહા સંગઠન નામે અરદાફ્રવષ[4] (મીનો ફરરોખ ફ્રવરદીન મારફતે) ‖ આવી પુગો[5] (અદંગી-

---

(પાને ૨૫૦ ની ફુટનોટ ચાલુ).

જેમ થવા અહુરમઝદે ધારેલું છે, જેમાંજ અહુરમઝદની ખરી ખુશાલી છે. એમ છે માટેજ પછી ભણે છે કે **'ફ્રનઑાશ અહુરહે મજ્દાઓ'**=અએ દાદાર! તારી ઈચ્છા 'દાદારે ગેહાન દામાન'થીજ પ્રફુલ્લીત થાય છે, કેમકે જ્યાં લગી ઈનસાનમાં દએવ, ખુદ-પરસ્તી, ભુલાવા, હવાસો છે; ત્યાં લગીતો **ઘનામીન** તેની સાથેજ છે. માટે આગળ ભણે છે કે **તરોઇદીતે અંઘ્રહે મઇન્યેઉશ'**=ઘનામીનને આરપાર જોઇ શકું છું એટલે જ્યાં લગી હવસો છે ત્યાં લગી ઘના છે; જ્યાં હવસો નથી ત્યાં ઘના નથી. ત્યાં તો હસ્તીનો સત્યસંગજ છે. માટે આગળ ભણે છે કે **'હઈથ્યા વરૂશ્તાંમ હુયત વસ્ના ફ્રેરૂષોતમેમ'**=હસ્તીએ પુગેલાંઓની ખીશકારીની અસર-વાસ્ના સૌથી સરસ અમર ગતીએ લઇ જનારી છે, મોતમંદ હાલતમાંથી હમેશગીની હીલારો લઇ જનારી છે, અષોઇએ લઇ જનારી છે. આમ **'દાદારે ગેહાન દામાન'** મુકિત અપાવીને તનોમંદ ગતીને સુક્ષ્મ કરે છે અને છેલ્લે નુરમંદ કરે છે. એટલે રૂવાનમાં તન મળી જવે રૂવાનમાંની ગતી સ્તોતો વધી જાય છે એટલે રૂવાન અષોઇએ પુગી રહે છે. આમ છે માટે આગળ કહે છે કે **'સ્તઑામી અષેમ'**=અષની સ્તુતી કરૂં છું, એટલે અષ મળે અને તે અષ મેળવવા માટે સ્તોતો જે જોઇએ છે તે મળી રહે એમ ઈચ્છું છું.

ખાકની વ્યક્તિઓ જેઓ નીસ્તી-ગેતીમાં રહી છે, જેઓ ઉંચા પ્રકારની ગવ-ચીથ્રની અને નીચલા પ્રકારની અનાસરોની રહે છે, જે વ્યક્તિઓના તેવા અદ્‌ને લગતા ગવ-ચીથ્રના કે અનાસરના તનોમાં રૂવાન-બઓદ અને ફ્રવષિ રહે છે-તેવી તે અદ્‌ની તનોમંદ હાલતને તન-પસીનની એટલે સુક્ષ્મમાં સુક્ષ્મ નુરાની તે માહિલા રૂવાનોના જેવી કરી-તે રૂવાનમાં મેળવી રવાનરૂપ કરનાર અને રૂવાન સાથના બઓદના જેવી કરનાર અને એમ ફ્રવષિના ધોરણ ઉપર આણનાર-ફ્રવષિઓનું મહામંડળ જેને રઓક્ષ્નીનું મંડળ કહે છે તે રઓક્ષ્નીનું સંગઠન છે જે નીસ્તીની રજેરજને બનાવી પોતાના જેવી કરી રહે છે તે કે જેને **અશદા-ફ્રવષ** કહે છે તે મીનો ફરોહર ફરવરદીન મારફતે આવી પુગો ) ‖ નીશ્ફળતા અને નાસીપાસી વગરની હિમ્મત,[૮] ‖ ( જે રૂવાન રાખે છે, જેને જોરે તે રૂવાન પોતાના અંશોને પોતામાં આમેજ કરવા સારૂ જન્મ-મરણના ફેરામાં પડવાની ઝહેમતને સુખ-મજાહ સમજે છે, તેવી **અભયતા** ( fearlessness) ‖ કામ-યાબી, કામ સરંજામ થતું રહે છે તેની ખુશાલી,[૯] ( રૂવાન ધીમે ધીમે અંશો મેળવતુંજ રહે છે. દરેક તનાસકમાં થોડાં કે ઘણાં તત્વને પોતાના અંશોને મેળવે છેજ, એમ દરેક ફેરો સફળજ છે તેવી ફ-તેહમંદી ) ‖ તે હિમ્મતવાન અભય બીક વગરના[૬] ( અને ) ‖ ફત્તેહમંદ પોતાનું કામ સરંજામ કરી રહેલાં[૭] ( રૂવાન ) ને ‖ તું અરદાફ્રવષ પહોંચે ![૫] ‖

બલી ગોરપંદી ગતીની[૧૨] ‖ મઝદયસ્નની દએનના[૧૧-૧૩] ‖ કાયદાઓની સચ્ચાઇ જે હદ+ઇનસાફ પ્રમાણે ચાલવા ભલામણ કરે છે[૧૦] (તેની) ‖ આગાહી, પુર્ણ માહેતી,[૧૪] ‖ તેઓનું ચાલુ થઇને ભલો નતીજો લાવવો,[૧૫] ‖ ગીનોઇ રૂવાનીક દરોસ્તી ઉભી કરવાની તેઓનાં ઉપયોગીપણાંની જરૂર, એવા તેઓની કીર્તી,[૧૬] ‖ સાતે કેસ્વર ઉપર[૧૮] ‖ વ્યાપો[૧૭] ‖ એમ જેમ ઇચ્છયું છે તેમ[૧૯] ‖ થાઓ.[૨૦] ‖ મારે[૨૧] ‖ તેને લગતા થઇ તેની સગાઇમાં આવીને ત્યાંજ[૨૨] (એટલે દાદારે ગેહાન તરફ) ‖ જવું જોઇએ[૨૩] ‖ એટલે તનોમંદ હાલતને સુક્ષ્મ કરીને કેસ્વરો તરફ એટલે 'રવંઘહની' જગ્યાઓમાં મુકિતના ઠામમાં જવું જોઇએ માટે દક્ષિણ દશા તરફનાં દાદારે ગેહાનનાં મરકઝને ઓળંગવું છે.)

☞ ( દક્ષિણ દિશા તરફ મોહોડું કરીને પઢે ). (બીસ્તા પઢવું)

**દાદારે[૧] ગેહાન્[૨] દીને[૩] માઝદયસ્ની[૪] દાદે[૫] જરથુશ્તી.[૬]** ( કુશાદે

પઢવું) નૅમસૅ-તે[૭] અષાઉમ[૮] સૅવિશ્તે[૯] અર્ઈદ્વિ સૂર[૧૦] અનાહિતે[૧૧] અષઑને અર્ષૅમ્ વૉહૂ ૧.

નૅમો[૧૨] ઉર્વઇરે[૧૩] વંઘ્રઉહિ[૧૪] મજ્દદાતે[૧૫] અષઑને અર્ષૅમ્ વૉહૂ ૧.

(માટે ભણું છે કે) || દાદારે ગેહાન[૧] (તરફ જવું છે કે જે ઓળંગ્યા પછીજ ખરી સાક્ષાત મુકિત શરૂ થાય છે). || મઝદયસ્ની[૪] || દીન[૨] (એટલે મઝદદાતથી હું ઝરવાને અકરનેનાં ઠામમાંથી ઉતરતો ઉતરતો-વર્ણો ઓળંગતો ઓળંગતો મઝદયસ્ની દએનમાંની વર્ણમાં આ તનોમંદ હાલત અખત્યાર કરીને આવી પુગેલો છું; હવે તો મારે) || જરથોસ્તી[૬] કાયદા[૫] (પાળીને દાદારે ગેહાન તરફ જવાનું છે. માટે અએ) || અષો[૮] || ફાયદો કરનારી[૯] (જડ તનને જીવતું રાખવા જોઇતા પ્રવાહો તું આપે છે, અને સુક્ષ્મ ગતી સારૂ જોઇતો ટકવોબી તુંજ આપશે માટે એવો અનેક જાતનો ફાયદો મોકલનારી) || અએ 'અરદ્વિ'=બુલંદીએ લઇ જનારી, 'સૂર'=અહીરીમન સામે ભયંકર હથીઆર ફેંકનારી,[૧૦] || 'આહીતી'=હવસોની ગંદીચીથી ગેનીને મુકિત આપનારી,[૧૧] || તુંને નમસ્કાર હોજો ![૭] (તું મને સુક્ષ્મ ગતીનું પોશણ જે કંઇ મારા કેશાશનું હોય તે જલ્દી જલ્દી આપ, કે તેથી હું જરથોસ્તી કાયદા પાળી દાદારે ગેહાન તરફ જઇને હમેશગીના દોરમાં દાખલ થાઉ. પણ ઘણી નેઆમત મને મારી બુરી કરણીઓથી મારા હક તરીકે મળી શકશે નહિ એટલા માટે) || અએ ઉરવર[૧૩] (અહુરમઝદના આશીરવાદો-યઝતોમાં રહેલી અને ગેરબંદી ગતીનાં ઝાડ પાનમાંની શકિત જેઓ આશીરવાદ રાખીને આપી શકે છે તેઓ !) || મઝદદાત=મઝદયસ્ની દએનને ચલાવનારાં,[૧૫] (તમો છો) || ભલાં પરદુખ-ભંજનવાળાં[૧૪] (તમો છો તમુને) || નમન હોજો ![૧૨] (તમો આશીરવાદો આપીને પાર પાડો-મઝદદાત પ્રમાણેનો કંઇબી કારણે માંગતું-લેહણું રહી ગયું હોય, તેને જલદીથી ભોગવાવવામાં મદદ કરો-દુખ કંઇ પડવાનું રહયું હોય તેને પાડી ખતમ કરી ભલી શકિત જે ઉરવરની છે, જે ઉરવરોમાં ઝાડપાનોમાં છે, તે મારામાં ઉગાડો.)

અષાઉનાંમ્ વંઘ્રઉહીશ સૂરાઓ સ્પૅન્તાઓ ફ્રવષયો યજમઇદે. અર્ષૅમ્ વૉહૂ ૧

અરૂહાફ્રૂવશ બેરસાદ. અર્ષૅમ્ વૉહૂ ૧

શહેનશાહી ટોળાવાળાઓ પાસે રોજ નેક નામના ઘણા કુંભ મીઓ જળવાયલા છે, તે એમના એમ ઉપર આપેલા છે, તે ઉપરાંત, કદમીઓ વચ્ચે રહેલી કેતાબોમાં નીચલા પાજંદ મીઓ છેલ્લે આવે છે–તેઓબી મનન કરવા લાયક, કોઇનેબી વાપરવા લાયક છે, માટે અત્રે ખાસ આપ્યા છે:

ફિરોજ બાદ[1] ખરેહ[2] અવીજેહ[3] વેહ્દીન્ મજદયસ્નાન્[4] (ત્રણ વખત અષેમ ૧ પઢવું).

એસ્સાદ[5] બે પજિરાદ[6] બેનીઉશાદ[7]

બક્ષનુદીયે[8] દાદાર અહુરમજદ[9] રયોમંદ ખોરેહમંદ અવા હમા અમેશાસ્પંદાને ફિરોજગર;

બક્ષનુદીયે[10] દીને પાક યજદાન;[11]

બક્ષનુદીયે[12] અશો રૂવાને જરથુશ્ત[13] અશ ફ્ન્તમાન્ અનુશેહ રૂવાન,

બક્ષનુદીયે[14] અહુરમજદ[15] અવા ગાહે[16] સેદએ[17] વીસ્પેષાંમ;

બક્ષનુદીયે[18] બહમનો–માહો–ગોશો–રામ;[19]

બક્ષનુદીયે[19] અરદીબહેશ્ત[20] બુલન્દ આદર[21] સરોશ[22] વર્જ વરેહરામ;[23]

બક્ષનુદીયે[24] શહેરીવરો[25] ખુરો[26] મહેરો[27] આસ્માનો[28] અને-રામ[29] અનગ્ર રોશન[30] ગાહે ખદા;

બક્ષનુદીયે[31] અસફંદારો[32] આવાં[33] દીન[34] અર્દ મારેસ્પંદ;[35]

બક્ષનુદીયે[36] ખોરદાદો[37] તેશતર[38] બાદ[39] ફરવરદીન;[40]

બક્ષનુદીયે[41] અમરદાદ[42] રશ્ન[43] આશતાદો[44] જમયાદ;[45]

બક્ષનુદીયે[46] રોજે (ફલાંન[47]) માહે (ફલાન)[48] (ફલાન) યશ્ત નિયાએશ્ન પજીરફ્તે[50] અહુરમજદો[51] અમેશાસ્પંદાન્ બાદ;[52] હદયારીહે[53] વહાંન[54] રસાદ![55] અષેમ ૧.

☞ ગુજરેલાંને માટે જો ન્યાયશ-ચેશ્ત કીધી હોય તો છેલ્લું હુઝ-યારીહનું વાકય નહિ પઢવું પણ તેને બદલે આમ ભણવું;

એહુજાદે[૫૩] અશો રૂવાને[૫૪] (ફલાન બીન/બીનત્ ફલાન*) રસાદ,[૫૫]

ખોદા[૫૬] એહુ[૫૭] આમુરૂજાદ[૫૮] આમુરૂજાદે બાદ,[૫૯] રવાને[૬૦]

(ફલાન બીન/બીનત્ ફલાન*) બે નિકાનો[૬૧] નિકો-કેરૂહારાન્[૬૨]

બેરસાદ.[૬૩] અશેમ્ ૧.

અષોઇંવાળી પાત્ર[૩] ‖ મઝદયસ્ની દએનની[૪] ‖ (પોતાની વર્ણના તેમ બીજી વર્ણોના 'વેરેન=એતેકાદના ફેકાવ માટે-નેકી પાંથરાવા માટે અપાઇ રહેતા) આશીરવાદો-નેઆમતો અને નેઆમત પાંથરવાની શકિત[૫] ‖ ફત્તેહ-મંદ રહેજો, પોતાનાં કામમાં ફત્તેહ પામ્યા કરજો![૬] ‖ રયોમંદ ખોરેહમંદ દાદાર અહુરમઝદ, તેવણુ સાથની બધી ફત્તેહમદ અમર યઝતી શકિતઓની[૯] ‖ ખુશાલી થવા માટે,[૮] ‖ અસર રોશ્નીવાળી પાક દીનની[૧૧] ‖ ખુશાલી થવા માંટે[૧૦] ‖ અષો જરથુશ્ત્રના સંપુર્ણ ખુશાલીવાળાં અષો રૂવાનની[૧૩] ‖ ખુશાલી થવા માટે,[૧૨] ‖ અહુરમઝદ (અને)[૧૫] ‖ તેવણુ સાથે તખ્ત-નશીન થયલા[૧૬] ‖ બધી ગતીઓને સમાવી દાદાર તરફથી ફરમાન-બરદારી કરનાર ત્રણુ દએઓની[૧૭] ‖ ખુશાલી થવા માટે,[૧૪] ‖ બહમન-માહ-ગોશ-રામ-યઝતોની[૧૯] ‖ ખુશાલી થવા માટે,[૧૮] ‖ ઉંચી ગતીના અરદીબહેસ્ત[૨૦] ‖ આદર[૨૧] સરોશ[૨૨] ‖ આતશ બહેરામની પાક બહેરામ યઝતથી પાસબાની પામતી આસપાસની વાતાવરણુ નામે વજ઼ની[૨૩] ‖ ખુશાલી થવા માટે,[૧૯] ‖ શહે-રેવર[૨૫] ‖ ખુર[૨૬] ‖ મહેર[૨૭] ‖ આસમાન[૨૮] ‖ અને પુશકળ ચલકાતના ઠામના સાહેબ[૩૦] ‖ અનેરાનની[૨૯] ‖ ખુશાલી થવા માટે,[૨૪] ‖ અરફનદારમદ અમશાસ્પંદ[૩૨] ‖ આવાં[૩૩] ‖ દીન[૩૪] ‖ અર્દ અશીશ્વંઘહ મારેસ્પંદ જેવણુ ખાકમાં સત્યસંગ પાંથરે છે તેવણુની[૩૫] ‖ ખુશાલી થવા માટે,[૩૬] ‖ ખોરદાદ[૩૭] ‖ તીર[૩૮] ‖ વાય[૩૯] ‖ ફરવરદીનની[૪૦] ‖ ખુશાલી થવા માટે,[૪૧] ‖ અમરદાદ[૪૨] ‖ રશ્ને[૪૩] ‖ આશ્તાદ[૪૪] ‖ જમ્યાદની[૪૫] ‖ ખુશાલી થવા માટે,[૪૬] ‖ (ફલાન) રોઝ[૪૭] ‖ (ફલાન) માહની[૪૮] ‖ ખુશાલી થવા માટે,[૪૯] ‖ (એટલે આ મારા કાયદાસરનાં ભણુતરથી અને તેથી સુધરતી જતી મારી મનશ્નીથી તે

* અહીં ગુજરેલાં રવાનનું નામ તેના સગા પીતાનાં નામ સાથે લેવું.

બધા ઉપર કહેલાઓની ખુશાલી થઇ રહે તેટલા માટે અને બાહુવાથી બલી રસ્તોતોની ભલી અસર કુદરતમાં થઇ રહેવે તેઓની ખુશાલી થઇ રહે છે તેટલા માટે, તું અએ (ફલાન ફલાન) યઝત જેને માટે ભણુતર થઇ રહયું છે, તું સાક્ષાત અવીઝેહ દીનની તલેસમ એટલે કુદરતમાંની અવીઝેહ દએન મારફતે) આવી પુગ[૫] ॥ (મારા ભણુતરને) કબુલ કર,[૬] ॥ (અને એમ મારી તેમ ઉપર કહેલા બધાની) ખુશાલી વધાર,[૭] ॥ (અને) આ ભણુાયલી ચીજ[૪૯] ॥ અહુરમઝદ અને અમશાસ્પંદોને[૫૧] ॥ પસંદ પડે,[૫૦ ૫૨] ॥ ગોરપંદી ગતીની અષવનોની[૫૪] ॥ મદદ[૫૩] ॥ આવી પુગે.[૫૫] ॥

## ગુજરેલાને માટેનો ફકરો:

ફલાની યશ્ત ભણુાઇ છે તે[૪૯] ॥ અહુરમઝદ અને અમશાસ્પંદોને[૫૧] ॥ પસંદ પડે-કબુલાય[૫૦-૫૨] ॥ (ફલાન ફલાન) બહેરેહ અશો રૂવાનની[૫૪] ॥ વૃધ્ધિ-ઉંચી થતી હાલત[૫૩] ॥ આવતી જાય,[૫૫] (તેને) ॥ ખોદા તેની દોરવનાર શકિત[૫૬] ॥ ગોરપંદી ગતીના-ભલી અકકલ ભલી ખેરદના[૫૭] ॥ પાઠ શીખવે.[૫૮] ॥ (આ મારા ભણુતરથી તેમ કીયાકામ જે તે ગુજરનારને માટે થાય તેથી) વધુ શીખાવાતા જાય;[૫૯] ॥ તે ફલાના ગુઝસ્તે રૂવાન[૬૦] ॥ ભલા નેકી કરનારાઓની[૬૧] ॥ ભલી કારદાનીઓની વસ્વાટની જગાએ[૬૨] ॥ જઇ પુગે.[૬૩] ॥



## પરવરદેગાનના દહાડાઓ મહત્વના કાંય? તેની સમજ-પરવરદેગાનના દહાડાઓમાં ફ્રવષિઓ અને તેઓની પનાહમાં ગુજરેલા રૂવાનો ગેતી ઉપર ઉતરે છે-ગેતી ઉપર તેઓ કાંય ઉતરે છે-ગેતી ઉપરથી આખરે ફ્રશો-ગર્દ કાંય થશે તે બધાંની સમજ માટેની ટુંક વીગત.

### ફ્રવષિની હકીકતની સમજ-ફિલસુફીઃ ફરવરદીન યશતનાં કરદાઓના તાવીલ સાથના તરજુમામાંથી.

**ફ્રવષિનો અર્થ-ફ્રવષિની સમજ માટે વ્યકિતનો અવસ્તામાં જણાવેલો ચિતાર. વ્યકિતઓની મુળ બે જાત અમર અને નાશવંત. હાડમંદ જગત થવાનો ભેદ નાશવંત વ્યકિત માટે છે તેનો ખ્યાલ-તેમાં ફ્રવષિની જગ્યા.**

ફરવરદેગાનના દહાડાઓને અશો ફ્રરોહરેના દહાડા તરીકે લે છે. આ દિવસોમાં અશો ફ્રરોહરો ઉતરે છે એમ મનાય છે. આ દહાડાઓ અસફન્દારમદ મહિનાના છેલ્લા દિવસમાં ઉજવાય છે. અસફન્દારમદ મહિનામાંજ આ દહાડા પડે છે. બીજા કોઈ મહિનામાં નહિં. અહિં ત્યારે અશો ફ્રરોહરો કોણ છે તેઓનું આ જગતમાં આ ખાસ વખતેજ ઉતરવાનું કારણ શું છે-તેની મહત્વતા શું છે તે જોવાનું છે. તેઓ આજ ખાસ મહિનામાંજ કાંય ઉતરે બીજી વખતે કાંય નહિં તે જોવાનું છે. અશો ફ્રરોહર તો જયારેબી તેની યાદ થાય ત્યારે ઉતરે છે. ત્યારે આ ફરવરદેગાનના દહાડા ખાસ કાંય ગણાય છે, અને તેઓને તેટલા બધા પાક કાંય ગણ્યા છે,-આવા આવા અનેક સવાલો છે તેનો કંઈક અંદરનો ભેદ જોઈશું.

સપ્પર પહેલાં ફ્રરોહર કોણ છે, તે જોવું જોઈએ. ફ્રરોહર શબ્દ ફારસીમાં વપરાય છે. પહેલવીમાં ફ્રવાહર કે ફરવશ શબ્દો બોલાય છે જેનું અવસ્તા ફ્રવષિ છે. ફ્રવષિનો ટુંક અર્થ આ છે:- તે નિરાકાર અહૂને

સમજનાર મહા અનંત અવિનાશી immutable ડહાપણ જેને અવસ્તામાં આસ્ન કહે છે તે અને તેવાં તે ડહાપણ આસ્ન સાથે જોડાયલી અનંત અવિનાશી immutable ફરમાન બરદારી જેને અવસ્તામાં આરમઇતી કહે છે તે અને તેવી ફરમાન બરદારી સાથે જોડાયલી મહાપરમ અનંત અવિનાશી immutable અકકલ જેને ખેરદ ખ્રતુ કહે છે તે અને તે ખેરદ સાથે જોડાયલું મહા જોર મહા કુદરત જે ઇન્સાફી છે તે, તે કે જેણીને જગત રચનામાં બધો અખ્તિયાર મળેલો છે તે–તે કે જેણી જગતની રજેરજમાં પ્રદરશીત થઇને રજેરજ સાથે રહીને જગતની રજેરજને તે એક સાહેબ તરફ પાછી ફેરવે છે–ઉરવીસ કરે છે તે; ટુંકમાં જગતમાં પ્રદરશીત થઇ રહેતું તે સાહેબનું મહાડહાપણ અને ઇન્સાફી જોમ–અધિકાર જે બગરૂપમાં રહયું છે તે એટલે સાત ઝરવાને અકરનેને પુગે તેવા કેહપરૂપમાં છે તે. અવરતેઇક સાહિત્યમાં આ શબ્દ જાબજા આવે છે. આખી ફરવરદીન યસ્તમાં આ ફ્રવષિનું બ્યાન છે તેમ મહેર યસ્તમાં અને બીજી યસ્તોમાં યસ્નોમાં તેઓની નોંધો આવેલી છે. અવસ્તામાં આ બધે ઠેકાણે ફ્રવષિનું નામ કઇ રીતે આવેલું છે તે પહેલે જોવું જોઇએ. જેમ દેખીતી ચીજોને જેવી કે માનવ, જાનવર, ઝાડપાનને બતાવેલાં છે, જેમ દેખાતી શકિતઓ ખુરમાહ–આતશ–પાણી–સેતારાઓને બતાવેલાં છે, જેમ અણદીઠ શકિતઓ બહમન અરદીબહેશ્ત વિગેરેને બતાવેલી છે, તેમ તેવી રીતે આ ફ્રવષિને બતાવેલી છે કે કંઇ જુદીજ રીતની ચીતારેલી છે તે જોઇને નકકી કરવાનું છે. કેમકે જો ફ્રવષિને એમ છુટી વ્યકિતગત રીતે અવસ્તામાં ચીતારી હોય તો તેને અવસ્તામાં બતાવેલી અનેક શકિતઓની માફક એક શકિત તરીકે ગણુતે અને એમ થવે તેને સમજવાની મુશ્કેલી કંઇ માલમ પડતે નહિ. પણ ફ્રવષિને વિદ્વાનો સમજી શકયા નથી કેમકે ફ્રવષિને તેવી રીતે ચીતારેલી નથી. ત્યારે ફ્રવષિનો ચીતાર અવસ્તામાં કેવો છે તે જોઇએ. અવસ્તામાં અમર અને નાશવંત બે રીતની જગતની વ્યાખ્યા આપી છે; અને તેવી જગતમાં તેઓને લગતી તેવી વસ્તીઓ જણાવેલી છે. એમ ત્યારે અવસ્તામાં હસ્તીની અમર દુન્યા કે નીસ્તીની નાશવંત દુન્યાની વસ્તી જણાવેલી છે. હસ્તીની અમર દુન્યામાં અમશાસ્પંદો–યઝતો–દએ–મીનો–ફ્રોખ–નબાનજદીસ્ત રૂવાનો–ગેઉશો–ગવ ચિથ્ર રૂવાનો એમ આવી જાય છે. નીસ્તીની નાશવંત દુન્યામાં અમર વસ્તી તેમ નાશવંત વસ્તી બતાવી છે. નીસ્તીની અમર વસ્તીમાં અરદાફ્રવષનું સાહજન છે અને નાશવંત વસ્તીમાં અરવાહીઓ–માનવ–જાનવર–ઝાડપાન ખનીજ આવી જાય છે જેઓ બધી નર માદારૂપમાં છે. એમ ત્યારે અરવાહીઓમાં નર અને માદા

બે જાતો છે. નરને ઝએન કહે છે; નારીને પઇરિકા કહે છે. તેઓ ઉંચ વર્ણનાં ભલાં તેમ નીચ વર્ણનાં બુરા રહે છે. તેઓ ઠરીઠામ તરીકે રહેલા કે અહિંયાં તહિંયાં રખડતા રહેલા જણાવેલાં છે. ઠરીઠામમાં ઉંચ અને નીચ પ્રકારો છે; અને રખડતામાં મોટે ભાગે હલકા રહે છે. એવીજ રીતે વળી ગેતીમાં માનવ છે અને તેની સાથની હેઠલી વરતીઓ છે જે બધીબી નર માદાનાજ ભેદમાં છે. પણ આટલેથીજ વ્યકિતનો ભેદ અવસ્તામાં ચિતારેલો અટકતો નથી. હસ્તી નીસ્તીની આ બધી ઉપર કહેલી વરતીઓની દરેક વ્યકિતની ઉપર બગોબખ્ત નામની ગતી સાથે ચાલતી દેખાડેલી છે એટલે તે બધી વ્યકિતઓને ઉભી કરીને ચલાવનાર ગતી દેખાડેલી છે. **બગોબખ્ત** શબ્દ બતાવે છે કે તેઓ બધાજ એક અખંડતામાંથી **બગ**=નાના ભાગો થઇને **બઝ**=એમ જુદી જુદી રીતે વહેંચાયા છે; એટલે એમ અમર ગતીનાં કે નાશવંત ગતીનાં થઇને વહેંચાઇ રહેલા છે. **બગોબખ્ત**ની ગતીની સાથે સાથે વળી બીજી એક ગતી ચાલતી દેખાડેલી છે કે જેને **ફ્રશો-ગર્દ** તરીકે કહે છે. એમ અમર વ્યકિત લેઓ, જેવી કે **હોરમઝદ-બહુમન-અર્દીબહેશ્ત** વીગેરે અનેક કે નાશવંત વ્યકિત લેઓ જેવી કે ઝઇન પઇરિકા, માનવ, હેવાન, ઝાડપાન કે ખનીજ તે બધાઓનો **બગોબખ્ત** છે અને તે બધાઓનો **ફ્રશો-ગર્દ** બી સાથે સાથેજ છે. એમ તે બધી અમર અને નાશવંત વ્યકિતઓની સાથે **બગોબખ્ત** અને **ફ્રશો-ગર્દ** નામની ગતીઓ તે દરેકની સાથે સાથે રહેલી બતાવેલી છે. **બગોબખ્ત**ની ગતીને ચલાવનારને **ખએતુ** કહે છે જે **ખએતુ** તે અમર કે નાશવંત વ્યકિત માટે=ખએત્વ પોતાવતપણું લાવી આપે છે. એટલે તે વ્યકિતની દએવીક ગતીમાંથી તે વ્યકિત ઉભી કરે છે અને તેને મુકિતએ પુગાડવા માટે તૈયાર કરે છે. પેલી **ફ્રશો-ગર્દ**ની ગતીને ઉભી કરનારને **ફ્રવષિ** કહે છે. એમ અવસ્તામાં એક વ્યકિત પછી તે દાદારની હોય કે યઝતોની હોય કે જીન પરીની હોય કે માનવની હોય કે જાનવરની-ઝાડપાન ખનીજની હોય તે બધાંની સાથે બગોબખ્ત અને **ફ્રશો-ગર્દ** બતાવેલા છે. એટલે તે બધીજ વ્યકિતઓમાં **દએવીક** ગતી છે. માટે તેની સહાઇ કરનાર '**ખએતુ**' અને **ફ્રવષિ** બતાવેલા છે. આવો ખ્યાલ અવસ્તામાં દરેક વ્યકિતનો મુળ રીતનો આપેલો છે તેને ધ્યાનમાં લેવાનો છે. અમર કે નાશવંત વ્યકિતનો આવો મુળ ખ્યાલ લઇને પછી એક કદમ આગળ ચાલીએ. આવા મુળ ખ્યાલની મુળ બે પ્રકારની વ્યકિત નામે અમર અને નાશવંતી વ્યકિત તરીકે બતાવેલી છે. અમર વ્યકિતને આલેતરીન ઉત્તમ બતાવેલી છે એટલે ખએત્વે પુગેલી-પોતાવતપણે પુગેલી-દએવથી

ખાલી થયલી–અજ્ઞાનતાથી ખાલી થયલી–અંધકારથી ખાલી થયલી–ક્ષફનથી ખાલી થયલી એટલે અઉરૂષો સફેદાઇવાળી એટલે રઇયોમંદ પુર્ણ જ્ઞાનના પુર્ણ પ્રકાશવાળી કહેલી છે એટલે પુરજ્ઞાનની માટે ફ્રાદરેસ્નો=નસીહત આપનારી કહેલી છે, જેઓ ત્યારે ફ્રશો–ગર્દ મુકિતએ પુગેલી ગણાયલી છે. એવી અમર વ્યકિતઓ એકએકનાં સંબંધમાં રહીને દાદારને મળેલી–એકની એકજ–એક અને બીજા વચ્ચે કંઇબી ફરક વગરની બધીઓ એકજ વિચારની એકજ બોલની એકજ ગોલની ગણાય છે અને તેઓ એમ થઇને જગતમાં કામ કરી રહેતી ગણાયલી છે. જગતમાં જાતજાતનું કામ હોવે જુદું જુદું કામો કરતી પણ એકએકને મળતા વીષયમાં આવીને કામ કરતી લીધેલી છે. એમ તે બધી અમર વ્યકિતઓને જગત રચનામાં અને જગતને ચલાવવાના કારોબારમાં અમુક અમુક કામો–ખીશ્કારીઓ અપાઇ છે જે ખીશ્કારીને હુમત–હુખ્ત–હવરશ્તો કહે છે. આ બધી અમર વ્યકિતઓ ત્યારે અધીકારી વ્યકિતઓ છે. અધિકારનો આપનાર તે મુળ અહૂ છે. પણ બીજી નાશવંત વ્યકિતઓ બતાવી છે જેવી કે અરવાહીની વ્યકિત કે માનવની વ્યકિત કે જાનવર–ઝાડપાન અને ખનીજની વ્યકિત–આ બધીઓની સાથે બગોબખ્ત રહેલો છે એટલે 'ખએતુ'ની 'ખોદાઇ'ની ગતી તે બધાઓમાંથી દએવીક ગતીનો–અજ્ઞાનતાનો ભુલાવો–ક્ષફનનો અંધકાર કઢાવ્યા કરે છે જે હજુર લગી કઢાઇ રહેલો નથી–એમ તે બધીઓને બગોબખ્ત ચલાવે છે અને બગોબખ્તની સાથે સાથે મુકિતનો ભેદ–અમર ગતીએ પુગવાનો ભેદ–ફ્રશો–ગર્દ તરીકેનો ભેદ ફ્રવષિ ચલાવી રહી છે. એમ ત્યારે નાશવંત વ્યકિતમાં ક્ષફન છે અજ્ઞાનતા છે દએવીક ગતી છે. એમ છે માટેજ બગોબખ્ત અને ફ્રશો–ગર્દનો ભેદ તે નાશવંત વ્યકિતનો પુર્ણ થયલો નથી–માટે તે ભેદ પુર્ણ કરવાને જગત રચાયું છે અને ઉપર કહેલી અમર વ્યકિતઓ તેઓને તે ભેદે પુગાડવા કામ કરી રહેલી છે. આમ આવી રીતનો વ્યકિતનો ભેદ અવસ્તામાં છે તેને પહેલે ધ્યાનમાં લેવાનો છે. બહમન કે અપવહીસ્ત કે શહેરેવર કે કોઇબી અમર કેહપ કે માનવ કે અરવાહી જેવી નાશવંત તનોમંદ વ્યકિતઓ બધીજ વ્યકિતઓની સાથે બગો-બખ્ત છે અને ફ્રશો–ગર્દ છે. બગોબખ્તને ચલાવનાર ખએતુ છે કહેતાં તે અહુરમઝદ ખોદાએ છે. ખએતુ એટલે સગો. ફ્રવષિ એટલે તે મોટામાં મોટા અહૂને સમજવા માટેનું અનંત ડહાપણ અને તે ડહાપણ સાથે જોડાયલી અનંત તાબેદારી અને તે તાબેદારી કરવા માટેનું અનંત જોમ અને અધીકાર. ખએતુ તે અહુરમઝદ ખોદાય છે કે જેવણ પોતાની

ખોદાઇની શકિતમાંથી એકએક શકિત નામે ખએતુ અથવા ખોદાય દરેક ઉપર નેગી આપે છે કે જે તે દરેક વ્યકિતને દોરવે છે.

ફ્રવષિમાં ત્યારે immutable અનંત ડહાપણનો અર્થ છે. ડહાપણ પોતાના સાહેબના હોકમને બજા લાવવાની અનંત immutable ફરમાન બરદારી બતાવે છે. ફરમાનબરદારીમાં કામ કરવાની અનંત ખેરદ અકકલ અધીકાર અને જોમ છે. ખએતુમાં પોતાવતપણું-પોતાના તરફ જવું પોતાનાના થવાનો અર્થ લીધેલો છે. મોટામાં મોટો ખએતુ બાપ તે અહુરમઝદ ખોદાય છે. મોટામાં મોટો સાહેબ તે અહૂ છે.

**દએનમાં જણાવેલા ફ્રવષિના ભેદથી દએનમાં optimism છે એટલે હંમેશની નિરાશા નાશ નથી તેનો ખ્યાલ-દરેક ચીજ ધુળની એક રજબી તેમાં મળશેજ તેનો ખ્યાલ: રજેરજ ઉપર દાદારનો કાબુ છે-રજેરજને દાદારનો સત્યસંગ બાંધે છે તેનો ખ્યાલ ફ્રવષિના ભેદમાં;-ફ્રવષિઓ રજેરજ સાથે જોડાયલી તેમ છુટી સંગ્ગઠનમાં કામ કરી રહેતી-ત્રણ મોટા એવા સંગ્ગઠનો.**

ત્યારે આપણે શું જોયું? આ જોયું કે અવસ્તામાં દરેકે દરેક વ્યકિત પછી તે અમર હોય કે નાશવંત હોય તે દરેકે દરેકની સાથે ફ્રવષિગી ચાલતી રહેલી જણાવેલી છે. બીજું એ છે કે ફ્રવષિની આ શકિત તે દરેકે દરેક વ્યકિતની સાથે હંમેશગી લગી રહેશેજ. એમ ફ્રવષિ નહિ તુટે તેવા સંબંધમાં દરેક વ્યકિત સાથે જોડાયલી જણાવેલી છે. જેમ ફ્રવષિ દરેકે દરેક વ્યકિત સાથે નહિ તુટે તેવા સંબંધમાં છે, તેમ બગોબખ્તગી એટલે ખએતુનો ભેદબી દરેકે દરેક વ્યકિતની સાથે હંમેશગી લગીનો સંધાયલોજ છે. આવી રીતે જરથોસ્તી દએન પ્રમાણે કોઇબી વ્યકિત છેક જમીનની ધુળ કે રજ લગીની સાથે ફ્રવષિ અને બગોબખ્ત સાથે બંધાયલાજ રહે છે. એમ તેઓ બંધાયલા હોવે કોઇબી ચીજ હંમેશની નાશ પામશેજ નહિ એમ દીન શીખવે છે. દરેક ચીજ એક દીન મુકિતએ પુગશે તે અને દરેક ચીજ તે મોટા ખએતુ દાદારને મળશેજ એમ શીખવે છે. દરેકે દરેક ચીજને બગોબખ્ત અને ફ્રશો-ગર્દ લાગુ છે અને કદીબી નહિ છુટે તેમ જોડાયલા છે તે બતાવે છે કે દરેક ચીજ ઉપર દાદારનાં સત્યસંગનો પુર્ણ કાબુ છે.

આમ ફ્રવષિની આ શકિત દાદારથી તે ધરતીના રજેરજને લાગેલી

જણાવેલી છે, પણ આટલેથી ફ્રવષિનો અવસ્તેઇક ભેદ અટકતો નથી. તેઓને એક મસમોટા ગુરૂહમાં જતો છુટોબી જણાવેલો છે જે ખુદ બ ખુદ ઉપર કહેલી બધી વસ્તીઓથી સ્વતંત્રપણે કામ કરી રહેતો ચીતારેલો છે. આવા સ્વતંત્ર રીતે કામ કરી રહેલા ફ્રવષિના ગુરૂહને અમુક ખાસ નામોથી ઓળખેલો છે કે જે ખાસ નામમાં તેઓનું સંગઠન થયલું જણાવેલું છે. આવા ત્રણ મોટા સંગઠનો જણાવેલા છે. એક સંગઠનને 'અશાઉનાંમ વંઘઉહિશ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો-પઓઇર્યો તકએષનાંમ ફ્રવષયો-નબા-નજદિશ્તનાંમ ફ્રવષયો તરીકે ઓળખેલું છે અને બીજા સંગ્ગઠનને 'અશઓનાંમ ફ્રવષયો' તરીકે ઓળખેલું છે અને ત્રીજા સંગ્ગઠનને અરદાફ્રવષ તરીકે ઓળખે છે. આ ત્રણે સંગઠનો એકએકની સાથે મળતા વિષયમાં છે-એકજ પેવંદના છે પણ અમુક અમુક વખતે નોખા નોખાબી કામો કરે છે જે કામો ખુદ દાદારની મરજી પ્રમાણેનાજ રહે છે. આવી રીતે ફ્રવષિનો ખ્યાલ અવસ્તામાં છે. આવા મુળ ખ્યાલને જો ધ્યાનમાં રાખવામાં નહિ આવે તો પછી ફ્રવષિની ખરી ખુબી કદીબી માલમ પડી શકેજ નહિં.

આવો મુળ ખ્યાલ ધ્યાનમાં લઇને હવે સવાલ પુછીએ કે ફ્રવષિ શું છે-કોણ છે-કેવી છે-કયા પ્રકારની છે અને જાતે સેફાતે, બુને ઓકાદે, ઇલ્લતે માલુલે, ફઅલે મફુલે કેવી છે.

## ફ્રવષિ શબ્દનો ધાતુ-તે વિષેની વીગત-ફ્રવષિના ધાતુઓ ઉપરથી નીકળતા અનેક જવાબો તાત્પર્યો જે બધા દએનમાં હકીકત તરીકે ચિતારેલા છે તેઓ.

પહેલા આ બોલ ફ્રવષિનો ધાતુ જોઇએ તેનું બંધારણ જોઇએ. એ શબ્દના બંધારણો જુદી જુદી રીતના બતાવેલા છે. ફ્રવષિ શબ્દમાં ફ્ર અને વષિ આવા બે આકારો ખુલ્લા દેખાય છે. ફ્રમાં forth આગળ જવાનો કામ કરવા તૈયાર રહેવાનો અર્થ છે અને વષિ શબ્દમાં વસ અને હી આવા આકારો છે. 'વસ' શબ્દમાં ઇચ્છવું-ખાહેશ રાખવી એવો અર્થ છે અને હિ વર્તમાનકાળ બીજી એકવચનનો પ્રત્યય છે. વષિ એટલે તું ઇચ્છે છે-તે તારી મરજી છે-તારો હોકમ છે તે; એટલે તારો જે હોકમ હોય-મરજી હોય તેને બજા લાવનાર તેની દીલોજાનથી તાબેદારી કરનાર. એવો અર્થ આ ધાતુઓથી આવ્યો. પણ ફ્રવષિ બોલને ફ્ર અને વર અથવા વક્ષ અથવા વરેદ આ રીતે એરવદ કાવસજી કાંગા બતાવે છે. વર એટલે બચાવવું, વક્ષ એટલે ઉગવું-ખીલવું, અને વરેદ એટલે વધારો

કરવો; એટલે બચાવનાર-ખીલવનાર-વધારો કરનાર વૃદ્ધિ-કરનાર એમ અર્થ આ બીજા ધાતુઓથી થાય. પણ બચાવનાર-ખીલવનાર-વૃદ્ધિ કરનાર તરીકે આ ફ્રવષિ દાદારની કુલ હસ્તી-નીસ્તીની જગતમાં કામ કરતી રહે છે. દાદારથી તે અમશાસ્પંદો-મીનો-હએ-ફરોખ-ગેઉશો નબાનજદીશ્ત રૂવાનો-ગવચિથ્રના રૂવાનો-બેશુમાર મઈન્યવાઓઘહો-યઝતાઓઘહોથી તે નાશવંત વ્યકિતઓનો અને કુલેકુલ કુદરતનો બચાવ કરનાર-ખીલ-વનાર-વૃદ્ધિ કરનાર તરીકે ફ્રવષિ છે એમ બધાઓએ માન્ય રાખ્યું છે અને તે ખરૂં છે. પણ આ માન્યતા શું બતાવે છે? બતાવે છે કે ઉપર કહેલી કુલ સૃષ્ટિ તેની વસ્તીઓ અને કુલ કુદરત કે જે તે અહૂ બાપની છે તે અહૂ બાપની તે બધા માટે તે ફ્રવષિ આવી રીતે નોકરી કરે છે-ફરમાન બરદારી કરી રહે છે. એમ ત્યારે મુળ અર્થ તો ફ્ર+વષિનોજ આવીને ઉભો રહે છે એટલે જેમ વષિ=તું અહૂ હોકમ આપે તેમજ ફ્ર=કામ કરવા બંદેવાર તરીકે હું ઉભી છું. આ બધા ઉપરથી ત્યારે વષિનો હોકમ જેને વઈર્ય કહે છે તેને ચલાવનાર તરીકે ફ્રવષિ છે એમ સીદ્ધ થયું. વષિના આ વઈર્યને અહુનવઈર્ય કહે છે કે જેને બગ=અહૂથી બતી નાનો પણ શકિતમાન કહયો છે. એમ ફ્રવષિ જે નારી છે તે અહુનવઈર્ય જે નર છે તેની સાથનો બતાવેલો છે એમ ઉપલા અર્થમાંથી ખુલ્લી રીતે જાહેર થાય. એમ ત્યારે ફ્રવષિ તે ફરમાન બરદાર અને અહુનવઈર્ય તે તે અહૂનું ફરમાન-બેઉ જે તે અહૂના છે તેઓની બજાવણી થઈ રહે છે એમ ફ્રવષિના ફ્ર+વષિના આકારો તેમ ફ્રવષિના ફ્ર+વર-વક્ષ-વરેદના આકારો કહી રહે છે. બીજું એ કે જ્યારે એમ કહયું છે કે ખુદ અહુરમઝદનીગી ફ્રવષિ છે ત્યારે એમ ઠરે છે કે અહુર-મઝદ પોતે પોતાની ફ્રવષિ રાખે છે એટલે તો એમ સાફ જાહેર થયું કે અહુરમઝદ કે જેવણુને મપુલો વીશેષણો લગાડેલા છે તેનાં માથાં ઉપર અહૂ છે કે જેના વઈર્ય હોકમ અહુનવઈર્યને તે અહુરમઝદની ફ્રવષિ બજા લાવે છે. આમ અહુરમઝદ ખુદ જે છે તેવણુની ઉપર અહૂ છે એમ સાફ નીકળી આવે છે. વળી ફ્રવષિની ઉપર કહેલી બાંધણી ઉપરથી બીજું શું નીકળે છે? એ નીકળે છે કે અહૂનો વઈર્ય હોકમ નામે અહુનવઈર્ય થયો. અહૂનો હોકમ કયાં કારણુને માટે થયો? એ બીજો સવાલ ઉઠે છે. સૃષ્ટિમાં કંઈક કચાસ છે-દ્રવાઓ અજ્ઞાનતા છે માટે જગત થવાનું છે તે કચાસ દ્રવાઓને સુધારવાનો છે તેટલા માટે તે હોકમ થયો કે જેનો ઇશારો બુનદહિશ્ન નામની પહેલવી કેતાબમાં જાહેર છે. વળી આ ઉપરથી બીજો કયો અર્થ ફ્રવષિનાં ઉપર કહેલા બંધારણમાંથી

નીકળે છે! આ નીકળે છે કે અહૂના તે હોકમ અહુનવઇર્યને બજા લાવનાર આ ફ્રવષિ છે જેણીને નારી જાતી માદરરૂપની કહી એટલે માએ જેવી પરમાર્થી દીલસોજ અને જેમ વાઘણ વાઘ કરતાંબી જોરાવર રહે છે-સીંહણ સીંહ કરતાંબી જોરાવર રહે છે-જેમ માદર પોતાના બચ્ચાં તરફ વહાલ રાખનાર નમ્રતાવાળી રહે છે તેવી જાતીની કહી એટલે ફ્રવષિને માદરની કાની વહાલ કરનારી પાળનારી અને અતી જોરાવર કહી-બચ્ચાં તરફ નીખાલેશી રાખતી કહી એટલે ફ્રવષિને ખુદને તે વઇર્ય હોકમ કે જે કસરના થવાના બચ્ચાં વીષે જાહેર કરે છે જે તે કસરના બચ્ચાંને મોટું કરીને સુધારવા માટેજ થયો છે તેવી તે કસર રહિતની કહી એટલે નીરમળ નીરંજન કહી.

પણ આ બધી બાબદો જે ઉપર જોઇ તેના કરતાં એક અતી ઘણી ધ્યાનમાં લાવવાની **બીજી બાબદને** આપણી સમક્ષ ધરી રાખવાની છે કે જેમાં સામાન્ય સાધારણ અકકલથી મનાય તેવી હકીકતી સચ્ચાઇ પડી છે. તે શું છે? આપણે અહુર મઝદની ઉપરબી કોઇક છે જેને અહૂ તરીકે કહે છે એમ કહયું. તે શાને સારૂં કહયું? કેમકે અહુર-મઝદને ખુદને ફ્રવષિ છે-તેવણુનો **બગોબખ્ત** છે-તેવણુનો ફ્રશો-ગર્દ છે કે જે ફ્રશો-ગર્દે તેવણુ પુગી જવે તેવણુને અષવ કહયા છે-આમ અહુરમઝદને ખુદને બંદેવાર તરીકે ઉભા રહીને જો કે બીજી કુલ ચીજોના અપસર તરીકે ઉભા રહીને કામ કરતા જણાવેલા છે માટે તેવણુનો કોઈ અહૂ ઉપરી હોવો જોઇએ કે જે અહૂ પોતે **એકનો એક-હુમતા**=જોડી વગરનો હોય. પણ આવો **હુમતા**-એકનો એક જગતમાં કોઇ હોય તે તો સીરફ માની લેવાનું છે કેમકે જગતમાંનાં કાયદાની તે ઉપર છે. જગતમાં તો **નામ** હોય-નામ હોય તેનું વિશેષણ હોય તે નામનો બાપ પેદા કરનાર હોય તેમાં બેપણું હોય-એવા અચળ નિયમો છે. પણ આ અહૂનેતો એકનો એક એટલે તે અચળ નિયમોની ઉપરનો તેનો પેદા કરનાર કહયો માટે તેને સમજની બહારનો **અના-માંથ્વાઓ** અને **અફ્રજયન્ત**=નહિ મપાય તેવો ગણવાનો છે. આ મુળ સિધ્ધાંત કદીબી ખોટો પડે એવો નથી-કોઇબી તેની ઉપર શક લાવે તેમ નથી કેમકે માનવ જાતના અંતકરણના સત્ય જ્ઞાનમાં તેની **આસ્ને-ખેરદ** તેની માન્યતા પડેલી છે. આવા અહૂને ત્યારે ફ્રવષિની શું જરૂર છે-એટલે બીજાના હોકમ વઇર્યને બજા લાવવાની તાબેદારી કરવાની માટે નારીરૂપનો ભાવ ભજવવાની શી જરૂર છે. આવા અહૂને ત્યારે કશાની જરૂર નથી. આવો કોઇ હોય તે તો સીરફ **અહૂ**=કોઇ છે એમ બતાવી શકાય

માટે તેને અહૂ કહે છે. આવા અહૂમાંથી જે કંઇ નીકળે તે કેવું હોય તે અહૂ જેવુંજ. માટે જો તે અહૂનો વઇર્ય નામે અહૂનવઇર્ય તે અહૂમાંથી નીકળ્યો તો તે હોકમ કંઇ આપણુ માનવજાતથી નીકળતા હોકમ જેવો ભાવવાચક હોય નહિ. આમ અહૂનો તે હોકમ ખુદ શકિતવાન ખુદ છે જો કે તે અહૂની આગળ કુચ બિસાદનો નથી છતાં શકિતરૂપ છે માટે તેને બગ કહયો છે. અહિંયાં બગ શબ્દમાં સીરફ નાનો ભાગ તરીકેનોજ અર્થ નથી લેવાનો. પણ તે નાનો ભાગ શકિતવાળો છે એમ અર્થ લેવાનો છે. એમ ત્યારે આ હોકમ જેને અહુનવઇર્ય કહે છે તે નર રૂપનો કે નાન્યતરરૂપનો બગ શકિતમાન છે એમ કોઇબી સ્હેજે માની શકે. નાન્યતરરૂપમાં તે હોકમનું કેહપ છે અને નરરૂપમાં હોકમના તે કેહપનો રાખનાર છે. માનવ પછી શાહ હોય કે ગરીબ હોય તેના હોકમ જેવા તે હોકમને લેવાનો નથી. આમ ત્યારે ફ્રવષિના તે ઉપર કહેલા બે રીતના બંધારણોમાંથી (ફ્રવષિના એક ફ્ર+વષિ; અને બીજા ફ્ર+વર, વક્ષ, વરેદ બંધારણોમાંથી) આવા સવાલો અને તેના જવાબો નીકળે છે કે (૧) તે ફ્રવષિ બચાવ કરે છે-વૃદ્ધિ કરે છે-કામ કરે છે એટલે કોઇની તાબેદારી કરે છે. એમ છે તો (૨) કોણુની તાબેદારી કરે છે. (૩) તે હોકમ કરનાર ત્યારે નહિ સમજ પડે તેવો બધાની ઉપરનો હોય. (૪) આવો નહિ સમજ પડે તેવો તે હોકમ કરનાર હોય તો તેનો હોકમબી અસાધારણ-ગુપ્ત માટે માનવજાત હોકમ કરે તેવો ભાવવાચક નહિજ હોય. (૫) હોકમ શાને સારૂ થાય-કંઇક ગેર-બંદોબસ્તી હોય તેને માટે. (૬) જે કોઈ હોકમ હોય કે જે શકિતમાન હોય એટલે હોકમ અને તે હોકમનો રાખનાર હોય બેઉ સાથેજ એક શાનના હોય તે અને તેનો બજાવનાર બધા તે હોકમમાં જે કસર-ગેર-બંદોબસ્તી જણાવેલી હોય કે જેને માટે તે હોકમ અને તેનો રાખનાર થયલો હોય તે કસરથી ગેરબંદોબસ્તીથી તેઓ બધા નીરાળાજ હોય માટે તેઓ બધા વિશ્વાસુ હોય એટલે હોકમના તે કાઢનારને સાચ્ચા હોય. (૭) જે કોઇ તે હોકમ રાખે અને જે કોઇ તેને બજાવે તેઓ ત્યારે તે હોકમના કાઢનારથી જુદોજ હોય-તેની હાથ નીચેનો હોય. એમ ત્યારે ફ્રવષિના મુળના તે બંધારણોમાંથી આવો ભેદી અર્થ સાદી સમજથી નીકળે છે કે ફ્રવષિ.

(૧) બચાવ કરે છે-વૃદ્ધિ કરે છે-કામ કરે છે એટલે તાબેદારી કરે છે માની માફક વર્તે છે માટે માનાં જેવી પરદુખભંજની અને જોરાવર છે. પ્રીતીમાન છે. પ્રિતીમાં અખુટ જોર છે માટે અખુટ

જોરાવર છે. પ્રીતિ નીરમળ તાબેદારી બતાવે છે કે જે તાબેદારીમાં નીરસ્વાર્થ નીશ્કામ છે માટે તાબેદારીમાં અનંત જોર છે.

(૨) તે કોઇક હોકમની તાબેદારી કરે છે કે જે હોકમને અહુનવઇર્ય કહે છે.

(૩) આ હોકમ કોઇ એકનો છે કે જેને અહૂ કહે છે.

(૪) આ અહૂ કોઇ એક છે જે સમજની બહારનો અના-માંથ્વાઓ છે અને તેટલા માટે અફ્રજયન્ત નહિ=મપાય તેવો છે.

(૫) ખુદ અહુરમઝદની ફ્રવષિ છે એટલે અહુરમઝદ બંદેવાર હોકમ બજાવે છે માટે તે અહુરમઝદની ઉપર તે અહૂ છે કેમકે અહુર મઝદતો સમજમાં આવે તેવો છે એટલે તેનું નામ છે વિશેષણ છે જયારે અહૂ તો અના-માંથ્વાઓ છે.

(૬) અહૂનો તે હોકમ નામે અહુનવઇર્ય બગ છે એટલે જીવતો જાગતો શકિતમાન છે જો કે અહૂની આગળ નાના ભાગ જેવો છે પણ તે અહૂ સાથના સંબંધનો માટે શક્તિમાન છે.

(૭) હોકમ થવાનું-અહુનવઇર્ય થવાનું કંઇ કારણ હોય ? તે કારણ દ્રવાઓની અજ્ઞાનતા છે-ગેરબંદોબરતી છે.

(૮) તે હોકમને બજા લાવનાર ફ્રવષિ તેમ હોકમ અને તેનો રાખનાર બધા ત્યારે તે દ્રવાઓથી નીરાળા હોય-ગેરબંદોબરતી વગરના હોય માટે બંદોબરતી-અષના મુળ હોય.

(૯) ફ્રવષિ જો એવી હોય-અષનું મુળ હોય માટે અષ સાથે જોડાયલા ઉશ્તા અનંત આનંદનું મુળ હોય, તાબેદારી અને અથાક શક્તિનું મુળ હોય અને જો એવી ફ્રવષિ માનવનેબી હોય-જાનવરનેબી હોય એટલે નાશવંત વ્યકિતનેબી હોય તેમ અમર વ્યકિતનેબા હોય, તો તે બેઉ નાશવંત અને અમર વ્યક્તિઓ તે ફ્રવષિથી દોરવાય અને ફ્રવષિની અષની વ્યવસ્થા અને ઉશ્તાનો અતી આનંદ દેખાડે. અમર વ્યક્તિઓ અષ અને ઉશ્તા દેખાડે છે માટે તે વ્યકિતઓ અષની શકિતઓ સાથની છે એટલે તેઓનાં ઉરવનો ફ્રવષિ જેવા છે. પણ નાશવંત વ્યકિત તેવી અષ અને ઉશ્તા દેખાડતી નથી માટે તેઓ અષ રાખનારી નથી માટે ફ્રવષિ અને તેઓ બેઉ વચ્ચે કંઇક અંતરો છે-કંઇક ત્યાં ભેદ-કંઇક ત્યાં જુદું

છે-કંઇક ત્યાં શીખવાનું છે. એટલે સૃષ્ટીનો ભેદ-સૃષ્ટીની અંદર ચાલતા ગેરબંદોબસ્તનું મુળ અને તેનો થવા ધારેલો શુભ છેડો અહિંયાંજ શોધવાનો રહયો છે એમ કોઇબી જોઇ શકશે.

ક્ષ્વષિને ઉપર અષનું મુળ કહી-ઉશ્તાવાલી કહી-અહુના વઇર્યને ચલાવનારી કહી માટે વઇર્ય જે ગેરબંદોબસ્તને તોડવા માંગે છે અને ભલાઇ જમાવવા માંગે છે તેવી ગેરબંદોબસ્ત તોડનાર અને ભલી કહી એટલે ક્ષ્વષિને હંમેશની પાક નીખાલેસ પરદુખભંજનની કહી-દાદારનો ખાદમ-હોકમ બરદાર તાબેદાર કહી તો કુલ કુદરત કે જેમાં સામસામી ગતીઓ પડેલી છે-ભલાઇ બુરાઇ સામસામી પડેલી છે તેમાંની ભલાઇને ચલાવનાર-ભલાઇનોજ રક્ષક કરનાર અને બુરાઇને તોડનાર એમ તોડીને બુરાઇની બંદોબસ્તી કરનારજ ક્ષ્વષિ હોય. માટે જેને આપણે ફોર્સ એટલે જોમ ગતી energy તરીકે કહીએ છીએ, જે ભલી હોય તેમ નાશ લાવનારી હોય-ભલી બાજુની હોય તેમ કાળી બાજુની હોય તે ફોર્સ ગતીનો અર્થ ક્ષ્વષિને લાગે નહિં એટલે ક્ષ્વષિને તે ફોર્સ અને energy ની સાથે ગમે તેમ લાગુ પાડી શકાય નહિં. પણ ઉપર કહયું છે તેમ તાબેદારી-પ્રેમ-ફરજ-બુનદક-મનશ્ની-વગેરે ગતીઓ કે જેઓની અથાક શકતી રહે છે તેઓને ઉભી કરનાર મુળ તરીકે તે ક્ષ્વષિ ગણાય તોજ ક્ષ્વષિના ક્ષ+વષિ તેમ ક્ષ+વર, વક્ષ, વરેદના બંધારણના અર્થો સાચ્ચા પડી શકે. આટલો ટુંક તાત્પર્ય ક્ષ્વષિના મુળના જુદી જુદી જાતના બંધારણોમાંથી નીકળે છે કે જેઓ સાદી સમજથી સમજાય તેવા છે. આટલી મુળ બાબદો કે જે અત્યાર લગીમાં વ્યકતીની સમજ માટે તેમ ક્ષ્વષિના બોલના બંધારણ માટે કહી છે તેઓને ધ્યાનમાં રાખ્યે તોજ ક્ષ્વષિ બાબેનું ઉખ્યાનુ જે દીનમાં છે તેને ઉકેલવા માટેનો રસ્તો સરળ થાય અને ક્ષનુમીક હકીકતનો ચશ્મો આપણે સહેલાઇથી આપણી ટુકી નજરને આંખને પહેરાવીને આગાહ કરી શકીએ કેમકે તે ચશ્માંથી આપણી myopic ટુંકી નજરની આંખ તે દુરના ભેદને જોઇ સમજી શકે.

## ફ્રવષિને વ્યકિતના અવસ્તામાં કહેલા ખ્યાલ વગર લેવે અને અંદરની હકીકતના ચશ્મા વગર ઉપર ઉપરથી લેવે-શબ્દ અર્થોનાં ઉંડાણમાં ગયા વગરના તેમ શબ્દોના લોઘતોની સમજ વગરના કીધેલા તરજુમાથી લેવે ફ્રવષિમાં ઉખ્યાણાના જેવી ગુંચ લાગે છે તે ગુંચનો ચિતાર.

ફ્રવષિનો ધાતુ અર્થ જોયા પછી હવે ફ્રવષિનું ઉખ્યાનુ દીનમાં શું છે અને તેની ઉકેલથી શો તાત્પર્ય નીકળે છે તે જોઇએ. દીનમાં ફ્રવષિ બાબેનુ ઉખ્યાનુ શું છે? આ છે કે-કહે છે કે ફ્રવષિ અણુદીઠ અને રક્ષક શકિત છે. પછી કહે છે કે ના એટલુંજ નહિ તે ફ્રવષિ ખાલી માનવની રક્ષક શકિત નથી પણ માનવની સાથેજ રહેલી છે. એકલા માનવ નહિ પણ કુલ આલમ સાથે તાલુકો ધરાવે છે. ઇનસાન-ઝાડપાન-હેવાન તેમ દાદારથી કુલ યઝતી અમર શકિતઓમાં કુલ કુદરતમાં ફરી વળેલી છે અને વળી ખુદ દાદારને હીદાયત આપે છે એમ ઉખ્યાનુ વધુ ગુચવાતું જાય છે. અવસ્તામાં અનેક મીનો શકિતઓ કહી છે. તેઓ દેખીતી તેમ અણુદીઠ રીતની જાહેર થયલી છે જેઓનાં કામો જાણીતાં છે પણ તે બધાંનેજ ફ્રવષિની જરૂર છે-ફ્રવષિ વગર તેઓ કાંઇ કરી શકે નહિ. ત્યારે ફ્રવષિ તેઓની સાથે કયા સંબંધની છે-કયા કઇ જાતની સગઇ સંબંધની છે-તે ફ્રવષિ તે બધાથી કેવળ સ્વતંત્ર છે-જુદી છે છતાં સાથે છે એટલુજ નહિ પણ તે બધાં સાથની ફ્રવષિ વધુ ઓછા જોરની છે. દાદારની ફ્રવષિ સૌથી જબર છે અને બીજીઓ જુદી છે એટલે ફ્રવષિના તબકકાબી આપેલા છે પણ તે તબકકાનો ફેર કાંય હોય? દાદાર તો બધાનો બાપ છે તો તેવણુની ફ્રવષિ મુળ છે તો તે ફ્રવષિ પછી બધાનીજ હોય. પણ અવસ્તામાં તો ફ્રવષિનું જુદાપણું દેખાય છે. ખુદ દાદાર અશો જરથુસ્ત્રને કહે છે કે જગત બનાવવા-આ કુલ ચીજો વ્યકતીઓ બનાવવા મને ફ્રવષિઓએ મદદ આપી છે મારી ફ્રવષિએ મદદ આપી એમ નહીં પણ અશાઉનામ ફ્રવષિ નામની ફ્રવષિઓએ મદદ આપી છે એમ કહે છે. એમ તે ઉખ્યાનું જડ થતું જાય છે. પછી કહે છે કે અશો જરથુસ્ત્ર તનેબી ફ્રવષિનીજ મદદ જોઇએ તે વગર તું બી દીનને ચલાવી શકે નહિ. સૃષ્ટીનાં આસમાનને દાદારે મહેર-રશ્નુ-આરમઇતી સાથે મળીને ચળકતા કીધા છે તેમાં જો ફ્રવષિની મદદ હતે નહિ તો તે કામ થઇ શકતેજ નહિ. આ પૃથ્વી જે મોટી વીશાળ છે ઘાસચારાથી ભરપુર છે ન્યામતોની માતા છે માણસો જાનવરોને જીવાડાવે છે તે બધુંજ ફ્રવષિની મદદથીજ થઇ રહે છે. પૃથ્વી ઉપર ઝરાહો નદીઓ વહે-માનવો-પાંચ જાતનાં ગોરપંદોની પરવરશ થાય-ઓરવરો ઉગે; માયના પેટમાં

બચ્ચું થાય-બચ્ચું જીવતું રહે તેને દેવ મારી શકે નહિ તે બધું જે હું કરૂં છું તે આ ફ્રવષિઓથીજ કરી શકું છું. જો ફ્રવષિનો તેજ પ્રકાશ જોર મદદ હોય નહિ તો જગત-માનવી પસુ વીર કોઇબી જીવેજ નહિ. દુજ જોરમંદ થાય જમીન આસમાન વચ્ચે દુજનું ધનાનું જોર ચાલે અને રપેના હારે-રપેનાને ધના તાબે થાયજ નહિ. આફ્તાબ માહતાબ સેતારાઓ પોતપોતાના રાહમાં જઇ રહે છે તેબી ફ્રવષિથીજ છે. ફ્રવષિએજ તે આફ્તાબના માહતાબના સેતારાઓના અનહદ રોશનીઓના રસ્તાઓ ખોલ્લા કીધેલા છે. જગત એક વખત ખાડામાં પડેલું સ્થંભ હતું-અચલીત હતું તેનેબી ફ્રવષિએજ બહાર કાઢીને ચલાવ્યું છે અને તેથી તો તે જગત આજે ફ્રશો-ગર્દ કરવા ચાલુ રહે છે વીગેરે વીગેરે અનેક બાબદો ફ્રવષિને માટે કહે છે. ટુંકમાં એ કે કુલ કુદરતમાં જે કાંઇબી થઇ રહે છે જે ભલાઇ માટેની છે તે બધું ફ્રવષિથીજ થાય છે; અને કુદરતમાં જે કાંઇ બુરાઇ છે તેને ફ્રવષિજ મારે છે. માનવના મરણ પછીથી તે માનવની ફ્રવષિ તે ગુજરેલાને આગળ દોરવે છે એમ ફ્રવર્દીન યશ્તમાં ફ્રવષિના અનેક બ્યાનો આવે છે. આ બધાંની સમજ માટે ઉપર કહેલી ટુંક વીગતને પહેલે બરાબર ધ્યાનમાં લેવાની છે-ફ્રવષિને અવસ્તામાં જેમ લીધી હોય તેમજ લેવાની છે. આજકાલના માની લીધેલા વીચારો સાથે કંઇ ફ્રવષિને ઠોકી બેસાડવાનું નથી.

**ફ્રવાષ સીરફ કુદરતનું બળ નથી. બળ તો ભલી બુરી બાજુ બેઉનું હોય. ફ્રવષિને અવસ્તામાં કદીબી બુરી ચિતારી નથી જો કે રજેરજની સાથે રહેતી માટે બુરાની સાથે રહેતી ચિતારી છે તે બુરાની મુક્તિ માટે ચિતારી છે- તે બધાનો ખ્યાલ 'અવસ્ચસ્તો ફ્રવષિનાંમ' શબ્દોના લોધતીક અર્થ ઉપરથી. અવસ્ચસ્તો ફ્રવષિનાંમની સમજ; બગોબખ્ત શબ્દની સમજ: આ બેઉની સમજ ફ્રવષિ માટે.**

ફ્રવષિને આજના કેટલાક વીધવાનો force કુદરતના બળ તરીકે ગણીને તેને ભલી, બુરી ગણે છે અને કહે છે કે આશ્મોઘો સાથની ફ્રવષિ હોય તો તે બુરી કેમકે ફ્રવર્દીન યશ્તમાં એક ઠેકાણે આવા આશ્મોઘોની ફ્રવષિને **અવસ્ચસ્તો ફ્રવષિનાંમ** એટલે તોડી પાડવા લાયકની કહી છે. **અવસ્ચસ્તો** શબ્દમાં અવ એટલે દુર અને સ્ચિન્દ એટલે રેજરેજ કરવાનો ધાતુ છે. **અવસ્ચસ્તો ફ્રવષિનાંમ** શબ્દ આખા

અવસ્તેઇક સાહીત્યમાં સીરફ એકજ વખત આવેલું છે અને તેના ભેદને આજે તેઓ સમજી શકતાજ નથી. આ એક શબ્દ છે કે જે ઉપરથી હમો જે કહી ગયા છીએ તેને મોટો ટેકો મળે છે કે સીરફ શબ્દ અર્થ અવસ્તાના ભેદોને સમજાવી શકે નહિં પણ અંદરની હકીકતનું ગ્નાન ક્ષ્નુમનું ગ્નાનબી જોઇએ. ઉપર આપણે વ્યકતીનો ભેદ જોઇ ગયા. ત્યાં કહયું છે કે કોઇપણ વ્યકિત હોય તેને બગોબખ્ત અને ફ્રશોં-ગર્દની ગતીઓ લાગુ પડેલી છે. બગોબખ્તને ચલાવનાર "ખએતુ" રહે છે ફ્રશો-ગર્દને ચલાવનાર ફ્રવષિ રહે છે. બગોબખ્તનો ઘણોજ કઠોર અર્થ નસીબ તરીકેનો થાય. કઠોર શબ્દ અહિંયાં વાપરવો પડે છે કેમકે આજ-કાલની નસીબની માન્યતામાં કાંઇ ઢંગઢડો રહયો નથી. બગોબખ્તમાં "બગ"=ભાગલા થવાનો અર્થ છે. એક વ્યકિતને 'બગ' તરીકે ભાગ તરીકે તે અહૂએ બક્ષ કીધી=વહેંચી કાઢી તે કાંઇ અમસ્થી કાઢી નથી પણ હદ અને ઇન્સાફને કાયદે તેને તેમ વહેંચી કાઢી છે. તેનામાં દએવીક ગતીનો રએથ્વ કચરો છે જેણે ઇન્સાફથી તેનામાં આવીને પોતાની હદ એવી દોરી કે તેનાથી બુરાઇજ થાય. માટે તે હદને ઇન્સાફથી ભલાઇમાં બદલવા ફ્રશોં-ગર્દ લઇ જવા તેને આવો ભાગનો વહેંચાયલો કીધો છે. આવા ભાગલા થવાના અર્થેજ અર્થે એટલે નસીબના અર્થેજ તે થયો. એટલે દરેક વ્યકિત જે કાંઇ થઇ છે તેના નસીબમાં ફ્રશોં-ગર્દ કરવાનું છે એમ ટુંકમાં કહેવાય, પણ જે વ્યકિતઓ અતી બુરી હોય આશ્મોધની હોય એટલે જે વ્યકિતમાં દએવીક ગતી હદની ઉપરાંત હોય જેમાં હદ+ઇન્સાફ ખોરવાતો હોય તો તેના નસીબમાં તુરતા તુરતનો ફ્રશોં-ગર્દ થવાનું હોતું નથી. ફ્રશો-ગર્દને કરનાર ફ્રવષિ હોય છે તે ફ્રવષિને તે વ્યકિતની પાસેથી તેનું બગોબખ્ત તેનું નસીબ ખેંચી લીએ છે. ફ્રવષિનો પાયો કે જેની ઉપર તેની હેયાતી રહે છે તે પાયાને તોડી પાડે છે સ્ચિન્દ કરે છે સ્ચીન છીન્ન ભીન્ન કરે છે ફ્રવષિના પાયાને તોડી નાખે છે. આવો અર્થ દરશાવવા માટે અવસ્ચસ્તો ફ્રવષિનાંમના શબ્દો વાપરેલા છે એવો અવસ્ચસ્તો ફ્રવષિનામનો ભેદ છે. અહિંયાં કહે છે કે તે આશમોઘ કે જેના તનમાં કેહર્પમાં દવાઓની ગતી છલાછલ છે તેને ફ્રવ-ષિની મદદથી દાદારે વ્યકિતરૂપ કીધો અને જીવ આપ્યો અને ફેલ આપ્યો. તે ફેલમુખ્તાર છે. પણ એવું તો અધમ બુરૂ તે કરે છે કે તે અધમતાથી હદ+ઇનસાફના મુળને ધકકો પુગે છે. હદ+ઇનસાફના મુળની ઉપર તો ફ્રશો-ગર્દ થવાનો છે. જો હદ+ઇનસાફના મુળને ધકકો પુગે તો ફ્રશો-ગર્દને ધકકો પુગે. આવા અધમ બીદાદગાર જુલ્મગાર આશમોઘ એવા રહે છે કે તેઓ ફ્રશો-ગર્દને અટકાવે છે ના એટલુજ નહિ પણ જો તે આશ-મોઘને તેમ ચાલવા દેવામાં આવે તો જગતનો ફ્રશો-ગર્દ થાયજ નહિ.

આવો નર સાસ્ત્ય-ઝુલ્મગાર આશમોઘ જે કેહપ-ઉસ્તાન-તેવીશી રાખે છે તે કેહપ-ઉસ્તાન-તેવીશી કે જેમાં સાધારણ રીતે-સામાન્ય કાયદે ગવની કુદરત રહે છે તે ગવની કુદરતનેજ તેણે તે કેહપમાંથી અહીરીમનને જોરે દુર કીધી હોય છે અને પોતાના કેહપમાં અધમ કાળી કુદરતને વસાવીને પોતાની અઇપિમાંબી અહીને વસાવી હોય છે. જે અઇપિમાં સામાન્ય કાયદે ફ્રવષિ અને ગવની ગતી રહે છે અને પ્રકાર પ્રકારની માનવની કરણીઓનો ભાર રહે છે તેમાં સીરફ અહીને વસાવે છે. આથી ફ્રવષિ જે તે અઇપિમાં હતી તે ફ્રવષિને ત્યાંથી હઠવાની જરૂર પડે છે. આવો નર અહીરીમનનો દમ લઇ કાળી કુદરતનો દમ લઇ સાક્ષાત અહીરીમન થઇ ન કલ્પી શકાય તેવું બુરૂ કરી શકતો હતો. જડમાં જડ સરીલમાં સરીલ જીન અરવાહીનેબી ભુલાવે તેવો તે થતો હતો. આવા નર સાસ્ત્યને સાધારણ મૃત્યુ કે જેમાં સીરફ તન મરે પણ કેહપ તેવું અને તેવુંજ રહે તે મૃત્યુ કંઇ સુધારી શકેજ નહી. પણ તેને સુધારવા તો તેના તે કેહપનું તેવીશીનું ઉસ્તાનનું બંધારણ ફરીથી થવું જોઇએ-તેના તે ક્ષફ્રનથી ભરેલા અનાસરોમાંના તે વધુ પડતા ક્ષફ્રનનો નાશ થવો જોઇએ. તેની રજેરજમાં તરોમઇતી છે જરાકબી આરમઇતી રહેતી નથી. આવી વ્યકિતનું આવું જોમ તેના ક્ષફ્રન વસેલા કેહપની હયાતીની ઉપર છે. ક્ષફ્રન વસેલા કેહપની હયાતી ફ્રવષિની ઉપર રહે છે-માટે તેના તે કેહપ-ઉસ્તાન-તેવીશીને સુધારવા અહી રહીતના કરવા માટે તેવા ક્ષફ્રનવાળા તે કેહપની હયાતીનો પાયો જે ફ્રવષિ છે તેનેજ ખસેડી નાખે છે. એમ ત્યારે તે આશમોઘને સુધારવા તેના કેહપની હયાતીનો પાયોજ તોડી નાખે છે. કેહપનો પાયો ફ્રવષિની ત્યાં સાથે રહેલી હાજરી ઉપર છે, કેમકે ફ્રવષિ તો દરેક વ્યકિત સાથે તેમ તે આશમોઘની સાથે તેનો ફ્રશો-ગર્દ કરવા માટે અસલથી નેમાઇ છે માટે તે ફ્રવષિ તો તેના તનની સાથેજ રહીને કેહપને જીવડાવે છે. પણ આશમોઘે તે કેહપ જે ખોદા-રસીદા હતું ગવની કુદરતવાળું હતું તેમાં ક્ષફ્રન અહીની ગતીનો ઇલાકો ચલાવેલો છે કે જેથી તે આશમોઘ ફ્રશો-ગર્દના ચાલવામાં અટકાવરૂપનો છે. આવા આશમોઘને સુધારવાને માટે તેના કેહપને મારી તોડીને ફરીથી નવું કરવાનું છે માટે તે આશમોઘની સાથનું બગો-બખ્ત તે આશમોઘ માટે એવું બગ=નસીબનો ભાગ ઇનસાફથી તે આશમોઘનાજ ફાયદા માટે બઝ કરે છે-ઘડે છે તે નસીબના ભાગને વહેંચી આપે છે કે જેથી તેના કેહપનો નાશ થાય અને તેને બદલે નવું ઉભું થાય. આને માટે તે કેહપને ઉભુ રાખનાર જે ફ્રવષિ છે તે ફ્રવષિએ ઉભા કીધેલા પાયાનેજ તોડી નાખવામાં આવે છે. તે ફ્રવષિ તેનાથી દુર જાય કે તુરતજ તે પાયો તુટી જઇને તે આશમો-

ષનું કેહપ' નાશ પામે છે. એમ બગોબખ્ત **અવસ્ચસ્તો ફ્રવષિનાંમનો** ભેદ ઉભો કરાવે છે એટલે ફ્રવષિનાંમ એટલે ફ્રવષિની જે કંઇ ખીશ્કારી થયલી હોય તેને **અવસ્ચસ્તો** કરે છે–છીન્ન ભીન્ન કરે છે.

અહિંયાં અવરતેઇક શબ્દોને બરાબર લેવાના છે. **અવસ્ચસ્તો** એટલે છીન્ન ભીન્ન થયલો. **વસ્ચસ્તો** શબ્દ સ્ચીન્દ ઉપરથી કૃદંત તરીકે છે છીન્ન ભીન્ન થયલો એમ અર્થ બતાવે છે અને અવ દુર ગયલો–કોણ? ફ્રવષિનાંમ એટલે ફ્રવષિના–ફ્રવષિનું કંઇ જે હોય તે છીન્ન ભીન્ન થયલું દુર ફેંકાયલું torn–shorn to piecies–રેજ રેજ થયલું. અહિંયાં ફ્રવષિને છીન્ન ભીન્ન કરવાનો અર્થ નથી. પણ ફ્રવષિનાંમ=ફ્રવષિની કંઇ ચીજ અને તેણીની તે આશમોઘ સાથની હાજરી અને પાયાને છીન્ન ભીન્ન કરે છે. એમ ત્યારે અહિંયાં કંઇ એમ અર્થ થતો નથી કે તે આશમોઘ બુરો હતો માટે તેની શકિત બુરી હતી–શકિત એટલે ફ્રવષિ બુરી હતી માટે તેને તોડવાની છે. એમ અર્થ છેજ નહી. ફ્રવષિના મુળમાં તેના બંધારણમાં તેમ અવસ્તામાં બધેબધ ફ્રવષિને પરમ સત્યની **પુતળીઓ**–દાદારની ખાદમ, સાક્ષાત **આરમઇતી** કે જે રશ્નુ અને યઓનનો ભેદ રાખે છે એટલે દાદારનું ફરમાન રાખીને દાદારમાં રહે છે તેવીજ ગણેલી છે. ફ્રવષિને તો આખરની નેમ ગણેલી છે. એ સીદ્ધાન્ત અચળ પરમ સત્ય છે.

## કરદો પહેલો.

**ફ્રરવરદીન યશ્ત તેની સમજ: ફ્રવષિ કદીબી બુરી છેજ નહિ હતી નહિ તેવું બતાવતા અનેક બ્યાનો. ફ્રવષિઓએ તે સાહેબને સૃષ્ટિ રચવાનું ડહાપણ જેમ આપ્યું તેના બ્યાનો–એકલી દાદારનીજ ફ્રવષિ તેવણને મદદ કરે છે એમ નથી પણ કુલ ફ્રવષિઓ મદદ કરે છે તે બધાનો ભેદ. શું મદદ કરે છે તેનો ખ્યાલ; સંગ્ગઠનમાં રહેલી ફ્રવષિઓ–સંગ્ગઠનમાં નહિ રહેલી ફ્રવષિઓનો ભેદ. ફ્રવષિઓ બધીઓ એકજ મરતબાની છે તેમાં ઉંચ નીચ જેવું નથી તેનો ખ્યાલ– ફ્રવષિને ઉતરતી ચહડતી કહેવાનો અર્થ. પઓઇર્ય– તકેષની સઓષ્યંતોની ફ્રવષિ પ્રબળ કાંય, ગુજરેલાંની ફ્રવષિ જીવતાના જેવી પ્રબળ નહી કાંય? ફ્રવષિ આઝુરદે થાય ખુશહાલ થાય–નહિ થાય તેનો ભેદ. ફ્રવષિ બુરી હોઇ શકેજ નહિ તેની ખુલ્લી સમજ. ફ્રવષિને ખુશહાલ રાખવાનું ફરમાન કાંય ?**

ફ્રરવરદીન યશ્તના પહેલા ફકરામાં ફ્રવષિને કુલ કુદરતને સમાવનારી

કહીં છે. કુદરતને ત્યાં અઓજ-ઝોર તરીકે કહી છે, ફ્રવષિને ત્યાં **ખરેનો**=આશીશો આપનારી અને **રફ્ન**=ખુશાળી આપનારી મદદગાર કહી છે. ત્યાં કંઇ એકલી દાદારની ફ્રવષિ દાદારને મદદ કરતી ચીતારાઇ નથી પણ **અશાઉનાંમ વંઘહુનાંમ અને અશોનાંમ વંઘહુનાંમ અને અશોનાંમમાં આવેલી પઓઇર્યો-ત્કએષનાંમ અને નબા-નજદીશ્તનાંમ ફ્રવષિઓ** જેઓએ સંગ્ગઠનો કીધા છે તે સંગ્ગઠનો દાદારને મદદ આપે છે એમ કહયું છે. તે યાદ રાખવું. દાદાર કુલ ફ્રવષિ જે સંગ્ગઠનો **કરી શકેલી** છે તેની મદદ મેળવે છે કે જે ફ્રવષિઓ તેઓના સંગ્ગઠનો કુદરતને પોતામાં સમાવી એટલે **અઓજ-ઝોરને** પોતામાં સમાવીને **ખરેનો** આશીશ અને **રફ્ન** ખુશાળી આપે છે. દાદારને કુલ ફ્રવષિઓ જેઓ આઝાદ છે તેઓ સૃષ્ટીને ઉભી કરીને ચલાવવામાં મદદ આપે છે. આ ઉપરથી બે અનુમાનો સીદ્ધા નીકળે. એક તો એ કે ફ્રવષિ તે દાદારનું ડહાપણ અને ડહાપણ જે ઇનસાફ દેખાડે છે તે ઇનસાફ પ્રમાણેની અક્કલ છે. બીજું એ દેખાડે છે કે ફ્રવષિ ઉસુલમાં એકજ છે. પણ દાદારે પોતાના તે ડહાપણ (ફ્રવષિ)થી જગત કીધું ત્યારે જગતની રજેરજ ઉપર જગતની રજેરજમાં જાતજાતની દએવીક ગતી હોવે તે રજ નાશ નહી પામે પણ દાદારને આવી મળે માટે તે રજેરજની ઉપર પોતાના ડહાપણનો અંશ જે આખાં ડહાપણ જેવોજ છે તે ફ્રવષિ તરીકે મેલ્યો કે જે અંશનો એટલે ફ્રવષિનો સત્યસંગ આખરેગી તે રજનો ફ્રશો-ગર્દ કરશે. ત્યારે દાદારનું ડહાપણ ફ્રવષિઓ તરીકે રજેરજમાં પ્રસરેલું છે માટે ફ્રવષિઓ તે મુળ ફ્રવષિનો બહોળો વીસ્તાર છે જે બધો સરખોજ છે, કેમકે દાદારમાં સરખાપણું પતમાન એટલે સત્ય છે માટે દાદારનું ડહાપણગી તેની રજેરજમાં તેવુજ હોય કેમકે સત્ય તે સત્યજ છે જેમાં વિસ્તાર ફરક દેખાડી શકે નહિ પણ દરેક વ્યકિત સાથની ફ્રવષિ તે તે વ્યકિતની દએવીક ગતીના તનને જીવડાવવાનુંજ કામ કરી રહે છે માટે પોતાનો પ્રભાવ નહી પણ તે તે વ્યકિતના દએવીક ગતીની ભલી થતી હાલતનો વધુ ઓછો પ્રભાવ તે તે વ્યકિતની જાત પ્રમાણે બતાવે છે. આમ ફ્રવષિઓ કરીને કહે છે તેઓ તો એક મુળ ફ્રવષિનો બહોળો વીસ્તાર છે જે બધો એકસરખોજ છે. એમ ત્યારે દાદારનું ડહાપણ સીરફ દાદારની પાસેજ રહેલું ચીતારાયલું નથી પણ જગતની રજેરજમાં પ્રસરેલું ચીતારેલું છે એટલે તે રજેરજને ડહાપણમાં બદલવા મુકાયલું છે. ત્યારે દાદારનું ડહાપણ તે તે અખંડ એક ફ્રવષિ છે કે જે બધેબધ જગતમાં ફ્રવષિઓ તરીકે પથરાયું છે તે. ફ્રવષિઓએ મને જગત રચનામાં મદદ કીધી એમ દાદાર

કહે છે તેમાંથી આ ભેદ સાફ માલમ પડી આવે છે; ના તે ભેદી જબાનનો અર્થ તે થયો–તે હકીકતી દાસ્તાનની તાવીલ તે થઇ. ઉપર કહયું છે કે ફ્રવષિઓ સંગ્ગઠનમાં જોડાયલી છે. કઇ ફ્રવષિઓ સંગ્ગઠનમાં જોડાયલી છે અને કઇ ફ્રવષિઓ નથી જોડાઇ. ફ્રવષિઓ સંગ્ગઠનમાં જોડાયલી વગર હોય કે એમ સવાલ આવી ઉભો રહે છે. આ સવાલ ઘણોજ અર્થ-સુચક છે. હા હોય છે. પહેલા ઉપર કહેલી સચ્ચાઇ ધ્યાનમાં રાખવાની છે કે ફ્રવષિ ઉસુલ હકીકતમાં તો એકસાન એકરસનીજ રહે છે. અહૂની તરફ અનંત તાબેદારી કરનાર તે બગ છે જે બગ અહુનવઇર્યની જોડીદાર છે અને અહૂના તે બગ અહુનવર્ઇયની સાથના હોકમની ખાદમ છે. આ ફ્રવષિ પછી સૃષ્ટીની રજેરજમાં છેક દાદારથી તે ધુળની રજ લગીની વ્યકિતમાં અમુક અમુક રીતે અમુક અમુક વખતે પ્રસંગે પ્રસરે છે. આ વખતે જેવી વ્યકિત હોય–ભલી કે બુરી તેના પ્રમાણુ પ્રમાણે તે તે રજ સાથે રહેલી ફ્રવષિ પોતાનો પ્રભાવ રાખે છે–આમ તે તે વ્યકિતની જાત–ઓકાદ–ઓલાદ–ફેલ–ઇનફાલની ગતીના પ્રમાણુ પ્રમાણે તે તે વ્યકિત સાથે રહેલી ફ્રવષિ જુદો જુદો કુદરતી પ્રભાવ ઇનસાફથી બતાવે છે તેથી ફ્રવષિઓમાં ચહડ–ઉતરપણું આવેલું કહેલું છે. **ફ્રવષિઓ તો બધી એકસાન છે પણ વ્યકિતની જાત પ્રમાણે વધુ ઓછો પ્રભાવ બતાવે છે તે પ્રભાવની ચહડ–ઉતર જાત છે.** આ મુળ ફ્રવષિ કે જે રજેરજ લગી પ્રસરી ગઇ છે અને એમ ન કલ્પી શકાય તેવી નોકરી તે સાહેબની કરી રહી છે તે દરેકે દરેક ફ્રવષિને કુદરતમાં ખીજ્ઞકારી કરવાની છે. તે તે વ્યકિતઓ કે જેઓની સાથે ફ્રવષિઓ મુકરર થઇને જોડાઇ છે તે તે ફ્રવષિઓને તે તે વ્યકિતઓના તનોમંદ શરીરોને ઉભા કરાવીને ટેકવવાના જીવાડવાના છે. ફ્રવષિઓનાં આ મુળ કામ ઉપરાંત તે તે વ્યકિતની બધી ફ્રવષિ-ઓને બહારની કુદરતમાં અમુક અમુક કામ નેમી આપેલું રહે છે. આ કામ સૃષ્ટી રચનાના અને સૃષ્ટીને મોક્ષે લઇ જવાના મઝદદાત અને અહુર-દાત પ્રમાણેનું રહે છે. મઝદદાતનું કામ સૃષ્ટીની અનંત ચીજોની રચના કરવા માટેનું છે કે જે રચના પછી પોતાની ભલી બુરી જાત જણાવવાને ગુનાહ સવાબનો બહેરો ઉભો કરે છે. અહુરદાતનું કામ તે ભલો બુરો ભોગવટો કરીને સઝા-જઝા પામી રહેલી સૃષ્ટીને ફશો–ગર્દ તરફ લઇ જવાનું છે. જે માનવો ગુનાહગારો છે તે માનવોની વ્યકિતઓનો બખોબખ્ત એટલે તે તે વ્યકિતઓનો 'ખએતુ'–સગો બાપ એટલે અહુર-મઝદ ખોદાએ (જે પોતે પોતાની ખોદાઇની શકિતમાંથી દરેક ઉપર ખોદાની શકિત જેને ખએતુ કહે છે તે મુકરર કરી આપે છે તે

અહુરમજદ ખોદાએ) તે ગુનાહેગાર વ્યકિતઓને તેઓના ગુનાહોને લીધે ફરશો-ગર્દ કરાવી અપાવ્યો નથી. પણ તે તે વ્યકિતઓને ફરશો-ગર્દ કરાવી અપાવવા તે 'બગોબખ્તે-તે ખએતુ'એ તે તે વ્યકિતને તનોમંદ હયાતી કરાવી આપી છે કે જે હયાતીનો પાયોજ ફવષિ છે; તે હયાતીનો ટેકાવજ ફવષિ છે માટે તે તે વ્યકિતની અઇપિમાં તે તે ફવષિને રહેવું પડે છે કેમકે જો ફવષિ તે તે વ્યકિતઓની તે તે અઇપિમાંથી બહાર પડે તો પછી તે તે વ્યકિતઓનો ઉપર કહેલો અવસ્ચસ્તો ફવષિનાંમ જેવો નાશ થાય. આવી ફવષિને ત્યારે તે ગુનાહગારના તનને કેહપને જીવડાવવા તેની સાથેજ રહેવું પડે છે માટેજ તે ફવષિ તેની અઇપિમાંજ બંધાઇનેજ રહે છે અને તેથી તેની તે ફવષિ બહાર પડીને સંગ્ગઠનમાં જોડાઇ શકતી નથી. અને જ્યારે તે તે ફવષિ સંગ્ગઠનમાં જોડાઇ શકતી નથી ત્યારે તે તે ફવષિનું ઉપર કહેલું કુદરતમાં કરવાનું કામ સંગ્ગઠનમાં જોડાયલી ફવષિઓને ઉપાડવું પડે છે. ફવષિઓના સંગ્ગઠનો કાંય થયા હશે તેનીથી હવે સમજ પડશે-મઝ્દહાત અહુરહાતનું જગતનું કામ જે રજેરજની ફવષિએ કરવાનું છે તે અમુક અમુક ફવષિઓની ગેરહાજરીથી અટકે નહિ માટેજ સંગ્ગઠનો થયા છે તે સહેજે સમજાય એવુંછે. સંગ્ગઠનની ફવ-ષિઓને આમ કામ ઉપાડવું પડવે તે ફવષિઓ તે ગુનાહગાર માનવથી નારાજ થાય છે.

આમ ફરવરદીન યશ્તમાં નારાજ થતી ફવષિઓ જણાવી છે તેમાં આવો ભેદ છે. ફકરા ૭૦ મા અને બીજે ઠેકાણે કહે છે કે જે કોઇ સરદાર પોતાના સંકટ વખતે ફવષિઓને બોલાવે-ફવષિના સંગ્ગઠનને બોલાવે તો તે સંગ્ગઠન ત્યારેજ તેને મદદ કરે કે જ્યારે તે ફવષિ તેનાથી '**અનાજરેતાઓ**'=આઝુરદેહ નહિ થયલી, '**અતિમશ્તાઓ**'= વ્યાધી નહી પામેલી હોય એટલે જ્યારે તે દુઆ માંગનારનું ફરોહર તે સંગ્ગઠનમાં જોડાયલુ હોય અને તેથી બીજી ફવષિને તે ફરોહરનું કામ વધુ કરવાનું નહી હોય. તે નર ફવષિની મદદ માંગે છે તે મદદ ફવષિઓના સંગ્ગઠનનીજ હોય કેમકે તે નરની ફવષિ તો તેની સાથેજ હોય માટે જો તેની પોતાનીજ ફવષિની મદદ માંગવી હોય તો પછી આમ દુઆ કરવામાં અર્થ રહેલોજ નથી. પણ સવાલ ઉઠે છે કે ફવષિ જો તે નરમાંથી બહાર પડે તો તે તન જીવે કેમ? ત્યાં તો **અવસ્ચસ્તો ફવષિ** નામનું સંકટ આવી ચઢે. આની સમજ માટે પાછું આપણને દરેક વ્યકિત સાથના 'ખએતુ'=ખોદાઇની તરફ જોવું પડે છે. ખએતુ સગો બાપ જે અહુરમજદ ખોદા છે તેણે પોતાની અથાક શકિતની દોલતમાંથી તે વ્યકિતના તેને લગતા

ખોદાની દોલત આપી છે જે ખોદાએ તે વ્યકિતના શર ઉપર તેના ભોગવાવનાર તરીકે રહયો છે. જ્યારે માનવે એવી સુક્ષ્મ કરણી કીધી હોય અને પોતાના તનને એવું દુજરહિતનું અને 'ખએત્વ'ના ભેદનુ કીધું હોય એટલે દુજથી નીરાળુ પણ તે ખએતુ ખોદાના જેવુંજ કીધું હોય તો તે નરના તનમાં કેહપ'માં તે ખએતુ મલી જઇને એક થઇ જાય એટલે તે નરને મળેલી તે દોલત તે નરને પુર્ણ રીતે પ્રાપ્ત થાએ. આ વખતે તે નર પોતાના પરમ બાપ અહુરમજદ ખોદાએ અને હોરમજદ ખોદાએના બીજા ફરઝંદો યઝતોની સાથે સીધ્ધી સગાઇમાં સીધ્ધા પેવંદમાં આવે જેને રાદ પેવંદ કહે છે કે જેથી તે માનવમાં રાદ ગતી વ્યાપે એટલે રશ્નુનો ભેદ વ્યાપે અને તેમાં આરમઇતીનો વાસો થાય અને તેને યઓન મળે મહેર-મળે એટલે તે યઝતો અને અહુરમઝદ ખોદાની સાથે સીધ્ધો સંબંધ થાય. આ વખતે તે યઝતોનુ ઉશ્તાન અને ઉશ્તાન સાથનો પ્રાણુવાયુ જેઓને વને ઝવીત બીશના ભેદમાં દીનમાં જણુવેલા છે તે તે નરમાં વહયા કરે. વળી તે નર પોતે બગોબખ્તની-ખએતુની ગતીને મળેલાઓની સાથે એટલે યઝતોની સાથનોજ રહે; જેમ તે યઝતમાં માંથ્રોના આશીશોવાળા કેહર્પો થઇ રહે છે તેમ તે નરના તન કેહપ'માંથી માંથ્રોના આશીશોની બાંધણી થઇ રહે છે કે જેને તનુમાંથ્ર કહે છે. એમ તે નરનું કેહપ' જે અત્યાર લગી દુજી ગતીની હરકતો સાથનું હતું માટે તે દુજના અત્યાચારોને રોકવા અને એમ જીવને ટેકવવા લંબાવવા-તે તનને મજબુત અને ભોગવટાઓ કરી શકે-કેશાશો ભોગવી શકે તેવું કરવા માટે ફ્રવષિની તે તન સાથે જોડાઇ રહેવાની જરૂર હતી તે જરૂર હવે તે તન તનુમાંથ્રનું દુજ રહિતનું થવે રહી નહી. એમ દુજ રહિતના થયલા એટલે ખએત્વે પુગેલા-યઝતી ગતી સાથે જોડાયલા તનને પોતાની સાથે ફ્રવષિને રોકી રાખવાની જરૂર રહેતી નથી કેમકે તે તન કેહપ' ખુદબખુદ યઝતો સાથે એટલે ફ્રવષિઓના સંગ્ગઠનો સાથે સીધ્ધું જોડાય છે અને ઉશ્તાનનો ઝરોહ જે તે યઝતો ફ્રવષિઓ પાસે છે તે તેને મળ્યાજ કરે છે-માટે તેની સાથે જોડાયલી ફ્રવષિને તે ઉશ્તાન તેને ખેંચી અપાવવાની જરૂર પડતી નથી. આવા તનુ-માંથ્રનો નર અષવન હોય જેણે પોતાનો જુઝવાવી ફ્રશો-ગર્દ કીધો હોય-તે નર ખુદ શકિતરૂપ બગરૂપ થયો હોય. આવા નરનું રૂવાન બંદદરોશ ઉંચકેલું થાય ઉરૂને-ઉષીનું થાય એટલે તે રૂવાનની રય બસીત થઇને તેના ફ્રેરોહરની રય જેને ઉરૂ કહે છે તેને મળે એમ રૂવાન પોતે ફ્રેરોહરને મળે અને સંગ્ગઠનોની ફ્રવષિઓને મળે એટલે પછી તેનું ફ્રેરોહર જ્યાંબી હોય ત્યાંથી તે

પોતાના ફ્રેરોહરને રયની ઉરૂ થયલી ગતીથી મળેલુંજ હોય. આમ આવી વજેના તનુ–માંથ્રના નરો સાથની ફ્રવષિઓ સંગ્ગઠનમાં જોડાઇ શકે અને તે ફ્રવષિ પોતાને અપાયલા **મઝદદાત અહુરદાતના** કુલ્યાતી ફ્રશો–ગર્દ કરવાના પરમાર્થમાં મશગુલ રહે. આમ ત્યારે ફ્રવરદીન યશ્તના પહેલા ફકરામાં કહે છે કે ફ્રવષિઓના સંગ્ગઠનોની મદદ દાદારને મળેલી હતી કે જેઓમાંજ કુદરત રહેલી છે તે બધાનો ભેદ સમજ પડશે. ફ્રવષિનો અર્થનો સીરફ force–જોર બળનો હતે તો દાદારનું બળ તે દાદારની ફ્રવષિ કહેવાતે અને દાદારે પોતાના બળ એટલે પોતાની એકલી ફ્રવષિથીજ જગતને રચેલું એમ કહેતે. પણ અહિયાં **ફ્રવષયો** એટલે બહુ વચનની ફ્રવષિઓએ મદદ આપી એમ કહે છે તે નોંધવું. અહિયાં તેમ બીજે ઠેકાણે આ બધી ફ્રવષિઓને ઉધ્ર=બહાદુર નહિ ડગે નહિ બીહે પણ ફતેહજ મેળવે તેવી અને અઇવિથુર એટલે દરેકે દરેક બદીને ઘેરીને તોડે તેવી અજીત કહી છે. આવા ફ્રવષિના સંગઠનને જોરે દાદાર હસ્તી નીસ્તીને આસમાન જમીનને ગેતીને માનવને પાંચ જાતના ગોસ્પંદોને રચે છે. પાણીના ઝરાહ નદી દરીયાને રચે છે. ઝાડપાન ફુલ ફળાદી વીગેરે ઉગાડે છે. ટુંકમાં હસ્તી નીસ્તી અને તે માંહેલી વસ્તી ઘડે છે એમ કહયું છે. યઝતો જેવાં કે આવાં યઝત પોતાનું ૧૦૦૧ નાળાંઓનું કામ કરે છે એટલે યઝતી કુદરત પોતાનું કામગી તેઓનાજ જોર કરે છે. બચ્ચાંને માનાં પેટમાં પેદા કરનારણી તે સંગ્ગઠનજ છે. જેમ દાદારને તે સંગ્ગઠનની મદદ મળે છે તેમ જો કોઇ નરને મળે તો તે નર આસ્મોધતેગી માનતો બનાવે અને કુલ અનજુમનનો સરમુખત્યાર બની રહે. પછી કહે છે કે **પઓઇરયો–ત્કેષ ફ્રવષિઓ અને સઓષ્યંતોની ફ્રવષિઓ ઘણીજ મજબુત હોય છે અને ગુજરેલા કરતાં જીવતાની ફ્રવષિ પ્રબળ હોય છે.** અહિંયાંગી ઉપર સંગઠનના ભેદમાં જે કહયું છે તેનીજ બુરહાન આવી ઉભી રહે છે. ઉપર કહયું કે અશવનોના ફ્રેરોહર અશવનોની સાથે નહિ રહેતા સંગઠનમાં જોડાઇને કુદરતનું કામ કરી રહે છે અને જો કોઇ લાયક નર એટલે તનુ–માંથ્રના ભેદનો ઉપર કહેલો નર મદદ માગે તો તેને ઇનસાફથી ડહાપણની રાહે મદદ આપે છે. અહિંયાં પઓઇર્ય–ત્કેષ ફ્રવષિઓ અને સઓષ્યન્તોની ફ્રવષિઓ કહી છે. આ નરો અશવનોમાં ઉંચે દરજજેના રહે છે માટે તેઓના તનો તનુ–માંથ્રના હોય તેઓની ફ્રવષિ બહાર સંગ્ગઠનમાં જોડાઇને ઉપર કહયું છે તેવું કામ કરે છે. અહિંયાં કહે છે કે તે ફ્રવષિઓ **અઓજિશ્તાઓ** છે એટલે અઓજની કુદરત સાથે કામ કરે તેવી એટલે જબ્બર એટલે બહારની કુદરતમાંના સંગ્ગઠનમાં જોડાયલી છે. **પછી કહે છે કે જીવતાની ફ્રવષિ ગુજરેલા કરતાં**

વધુ પ્રબળ રહે છે. એટલે કહે છે કે ગુજર્યાં પછી ગુજરનારના રૂવાનને મદદ કરવામાં ફ્રવષિ ઘણીજ મશગુલ થયલી હોય. જાણવું કે જીવતાં તનમાં રૂવાન મોટે ભાગે બંદદરોશમાંજ રહે કે જેથી તે વોહુનના તનનો દવાઓ એટલે તનોમંદ શરીર મન પોતાની ગતી ઉભરાવીને હવસોના ભોગવટાઓ કરીને પોતાનો કેશાશ ભોગવી રહે. પણ ગુજર્યાં પછી તો રૂવાને સચેત થઇ પોતાના ફ્રરોહરને મળી એટલે પોતાનું ડહાપણુ મેળવીને તે તે તનોમંદ જીંદગીના ખીલેલા દવાઓની સદગતી કરવાની છે. માટે ગુજર્યાં પછી રૂવાનનું કામ શરૂ થાય છે જ્યારે જીવતા શરીરમાં તન–મનનુ કામ હોય. માટે ગુજર્યાં પછી રૂવાનની રય ખુલવી જોઇએ એટલે રૂવાનના ફ્રરોહરને તે રૂવાનની સાથેજ રહેવું જોઇએ–તે ફ્રરોહર રૂવાનથી છુટું પડી શકે નહિ. આમ ફ્રવષિ તે ગુજરેલા મંદ રૂવાનને સચેત કરવા બંદદરોશ રહીતનુ કરવા રોકાય છે કે જેથી તે રૂવાન પોતાની રય બસીત કરી ખેરદમંદ થઇ પોતાના તનને ખેડી શકે–એમ રૂવાનની રયને બસીત કરી પોતાની રય નામે ઉરૂની સાથે મલતી કરવા એટલે તે રૂવાનને મીનો ડહાપણુ અને અકકલ આપવા તે ફ્રવષિ તે રૂવાન સાથે ઘણીજ જોડાઈ રહે છે અને બહારની કુદરતના સંગ્ગઠનમાં જરાગ્મી જઇ શકતીજ નથી. એમ જીવતી હાલત કરતાંગ્મી ગુજરેલી હાલતમાં ફ્રવષિ રૂવાનને વધુ જોડાયલી રહે છે માટે બહારની કુદરતને કામે લાગતી નથી એટલે નીર્બળ ગણાય. જીવતી હાલતમાં તો સીરફ જીવનેજ ટેકવવાનો હતો રૂવાન તો બંદદરોશમાં હતું માટે રૂવાન સાથે ફ્રવષિ મળતી નહિ માટે ફ્રવષિ જીવ ટેકવવામાંજ મશગુલ હતી પણુ ગુજરતી વખતે ફ્રરોહરનું કામ જીવતા કરતા ઉલ્રુ ઘણું વધી જાય છે. માટે તે ગુજરેલી વ્યકિત સાથે જોડાઇ રહીને બહારના સંગ્ગઠનમાં શું થાય છે તે તરફ જરાગ્મી ધ્યાન આપી શકતુ નથી. આવી હાલતને માટે કહે છે કે જીવતી હાલતની ફ્રવષિ ગુજરેલી હાલત કરતાં વધુ પ્રબળ રહે છે. પછી કહુ છે કે જે કોઇ ક્ષથ્રવાળો અપસર મહેર અને આસ્તાદ યઝતને ભેટ આપે એટલે જે કોઇ સરદાર સાચ્ચો હોય દીન પ્રમાણેજ ચાલે તો તે નરના તનમાં તનું–માથ્રનો ભેદ આવીજ રહે અને તેવા નરનું ફ્રરોહર ઘણી વખતે બહાર નીકળીને કુદરતના સંગ્ગઠનમાં જોડાએ અને તેથી તે બધી સંગ્ગઠનની ફ્રવષિ તેનાથી ખુશાલ હોય. આવો નર જ્યારે તે સંગ્ગઠનની મદદ માંગવા ભેટ અર્પણુ કરે કે તુરતજ તે ફ્રવષિઓની મદદ તેને મળે છે અને તે નર સાસ્ત દઇંઘહેઉશ હુમોક્ષથ્રો=ભલી સત્તાવાળો દીનદાર સાચ્ચો દહયુપત શાહ હુબેરેતાઓ=ભલી ભેટ લઇ જવે અને ફ્રવષિના સંગ્ગઠનની મદદ મેળવવે અંઘહાઇતિ જજ્રુરતેમાં=ઘણોજ પ્રતાપી પુજવા લાયકનો અને અજીત

થઇ જાય છે. ફ્રવષિના સંગ્ગઠનની આવી કરામત છે, આવી શક્તિ જોર વિગેરે છે તેનો ભેદ આમ પહેલા ફકરામાં દાદાર જરથુસ્ત્રને કહી સંભળાવે છે. અહિયાં આ ફકરામાં ફ્રવષિ હરહંમેશ સત્યને માટેજ છે—નેકીને માટેજ છે બદીને માટે નથીજ; ફ્રવષિ હંમેશ સારીજ હોય—ભલેને આશમોઘ સાથે હોય તોબી ફ્રવષિ તો ભલીજ હોય એમ સાફ સાફ ખુલ્લે ખુલ્લું કહે છે અને બુરાઇને મારનાર છે અને ફ્રવષિને લીધેજ બુરાઇ એક દીન નાશ પામી ભલી થશે ધના રપેનાને તાબે થશે એમ સાફ સાફ બારમાં ફકરામાં કહે છે. કહે છે કે જો હું દાદારની મદદે ફ્રવષિનું આ સંગ્ગઠન નહિ હતે તો પસુવીર જેવી હાલત થતેજ નહિ. પસુવીર એટલે પસુની સાથેજ' જોડાયલા વીર નર એટલે માનવનું રૂવાન જે જાનવરના રૂવાન સાથનું હોય તે બેઉ રૂવાન સાથે સાથે મળીને જોડાવવાની અણી ઉપર હોય ત્યારે તેવાઓને પસુવીર કહે. માનવના રૂવાનમાંથી હેવાનનું રૂવાન થયું; હેવાનમાંથી ઝાડપાન અને ઝાડપાનમાંથી ખનીજનું રૂવાન થયું; હવે ખનીજનું રૂવાન ઝાડપાનમાં ઉગી જાનવરથી ખવાઇને જાનવરના રૂવાનમાં મળી રહે અને માનવનું રૂવાનબી પુખ્ત થઇને પોતાના તે જાનવરને ખેંચે એટલે જાનવર ગોસપંદી પસુ થઇ અને તે નર પોતે વીર થઇ એટલે અષવન થઇ બેઉ પસુવીરના ભેદના થઇ જાય એટલે એકએકને મળવા માટેના પુખ્ત થાય એટલે હવરેતાતના અખંડપણે મળીને અમરદાદની અમર ગતીએ પુગવાના હોય તેવા થતા આવે; ટુંકમાં ગેતીની અંદર વૃદ્ધિ થાય. કહે છે કે જો ફ્રવષિના સંગ્ગઠનની મદદ નહિ હોય તો આમ વૃદ્ધિ જેવું થાયજ નહિ, પણ ઉલટું થાય એટલે જાનવર વધુ જાનવર ખરફસ્ત્ર થાય અને માનવ વધુ ધાટકી બને એટલે બેઉમાં દુજની સત્તા ચાલે. ગેતીમાં દુજનું ચલણ સર્વોપરી થાય એટલુંજ નહિ પણ જમીન આસમાન વચ્ચે એટલે આખી નીસ્તીમાં દુજનું રાજ થાય એટલે વૃદ્ધિને બદલે ઘટતીજ થાય અને એમ ધનાની ફ્રન ફાવે રપેનાની ફ્રન હારે અને કદીબી ફ્રશો—ગર્દ થાયજ નહી, એટલે કદીબી ધના રપેનાને તાબે થાયજ નહિ. આમ ત્યારે કદીબી ફ્રવષિ બુરી હોઇ શકેજ નહિ ભલેને તે બુરા આશમોઘને જીવડાવતી હોય. એમ ત્યારે એજ યસ્તના ૨૫ માં કરદાના ૧૦૫ માં ફકરામાં અવસ્ચસ્તો ફ્રવષિનાંમનો ભેદ જે કહયો છે ફ્રવષિને આશ્મોઘના તન કેહપંને ટેકવવાથી દુર કરવા કહી છે એટલે તોડી પાડવા માટેની ફ્રવષિની ગતીઓ કહી છે તેમાંથી એમ નહિ સમજવાનું કે તે આશમોઘની બુરી ફ્રવષિ હતી માટે તોડવાની છે. તે ફ્રવષિ તે આશમોઘના તન કેહપંને જીવડાવે છે—તોજ તે આશમોઘ આશમોઘી કરે છે માટે તે

આશમોધના તન કેહપંના જીવના પાયાનેજ ખેંચી નાંખવો કે જેથી તે આશમોધ બુરાઇ કરતો અટકે. એમ અવસ્ચસ્તો ફ્રવષિનાંમમાં ફ્રવષિની ખીશ્કારી જે તનોમંદ હયાતીને ટેકવવાની છે તે ટેકાવ આપવાના કામથી ફ્રવષિને ખેંચી લેવાનો અર્થ છે જે વિષે ઉપર લખી ગયા છીએ. એમ ત્યારે ફ્રીથી લખીએ છીએ કે ફ્રવષિ હંમેશાજ ભલીજ હોય. જગત આજે જે તનોમંદ છે તે જ્યારે ભવિષ્યમાં ફ્રવષિરૂપ થશે એટલેજ સાત કાળ પુરા થઇ બધું અહૂમાં જશે. એમ ત્યારે ફ્રવષિ ભલીજ હોય અને સંગ્ગઠનમાં રહીને કુદદતમાં ખાસ કામ કરી રહે છે—મઝદદાતથી સ્રષ્ટીને રચે છે કે સૃષ્ટીનો ભલો બુરો ભોગવટો થઇ સઝા–જઝા થઇ રહે કે પછી અહુરદાત ચલાવી સૃષ્ટીને પાર પાડે. એમ મઝદદાત અહુરદાતના ચેરાધોને બળતો રાખનાર તેલ તરીકે આ સંગ્ગઠનમાં કામ કરતી આ ફ્રવષિ છે—તે બધો ભેદ સિધ્ધ કરીને આગળ બીજા કરદામાં નેગાહ કરીએ.

## બીજો કરદો.

### અશો જરથુશ્ત્રને દીન ચલાવવા માટેની ફ્રવષિની મદદ; તે મદદ મેળવવાનાં માંથ્રો; ફ્રવષિને અપાયલો અથાક અધીકાર અને તે પ્રમાણે જગતમાં થતું તેણીનું કામ કે જેમાં તેણીઓ તે દાદારના આસ્ન મહા ડહાપણ તરીકે તાબેદારી કરનાર તરીકે પ્રદરશીત થઇ રહે છે તે બધાનો ખ્યાલ.

જયારે ફ્રવષિનું સંગ્ગઠન દાદારને સૃષ્ટી રચનાને બનાવવા ભોગવટાઓ કરાવીને પાર પાડવા એટલે સ્રષ્ટિને મઝદદાત અહુરદાત પ્રમાણે પાર પાડવા આટલું બધુ ઉપયોગી છે તો તેજ સંગ્ગઠન જરથુશ્ત્રને જગતમાં દીન પાથરવા તેટલુજ ઉપયોગી છે એમ દાદાર જરથુશ્ત્રને કહી સંભળાવે છે. જરથુશ્ત્રને તે સંગ્ગઠનની મદદ અપાવે છે અને તે સંગ્ગઠનને પુગવાના માંથ્રો બતાવે છે. કહે છે કે અશો જરથુશ્ત્ર આ જગતમાં તુને દહેસ્ત આવી મળે—આડા અવળા રસ્તા ઉપર ધાસ્તી પેદા પડે એટલે જગતમાંની બદી તારી ઉપર ઉલટે—તુને તારા નેકીના દીનદોરતીના કામમાંથી રોકે તો તુરતજ તારે ફ્રવષિના આ સંગ્ગઠનને આવા ચોકસ માંથ્રોથી બોલાવવો કે જે સંગ્ગઠન આવીને તુને મદદ કરશેજ. અહિંયાં તે સંગ્ગઠનને બોલાવવાના માંથ્રો કહ્યા છે તેમાંબી ફ્રવષિને હમેશની ભલી અને કદીબી બુરી નહીંજ થતી કે હોતી કે થયલી કે થવાની કહેલી છે. અહિંયાં ફ્રવષિઓની વખાણ ઉપરના પહેલા ફ્રકરામાં કહી છે તેમ કરીને ફ્રવષિઓને અશઔરેતો=ભલાઇને નેકીને પુરતો ટેકો આપનાર; ઉઘ્રારેતો=

બદીની સામે પુરજોશથી ધસી જનાર, **હુવારેતો**=પોતે ખુદ બ ખુદ તનકેહપ' ધારણ કરીને બદીની સામે ધસી જનાર, **વજારેતો** વજ' ચીજ એટલે એટલે હથીયારો સહીત પુરજોરથી બદીની સામે ધસનાર, **તખ્મારેતો**= **તેહમતનની માફક અજીતપણે સહમઉલ** સહમ રીતે મારનાર તરીકે ધસી જનાર, **જઓયારેતો**=દુઆ માગનાર મદદ માગનાર લાયક નર જે **અઓઅરૂપે** છે તેની મદદે જનાર તરીકેની કહી છે, જેણીઓ કાતો લડાઇમાં **ભલાઇની** બાજુએજ રહે છે કાતો બીજી અનેક જાતની ફતેહો બદીની ઉપર મેળવતા ભલાઇની બાજુએજ રહેશે. વરન જે સરતાપા કાયદાસરની **હતી** હોય તેમાં તેઓ મદદે આવશેજ એમ **જબયન્તે**=લાયક નરો જેઓ તેણીઓને બોલાવશે, **ચકુષે**=લાયક નર જેઓ તેણીઓ તરફ પ્રેમ રાખવાની કાળજી કરતા હશે તેઓ બોલાવશે તેઓના સુખદુખમાં મદદે આવશે. તેઓ કદી જો **'બન્તાઇ'**=તન-મન કે રૂવાનના આજારી થઇ પડયા હશે તો તેણીઓ આવીને **વોહુખરેનો**=ભલા આશીશો આપીને સફાઇ આપશે-એમ જેઓ સરત હશે એટલે જેઓ **યજાનો**=યજશ્ને કરનાર ખરી ભકિત કરનાર હોઇને તે પોતાના ફરોહરને આઝાદ કરીને સંગગઠનમાં જોડાવવાની તક આપનાર હોવે તે સંગગઠનને **ફુક્ષ્નવાંનો**=ખુશનુદ કરતી હશે અને એમ **બરો ઝઓથ્ર અષવ**=અશવન હોઇને ભલી ભેટ લઇ જનાર હશે તેઓને ફ્રવષિનુ સંગગઠન મદદ કરશે. અએ **જરથુશ્ત્ર** તું આવોજ છે-ના તેથીઓ અધીક છે માટે તુંને આ સંગગઠન મદદ કરશેજ-અને તારી દીન પ્રમાણે જે કોઇ ચાલી **નરો અષવનો**=અશવન નર થઇ **અષેમ હેન્તિ ઝઓ્દાતેમ**=અશોઇને માટે દીલજાનને સારૂ કરનાર થઇ પોતાના ફરોહરને આઝદ કરી તે સંગગઠનમાં જઇને કુદરતના **ફ્રશો'**-ગર્દના કામમાં મચી રહેવાની તક આપશે-ના તેમ કરવા દીલોજાનથી મદદ કરશે એટલે રાસ્તીનેજ જોઇ રહેશે બોલી રહેશે કે કરી રહેશે **યથ્રચ યજિશ્તાઓ ફ્રેરેતાઓ**=એવું કામ કરવાજ મચી રહેલો થઇને ધર્મી' સકરમી થઇ જાહેર થઇ રહેલો માન પામીને બુઝગી'એ મોટાઇએ પુગેલો થાય અને **એમ અત્બિશ્તો**=બેશ દવેશ વગરના થઇ તનુ-માંથ્રનો થઇને પોતાના ફરોહરને આઝાદ કરનાર થયલો હોય તો તે નરની ઉપર આ સંગગઠનોની હરહંમેશની ચોકી રહેશે, **અવદ પર ફ્રઓઇરિ-સિશ્તાઓ**=તેની મદદે હર ગીનીટે મીનીટ જનારા-તેની પુર્ણ' પાસબાની કરનારા રહે છે. અહિંયાંથી સાફ માલમ પડે છે કે ફ્રવષિ હંમેશા ભલીજ હોય ભલાઇનીજ સાથ હોય. અને માનવ જો જરાક અમસ્થું ભલું કરે તો તેઓ કરોડ રીતનો બદલો આપે. એમ દાદાર જરથુસ્ત્રને ફ્રવષિના

સંગ્ગઠનની અતી ઉપયોગીતાનો ભેદ કહી સંભળાવે છે. દાદાર કોણુ છે, આ સંગ્ગઠન કોણુ, નર અશવન કોણુ, આ મદદ શું, તે બધાની સમજ તો હવે પછીથી ક્ષ્નુમીક હકીકતમાંથી મળશે. પણુ અહિંયાં તો ફ્રવષિ કોણુ છે-શું છે-તેના ફ્એલ શું છે તે બધું અવસ્તેઇક ઇબારતમાં જોઇ રહયા છીએ. અહિંયાથી ત્યારે ફ્રવષિનો અર્થ અહૂની અત્યંત તાએદારી કરનાર સૃષ્ટીને ચલાવનાર ડહાપણુ જે સ્પેન્ત આરમઇતી+શ્ત્નુ+ યઓનના ભેદો રાખનાર બગ તરીકેનો છે જે નારી તરીકેનો છે જેણીનો નર તે અહૂનો ફરમાન બરદાર બગ અહુનવઇર્ય છે તે નીકળી આવે છે. અહૂના ફરમાન બરદાર બગ અહુનવઇર્યના ભેદોનેજ આ નારી બગ ફ્રવષિ બજા લાવે છે અને બજા લાવવાની પુર્ણ તાએદારી પુર્ણ સચ્ચાઇથી કરીને તે બધું તે અહૂને તુરતજ અર્પણુ કરી નાંખે છે.

## હવે ત્રીજા ફકરાનો ભેદ જોઇએ.

**જગતના જાતજાતનાં કામોમાં સેકંડે સેકંડ ફ્રવષિ મશ્ગુલ છે તેની તકરીર. ફ્રવષિનો અધીકાર એટલે દાદારના ડહાપણુનો અધીકાર અને તેના ચલાવવા માટેની ભેદી ઇબારત. ફ્રવષિ મઝદાથી માંડીને રજેરજ સાથે જોડાયલી છે-તે બધાઓના રૂવાનોની આસ્ન તરીકે રહીને ડહાપણુ તરીકે રહીને જગતને ચલાવી રહે છે તેનો ખ્યાલ; દાદારનું ડહાપણ જગતમાં પ્રસરીને જગતને ફ્રશો-ગર્દ તરફ લઇ જઇ રહે છે તે બધા માટે અલંકારો જેવા કે ગાડી-ગાડીને હાંકવી-ગાડીમાં બેસવું-ચાલીને જવું-જાતજાતના ભોગવટાઓની ધમાલો- સૃષ્ટીનો ભાર ખમવો વીગેરે વીગેરે. ફ્રવષિનો મુદ્દા લેખ ફ્રશો-ગર્દ કરવાનો. ફ્રવષિની સીધ્ધી મદદ યશ્નથી મળે છે તેનો ખ્યાલ-વીગેરે વીગેરે બ્યાનોમાં ફ્રવષિ ભલી બાજુ ઉપરજ છે-બુરાઇની છે નહી તેની ખુલ્લી સમજ.**

અહિંયાં પાછો તે સંગ્ગઠનને યાદ કરે છે, તેને નેમાઝ કરે છે, તેની મદદ ચાહે છે. પછી તે ફ્રવષિઓની વધુ શકિતઓ સેફાતો કહી રહે છે.

જેથીબી શક વગર જાહેર થઇ રહે છે કે ફ્રવષિ તો હરહમેશની ભલી ભલી અને ભલીજ હોય. અહિંયાં **ફ્રવષિની ખીશકારી** જે મઝદાથી માંડીને રજેરજના અષીવાળા–અશોઇવાળા–રથાઝતવાળા સત્કાર કે દરવંદ અતી ગુનાહગાર કે આશમોધમાં આશમોધની વ્યકિતઓની તનોમંદ હાલતને ટેકાવવા કે મઝદદાત અહુરદાતનું કુદરતી કામ કરવા ચાલી રહે છે અને તે બધામાં ફ્રવષિ જે પ્રભાવ આદર્શ જાહેર કરે છે તેના ભેદો આવેલા છે. અહિંયાંના શબ્દો સાધનરૂપ છે, જે સાધનનો કંઇક ભાવ ઉકેલાવી શકાય એમ છે.

કહે છે કે ફ્રવષિઓ કુલેકુલ દાદારથી માંડીને રજેરજ સાથે છે. તેણીઓ બધી કોઇબી અપવાદ સીવાય **અઓજિશતાઓ વજેન્તામ**=ગાડી ચલાવનારાઓમાં ઘણીજ અઓજવાળી છે. ગાડી અને ગાડીને ચલાવવું એ જાતજાતનો અધીકાર બતાવે છે. અધીકાર બુલન્દી સાથનું બગોબખ્ત બતાવે છે. પૈસા ટકા સત્તા માનચાનવાળાઓનો ભેદ બતાવે છે. જગત ખુદ ગાડીરૂપ છે–કુદરતના અનેક કેહ્દર્પો જગતની ગાડીને ચલાવી રહે છે. ધનામીન અને તેની કાળી કુદરત પોતાની ગાડીબી ચલાવી રહે છે–માનવ પોતે ગાડીને હાંકીને પોતાનો વઇભવ બતાવી રહે છે. એમ સૃષ્ટીમાં જે કંઇ વઇભવ થાય છે જે કંઇ સત્તા ચાલે છે જેને ગાડી ચલાવવું કહયું છે તે બધાઓમાં ફ્રવષિ–તે સાહેબનું મહા ડહાપણુ તે બધામાં ઉત્તમમાં ઉત્તમ રીતે ગાડી ચલાવે છે. ફ્રવષિની ગાડી કુલ જગત હોવે તેણીઓ કુદરત સાથની કુલ જગતને મઝદદાત અહુરદાત પ્રમાણે ચલાવે છે. એમ ગાડી ચલાવનારાઓમાં તેણીની શકિત, ડહાપણુ, હીમ્મત બેનમુન છે. ફ્રવષિઓ તેવી ગાડીને એટલે કુદરત સાથની કુલ જગતને ચલાવે છે અને સરંજામે પુગાડે છે. એમ કુલ કુદરત અને તેણીની સાથના કુલ જગતને ચલાવીને સરંજામે પુગાડનાર અને તેટલા માટે અથાક કુદરત નામે અઓજ રાખનાર આ ફ્રવષિઓ છે જેઓની બરાબરીમાં કોઇબી બીજો ગાડી ચલાવનાર ઉતરી શકેજ નહી; કોઇમાં ભલી તેમ બુરી બેઉ બાજુ આવે. આ ફ્રવષિઓનાજ હકીકતી તે તેલથી–ડહાપણથી કુદરતનો ચેરાધ બળી રહે છે. મઝદદાતના વઇભવની ગાડી, અહુરદાતના વઇભવની ગાડી અને તેઓને ખેંચનાર ઘોડાઓ નામે કુદરતને હાંકનાર આ ફ્રવષિઓ છે; એટલે કુદરતની સફેદ અને કાળી બાજુમાં અને જગતની બધી જાત જાતની વસ્તીઓમાં જે બધી જાતજાતની ગાડીઓ હંકાઇ રહી છે–સત્તાઓ ચાલી રહી છે, ટુંકમાં જગતમાં જે જાતજાતનો પ્રભાવ ચાલી રહયે છે–ખુદ દાદારથી તે માનવથી અરવાહીઓથી તે નહિ કલ્પી શકાય તેવી કુદરતનો

વઇભવ-પ્રભાવ ચાલી રહયો છે તે બધાઓને ભલાઇ તરફ હાંકવાની મજબુરન પાડનાર, હીકમતો બતાવનાર, એમ તે બધાઓની ગાડીને સીધા પથ ઉપર આખરેબી લઇ જનાર આ ફ્રવષિઓ છે. એમ બધા ગાડી હાંકનારાઓમાં તેણીઓજ પ્રબળ છે અને તે બધાઓને ખરેજ રસ્તે દોરવવાની અઓજ શકિત કુદરત રાખે છે.

ફ્રવષિઓ રેનજિશ્તાઓ ફ્રવજેમ્નનાંમની છે એટલે ખેંચાઇ જનારાઓમાં એટલે કાતો ગાડીમાં બેસીને જનારા અથવા પોતાના પગથી ખેંચાઇ જનારાઓમાં ફ્રવષિઓ ઘણીજ ચપળ છે. ગાડીમાં બેસીને ખેંચાઇ જવું એટલે ગાડીમાં બેસીને જવું કે પગેથી જવું એટલે કરણી પ્રમાણે દોરવાવું. કુદરતમાં હદ+ઇન્સાફ છે. જે કંઇ તે કરે તેજ પ્રમાણેજ બગ-હિસ્સો-નસીબ તેને મળે અને તે કીધેલાની ગાડીમાં બેસીને તે ખેંચાઇ જાય. ઉપર જોયું કે રજેરજની સાથે ફ્રવષિ છે. રજ અષીવાળી હોય-અશોઇની હોય-રયાઝતની હોય-ભલી હોય, બુરી હોય, દરવંદી હોય, આશમોઘી હોય તે બધાની ગાડી-તનોમંદ હાલતને ઉભી કરીને તેઓને જીવતી રાખનાર તે તેઓનું ફ્રરોહર છે. આવી તનોમંદ વ્યકિતઓને જે કંઇ સુખ દુખ પડે તે બધાનો બાર તેઓનેજ લાગે, કેમકે બલ્લાઇ બુરાઇ જે કીધી હોય તેના પ્રમાણો પ્રમાણેજ કુદરતનો રસ્નુ તેઓને બગ-હીસ્સો-નસીબ ઘડી આપેં છે-એમ કીધેલાનો બાર કરનાર ઉપરજ પડે-આવા બધાઓ બગોબખ્તની નસીબની ગાડીમાં બેસીને જનારાઓની સાથે ફ્રરોહરબી સાથે જો કે જુદું બેઠેલું છે પણ તે ફ્રરોહર તેઓની સાથે ગુનાહ સવાબના બહેરામાં બોગવટાઓમાં સામેલ નથી, પણ રેનજિશ્ત છે એટલે તે બધાઓને માટે તેઓની બેસવાની ગાડીને આખી રાખીને તનોમંદ હાલતને જીવડાવીને તે બધાને આખરેબી સંરજામે પુગાડે છે-ગાડીને કયાં લગી આખી રાખવી, કયારે ભાગીને તેઓને જમીન ઉપર અફળાવવા-એમ એવા બધા કામોમાં ફ્રવષિ રેનજિશ્ત છે એટલે આગાહ ચપળ અધીકારી છે અને ઘણીજ સાવચેતીથી ઇનસાફ પ્રમાણે કામ કરી રહે છે એટલે દરેકે દરેકનો કેશાશ કર્મ બંધન ભોગવવામા મુળ તરીકે તેણીઓ છે. દાદારની ગાડી યઝતો ચલાવે છે, દાદાર તે ગાડીમાં બેસીને જઇ રહે છે. એટલે દાદારની જગતની રચનાની નેમને યઝતો પુરી પાડે છે અને દાદાર પોતે જગતની રચના ઉપર તકેદારી કરી રહે છે. એવીજ રીતે જગતમાં જાતજાતની ગાડીમાં જાતજાતના લોકો બેસીને જઇ રહે છે. કોઇ બરાબર તકેદારીથા ગાડી હાંકી રહે ત્યારે કોઇ તેમાં ભુલ કરે કે જેથી તેની તે ગાડી ભાંગી જાય-જમીન ઉપર પડે-આવું બધું જે થઇ રહે છે તે

બધાને ચલાવનાર–રોકનાર–પાડનાર ફ્રવષિ છે. કુલ કેશ્વારશોની ગાડીમાં બેસનારાઓના નસીબને ઘડનાર આ ફ્રવષિઓ છે.

ફ્રવષિઓ **અક્રુકવસ્તેમાઓ અપસ્રયમ્નનાંમની** છે. **અપસ્રયમ્ન-નાંમ**=પાછળ હઠવું; જે હાલત હોય તેનાથી બીજી હાલતે, અસલ જેમાંથી આવ્યા તેમાં જવું એટલે જીવ જયાંથી આવ્યો ત્યાં જીવીને મરીને પાછું જવું –આવા આવા જે બધા મોત જીવનના–ફતેહ હારના અને બીજી અનેક રીતના સૃષ્ટી રચનામાં અવસરો–બનાવો પડે છે કે જે વખતે ગેરબંદો-બસ્તી જે એક હાલત જઇને બીજી હાલત ઉભી થવે થવા પામે છે તેવી **ગેરબંદોબસ્તી** વખતે ધમાલો થઇ રહે છે તેની થતી ધમાલમાં ફ્રવષિનું કામ રહે છે કે જેમાં તેણીઓ ગુંચવાતી નથી; એમ તેણીઓ **અક્રુકવસ્તેમાઓ**= નહિ ગુંચવાઇ જનાર છે. જીંદગીમાં જગતમાં નીસ્તીમાં **અપસ્રયમ્ન**ના મોકાઓ મીનીટે મીનીટે આવ્યા કરે છે. સાધારણ વહેવારમાં એક ઘર બદલીને બીજે ઘરે જઇએ યા એક દેશમાંથી બીજે દેશે જઇએ–એક કામ છોડી બીજુ કામ લઇએ–એક લશકર હારથી પાછું હઠે–એક દેશ બીજા આગળ નમી જઇને કંઇક આપે અને છેલ્લે જીંદગી છોડી મરણ પામી બીજી હયાતી લેવાની તઇયારી કરીએ–એવીજ રીતે કુદરતમાં મોસમો બદલાય અને અનેક જાતના સમયો ઉભા થાય તે બધામાં ઘણી થોડી ગેરબંદોબસ્તી થાય. પણ ફ્રવષિ તો તે બધી વખતે તે બધાની સાથેજ છે. તેણી તે **ગેરબંદોબસ્તી**થી જરાકબી ગુંચવાતી નથી પણ તેણીની આગળ ગેરબંદોબસ્તીને બંદોબસ્તી કરવી પાનને ચુનો લગાડે તેવું સહેલ છે. એમ જગતના એવા મોટા ફેરફારો જેવા કે ધરતીકંપ થઇ શહેર નાશ પામે–હવાનું તોફાન થઇ દેશો નાશ પામે અને શાહેનશાહતો પડે–ધર્મો પડે અને બીજો ધર્મ ઉગે–છેલ્લે જગરેલ થઇ દુન્યાનો નાશ થાય–આ બધી વખતે જાતજાતની નહિ કલ્પી શકાય તેવી ગેરબંદોબસ્તી થાય અને આ બધીજ વખતે ફ્રવષિ તો હાયજ, પણ તેણીઓ તે બધાને પુગી વળવા એટલે નવો ઓરડર શરૂ કરવા–જુનાની ભલી વ્યવસ્થા કરવા જરાકબી ગુંચવાતી નથી, પણ બીજી નેમેલી હાલતની બંદોબસ્તીને તુરતજ કરવા મંડી જાય છે. તેણીઓને સુખ કે દુખ લાગતું નથી. માણસ એક ઘર બદલે તોબી તેને તેની ખુશી કે ઘમીતો લાગે એમ હાલતો જગાઓ અવસરો બદલાવે કંઇક સુખ દુખ જેવું મનને લાગે પણ આ બધી લાગણીથી ફ્રવષિ નીરાળી છે. તેણીઓ મઝદદાત અહુરદાતનું કે તે તે વ્યકિત–જગા–જમીન–વખતની સાથનું એક કે બીજી હાલત લાવવાનું કામ વગર ધાંધલે કરીજ રહે છે. તેણી હરહંમેશ સામી નજર ખુલ્લી રાખી રહે છે. આપણી ગેતી

કે નીસ્તીનાં અનેક મરકઝો બધાઓ સ્કેરેનયાત્રની રીતે ચાલે છે કે જે વખતેથી આગળ જવું-પાછળ હઠવુ ફરવું થઇ રહે છે. જગતમાં મસદરયાતે-આહેલ થઇ રહીને મસદરયાતે-માયલ થઇ રહે. એક માનવ એક વખત આહલ હોય પૈસાવાળો હોય-બીજી વખતે ગરીબ થઇ માયલ થાય; એમ સૃષ્ટીમાં action-reaction કર અને જો, ફળ-પ્રતીફળની પધ્ધતી ચાલીજ રહે છે કે જે વખતે કંઇક ગુંચવણો ઉભી થઇ રહે છે. પણ ફ્રવષિ કે જે હરહમેશ સૃષ્ટીને ખુણે ખુણે છે તેણીઓ તો તેવા દરેક મોકાઓમાં એકસાનજ રહે છે; તેઓની આગળ હમેશાનીજ બદોબસ્તી રહી છે. તેણીઓ ડહાપણ અકકલ, અષ બદોબસ્તને રાખનાર પુરા પાડનાર રહે છે માટે તેઓ હરહાલમાં શાંતજ રહી શકે છે. એમ ફ્રવષિની શકિત અથાક અને અષવાળી વ્યવસ્થીક અને અનત છે એમ આહંયાં કહે છે.

**ફ્રવષિ અનવરશ્તવસ્તેમાઓ સ્ચિન્બનનાંમ**ની છે એટલે ટકાવમાં ટકવવામાં ઘણીજ ખમાઉ-મજબુત : આપણે જોયું કે સૃષ્ટીની રજેરજને તન કેહર્પ કરાવી આપીને જડ હયાતી ટેકવનારજ ફ્રવષિ છે. માનવનું શરીર-મન ગમે તેવાં અધમ પાપો કરે, જગતમાં ગમે તેવા અધમ પાપો થઇ રહે છતાં ફ્રવષિ તો તે જડ તનને જગતને ઇનસાફ પ્રમાણે ટકવીજ રહે છે અને તેમ કરતાં પોતે જબરો નહિ કલ્પી શકાય તેવો ભાર ખમી રહે છે. અહિંયાં સૃષ્ટીનું ઉભું થવું-ટકાવ ફ્રવષિ ઉપર છે તેનો ભેદ રહયો છે.

**ફ્રવષિ અપઇરિવસ્તેમાઓ સ્નઇથિષાંચ્ય વરેથનાંમ્ય**ની છે એટલે હથીઆર રાખવા ફેરવવામાં અને બચાવ કરવામાં કદીબી હારે નહી તેવી. અહિંયાંબી માનવની તનોમંદ હયાતી કે સૃષ્ટીની તનોમંદ હયાતી કે જેને દાદાર ફ્રવષિને જોરે એટલે મહા ડહાપણ અકકલને જોરે એટલે હકીકતને જોરે કરાવી આપે છે જેમાં ગેઉશો અને અપાંમ નેપાત અને બીજી મારેફતી શકિત તેઓને ઉભા કરવા માટેનો માલમસાલો પુરો પાડે છે એટલે તેઓને પેદા પડવા માટેનો એટલે ટેકો થવાની મદદ મોકલે છે તેવી તનોમંદ હયાતીનો ફ્રવષિને જોરે દાદારથી ઉભા થવાનો બચાવનો અને તેઓને નેમેલા વખત લગી ટેકાવ રાખવાનો ભેદ રહયો છે. અહિંયાં **સ્નઇથિશ** એટલે હથીઆર-શબ્દ વાપરેલો છે તેમાં તનોમંદ હયાતીના ઉભા થવા માટેની સામગ્રીઓ પુરી પાડવાનો ભેદી અર્થ રહયો છે અને **વરેથનાંમ** એટલે બચાવની જે તેહકીક છે તેમાં જગતને કે તનોમંદ હયાતીને તેના નેમેલા વખત લગી ઉભુ રાખવાનો-દર્દ કે સેતમ કે બીજી આફતો સામે ટકવવાનો અર્થ રાખે છે. ટુંકમાં હજારો અજાયબીવાળી સૃષ્ટી જે આપણે જોઇએ છીએ જે સેકંડે સેકંડ બદલાઇ રહે છે-ઇલ્મ્યતમાં જેને

**મઝદદાત—અહુરદાતનો** વઇભવ કહે છે તે બધાને રચનાર ટેકવનાર ફ્રવષિની અથાક ગતી છે એમ શીખવે છે.

**યાઓ અફ્રઓ ઉરવિસ્વત કેરેનવઇન્તિ ઇરેમ યહ્મ્ય જસેન્તિ** એટલે જેણીઓ જે ફ્રવષિઓ જયાંબી જાએ છે ત્યાં સુખજ રહે છે—દુખ નાસતું રહે છે એટલે જોઇએ તે કરતાં અગાઉથી પાછું ફરાય એટલે ફ્રશો—ગર્દની મતલબ પાર નહી પડે તે રીતનો નાશ થાય એમ થવા દેતી નથી. અહિંયાં જગત રચનામાં માનવની તનોમંદ હયાતીમાં જગતના દરેકે દરેક સમામાં બનાવમાં દેખાવમાં ફ્રવષિ ફ્રશો—ગર્દ લાવવાનો ભાવ ભજવી રહે છે—દુખ જઇને સુખ આવે એમ સુખ લાવવાનો ભાવ ભજવી રહે છે—ઇનસાફ પ્રમાણે હદ લાવવાનો ભાવ ભજવી રેહે છે—**મઝદદાત**ને એવી રીતે ચલાવે છે કે જલ્દીથી **અહુરદાત** આવે તેનો ભેદ રહેલો છે. ટુંકમાં ફ્રવષિ તો બધે બધજ છે અને બધેબધજ તેણીઓ ફ્રશો-ગર્દ લાવવાનો, દુખને તારવીને સુખ લાવવાનોજ પુર્ણ ભાવ ભજવી રહે છે. **ઇરેમ**=સુખ લાવવું એજ તેઓનો મુદ્દા લેખ છે. અહિંયાંથી સાફ માલમ પડશે કે ફ્રવષિ કદીબી ભુરી હોઇ શકેજ નહિ. એમ ત્યારે કહે છે કે ફ્રવષિને કોઇ ઇજે કે નહી ઇજે એટલે જગત ભલેને અધમતામાં ચાલતું રહે પણ ફ્રવષિ **યહ્મ્ય જસેન્તિ**=જયાંબી જાય છે ત્યાં એટલે ફ્રવષિ બધેબધજ છે ત્યાં **ઇરેમ**=સુખને ફ્રશો—ગર્દને ઇનસાફથી લાવવાનીજ. પણ જો કોઇ માનવ તેણીઓને આરાધે તેણીઓ **વંઘઉહીશ** ભલી તો છેજ પણ જો માનવ નેકી કરી પોતાના ફરોહરને આઝાદ કરી તે ફરોહર સંગઠનમાં જઇને તેનું નેમેલું **મઝદદાત અહુરદાત**નું કામ કરી શકે એમ કરે તો પછી તે ફ્રવષિઓ તેની તરફ **વહિશ્તાઓ**=અતી ઉત્તમ થઇ રહે અતી ફાયદો કરાવી આપશે. આમ તે ફ્રવષિ કયારે **વહિશ્તેમ** થઇ રહે? કહે છે કે જયારે માનવ તરીકત ઉપર રહી પોતાના નફસોને બાધી દુજને બાંધી **ખએત્વે**—પોતાવતપણે એટલે દુજની પરતંત્ર જુસરીથી છુટો થઇને સ્વતંત્રપણે પુગતો જઇને યરન કરે **સ્તરેતએષુ બરેસ્મોહુ**=પાંથરેલી બરસમના ક્રીયાના ક્ષેત્રમાં તેણીને બોલાવે તો ત્યાં તેણી આવીને કામ પાર પાડે છે. તેમ તે નર જો '**વેરેથ્રઘ્નએષુ**'=ફતેહમંદી મેળવવાના પ્રયોગમાં તેણીને બોલાવે એટલે પોતાના હવસો ઉપર કાબુ મેળવવા માટે—ઝુલ્મગારો જેઓ ઝુલ્મ કરતા હોય તેઓ ઉપર કાબુ મેળવવા માટે એમ અનેક રીતની તન—મન—રૂવાનની ત્બેષો ઉપર ફતેહ મેળવવા માંગે તો તેણીઓ આવીને ફતેહ અપાવે છે—તેમ વળી જો તે નર લડાઇમાં લડતો હોય તો તે નર ઉપર ચોકી મુકીને તેને ફતેહ અપાવે છે; **યત નરો તખ્મ પેરેતેન્તે વેરેથ્ર-**

ઘન્યુએથુ=જોરાવર સ્થેસ્તારો જેમ લડીને ફતેહ મેળવે છે તેમ તે લડાઇમાં તે નરને ફતેહ અપાવવા તે સંગ્ગઠન તેની મદદે આવી ચઢે છે.

પછી કહે છે કે માનવ શું ચીજ છે પણ તે ખુદ તે મઝદાએ તે સગ્ગઠનને પોતાના કામની ફતેમંદી માટે બોલાવેલા હતા. મઝદાએ જ્યારે જગત રચ્યું–આસમાન રચ્યું–પાણી રચ્યું–જમીન રચી–ઓરવરો રચ્યાં–ગાય ઢોર વીગેરે રચ્યાં ત્યારે તે સંગ્ગઠનને મદદે બોલાવેલું, જેઓએ મદદ આપેલી તો આ જગત થયેલું અને હજુ લગી થઇ રહે છે અને થઇ રહેશે. ઝાડપાનનું થવું કે પાણીનું વહેવું કે બચ્ચાનું માના પેટમાં થવું–માનવની જાતજાતની રચના ઉપરથી નીચે લગીની થવી–બધુંજ તે સંગ્ગઠનની મદદ વગર થઇ શકતું નથી. પછી કહે છે કે સ્પેન્તી કરનાર તે મીનો જેને સ્પેનામીન કહે છે તે તો આસમાનને રચીને ટેકવે છે પણ સ્પેનામીનોની 'આસ્ન' મીનોઇ ડહાપણ રાખનાર અને આપનાર ફ્રવષિનું આ સંગ્ગઠન તે સ્પેનામીનને ઉપદારયેન=ઉપગુરૂની માફક તે આસમાન ટેકવવાની તોફીક આપે છે તોજ સ્પેનામીન તે આસમાન ટેકવી રહે છે. એમ ફ્રવષિનું આ સંગ્ગઠન તે સ્પેનામીનના ઉપગુરૂ તરીકે થઇ રહે છે. એમ ફ્રવષિ સ્પેનામીનની અને તેથી કરીને કુલ યઝતોના ઉરવાનોની આસ્ન છે, ડહાપણ છે, જેણીઓ તેટલા માટે તેઓની આસ્ન–ઉરવાન તરીકે એટલે રૂવાનના મીનોઇ ડહાપણ અને તે ડહાપણથી આવતી અકકલરૂપ તરીકે કહેવાય છે. માટે આ ફ્રવષિઓ અમવઇતીશ=હિમ્મતવાળી કદીગ્ગી હારે નહિ તેવી એટલે જરાકબી દએવીક ગતી–છેતરામણ વગરની માટે તુષનિષાદો=શાંત જરાકબી ગભરાય કે ગુંચવાય નહિ તેવી ચોકકસ, ફ્તેહ મેળવવામાં બીગુમાન છે, કેમકે તેણીઓ હુદોઇથ્રીશ=હુમાના જેવી દોઇથ્ર=જોવાની શકિત રાખનારી–સામેના હમનબર્દનું પાણી જાણીને તે હમનબર્દને તેની ફેજે પુગાડવામાં અચુક રહે છે અને તેમ તેણીઓ વરેજિચ્યંગ્મનો=કઇ કોણુની સાથે કઇ રીતે કેટલું અને કેવું કરવું કોણુની સાથે કઇ રીતે વર્તવું તેવી વર્તણુંક કરવાની અચુક ચશમ શકિત રાખનારી રહે છે અને એમ તેઓ 'સ્રઓઇથ્રીશ'=સાંભળનારી છે એટલે 'અહૂ' જે એકનો એક છે તેની તરફથી નસીહત મેળવી રહેનારી તેના હોનવરના નાદને પામીને વરતનારી રહે છે અને એમ તે ફ્રવષિઓ દરેઘો રાંરોમનો=લાંબા કાળની ખુશાલી સામા હમનબર્દ થયલાને મારી સુધારીને આપનારી રહે છે. એમ તે ફ્રવષિ જગતના ખુણે ખુણે પસરી છે એટલુંજ નહિ પણ સેકંડના નહી ભંગાય તેટલા ઝીણામાં ઝીણા ભાગમાં અજાયબ રીતે દાદારની નોકરી કરી રહે છે માટે તેણીઓને

બેરેજયાસ્તાઓ=ફમર તંગ બીધેલી હરહંમેશ તૈયાર કામજ કરતી ચીતારેલી છે, જેણી-હુયઓન-પેરેથુયઓનના ભેદની છે. હુયઓન=હુ=અહૂની સાથે યઓન મળેલી અને પેરેથુયઓન-યઓન અહૂનો મેળાપ જગતનેબી થાય તેવું 'પેરેથુ'=ખુલ્લું કરનારી છે. અને એમ તેણી રેવોફ્રઓથ્મનો=કુલ જગતમાં 'રવંધહુ' દીલ કુશાદી કરાવનારી દુખને તોડી આઝંગને તોડીને ભલાઇ રામેશ્ની કરાવનારી છે. એવી ફ્રવષિઓ છે એવું તે સંગ્ગઠન છે જે ખુદ સ્પેનામીનને આસમાનને ટેકવવા જગતને ટેકવવાનું ઉપદારયેન=એક ઉપગુરૂની માફક બતાવી રહે છે. તે સ્પેનામીનની આસ્ન ડહાપણરૂપ મીનો અકકલરૂપ થઇ રહે છે. આ ફકરામાં આપેલી ફ્રવષિની શકિતઓ નામે અમવઇતિશ, તુષ નિષાદ, હુદાઇથીશ, વેરેજિ ચશ્મનો, સ્રઓઇથીશ, દરેઘોરાંરોમનો, બેરેજઇતીશ, બેરેજયાસ્તાઓ, હુયઓન, પેરેથુયઓન, રેવો-ફ્રઓથ્મનો-ઉપદાર એટલે આ બધી શકિતઓ જે ફ્રવષિને સામાન્ય રીતે આપેલી છે તે બધી શકિતઓ મઝદા તેમ સ્પેનામીન અને તેઓથી ઉતરતી બધી અષવન વ્યકિતઓમાં જે આસ્ન રહે છે બેરદ રહે છે અને તેથી થતું મહા જ્ઞાન રહે છે તે 'આસ્ન' ની છે. એટલે ફ્રવષિ મઝદાથી તે કુલ અષવનોની આસ્ન છે એમ જાહેર થાય છે. ફ્રવષિમાં અનંન્ત તાબેદારીનો અર્થ છે એટલે સિધ્ધ થાય છે કે જેમાં નેકી તરફની અનન્ત તાબેદારી હોય તેમાંજ ખરી આસ્ન ડહાપણ હોય અને તે તાબેદારીમાંજ અનન્ત જોર હોય અને ઉપર કહેલી બધી શકિતઓ નામે અમવઇતિશ તુષનિષાદ......ઉપદાર વીગેરે વીગેરે હોય. આ ફકરા ઉપર-થીબી સિદ્ધ થાય છે કે ફ્રવષિ હંમેશની ભલીજ હોય-તે કંઇ સીરફ ગતી નથી -પશુબળ નથી; ફ્રવષિ તો મઝદાની-સ્પેતામીનની આસ્ન છે-હુરવેસ્પ આગાહીનું મુળ છે માટે તેણીઓને ગુફ્રાઓ=ગુપ્ત રીતની ઉંડામાં ઉંડા ભેદોથી ભરેલી ખુદ મઝદા અને સ્પેનામીન અને યઝતોની આગળબી ગુપ્ત અને બાતેનીના ભેદની એટલે તેઓની આગળ તેઓના ડહાપણની સાક્ષાત ગુપ્ત અણુદીઠ કેહપંરૂપની ચીતારેલી છે. ગુફ્રાઓ એટલે ગુપ્ત રીતની વજેની તેણીઓ છે. તેની સાથે તેણીઓને દૂરએસ્રુક કહી છે એટલે આખા યવએચના સાત ઝરવાને અકરનેના બનાવોને જોઇ રહેલી ભુતના ભુતથી ભવિષ્યના ભવિષ્ય અને ગયબાન લગીની જોનારીઓ કહેલી છે. અને તેટલા માટે તેણીઓ કુલ યઝતી મંડળમાં કીર્તી પામેલી ફ્રસ્રુતાઓ થયલી ગણાય છે. તેણીઓ સ્પેન્તામીનના આસમાનને ટેકવવામાં ઉપગુરૂ તરીકે થઇ રહે છે.

(૫)

# હવે ચોથો કરદો જોઇએ.

**ફ્રવષિઓ ગુફ્ર ગુપ્ત એટલે યઝતી શકિતઓની આગળથી ભેદી-દુરએસ્રુક એટલે યવએચના સાત કાળો લગી જોનારી-ફ્રસૂતાઓ= તે અહૂનું ખુદનું હરહમેશ સાંભળીને કામ કરનારી છે. તેણી શું કરે છે? ગુનાહગારોને તેમ સવાબકારોને તેઓની બરની જુદી જુદી રીતે ફ્રશો-ગર્દ પુગવા માટે મદદ કરી રહે છે તેવું બતાવતા ભેદી લોઘતો-તેઓનું કામ અમુક સીલસીલામાં છે તેવોજ સીલસીલો બતાવતા અવ-સ્તા શબ્દોનો આપેલો સીલસીલો-તેણી જગતની રજેરજની ખરી દોસ્ત છે; તેણીઓજ ફ્રશો-ગર્દ કરાવશેજ તેનો ગુહય ચીતાર.**

પહેલા ફ્રવષિના સંગ્ગઠનને અગાઉની માફક યાદ કરે છે. પછી ફ્રવષિની વધુ ખીશકારીઓ અને ખુબીઓ અને શકિતઓ વર્ણવે છે. કહે છે કે ફ્રવષિઓ 'હુશહુખ્મનો હવરેજાનાઓ દરેઘએઇબ્યો હુએમ-એઇબ્યો' છે. હુશહુખ્મનો=ભલી પરદુખભંજની તોરની નીશ્કામ વૃત્તીની કંઇબી ફાયદા આશા વગરની, ઉલટુ સામુ આપીને દોસ્તીને ટેકવી રાખનારી અને એમ દોસ્તી રાખીને હવરેજાનાઓ=હુ વરેઝ=ભલુ કામ કરીને નેહાલ કરી આપનારી છે કયાં લગી એમ કામ કરનારી છે? દરેઘએઇબ્યો લાંબા કાળ લગી-ફ્રશો-ગર્દ આવે તનપસીન થાય ત્યાં લગી. એટલે કહે છે કે માનવમાં કે રજેરજમાં ફ્રવષિ એવી તો સાથે બંધાઇને તેઓને તનોમંદ હયાતી કરી આપે છે કે તેથી તે રજેરજો તે માનવો ભોગવટાઓ કરી રહી છે, જન્મ મરણ કરી કરીને આખરે તનપસીને પુગીને ફ્રશો-ગર્દ પુગશે. આમ ફ્રવષિ તેઓની સાથે છે તોજ તેઓની તનોમંદ ગતી થઇને તેઓ પાર પડે છે. ફ્રવષિ દોશોજનના નીશ્ચરવાર્થથી તેઓ સાથે રહીને તેઓને જીવડાવીને જીંદગીઓમાંથી પસાર કરાવે છે. એમ ફ્રવષિ ખરી દોસ્ત છે અને દોસ્તીના હકનું હુ વરેઝ=ખરૂં સાચ્ચું કામ કરનારી છે. કયાં લગી? તે લાંબે કાળે કે જયારે તેઓ તનપસીને પુગશે, તનુ-માંથ્રના થશે, ફ્રશો-ગર્દ પુગીને તન-રૂવાન જેવું અને રૂવાન ફ્રવષિ જેવું થશે ત્યાં લગી. એમ ફ્રવષિ દોસ્તી રાખીને તેઓને માટે પરમાર્થ કર્યાજ કરશે, એટલે જન્મ મરણમાંથી ચલાવીને આખરે પાર પાડશેજ. અહિયાં તનોમંદ હયાતિમાં આવેલી દુન્યાની રજેરજ માટે થવાની શુભ આકેબત ફ્રવષિથી છે તે બતાવેલી છે. ફ્રવષિની ખીશકારી તે તનોમંદ હયાતીને ઉભી કરીને ટેક-

વવામાં શું છે કેવી છે ક્યાં લગી છે છેલ્લી નેમ શું થશે તે બતાવેલું છે. પણ પછી કહે છે કે માનવ જો તરીકતનો પાબંદ હોય, પોતાનો રોશન ફેલ વાપરતો હોય, પોતાના હવસોને કાબુમાં રાખતો હોય અને એમ તે દોસ્તી રાખતી અને તેને માટે નીશકામ વૃત્તીના કામ કરતી ફ્રવષિને આશાએશ આપીને રાહત આપીને આઝાદ છુટી કરી શકતો હોય અને એમ તે નર પોતાની ફ્રવષિને ફ્રવષિઓના સંગ્ગઠનમાં જોડવાનો લાહવો આપવા મહેનત કરીને રહેતો હોય,—ટુંકમાં માનવ જો રયાઝતમંદ થઇને અશવન થતો જતો હોય, તો પછી **ઉપ–ષિતેએ વહિશ્તાઓ અના–જરેતાઓ અઓઅ્યો નેરેઅ્યો**—તેવા તે ફ્રવષિને મોકળી કરનાર વ્યકિત તરફ—ફ્રવષિને વ્યાધીઓમાંથી મુકત કરનાર વ્યકિત જે તનુ–માંથ્રની થઇને ખુદ પોતેજ તનની પરવર કરી રહેતી હોય અને એમ ફ્રવષિને તે કામથી મુકત કરી રહી હોય એવી તે ફ્રવષિને તનની પરવર કરવાથી મુકત કરનાર વ્યકિત નરની તરફ તે સંગ્ગઠન **વહિશ્તાઓ** થઇ રહેશે—તેને માટે ભલામાં ભલું ઉત્તમમાં ઉત્તમ કરી રહેશે એટલે તેને યઝતની પાહેડીએ ચડાવશે. **ઉપષિતેએ**=પોતાની સાથે પોતાના સંગ્ગઠનમાં તે નર સાક્ષાત રહી શકે તેમ કરશે એટલે જીવતી હાલતમાં અરદાફ્રવષના સફેદ રોશન મંડળમાં white brotherhood માં જોડાય તેવો કરી નાંખશે અને એમ **વંઘ–ઉહીશ યોઇ વો વંઘહુશ**=તમારામાંના એટલે માનવોમાંના જેઓ ભલા થાય છે—ઉપર કહયું છે તેમ પોતાની ફ્રવષિને મોકળી કરે તેવા તનુ–માંથ્રના થશે તેઓની સાથે ફ્રવષિનું સંગ્ગઠન **વંઘઉહીશ**=ભલુ થવાનુંજ; તેઓને જીવતી હાલતમાં ગેતીમાં હોવા છતાં અરદાફ્રવષના મહા રોશન મંડળમાં white brotherhood માં જોડી નાંખવાનુંજ એટલે અમર ઉસ્તા અપાવવાનુંજ. જીવતી જીંદગીમાં માનવને એમ અરદાફ્રવષમાં જોડી નાંખવાનો અધીકાર તે ફ્રવષિઓને છે કેમકે તે ફ્રવષિઓ **ગુફ્રાઓ–દૂરએસૂકાઓ બઓષજયાઓ ફ્રસૂતાઓ વનત પેષનાઓ નોઇત પઉર્વાઓ આજારયેન્તે** છે એટલે ખુદ 'ગુફ્ર' છે મઝદાની આગળ ગુપ્ત છે એટલે મઝદાની ખેરદની સાક્ષાત પુતળીઓ છે અને **દૂરએસૂક** આખા **યવએચ**ના બનાવોને ખુલ્લી નજરે જોઇને કામ કરનાર છે કોણને શું આપવું અને તેથી **ફ્રશો–ગર્દ** જલદીથી આવશે તે જોઇને તેઓ કામ કરે તેવીઓ છે—એવી રીતની **'ફ્રસૂતાઓ'**=ફીરતીવાળી અને ખુદ જે બનવાનું હોય તેનો નાદ તે અહૂ તરફથી સમજનારી—ખુદ તે અહૂ સાથે વાતચીત કરવાની નામનાવાળી છે અને **વનત પેષનાઓ**= આ સંસારની લડાઇમાં આ કેશાસના ભોગવટાઓના મેદાનમાં પોતે જીત

મેળવી અપાવનારી છે એટલે કેશ્રાશોને ઇનસાફી પુણ્ં કરાવીને માનવ જે લાયક છે તેને જીવતી હાલતમાં અરદાફવષે પુગાડનારી છે. પણ જેઓ તદ્દન મામુલી છે તેઓને તો ઉપર કહયું તેમ દરેગઓઇઅયો= લાંબે કાળેબી મુકિતએ લઇ જશે પણ કદીબી કોઇનેબી 'નોઇત પઉ-ર્વાઓ આઝારયેન્તે'=પહેલેથી છેલ્લે લગી કદીબી આજાર કરશેજ નહિ–ભલેને માનવો ફ્રવષિને જલ્દી મુકત નહી કરે કે કરે પણ તેણીઓ હુશહુખ્મનો હુવરેજ્ઞનાઓ=ખરી દોસ્તીથી કામ કરનારાજ રહે છે. અહિંયાંબી ભાર મુકીને કહે છે કે ફ્રવષયો પઉર્વાઓ આઝારયેન્તો= પહેલેથી છેલ્લે લગી કદીબી નુકશાન કરે તેવી નથીજ માટે ફ્રવષિ કદીબી બુરી હોયજ નહી. ફ્રવષિને તો અધીકારી કહી ફ્રસૂતાઓ–હૂરએસૂક-ગુફ્ર કહી જે ખુદ દાદારની આસ્ન મહા ડહાપણરૂપના ભેદો બતાવે છે.

## હવે પાંચમો કરદો જોઇએ.

### કુદરતની સામસામી ભલા બુરાની લડાઇઓમાં ફ્રવષિ ભલી બાજુ તરફ રહે છે અને કાળી કુદરતને હદ બહાર જતા અટકાવે છે–સફેદ અને કાળી જાતની બેઉ કુદરતને સમતોલ રાખીને પછી તેઓની જુમ્બેશ ચલાવી રહે છે તેનો ભેદ.

પહેલે અગાઉની માફક ફ્રવષિના સંગ્ગઠનને યાદ કરે છે. પછી ફ્રવષિઓની ખીસ્કારીઓ માટે કહે છે કે ઉગ્રજઓષાઓ ત્બિષ્યંત્યો દુખ દેનારાઓ તરફ એટલે અહીની કાળી કુદરત જે જગતની રચનામાં, માનવની તનોમંદ હાલતમાં, જગતના ભોગવટાઓના કારોબારોમાં ખતરો મુકે છે–નાશ કરવા માગે છે–અહુનવઇર્યના આખા પ્લાનને ઉંધો કરવા માંગે છે તેઓની તરફ ફ્રવષિઓ ઉગ્રજઓષ=દ્દઢ મન રાખીને તેઓની તે બધી ફ્નને રદ કર્યાજ કરે છે–એક સેકંડબી તેઓને ફાવવા દેતીજ નથી–ઘણીજ દ્દઢતાનાં મનથી તેઓને અટકાવવાનું કામ કરી રહે છે–તે કાળી કુદરતને તેની હદની બહાર જવા દેતીજ નથી. એમ ફ્રવષિ ત્બએષની તરફ દુખ દેનાર તરફ ઉગ્રજઓષ સખત મરજી–દ્દઢતા રાખે છે અને ઉપઇરિ કઇરયાઓ=સરવોપરીપણું રાખી કાળી બાજુને માર-નાર રહે છે, સેવિશ્તાઓ=એમ જગત રચનાને તનોમંદ હાલત જીવીને ભોગવટાઓ થઇ રહે તેમ કરાવી રહે છે–એટલે જગત રચનાને અહુર-મજદની મરજી પ્રમાણે થઇ રહે તેવો ફાયદો કરાવ્યાજ કરે છે. યાઓ= જેણીઓ અઉર્વથનાંમ ત્બિષ્યંતાંમ=દુખ દેનાર વેરીઓને એટલે

અહીની કાળી કુદરતની ઉપધરિ હુમરેનાદ=તેની સફેદ બાજુ સાથની નીરંતર થઇ રહેતી મારામારીમાં હરીફાઇમાં બાજુશ સ્ચિન્દયેઇન્તિ= બાજુ તોડી નાખે છે–એટલે જગતમાં કુદરતની બેઉ બાજુની મારામારી જે નીરંતર ચાલ્યાજ કરે છે–તે શરીરના લોહીની અંદરથી માંડીને માનવના અનુએ અનુથી માંડી માનવની અંદર ચાલતી કારરવાઇમાંથી physiological action માંથી માંડીને બહાર જગતમાં અનેક રીતે જામી રહે છે–તે મારા-મારીમાં કાળી બાજુને હદની બહાર જવા આ ફ્રવષિ દેતીજ નથી–ઇનસાફ પ્રમાણે તે લડાઇમાં અમુક વખત લગી અલગ રહીને પછી જેવી તે કાળી બાજુ હદને કુદાવે છે કે ફ્રવષિ આવીને તે કાળી કુદરતની બાજુજ તોડી નાખે છે એમ જગત રચનાને તે અહુનવઇર્ય પ્રમાણે ચલાવી રહે છે. એમ બગ અહુનવઇર્યની ખરી જુક્ત તરીકે કામ કરી રહે છે. અહિંયાં કુદ-રતની દુઇની સામસામેની મારામારીમાં ફ્રવષિને સફેદ બાજુની મદદગાર કહી છે. એમ કદીબી ફ્રવષિ બુરી બાજુની હોયજ નહિ તે ખુલ્લું થાય છે.

## હવે છઠ્ઠો કરદો જોઇએ.

### ફ્રવષિ કુદરતનો હકીમ અનામાંથ્વાઓ હોવા છતાં ખાથ્રવઇતી એટલે કેહર્પવાળી છે. તેણીની કરમ બક્ષેશ. પોતાના ભકતો આગળ પોતે ભગત છે તેનો ખ્યાલ.

પહેલે અગાઉની માફક ફ્રવષિના સંગઠનને નેમાઝ કરે છે. પછી ફ્રવષિની વધુ વીગતો જણાવે છે. કહે છે કે ફ્રવષિઓ અરેદ્રાઓ છે એટલે તેઓના ભગતો આગળ ખુદ ભગત થઇને ઉભી રહીને દુઆ બર લાવી રહે છે. તેણીઓ તખ્માઓ=એમ મહા પ્રતાપી મહા જોરાવર, અઓજંઘઉહ્‌તિશ=કુદરતને પોતામાં સમાવનાર મહા પ્રબળ, અનામાંથ્વાઓ=સમજશકિતની બહારની, ખાથ્રવઇતી=નુરોની ભરેલી–નુરોની પુતળીરૂપની–ખાથ્ર=નુરમંદ કેહર્પથી સજાયલી અને ખાથ્રની બરકકત આપનારી, ખાપરાઓ=ખએતવદથી દુજ રહીતની હાલતથી પુર્ણ હોઇને બીજાંને તેવી કરમ બક્ષેશ અપાવનારી એમ બએષજયાઓ=તન–મન–રૂવાનની દરોસ્તી કરનારી હકીમ રૂપની હોઇને અષોઇશ બએષજ હુચિમ્નાઓ જેમ ફ્રાથંઘહ, દાનુ–દ્રાજઘંહ, હ્વરે ઍરૅઝંઘહ=જમીનની પહોળાઇ જેટલા, નદીની લંબાઇ જેટલા, પહાડની ઉંચાઇ જેટલા બધા અશોઇના ઉપાયો રાખનારી રહે છે. આવાં બ્યાન ઉપરથી કોણ કહેવાનો આવો ખ્યાલ રાખે કે ફ્રવષિ ભલી તેમ બુરીબી હોય– ફ્રવષિ કદીબી બુરી હોયજ નહી.

## હવે સાતમો ફરદો જોઇએ.

### ફ્રવષિઓની નેમ ઉરૂ કરવા માટેની-જગતની બદીને ભલાઇમાં ફેરવવા માટેની અને વસો-યઓન દાદારની મરજી મુજબનું જગતને કરવા માટેનીજ છે જેમાં તરીકત ઉપર રહેનારાઓ તેણીને મદદ કરી રહે છે તેનો ચીતાર.

પહેલાં ફ્રવષિના સંગગઠનને યાદ કરે છે-પછી ફ્રવષિની વધુ વીગતો જણાવે છે. બહારની કુલ કુદરતમાં બહારની વીશાળ જગતમાં **તખ્માઓ**= તેણીઓ જેવી જોરાવર દ્રઢ કંઇબી નથી. તેણીઓ **હાંમ-વરેઇતિવઇતીશ**= દરેક ભલાઇને ટેકવનાર સ્તંભો થઇ રહે છે, **એરેજયેઈતીશ**=અને ભલાઇની સામે થતી ભલાઇનો નાશ ઇચ્છતી કુલ બુરાઇઓની સામે લડી રહેલી, **પ્રવીષ્યન્તીશ**=અને તે બુરાઇઓની તરફ સખત રીતની થઇ રહેતી-તે બુરાઇને દયાનો લાભ નહી આપતી એટલે કામ કરવામાં સખત, **ઉરૂવીનઇતીશ**=અને એમ બુરાઇ તરફ સખત રહીને ખુદ તે બુરાઇનુંજ ભલુ કરાવી અપાવે તેવી ઉરૂ થવાની આંખ રાખતી બુરાઇને ભલાઇ ઉપર ઉરૂ થવા ઉપર ચલાવવાવાળી અને એમ **ફ્રસ્ચિન્દયેઇ-ન્તીશ વીસ્પનાંમ ત્બિષવતાંમ ત્બએષાઇ દએવનાંમ મષ્યાનાંમ**= દરેકે દરેક જગતની બુરાઇઓ દેવોની માનવોની ખરાબીઓને રેજ રેજ કરનાર, **અમએનિજનો હમેરેથે હુવાઈ કામાઇચ જઓષાઈશ**= પોતાની મરજી ખાહેશ મુજબ એટલે બુરાઇને ભલાઇમાં લાવવા માટે તે બુરાઇના દુશ્મન તરીકે છે-તેઓની દુશમનીને હીમ્મતથી મારનાર રહે છે-મારીને એમ ભલાઇમાં લઇ જવાની **ઉરૂવીનઇતીશ**=ઉરૂ કરવાની ચશ્મ-દુરઅંદેશી રાખનારી રહે છે. પછી કહે છે **યૂઝ્ઞૅમ વંઘઉહી સેવીશતાઓ**=અએ તમો ભલી ઘણી ફાયદો કરનારી ફ્રવષિઓ જે દેશમાં તમો **અનાજરેતાઓ**=આઝુરદેહ નહી હોવો, અને **ક્ષ્નુતાઓ**=ખુશ્નુદ થયલી, **અઇનીતાઓ**=નુકશાન નહી પામેલી હોવો, **અત્બિશતાઓ**=બ્યાધીથી નીરાળી થયલી હોવો,-ભાર વગરની થઇ હોવો, એટલે જે દેશના લોકો ભલાઇ કરી પોતાના ફરોહરને આઝાદ કરી **સંગ્ગઠનમાં** જોડાવા દેતા હોય તે દેશને તમો ફતેહમંદ સરવોપરી કરી નાંખો છો. તેઓને અહુરદાતને ચલાવનાર બહેરામની શુભ ફતેહ જે તન-મન-રૂવાનની બ્યાધીઓને તોડે છે તે ફતેહ અને **વનઇન્તી** ઉપરતાતની પુર્ણ દોસ્તી અને સર્વોપરીપણુ અપાવો છો, અને એમ પછીથી તમો તે દેશના લોકોથી યસ્ન પામેલા પ્રસંશા પામેલા થઇને તે દેશના લોકોને **વસો-યઓનાઓ**=અહુનવઇર્યના

ફરમાનો પ્રમાણેનો દાદારનો મેલાપ કરાવી અપાવનાર મદદગાર તરીકેના થઇ રહો છો.

## પછીનો આઠમો કરદો જોઇએ.

તનોમંદ હુયાતીને જીવતી રખાવીને ભોગવદો કરવાની તક અપાવનાર–તેણીઓ ગેતીની જગતમાં ખુણે ખુણે અનુએ અનુમાં ચાલતી સફેદ અને કાળી કુદરતની જુમ્બેશ કે જેમાં આ કાળી કુદરત તનોમંદ હુયાતીનો હુમેશનો નાશ કરવા માંગે છે તે ફનને રદ કરનારી છે. ફ્રવષિઓની શકિત બતાવતા અવસ્તેઇક શબ્દો–તેઓના ભેદી અર્થો જેઓ ફ્રવષિની મકદુર બતાવે છે તેઓની સમજ. ગુહ્ય લોઘતીક શબ્દો નામે વ્યાંસ્ચ=પુઠે લાગનાર અને વ્યાંનસ્ચ=નાહસનારમાં કુદરતમાં ચાલતી મીનીટે મીનીટના કુદરતી વ્યવહારની–ખીશકારીઓની સમજ આપેલી છે જેઓને પાઝંદ આફ્રીનોમાં '૫ ફ્રાજ–આમદન કેરફે બે અવઝાયાદ, એટલે આગળ ચાલવાના ભેદમાં એટલે મસદરયાતે–માયલીનો ભેદ ચલાવવામાં જે સવાબો થઇ રહે છે તે સવાબો વધ્યાજ જાય, '૫ અવાજ શુદન ગુનાહુ ઓય બૂન બેશ્વાદ'=પાછળ હુઠવાના ભેદમાં એટલે મસદરયાતે ઝાહેલી થવાનો ભેદ ચાલવામાં જેમાં દુન્યવી વૈભવો સાથે લાગેલા પાપો થઈ રહે છે તેઓ થતાને વારજ સંકોચાઓ–એવા શબ્દોમાં વર્ણવીને દુઆ માંગેલી છે તે બધાની સાદી સમજ.

અગાઉની માફક ફ્રવષિઓના સંગ્ગઠનને યાદ કરે છે. ફ્રઘુતાઓ=ધણીજ નામીચી–તે અનામાથ્વાઓ અદૂતું સાંભળીને તેમજ ચાલી રહેવાની નામનાવાળી, વનત પેષનાઓ=લડાઇમાં ફતેહમંદ એટલે નીસ્તીના જગતને ટેકવવામાં ફતેહમંદ–નીસ્તીમાં અહીની ગતી જગતનો નાશ કરવા મથી રહી સફેદ બાજુ સાથે નીરંતર લડી રહે છે તે કાળી બાજુ હર સેકંડે સેકંડે જગતને ખુણે ખુણે માનવો જાનવરો વીગેરે વસ્તીઓની અનુએ અનુમાં લડાઇઓ કરી રહે છે તે બધે ઠેકાણે ફ્રવષિઓ તે કાળી

બાજુને હદની બહાર જતા અટકાવી રહે છે એમ લડાઇમાં ફતેહમંદ થતી રહીને કાળી બાજુને તોડનારી રહે છે—એવી **અવી-અમાઓ**=પુર્ણું ફતેહવાળી હીમ્મતવાળી **સ્પારો દાસ્તાઓ**=ઢાલ રાખનારી એટલે પોતાની ઢાલમાં તેઓનો બચાવ કરનારી એટલે કુલ જગતને અને જગતની રજેરજની વસ્તીને તનોમંદ હયાતી કરાવી અપાવી રજેરજ સાથે રહીને પોતાની મદેહ નજરથી તે રજેરજની તનોમંદ હયાતીને ટેકવનારી રહે છે—તનોમંદ હયાતીની ઢાલ તેણીઓજ છે—એવી રીતની તે ફ્રવષિઓ **રજિશ્તાંમ**=સત્યવાનોમાં સત્યના સેવકોમાં **અમુયમ્નાઓ**=સત્ય પાળવામાં સત્ય રીતે કુદરતનો કારોબાર ચલાવવામાં નહિ ડગે તેવી રહે છે. જેણીઓને **વ્યાંસ**=પુઠે લાગનારો અને **વ્યાંનસ્ય**=નાહસનારો બેઉ મદદે બોલાવે છે. પુઠે પડનાર **વ્યાંસ્ય** અને નાહસનાર **વ્યાંનસ્ય** શબ્દમાં કુદરતના હકીકતી બનાવો ચીતારેલા છે. કુદરતની અંદર જે શકિતઓ કામ કરી રહે છે તેઓ કુદરતના મઝદરયાતે ઝાહેલ અને માયલ બેઉ ઉપર મવકલ રહે છે. જગત પહેલે મઝદદાત પ્રમાણે રચાય છે કે જેમાં પછી ભલા બુરા ભોગવટાઓ થાય છે. બુરા ભોગવટાઓથી પાપો થઇ રહે છે અને પુન્યની કોતાહીને લીધે વૃધ્ધિમાં પાછળ હઠાય છે જેને **મસદરયાતે-ઝાહેલ** કહે છે. આ બધા વહેવારમાં કુદરત તે ભોગવટાઓ કરનારને જીવડાવે છે. આવા જીવડાવવાના કામમાં કુદરતી શકિતઓને મદદ કરનાર આ ફ્રવષિજ છે. આવાં કામને અને તેને સરંજામ ઉતારવાને માટે અહિયાં **અવંઘહે વ્યાંનસ્ય**=નાહસી જનારને મદદ કરવી એમ કહયું છે. પછી આવા બુરી રીતના ભોગવટાને કુદરત ઇનસાફ પ્રમાણે શીક્ષા કરે છે જેથી દુખો ઉભા થાય છે. આવું કરવામાંબી કુદરતનીજ શકિતઓ કામે લાગે છે. આ ભેદ **અપગતેએ વ્યાંનો**=નાહસી જનાર બચવા માટે માંગે છે એ શબ્દોમાં દેખાડેલો છે. અહિયાં **વ્યાંસ્ય** પુઠે લાગનારો અને **વ્યાંનસ્ય** નાહસનાર શબ્દો સીરફ માનવનાં વહેવારનોજ ટુંકો અર્થ દેખાડતા નથી પણ કુદરતમાં જે હારજીતનો ખેલ મસદરયાતે-ઝાહેલ અને મસદરયાતે-માયલની રીતે થઇ રહે છે કે જે બેઉ કામમાં ફ્રવષિઓનીજ મદદ છે તેનો ભેદ બતાવે છે. એક માણસ એક જીંદગીમાં અધમ થઇને પાપો કરે અને સાથે લાગો ઘણા પૈસાબી મેળવે—ઘણી દુન્યવી કીર્તીબી મેળવે—આ વખતે તેને જીવડાવનાર તેને તેવું દુન્યવી નસીબ કરાવી અપાવીને પૈસા કીર્તી મેળવી અપાવવામાં કુદરતની શકિતજ રહે છે કે જે કુદરતની શકિત ફ્રવષીથીજ ચાલે છે. આ બધું કુદરતના ઇનસાફી ખેલથીજ ચાલી રહે છે. આમાં ફ્રવાઓની મુળ હકીકતનો ભેદ રહયો છે. આ વખતે તે બુરો માણસ ખુદ પોતે

વ્યાંનસ્ચ થઇ ભલાઇથી નાહસનાર થઇને વ્યાંનો એટલે પુઠે પડનાર ભલાઇ જે તેને અપગતેએ=પકડીને ભલો કરવા શીક્ષા કરીને સુધારવા માંગે છે તેનાથી નાહસે છે; એટલે દુન્યવી માણુસ જડ માન્યતાને છોડીને દીની થવા માંગતો નથી. કુદરતના આ બનાવને મસદરયાતે-ઝહેલના બનાવ તરીકે જણાવેલો છે. આ ઝાહેલ રીતનો દુન્યવી બનાવ જે ઇનસાફથી બુરાઇની હદ લાવવા બુરાઇનું ઉભાણુ કરાવવા થઇ રહે છે કે જે ઉભાણુ પછી ઉભાઇને નાશ પામે-આમ થવામાં ફ્રવષિનીજ મદદ છે. પછી તે બુરો માણુસ પોતાનો પાપોની શીક્ષા પામે છે કે જેથી તે માણુસની બુરાઇઓ ભલાઇમાં બદલાય. આ શીક્ષા થવા માટેના સુખદુખને ઉભું કરવાની કુદરતનેઓ ફ્રવષિનીજ મદદ મળે છે કે જેથી તે બધું થઇ રહે છે-થાય છે. આ ભેદને અપગતેએ વ્યાંનો=તે નાહસનાર બુરો બચવા મદદ માંગે છે એટલે પડતા દુખને ખમવાનું જોમ માંગે છે તેના ભેદમાં વર્ણવેલો છે. ટુંકમાં એ કે જગતમાં જે જે જાતજાતના દેખીતા ભોગવટાઓ થઇ રહે છે જેની હકીકતથી માનવ સીરફ અજ્ઞાન રહે છે-જેમાં કદી તેને કુદરતનો ગેરઇનસાફ્ઓ દેખાય, પણ તે બધામાંજ દાદારની ઇનસાફી હીકમત કુદરતના તેવા ખેલથી છે, જેને ઇલમ્યતમાં મસદરયાતો એટલે ચાલી રહેતી અજબ વર્તણુકો કહે છે, જે બધાને ચલીત કરવામાં મદદગાર તરીકે ફ્રવષિજ છે. એવીજ રીતે કોઇ દાદગાર સરદાર કોઇ બીદાદગાર ઝુલ્મગારના ઝુલ્મ વખતે નાહસે તે વખતે તે દાદગાર સરદાર ફ્રવષિની મદદ માંગે તેમ પેલો બીદાદગરઓ માંગે એતો સમજાય તેવી વાત છે. એમ ત્યારે આ 'યાઓ અવજબયતો અવંઘહે વ્યાંસ્ચ વ્યાંનસ્ચ અપગતેએ જબયેઇતિ વ્યાંસ અપગતેએ વ્યાંનો=તેણી-ઓને વ્યાંસ પુઠે લાગનાર (મસદરયતે માયલ) અને વ્યાંનસચ નાહસનાર (મસદરયાતે ઝાહેલ) બેઉ જણા મદદ માટે બોલાવે-વ્યાંસ પુઠે લાગનાર તે નાહસનારને અપગતેએ પકડવા માટે અને એટલે તેને પકડીને ભલાઇએ લઇ જવા માટે-શીક્ષા કરવા માટે અને વ્યાંનો=નાહસનાર અપગતેએ=તેનાથી બચવા માટે (એટલે બુરાઇ કરાવે જે ગુનાહોની શીક્ષા થાય તેનું દુખ ખમવા માટે). એમ ત્યારે આ વાકયનો ઉંડો ભેદ છે તે સમજી શકાશે. પછી અગાઉ કહયું છે તેમ મસદરયાતોમાં ચાલતો ગમે તેવો માણુસ જો પોતાના ફ્રેરાહરોને આઝાદગી મળે તેવા બાતેન મિથ્રો સાથની તેવી વર્તણુકો શરૂ કરશે તો તેનાં તેવાં એકમણાં કામને માટે તે સંગહન લાખ્ખો ગણી મદદ આપશે.

## હવે નવમો કરદો જોઇએ.

### દરેઘો-ખદાતમાં પેગામ્બરની અગાઉ અને પછીથી ફ્રવષિ ગેતીને કઈ રીતે કુદરતની કાળી બાજુ સામે ટેકવીને ચલાવી રહે છે તેનો મુખ્તેસર ખ્યાલ. જગત ઉપર આવી ગયલા ભયંકર જમાનાઓની નોંધ: તેમાં ભજવેલા રથેશ્તારોના ભાવ: તેઓની મદદે ફ્રવષિ.

પહેલાં આગળા ફકરાઓમાં છે તેમ ફ્રવષિના સંગ્ગઠનને યાદ કરે છે. હવે દરેઘોખદાતની શરૂઆતમાં અશો જરથુસ્ત્ર ઉતરે તે અગાઉના ૪૦૦૦ વર્ષો લગીમાં કે જયારે જગતમાં અહીનું જોર પુશ્કળ હતું અને ગેઉશ ઉરવા (જગતના રૂવાન) ઉપર ન કલ્પી શકાય તેટલો ભાર હતો, જયારે અહી જગતનો નાશ કરવા માંગતો હતો અને બુરા દાનુઓ-દેવો અરવાહી આલમમાંથી ગેતી ઉપર ઉતરી માનવોને ફસાવી પોતાની બાજુમાં લઇને ગેઉશ ઉરવાના પાસબાન રથેશ્તારો-પહેલવાનો સામે ઘણી સખત રીતે લડાઇઓ કરાવતો હતો-જયારે અશો જરથુશ્ત્રના પેશરવો તે પાદશાહ પહેલવાનો રથેશ્તારી કરી દેવોની સામે થઇ રહેતા હતા અને દેવો જેઓ કાળી કુદરતનું જોર રાખનાર-કુદરતી કાળી બાજુનો ઇલ્મ રાખનાર જડતાના મહાવીદવાનો હતા તેઓ રથેશ્તારો તરફ પોતાની કાળી કુદરતનું જોમ ફેંકી આસમાન ઉપરથી ગોયા આતશનો વરસાદ વરસાવી હવાને ગોયા બંદ કરી દઇ જમીનને ઝલઝલામાં મુકીને ભયંકર રીતની અઘ-માંથ્રની **હજારો જાતની** ફનથી રથેશ્તારો સામે ભયંકર રીતની નહિ કલ્પાય કે મનાય તેવી લડાઇ કરતા, ત્યારે તેઓની સામે લડતા રથેશ્તારોની પુશ્ત પનાહમાં આ ફ્રવષિ હતી, કે જેણીએ જગતના રૂવાન ગેઉશ ઉરવાને રાહત અપાવવા અને જરથુશ્ત્ર આવે ત્યાં લગી ગેતીને ઝીન્દી રાખવા આ રથેશ્તારોની બાજુએ ઉભી રહી તે અહીની કરોડો જાદુગીરીવાળી ફનને રદ કરતી હતી તેના ઇશારાઓ આવે છે. તેમ વળી દરેઘોખદાતના પેગામ્બર પછીના બીજા હજારાઓમાં કે જયારે જગત ઉપર પાછું અહીનું જોમ વધીને બુરાઇ જામતી હતી કે જેને સુધારવા સઓશ્યંતો ઉતરતા હતા તે સઓસ્યંતો-રાએનીદારોનેબી આ ફ્રવષિ તેઓના જગતને આરાસ્તે કરવાનાં કામમાં મદદ કરતી તે બધાંની નોંધો આવે છે. કહે છે કે ફ્રવષિઓ **પોઉરૂ સ્પાદાઓ**=પુશ્કળ સેપાહીઓવાળી લશ્કરોવાળી, **યસ્તોજયાઓ**=હથીઆર પહેરેલી -હથીઆરોમાં સજાએલી રહે છે એટલે તેણીઓ પુર્ણ રીતે તૈયાર થઇ રહેલી હોય છે અને અહીની ગમે તેવી બારે જાદુઇ ભરેલી તદબીરો

ફ્રન–હીકમતો સાથના દુશ્મનો સામે સમયસુચકતા પ્રમાણે એવો બચાવ અને વળતો હોમલો કરાવે છે કે ફ્તેહ કદીબી તેઓના હાથમાંથી જાય એમ બનવા પામી શકેલું નહિ અને શકશે નહિ. માટે પછી કહે છે કે બામ્યાઓ =પ્રકાશીત રીતની એટલે અહીના દરેક ફ્રનથી આગાહ થઇ તે ફ્રનને મારી સુખ’રૂ થઇને ઉભી રહીને ઉજગેરેપ્તો દ્રફ્ષયાઓ=ઝુંડાને ઉંચે રાખનારી એટલે ફ્તેહ થઇ છે એમ જાહેર કરનારી રહે છે; યાઓ=જેણીઓ જયારે તખ્મ ક્ષ્તાવયો=જોરાવર પહેલવાનો રથેશ્તારો દાનુબ્યો=દાનુઓ દેવો ઉપર કહેલા ભયંકર રીતના હમનબરદો સામે લડાઇ ઉઠાવતા હતા ત્યારે તે પહેલવાનોની મદદે તે ભયંકર રીતની લડાઇઓમાં જઇ મદદ કરી ફ્તેહ અપાવી રહે છે, તે દાનુનાંમ તુરનાંમ=તુરાનીઓ દાનુઓ દેવો અને તેઓના માનવ મદદગારોના વેરેથ્રેમ=મહા જોરને–તેઓના તે નહિ કલ્પી શકાય તેવા કોઇથીબી હારે નહિ તેવા કુદરતની કાળી બાજુની હજારો ફ્રનથી સજ થયલા ભારે જુસ્સાને જમીનદોસ્ત કરી નાખે છે. જમાના- ઓમાં કે જયારે અહિનું જોમ વધી રહે છે–અહિ હદની બહાર જોરમંદ થઇ ધનાની મદદથી સ્પેનામીનને ગેયા જગતમાંથી હાંકી શકે તેવી થઇ રહે છે કે જયારે જમીનબી વેરાન થઇ જાએ છે–જમીનમાંથી રસકસ નીકળી જઇને–જમીનમાં મુરદા દટાવાથી અને તે જમીનમાં બીજી અનેક બેઅદબીઓ થવાથી રસકસ વગરની ગાહમ્બારના કુવતોથી ખાલી થઇ જઇને ખ્રુમાઓ અસેબીશ=ભયંકર રીતે વેરાન પડેલી જમીન જેવી થઇ રહે છે, ક્રજિન્ત=નહેસ બદી ઉત્પન કરે–વબાઓ દરદો દુખો ઉત્પન કરે તેવી થઇ રહે છે, જે જમીનો દાનુનાંમ બએવર પઇતિનાંમ= ઘણા સરદારો ધરાવનાર એટલે ભયંકર મોટું લશકર ધરાવનાર દાનુઓ દેવોને તાબેની થઇ રહે છે જેઓ તે જમીનમાં મુરદાઓને દટાવીને ઓર બુરી કરી નાખે છે; જયારે ગેતીની હવા પાણીમાં બધેબધ વબાનું જોમ–હારમોકીનું જોમ–હદની બહારના હવસોનું જોર પુશકળ થઇ રહે છે ત્યારે આવા બુરા ભયંકર વખતે દાદાર તખ્મ સઓષ્યંતો તખ્મ સ્તાવયો=જોરાવર સોશીઅન્તોને જોરાવર રથેશતાર સહિત જગતને સમી કરવા મોકલે છે. આવે વખતે આ સઓષ્યંતો રથેશ્તારો જગતમાં ઉતરી તે દાનુઓ સામે લડે છે કે જેથી તેઓની સત્તા તુટે અને જમીન જે વેરાન થયલી છે–મુરદાથી અભડાઇ છે–વબાનું ઠામ થઇ છે તે જમીન ઉપર કશો દોરીને તે કશો ઉપર ફ્રવષિની ચોકી મુકે છે કે જેથી જમીનમાં ગાહમ્બારના કુવતો જોર પકડી ફ્રાદુપતા આણે. આ વખતે આ સઓષ્યંતો અને રથેશ્તાર સામે તે મહા જબર દાનુઓ ભયંકર યુદ્ધ ઉઠાવે

છે અને કાળી કુદરતનાં સમસ્ત જોમ સહિત તેઓ સામે લડે છે. જ્યારે લડાઇમાં પહેલવાનો અને સઓષ્યંતો માટે કટોકટીનો વખત આવે છે ત્યારે આ ફ્રવષિઓ આવી તેઓને મદદ કરીને ફતેહ અપાવે છે કે જે પછીથી જગતનું સમારકામ થઇ રહે છે. આવા જમાનાઓની અને આવી વખતની લડાઇઓની વીગતો અહિંયાં આપેલી છે તે નોંધવું. દરેદો–ખદાતમાંના પેગામ્બરની અગાઉ અને પછીના હઝારાઓમાં જે મોટા વખતો–સમાઓ આવી ચઢે છે કે જ્યારે ગેતી ઘણીજ જડ બુરી ગુનાહગાર થયલી હોય અને જ્યારે દાદાર જગતનું સમાર કામ કરાવે છે ત્યારે સઓષ્યંતો રથેશ્તારો શું ભાવ ભજવે છે અને તેઓને ફ્રવષિ કઇ રીતે મદદ કરે છે તેનો આ ચિતાર આપેલો છે.

## હવે દશમો કરદો જોઇએ.

### નેક–ધર્મના પતમાન ઉપર રહેનારી પ્રજાઓને દરેક આફ્ત વખતે બચાવનાર ફ્રવષિ છે તેના બુટા અશવનોનેબી ચલાવનાર ફ્રવષિ છે તેનો ખ્યાલ.

સપ્પર પહેલાં ફ્રવષિના સંગ્ગઠનને યાદ કરી રહે છે. ઉપર જોયું કે અશો જરથુશ્ત્ર અને તેવણુના રાએનીદારો સઓષ્યંતો જમાનાઓમાં ઉતરી ઉતરીને ફ્રવષિઓની મદદથી આ ગેતીને આરાસ્તે કર્યા કરે છે. તેઓની આરાસ્તેગીથી કુલ દુન્યા આરાસ્તે થાય છે; સીરફ બરજીસી વર્ણ જમાનાઓમાં આબાદ થાય છે એટલુંજ નહિ પણ તે આબાદ થયલા જરથોસ્તી દીનના ચેરાઘમાંથી અન્ય દીનોના ચેરાઘો બરવખ્તે પાછા આરાસ્તે થઇ રહે છે અને તે અન્ય વર્ણોની ભલી શહેનશાહતોબી ચાલુ થઇ રહે છે જેઓ જરથોસ્તી વર્ણની શહેનશાહતોની સાથે ચાલ્યા કરે છે. પણ જમાનાની ભેદી નીરંગને લીધે અમુક અમુક વખતે પછી કાંતો તે જરથોશતી શહેનશાહ ઉપર કે પેલી અન્ય વર્ણોની શહેનશાહત ઉપર બુરઇવાલા દુશ્મનો એટલે જડતા પામેલી પ્રજાઓ–અહિની દીક્ષા ફરીથી લેતી પ્રજાઓ ઝુલ્મ વરસાવવા આવી પુગે છે અને તેઓના ધર્મ સ્થળોનો નાશ કરે છે, ત્યારે જો તે તે શહેનશાહતો ભલી હોય અને પોત પોતાના દીનની ઉપર ઉસ્તવાર હોય તો તેઓને મદદ કરવા ફ્રવષિ ઉતરી રહે છે એટલે ભલા બુરા જમાનામાંઓના અષવનો અને નેકાનોથી સજ થયલી ધર્મ સ્થળોવાળી શહેનશાહતોની ઉપર જો જડતાના સાહેબોની શહેનશાહતોથી કઇ આઝાબ પડે તો તે અશવનોથી ભરપુર રહેલી શહેનશાહતોની મદદે ફ્રવષિ આવી રહે છે તેનો ભેદ આપેલો છે. ત્યાં કહે છે

**થાઓ=**આ ફ્રવષિઓનું સંગ્ગઠન '**હામ સ્તાતેએ**'=પુર હીકમતથી **સફ** સમારીને અનેક strategical points મુળ બચાવના મધ્ય બીંદુઓને ઘેરીને ઉભી રહેલી **રસ્મનો ફ્રકરન=શત્રુ**કરોની સફોને-હારોને સહેજે તોડી નાખે છે તેના **મઇદયાનેમ**=તેના મધ્યને ગુચ-વાવી નાખે છે. એમ તે ઝુલ્મગારોને પાછા હટાડીને તે ભલી **શહેન-શાહ**તોને બચાવીને તેની બધી **શહેનશાહ**તોમાંના **અશવનો**ને મદદ કરે છે **થ્વાષેમ પસ્કાત ફ્રવજેન્તે અવંઘહે નરાંમ અષઓનાંમ આંજંઘહે દુજવરશ્તા વરેજાંમ**=તે ઝુલ્મગારોને હરાવ્યા પછીથી તે અશો માણુસોની મદદે તેઓની અશોઇના ટેકાવ માટે અને તેઓના સતાવનાર **દુઝવરશ્તા વરેજામ**=બુરૂ કરનારાઓના **આઝંઘહુ સંકટ** માટે શીક્ષા માટે મદદે પુગી રહે છે એટલે તેજ **ઘડી**એથી જે કંઇ નુકશાન તે લડાઇઓમાં થયું હોએ-જે જે ધર્મસ્થળો નાશ પામ્યા હોય તે બધાઓને પાછા આરાસ્તે કરાવવામાં તે **અશ**વાનોને તે **યઓઝદાથ્રેગરો**ને મદદ કરી રહે છે-તોફીક આપી રહે છે અને તે ધર્મ સ્થળોને બગાડી રહેલા તેઓની તલેસમોને તોડી રહેલા જડવાદીઓની શુદ્ધિ ઠેકાણે લાવી રહે છે. આવી રીતે ફ્રવષિઓ જગતની ભલી પ્રજાઓને બચાવે છે તેનું બયાન કરી રહે છે. હવે પછીના બે ફ્રકરાઓમાં ફ્રવષિ કુદરતમાં કઇ જગા રોકે છે-જેમ યઝતો મીનો-દએ-માનવો જાનવરો જગા રોકે છે તેમ ફ્રવષિ છે કે જેમ યઝતોની ઝરવાને અકરનેવાળી કે માનવની તનોમંદ થ્વાષે ખદાતો-વાળી વ્યકિતઓમાં રૂવાન કેહપ વીગેરે જગા રોકે છે તેમ ફ્રવષિ તે તે યઝતી અને તનોમંદ વ્યકિતઓમાં જગા રોકે છે તેનો ભેદ આવે છે. ત્યાં ફ્રવષિને યઝતી કે તનોમંદ વ્યકિતના રૂવાન બઓદ કેહપવાળા ભાગો સાથે રહેલી તેમ વળી ત્યાંથી નીકળીને ઘણે ઉપર જઇને રહેતી બેઉ રીતની ચીતારેલી છે એટલે જેમ અગાઉ કહી ગયા છીએ કે ગુનાહગારની ફ્રવષિ તે ગુનાહગાર સાથે જોડાઇ રહે છે પણ અશવાનોમાંથી તેઓ આઝાદ થઇ બહાર પડે છે તેનો ભેદ ખોલે છે. માનવ કે યઝતના રૂવાનને તેમ કેહપને સુક્ષ્મ કરનાર નેકીએ પુગાડનાર અને પછી તેઓ સાથે રહેનાર તરીકે આ ફ્રવષિનેજ બતાવે છે. માનવના શરીર સાથે તે બંધાયલી રહેલી હોય કે છુટી થઇને ફર્યા કરી કુદરતને ટેકવતી હોય તે બધાની નોંધ હવેના ૧૧-૧૨ કરદાઓમાં આવે છે.

## હવે અગીઆરમો કરદો જોઇએ.

**ફ્રવષિની શકિત બતાવનારા બધા ભેદી અલફ્રાઝો અહિંયા એક સુંદર સીલસીલામાં મુકાયા છે કે જેમાંથી ફ્રવષિ કોણ છે-શું છે તે બધું જે હમો ઉપર કહી ગયા છીએ તેનો ભેદી તાત્પર્ય નીકળે છે તેની ટુંકી સમજ આપી છે. ફ્રવષિ કુદરતમાં કઇ રીતે રહીને રજેરજમાં પ્રસરે છે તે બધાંનો ભેદ. ફ્રવષિ વ્યકિત સાથે છે છુટીબી થાય-ફ્રવષિના સંગ્ગઠનો છે તે બધાની કંઇક હકીકત. કુદરતમાં મોસમોનું ચાલવું-જગતની આબાદી થવી કે મોસમોનું ખોરવાવું-અષવનોની દુઆથી દેશ પ્રજામાં કે છુટા નરોની આબાદી થવી-અષવનોને દુખ દેવાથી-અષવનોની સંગ છોડવાથી જડતાથી જગતમાં આફ્તો આવવી -વીગેરે વીગેરે તે બધામાં ફ્રવષિ જે ભાવ ભજવે છે જેમાં સતવસ સેતારાની ખીશકારી છે તેની સમજ. પેગામ્બર સાહેબની યઝતી જાત-સેફ્રાત અને ખીશકારીને બતાવતું એક ગુહ્ય તલેસમાતીક વાકય-તેવી આલે જાત માન-વની આઝાદ ફ્રવષિ માનવને આપશે તેનો ખ્યાલ.**

સપ્પર પહેલાં ફ્રવષિનાં સંગ્ગઠનને યાદ કરે છે. પછી કહે છે કે તેણીઓ ઉઘ્ર=અતી જોરાવર કદીગી ડગેજ નહિ તેવી અજીત, અઇવિથુરાઓ =કોઇગી બદી કે મુશ્કેલીને ઘેરે તેવી અજીત છે-**વનતપેષનાઓ**=કુદરતની સામસામી બાજુની લડાઇમાં ભલાઇને જીત અપાવનારી, **રારેમાઓ**=ખુશાલી કમાવી અપાવનારી, **વીવાઇતીશ**=હવાની માફક વહી રહે તેવી નીચેથી તે છેક હસ્તી લગી વહી રહે તેવી-હમણા અહિંયાં હોય તો એક સેંકડમાં હસ્તી તરફ નુરી હવાની માફક વહી ગઇ હોયે તેવી-અને **વીચીરાઓ**= ખરા નીરણુયે પુગનારી એટલે પોતાની શકિત અથાક હોવે તનોમંદ શરીરમાંથી બહાર પડવું કે ત્યાંજ બંધાઇ રહેવું તેના ખરા નીરણુયે પુગનારી એટલે શકિત ડહાપણ અથાક હોવે તનોમંદ શરીરમાંથી બહાર પડવું કે ત્યાંજ બંધાઇ રહેવું તેનો ખરો નીર્ણય કરનારી- ખરી ઇનસાફી વૃત્તીથી વીચારનારી, **સ્રઑાષેમ્નાઓ**=ખરી તાબેદારી

કરનારી, શરીર તેમ બીજી તનોમંદ વ્યકિતની સાથે રહીને તેઓની તનોમંદ હાલતને ટેકવવાની ખરી નોકરી કરી રહેનારી એમ બેનમુન તાબેદારી અહુરાના હોકમ માટે બજાવવા માટેની કીરતી મેળવી રહેલી, **સ્રઓતન્વો**=સુંદર નામીચા થયલા તનવાળી એટલે કેહપંની ખોદારસીદા હાલત સાથે રહેનારી અને કેહપં સાથના જડ તનને પછી સુંદર તનપસીનનું કરાવે તેવી-માટે કેહપં સાથે જોડાયલી રહેલી, **આસ્નો ઉરવાનો**=મહા ડહાપણ સાથના ઉરવાન સાથની એટલે ઉરવાનની બુધ્ધી તરીકેની માટે ઉરવન સાથે જોડાયલી, **અષઓનીશ**=અશોઇવાળી એટલે '**અષી**'ના આશીશો આપવાની શકિત અધીકારવાળી થઇ રહે છે; જેણી **જબયેન્ત**= ખરા ભકતને **વેરેથ્ર** ફ્તેહ અપાવનારી, **ચકુષે**=તરીકત ઉપર ઉસ્તવાર રહી ફ્રવષિને આઝાદ કરનાર માટે તરીકત ઉપર રહેનાર એમ ફ્રવષિને ચાહનારને ફાયદાઓ અપાવનારી-ખુદ પોતે **અહુનવઈર્ય**ના **અહુરદાત મઝદદાત**ના હોકમોને અંતકરણથી બજા લાવવાને પોતાની તરીકતો ધારમીક ફરજો સમજીને તે તરીકતો ઉપર રહેવાની અને **બન્તાઇ** એટલે તન-મન-રૂવાનની તબએષ બ્યાધી દુખના દુખી આજારીવાળાઓને મજબુતાઇ દરોસ્તી અપાવનારી રહે છે. અહિંયાં ફ્રવષિને વ્યકિતના એક ભાગ તરીકે ગણી છે. વ્યકિતના કેહપં અને તનની સાથે ફ્રવષિ છે અથવા વ્યકિતમાં કેહપં અને તનુ છે અને તેઓ સાથે ફ્રવષિ છે એ બીના **સ્રઓ તન્વો** શબ્દ બતાવે છે. **તન્વો** એટલે તનની-તનવાળી+**સ્રઓ** એટલે **સ્રૂ** કુદરતના નાદને સાંભળવાની નામનાવાળી. આવું તન તે કેહપં છે, અને તન જયારે કેહપં જેવું થઇ કેહપંમાં મર્જ થશે ત્યારે ફ્રવષિનું તે ખરેખરૂ તન થશે. બીજો શબ્દ **આસ્નો ઉરવાનો** છે; આ શબ્દ સમાસ રૂપનો છે. **આસ્નો** એટલે મીનોઇ ડહાપણથીજ સજ થયલું અને **ઉરવાનો** એટલે રૂવાનો-મીનોઇ ડહાપણથી સજ થયલા રૂવાનો. અહિંયાં ફ્રવષિને મીનોઇ ડહાપણથી સજ થયલા રૂવાન તરીકે લે છે. જેમ **ઇરિસ્તનાંમ ઉરવાનો યજમઇદે યાઓ અષઓનાંમ ફ્રવષયો**માં રૂવાનો ફ્રવષિ છે એમ કહયું છે તેમ અહિંયાંબી રૂવાન અને ફ્રવષિ એકએક જેવાજ ગણેલા છે. અહિંયાં આસ્ન સાથના રૂવાન તે ફ્રવષિ છે એમ કહયું છે. આ ઇબારતથી એમ નહિ સમજવાનું કે રૂવાન અને ફ્રવષિ એકજ છે પણ એમ સમજવાનું કે રૂવાન પોતે પોતાની દેવીક ગતીને તન કેહપંમાં ઉભી કરવે નીરમળ થઇને ફ્રવષિના જેવું થયું છે. અહિંયાં ત્યારે **આસ્નો ઉરવાન** શબ્દ અને **ફ્રવષિ** શબ્દ એકસરખા બતાવેલા છે જેમાંથી એ તાત્પર્ય નીકળે કે આ તનોમંદ હાલતના રૂવાનમાં જે ડહાપણ છે તે ફ્રવષિ છે

એટલે ફ્રવષિ રૂવાનના ડહાપણુ તરીકેની છે. ફ્રવષિ અને રૂવાન જુદાજ છે એ બાબદની બુરહાન અવસ્તામાં ઘણી છે. **હુઓમ ઉરવાનેમ યજમઈદે, હુવાંમ ફ્રવષિમ યજમઈદે**=હમારા ઉરવાનો સાથે મારી ફ્રવષિ સાથે હમો જેઓ તન-મન સાથનાઓ છીએ તેઓ એકતાન થઇએ છીએ. એમ ત્યારે રૂવાન અને ફ્રવષિ બેઉ જુદા છે. પણ ઉરવાન તે શુદ્ધતાએ પુગ્યું છે કે જે શુદ્ધતા ફ્રવષિની હોય. અગાઉ રૂવાન દેવ સાથનું હતું માટે રૂવાન શુદ્ધ હતું નહિ, જેના ભેદો ૧૪ થી ૨૦ કરદાઓમાં આવેલા છે. પછીથી રૂવાન પોતે ફરોહર જેવું થયું છે એ સામાન્ય નીયમ છે, કેમકે રૂવાનનુ તન કેહર્પ છે જેઓથી આપણે ચાલ હાલ કરીએ છીએ તે તન અને કેહર્પ બેઉ એકરસ થશે એટલે જ્યારે સ્રઓ થશે ત્યારે તેઓ રૂવાન જેવા થઇને રૂવાનમાં મળશે. રૂવાનમાંથી દ્રવાઓના કચરાને દાદારે મીનો કરકોના આતશી દરયાવમાં નહાન અપાવીને કઢાવ્યો હતો, કે જે પછીથી રૂવાનમાં રયનો ચળકાટ ખીલતો ગયલો અને રૂવાન પોતે પોતાની ફ્રવષિ એટલે અનંત તાબેદારી સાથનું મહા ડહાપણુ મેળવી શકેલું-એમ ફ્રવષિનું મહા ડહાપણુ રૂવાનમાં આવવે રૂવાન ફરોહર જેવું થયું છે. હવે રૂવાન પોતાના તે ફ્રવષિનાં ડહાપણુને જોરે પરમાર્થી થઇને પોતાના રએથ્વના દએવીક કચરાનેબી પોતામાં લેવા માંગે છે. રૂવાનની તેવી મીન્નતજારીથી દાદારે તે રએથ્વના કચરામાંથી-કેહર્પ-તન કરી આપ્યાં છે. હવે રૂવાન પોતાની ફ્રવષિને જોરે તેઓને પોતા જેવા કરવા મથી રહયું છે. તનમાંના કેહર્પ-ઉશ્તાન-તેવીશી લગભગ તેવા થયા છે પણ જડ તન હજુર તેવું થવાનું છે કે જેને માટે આ જગત ચાલી રહયું છે. જ્યારે જડ તન પોતે કેહર્પ જેવું થશે ત્યારે સ્રઓ-તન્વો થશે એટલે રૂવાન જેવું થઇ રૂવાનમાં મળશે, કે જે પછીથી રૂવાન જે અત્યારે ફ્રવષિ જેવું છે તે ફ્રવષિમાં મળવા જેવુ થશે. ત્યારે આજે રૂવાન પોતે ફ્રવષિ જેવું છે છતાં આઝાદ નથી, કેમકે પોતાના અસલના મેળ રએથ્વમાંથી થયલા તન કેહર્પના છ આકારો નામે તનુ-ગએથા-અઝદ-કેહર્પ-તેવીશી-ઉશ્તાન બધા એકરસ થઇને રૂવાન જેવા થયા નથી. તેઓને તેવા કરવાના છે માટે રૂવાન તેઓની વાસ્નાથી બંધાયલું છે માટે આઝાદ નથી. જીવતી જીંદગીમાં રૂવાન પોતાનો ફ્રવષિ જેવો જલ્વો બંધ કરીને એટલે સરોશ યઝત મારફતે બેડીમાં પડીને એટલે બંદદરો-શમાં આવીને એટલે પોતાની રય જે એક ઝરવાને અકરનેને જોઇ શકે તેવી છે તેને મંદ કરાવીને શરીરમાં આવીને રહીને તનને એટલે દ્રવાઓ-માંથી તન થયું છે તેમાં દ્રવાઓની વાસ્ના છે તે વાસ્નાને પોતાની જાત

બતલાવવા દે છે. જેમ દુધનો ઉભરો આવી ઉભાએ તેમ તનના દએવીક ગતીના ઉભરાને ઉભરાવવા દે છે. મરણ પછીથી રૂવાનોની બંદદરેશા ખુલવા કુદરતે ધારી છે, કેમકે જીંદગીમાં થયલી ઉભરાયલી બદીને રૂવાનનેજ ખેડવાની છે માટે મરણ પછી જયારે રૂવાનની રથ ઉપરની બંદદરેશા ખુલશે ત્યારે રૂવાન બરાબર ફ્રવષિ જેવુ થઇ એટલે પોતાની રથને ખીલવી-ફ્રવષિને પોતા સાથે લઇને તે ફ્રવષિની મદદથી તે ઉભરા થયલા તનને સો=બલું કરી રહેશે. એમ જન્મ મરણ આ તનને રૂવાન જેવું કરવાજ થઇ રહે છે. માટે રૂવાન જો કે ફ્રવષિ જેવું છે છતાં આઝાદ નથી. પણ કેટલાક રૂવાનોના તન કેહર્પ એવા હોય છે કે તેઓનો દેવ તદન જણુનજ રહે છે અને ફ્રશો-ગદની સામે થઇ રહે છે. તેઓના કેહર્પ સાઓ-થયલા હતા પણ પાછા મેલી અધ-માંથ્રોની વીદયા અખત્યાર કરવે ઉતરી પડે છે. રૂવાનનો તે કચરો કે જે તન કેહર્પરૂપમાં કુદરતે મહા મહેનતે આણેલો હતો તે અસલ કચરા જેવોજ દએવીક રઓથ્વના જેવોજ થઇ રહે છે એટલે કેહર્પ પોતે જે સાઓ-તન્વો બનેલું તે પાછું ઉતરી પડે છે માટે તેવા અઝી વસેલા અધ-માંથ્રથી ભરપુર થયલા કેહર્પ-ઉશ્તાન-તેવીશીના ફરમા (cast) ને ફરીથી દાદારની ક્ષથ્રની ભઠ્ઠીમાં ગાળવો પડે છે. ફ્રવષિ કે જેથી તે રૂવાનના તે કચરામાંથી તે ફરમો cast એટલે કેહર્પ-તેવીશી-ઉશ્તાન થયલા હતા તે ફ્રવષિ પોતે અવસ્ચસ્તો થઇ જાય છે-નીકળી જાય છે કે જેથી તે તન-કેહર્પ-ઉશ્તાન-તેવીશી બધા નાશ પામે છે. તેઓના તે નાશથી તે બુરાઇઓ ગળાઇ જાય છે-ભલાઇમાં બદલાય છે. એમ તે તન કેહર્પને ફરીથી ગાળે છે કે સ્વચ્છતાવાળો ફરમો થાય. આમ રૂવાન પોતે ફ્રવષિ છે ફ્રવષિ આસ્ન સાથના રૂવાન છે તેના મહા ભેદો પડેલા છે. અહિંયાં ત્યારે આ જોવાનું છે કે ફ્રવષિ માનવની વ્યકિતની સાથે નહિ તુટે તેમ જોડાયલી છે. ગુનાહગારની ફ્રવષિ તો તે વ્યકિતથી જુદી પડી શકેજ નહી-જુદી પડે તો અવસ્ચસ્તોનો નાશ થાય. પણ અશવનોની ફ્રવષિ તેમ છુટી થઇ શકે.

ત્યારે અહિંયાં આ ફકરામાં ફ્રવષિ વ્યકિતની સાથેજ હોય, વ્યકિત પછી દાદારની સાત ઝરવાને અકરનેની હોય કે જેનો ક્યાસ આપણને આવેજ નહિ કે યઝતોની હોય કે જેઓ સાત ઝરવાને અકરનેના કેહર્પવાળી હોય કે માનવ જાતની કેહર્પવાળી હોય એટલે એક ઝરવાને અકરનેની ગતી મેળવેલી હોય તેવી કોઇબી વ્યકિત સાથે ફ્રવષિ તો છેજ અને છેજ. માનવનું તન તો ક્યાસમાં આવે પણ માનવનું કેહર્પ જે તનમાં સંકોચાયલું છે તે જન્મ અગાઉ ગર્ભસ્તાનની હાલત વખતે ઉપરથી નીચે

પહેલા ત્રણ મહીના લગીમાં ઉતરે છે માટે બાતેનમાં બાતેન હવાની માફક થઇને છેક ઉપરથી નીચે માનાં પેટ લગી પોતાને ત્રણ મહીનાના અરસા લગીમાં લંબાવતું લંબાવતું માનાં પેટ ઉપર પડી રહેતું તે પેટમાં ૩ મહીના અને ૨૭ દહાડે ઉતરી રહે છે અને ચોથા મહીનાના છેલ્લા ત્રણ દહાડામાં મા-બાપના ખુનથી થયલાં અને ઘાટ પકડતાં જીવતાં માસના લોચામાં એટલે અંદરના ગર્ભમાંના fetus માં સંકોચાઇને બંધાઇ જાય છે. એમ માનવનું કેહપ઼ંબી કેવું હોય તેનો ક્યાસ થઇ શકે નહિ. કહેવાની મતલબ આ છે કે આવી વ્યકિતઓ પછી કોઇનીબી હોય તેમાં નવ ભાગો રહે છે. માનવની વ્યકિતના નવ ભાગો નામે તન-અઝદ-ગએથા-કેહપં-તેવીશી-ઉશ્તાન-રૂવાન બઓદ અને ફ્રવષિ છે તેમાં ફ્રવષિ એક છે અને આ ફ્રવષિથીજ તે આઠે આઠ ભાગો પોતે તેવાજ થઇ ટકી રહે છે તેમ એક બીજા સાથે જોડાઇને એક વ્યકિત રૂપમાં રહે છે એમ અહિંયાં કહે છે અને જો ફ્રવષિ નીકળી જાય તેઓનો સંગ છોડે તો તે બધાઓમાં જે કંઇ તત્વ છે તે મંદ થઇ જાય તેમ તે બધા ભાગો છુટા વેરવીખેર થઇ જાય જેને **અવસ્થસ્તો ફ્રવષિનાંમ** તરીકેના ભેદમાં ઓળખે છે. પણ જયારે માનવ અષવન થઇને આ બધા આઠ ભાગોમાંના તનુ-ગએથા-અઝદને કેહપં-તેવીષિ-ઉશ્તાન જેવા બનાવી તેઓ એકરસના હામો homogenous થઇને પછી તેઓમાં જયારે માંથ્રના આશીશો આવી ચઢે એટલે દાદારનું યઝતનું ઉશ્તાન આવી શકે-અમરગીનો ઘોષ-દાદારનો પ્રાણવાયુ-વને ઝવીત બીશનો બહાર આવી ચઢે ત્યારે તે વ્યકિત તનુ-માંથ્રની કહેવાય. આવા અષવનની તે વ્યકિતનું ફરોહર છુટું થઇને સંગ્ગહનમાં જોડાય. આવો ભેદ બતાવવા પહેલાં આ ફકરામાં કહે છે કે ફ્રવષિ ઉગ્ર છે અઇવિથુર છે એટલે અજીત ભલામાં ભલી પાસબાન છે. **વનત પેષનાઓ**=કુદરતની સફેદ કાળો બાજુની લડાઇમાં સફેદ બાજુને ફતેહ અપાવનારી છે, એટલે કહેવા માંગે છે વ્યકિતનું તન થઇ રહે છે તે તનને તોડવા શરીરની કાળી બાજુ દુખદરદો કરવા માંગે છે પણ ફ્રવષિ તે કાળી બાજુને તોડીને ફતેહમંદ થઇને વ્યકિતની અખંડતા રાખી શકે છે. એમ અહિંયાં વ્યકિતનો ખ્યાલ આપે છે. પછી આગળ કહે છે કે **રારેમાઓ**=અનંત ખુશાળી આપનારી છે. કાળી બાજુને મારી ફતેહ અપાવીને વ્યકિતને ટકવી તેથી ખુશાળી થઇ એ વાત તો ખરી, પણ ખરી ખુશાળી અપાવવાના કારણો માટેના શબ્દો હવે પછીથી આવે છે જેઓ **સ્રો તન્વો** અને **આસ્નો** ઉરવાનો છે. ફ્રવષિ '**સ્રો**' કુદરતના નાદને સમજવાની નામના મેળવેલા તનવાળી એટલે વિખ્યાતી પામેલા તનવાળી છે એટલે ફ્રવષિ પોતે કેહપં ઉશ્તાન-તેવીશી જેઓ ખોદારસીદા છે તેઓની

સાથેજ રહે છે એમ અહિંયાં ખુલ્લુ છે. આમ તનને સ્રો બનાવ્યું જે ખુશાળીવાળું છે જે એક વખતે દએવીક ગતીના રૂવાનના કચરા રૂપનું હતું માટે ધમીવાળું હતું. આમ તે કચરાને-રૂવાનના રએથ્વને સુધાર્યું તેથી તેઓને રામેશ્ની મળી એટલુ નહી પણ ખુદ તે રૂવાન પોતાની અંદરનો તે રએથ્વને બહાર કાઢવે ખુદ પોતે ફ્રવષિ થઇ-ફ્રવષિ જેવું થયું અને આસ્ન મોટું ડહાપણુ મેળવી શકયું અને અનંત રામેશ્ની મેળવી શકયું. આમ ત્યાં ફ્રવષિ શારેમાઓ છે અને ખુશાળી રાખીને અપાવનાર છે તેનો ખરો ભેદ સ્રૅઓા-તન્વો અને આસ્નો ઉરવાનોથી ખુલે છે જેથી ફ્રવષિં પોતે વ્યકિતની સાથેજ છે અને તે વ્યકિતના તે ભાગોને રામેશ્ની અપાવવા રહી છે તેનો ભેદ ખુલી જાય છે. પછીના ફ્રવષિ માટેના શબ્દો વીવાઈતીશ-વીચિરાઓ-સ્રવષેમ્નાઓ અને પછીના વાકયો 'યાઓ દાથ્રીશ વેરેથ્રેમ જબયેન્તે, દાથ્રીશ આય-ત્તેમ ચકુષે, દાથ્રિશ બન્તાઇ દ્રવતાતેમ, દાથ્રીશ અહુમાઇ વોહુ ખરેનોથી તે છેક આંજંઘહાંમ બિવિવાઓ'-આ બધું ફ્રવષિ જે વ્યકિત સાથે છે-હમેશની જોડાયલી છે તે અમુક સમયે-તે વ્યકિત નર અશવન તરીકેની વ્યકિત થયા પછી છુટી પડીને સંગ્ગઠનમાં જોડાઇને કુદરતમાં ફ્રશો-ગર્દનું પરમાર્થ કરી શકે છે તેનો ભેદ બતાવે છે અને ફ્રવષિ આમ વ્યકિતથી આઝાદ થાય અને સંગ્ગઠનને પુગી રહે છે તેવી નેક કારદાની માનવ કરે તેની દુઆ ગુઝારીનો ભેદબી આ વાકયોમાં આવે છે. હવે ત્યારે વીવાઇતીશ વીચિરાઓ અને સ્રવષેન્માઓના ભેદોમાં ફ્રવષિ તનની સાથે વ્યકિતરૂપમાં છે છતાંબી બહાર પડી શકે તેમ છે અને તેમ કાંય-કયે કારણે થતી અને કયારે થાય-થશે તેના ભેદો આવેલા છે તે જોઇએ. કહે છે કે ફ્રવષિ જે અથાક શકિતવાળી ઉગ્ર-અઇવિથુર-વનત પેષનાઓ-વારેથ્રઘ્ની-શારેમાઓ છે-તે દાદારના રૂવાનની આસ્ને ખેરદ તે ફ્રવષિ પોતે છે તે ફ્રવષિ જે દરેક તનમાં છે-સાથેજ નહી છુટે તેમ રહેલી છે તેમાં વીવાઇતીશની શકિતઓ છે એટલે છુટીને બાતેનમાં બાતેન નુરી તોરની હવાની માફક બહાર વડી રહેવાની શકિત તો છેજ-જમીનથી તે અનગ્ર રઓચ લગી એક સેકંડમાં વહી રહેવાની શકિત રાખે છે. પણુ તે ફ્રવષિ તેમ કરતી નથી પણુ પોતે વીચિરાઓ=ઇનસાફ પ્રમાણે નીર્ણય કરવાનો વીચાર રાખતી હોવે તેણી તે વ્યકિતની સાથેજ રહે છે. વીચિરાઓમાં ખરો નીર્ણય કરવાનો અર્થ છે. તે વ્યકિતની તનોમંદ હાલત તે ફ્રવષિ વગર રહી શકશે નહિ એમ હોવે તે ફ્રવષિ ત્યાંજ બંધાઇ રહેશે. એમ તેણી

સ્રવષેસ્નાઓ બની રહે છે, તાબેદારી ઉઠાવવાની નામના મેળવી રહે છે, એટલે શરીરની જીંદગી રહેવા માટે શરીરમાં રહીને શરીરને ટેકવવાનું કામ કરવાની તાકીદ જે દાદારે આપી છે તે કરીને દાદાર તરફની તેમ વ્યકિત તરફની ખરી તાબેદારી બજાવી રહે છે. એમ અહુરા તરફનીબી-નમુન તાબેદારી બજા લાવવાની કીર્તી તેણી મેળવી રહે છે. પણ જે કોઇ જબયેન્તે હોય એટલે તેણીઓની મદદ માંગનાર હોય-પોતે રાસ્તી ઉપર તરીકત ઉપર રહીને તેણીઓને બોલાવે-એમ જે કોઇ ચકુષે હોય તરીકત ઉપર રહીને તેણીને આઝાદ કરીને તેણી સાથની ખરી દોસ્તી રાખી શકતું હોય તેઓને તે સંગ્ગઠન ફતેહો અને ફાયદાઓ જેઓ તન-મન-રૂવાનને લગતા ફ્રશો-ગર્દ માટેના હોય તે આપશેજ અને બન્તાઇ=તેઓમાં જે કંઇ વ્યાધી હશે તેવી તે વ્યાધીને પછી તે વ્યાધીઓ તનની હોય કે મનની હોય કે રૂવાનની હોય તે બધી વ્યાધીઓને દુર કરશેજ. આવા ઝબયન્તે-ચકુશેના બેદના નરો પોતાની ફ્રવષિને આઝાદ કરવા તનુ-માંથ્રનાં શરીરો ધારણ કરવાની મહેનત લેશે. તેઓ શું કરશે? જેમ અશો જરથુસ્ત્રે યઝશ્ને કીધેલી અને તેમ કરવા આપેલી છે તેમ યઝશ્નેઓ કરશે કે જેથી તેઓ કે જેઓ ભલા છે તેઓ બધું ભલા તનુ-માંથ્રના થશે. માટે કહે છે કે યથ=જેમ યો અષવ જરથુશ્ત્ર =તે અશો જરથુસ્ત્ર જેવણુ રતુશ અસ્તવઇથ્યો ગએથયાઓ=આ ગેતીના રતુ છે અને બરેષ્નુશ બિપઇતિશતનયાઓ=બે પગોવાળી વ્યકિતઓમાં ઉંચામાં ઉંચા છે-પેશ છે જેવણુ કહ્રમાચિત યાઓંઘહ્રામ જસો કોઇબી મહાભારત કામને પુગેલા કરી બજાવનારા અને કહ્રમાચિત આંઝઘહ્રામ બિવિવાઓ=કોઇબી આફતને બલાને બીહડાવે તેવા બીહ-ડાવી રહેલા દુર કરનાર રહે છે તે અશો જરથુસ્ત્રે જેમ તેણીઓને ઇજેલી તેમ તે નરે ઇજવી. એમ જેઓ કરશે હીશ ફ્રાયઝાઇતે=તેણીઓને ઇજશે તો તે નરને વોહુ ખરેનો=ભલુ ખોરેહ આશીશો મળશે કે જેથી તે નર તનુ-માંથ્રનો થઇ રહેશે કે જે પછીથીજ તે ફ્રવષિ તે નરમાંથી વીવાઇ-તીશને જોરે બહાર પડી તે સંગ્ગઠનમાં જઇ શકીને જગત માટેના ફ્રશો-ગર્દ થવાનું કામ કરી રહેશે. તે ફ્રવષિઓ તેવા તે તનુ-માંથ્રવાળા નરમાંથી બહાર પડી કુદરતનાં કામમાં રોકશે-તેને માટે પછી આગળ કહે છે કે યાઓ હુજબાતાઓ=સારી રીતે આરાધણા પામેલી એટલે ઉપર કહેલા નરના તનું-માંથ્રને જોરે આરાધણા પામેલી તેના માંથ્રો-યસ્નોથી આરાધાયલી તે ફ્રવષિ મઇન્યુ-સ્રુતાઓ=પોતાની મીનો જગામાંથી નીકળી

એટલે તે નર સાથે મીનો રીતે બંધાયલી તે નરના નવ ભાગોમાંના એક મીનો ભાગ તરીકે તેની અઇપિમાં અને પછી તે રૂવાન બઓદ સાથે કેહપંના દસમાં ચશ્રમાં રહેલી હતી તેણી ત્યાંથી બહાર પડી-અને પોતાની સાથે અમેમ હુતાશ્તેમ=અહૂની શાનના બનેલા અમ યઝતને, વેરેથ્રધ્નેમ અહુરદાતેમ=અહુરદાતને ચલાવનાર બહેરામને, વનઈન્તી ઉપરતાતને, અને બરત અવરેતામ, બરત આયપ્તનાંમ=સંપત્તી અને મુરાદ બજા લાવનાર સઓક યઝતને જેવણુ અષાત હમ યત વહિશ્તાત= અશોઇ ચલીત થવાને લીધે પેસ્નયામ વહમ્યાંમ=યશ્નમાં અને સેતાયશ્નમાં થાંફેદ્રાંમ તૃપ્ત થયલા છે તેવા તે સઓક યઝતને પઇદિમ્નાઓ=સાથે લઇ રાખીને બરેષ્નવો અવંઘહે અષ્નો અષ્નના તે મથાળા ઉપર જઇ રહે છે. અહિયાં અસ્મ નહિ પણ અષ્ન કહયું છે. અસ્મને આસમાન કહે છે અને અષ્ન તે આસમાનનું મધ્ય છે કે જ્યાં વર્ણેના રૂવાનોની ઉતરતી ગતી રહેલી છે અને નીચે સુધરવા માટે ઉતરવાની હિલચાલ કરી રહે છે. આવી હિલચાલોમાં પોતાનો ફાળો આપવા તેણી તે હીલચાલના મથક અષ્ન ઉપર જાય છે એટલે જગત રચના જે રૂવાનોની વર્ણો અંગેજ થયલી છે તેમાં ખીશ્કારી કરવા માટેનો પોતાનો ફાળો પુરો કરી આપવા જાય છે-એટલે તેણી કુદરતમાં તેણીને નેમી આપેલા પોતાના કામને કરવા માંડે છે અને તે કમ પુર્ણ રીતે બજા લાવે છે. પુર્ણ રીતે કામ બજાવવા માટે બરે-ષ્નવો=ટોંચ મથાળાનો લોધતીક શબ્દ તે ભેદ બતાવતો આપેલો છે. બરેષ્નવો અવંઘહો અષ્નો: અષ્નો=તે અષ્નના મથાળા ઉપર જાય છે એમ અલંકાર રૂપના ભેદી શબ્દો પુર્ણ રીતે ફતેહમંદીથી કામ કરવા માટે વાપરેલા છે. જગતને રચતા જઇને ચલાવી રહેવાનું કામ જેમાં મોસમોનું થવું-વખતોનું ચાલવું-જાતજાતની ધાતુ ઉપધાટુનું થવું-જાતજાતની લીલોતરી ઝાડપાન-હેવાનો વીગેરેનું થવું-જમીન-હવાના જાતજાતના ફેરફારો-પ્રજાઓની જાતજાતની ચડતી પડતી વીગેરે વીગેરે કામ જે જગતમાં નીરંતર ચાલી રહે છે-જે બધાને મઝદદાતના પોરણે ફ્રવષિઓ સંગ્ગઠનમાં રહીને કરે છે-ખરી રીતે બોલીએ તો એમ કહેવાય કે યઝતી શકિતઓ જે કામ જગતની પ્રગટી માટે કરી રહે છે તેમાં આ ફ્રવષિઓનું સંગ્ગઠન તેઓના ડહાપણરૂપ મીનો અક્કલરૂપ થઇને તેઓને હિદાયત આપી રહે છે-યઝતોની હકીકતમાં રહીને મારફતમાં યઝતોને રાખીને તે જગતની ખીશ્કારી નામે હુખ્ત-હવરશ્તો કરાવે છે, તે બધી ખીશ્કારીઓમાંનું કેટલુંક કામ જે અહુરદાતને લગતુ છે ભલી-પેદાશના મોક્ષને માટેનું છે-વૃદ્ધિ થવા માટેનું છે તે કામને અહિયાં ટુંકમાં ફ.

૪૩-૪૪ અને પછીના કરદા ૧૨ ના ૪૫, ૪૬, ૪૭, ૪૮ ફકરાઓમાં કહી રહે છે. કહે છે કે 'જવનો સૂતેમ'=માગેલી દુઆને સાંભળીને કબુલ કરાવવાને અને તેટલા માટે તચત આપેમ=તે પાણીને નીચે વરસાવવા એટલે તે માંગેલી મુરાદ પ્રમાણે આપને નેઆમતોને નીચે ઉતારવા તાઓ હેરેજેન્તિ સતવએસેમ=તે ફ્રવષિઓ સતવસ સેતારાને અંતરે ઝામ અસ્મનેચ્ચ=જમીન આસમાન વચમાં હરેજેન્તિ=મોકલે છે એટલે જેમ જમીન અને આસમાન વચ્ચેથી વરસાદની નેઆમતો તેશતર તીર ઉતારી રહે છે તેમ મોક્ષ માટેની નેઆમતોનો વરસાદ સતવસ સેતારો સાધારણ વરસાદની માફક જમીન અને આસમાન વચ્ચેથી ઉતારીને તે દુઆ કરનાર નેકમર્દને પુગાડે છે. એવીજ રીતે પસ્વાઓ વીરયાઓ=પસુ અને વીરની જોડાને એટલે પસુઓ જેઓ જમાદાત નબાતાત અને હેવાનાતમાં વહેંચાયલા પોતાના રૂવાનોના અંશોને મેળવીને ખએત્વના આખા થઇ-પસુ તરીકે થઇ-પોતાની અંતરજ્ઞાન રય ખીલવીને પોતાના લગતા નર રૂવાનને ઓળખીને તે નર રૂવાન કે જેને વીર કહે છે તેની તરફ આકર્ષાઇ રહે છે અને તે વીરના રૂવાનમાં મળવા દુઆ કરી રહે છે એવી રીતના અહુરદાતની પંથે જતા મોક્ષની પંથે જતા પસુવીરના મુકિત માટેના પોશણ માટે તેમ અઇર્યનાંમ દખ્યુ=ઇરાનવેજના એટલે આરમીઇના આરમઇતી વસેલા દેશના મુકિતના પંથે જઇ રહેતા દેશના અશો લોકોના પોશણ માટે-પાંચ જાતના ગોસ્પંદો જેઓબી મુકિતના પંથેજ જઇ રહે છે તેઓના પોશણ માટે તચત આપેમ=પાણી વહેતું કરનાર એટલે નેઆમતોનો વરસાદ વરસાવનાર ઉક્ષ્યત ઉરવરેમ=ઉરવરો ઝાડપાનને ઉગાડનાર એટલે આશીશોને ઉભા કરીને ઉતારનાર સતવસ સેતારાને ઉપર કહયું છે તેમ જમીન આસમાન વચ્ચે તેણીઓ મોકલે છે. પછી ૪૪ મા ફકરામાં કહે છે તેમ સ્રીરો બાન્વાઓ રઓક્ષ્નેમાઓ: સ્રીર સોહામણો એટલે દાદારની લેહ લગાડે તેવો ખેંચાણુકારક બાન્વાઓ= ચળકાતથી ચળકીને અજ્ઞાનતાના દેવનેબી રોશનીનો કરી નાંખે તેવો જહિકા ઓરતનેબી સાધવી કરે તેવો-આશમોઘનેબી અશવન કરે તેવો-સાંપનેબી ગોસપંદી કરે તેવો તે રઓક્ષનીથી ભરેલો-અંતરજ્ઞાન ખીલવે તેવો રયોમંદ ગતીનો તે સતવસ જમીન અને આસમાન વચ્ચે આવીને તેઓને તે આપ અને ઉરવરની કરમ બક્ષેશનો વરસાદ વરસાવી આપે છે. જેમ તીર યઝત વરસાદને વરસાવે, જેમ તીર યઝત રૂવાન અને તેના અનાસરો જેઓ ગેતીમાં તનાસક લેવાના હોય તેઓને પોતાના બારાન મારફતે ઉતરાવે છે જ્યારે તેવણુને તેશતર તીર તરીકે કહે છે, જેમ તીર યઝત

અમુક અમુક મોકાઓ-સમયોને બારાનની માફક વરસાવે છે, જેમ તીર યઝત બુધ સેતારાની અમુક અસરોને ઉતરાવે છે, જેમ તીર યઝત અમુક રાસી મારફતે **તીરયાનના** પ્રવાહને અમુક સમયે ઉતરાવે છે, જેમ તીર યઝત હસ્તીના સાતમા આસમાન ઉપરથી આસમાનના રૂવાનોને તેમ અમુક નેઆમતોને ઉતરાવે છે, એમ મુખ્ય ભાગે તીર યઝત મઝદદાતને લગતો વરસાદ-પાણીનો કે બીજી અનેક સુક્ષ્મ રીતનો વરસાવે છે, તેમ તેવીજ રીતે આ **સતવસ** કે જે એનો હમકાર છે તેવણુ અહુરદાતની નેઆમતો જે મુકિતએ લઇ જનાર છે તેઓના વરસાદને વરસાવે છે-બેઉ **તેશતર તીર** અને **સતવસ**ની હકીકતમાં મદદમાં તેઓની તે તે કામ કરવાની અકકલ ડહાપણુ તરીકે તેઓના હીદાયતના આપનાર તરીકે ફ્રવષિઓ રહે છે. એમ ત્યારે ફ્રવષિઓ સંગ્ગઠનમાં રહીને જે મોક્ષનું કામ કહે છે તેનું આવું વર્ણન છે. અહિંયાં કહેવા માગે છે કે જે કોઇ માનવ અસત્યને તોડે-સત્યનો રાહ લીએ-મહેર પતેતને અંગે ધરે-લેવડદેવડમાં સીધો રહે-બાતેની મીથ્ર ભલાઇ રાખે તરીકત ઉપર ચાલે-દીન ઉપર બીગુમાન રહે-ગુજરેલાં-ઓની યસ્ન કરાવે-ગાહમ્બારો ઇજાવે-ફ્રરવરદેગાનના દહાડાઓ ઉજવે, તે માણુસ પોતાની ફ્રવષિને ધીમે ધીમે આઝાદ કરતો રહે છે. આવા માણુસની તરફ ફ્રવષિનું સંગ્ગઠન અતી મહેરબાન થઇને **સતવસ** સેતારા મારફતે નેઆમતનો વરસાદ વરસાવીને તેને તનું-સાંથનો કરી નાખીને તેની ફ્રવષિને આઝાદ કરી નાખે છે કે જે ફ્રવષિ પછી તે સંગ્ગઠનમાં જોડાઇ ઉપર કહેલા સતવસ પાસે તેમ બીજા અનેક યઝતો પાસે મઝદદાત અહુરદાતનું કામ કરાવીને **ફ્રશો-ગર્દ** ચલાવીને તે પરમાર્થનું પુન્ય તેણીના અશો થયલા નરને આપી રહે છે. એમ નેકીની રાહે ચાલવાથી એક નર જગત રચનામાં કામ કરતી ફ્રવષિના સંગ્ગઠનને એટલે યઝતોની મીનોખેરદને કેવી કેટલી મોટી મદદ આપીને બહેરો હાંસલ કરે છે તેનો ખ્યાલ આપેલો છે.

## હવે પછી બારમો કરદો જોઇએ.

**ફ્રવષિઓની કુદરતમાં મઝદદાત પ્રમાણે ખીશકારીનો અલંકારીક ચીતાર તેમાં વપરાતા લોઘતીક શબ્દોની અર્થસુચક સીલસીલાબંધ ગોઠવણીનો ખ્યાલ. કાળી કુદરતને હદમાં રાખવાનું કુદરતનું ડહાપણ ફ્રવષિના ભેદમાં-માનવની તે કામમાં મદદ-તેને મળતો તેનો બદલો.**

પહેલાં ફ્રવષિના તે સંગ્ગઠનને યાદ કરે છે-ઉપર ફ્રવષિઓ અહુરદાત

પ્રમાણે કામ કરે છે તેનો ખ્યાલ આપ્યો છે. હવે તે ફ્રવષિનું સગઠન મઝદદાત પ્રમાણે કામ કરી રહે છે અને તેમાં કુદરતની કાળી બાજુ જે મઝદદાત પ્રમાણેનું કુદરતી કામ થવાની વચમાં આવે છે તેઓને એટલે તે કાળી બાજુના દએવોદાતને કેમ કઇ રીતે અફાળી મારે છે તેનો ભેદ આપે છે. અને આવા કામમાં એટલે દએવોદાતને તોડવાને માટે જે કોઇ માનવબી જોડાય છે તે માણસોનેબી તે સંગઠન મદદ કરી રહે છે તે બધાનો ખ્યાલ આપે છે. કહે છે કે તે ફ્રવષિઓ અયો ખઓદાઓ=લોહડાંની ટોપ રાખનારી છે એટલે શું? ભયંકર લડાઇમાં લડતી વખતે મગજને શાંત રાખીને દુશ્મનોને ઘેરવા જોઇએ અને મગજને શાંત રાખવા માથાને નુકશાન નહિ પુગવું જોઇએ માટે માથાંને ટોપથી બચાવવું જોઇએ. એમ માથાંને ટોપ પહેરેલી અહીંયાં જણાવેલી છે. એટલે કહે છે કે કાળી કુદરતની ભયંકર લડાઇ વખતે તેણીઓ શાંત રહે છે—જરાકબી બીહતી નથી. તેઓના માથાંને એવી તો મજબુત લોઢાની ટોપ છે કે કાળી કુદરતનો માર જાણે તે ટોપ ઉપરથી હવામાંથી ઉડે તેવો થઇ જાય છે. પછી કહે છે કે તે ફ્રવષિઓ અયો જયાઓ=લોઢાના હથીઆરોથી સજેલી છે અને તે બખ્તરનું લોઢું કેવું છે? માટે કહે છે કે અયો વેરેથ્રાઓ=તે લોઢુ ફતેહ મેળવી અપાવનારૂ છે એટલે તે હથીઆરો ફતેહમંદ લોઢાના એવા છે કે જે હથીઆરની ઉપર તે કાળી કુદરતની તોપોનો મારો અસર કરી શકતોજ નથી. આવું હથીઆર તેણીઓ રાખે છે. તે હથીઆર ફ્રવષિની મીનોઇ અકકલ ડહાપણ અને મહા બળ બતાવે છે કે જેથી યઝતો તે કાળી બાજુને હઠાવી શકે છે. પછી કહે છે કે આમ હથી-આર સજેલી થઇને તેણીઓ વેરેથ્રઘ્ન-યએણુ રઓક્ષ્નિ અઇવિદાતએણુ થખ્તાઓ અરેજજીશ બરેન્તીશ= રોશનીના પોશાકમાં સજ થયલી ફતેહમંદ થવા માટેની લડાઇમાં થખ્તાઓ અરેજજીશ=સફ ખેંચેલી લશકરની હાર એટલે યઝતોના અસર રોશનીના લશકરોની હાર ખેંચેલી કરીને બરેન્તીશ=પોતા સાથે રાખી તેઓને દોરવીને હઝંઘરઘ્નયાઇ દએવનામ=હઝારો કરોડો દેવોનો નાશ માટે પરેતેન્તે=લડે છે અને તેઓનો નાશ કરાવે છે. એમ કુદરતની કાળી બાજુને રોકીને તેઓના દએવોદાતનો નાશ કરીને યઝતો મારફતે મઝદદાતની રીતે જગતને રચીને ભોગવટાઓને કરાવી રહે છે. હવે આ કુદરતની આવી ખીશ્કારીમાં જે કોઇ માણસ દુજ પરહેજ કરી કાયદાસરના ભણતરો કરીને તે ભણ-તરોથી મદદ કરવા ઉશ્તવાર ઉભો થાય છે તેનો ભેદ ખોલે છે. તેઓ આથની આગળ ઉભા રહી આતશને તેઝ કરી સુગંધી બાળીને માથ્રો

ભણીને તે યઝતી ખીશ્કારીને તે ફ્રવષિના સંગગઠનને માંથ્રોની મદદ મોકલાવે છે કે જે મદદનો સ્વીકાર ફ્રવષિ કરીને તેનો વળતો ભલાઇનો જવાબ તેવીજ ભલી સુગંધીથી મોકલે છે અને કાળી કુદરતના નાશની વધાઇ આપે છે અને તે નરોની તેવી કાળજીનો ભલો વળતો પુન્યવંત જવાબ આપે છે. તે શું હોય તેને માટે કહે છે કે **બરો બઓદો મષ્યાનાંમ**=માણુસોની ભલી સુગંધી લઇ જતો **વાતો**=પવન એટલે આતશ આગળ કીધેલી માનવોની બંદગીના સ્તાંતોને લઇ જતો પવન **યત હીશ અંતરે** જયારે ફ્રવષિની વચ્ચે **ફ્રવાઇતી**=વહી રહે છે તે ફ્રવષિઓના સંગ્ગઠનને મળે છે ત્યારે તેવો વળતો જવાબ ફ્રવષિઓબી તેઓને આપે છે એટલે ભલી દુઆ તેઓને મળે છે અને તેથી માનવો આગાહ થઇ રહે છે;-તે **નરો પઇતિ જ્ઞાનેન્તિ યાહુવ વેરેથ્ર બઓદો**=યાહુવ તે માનવો વચ્ચે **વેરેથ્ર બઓદો** ફતેહની બુય આવી ચઢે છે જેને તે માણુસો **પઇતિ**=પુર્ણ રીતે ન ચુકાય તેમ **ઝાનેન્તી**=ઓળખી કાઢે છે. એટલે ફ્રવષિઓ તુરતજ ફતેહની સુંગધીનો વળતો જવાબ તેવીજ રીતે માનવોની તરફ મોકલે છે જે બુય તે માણુસોને પુગે છે. તે બુય એવી તો સચોત રહે છે કે માનવો તે બુયને તુરતજ ઓળખી પાડે છે. તે બુયથી માનવોના દમ બાધબાધ થઇ જાય છે કેમકે તે માણુસોને તેનું પુન્ય તુરતજ મળે છે તેથી માનવોને પુર્ણ શાંતી હાંસલ થાય છે; ધારમીક ફરજ બજાવવાથી કેવી શાંતી વળે છે તેની તેઓને સમજ પડી રહે છે-દીનના ફરમાનને બજા લાવવાની અતી ઉપયોગીતાની ખબર તેઓને પુર્ણ રીતે પડી રહે છે, માટે તે બસ્તેકુસ્તીઆનો હરહમેશ એવાં ધારમીક ફરમાનોને બજાવવા ચુકતા નથી-તે ફરજોને બજાવતાજ રહે છે-ફ્રવષિઓ જે **વેરેથ્ર બઓદો**=વળતી ફતેહની સુંગધી મોકલે છે તેની એવી ભલી અસર થઇ રહે છે. કુદરતમાં મીનેટે મીનીટ ગાહે ગાહે એવી ભયંકર લડાઇઓ થઇ રહે છે-માણુસના અનુથી તે બહારની વીશાળ કુદરતમાં એમ જુફ્ત-જુઝની લડાઇજ થઇ રહે છે-માટે તે પ્રમાણેની ધારમીક ફરજો-તરીકતો અપાઇ છે, કે જે ફરજોને જે કોઇ બજાવે છે તો તેનો જવાબ ફ્રવષિઓ **વેરેથ્ર બઓદોથી**=ફતેહની ખુશનુમા સુગંધાથી મોકલે છે જેથી તેઓને પોતાના કીધેલાનો તુર્તજ જવાબ મલી રહે છે-ખાત્રી થતી જાય છે, જેથી તે નરો તરીકતના પથ ઉપરથી કદીબી ઉતરતા નથી; તે પથને કદીબી ચુકતાજ નથી. એમ તેઓ '**તે આબ્યો ફ્રેરેતાઓ ફ્રેરેન્વઇન્તિ અષઑનામ વંઘઉહિબ્યો સૂરાબ્યો સ્પેન્તાબ્યો ફ્રવષિબ્યો થખ્તયાત પરો અંઘહુયાત ઉઝગેરેબ્યાત પરો બાજુવે**: તે '**અષઓનાંમ વંઘઉ-**

**હીબ્યો સૂરાઓ સ્પેન્તાબ્યો ફ્રવષિબ્યો**'=તે બધી અશો ભલી સુરી સ્પેન્તી કરનારી ફ્રવષિઓ માટે **થખ્તયાત પરો અંઘહુયાત**=નક્કી કીધેલા ખસ અંતકરણની પુર્ણતાથી **ઉઝગેરેવ્યાત પરો બાજુવે**=ઉંચે કીધેલા અંતકરણપુંર્વક હાથથી નેમાઝ કરી **આબ્યો ફ્રેરેતાઓ**=અંતકરણપુર્વકની ભલી ભેટ એટલે તરીકતનું પાલણ અને માંથ્રોનું ભણતર ફ્રરજીયાત વિગેરે ચીજો જે અર્પણ કરવા માટે છે તેઓને **ફ્રેરેન્વઇન્તિ**=અંતકરણપુર્વક નેસાર કરે છે. ટુંકમાં તરીકત ઉપર ચાલી ફ્રરજયાતો જીવતાની ગુજરેલાની તેમ હીંગામોની પુરી કરે છે. પછી કહે છેઃ જેમ છુટાં છુટાં માણસો-બરતેકુસ્તીઆનોની ફ્રરજ દીન તરફ છે-ફ્રવષિઓ તરફ છે-તરીકત દીન આઇન તરફ છે, તેમ તેવીજ રીતે આખી અનજુમનની-આખાં કુટુંબની કે કોઇબી જાતની જમાઅત જેવી કે સભાઓની-જાતજાતની મંડળીઓની-લશ્કરોનીબી તેવીજ દીન આઇન પ્રમાણે ચાલવાની **રસમો** રહે છે, જેમાંબી આ ફ્રવષિનીજ આરાધણાઓ રહે છે. આવી કોઇબી જમાઅતમાં જો બે ભાગો પડી જાય અને તેઓના લાભો સામસામા જતા હોય તો પછી બેમાંનું જે કોઇ રાહે-રાસ્તીનું હોવે તે ફ્રવષિની આરાધણા કરે એટલે બેમાંથી જે કોઇ સાચ્ચું હોય તેને ફ્રવષિ મદદ કરે છે-માટે કહે છે કે **યતાર**=બેમાંથી જે કોઇબી સાચ્ચી રાહ ઉપર હોય એટલે **ફ્રઓરેત ફ્રક્ષિન અવિમનો 'ઝર્ઝદાતોઇત અંઘહુયત હુચ'**=રીદા કીધેલા અંતકરણના સંપુર્ણ એતેકાદથી **પઓઉર્વ**=પહેલેથીજ તે ફ્રવષિઓને **ફ્રાયજેન્તે**=આરાધે ઇજે-એટલે જે પાર્ટી સપ્પર પહેલાંથીજ સાચ્ચી ખોદા પરસ્ત ખરાં સિદ્ધાંત માટેની હોય તે પારટીનેજ તેઓની મદદ મળે છે-અથવા રાજમાં બે ભાગ પડી ગયા હોય અને લડતા હોય તો ભલાનેજ મદદ મળે છે. **આતરથ**=તે બેમાંના તે પાર્ટીની તરફજ તે અશો બહાદુર ફ્રવષિઓ **મિથ્ર રશ્નુ** અને **બહાદુર દામી ઉપમન** અને **ફ્રતેહમંદ ગોવાદ** સહિત મદદે જઇ રહે છે. **મિથ્રને** તે ફ્રવષિઓ સાથે લે છે કેમકે જે પાર્ટીના બાતેન મિથ્ર સારા હોય, જે પાર્ટીના કરણીના ગુબારો ભલા હોય, જે પાર્ટીમાં મિથ્ર સચ્ચાઇ પ્રેમ જ્ઞાન હોય તો તે પાર્ટી તરફ મદદને માટે મહેર વઝતે જવું જોઇએ માટે તેવણને લઇ જાય છે. આવી પાર્ટીમાં ખરૂં કારણ હોય ત્યાં રશ્નુજ હોય-ખરી વાસ્તવીક ગોઠવણી-ઓર્ડરજ હોય માટે રશ્નુની કુદરતજ જઇ રહે છે, માટે રશ્નુને કામે લગાડે છે. આવી ભલી પારટી ભલી હિદાયત પ્રમાણે ચાલવા આતુરજ હોય માટે તેઓ આગળ **'દામી ઉપમન'** ભલા ઉપદેશ ભલી સલાહ આપીને તેઓને સત્ય ઉપર અચળ રહેવાનું શીખવે કે જેથી તેઓ ફ્રતેહ

પામે, માટે દામી ઉપમનને ફ્રવષિ લઇ જાય છે. અને તેજ પાટીંને અધીકાર ફતેહ મળવો જોઇએ, માટે વાએ યઝત તેઓને અધીકાર અપાવવા જવો જોઇએ માટે વાય યઝતને ફ્રવષિ લઇ જાય છે. પણ જો એવા બે દેશો વચ્ચે મતફેર પડે તો જે દેશ ફ્રવષિને આરાધે છે તેને મદદ મળશે. જે દેશ જડવાદી છે માટે ફ્રવષિને માનતો નથી, તે દેશ પેલા બીજા સાથની લડાઇમાં માર ખાશેજ, કેમકે પહેલો દેશ ભલો ઇન્સાફી હોઇને ફ્રવષિની મદદ મેળવી રહેલો છે, માટે કહે છે કે ભલી એટલે બહમન અને આરમઇતીના ભેદોવાળી, સુરી એટલે અષ અને ક્ષથના ભેદોવાળી, વૃદ્ધિ કરનાર એટલે ખોરદાદ-અમરદાદના ભેદોવાળી ફ્રવષિઓ કે જેણીઓ યથ્ર=આ તરફ એટલે ઉપર કહેલા જડવાદીઓના દેશ સામે મહેર-રશ્નુ-દામી ઉપમન અને ફતેહમંદ વાએની સાથે જઈ રહે છે અને તે જડવાદી દેશોને ફ્રવષિઓ પચાસથી સોગણા, સોથી હજારગણા, હજારથી દશહજાર લખ્ખો કરોડોગણી રીતે એકદમ મારી રહે છે કે જેથી તેઓ દબાયલા રહે. આવી રીતે કુદરતમાં ફ્રવષિઓ જે ભાવ ભજવે છે તે ભાવ રજુ થઇ રહે છે. આ ભાવ ભજવવામાં માનવોની મદદ લીધેલી છે. માનવો ફ્રવષિને મદદ કરતા તેમ નહિ મદદ કરતા બેઉ રીતના ચીતારેલા છે. ફ્રવષિઓને મદદ કરનારાઓનો તેમ નહિ મદદ કરનારાઓનો ચિતાર ઉપર જોયો. હવે ૧૩મા કરદામાં ફ્રવષિઓને આ ગેતીમાં આવીને ગેનીની પાસબાની કરવી પડે છે તેનો ચિતાર આપેલો છે. ગેતી વર્ષને છેડે લોકોની અષમતાથી-ગુનાહોની બદ અસર જેને ક્ષફ્રન કહે છે તેની અવધીથી ઘેરાયા કરે છે. અહીની બુરી શકિત આ વખતે જોર પકડી ધનાથી દોરવાઇને ગેતીનો નાશ કરવાના ઉપાયો લે છે. આવી ક્ષફ્રનની ગતીને પુગી વળવા તે સાહેબે ફ્રવષિઓને ગેતીમાં મોકલીને તે ક્ષફ્રનને તેમ ધનાને તોડવાનો પ્લાન ઘડેલો છે અને સાથે સાથે છેલ્લો ગાહમ્બાર ઉજવવાના શુભ પ્રવાહો મોકલવાની કરમબક્ષેશ કીધેલી છે. ગેતીનો દમ ગોયા વર્ષે વર્ષે માણસોની અષમતાથી ગુંગળાયા કરે છે. માટે ફ્રવષિઓ છઠ્ઠા હમસપથ ગાહમ્બારના હસ્તીમાં પુગાડવાની એટલે જીવન શકિત વધારવાની દવા-દારૂ લઇને ગેતીમાં ઉતરીને ગેતીને સજીવન કરીને વધુ અને વધુ સત્યસંગ લાવે છે, અને ધના અને અહીને વધુ અને વધુ તંગદસ્ત કર્યા કરે છે. આ વખતે ગુનાહગાર ગુજરેલા માનવો કે જેઓએ તેઓની જીંદગીમાં ક્ષફ્રનના ઘેરાના થવાનો ફાળો આપેલો તે ગુજરેલાઓની ફ્રવષિઓ તેઓના જીવતા પાસે મદદ ચાહીને તેઓથી થયલી ક્ષફ્રનને તોડવાના ઇલાજ કરે છે તેનો ચિતાર આપેલો છે. આ ચિતારનો ભેદ જોઇએ.

## હવે પછી તેરમો કરદો જોઇએ.

**ફ્રવષિઓની ખીશ્કારી વર્ષને છેડે જગતને ફ્રશો-ગર્દ તરફ લઇ જવા થઇ રહે છે-છઠઠો ગાહામ્બાર જે હસ્તી તરફ પુગાડવાનો ગાહામ્બાર છે તે ઉજવવા થઇ રહે છે-તેમ ગુજરેલા માટે તેઓની તીથીઓ ઉપર થઇ રહે છે તે બધાનો ચીતાર. દસ પઇરિ ક્ષફ્ન, વીચરેન્તી, હમસપથમએદએમ વીગેરે શબ્દોના ઉંડા ભેદો. આવા બધા સમયોની ઉપર ફ્રવષિઓને તેઓનાં ફ્રશો-ગર્દ કરવાનાં કામમાં અપાતી યસ્નોની મદદ અને તેનો વળતો ફાયદો. ટુંકમાં પરવરદેગાનના દહાડાઓ અને ગુજરેલાની વરષીઓની તીથીઓની અગત્યતા ફ્રશો-ગર્દ થવામાં શો છે તેનો ઉકેલ.**

પહેલાં ફ્રવષિના સંગ્ગઠનને યાદ કરે છે. પછી ફ્રવષિઓને હમસપથમએદએમ ગાહમ્બાર વખતે એટલે વર્ષના છેડાના દશ દહાડા રાત્રીઓમાં કે જેઓને **દસ ક્ષફ્ન** તરીકે કહયા છે તેવી તે **દસ ક્ષફ્ન**ની રાત્રીઓમાં ગેતીમાં આવતી ચીતારેલી છે અને ત્યાં વળી ગુજરેલાનાં સગાંઓની મદદથી માંગેલી છે. સાધારણ નજરે લાગતા આ વિચીત્ર કરદાની ભેદી સમજ તો હવે પછીથી આવતી ફ્રવષિની ક્ષનુમીક ફીલસુફીમાંથી આવશે. પણ અહિંયાં સીલસીલાને ખાતર ટુંક વિવેચન કરીશું. આ કરદો ગુજરેલાના તેમ જીવતાઓ માટેના આફ્રિનગાનમાંથી ભણાય છે. કહે છે કે મુકતાદ વખતે ફ્રવષિઓ દુન્યામાં આવે તેના બયાનના આ ફકરાને ગુજરેલાની કે જીવતાની ખુશાલી માટેની બાજની સાથના આફ્રિનગાનમાં ભણવાનું શું કારણ હશે? કોઇ ઉતાવળીઆઓએ તો નાપસંદ હોમલાઓથી કીધા છે અને આફ્રિનગાનમાં ભણાતા આ ફકરાની તેમ **તાઓ-અહમી ન્માન**ના ફકરાને લગતી અમુક તકરારોથી તે ઉતાવળીઆઓની તે નહિ ઇચ્છવા જેવી આ ફકરાની અને આ ફરવરદીન યશ્ત તરફની બદનક્ષીને કંઇક જોરથી મળેલું હતું. અહિંયાં કહે છે કે **યાઓ**=તેણીઓ-ફ્રવષિનું સંગ્ગઠન **વીસાદ=વીસ** તરફ-તે કીલ્લા તરફ એટલે આ ગેતી જે કીલ્લા મીસાલની છે અથવા નીરતીના એક ભાગ મોહલ્લા જેવી છે તે ગેતી તરફ **આવયેઇન્તિ** આવે છે. અહિંયાં **આવયેઇન્તિ**=શબ્દ બહુવચનમાં છે માટે ત્રણે સંગ્ગઠનો અહિંયાં ઉતરે છે એમ અર્થ થયો

એટલે કુલ ફ્રવષિ છેક દાદારથી તે નીસ્તીની રજેરજ સાથે લાગેલી ફ્રવષિઓ બધીઓ જેઓ ત્રણ સંગ્ગઠનમાંબી જોડાયલી છે તે બધીઓ ઉતરે છે-સીરફ જીવતાઓ જેઓ ગુનાહગારો છે તેઓનીજ નથી ઉતરતી; બાકીની કુલ ગુજરેલાઓ અને જીવતા અષવનો તનુ–માંથ્રવાળાઓની ફ્રવષિ તે સંગ્ગઠનોમાં રહીને ઉતરેલી હોય છે. એમ કુલ ફ્રવષિ જે સંગ્ગઠનોમાં જોડાઇ રહી શકે છે તેઓ બધીઓ આ ગેતી કે જે નીસ્તીની **વીસ** છે ત્યાં ઉતરે છે. એ કયારે ઉતરે છે? કહે છે કે **હમસપથમએદએમ પઇતિ રતુમ**=હમસપથમ-એદએમના વખતે એટલે છઠ્ઠા ગાહામ્બારે જે એક વર્ષને છેડે આવે છે ત્યારે. શું કામ કરવા ઉતરે છે? માટે કહે છે કે **આઅત અથ્ર વીચરેન્તિ દસ પઇરિ ક્ષફ્નો**=દસ એટલે દસ એટલે પુર્ણ રીતની 'ક્ષફ્નો' એટલે અંધકારના **પઇરિ**=ઘેરો '**અથ્ર**'=તે વીસ તરફ (થયો છે માટે) તે દસ **ક્ષફ્નો** લગી એટલે દસ દીવસ રાત્રીઓ લગી '**અથ્ર**'=તે વીસ તરફ–ગેતી તરફ તે ફ્રવષિઓ **વીચરેન્તિ=વી** એટલે ગોળ ગોળ **ચર**=ફરતી રહે છે તે ઘેરાને કેમ પુગી વળવું તેનો **વી–ચી**=નીર્ણય કરવા તોર શોધી કાઢવા ફરી રહે છે. અહિંયાં **દસ પઇરી ક્ષફ્નો**નો અર્થ તદ્દન ગ્રામરને કાયદે તેમ –કુદરતમાં બનતી હકીકતી જ્ઞાનની ક્ષ્નુમીક ફીલસુફીની રૂયે, **પુર્ણ રીતના ક્ષફ્નનો ઘેરો જે દશ રાત્રીઓમાં** (થઇ રહે છે) એમ કીધો છે તેની વાગત નીચે જોઇશુંજ અને **વીચરેન્તિ**નો અર્થ તે ગેતી આસપાસ ગોળ ગોળ ફરીને તે ક્ષફ્નના ઘેરાને તોડવાનો નીર્ણય કરી રહે છે તે અર્થનું ખરાપણું નીચે જોઇશું. **આઅત**=જ્યારે ફ્રવષિ વિસના–ગેતીના તે ક્ષફ્નના અહિના ઘેરાને પુગી વળવાની હીમત શોધતી તે હમસપથમએદએમના દસ દહાડા રાત્રીઓમાં ફરી રહે છે ત્યારે **માનવો**ની મદદ તે અહિનાં ઘેરાની ઉકેલ કરવા માગી રહે છે. માટે કહે છે કે **અવત**=આ પ્રમાણે **અવો જિક્ષ્નાઓંધ-હેમનાઓ**=ફ્રવષિઓ મદદ માગી રહેતી ફરી રહે છે. એમ તેણીઓ લોકોનીબી મદદબી માગે છે. કહે છે કે ગુજરેલા તેઓનાં સગાંઓના રૂવાનો અને ફ્રવષિઓબી તે સંગ્ગઠન સાથે આવ્યાં છે, માટે જો કોઇને ખાતર નહી તો તેઓના તે ગુજરેલાઓના સગાંઓના રૂવાનો અને ફ્રવષિ-ઓને ખાતર ગેતીમાં જ્યારે તેઓ આવ્યાં છે ત્યારે તેઓને આદરમાન આપવાને ખાતર–તેઓની તરફ લીઆકત બતાવવા ખાતર મદદ માગે છે કે જે મદદથી તે '**ક્ષફ્ન**' કે જે જેમ કુલ ગેતીની છે તેમ તે ગુજરેલાઓ કે જેઓ તેમાં સમાય છે તેઓનીબી રહી છે તેને તે ફ્રવષિનું સંગ્ગઠન તોડે. આ ફકરામાં **દસ પઇરિ ક્ષફ્નો** શબ્દો અને **વીચરેન્તિ** શબ્દ ઘણાજ અર્થ સુચક છે. **દસ પઇરિ ક્ષફ્નો**માંનો '**ક્ષફ્નો**' શબ્દ ક્ષપન

અથવા ક્ષપરની છઠ્ઠી એકવચનમાં તેમ બીજી બહુવચનમાંથી આવે. છઠ્ઠી એક વચનમાં તેનો અર્થ 'તે બુરાઇનો' એમ થાય અને બીજી બહુ વચનમાં તે શબ્દનો અર્થ રાત્રીઓ એમ થાય. **ક્ષપન શબ્દ ક્ષપ=** ઢાંકવું ઉપરથી અંધકારનો તેમ રાત્રીનો એટલે સુરજની રોશની ઢંકાયલી થાય તેવા વખતનો–બેઉ રીતનો અર્થ બતાવે છે. અહિંયાં **ક્ષફ્નો** શબ્દ છઠ્ઠી એક વચનમાં જગત ઉપર માનવોના પાપોથી થતી અંધકારની ગતીનો અર્થ–અહિની બુરી શકિતથી વધતા તે અંધકારનો અર્થ–એટલે અહિની ફતેહ પામતી સત્તાનો અર્થ થાય છે. પણ આ **ક્ષફ્નો** શબ્દ બીજી બહુ વચનમાં રાત્રીઓનો અર્થ બતાવે છે. **દસ** શબ્દનો અર્થ દસ નંબરનો થાય તેમ ઇલ્મે–અએદાદ પ્રમાણે દસ નંબર પુર્ણતા બતાવે છે માટે પુર્ણતાનો થાય. **પઇરિ** શબ્દનો અર્થ ઘેરા તરીકેનો થઇ શકે. જગત ઉપર એક વર્ષને છેડે માનવોના અધમ પાપોથી ક્ષફ્નની ગતી થઇને જગતને ઘેરી નાખે છે–જગતના દમને ગુંગળાવી નાંખે છે–જેથી અહિની શકિતને જોમ મળે છે અને ધનામીનની દોરવણીથી અહિ ગેતીનો નાશ કરવા માગે છે–તેવી હાલતને–તેવી અંધકારની બુરી ગતીને પુગી વળવા તેણીઓ ઉતરે છે એમ અર્થ થાય. ઉતરવા માટેનો શબ્દ **વીચરેન્તિ** છે. આ શબ્દ જોઇએ. **વીચરેન્તિ** શબ્દ **વીચર** ક્રીયાપદનું વર્તમાન કાળ ત્રીજી બહુવચન છે. **વીચર** શબ્દમાં **વિ**–અને–**ચર** તેમ **વિ–ચી** બે આકારો છે. **વિ** એટલે આસપાસ તે ઘેરાની આસપાસ+**ચર** એટલે ફરવું અને **વિ–ચિ**માં '**વી**' એટલે પુરેપુરો+**ચિ** એટલે નિરણય કરવો વીચાર કરવો. એટલે તે ક્ષફ્નનો ઘેરો તે ગેતીની ઉપર અહિએ ઘાલેલો છે તેને કઇ રીતે તોડવો તેનો નીરણય કરતી તે ફ્રવષિઓ ફરી રહે છે. આમ આ ફકરાના **દસ–પઇરિ–ક્ષફ્નો** અને **વીચરેન્તિ** શબ્દો ઘણાજ ગુહ્ય લોધતીક છે કે જેઓ હકીકતી જ્ઞાન બતાવે છે. જે જ્ઞાનના બયાનને ખુદ તેઓના ધાતુઓ પુશ્તી આપે છે. વળી **અવો** **જિક્ષ્ના–ઓંઘહેમ્નાઓ**=જીવતાં સગાંની મદદ માગનારીઓ તે ફ્રવષિઓ છે, તેમાં એ અર્થ છે કે તે સંગઠન સાથે તે ગુજરેલાઓની ફ્રવષિઓ છે જેણીઓ તે જગતને ઘેરતી ક્ષફ્નમાં તેઓના પોતાના રૂવાનને લગતો જે ભાગ હોય તેને તોડવા તેઓના જીવતાંઓની મદદ માંગે છે. અને એ અર્થેજ આ ફકરો તે ગુજરેલાની બાજ વખતેથી ભણાય છે તેનો ભેદ જોઇએ. ગુજરેલાંની વરષીને સરેદનો હિંગામ કહે છે. આ વખતે ગુજરેલાંની ફ્રવષિ પોતાના રૂવાનને–તનને મોક્ષ તરફ એટલે છઠ્ઠે હમસપથમએદએમ ગાહમ્બાર તરફ લઇ જવા માંગે છે માટે તે ગુજરેલાની બદ કેરદાર–ક્ષફ્નને તોડવો

માગે છે. **દસ પઇરિ ક્ષફ્ન**=તે તે ગુજરેલાની બુરી કેરદાર કહેવાય અને **હુમસ-પથમએદએમ પઇતિ રતુમ** તે તે ગુજરેલાંની વરસીનો દીન કે જે વખતે તે રૂવાન માટેના છઠ્ઠા ગાહમ્બારે પુગવાના વીચારનો જોશ તેની ફ્રવષિ ઉભો કરે છે તે થયે. એમ ગુજરેલાંની વરસી વખતે ભણવા માટેની એજ ફકરો અર્થ સુચક છે. જીવતાંઓની પોતે જીવતાં જીવતજ પોતાનું જે શુભ કામ કરવા ધારેલું છે તેમાં ફતેહ માંગે છે કે જેથાં અદ્દા=અપાઇને એટલે કેશાસો અપાઇ રહીને પોતે પાર પડી રહે. આ મતલબેજ ત્યાંની **દસ પઇરિ ક્ષફ્ન** અને **હુમસપથમએદએમ** રતુમની અગત્યતા છે. એમ જીવતા જીવત ક્ષફ્નને કાપવા માટે ફ્રવષિની મદદ માંગે છે. **દસ પઇરિ ક્ષફ્ન** તે કેશાશનું બુરૂં વળુ છે અને કેશાશમાંથી મુકત થઇને પાર પડવું તે હમસપથમ-એદએમ ગાહામ્બાર તરફ એક કદમ આગળ વધવું તે છે. આમ આ ફકરો ઘણું ઉંડાણ દેખાડે છે. અહિંયાં યાઇર્ય અને સરેદના વર્ષની ઉંડી હકીકત આવે છે જેને પીલસુફીમાં જોઇશું પણ તેનો ટુંક ભાવાર્થ આ છે કે આ ગેતી પહેલાં ગરોદેમાનની હતી એટલે ગરોથમાની હતી જેમાં ધના અને અહિ દાખલ થએલા નહી. પછીથી તે દુન્યાના લોકોએ બુરાઇ કરીને તે ધના અને અહીને પોતાની ગરોથમાની ગેતીમાં દાખલ કીધા. આમ ગેતી દુજો-દેમાન થઇ. હવેથી અશો જરથુસ્ત્રે ફ્રેરોહરોને આરાધીને જગતમાં **વાદએવોદાત** આણ્યો. લોકો અશો જરથુશ્ત્રના હોકમને અમુક વખત લગી માનીને ગેતીમાં ધુસેલા તે શેતાનને રોકી શકયા. પણ પછીથી લોકોએ શેતાનની સંઘ કીધી અને અધમ પાપો કરવાનું શરૂ કીધું. આનું પરીણામ એ આવે છે કે જમશેદી નવરોજથી ગણાતા યાઇર્યના વરસના છેડા લગીમાં લોકોની થતી અધમ બુરાઇમાંથી અહીરીમન ક્ષફ્નની ગતી ઉભી કરી રહે છે, જે ઉભી થઇને ગેતીની આસપાસ ફરી વળે છે. આવી તે ફરી વળેલી બુરાઇથી અહીને ધનામીનને પુશકળ જોમ મળે છે. અહી ગેતીની આસપાસ ફરી વળેલી તે ક્ષફ્નથી ગેતીને ઘેરો ઘાલે છે અને તે ઘેરાને મજબુત કરીને ગેતીનો તેની વસ્તીનો દમ ગુંગળાવી વબાઓ ઉતરાવી જગરેલ ઉતરાવી જગતનો નાશ ધારેલા ૮૧૦૦૦ વરસના છેડાની ઘણી અગાઉથી કરાવવા માગે છે. એમ **અહીરીમન દસ પઇરિ ક્ષફ્નોનો** ભેદ ઉભો કરે છે એટલે તે ક્ષફ્નના ઘેરાને પુર્ણ રીતનો કરી રહે છે. ધનાગીનની આવી હીકમતની સામે તે સાહેબે હમસપથમએદએમ ગાહમ્બાર થવાના એટલે હસ્તી તરફ અમર ગતી તરફ પાછા ફરવાના દસ દહાડા એજ વખતે મુકરર કીધેલા છે અને તમામ ફ્રવષિઓને ગેતી ઉપર ઉતારીને એટલે અહુરમઝદ દાદારથી માંડીને યઝતોની તેમ કુલ અશવનોની **આસ્ન**=મહા ડહાપણ

ભરેલી શકિતને ઉતારીને તે ક્ષફનને તોડીને તે ગાહમ્બારના એરેતો કરે તનના આરમઇતીને લગતા પ્રવાહોને ગેતી ઉપર પંથરાવીને ગેતીમાં સવાબનો ઉમેરો કરાવે છે અને તે લોકોની મનશ્નીના બીતરની ઉપર તેના આશીશો પાડીને ભલાઈ થવાની આવશ્યકતા ઉભી કરાવે છે. આમ ત્યારે આ વખતે માનવની બદ મનશ્નીમાંથી ઘના ક્ષફનની જાળ બીછાવી ગેતીને ઘેરો ઘાલે છે તેને તોડવા અને તેને બદલે છઠઠા ગાહમ્બારના પ્રવાહોને ગેતીમાં પેવસ કરાવવા ફ્રવષિઓને ઉતારે છે. ફ્રવષિ તે ઘેરાને તોડીને પછી નવરોજના હીંગામનું યાઇર્યનું વર્ષ શરૂ કરે છે. આમ લોકોની બદ-મનશ્નીનું જે પરીણામ છે જેને અહી દસ પઇરિ ક્ષફ્નોના ભેદમાં ઉભું કરે છે તેને તોડવા ફ્રવષિ ઉતરે છે અને વળી ગુજરેલાઓએ પોતાની જીવતી જીંદગીમાં બુરાઇઓ કરીને વર્ષને છેડે ગેતીનો બુરો ઘેરો થવામાં ફાળો આપેલો અને અહીને આવાં કામથી મદદ આપેલી અને એમ દસ પઇરિ ક્ષફનનો ભેદ ઉભો કીધેલો–તે ગુજરેલાની ફ્રવષિઓ હવે તે ક્ષફન તોડવા તે ગુજરેલાઓનાં જીવતાં સગાં પાસેથી યસ્નરૂપની શ્યાવ સાથની મદદ માંગે છે. તે મદદને કોનો સ્તવાતના ફકરામાં જણાવેલી છે. કહે છે કે કોનો સ્તવાત=કોણ હમુને ગવ સાથની નેઆમતો અને માંથ્રોથી વખાણશે એટલે તેવા સ્તોતો આપશે એટલે કોણ સતુમ કરશે એટલે અએ જીવતા સગાઓ તમો સતુમ કરો. કો યજાઇતે=કોણ હમારે માટે ઇજ-વાની ક્રીયા ફ્રોપ્શી કરશે એટલે ફ્રવષિના ભણુતરના સ્તોતો હમુને અર્પણ કરશે એટલે એમ તમો કરો. કો ઉફ્યાત=કોણ માંથ્રોને અંતકરણમાં નીખાલેશીથી વણીને–એટલે અંતકરણપુર્વક માંથ્રો ભણી ભણાવી એટલે આફ્રીનગાન કરીને હમુને અર્પણ કરશે એટલે તમો કરો કરાવો. કોણ હમુને ગઓમત જસ્ત=ગવની નેઆમતો સાથના–ગવની નેઆમતો અર્પણ કરતા હાથોથી એટલે તેવું અર્પણ કરતા રહીને અને વસ્રવત= વસ્ત્ર શ્યાવ સાથના એટલે શ્યાવ અર્પણ કરતા હાથોથી એટલે શ્યાવ અર્પણ કરતા રહીને અને અષનાસ=અશોઇ તરફ પુગાડનારી એટલે ભલા સ્તોતોથી અષ ઉભી કરનારી નેમંઘહ=બંદગીઓ યસ્નોથી એટલે તેવી બંદગી અર્પણ કરતા રહીને નો=હમુને પઇતિ જનાત=આવકાર આપશે એટલે બાજ કરશે. કહે નો ઇદ=હમારામાંના કોણનું (એટલે હમો બધાનું) નામ આદઇરયાત=યાદ કરવામાં આવશે; કોણના એટલે હમારા નામોથી ભણુતર થઇ રહેશે. કહે વો ઉર્વ=તમારામાંનું કોણનું રવાન એટલે તમો બધા જીવતા ફરજ લેનારાઓ–ફરમાયશ્ને ફ્રાપેજયાત=

**હમુને** ઇજશે-હમારી **યજશ્ને** કરાવશે-હમારી તરફની યશ્ન ક્રીયાની ફરજ અદા કરશે. **કહુમાઇ નો**=હમારામાંના કોણુને એટલે હમો બધાને **દાથ્રેમ દયાત**=મેટો આપશે એટલે તે ભેટો નામે વંદીદાદ ગેતી ખરીદનો બહેરેહ અપાવશે. **યત હે**=કે જે બધી કીધેલી ચીજોની તેની આપેલી ભેટ (મીથ્ર-માંથ્ર-યશ્ન વીગેરે વીગેરે) **યવએચ** લગી પુગાડે તેની **અજ્યમ્નેમ**=તાજા **ખરેથેમ ખઇરયાત**=ખાવાના ખોરાક જેવી થઇ પડે એટલે જેમ ખોરાક પુશ્ટી આપે છે તેમ હમુને પુશ્ટી આપે જોર આપે-એવું કે છેક **ફ્રશો-ગર્દ**ની પેલી મેરના **યવએચ** તરફ સહેલાઇથી જઇ શકાય. પછી કહે છે કે જેઓ ઉપર કહેલી રીતે યશ્નની ભેટ હમો ફ્રવષિને અર્પણ કરશે અને આ **દસ પઇરિ ક્ષફ્નને** તોડવાનાં હમારાં કામમાં મદદ કરશે તો હમો ઉગ્ર ફ્રવષિઓ બધુ સંગ્ગઠન **ક્ષ્નુતાઓ**=ખુશાળ થઇ 'અઇનિતાઓ'=દુખી દીલના નહી થઇ **અત્બિશ્તાઓ**=આધી વગરના થઇ દુઆ દઇશું, કે **બુયાત અહ્મિ ન્માને ગેઉશ્ચ વાંથ્વ ઉપ વીર-નાંમ્ચ**=આ ઘરમાં ગવની પરદુખભંજની વ્યકિતઓની-ગોરપંદોની અને વીર ફરઝંદોની વૃદ્ધિ થજો. **બુયાત આસુશ્ચ અસ્પો**=સેતાબ ચાલના ઘોડાઓ થજો (મોટા અમલો ફળીભુદ કરાવે તેવી ગતી હાંસલ થજો.) **દ્દરેજરસ્ચ વાક્ષો**=મજબુત સોહામણી ગાડી હોજો (તે અમલોનું ફળ ગીનોઇ સુખમાં ઉશ્તામાં મલજો). **યો ના બાદ ફ્રાયજાઇતે ગઓમત જસ્ત વસ્ત્રવત અષનાસ નેમંઘહુ**=જે કોઇ એમ ગવની નેઆમત અને શ્યાવ અને અશોઇ આપતી બંદગી અર્પણ કરતા હાથે હમુને આરાધે તે શખ્સ **સ્તાહ્યો**=સ્તુતી કરનાર મજબુત મનનો **વ્યાખનો**=અનજુ-મનનો સરદાર શેઠીઓ થજો. આવી દુઆ તે ફ્રવષિઓ દે છે કે જેથી તેઓ ઓર અને ઓર ભલા થઇને ફ્રવષિઓને આરાધીને જગતમાં **ફ્રશો-ગર્દ** કરવામાં અને દર વર્ષના છેડામાં ઉભા થતા અહીના ઘેરાને તોડવામાં વધુ અને વધુ મદદ આપતાજ રહે.

ફ્રવષિનું આવું બધું જાતજાતનું નીરતીને-ગેતીની જગતને ચલાવીને પાર પાડવાનું કામ, વર્ણવીને પછી ફ્રવષિઓ પોતે કઇ રીતે જાહેર થઇ હતી અને સૃષ્ટી-રચનાની પહેલા તેઓએ તે સાહેબને કેવી રીતે મદદ કીધી હતી એટલે **યવએચ**ના સાત કાળના સપ્પર પહેલા **પરા**=ભુતના ભુતકાળના અને **તરો=બુનદહીશન**ના ભુતના કાળમાં તેઓએ સૃષ્ટીને રચીને ચલીત કરવામાં શું મદદ કીધી હતી તેનો ભેદ આવે છે. ફ્રવષિ કઇ રીતે તે અહૂથી ઉભી થઇ છે

તેના ઉંડા ભેદો આગળ હકીકતમાં કહીશું, પણ ભુતના ભુતકાળમાં ફ્રવષિએ તે સાહેબની કેવી મોટી સેવા બજાવી છે-સૃષ્ટીને કઇ રીતે ઉભી કરીને ફ્રશો-ગર્દ કરે તેમ ચલાવી છે-જેની પહેલા તો સૃષ્ટી સ્તંભ હતી-ફ્રશો-ગર્દ થાય તેમ હતું નહિ-તેના બ્યાન હવેના ૧૪-૧૫-૧૬ કરદાઓમાં છે તે જોઇએ, જેની ઉંડી વીગત તો હકીકતના હવે પછીના ક્ષુમીક બ્યાનોમાં આવશે.

## કરદાઓ ૧૪, ૧૫, ૧૬.

**સૃષ્ટી-રચનાના સ્તંભ એટલે ફ્રશો-ગર્દ નહિ કરે તેવા અને ચલીત એટલે ફ્રશો-ગર્દ કરે તેવા ફેઝીઝો; ફ્રવષીઓની તેવી તે જગત રચનામાં મહાન ખીશ્કારીઓનાં ગુહય દાસ્તાનો; અક્રતત કુષી-અક્રષીમંત, મઝદ આપ-મઝદદાતાંમ પઇતિ પંતામ-પઇતિ યઓનેમ-પઇતિ આફ્રેન્તેમ વીગેરે વીગેરે લોઘતીક શબ્દોના ભેદી અર્થો. સૃષ્ટી-રચનાના ગુહય બ્યાનો. દ્રવાઓ શબ્દનો અચ-લીતપણાનો અને ચલીતપણાનો ભેદ સૃષ્ટી રચનામાં બે રીતે આવે છે તેની કંઇક સમજ.**

પહેલાં ફ્રવષિના તે સંગ્રહનને યાદ કરે છે. પછી કહે છે તે ફ્રવષિઓ **અપાંમ મઝદદાતનાંમ**=મઝદદાતના પાણીઓને **સ્રીરાઓપથ**=ચલકતો માર્ગ **દએસયેઇન્તિ**=બતાવે છે, કે જે પાણીઓ અત્યાર લગીમાં એટલે ચાલતા થવાનો રસ્તો બતાવ્યો ત્યાં લગીના લાંબા વખતમાં **ફ્રદાતાઓ**=જેમ **ફ્ર-દા** મુકરર થયલું-અગાઉથીજ જાણીતું થયલું હતું તેમ **અક્રતત કુષી**=ખાડામાં પડીને નહિ ચલાય તેમ **હિશ્તેન્ત**=ઉભેલા હતા. ફ્રવષિના તેઓને રસ્તો બતાવ્યા પછીથી એટલે પાણીઓને વહેતા કીધા પછીથી તેઓ-પાણીઓ **અહુરામઝદા** અને **અમશાસ્પંદોને** ભેટવા તેઓના પ્રેમી થવા તેઓની ખુશાળી વચ્ચે-તેઓના ઇશકને પામવા **મઝદદાતેમ પઇતિપન્તાંમ**=મઝદદાત પ્રમાણેની સૃષ્ટી કરીને મઝદદાત પ્રમાણે યોજેલા રસ્તા ઉપરથી **બગોબખ્તેમ પઇતિ યઓનેમ**=બગોબખ્તથી દોરવાઇને **યઓન**=અહૂના મેલાપ તરફ -અહૂને મળવા માટે **ફ્રાથ્વરેશ્તેમ પઇતિ આફ્રેન્તેમ**=મુકરર કીધેલી આબદાર ગતીના થવા પ્રમાણે-મોક્ષ મેળવવાનો ગર્ભ ધારણ કરવાના પ્રમાણ પ્રમાણે **ફ્રતચીન્તિ**=વહી રહે છે.

પછી એવીજ રીતે ૧૫ મા કરદામાં કહે છે કે:—તે ફ્રવષિઓ **ઉરવરનાંમ ખ્વીરનાંમ**=ફળો આપતા ઉરવર ઝાડપાનને **સ્રીરાઓ ઉરૂથ્મીશ**=ચલકતો વધારો–સુંદર ઉગવાનું **દઍસયેઇન્તિ**=દેખાડે છે (શીખાડે છે), કે જે ઉરવરો અત્યાર લગી એટલે તેઓને **ફ્રવષિઓએ** ઉગવાનું શીખવ્યું ત્યાં લગીના લાંબા કાળ લગી **ફ્રદાતાઓ**=**ફ્ર–દા** મુકરર થયલું હતું તેમ **અફ્રઓક્ષયેન્તિશ**=ઉગવાનું કામ કર્યા વગર **હિશ્તેન્ત**=ઉભા હતા. હમણા કે જ્યારે ફ્રવષિઓએ ઉગવાનું શીખવ્યું છે ત્યારે તેઓ તે ઉરવરો અહુરમઝદ અને અમશાસ્પંદોની ખુશાળી વચ્ચે તેઓના ઇશ્કે પામવા **મઝ્દદાતેમ પઇતિપન્તાંમ**=મઝદદાત પ્રમાણે યોજેલા રસ્તા ઉપર **બગોબખ્તેમ પઇતિ યઓનેમ**=બગોબખ્તથી દોરાઇ યઓન અહૂના મેલાપ તરફ **ફ્રાથ્વરેશ્તેમ પઇતિ ઝરવાનેમ**=ઠેઠવેલી જેટ ગતી પ્રમાણે અને ઠેડવેલે વખતે **ફ્રવક્ષયેઇન્તિ**=ઉગી રહે છે–વધી રહે છે–વધે છે.

પછી એવીજ રીતે ૧૬ મા કરદામાં કહે છે કે: **યાઓ**=તેણીઓએ (ફ્રવષિઓએ) **સ્ત્રાંમ**=**સેતારાઓ, માઓંઘહો**=**માહ, હુરો**=**રવી, અનગ્ર રઓચાઓ**ને **પથો**=રસ્તો દેખાડયો જેઓ (સેતારા માહ રવી વીગેરે) અત્યાર લગીમાં–રસ્તો દેખાડયો ત્યાં લગીમાં એક જગા ઉપર લાંબો કાળ લગી **અફ્રષીમન્તો**=ફર્યા કે વધ્યા વગર–દેવની વ્યાધીને લીધે, દેવની નડતલોને લીધે ઉભા હતા. હમણાં કે જ્યારે તેઓ રસ્તા ઉપર છે ત્યારે **યિમ ફ્રષો–કેરેતોઇત વંઘહુયાઓ**=તે ભલી ભલાઇ લાવતી **ફ્રશો–ગર્દ**ના **'ઉર્વ એસેમ'**=પાછા ફરીને આવવાની **નાષેમ્ન**=ખાહેશ રાખતા **દુરએ ઉર્વએસેમ**=ઉરવીસ થવાના–**ફ્રશો–ગર્દ** તરફ પાછા ફરવાના **અદ્દવનો**= રસ્તો જે મેલાપે પુગાડે છે તે તરફ **ફ્રવજેન્તિ**=ચાલી રહી છે.

આ ત્રણે ફકરાઓમાં મુળ વીગતો છે જે **પરાના** કાળને લગતી છે જેને ગાથા હા ૩૦–૨ માં **પરા મજે યાઓંઘહો** પરાના કાળના મોટા બનાવો તરીકે કહયા છે. અહિંયાં કહે છે કે એક વખત એવો હતો કે બધું સ્તંભ હતું–જગત સ્તંભ ઉભું હતું એટલે સ્પેન્તી–મોક્ષ–ફ્રશો–ગર્દ થવા માટે ચલીતપણું ધારણ કરવું જોઇએ તેમ થતું હતું નહી. અહિંયાં જગતમાં આટલી ચીજો બતાવી છેઃ (૧) **અપાંમ મઝ્દદાત**=મઝદદાતના પાણીઓ (૨) **ઉરવરનામ**=**ખ્વિરનામ**=ફળ આપતા ઉરવરો (૩) **સ્ત્રાંમ, માહ, હુર, અનગ્ર રઓચ**=આ ત્રણને માટે અમુક એક મતલબના શબ્દો આપેલા છે.

૧. **અપાંમ મઝદ્દદાતને એટલે મઝદ્દદાતના પાણીઓને ફ્રદાતાઓ=** મુકરર થયલું હતું તેમ વહયા વગરના એટલે સ્થીર કહયા છે જે સ્થીરતાને **અફ્રતત ફ્રુષીશ** કહી છે એટલે ખાડામાં પડવે આગળ નહી વધાય તેવી હાલતની કહી છે.

૨. **ઉરવરનાંમ ખવ્રીરનાંમ**=એટલે ફળ આપી શકે તેવા ઉરવરોને-**ફ્રદાતાઓ**=એટલે મુકરર થયલું હતું તેમ એટલે **અફ્રઓક્ષયેઇન્તિશ**=એટલે ઉગવા વગરની-વધારો કરવા વગરની-ફળો આપવા વગરની હાલત કહી છે.

૩. **સેતારાઓ, માહ, હુર, અનગ્ર રઓચને અફ્રષીમન્તો=** ચાલવા વગરની-વધવા વગરની-ફરવા વગરની એટલે વચમાં હરકત પામેલી કહી છે. આ હરકતોને દેવોની હરકતો કહી છે જેઓને **દએવનાંમ પરો ત્બએષંઘહત** અને **દએવનાંમ પરો દ્રઓમોહુ**=દેવની બ્યાધીઓને લીધે અને દેવના હોમલાને લીધેની હરકતો કહી છે.

ત્યારે પાણીઓને વધવા વગરના કહયા, ઉરવરોને ફળ આપ્યા વગરના કહયા, અને **સેતારા-ખુર-માહ-અનગ્ર રઓચને** દેવોથી હરકત પામેલા-નહી ફરતા કહયા છે. જગતના ભેદના પ્રદરશન માટે આવી ઇબારત વાપરી છે. અહિંયાં ત્યારે **અપાંમ મઝદ્દદાતમાં**=સ્રષ્ટી રચનાની ખીશ્કારીના ચાલવાનો ભેદ એટલે જાતજાતના ભોગવટાઓ થવાનો ભેદ મુકેલો છે. **ઉરવરનાંમ ખવ્રીરનાંમમાં**=તે બધા જાતજાતના ભોગવટાઓ કરવા માટેની જોઇતી પોશાણુની ગતી-આશીશો આપવાનો અને તે ભોગવટાઓનાં ફળો ખાઇને સઝા-જઝા મેળવીને ભલી ખેરદ પામવાનો ભેદ કહયો છે. **સેતારાઓ-ખુર-માહ-અનગ્ર રઓચ** આ બધામાં ઉપરની બે વીગતોના ચેરાધને સળગાવનાર તેલ જેવા હકીકતી ભેદોને આપેલા છે. ઉપર કહેલું બધું થવા માટેની કુદરતનો ભેદ કહયો છે. **અનગ્ર રઓચમાં**=કુદરત અને કુદરતને ચલાવવાની ગતીનો ભેદ આવે છે. **સેતારાઓમાં** રૂવાનોનાં ભાગલા થવાના અને હસ્તી નીસ્તી ગેતીમાં ઉતરી ગવ ચિથ્ર કે તનોમંદ હાલત લેવામાં મદદ કરવાનો તેમ ભોગવટાઓ કરવા માટેની તોફીક મુકવાનો તેમ પાણીના વરસાદ તેમ નેઆમતો વરસાદ તેમ શીક્ષાનો જઝાનો એમ જાતજાતના વરસાદો વરસાવવાનો વીગેરે વીગેરેના ભેદો આવે છે. **ખુર-માહમાં** હસ્તીનાં આરમાનો ફરીને **અનગ્ર રઓચની** કુદરત પ્રમાણે કામ કરાવવાનો-સેતારાઓ મારફતે વરસાદને નીયમીત રીતે વરસાવવાનો-જગતને ભોગવટાઓ કરાવીને સઝા-જઝા મુકરર કરી અપાવવાનો ભેદ આપેલો છે. ટુંકમાં જગત રચના જે

ગોજાઇ છે તેનું થવું ચાલવું અને તે પ્રમાણે ભોગવટાઓ થવા અને તેમ કરાવનારી કુદરતનું ચાલવું એમ સૃષ્ટી રચનાના પ્રગતી કરવાના ભેદો આવે છે. કહે છે કે આ બધું જે અહુનવઇર્યના મન્તામાં ગોજાયલું હતું અને તે પ્રમાણે થવાની સરજત રાખતું હતું તેજ પ્રમાણે ફ્રદાતાઓ=મુકરર થયલું હતું તેમ થવા લાગેલું. પહેલાં આ બધું દેવોથી અચલીત જેવું થવા ફ્રદાતાઓ=મુકરર થયલું તે તેમ અચલીત રહયું અને પછી ફ્રવષિથી ચલીત થવા ધારેલું તે ચલીત થઇને આજે અહૂના પથ ઉપર જઇ રહે છે. આ પથને યઓનનો મેળાપનો પથ કહયો છે. અહિંયાં અપાંમ મઝદદાતને એટલે સૃષ્ટી રચના અને તેના કારોબારને મઝદદાતેમ પઇતિ પન્તાંમ=મઝદદાત પ્રમાણેના રસ્તા ઉપર ફ્રતચિન્તિ=વૃદ્ધિ થાય તેમ વહેતો કહયો છે. એટલે સૃષ્ટીની રચના અને ભોગવટાને મઝદદાત પ્રમાણે પાણી જેમ વહે તેમ સરળ રીતે ચાલતો કહયો છે. મઝદદાત પ્રમાણેના ભોગવટાઓ 'ફ્ર'=વૃદ્ધિએ જશે; જેને ફ્રાથ્વરેશ્તેમ પઇતિ આફ્રેન્તેમ=ઠેડવેલી રીતે આફ્રેન્ત પાણીદાર ગર્ભવંત થતા કહેલા છે. એટલે ઠેડવેલો નતીજો લાવતા કહયા છે; જે શો હશે માટે બગોબખ્તેમ પઇતિ યઓનેમ=નીરમાન કીધેલા 'યઓન'=અહૂને મળવાના રસ્તા ઉપર જવાનો કહયો છે. આમ અપાંમ મઝદદાતને મઝદદાતના પથ ઉપર પાણીની માફક સડસડાત વહેતો કહયો છે એટલે સૃષ્ટી-તેનો કારોબાર જેમ આજે ચાલી રહે છે તેમ થતો કહયો છે. અપાંમ મઝદદાતમાં આવો અર્થ છે. આ સૃષ્ટી શરૂઆતમાં પાણીની માફકની મઝદદાતના કાયદે ચાલતી અપાંમ મઝદદાતની થઇ તેની અગાઉ અફ્રતત કુષિશમાં હતી-ખાડામાં પડેલી હતી. આમ પથ ઉપર જવે શું થશે માટે કહે છે ફ્રાથ્વરેશ્તેમ પઇતિ આફ્રેન્તેમ=ઠેડવેલા આબદાર થવાના નતીજાએ જશે એટલે તે અપામ મઝદદાત પોતે આફ્રેન્તમાં જશે, પોતે ગર્ભવંત થશે-નતીજો કાઢશે અથવા પોતે મસમોટા પાણીના દરયાવમાં પડશે. ગર્ભવંત થાય કે પાણીના દરયાવમાં પડે બેઉમાં એકજ અર્થ છે કે કંઇ નતીજો કાઢશે. આ નતીજો શું હશે માટે કહે છે કે બગોબખ્તેમ પઇતિ યઓન=ઠેડવેલા રસ્તા ઉપર જવાનો અહૂને મળવાનો. અહિંયાં આફ્રેન્તને આબદાર થવું ગર્ભવંત થવું એમ લે કે પાણીના દરયાવમાં મળવું એમ લે તે બેઉમાં કંઇક નતીજો લાવવાનો અર્થ છે. પાણીના દરયાવને કહીએ તો તે પાણીનો દરયાવ તે ખાઓ અફ્રજયમ્ન કહેવાય અને આબદાર થઇને નતીજો લાવે એમ કહીએ તો પઇતિ યઓન=અહૂને મળવાના રસ્તાએ જવું એમ કહેવાય. ટુંકમાં એમ કહે છે કે સૃષ્ટી થઇ તે શરૂઆતમાં સ્તંભ

હતી; તે વૃદ્ધિ કરે એટલે ભલા બુરાનો ભોગવટો કરીને પાર પડે તેવી હતી નહિ–દેવોએ એટલે કુલ રૂવાનની દએવીક ગતીએ તેવી કીધેલી હતી. આવા મામલાને આજ ફ્રવષિએ સુધારીને આજ જેવા ભોગવટાઓ થાય તેવું કીધું છે. એવીજ રીતે **૧૫ મા કરદામાં અપાંમ મઝદદાતને** બદલે **ઉરવરનાંમ ખવ્રીરનાંમ** કહયા છે એટલે ફળ આપતા ઓરવરો કહયા છે. ઉપર કહેલા **અપાંમ મઝદદાતને** ચલાવવા જે ગતી જોઇએ—આશીશ જોઇએ—ટકવો જોઇએ—જીવ જોઇએ—ભોગવટાઓની સગવડ જોઇએ—ખોરાક જોઇએ તે બધું આપનાર આ ઉરવર કહયા છે. પણ આ ઉરવર પોતે તેવાં ફળો ઉગાડી શકેલાજ નહિ–રૂવાનની દએવીક ગતીએ તે ઉરવરને ઠેઠવી નાખેલા. પણ જ્યારે ફ્રવષિએ ઉપર કહેલી મઝદદાતના આપમાં સૃષ્ટીને ચલાવી ભોગવાટો થવાની જોત મુકી તેજ વખતે તે ફ્રવષિએ આ ઉરવરોને ફળ કાઢવાનું જોર આપ્યું જેથી હવે તે ઉરવરો ફળ કાઢીને **અપાંમ મઝદદાતને** એટલે સૃષ્ટીને આપી રહે છે. તે ઉરવર પોતે ફળ કાઢવાની નેમ બતાવે છે. કઇ રીતે ફળ કાઢે છે–કેટલા પ્રમાણમાં કાઢે છે અને કઇ નેમ બતાવે છે તે માટે કહે છે કે **તાઓ ફ્રવક્ષયેન્તિ**=તેઓ ઉગે છે–ફળ કાઢે છે–વધારો ઉભો કરે છે તે **મઝદદાતેમ પઇતિ પન્તાંમ**=મઝદદાતના રસ્તા ઉપર રહીને કરે છે એટલે મઝદદાતના કાયદા અનુસાર ઉગીને ફળ કાઢીને પેલી ઉપર કહેલી **અપાંમ મઝદદાતને** આપે છે. તેઓ **ફ્રાથ્વરેશ્તેમ પઇતિ ઝરવાનેમ**=ઠેડવેલી ગતીના જોમ પ્રમાણે અને ઠેડવેલે વખતે તે ફળ કાઢે છે એટલે જેમ ઇનસાફથી નક્કી થયું હોય તેમ વધુ કે ઓછો અને જ્યારે બર વખતે જોઇએ ત્યારેજ કાઢીને **અપાંમ મઝદદાતને**–જગતને આપે છે. એટલે બધુંજ ઇનસાફ અને હદના નીયમથી નીયમીત થયા કરે છે; અને શું–કઇ નેમ લાવવાની છે ? કહે છે કે **બગોબખ્તેમ પઇતિ યઓન**=બગોબખ્ત પ્રમાણે ઇનસાફ પ્રમાણે વહેંચી આપેલી ગતી જે **યઓન** ઉપર જવાની=અહૂને મળવાની છે તેમ થવાની નેમ માટે ઉરવરો આ બધું કરી રહે છે. આમ બધું જે થઇ રહે છે તે ફ્રવષિઓની હિદાયતથીજ છે. અગાઉ જ્યારે દેવનું રાજ હતું ત્યારે તે બધું હતું નહી. હવે જ્યારે ફ્રવષિનું ચલણ છે ત્યારે તે બધું થઇ રહે છે.

**પછીના ૧૬ મા** કરદામાં કહે છે કે **મઝદદાત પ્રમાણેના જગતનું થવું અને તે જગતનું** ચલીત થવું ભોગવટાઓ થવા અને તે ભોગવટા થવા માટે ઉરવરના ફળોનું ઉગવું અને તેઓને મળવું–તે બધું **'ફ્રાથ્વરેશ્તેમ'**=ગોઠવાયલું છે તેમ એટલે **મઝદદાત**

**અહુરદાતથીજ** થઇ રહે છે. આ **ફ્રાથ્વરેશ્તેમથી** **આપેન્ત**=એટલે આબદાર હમેલદાર થઇ શકાયું અને આ **ફ્રાથ્વરેશ્તેમથીજ** **ઝરવાનેમ**=ગતી અને બર વખત થયો. આવું આબદાર ગર્ભવંત થવું અને બરવકતનું થવું **બગોબખ્ત** ઉપર રૂવાનો જેઓ થયા છે તેઓના ફેલ ઉપર આધાર રાખે છે. અહિંયાં **ફ્રદાતાઓ**, **ફ્રાથ્વરેશ્તેમ**, **બગોબખ્તેમ**=ત્રણ શબ્દો અહૂએ ઇનસાફ પ્રમાણે અહુનવઇર્યમાં જેમ જાહેર કીધેલું તેમ થવાનો અર્થ દેખાડે છે. **ફ્રદાતાઓમાં** સ્તંભતાનો ભેદ મુકરર થયલો-દએવની સરવોપરી મુકરર થયલી બતાવી છે. **ફ્રાથ્વરેશ્તેમમાં** **મઝદદાત-અહુરદાતના** કાયદા પ્રમાણે થવાનું દેખાડેલું છે. **બગોબખ્તમાં** રૂવાનોના ભાગલા થવા-તેમાં યઝતના અને માનવના રૂવાનોનું થવું અને માનવને રોશન ફેલ મળવો અને માનવના રૂવાનો સાથના તનમનના રોશન કે બદફેલથી ફ્રવષિની મદદ વધુ ઓછી મળે તેથી **ફ્રશો-ગર્દ** જલદી કે મોડો થાય તેનો ભેદ બતાવેલો છે. ત્યારે આ **ફ્રાથ્વરેશ્તેમ** અને **બગોબખ્તેમના** થવાનો આધાર એટલે માનવના રૂવાન સાથની તનોમંદ હાલતને રોશન ફેલ મલવા તે, યઝતોના રૂવાનોનું જગતને ફ્રવષિની મદદથી ઉભું કરવું તે-અને યઝતોનું **મઝદદાત** **અહુરદાત** પ્રમાણેનું ચાલવું એટલે સૃષ્ટિ રચનાને વૃદ્ધિએ લઇ જવી અને માનવોનું રોશન ફેલથી **ફ્રાથ્વરેશ્તેમની** ગતી-**મઝદદાતની** ગતીને મદદ કરવી એટલે **ફ્રશો-ગર્દને** લંબાવવો યા **અહુરદાતની** ગતીને મદદ કરવી **ફ્રશો-ગર્દ** જલદી લાવવો-આ ભેદો **સ્તરાંમ-હુર-માહ-અનગ્ર રઓચની** ભેદી હકીકતો ઉપર આધાર રાખે છે. **સ્તરાંમ**=સ્તરોના ભેદથી માનવના રૂવાનને એવો **બગ**=ભાગલો મલ્યો (બઝ થયો) કે જેથી માનવને રોશનફેલ મળ્યો. **સ્તરામ**=મારફતે યઝતો જગત ઉપર પેલા ઉરવરને વધુ ઓછા ઉતારે છે વીગેરે વીગેરે બધું **સ્તરાંમના** ભેદમાં આવે છે. એમ જગતનું ચાલવું-જગતને ટકવો મલવો તે કુદરતથી છે અને કુદરત પોતે પોતાનો આધાર આ **સ્તરાંમ-હુર-માહ-અનગ્ર રઓચ**=ઉપર રાખે છે. અહિંયાં ત્યારે કહે છે કે જ્યારે દેવનો અધીકાર હતો ત્યારે **સ્તરો-માહ-ખુર-અનગ્ર રઓચને** ચાલવા દીધેલાજ નહી એટલે કુદરત ચાલેલીજ નહિ, સ્તંભ મુઠ થઇને ઉભેલી હતી. તે **ખુર-માહ-સ્તર-અનગ્ર રઓચને** ચલાવીને કુદરતનો ભેદ ઉભો કરીને **અપાંમ મઝદદાતને** સૃષ્ટિને ચલાવવામાં અને તે સૃષ્ટિમાં ઉરવરોનો વરસાદ વરસાવવા દેવામાં તે દેવની નડતરના **દએવો ત્બેષ** અને **દએવ દ્રઓમન** હતા એટલે કાળી કુદરતની નડતર હતી. ફ્રવષિઓએ તે કાળી કુદરતનો નાશ કીધો. **દએવો ત્બેષ**=દેવની વ્યાધીનો નાશ કીધો એટલે દેવને મંદ કીધો તે દએવની સોળ આની ગતીમાંનાં **૧૫**

આની ભાગને ઉંધમાં પાડયો. અને એમ કરીને **દએવો દ્રઓમન**=તે દેવના અજીત હલ્લાને મારી હઠાવ્યો, અને એમ તે નડતર દુર કરીને એટલે દેવના જોમને ઉંધમાં પાડીને **સ્તરાંમને–ખુરને–માહને–અનગ્ર રઓચને** ચલાવીને કુદરતનો ભેદ શરૂ કીધો, કે જેથી જેમ ઉરવરો ઉગતા થયા એટલે તકવો આશીશો–બરવકત થયા તેમ જગતબી ચલીત થઇને ભોગવટાએ પુગવા લાગેલું છે.

અહિંયાં એક નોંધ લેવાની છે. ઉપર કહયું છે કે **દ્રવાઓ દ્રઓમનને** અટકાવ્યો–દેવના હલ્લાને રોકયો એટલે દેવની ગતીને ઉંધમાં પાડી દેવની શકિતને મંદ કીધી. આમાં શો અર્થ છે? અસલનો આ દેવ જે કુલ રૂવાનોના ગોળામાં હતો તે દ્રવાઓમાં ખેંચાણ જેવું હતુંજ નહી. આની સમજ આપણને આપણી આજની ખેંચાણવાલી સમજ શકિતથી આવે નહી. જગતમાં ખેંચાણ ખેંચાણ અને ખેંચાણજ છે જે ખેંચાણ પછી નાશ કરવાનું પ્રીતનું ધીકકારનું કંઇબી રીતનું હોય. આજનો દ્રવાઓ તો ખેંચાણમાં છે એટલે તે નાશ ઇચ્છે છે એમ તેનામાં કોઇબી રીતની ઇચ્છા ખેંચાણ છે. અગાઉ તેમ હતું નહી. આવા તે દેવને ઉંધમાં પાડીને તેના **દ્રઓમ**=હલ્લાને મંદ કરીને દેવની હાલની કંઇબી પ્રકારની ખેંચાણની હાલત કીધી છે. એમ ત્યારે આજે જે દ્રવાઓ છે તે અસલના **અક્રતત કુષી**વાલો દેવ નથી. ફ્રવષિએ તે દેવને ગોયા કુસ્તીમાં મારીને પરહેજ કરીને આવો કરી નાખીનેજ પછી જગતને ચલીત કીધું છે કે જેનું વર્ણન ઉપરના ૧૪–૧૫–૧૬ માં કરદામા આવે છે. ત્યારે આ કરદાઓમાંના **દ્રવાઓ**ની વીગત આવી છે તે નોંધવું અને હવે પછીથી જે દેવની વાત થશે તે દેવ તો ખેંચાણનો થયલો આવશે આટલી નોંધ લેવાની છે. એમ ત્યારે ખુર અને માહના ફરવાના રસ્તાને અટકાવનાર દેવ તે ઉપરનો હતો જેને મારીને ગતીવાળો કીધેલો જેથી તે દેવનું જોમ રૂપીએ ૧૫ આની નરમ પડયું છે. પછી કહે છે કે આ **ખુર–માહ–અનગ્ર રઓચ –સ્તર** જે માર્ગ ઉપર જઇ રહયા છે તે કયા છે? **દુરએ ઉર્વએસેમ અદવનો**=દુર લગીના એવા રસ્તા ઉપર જઈ રહે છે કે જયાંથી **હોરમઝદ** તરફ પાછું ફરીને પુગાશે. એટલે તેણીઓએ જે કુદરતને ઉભી કીધી છે તે કુદરત એવી છે કે ભોગવટાઓ જેઓ ચલીતપણાના દેવ સાથના થશે તેઓ દુર લગીના થશે એટલે જડમાં જડ એવા થશે કે તે ભોગવટાઓથી તે દેવની ગતી ખરચાઇ જશે–તે દેવ તદન નીમંળ થઇ જઇને બદલાઇ જશે, અને તેનું એમ આખરે સુક્ષમ ગતી તરફ જવાનું જોમ કુદરતીજ આવશે જેના નતીજા તરીકે કહે છે કે **ઉર્વએસેમ**

નાષેમ્નન=તે પાછો ફ્રરવાનો વખત એટલે દએવ પાછો બલાઇએ ચઢે-દેવ બદલાય તેવો વખત આવશે કે જ્યારે ફ્રશો-ગર્દ થઇ રહેશે. એમ ત્યારે

(૧) મઝ્દદાત આપેમની ગોલ પઇતિ યઓન ઉપર જવાની છે-જરથોસ્તી દએનના સ્થાપેલા હમરપથમેદએમ ગાહમ્બારના રસ્તા ઉપર જવાની છે.

(૨) ઉરવરનાંમ ખવીરનાંમની ગોલ પઇતિ યઓન ઉપર જવાની છે-ઉપર કહેલા દએનમાં બતાવેલા હમરપથમેદએમ ગાહમ્બારના રસ્તા ઉપર જવાની છે.

(૩) સ્તરાંમ-હુર-માહ-અનગ્ર રઓચની ગોલ ફ્રશો-ગર્દ કરવાની છે-બધી તનોમંદ જગતને રૂવાનરૂપની કરવા માટેની છે.

આ બધું કરાવનાર ફ્રવષિ છે અને એને અટકાવનાર દએવ અજ્ઞાનતા છે એટલે કહે છે કે

(૧) ફ્રવષિ જગતને ભલે રસ્તે મુકશે, અજ્ઞાનતાના દેવને જ્ઞાન અને ખેરદની તાબેદારીનો કરીને સુધારશે અને તેને માટે પછી

(૨) ફ્રવષિ ઉરવરના ફ્રળો ઉગાડીને જગત કે જેની બનાવટમાંથી તે દેવ વણાયલો છે તેવી તે જગત ઉપર અને તનોમંદ વ્યકિતઓ કે જેઓની બનાવટમાંથી તેજ દએવ વીદાતુ છે તે બધા ઉપર પાડીને જગત અને તે માંહેલી વ્યકિતઓ ભલો રસ્તો લે એમ કરશે.

(૩) છેલ્લે કહે છે આ બેઉ જગત અને તેના પોશણને ઉભી કરનાર કુદરતના મુળો નામે સ્તરામ-હુર-માહ-અનગ્ર રઓચને ફ્રવષિ રસ્તો દેખાડીને તેઓની કુદરત મારફ્તે ઉપરની જગતને ફ્રશો-ગર્દ તરફ લઇ જશે.

અહિં ત્યારે સૃષ્ટીનું મુળ જે પરાના કાળમાં થયું તે કઇ રીતે થયું તે સમજાવે છે. કહે છે સ્તઓત યસ્નમાંથી એટલે અનહુમામાંથી સૃષ્ટી થઇ. પહેલાં દેવની થઇ જેમાં સ્તંભતા હતી. આવી દએવીક ગતીની સૃષ્ટી જે અનહુમામાંથી આવી રીતની થની રહેલી હતી તેને અનહુમાએ પોતે જોઇ ત્યારે અનહુમાએ દુઆ કીધી કે તેણે એમ થવાની કદીગી આશા રાખી હતીજ નહિ. અનહુમાએ પોતાની આદરની મદદ માંગી. ફ્રવષિએ આવીને પછી ઉપર કહયું તેમ જગતને એવું ચલાવેલું છે. પહેલા પરાના કાળમાં મીનોઇ આલમ ચલીત થઇ એટલે હોનવરના અને અનગ્ર રઓચના

[illegible] ચલીત થયા, પઝતો અમર શક્તિઓ થઇ અને સ્તરાંમ થયા. [illegible] ઉપર રહેલા ઉંધમાં પડેલા રૂવાનને લાગેલા ચલીત ગતીના દ્રવા-ઓમાંના ચાર ભાગોમાંના ત્રણ ભાગો સુધરીને પઝતી ગતીએ પુગ્યા પણ છેલ્લો ચોથો ભાગ કે જેને દએવ વીદાતુ કહે છે તે સુધરી શકયો નહિં. આને માટે હવે ખુનદહિસ્નનો કાળ ખુતકાળ–તરેકાળ શરૂ થયો. હવે ખુનદહિસ્ન શરૂ થઇ. હસ્તીનાં સાત આસ્માનો ચલીત થયાં અને પેલા બાકી રહેલા ૧/૪ ભાગના દેવ સાથના એટલે દેવ વિદાતુ સાથના રૂવાનોને દસેમેને કાયદે વહેંચીને ગવચિથ્રના બે દરજ્જાના રૂવાનોને મુક્તિએ પુગેલા કીધા. આ બનાવ હસ્તીમાં થઇ રહયો. આ બનાવથી તે આખા દેવ વિદાતુમાંનો ૧/૧૦૦ ભાગ નહિ સુધરે તેવો માલમ પડયો. આ ૧/૧૦૦ ભાગને સુધારવા માટે હવે નીસ્તી જે યોજાઇ હતી તેને ઉભી કરવામાં આવી. આ વખતે ત્રીજો **આઓંધહુઈર્યનો** કાળ શરૂ થયો. આ વખતે નીસ્તીમાં આ ૧/૧૦૦ ભાગના રૂવાનોના ઓળામાંથી **શીદાન** નામની બુરી શકિત તેમ **ગાઓયોદાદ** નામની ગવની ભલી શકિત ઉભી કરવામાં આવી, જેઓએ પોતપોતાની ખાસીઅતો બતાવવા માંડી, જેથી રઓક્ષ્ન અને ક્ષફ્નનો ભેદ નીસ્તીમાં શરૂ થયો. આવી નીસ્તીમાં રૂવાનનો પેલો ૧/૧૦૦ ભાગ સુધર્યો. પણ તે ૧/૧૦૦ માંથી ૧/૧૦ ભાગ નહિ સુધરેલો જાહેર થયો. આ ૧/૧૦૦૦ ભાગ માટે ગેતી થઇ. પણ આ વખતની શરૂઆતની ગેતીમાં તે ૧/૧૦૦ ભાગના દેવના ઓળાઓમાંથી સજીવન થયલો શીદાન–અહીરીમન દાખલ થયલો નહીં, જેથી તે ૧/૧૦૦૦ ભાગનાં રૂવાનો જેઓ બરજીસી વર્ણનાં હતાં એટલે બરજીસ રવી અને માહના અરમો ઉપરથી ઉતરેલાં હતાં તેઓ તે ગેતીમાં રહીને પાર પડયા હતા. આવી ગેતીને ગરોદેમાન કહી છે. આવી ગરોદેમાનની ગેતીમાં અહી હતોજ નહિ માટે દુજી ગતીના ગુનાહો થયલાજ નહિ. માટે દુજ–પરહેઝની દએવબંદીની તલેસમોની એટલે વીદએવો દાતની જરૂર રહેતી નહિ માટે જરથુસ્ત્રના ઉતરવાની જરૂર હતી નહીં. પણ પછીથી બીજી વર્ણનાં રૂવાનો ઉતરવા લાગ્યાં એટલે શની–શુક્ર–બુધ–મંગળનાં આસમાનો ઉપરનાં રૂવાનો ઉતરવા લાગ્યાં હતાં. આ બધા રૂવાનોનો ૧/૧૦ ભાગ છુટો થઇને તે આસમાનો ઉપર ફરતો રહેલો છે, જેથી હવે તેઓનો ૧/૧૦૦૦૦ ભાગ જે રહેલો તે ગેતીમાં ઉતરી રહેલો છે. હવે આ બધા ૧/૧૦૦૦૦ ભાગનાં રૂવાનો ગેતી ઉપર તનોમંદ વ્યકિત તરીકેનાં થઇને મહાલી રહયાં છે. આ રૂવાનોની તનોમંદ વ્યકિતઓ રોશન ફેલ રાખીને અહીની લાલચની સામે ટકી શકી નહીં. ધનામીનની દોરવણી હેઠળ અહી ગેતીની બહાર પડેલો હતો તે અહી અને ધનાને તેઓએ ગેતીમાં દાખલ

કીધો છે. અહી અને ઘના હવે ગેતીમાંની નીસ્તીમાંની રજેરજમાં દાખલ થયા છે. હવે માનવોની કારદાનીમાંથી દુજ થયો. જગનમાં પાપ દાખલ થયું માટે દાદારે અશો જરથુસ્ત્રને દેવને દુજને બાંધવાના દાત નામે વીહએવોદાત સહીત મોકલ્યા. એમ હવે જે ગેતી થઇ તેને દુજો-દેમાન કહે છે. આવી ગેતીમાં ૮૧,૦૦૦ વર્ષના વખતના દોરાનો દરેઘો-ખદાતના નીયમે દોડી રહયાં છે. દરેક દરેઘો-ખદાતમાં પેલી ૧/૧૦,૦૦૦ દેવની ગતી કે જેમાંથી માનવોના તનો, જાનવરોના તનો, ઝાડપાન ખનીજ થયા છે જેમાં અહી પેઠેલો છે તેઓની ધીમી ધીમી સદગતી થઈ રહે છે. આવી દુજો-દેમાનને ફ્રશો-ગર્દ પુગાડવાની છે માટે તે માંહેલા માનવ કે જેમાં ફેલ તો છેજ તેને ભલે રસ્તે દોરવચાનો છે માટે ઉપર કહેલો ફ્રવષિનો ભેદ જે ૧૩ મા કરદાઓ લગીમાં કહેલો છે તે બધો શરૂ થયો કે જેને માટેજ ફ્રવરદીન યશ્તના તે ૧૩ કરદાઓ થયા છે. આવી જગતમાં અગણીત દરેઘો-ખદાત થઇ ગયા અને થશે કે જેથી આખરે ફ્રશો-ગર્દ થશે. આપણુને તો ખાલી એકજ દરેઘો-ખદાતને જોવાનો છે. આવી દુજની જગતમાંના એક દરેઘો-ખદાતના ૮૧,૦૦૦ વર્ષોમાંના પહેલા ચાર હજાર વર્ષ પછી જરથુસ્ત્ર ઉતરે છે. પહેલા ચાર હજાર વર્ષ લગીમાં કે જયારે જરથુસ્ત્ર ઉતરશે ત્યાં લગીમાં તે ગેતીમાં ફ્રવષિઓ એવી કારસાજી કરે છે કે જેથી ૮૧,૦૦૦ વર્ષને છેડે જયારે જગરેલથી ગેતી લય થાય ત્યારે ગેતી કંઇક સુધરેલી હોય એટલે કંઇક ફ્રશો-ગર્દ થયલીજ હોય. આ બધાનું બ્યાન હવેના ૧૭ થી ૩૧ મા કરદાઓમાં આવે છે. અહિયાં નોંધવું કે ૧૪-૧૫-૧૬ કરદાઓમાં ફ્રવષિએ જે દેવને બાંધ્યો તે દેવ તો તસવ્વરમાં આવે નહિ તેવો, કલ્પી શકાય નહિ તેવો ભયંકર કોઇળી ખેંચાણુથી નહિ બંધાય તેવો અજીતમાં અજીત હતો અને પછીના ૧૭ મા કરદા પછી ફ્રવષિ જે દેવને બાંધે છે તે દેવ તો ચલીત થયલા દેવનો એટલે ખેંચાણુથી બંધાયલા દેવનો ઉપર કહેલો ૧/૧૦૦૦૦ ભાગવાળો છે કે જેને અહી મળેલો છે. આ અહી ખુદ તો પેલા મંદ થયલા ખેંચાણુથી બંધાયલા દેવના ૧/૪ ભાગના ૧/૧૦૦ ભાગમાંના દેવના ઓળામાંથી સજીવન થયલો છે. આમ ૧૪ થી ૧૬ કરદામાં ફ્રવષિએ કેવું મહાન કામ કીધું છે અને તેને માટે તેણીઓએ પરો-તરો અને આઓંઘહુઇર્ય કાળો-જરવાનને લીધા હતા તે બધાનો ભેદ આપેલો છે.

અહીની શક્તિ અહીરીમન કે જેને શેદાનબી કહે છે-તે કે જે ઉપર

અરમો ચલીત થયાં, યઝતો અમર શકિતઓ થઇ અને સ્તરાંમ થયા. એમ ઉપર કહેલા ઉંધમાં પડેલા રૂવાનને લાગેલા ચલીત ગતીના દ્રવા- ઓમાંના ચાર ભાગોમાંના ત્રણ ભાગો સુધરીને યઝતી ગતીએ પુગ્યા પણ છેલ્લો ચોથો ભાગ કે જેને દએવ વીદાતુ કહે છે તે સુધરી શકયો નહિં. આને માટે હવે બુનદહિશ્નનો કાળ બુતકાળ-તરોકાળ શરૂ થયો. હવે બુનદહિશ્ન શરૂ થઇ. હરતીનાં સાત આસ્માનો ચલીત થયાં અને પેલા બાકી રહેલા ૧/૪ ભાગના દેવ સાથના એટલે દેવ વિદાતુ સાથના રૂવાનોને દસેમેને કાયદે વહેંચીને ગવચિથ્રના બે દરજ્જાના રૂવાનોને મુકિતએ પુગેલા કીધા. આ બનાવ હરતીમાં થઇ રહયો. આ બનાવથી તે આખા દેવ વિદાતુમાંનો ૧/૧૦૦ ભાગ નહિ સુધરે તેવો માલમ પડયો. આ ૧/૧૦૦ ભાગને સુધારવા માટે હવે નીરતી જે યોજાઇ હતી તેને ઉભી કરવામાં આવી. આ વખતે ત્રીજો આઓંધહુઈર્યનો કાળ શરૂ થયો. આ વખતે નીરતીમાં આ ૧/૧૦૦ ભાગના રૂવાનોના ઓળામાંથી શીદાન નામની બુરી શકિત તેમ ગાઓયોદાદ નામની ગવની ભલી શકિત ઉભી કરવામાં આવી, જેઓએ પોતપોતાની ખાસીઅતો બતાવવા માંડી, જેથી રઓક્ષ્ન અને ક્ષફ્નનો ભેદ નીરતીમાં શરૂ થયો. આવી નીરતીમાં રૂવાનનો પેલો ૧/૧૦૦ ભાગ સુધર્યો. પણ તે ૧/૧૦૦ માંથી ૧/૧૦ ભાગ નહિ સુધરેલો જાહેર થયો. આ ૧/૧૦૦૦ ભાગ માટે ગેતી થઇ. પણ આ વખતની શરૂઆતની ગેતીમાં તે ૧/૧૦૦ ભાગના દેવના ઓળાઓમાંથી સજીવન થયલો શીદાન-અહીરીમન દાખલ થયલો નહીં, જેથી તે ૧/૧૦૦૦ ભાગનાં રૂવાનો જેઓ બરજીસી વર્ણનાં હતાં એટલે બરજીસ રવી અને માહના અરમો ઉપરથી ઉતરેલાં હતાં તેઓ તે ગેતીમાં રહીને પાર પડયા હતા. આવી ગેતીને ગરોદેમાન કહી છે. આવી ગરોદેમાનની ગેતીમાં અહી હતોજ નહિ માટે દુજી ગતીના ગુબારો થયલાજ નહિ. માટે દુજ-પરહેઝની દએવબંદીની તલેસમોની એટલે વીદએવો દાતની જરૂર રહેતી નહિ માટે જરથુસ્ત્રના ઉતરવાની જરૂર હતી નહીં. પણ પછીથી બીજી વર્ણનાં રૂવાનો ઉતરવા લાગ્યાં એટલે શની-શુક્ર-બુધ- મંગળનાં આસમાનો ઉપરનાં રૂવાનો ઉતરવા લાગ્યાં હતાં. આ બધા રૂવાનોનો ૧/૧૦ ભાગ છુટો થઇને તે આસમાનો ઉપર ફરતો રહેલો છે, જેથી હવે તેઓનો ૧/૧૦૦૦૦ ભાગ જે રહેલો તે ગેતીમાં ઉતરી રહેલો છે. હવે આ બધા ૧/૧૦૦૦૦ ભાગનાં રૂવાનો ગેતી ઉપર તનોમંદ વ્યકિત તરીકેનાં થઇને મહાલી રહયાં છે. આ રૂવાનોની તનોમંદ વ્યકિતઓ રોશન ફેલ રાખીને અહીની લાલચની સામે ટકી શકી નહીં. ધનામીનની દોરવણી હેઠળ અહી ગેતીની બહાર પડેલો હતો તે અહી અને ધનાને તેઓએ ગેતીમાં દાખલ

કીધો છે. અહી અને ઘના હવે ગેતીમાંની નીસ્તીમાંની રજેરજમાં દાખલ થયા છે. હવે માનવોની કારદાનીમાંથી દુજ થયો. જગનમાં પાપ દાખલ થયું માટે દાદારે અશો જરથુસ્ત્રને દેવને દુજને બાંધવાના દાત નામે વીહએવોદાત સહીત મોકલ્યા. એમ હવે જે ગેતી થઇ તેને દુજો-દેમાન કહે છે. આવી ગેતીમાં ૮૧,૦૦૦ વર્ષના વખતના દોરાનો દરેઘો-ખદાતના નીયમે દોડી રહયાં છે. દરેક દરેઘો-ખદાતમાં પેલી ૧/૧૦,૦૦૦ દેવની ગતી કે જેમાંથી માનવોના તનો, જાનવરોના તનો, ઝાડપાન ખનીજ થયા છે જેમાં અહી પેઠેલો છે તેઓની ધીમી ધીમી સદગતી થઈ રહે છે. આવી દુજો-દેમાનને ફ્રશો-ગર્દ પુગાડવાની છે માટે તે માંહેલા માનવ કે જેમાં ફ્રેલ તો છેજ તેને ભલે રસ્તે દોરવવાનો છે માટે ઉપર કહેલો ફ્રવષિનો ભેદ જે ૧૩ મા કરદાઓ લગીમાં કહેલો છે તે બધો શરૂ થયો કે જેને માટેજ ફ્રવરદીન યશ્તના તે ૧૩ કરદાઓ થયા છે. આવી જગતમાં અગણીત દરેઘો-ખદાત થઇ ગયા અને થશે કે જેથી આખરે ફ્રશો-ગર્દ થશે. આપણુને તો ખાલી એકજ દરેઘો-ખદાતને જોવાનો છે. આવી દુજની જગતમાંના એક દરેઘો-ખદાતના ૮૧,૦૦૦ વર્ષોમાંના પહેલા ચાર હજાર વર્ષ પછી જરથુસ્ત્ર ઉતરે છે. પહેલા ચાર હજાર વર્ષ લગીમાં કે જ્યારે જરથુસ્ત્ર ઉતરશે ત્યાં લગીમાં તે ગેતીમાં ફ્રવષિઓ એવી કારસાજી કરે છે કે જેથી ૮૧,૦૦૦ વર્ષને છેડે જ્યારે જગરેલથી ગેતી લય થાય ત્યારે ગેતી કંઇક સુધરેલી હોય એટલે કંઇક ફ્રશો-ગર્દ થયલીજ હોય. આ બધાનું બ્યાન હવેના ૧૭ થી ૩૧ મા કરદાઓમાં આવે છે. અહિયાં નોંધવું કે ૧૪-૧૫-૧૬ કરદાઓમાં ફ્રવષિએ જે દેવને બાંધ્યો તે દેવ તો તસવ્વરમાં આવે નહિ તેવો, કલ્પી શકાય નહિ તેવો ભયંકર કોઇબી ખેંચાણુથી નહિ બંધાય તેવો અજીતમાં અજીત હતો અને પછીના ૧૭ મા કરદા પછી ફ્રવષિ જે દેવને બાંધે છે તે દેવ તો ચલીત થયલા દેવનો એટલે ખેંચાણુથી બંધાયલા દેવનો ઉપર કહેલો ૧/૧૦૦૦૦ ભાગવાળો છે કે જેને અહી મળેલો છે. આ અહી ખુદ તો પેલા મંદ થયલા ખેંચાણુથી બંધાયલા દેવના ૧/૪ ભાગના ૧/૧૦૦ ભાગમાંના દેવના ઓળામાંથી સજીવન થયલો છે. આમ ૧૪ થી ૧૬ કરદામાં ફ્રવષિએ કેવું મહાન કામ કીધું છે અને તેને માટે તેણીઓએ પરો-તરો અને આઓંવહઇર્ય કાળો-જરવાનને લીધા હતા તે બધાનો ભેદ આપેલો છે.

અહીની શકિત અહીરીમન કે જેને શેતાનબી કહે છે-તે કે જે ઉપર

કહ્યું છે તેમ હએવ વિદાતુ સામના રૂવાનના ૧/૧૦૦ ભાગોના ઓળા-માંથી અજીવન થયલો છે તે અહી-શૈતાન ધનાથી પોખાય છે, જેના અનેક સરદારો છે જેમાં અઝી અને સ્નાવીદક મુળ છે. સ્નાવીદકને કેરસારપ જેર કરે છે પણ અઝી તો અશો જરથુસ્ત્ર વગર જેર થઇને બંધાઇ શકાતો નથી. દમાવંદની ઉપર તેને બાંધે છે જે ૮૧,૦૦૦ વર્ષને છેડે લોકોની બદમનસાનીથી પોખાઇને છુટે છે કે જે પછી ગેતીનો નાશ થાય છે. ગેતી પાછી નવો દરેધો ખદાતે કરે છે ત્યારેબી તે છુટો રહે છે, જે અહી પછી નવા દરેધો ખદાતેમાં ઉતરતા જરથુસ્ત્રથી જેર થશે. સેતાનની શક્તિ તો એમની એમ રહે છે જો કે શેતાન દરેક દરેધો ખદાતના હીસાબમાં જેતાં ધીમે ધીમે નરમ પડતો જતો કહેવાયલો છે આપણે ચાલુ દરેધો ખદાતની વાત કરીએ છીએ. આ ફરવરદીન યસ્ત ચાલુ દરેધો ખદાતમાં છે. આ ચાલુ દરેધો ખદાતના પહેલા ૪૦૦૦ વર્ષ લગીમાં કે જ્યારે ઉપર કહેલો અઝી છુટો હતો કેમકે જરથુસ્ત્ર ઉતરેલા નહિ ત્યારે ફ્રવષિએ શું કીધેલું તેનો કંઇક ખ્યાલ હવે આવે છે. જરથુસ્ત્ર એકલાજ આ અઝીને બાંધી શકે છે. આ અઝીએ માનવનાં મનને અતી ખરાબ કીધેલાં હતાં. આવા અઝીવાળી ગેતીમાં એટલે છુટેલા રહેલા અઝીવાળી ગેતીમાં ૪૦૦૦ વર્ષ લગીમાં જરથુસ્ત્ર ઉતરે તે અગાઉમાં અરવાહી આલમની વ્યકિતઓ માનવની સુરતમાં ગેતીમાં ફરતી હતી જેઓને દીવાનો કહેતા હતા. આવી આ વસ્તીને અશો જરથુસ્ત્રે જગતમાંથી હાંકી કાઢી હતી અને ગેતીનો કબજો માનવ માટે નક્કી કીધેલો હતો. ત્યારે જરથુસ્ત્ર ઉતરે તે અગાઉના ૪૦૦૦ વર્ષમાં આવી ભયંકર નાસાઝ બુરી વસ્તીનો ભાર ગેઉશ ઉરવા ખમતી હતી જેની નોંધ ગાથા ૨૯–૧ માં છે. આવી ભયંકર વસ્તી ગેતીનો નાશ કરવા માંગતી હતી. આવા દીવાનો કાળી કુદરતનું જોમ રાખતા હતા. આવા દીવાનોની સામે પઓઇર્યો–ત્કેશ રૂવાનો જે ઉપર કહેલી ગરોદેમાનની દુન્યાને લગતાં હતાં તેઓ ઉતરીને જરથુસ્ત્ર આવે ત્યાં લગીમાં તે દીવાનોને જગતનો નાશ કરતા અટકાવતા હતા. આવા મોટા નરોમાં કેરશારપનું રૂવાન અતી ભારી હતું કે જેણે આ દીવાનોની અજીત ગતીને તોડી હતી અને સ્નાવીદકને માર્યો હતો. પણ પહેલા ચાર હઝાર વર્ષોમાં બીજા અનેક પઓઇર્યો–ત્કેશો થઇ ગયા છે કે જેઓએ આ દીવાનોને જરથુસ્ત્ર આવે ત્યાં લગીમાં પાછા હઠાવ્યા હતા. આ પઓઇર્યો–ત્કેશોને પાદ-શાહ પહેલવાનો આખેદા તરીકે સાધારણ રીતે ઓળખે છે. આ બધા

મોટા પઓઇર્યો-ત્કેશ નરો તે કાળી કુદરતના જેમ સાથના દીવાનો કે જેઓ આતશનો વરસાદ વરસાવી શકતા, હવાને ઝેરી કરી નાખતા, જમીનમાં ઝલઝલાઓ કરીને શહેરોના શહેરોનો નાશ કરી શકતા હતા, તેવા ભયંકર શતરૂઓની સામે મદદ કરનાર સફેદ બાજુની કુદરત હતી જેને ઝરેહ વોઉરૂ કશ કહે છે જેની ઉપર ફ્રવષિની ચોકી રહેલી છે એટલે જે ઝરેહની કુદરતમાં ફ્રવષિ છે. આવી રોશન ગતીની કુદરતના આશીશોને ઉતારનાર સ્તર હુપ્તરંગ છે જેનું જોરબી ફ્રવષિઓને લીધેજ છે. માટે હવે આ ઝરેહ વોઉરૂ કશની કુદરત અને તેમાં કામ કરતો હુપ્તરંગને ફ્રવષિ મદદ કરે છે તેના ભેદો આવે છે, અને છેલ્લે અશો જરથુશ્ત્ર ઉતરીને પોતાના ત્રણ બુનો ત્રણ મરતબે કાઢીને ઝરેહ વરકસના અંતર વરકશ નામે ઝરેહ કેઆંસે=કશુ દરયાવમાં મુકશે, કે જેમાંથી દરેઘો-ખદાતના અમુક અમુક હઝારાઓમાં ત્રણ મોટા સઓષ્યન્તો આવીને જરથુસ્ત્રનાં કામને બજાવશે માટે અશો જરથુશ્ત્રના તે બુનોની ઉપર ફ્રવષિની ચોકી છે તેનો ભેદ આવે છે. એમ હવેના ૧૭-૧૮-૧૯-૨૦ મા કરદાઓમાં વીગતો આવી છે તે જોઇએ.

## કરદો સત્તરમો.

**ચાલુ દરેઘો-ખદાતમાં પ્રગટીને ચલાવનાર મુળ ચાર મહાન કેહર્પો નામે ઝરેહ વોઉરૂકશ, હુપ્તરંગ, કેરસાસ્પ અને જરથુશ્ત્ર. આ બધામાંના ઝરેહ વોઉરૂ કશમાં નીસ્તીની કુદરતનો ભેદ રહેલો છે. આવી નીસ્તીની કુદરતની આસ્ન તરીકે ફ્રવષિઓ રહે છે તેની ગુહય ભેદી ઇબારત તેની સમજ.**

પહેલાં ફ્રવષિને રીત મુજબ યાદ કરે છે. પછી કહે છે કે આ ફ્રવષિઓ ૯૯,૯૯૯ ના ગુરૂહમાં થઇને ઝરેહ વોઉરૂ કશની પાસબાની કરે છે. ઝરેહ વોઉરૂ કશ નીસ્તીની કુદરત રાખતો દરયાવ છે. ઝરેહ વોઉરૂ કશની આ કુદરતમાંથી નીસ્તીએ-અવ્વલ માટેની અને અરવાહીઓ અને ગેતી માટેની કુદરત થઇ છે કે જેમાં ઘનાનું જોર પ્રબળ છે. ઘનાનુ જોર વધી નહી જાય અને તે કુદરત ગેતીને ટેકવી શકે અને જરથુશ્ત્ર અગાઉના મોટા નરોને દીવાનોના જેમ સામે મદદ આપી શકે-જરથુશ્ત્ર આવે ત્યાં લગી ઘનાને તોડયાજ કરે અને મોટા પઓઇર્યો-ત્કેશ રથેસ્તારોને તેઓની દીવાન સામેની ભયંકર કટોકટીના વખતમાં મદદ આપ્યા કરે-એમ તે ઝરેહમાંની કુદરત પ્રબળ રહે માટે

ત્યાં ફ્રવષિની ચોકી રહે છે કે જે ફ્રવષિ પાંચ નવ જેટલી રહે છે એટલે પાંચના અએહાદની મુરાદ મુજબ છોકરો જેમ બાપની ખીદમત કરે છે તેમ તે ઝરેહની ખીદમત કરે છે અને નવના અએહાદના ભેદ મુજબ તે ઝરેહને પુર્ણ રીતનો રાખે છે એટલે દેવથી આજાબ પામે નહી તેમ રાખે છે.

## કરદો અઢારમો.

### ચાલુ દરેષો–ખદાતની પ્રગટી ચલાવનારૂં બીજું કેહર્પ નામે હુપ્તરંગ. નીસ્તીની કુદરતના મઝદદાત–અહુરદાતના કામની બજાવણી બજાવવામાં હુપ્તરંગનો ફાળો છે તેમાં તે હુપ્તરંગના ડહાપણ તરીકે ફ્રવષિજ છે તેનો ભેદી ચિતાર.

આ કરદામાં પહેલાં ફ્રવષિના સંગ્ગઠનને યાદ કરે છે. પછી કહે છે કે ફ્રવષિઓ હુપ્તોઇરીંગ સેતારાને ૯૯,૯૯૯ ની સંખ્યામાં પાસબાની કર્યા કરે છે. આપણે ઉપર ઝરેહ વોઉરૂ કશની કુદરતનો ભેદ જોયો, તે કુદરત નીસ્તીને ટેકવે છે તે જોયું. આ કુદરતમાં ધનાનું જોમ ભારે છે તે જોયું. ધનાની મદદે કાળી કુદરતને મદદ કરતી બેશુમાર સેફલી અરવાહીઓ રહે છે. આ સેફલી અરવાહીઓ પધરિ–દખ્યુ તરફના અપાખ્તર તરફ ભટકતી ફરી રહે છે. અહિંયાંથી આ અરવાહીઓ કુદરતની કાળી બાજુને દોરવનાર ધનાની મદદે જઇ શકે છે અને ગેતીની ઉપર જરથુશ્ત્રના વખતની અગાઉ ઉતરતી હતી. જરથુસ્ત્રે તેઓનો ગેતી તરફ આવવાનો રસ્તો બંધ કીધો છે માટે આજે તેઓ ગેતીમાં ઉતરી શકતી નથી. જ્યારે તે રસ્તો ખુલ્લો હતો ત્યારે આ હુપ્તોઇરીંગના સ્તરનું કેહર્પ ફ્રવષિનું જોમ રાખીને ઝરેહ વોઉરૂ કશની કુદરતના સરદાર તરીકે અપાખ્તરના તે રસ્તા આગળ ઘેરો ઘાલીને તે અરવાહીઓને ગેતી તરફ ધસી આવતા તેમ કુદરતની કાળી બાજુને મદદ કરતા અટકાવવાની ભારે જેહમત લેતું હતું. આ હુપ્તરંગને 'નવ પાંચ' ફ્રવષિની મદદ હતી. પાંચમાં ઉપર કહયું છે તેમ તે ઝરેહની ફરઝંદ બાપની સેવા કરે તેમ સેવા કરવાનો અર્થ છે અને નવમાં તે હુપ્તરંગને અખંડતામાં રાખવાનો અર્થ છે. એટલે તે હુપ્તરંગને ધના કદીબી આઝુરદે કરી શકતો નથી એમ કહે છે. વળી મોટા મોટા અશવનો–આબેદો–સાલેકો–રથેશ્તારો–ક્ષથ્રપતીઓ વીગેરે વીગેરેને માટે ઝરેહ વોઉરૂ કશમાંથી મદદ લાવનાર અને તેઓને ક્ષફન સામે મદદ અપાવનાર આ હુપ્તરંગ છે. પેગામ્બરની અગાઉ અરવાહીઓના દરોરા અપાખ્તર તરફથી

પડતા તેઓને આ હુમ્તરંગે ફ્રવષિની મદદથી અટકાવેલા હતા અને તે ભલા નરો જેઓ દીવાન સામે લડતા હતા તેઓને આવાંનાં ૧૦૦૧ પ્રવાહો મેળવી અપાવેલા હતા. એવો હુમ્તરંગ છે-માટે તેને ફ્રવષિની અનુપમ મદદ છે જે મદદ તેને મલ્યાજ કરશે.

## ફ્રરદો ઓગણીસમો.

**ચાલુ દરેષો-ખદાતની પ્રગટી ચલાવનારૂ ત્રીજુ કેહર્પ કેરસાસ્પ. ગેતીને દરેષો-ખદાતની શરૂઆતના પહેલા ૪૦૦૦ વર્ષમાં જરથુશ્ત્ર ઉતરીને જગતની નવરચના કરે તેની અગાઉના વખતમાં પઓઇર્યો-ત્કએષો અને તેઓના મહાનમાં મહાન નર કેરસાસ્પ ખાસ કેહર્પ રાખીને ગેતીને અહીના જોમ સામે બચાવી રહે છે કે જેમાં કેરસાસ્પના તે કેહર્પને મદદ કરનાર ફ્રવષિજ છે તેનો ચિતાર.**

આ ફરદામાં પહેલાં ફ્રવષિના સંગ્ગઠનને યાદ કરીને પછી કહે છે કે કેરશાસ્પ જે ગએસાઉસ=ગવની કુદરતનો હીમાયતી થઇ ગાવની સુરતનો ગદ=ગુરૂજ બચાવ રાખતો હતો જે સામને લગતો હતો તેના કેહપંની ઉપર ૯૯,૯૯૯ ફ્રવષિઓની પાસબાની છે.' આપણે ઉપર જોયું કે ભયંકર રીતના દીવાનો જેઓ છુટા રહેલા અઝીથી જોર પામીને ગેતી ઉપર દોડધામ કરી રહેતા હતા તેઓના ઝુલ્મને જરથુશ્ત્ર આવે ત્યાં લગી તોડવા અને એમ ગેતીનો નાશ અટકાવવા પઓઇર્યો ત્કેશો તે પહેલાં ૪૦૦૦ વર્ષમાં ઉતરી રહેલા હતા. આવા બધાઓમાં કેરશાસ્પ એકલા એવા હતા કે તેવણે તે દેવોની અનેક તલેસમોને તોડી હતી. કેરશાસ્પે શું શું કીધું હતું તેની નોંધ કેરશાસ્પની નોટ પાને ૨૨૬ ના ફ. ૧૩૬-૫૭ માં છે તે જુઓ. કેરશાસ્પના કેહ-પંમાં ત્યારે જે અનંત જોર હતું તે ફ્રવષિને લીધે હતું કેમકે તેવણુની ઉપર ૯૯,૯૯૯-ફ્રવષિની ચોકી રહેતી હતી જેથી તેવણુ પાંચના અઓહાદના ગુહ્ય અર્થ તરીકેની ફ્રરઝંદ જે બાપની નોકરી કરે તેમ જગતની સેવા કરતા રહેલા હતા અને દીવાનોને તોડી રહેલા હતા અને દીવાનોથી તેવણુને આઝાબ નહી પડે માટે ફ્રવષિઓ તેવણુને નવની અખંડતામાં રાખતી હતી. જો કેરસાસ્પ ગેતીમાં દેવોની તલેસમને તોડતે નહી તો પછીના પઓઇર્યો-ત્કેશો જગતનું રક્ષણુ પેગામ્બર આવે ત્યાં લગી કરી

શકતે નહી. કેરશાસ્પનાં વખતમાં ઝોહાકનો દોર જગત ઉપર હતો જે ઝોહાક ખુદ બ ખુદ અઝીનો ચેલો થઇને અઝીનો પેવંદ રાખતો હતો કે જેથીજ જગતમાં જાતજાતની બુરાઇઓ શરૂ થઇ છે. અઝીની સરવોપરી વાળી બુરી હકુમતમાં હોવા છતાં કેરશાસ્પે દેવોની તલેસમો તોડી હતી અને અઝીને લગતા અઝી દેહાકને ધીમે ધીમે ફ્રેરેદુનથી જીતાય તેવો કીધેલો હતો. ચાલતા દરેષો-ખદાતમાં ગેતીને ટેકવવા-તારણે પુગાડવા જેમ જરથુસ્ત્રની અગત્ય છે તેમ જરથુસ્ત્રની અગાઉના વખતમાં પઓઇર્યોર્-ત્કેશ રથેસ્તારો ગેતીને જરથુસ્ત્ર આવે ત્યાં લગી ટેકવી શકતા હતા માટે તેઓની જરૂર હતી અને પઓઇર્યો-ત્કેશોને પોતાના તે કામ થવા માટે આ કેરશાસ્પની જરૂર હતી માટે કેરસાસ્પ માટેના કેહર્પ ઉપર નવ પાંચના ભેદથી ફ્રવષિઓ કામ કરતી હતી.

## કરદો વીસમો.

ચાલુ દરેષો-ખદાતની પ્રગટીને તેના છેડા લગી લઈ જઇને નવા દરેષો-ખદાતનો રસ્તો ખુલ્લો કરી શકે તેવી વ્યવસ્થા કરનાર અશો જરથુશ્ત્ર અને તેવણુની શુક્રનો ગુહ્ય ભેદ. ગેતીનો બચાવ શેતાનની સામે આખા દરેષો-ખદાતના ૮૧,૦૦૦ વર્ષમાં દરેષો-ખદાતના છેડા લગી થઇ રહે માટે અશો જરથુશ્ત્ર જે કાંઇ ગોઠવણુ કરી જાય છે તેને શુક્રના ભેદમાં ઓળખે છે કે જેની ઉપર ફ્રવષિની પાસબાની છે તેનો ભેદી ચિતાર.

અશો જરથુસ્ત્રના 'શુક્ર'=બુનને માટે કહે છે કે તે બુનની પાસબાની ૯૯,૯૯૯ ફ્રવષિ ચોકી કરી રહે છે. આ ભેદ માટે એમ કહે છે કે કેરશાસ્પની ખીસ્કારીથી જેમ જરથુસ્ત્ર આવે તેની અગાઉ પઓઇર્યોર્-ત્કેશો ગેતીને અઝી સામે ટેકવી શકયા, તેમ જરથુસ્ત્રની પછીના આ ચાલુ દરેષો ખદાતના વખતમાં ત્રણુ મોટી કેઆમતો થશે એટલે ત્રણુ વખત આ ગેતી ઉપર એવી જબરદસ્ત ધમાલો થશે કે અઝી કે જેને બાંધેલો છે તે છુટવાની અણી ઉપર આવીને જગતનો નાશ કરે એમ ધાસ્તી રહેશે. આ ત્રણે વખતે અશો જરથુસ્ત્રના તે શુક્રમાંથી ત્રણુ મોટા નરો હોશેદર-

બામ, હોશેદરમાહ અને સોશીઓશ આવીને જગતને બચાવશે. જરથુસ્ત્રના તે ખુનમાંથી તેઓ થશે માટે તે ખુનને ઝરેહ કેઆંસેમાં ફ્રવષિઓ ટેકવી રાખે છે. સરળ રીતે બોલતાં એમ કહેવાય કે જરથુસ્ત્રે જે તલેસમો કીધી છે જે નરકો કીધા છે જે મીનો અને જાહેર ઇલ્મ કળા વીકળા ચલાવી છે તે બધાનો નાશ થતાં આ ફ્રવષિ અટકાવશે, એટલુંજ નહી પણ તે બધામાં પાંચની તલેસમનું જોર મુકી તેઓ જગતની સેવા કરે અને અખંડતામાં રહી શકે એમ ટકવો આપી રહેશે. આ વીષેના બ્યાન માટે વાંચો નોટ જરથુશ્ત્રો-ઈશ નોંધ: ૬૫–૭૦–૭૫ ફ. ૯૮ પાને ૧૧૧. આમ આ ચાલુ દરેધો ખદાત લગીમાં ફ્રવષિઓ ફ્રશો-ગર્દ માટેની શું શું સેવાઓ બજાવી રહે છે અને ઉપર કહેલા ૧/૧૦૦૦૦ ભાગના દેવ કે જે આજે જગતની તનોમંદ હયાતીમાં વણાયો છે તેને ગવહોમંદ કરીને રૂવાનો જેવો કરી રહે છે, એમ ફ્રશો-ગર્દ રૂવાનની ઉપીએ તે બધાને પુગાડી રહે છે તેનું બ્યાન અપાઇ રહે છે. એમ ત્યારે ફ્રવષિએ જગત રચનામાંના સપ્પર પહેલા, ગનીથી નહીં બંધાયલા અતી ભયંકર દેવને એટલે અતી બુરી અજ્ઞાનતાને કઇ રીતે મારીને તેને થોડી અજ્ઞાનતાવાળા ચલીત ગતીના દેવમાં આણ્યો અને પછી તે દેવમાંથી ચઝતો થઇને નીરતી થઇને માનવ થયો છે અને માનવ જરથુસ્ત્રથી સુધરી રહયો છે તે કહીને હવે આગળનો કરદો શરૂ કરે છે.

## કરદો એકવીસમો.

### ચાલુ દરેંધો-ખદાતમાં ઉપલા ચાર કેહપોંને ફ્રશો-ગર્દ ચલાવવા માટેની મુળ મદદ આપનાર કોણ?

**ફ્રશો-ગર્દ જગતમાં લાવવાની મુળ ફરજ જેઓ શાહો તરીકે થઈ રહે છે તેઓની ઉપર છે. શાહો હમેશાં ઇનસાફીજ હોવા જોઇએ અને જો હોય તો ફ્રવષિની મદદ તેઓને મળશેજ તેનો ભેદી ચિતાર. શાહ ત્યારે રાજનો તેમ દીનનો બેઉનો મુખી હોય.**

પહેલાં ફ્રવષિને યાદ કરીને કહે છે કે માનવના હાથમાંજ ફ્રશો-ગર્દ કરવાનું મુકાયું છે. માનવ મારફતે ફ્રવષિઓ આવીને ફ્રશો-ગર્દ કરશે માટે માનવે ફ્રવષિની મદદ લેવી. પહેલે પોતાની સાથેજ ફ્રવષિ છે તેણીને, તે પોતાને એટલે તનોમંદ હયાતીને ગવહોમંદ કરી તનુ-માંથ્રની કરીને આઝાદ

કરીને તે સંગ્ગઠનમાં કામ કરવા છુટી કરી દેવી કે જે પછીથી તે ફ્રવષિઓ તે માનવથી ખુશનુદ થઇને તેને ફ્રશો-ગર્દ કરવામાં મદદ કરી શકે. જે માનવ શહેનશાહ હોય-બધાનો અપસર હોય તેણે તો ખસુસનજ પોતાની ફ્રવષિને આઝાદ કરીને તે શુભ કામ કરવાના દાખલા જગતની પોતાની વસ્તી આગળ મુકવો કે જેથી બધાઓ શાહનો દાખલો પકડીને તેવું વર્તન કરવાનું શરૂ કરે. માટે હવે કહે છે કે 'યેજિ-ષ'= અગર જો તે શાહથી તે ઉદ્ર ફ્રવષિઓ **અનાઝરેતાઓ**=આઝુરદે નહિ થયલી હોય પણ **ક્ષ્નુતાઓ**=ખુશહાલ થયલી હોય અને એમ **અઇનિતાઓ**= ભાર વગરની થયલી હોય અને તે શાહથી **બવઇતિ અષવ ક્ષ્નુષ**= અશવનો ખુશહાલ થતા હોય તો તેવા તે શાહની મદદે તે ફ્રવષિઓ હરદમ રહેશેજ અને કદી અસરે-તારીકીના દીવાનો યા તેવા જડવાદીનો જુલ્મગાર સરદાર જો તેની ઉપર ચઢાઇ કરે તો તે ફ્રવષિઓ તેની તરફથી લડીને તેને ફતેહ અપાવીને નેકી-ભલાઇને જારી કરાવી શકે છે, ફ્રશો-ગર્દને નજદીક લાવવાનું જોમ આપી શકે છે. તેની તરફથી તે ફ્રવષિઓ **દષિનાંમ**=જમણી બાજુથી લડે છે એટલે તે શાહના ખરા કારણને મદદ આપે છે-ઇનસાફથી મદદ આપે છે, અને દેવોની-જડવાદની હદ લાવે છે.

# કરદો બાવીસમો.

**ફ્રશો-ગર્દને યવએચના છેડે લગી લઇ જનાર માંથ્ર-સ્પેન્તના અહુરાના રૂવાનને ફ્રવષિની મદદનો અર્થ.**

**ફ્રવષિ એટલે દાદારનું મહા ડહાપણ શું કેવું હોય તે તો કદીબી જબાનથી વર્ણવી કે વિચારથી વીચારી શકાયજ નહિ પણ સદ કર્મોથી અનુભવી શકાય. સઉથી ઉત્તમ અનુભવ દેશના શાહોને મળે છે-પછી પહેલવાનોને રથેશ્તારોને મળે છે-પછી આમ લોકોને મળે છે-કઇ રીતે અનુભવ મળે છે તેનો ચિતાર. દુશમનોની આફતોને કે મોસમોના ખોરવવાની આફતોને ફ્રવષિ કઇ રીતે દુર કરે છે-જડવાદી અધમમાં અધમ દુષ્ટ હુકુમત કરનારાઓના પંજામાંથી કઇ રીતે છોડાવે છે તે બધાનો ગુહ્ય ચિતાર. દેશની-મકાનોનીબી ફ્રવષિ હોય તેનો ભેદ; એક જણનું પુન્ય બધાને પુગે તેનો ગુહ્ય ચીતાર ન્માન-વીસ-ઝન્તુ-દખ્યુ વીગેરે લોઘતોમાં; ગરોદેમાનની અને દુજોદેમાનની ગેતી પેદાશના ગુહ્ય બનાવો: તેમાં ફ્રવષિનો ભાવ એરેદ્ર એટલે ઉંચમાં ઉંચ ગતીવાળી સરનશીન superintendant તરીકે; ફ્રવષિ એકસાનજ હોય છતાં જુદી કાંય? ફ્રવષિ દાદારની હોય કે આશમોઘની હોય તે તો એકસાનજ છે છતાં દાદારની ફ્રવષિને અઓજિશ્ત કાંય કહી વીગેરે કુલ ફ્રવષિની સામાન્ય ગુણવંતી શકિતઓનો કંઇક ખ્યાલ. પઓઇર્યનાંમ ફ્રવષિ નામનો ભેદ શું છે? માંથ્ર-સ્પેન્તનું અહુરાનું રૂવાન તે શું-ફ્રવષિ સાથે તેને શું લાગે વળગે? રૂવાનોની પ્રગટી કઇ રીતે થઈ?-તે બધાનો ભેદ. ફ્રશો-ગર્દ કરવા માટે સપ્પર પહેલી ઉત્તમમાં ઉત્તમ હકીકત તે આ માંથ્ર-સ્પેન્તનું રૂવાન છે.**

**પહેલા ૬૪ મા** ફકરામાં ફ્રવષિઓ નર સંગ્ગહનને યાદ કરે છે. પછી સમજાવે છે કે ફ્રવષિ જગતને માટે શું શું કરી રહે છે તે બધાનું વર્ણન કરવું મહાલ છે-જબાનથી વર્ણન કરીએ તે જબાન તેઓની **મસ્યેહીશ**=મોટાઇને વર્ણવી શકતી નથી-તેઓની હિંમતને-ફ્તેહને-ચીવતાઇને-**ફ્રશો-ગર્દ** લાવવાની મકદુરને, તનોમંદ હાલતને જીવતી રાખવાની મદદ આપવાની તેઓની શકિતને-તેઓને માનવ જો એક ગણી મ્યઝદ આપે તો તેઓ હજારો ઘણા માનવને મદદ કરવા આવે છે, આવા તેઓના પરમાર્થ ગુણો છે-તે બધાને જબાન શું પણ સત્યની જબાન કે જેમાં અતી ઘણું જોમ છે તેબી પુરો ઇનસાફ આપી શકશેજ નહિ.

તેઓની મહોટાઇને મસ્યેહીશના ભેદમાં કહેલી છે. તેઓના ફશો-ગર્દ લાવવા માટેના અજીત જોમને કુદરતને અઓજયેહીશના ભેદમાં કહેલી છે. ફશો-ગર્દ લાવવા માટેની તેઓની ચીવટાઇને તાંયેહીશના ભેદમાં કહી છે. તેઓની હિંમત અને ફતેહને અમવસ્તરાઓ અને વેરેથ્રવસ્તરાઓના ભેદમાં જણાવેલી છે-દુખોથી સંકટથી તરીકતવાળાઓને રહાઇ આપવાના તેણીઓના પરમાર્થને બઓષજયોતરાઓના ભેદમાં કહેલી છે જગત ચલાવવાની તેવી સદગતીને-જગતમાં નેઆમતો-સત્ય પાંથરીને ખુદ અહીનેળી જીતાવવાની તેઓની મકદુરને યાસ્કેરેસ્તરાઓના ભેદમાં કહી છે. તેઓ તરીકત ઉપર ચાલનારને લાખ્ખો ગણી મદદ કરે છે. સત્ય ઉપર જનારને-નીતી ઉપર જનારને-દીન ઉપર એતેકાદ રાખનારને વીગેરે વીગેરે ભલા ગુણોવાળાઓને-તેઓની મુક્તિ માટેની દુઆને-તેઓના ભણવા ગણવાને-મુબેદોની દીન દોસ્તીને વીગેરે વીગેરે બધાને કરોડોગણી મદદ કરે છે-તેનો ભેદ યાઓ મદેમેમચિત મ્યઝદનાંમ બએવને ઉપવજેન્તના ભેદથી એટલે જેણીઓ મયઝદની વચમાં હઝારોધણી આવે છે તેના ભેદથી જણાવ્યું છે.

પછી ૬૫ મા ફકરામાં કહે છે કે તરીકત ઉપર ચાલનાર નેક મર્દની એકગણી કોશેશને તેઓ કરોડોધણી રીતે નવાજે છે-તે નવાજેશ તેઓ કુઇ રીતે કયારે કયા આકારમાં આપે છે તેને માટે હવે કહે છે કે જ્યારે તે ફ્રવષિઓ જગતના ટેકાવ માટે ઝરયંધાહુત હચ વોઉરૂ-કષાત=વોઉરૂ કશ દરયામાંથી એટલે કુદરતમાંથી આપો=પાણીઓને એટલે જાતજાતના જોઇતા નીઆમતોના વરસાદને ઉઝબરેન્તે=તે કુદરતમાંથી ઉભાવીને જગત ઉપર પાડી રહે છે ત્યારે અને ખરેનસ્ચ યત મઝદદાતેમ=મઝદદાતના ખોરેહને-આશીશોને જગત ઉપર થયલા આતરોમાં તેમ જમીનમાં થયલા ગાહમ્બારો માટેના આરમઇતીના કશોમાં આણે છે ત્યારે તે બધાનો કંઇક ભાગ તેવા તે નેક મર્દોને આપવા તેણીઓ તે નેક મર્દ આગળ ફ્રષુસેન્તિ=આવે છે. તે નેક મર્દની એકગણી કોશેશને માટે તે ફ્રવષિઓ પઓઇરૂશ=પુશકળગણી રીતે-પોઉરૂસતાઓ=સેંકડોની સંખ્યામાં પઓઇરીશ પોઉરૂ હજંઘરાઓ=હજારો દશ હજારો પઓઇરીશ પોઉરૂ બએવનો=અબજો નહી ગણાય તેવી સંખ્યામાં આવીને તેટલી બધી અસંખ્ય ગતીઓ આપીને નવાજે છે.

પછી ૬૬ મા ફકરામાં કહે છેઃ ના એટલુંજ નહી, એક માણસ તરીકત ઉપર રહે તે ખુદ પોતાનેજ મદદ કરે છે એટલે તેને એકલાનેજ ફ્રવષિઓ મદદ કરે છે એમ નહી પણ તેની તે શુભ કોશેશ માટે તેના 'નાફયાઈ'=સગાંઓને, તેના વીસે=મોહલ્લા વાળાઓને, જન્તવે કસબા વાળાઓને, દઇંઘહવે=શહેરવાળાઓને અઐપ્નાઓ આપેમ=તે પાણીઓ-નેઆમતો આપવાની ઇચ્છા રાખતી તે ફ્રવષિઓ આમ ઉઇત્યઓજનાઓ=દુઆ કરી

રહે છે કે **ખએપઇથે નો**=હમારા પોતાના એટલે હમુને ચાહી રહેલા,-તે નેક મર્દે હમુને ચાહયા-હમારી તોષીક માની માટે તેને લગતા બધા તમોખી હમારાજ છે, તેવા બધા હમારા **દઇંઘેહુશ દેશ** વાળાઓને **નીદાતએ**= પુશકળના આબાદી અને **હુઓખાત**=પુરતી ખુશાલી મળો-હોજો. અહિયાં **નાફ્યાઇ**માં માનવ સગાંઓ તેમ તેનાં રૂવાનનાં જાનવરી-નબાતાતી-જમાદાતી અંશો રાખતી હેઠળી વસ્તીબી આવે છે તે નોધવું. **વીસે**માં મોહલ્લાવાળા એટલે જેઓ દીન ઉપર સાબેત નથી અને તેની સાથે ભલા કે બુરા કેશાશોથી દોસ્ત દુશમન તરીકે જોડાય છે તે બધાઓ આવે. 'જન્તવે' માં તે માણુસના ગુજરેલાઓ જેઓ પેલી જેહાનમાં છે તેઓ આવે તેમ તે માણુસ સાથના દોસ્ત દુસમન તરીકેનો કેશાશ રાખતાઓના ગુજરેલાઓ આવે. **દઇંઘહુવે**માં તે માણુસ સાથે જે કોઇ ભલા વહેવારમાં હોય-દીન પાળતો હોય-નેકી ઉપર તેને લઇ જનાર ઉસ્તાદ હોય યા તાલેમે ઇલ્મ બેરાદર હોય વીગેરે વીગેરે આવે. એમ એક માણુસ જો બદીને છોડી દીનને તાબે થઇને ભલાઇ કરવાનો પ્રયોગ શરૂ કરે-જીવતોડ મહેનત કરે-ભલેને તે તેમાં પહેલે માર ખાતો હોય તો તેને ફ્રવષિ મદદ કરીને આગળ ચલાવે છે અને તે એકથી તેના અનેક દોસ્ત દુસ્મનો જીવતા ગુજરેલાઓ તેમ હેઠળી વસ્તીઓને ફાયદો થઇ રહે છે; અને તે એક માણુસ જો ખરેખરજ અંતકરણપુર્વક નેકી ઉપર જવા ફાંફાં મારતો હોય તો તેનાથી **સત્યસંગ** વધે છે જે ભેદ ફ્રવષિ તેને મદદ આપે છે તેની ઇબારતથી ખુલે છે. એમ જ્યારે અનેક માણુસોએ મોહલ્લાના દેશના તરીકત ઉપર ઉસ્તવાર થઇને ચાલવા જીવતોડ મહેનત કરી રહે છે તો પછી ફ્રવષિઓ તે આખા જમુઅને અને તે જમુઅને લીધે તે જમુઅની દેશ પ્રદેશની શહેનશાહતને કઇ રીતે કેવી મદદ કરે છે તે હવે જણાવે છે, જેને પછીના ૬૭ મા ફકરામાં આમ વર્ણવે છે.

**ફકરો ૬૭:** તે જમુઅને માટે અને તે જમુઅના દેશ અને શહેનશાહ માટે-તેઓ ઉપર આવતી આધી-વ્યાધી-ઉપાધી-આફ્નો માટે તે ફ્રવષિઓ **હુવે અસહી**=પોતાની તે જગા માટે **પોઇથ્રએચ**=તે શહેરમાટે-કે જે જગા અને શહેરના લોકો નેક થવે તે જગા અને શહેર માટે તે ફ્રવષિ તે જગા અને શહેરની આફત વખતે **યુઇદયેઇન્તિ** લડે છે **યથ અસો મએથનેમ**= તે જગા અને મુકામે મળે **અઇવિષિતેએ દદાર**=ફ્રવષિ મુકરર થયલી રહે છે તે મુકરર થયલી ફ્રવષિને એમ તેઓ મદદ કરી રહે છે, **માંનયેન**

**અહે યથ** **ના**=જેમ જેવી રીતે **તખ્મો** **રથેસ્તાઓ**=એક જોરાવર પહેલવાન **યસ્તો** **જએનીશ**=હથીઆરબંધ થઇને **હુશહાંમ** **બરેતત હુચ** **પએતાત**=પોતાની જગા દેશ વસ્તી દોલત માટે **પઇતિધનીત**=લડે છે અને ફાવે છે તેમ તેણીઓ તે દેશને લગતા નેક મર્દોની મદદે જઇ રહે છે. અહિંયાં કહે છે કે **અસો**=જગા **મએથનેમ**=મુકામને માટે ફ્રવષિ મુકરર થઇ છે. આ હકીકત જમીનના ચપ્પાની વીગત કુલ્યાતીની રીતે વર્ણવે છે. પણ સાધારણ રીતે તો અસલ મઝદયસ્ની જમાનામાં દેશો શહેરો કે ઘરો થતાં હતાં ત્યારે તે તે જમીન ઉપર મોટા મુબેદો તાણો મારીને કશો કરતા હતા કે જે કશોની ઉપર ફ્રવષિઓની પાસબાની રહેતી હતી. એમ ફ્રવષિઓ તે જગાની કે મકાનની થઇ રહેતી હતી તેનો ભેદ અહિયાં આપેલો છે. એમ છે માટેજ કહે છે કે કોઇબી ધારમીક સંસ્થા અસલ ઇરાનમાં તાણાથી થતા કશો વગર થતી નહી. ખુદ ઇરાન દેશ સાસાન જમાનમાં અમુક વીસ્તારમાં આવા કશથી દોરેલો હતો કે જેની ઉપર ફ્રવષિની પાસબાની હતી. જ્યારે તે કશ તુટયો એટલેજ ઇરાન ગયું જ્યારે હવે તે કશને ફરીથી કરશે એટલે ઇરાન દેશની ઝમક પાછી આવશે. પણ ઇરાન દેશ જે આજે **પ્રુમાઓ** **અસેબિશ** **ફ્રજેન્તિ**ના ભેદનો મુરદાઓ દટાવે થયો છે એટલે વેરાન થયલો નાશાદ જંગલ જેવો થયો છે તેમાંથી કરદો નવ : ફકરા ૩૮ મા કહે છે તેમ ફ્રવષિઓ પહેલે તો તે બધી વેરાનીને તોડશે કે પછીથીજ આવા કશો થઇ શકશે અને ઇરાન દેશનું એટલે આરમઇતીના દેશનું એટલે મઝદયસ્ની જરતોશ્તી દએ-નના દેશનું જગત ઉપર સરવોપરીપણું પાછું શરૂ થશે-જગતમાં તેણી રાદ અને દાદ પાંથરવાની મકદુર આવી ફ્રવષિઓને જોરે કરી શકશે. ભવીષ્યના રાએનીદાર **બહેરામે વરઝાવંદ** આમ કરશે. સાયન્સના અત્યાચારોથી દુન્યાની બરબાદી જે શરૂ થઇ છે તેને બહેરામે વરઝાવંદ હોમીક જ્ઞાનના જોરે આ ફ્રવષિની મદદથી અટકાવીને છેડો આણશે. આ વખતે **અઇર્યંમન વએજ** જે દટાઇ ગયું છે તે બહાર આવીને '**અઇર્યંમા**'ની ક્ષથ્રવાલું થઇને મઝદ-યસ્નાન ઇરાન થયું હશે. આટલી નોંધ ઇરાન દેશ માટે મુકરર થયલી ફ્રવષિના ઝલવાને માટેની છે, માટે લખી છે; કોઇને સવાલ ઉભો થાય કે ઇરાન દેશની ફ્રવષિ ત્યારે આજે શું ઉંધે છે કે માટે લખી છે કેમકે ફ્રવષિઓ જમીનના ચપ્પાની ઉપર રહે તે બાબદ જુદીજ છે. પણ શહેરોની ઉપર-જગાની ઉપર અને રહેઠાણુની ઉપર ફ્રવષિ રહે તે તો તાણાની

કશની વાત છે. સાસાન ઇરાનનો તે કશ તુટેલો થયો એટલેજ ઇરાન પડયું એવા ભેદ કંઇક ખોલવા આ લખેલું છે, જેની ઉપર જેટલી ચુપકીદી હોય તેટલુંજ સારૂ. આજે તો આતશબહેરામ અને અગીઆરીના કશોની મહત્વતાબી રહી નથી માટે આજે જમીન ઉપર-રહેઠાણુ ઉપર ફ્રવષિ હોય નહી-ગાયબ હોય તે વીગત કોઇબી સમજી શકશે.

**ફકરો ૬૮:** ઉપર ૬૬ મા ફકરામા કહયું છે કે એક માણુસ જો તરીકત ઉપર હોય-ભલાઇ નેકી કરવા જીવતોડ મહેનત કરતો હોય તો ફ્રવષિ તેને તેના સંબંધનાઓનેજ દુઆ દેશે કે તમુને નેકી પુગો-આબાદી પુશકળતા પુગો. હવે કહે છે કે જયારે તે માણુસ જે તરીકત ઉપર ચાલવા કોશેશ કરતો હોય તે જો તરીકત ઉપર વધુ ઉસ્તવાર થઇને કંઇકબી નતીજો આણી શકે તો પછી તેની ફ્રવષિ ઉપરથી ભાર ઓછો થઇ જાય છે અને તે ફ્રવષિ જે અત્યાર લગી તેની જીંદગી ટેકવવાનાંજ કામમાં હતી તેને હવે એક જાતની રાહત પુરસત મળવે તે જગત રચનામાંના તેણીને માટે અગાઉથી મુકરર કીધેલાં કામને યાદ કરતી થવા લાગે એટલે તે જગત રચનામાંના તેણીનાં કામ માટે વિચાર કરતી થતી જાય છે- એમ તે ફ્રવષિ આઝાદ થતી જાય છે કે હવે નજદીકનાં ભવિષ્યમાં તેણી તે સંગ્ગઠનમાં જઈ પુગશે. આથી તે ફ્રવષિનું સંગ્ગઠન ઘણુંજ ખુશનુદ થઇને તે માણુસને અને તેના બધા ઉપર કહેલા લાગતા વળગતાઓ જેઓને **નાફ્યાઇ-વીસે, જન્તવે, દઇંઘહવે** કહયા છે તે બધાને મારેની જે દુઆ ઉપર ૬૬ મા ફકરામાં ઇચ્છેલી કે તેઓને-તેઓના દેશને **ફ્રદાત=ફરાખી-વરેદાત=આબાદી** મળો તે મળી રહે છે. એમ ત્યારે અહિંયાં કહે છે કે **યાઓસ્ચ યાઓંવહાંમ=**તે ફ્રવષિઓમાની જેઓ **નિવાનેન્ત=**ફતેહ પામે છે એટલે જે માણુસો નેકી કરીને પોતાની ફ્રવષિઓને આઝાદ કરી રહે છે, કે જેથી તે **સંગ્ગઠનને આશા રહે છે** કે નજદીકમાં હવે તે ફ્રવષિ હમુને આવી મળશે; એમ તે સંગ્ગઠન ખુશ્નુદ થઇને તેઓની મુરાદ જે ઉપર ઇચ્છેલી તે બર લાવે છે. એમ તેઓને માટે-તેઓના સગાઓને માટે-**વીસ-જન્તુ**-દખ્યુવાળા માટે **આપેમ=**નેઆમતો **પરાજેન્તિ=**લઇ જાય છે અને એમ **ઉઇત્યાઓજનાઓ=**દુઆ દઇ રહે છે કે **ખએપઇથે નો=**હમારો તે દેશ એટલે હમુને આઝાદ કરનારાઓનો તે દેશ **ફ્રદાતએચ=**વૃદ્ધિએ **વરેદાતએચ=**ફરાખીએ પુગતો રહે છે તે પુગીજ રહેજો. એમ ત્યારે દરેક માણુસ જો

તરીકત ઉપર આવીને ફ્રવષિ જે તેની સાથે છે તે ફ્રવષિને આઝાદ કરીને સંગ્મઠનમાં જોડાવા દે કે જેથી કુદરતમાંનું ફ્રશો-ગર્દનું તેણીને લગતું કામ-જગતને મુક્તિએ લઇ જવાનું કામ જલ્દી થઇ રહે, તો તેવા તે માણસોને અને તેઓને લીધે બીજાઓને તે ફ્રવષિનું સંગ્ગઠન ફાયદો કરે છે તેમ તે બધાઓના સરદારને-શાહનેબી ફાયદો કરે છે. આવી રીતે કોઇ ક્ષથ્રપત જો ખુદ ભલો હોય-ઇન્સાફી હોય અને તેથી દેશમાં સત્ય-સંગ પાંથરી લોકોને રાહે-રાસ્તીએ ચલાવી તે બધાની ફ્રવષિઓને આઝાદ કરાવતો હોય, તો તે સંગ્ગઠન તે ક્ષથ્રપત ઉપર જાન નેસાર કરીને તેની મુશ્કેલીમાં મદદ કરશેજ. માટે કહે છે કે જો તે હુમો-ક્ષથ્રો=ક્ષથ્રવાળો પુર્ણ અધીકારવાળો સાસ્ત દંઘહેઉશ=તે દેશનો શાહ અઉર્વથએઇબ્યો પરો ત્બિષ્યંબ્યો=બુરા જડવાદી વ્યાધી આપનાર દુશ્મનોથી બવઇતિ અવિ-સ્પરતો=ઘેરાઇ જાય, અને જો તે શાહ ઉગ્ર ફ્રવષિઓની મદદ માગે તો તેણીઓ તેની મદદે ત્યારેજ જઇ શકે છે કે જ્યારે તે શાહે પોતાના ફ્રરોહરને આઝાદ કરીને એટલે નેકી કરીને ઇન્સાફ કર્યો હોય, અને લોકોને સત્ય માર્ગે ચલાવી લોકોના ફ્રરોહરને આઝાદ કરાવ્યા હોય, અને તે બધાના અને પોતાના ફ્રરોહરને આઝાદ કરીને તે સંગ્ગઠનને ક્ષ્નુતાઓ=ખુશહાલ અઇનિતાઓ=ભાર વગરના કીધા હોય ત્યારેજ તે ફ્રવષિનું સંગ્ગઠન તેની મદદે જઇ શકે છે. તે સંગ્ગઠને તે શાહની મદદે મેરેઘો હુપેરેનો ઉડતા પક્ષિની માફક જઇ રહે છે.

ફ્કરો ૭૧: તેવા તે પુર્ણ અધીકારવાળા ઇન્સાફી શાહની મુશ્કેલી વખતે તે ફ્રવષિઓ ઉડતા પક્ષીને વેગે મદદે જઇને, તે દુશ્મનો ભલેને પછી તેઓ મઈન્યઓયાત દ્રુજત=મીનો દ્રુજ હોય તોબી તેઓની સામે, પછી તેઓ ભલેને વરેન્યયાત્ચ દ્રવાઇથ્યાત=વરેનના ઢીલાનના વરેન્ય દ્રુજના મોટા અમલદારો હોય તોબી તેઓની સામે, અથવા ભલેને તે દુશ્મન જિજિષુપત કયદાત=અધમ પાપો-અધમ જાદુગીરીથી ભરેલો નાશ કરનારો હોય તો તેની સામે, ભલેને તે દુશ્મન વિસ્પો મહુર્કા અન્ય તમામ મોત-આફત સાથના પઇરિ દ્રવતત=પુરદરવંદી સાથના અન્ગ્રમીનને લગતો બનામીન હોય તોબી તે બધાની સામે તે ફ્રવષિઓ સ્નઇથિશ=હથીઆરરૂપની એટલે મારનારી થઇ જાય છે અને ઢાલરૂપની એટલે બચાવ કરનારી થઇ જાય છે; પરરતસ્ચ=ટેકારૂપની એટલે લડાઇને ટેકવીને તે દુશ્મનોનું જોમ ખપાવી નખાવનારી પઇરિ વારસ્ચ=હારતી બાજીમાં

બચાવ તરીકેની થઇ રહે છે. **માનયેન અહેયથ**=જેમ **પઇરિશતનાંમ**= કસાયલા સેપાહો પહેલવાનોમાંના **સતેમ્ચ હઝંઘરેમ્ચ**=સો હઝાર પહેલવાનોના **નિજથેમ હયાત**=તેને બચાવવા લડતા હોય અને તેને બચાવતા હોય તેમ તે ફ્રવષિઓ થઇ રહે છે.

**ફકરો ૭૨:** જેથી કરીને તેને મારતી ટાંકેલી તરવાર કે ઉગામેલો ગુરૂજ કે ટાંકેલો તીર કે ફેંકેલો ભાલો કે ધુમાવેલો પથ્થર તેને ઇજા કરી શકતાં નથી.

**ફકરો ૭૩:** ફ્રવષિઓ એમ ત્યારે ભલા માનવને મદદ કરવા તત્પર છે. તેઓ ઇચ્છે છે કે કયારે હમુને કોઇ મદદે બોલાવે કે હમો તેની મુરાદ બર લાવીએ-માટે **વીસેન્તે અવત વીસેન્તએચ મઝદયસચિત**=માટે તે સુરી ભલી ફ્રવષિઓ જગાએ જગાએ વધુ અને વધુ ફર્યાજ કરે છે, **અઇરિમે અંઘહુદો**=નીરાંતે નહિં બેસનારી થાય છે એટલે નીરાંતે બેસતીજ નથી અને ખાહેશ રાખ્યા કરે છે કે માનવો હમારી મદદ લે; તેઓ હમારી મદદ લેવા જેવા હમારી મદદ માગવા જેવા ભલા થઇ રહે. તેણીઓ કહે છે કે **કોનો સ્તવાત**=કોણ હમુને સતુમ કરીને બોલાવશે-પોતાના ગુજરેલાઓની ફરજ પુરી કરીને તેના અવેજમાં હમુને મદદે બોલાવશે. **કો યજાઇતે**=કોણ ફરોખશી ગુજરેલા માટે ભણી તેના અવેજમાં હમુને તેઓની મુશ્કેલીમાં બોલાવશે. **કો ઉફયાત**=કોણ આફ્રીનગાન દીલોજાનથી પોતાના ગુજરેલા માટે કરી તેના અવેજમાં હમુને બોલાવશે. કોણ **ગઓમત જસ્ત**=મ્યઝદ આપતા હાથોથી ગવની નેઆમતોનો હદીઓ અને **વસ્ત્રવત**=શ્યાવ સાથના **અષ-નાસ** અશોઇ ઉભી કરતી **નેમંઘહુ**=નેમાઝ બાજ પોતાના ગુજરેલા માટે આપી-કરી તેના અવેજમાં હમુને બોલાવશે. **કહેનો નામ આઘઈરયાત**=કોણના નામોને એટલે પોતાના ગુજરેલાઓના નામોને નામગ્રવણુમાં દઇને તેના અવેજમાં હમુને બોલાવશે. **કહેવો ઉર્વફ્રાયજયાત**=એમ ગુજરેલાઓના તમો સગાઓમાંનો કોણ ગુજરેલાની ક્રીયા કરી તેના અવેજમાં હમુને બોલાવશે,-**કહુયાએ નો**=તમારામાંનો કોણ **દાથ્રેમ દયાત**=ભેટો આપી એટલે પોતાના ગુજરેલાઓની વંદીદાદ ગેતી ખરીદ કરાવી **યત હે અંઘહુત ખરેથેમ ખઇરયાન અજયમ્નેમ યવએચ યવેતાએતે** કે જે ક્રીયાઓ તે ગુજરેલાઓને માટે તાજા પુસ્તી આપતા ખાવાના ખોરાક તરીકે થઇ તેઓને તનપસીનની પેલી ગમ પુગાડે તેવી હોય-એમ ક્રીયા કરાવી તેના અવેજમાં હમારી મદદ લેશે. એટલે

માનવો તમો એમ ગુજરેલાની ક્રીયાનો સવાબ હાસલ કરી હમારી મદદ લેઓ; હમો તમુને પાર પાડીશું-તમારી જીવતાં જીવતની તેમજ ગુજરેલી હાલતની મુશકેલીઓ કાપીશું. આવી રીતે ફ્રવષિઓ સેકંડે સેકંડ દુઆ કરતી રહે છે એટલે પછી આ ભણનાર તે ફ્રવષિઓને નેમાઝ કરીને બોલાવવાનું શરૂ કરે છે કે:

ફકરો ૭૪: આરનાઓ યઝમઇદે=આરન મીનો ડહાપણ કે જે ફ્રવષિથીજ મળે છે અને જેની પુર્ણ ગતી માનવોમાં સઓશ્યંતોને મળેલી રહે છે તેવી આરન સાથે (એમ ફ્રવષિ સાથે) હમો એકતાન થઇએ છીએ.

મનાઓ યઝમઇદે=મનશકિત કે જેણી ફ્રવષિથીજ ચાલી રહે છે જેમાંની ઉત્તમ મનશકિત સઓશ્યંતોની એવી હોય છે કે તે મન ફ્રવષિની સાથેજ ચાલતું રહે, તેવાં મન સાથે (એમ ફ્રવષિ સાથે) એકતાન થઇએ છીએ.

દએનાઓ યઝમઇદે=દએનાના-દીનના ફરમાનો જેઓ ફ્રવષિથીજ અપાય છે જેઓની ઉત્તમમાં ઉત્તમ ગતી દએના એટલે દાદારને પુગેલા અંતકરણમાં એટલે સઓષ્યંતના અંતકરણમાંજ ચાલી રહે છે તેઓ સાથે (એમ ફ્રવષિ સાથે) એકતાન થઇ રહીએ છીએ.

સઓષ્યન્તાંમ ઉરૂનો યઝમઇદે=સઓષ્યંતોના રૂવાનો (જેઓ ફ્રવષિએ પુગેલા છે) તેઓ સાથે (એમ ફ્રવષિ સાથે) એકતાન થઇએ છીએ.

પસુકનાંમ યઝમઇદે=નાના પશુઓ (કે જેઓ તેઓના ફ્રેરોહરોને લીધેજ પોતાની નેમેલી જીંદગીને પસાર કરી રહે છે તેઓની તેવી ફ્રવષિની ગતી જેઓમાં ગુપ્ત છે તે) સાથે એકતાન થઇએ છીએ.

દઇતીકનાંમ યઝમઇદે=જંગલમાં વસતાં જાનવરો (કે જેઓ તેઓ સાથના ફ્રેરોહરોને લીધે જંગલમાં વસીને દાદારના નેમેલા પ્રોગ્રામ (Curriculum) મુજબ ચાલી રહે છે તેઓની તે ફ્રવષિની ગુપ્ત ગતી) સાથે એકતાન થઇએ છીએ.

ઉપાપનાંમ યઝમઇદે=પાણીમાં રહેનારી વસ્તી (જે તેઓ સાથના ફ્રરેહરોને લીધેજ પાણીમાં રહીને દાદારની યોજના ચલાવી રહે છે તેવી તેઓની ગુપ્ત રહેલી ફ્રવષિની ગતી સાથે) એકતાન થઇએ છીએ.

**ઉપસ્મનાંમ યઝમઇદે**=હવામાં રહેનારી વસ્તી (જેગી તેઓ સાથની ફ્રેરોહરની ગતીને લીધેજ હવામાં રહીને દાદારની યોજના મુજબ ચાલી રહે છે તેઓની તેવી ગુપ્ત ફ્રવષિ સાથે) એકતાન થઇએ છીએ.

**ફ્રપ્તેરેઝાતાંમ યઝમઇદે**=પાંખવાળી વસ્તી જે હવામાં ઉડે પણ જમીન ઉપરના ઝાડોમાં રહે, જેઓ તેઓના ફ્રેરોહરોને લીધે દાદારની યોજના મુજબ જીવી રહે છે, તેવી તેઓની ગુપ્ત ફ્રવષિની ગતી સાથે એકતાન થઇએ છીએ.

**રવસ્ચરાતાંમ યઝમઇદે**=ફ્લાંગ મારીને ચાલનારાઓ (જેઓ પોતાની હયાતી તેઓ સાથની ફ્રવષિને લીધેજ ચલાવીને દાદારની યોજના મુજબ જીવી રહે છે તેઓની તે ગુપ્ત ફ્રવષિઓ સાથ) એકતાન થઇએ છીએ.

**ચંઘરંઘ હાચાંમ-યઝમઇદે**=ખડી ઉપર ચાલનારાઓ (જેઓની પોતાના ફ્રરાહરોને લીધેજ પોતાની હયાતી ગાળીને દાદારની યોજના મુજબ જીવી રહે છે તેઓની તે ગુપ્ત ફ્રવષિ સાથે) એકતાન થઇએ છીએ.

**ફ્રવષયો યઝમઇદે**=એમ તે બધા જાતજાતના જાનવરોની ફ્રવષિઓ સાથે એકતાન થઇએ છીએ. એમ હવે ભણનાર જગતના હેઠલામાં હેઠલી વસ્તીઓ સાથની ફ્રવષિથી તે છેક દાદારની ફ્રવષિને યાદ કરીને તેઓને ખુશનુદ કરી રહે છે. તેઓને આશા આપે છે કે તે ભણનાર જો પોતાની ફ્રવષિને આઝાદ નહી કરી શકેલો હશે તો હવે આવા ભણતરોના સત્યસંગથી ભલાઇ ઉપર ચઢીને કરશેજ. એમ આ ભણતરથી ફ્રવષિના સંગઠનને આવા ગીથ્રથી વીચારના બળથી તેમ આ ભણાતી યસ્નના માંથ્રના સ્તોતોથી-ઉસ્તાનથી-પોતાના ખોરેહથી તેમ પોતાની યસ્ન જે કુસ્તીથી માંડીને ગુજરેલા લગીની હોય તે બધાથી તે બધું કરાવીને તે ફ્રવષિના સંગઠનને **ક્ષ્નુતાઓ**=ખુશ્નુદ કરી રહે છે.

**ફકરો ૭૫ :** એમ કુલ ફ્રવષિઓ જે આવા જાનવરોથી તે છેક દાદારની છે, જેઓ પોતે તો એકસરખી છે પણ તે તે વસ્તીની સાથે જોડાવે તે તે વસ્તીની જાતનો જુદો જુદો પ્રભાવ દેખાડે છે-માટે દાદારની ફ્રવષિ ઘણીજ જોરાવર ગણાય છે જયારે જાનવરની નીરબળ ગણાય છે-એવી તે ફ્રવષિઓ ઉસુલમાં તો એકજ છે-અલેને જગતની રજેરજને લાગેલી હોય

માટે બેશુમાર અને જુદી જુદી ગણાતી હોય પણ ઉસુલમાં તો એકજ અને એકજસરખી છે. જે સાહેબો કહે છે કે ફ્રવષિઓ શબ્દ બહુવચનમાં વાપરેલો છે માટે ફ્રવષિ એકસરખી હોયજ નહી અને વળી દાદારની ફ્રવષિ ઘણીજ જબર કહી છે તેથી ફ્રવષિમાં જાતો છે–એમ કહેનારા સાહેબો ખરી હકીકત આ ફકરા ઉપરથી તેમ ઉપર હમોએ અનેક ફકરામાં જણાવ્યું છે તે ઉપરથી જોઇ શકશે. અહિંયાં **ફ્રવષિશ** શબ્દ વાપરેલો છે તે કુલ ફ્રવષિઓને માટે છે. જો ફ્લાની સારી અને ફ્લાની ઉતરતી એમ કહેવા માંગતે તો છઠ્ઠી **વીભકિત** વાપરતે. અહિંયાં બધીજ ફ્રવષિઓના ગુણો બતાવેલા છે જે ગુણો બધી ફ્રવષિને એકસરખા લાગુ પડે છે. અહિંયાં ફ્રવષિશ એટલે બધી ફ્રવષિઓ **એરેદ્વાઓ** એટલે આપનારીઓ છે એમ તે ગુણોને નામ તરીકેના આકારમાં આપેલા છે. ફ્રવષિને અવસ્તામાં બહુવચનમાં વાપરેલી છે અને વળી તેવી બધીમાં ચહડ ઉતરપણું જે માલમ પડે છે તે તો તે તે વ્યકતી સાથે જોડાયલી ફ્રવષિ તે તે વ્યકતીની જાત પ્રમાણેનો વધુ ઓછો પ્રભાવ દેખાડે છે તેવા તે પ્રભાવની ચહડ ઉતર માટે છે. દાદારનું રૂવાન સર્વથી મોટું માટે તેવણ સાથની ફ્રવષિનો પ્રભાવ સઉથી વધારે; જાનવરનું રૂવાન તદદન નીરમાલ્ય માટે જાનવરની ફ્રવષિનો પ્રભાવ તેટલો કમ–પણ ફ્રવષિ તો ઉસુલમાં એકની એકજ છે–માટેજ અહિંયાં તે બધી ફ્રવષિઓને માટે ગુણો એકસરખા દેખાડેલા છે.

**ફ્રવષિશ યઝમઇદે** કુલ ફ્રવષિઓ સાથે એકતાન થઇએ છીએ; (જેણીઓ બધીઓ) **એરેદ્વ** છે–બક્ષેશ કરનારી છે, જેણીઓ **તખ્માઓ**=જોરાવર છે, જેણીઓ **તનચિશ્તાઓ**=અતી ચીવટ અને ચીવટાઇથી કામ કરનારી છે, જેણીઓ **સ્પેનિશ્તાઓ**=ઘણીજ વૃદ્ધિ કરનારી છે, જેણીઓ **સૂરાઓ**=સુરી બહાદુર છે, જેણીઓ **સેવિશ્તાઓ**=અતી ઘણો ફાયદો પુગાડનારી છે, જેણીઓ **દેરેજરાઓ**=ઉસ્તવાર દ્રઢ છે જેણીઓ **અઇવિથુરાઓ**=કુલ મુશ્કેલી બદીને પુગી વળનારી છે, જેણીઓ **ઉધ્રાઓ**=ઉધ્ર જબર નહિ ડગે તેવી છે, જેણીઓ **અઓજિશ્ત**=અઓજની અતી જોરાવર કુદરતવાળી છે, જેણીઓ **રેવીશ**=ચપળ છે, જેણીઓ **રેનજિશ્ત** = ચપલાઇથી કામ કરનારાઓમાં શ્રેષ્ટમાં શ્રેષ્ટ છે, જેણીઓ **યાસ્કેરેતો**=અસરકારક છે, જેણીઓ **યાસ્કેરેસ્તેમાઓ**=અસર કરનારાઓમાં ઘણીજ શ્રેષ્ટ છે–તે બધા ફ્રવષિઓ સાથે એકતાન થઇએ છીએ.

**ફકરો ૭૬:** વધુ જણાવે છે કે તે બધીજ ફ્રવષિઓ **વયાઓ મનિવાઓ**

**હામાન**=તે બે મીનોની પેદાશમાં એટલે આ **નીસ્તીની પેદાશ** કે જેમાં હા-નાની મારામારી છે તેમાં ખરેખરજ **યાસ્કેરેસ્તેમાઓ** = ઘણીજ અસરકારક રીતે કામ કરનાર છે એટલે ધારેલું કામ તેણીજ બજાવશેજ. પછી કહે છે કે જ્યારે તે સ્પેના અને અન્ગ્રમીનોએ પેદાશ એટલે નીસ્તી બનાવી ત્યારે તે ફ્રવષિઓ **એરેદવાઓ** = ઉંચે દરજ્જેની થઇને તેઓ ઉપર દેખરેખ કરનારી ઉંચ સરદાર માફક ઉભેલી હતી. અહિયાં **એરેદવાઓ** શબ્દ ખાસ રીતે વપરાયો છે. તે બેઉ શકિતઓ જગત રચે છે તેના દોરવનાર તરીકે ફ્રવષિ તેઓથી ઉંચ હાલતે એટલે ઉપરી તરીકે છે એમ કહે છે. એટલે કહે છે કે નીસ્તીની જગતરચના થઇ કે જેમાં બેપણું આવેલું છે, જેમાં બેપણાની શકિતઓ સ્પેન્તો અને અન્ગ્ર બેઉની કારીગીરી છે, તે બેઉની ઉપર તકેદારી કરનાર તરીકે તે બેઉથી ઉંચો દરજ્જો ધરાવનાર તરીકે ફ્રવષિઓ હતી એટલે જગતરચના માટે જે ડહાપણ ચાલતું તે ફ્રવષિઓથી હતું. **સ્પેના અને અંગ્રની વચ્ચેની** હદ જે ઇનસાફ્થી જગતમાં રાખવાની છે તે રખાવનાર ફ્રવષિ છે. એટલે જગતમાં **ઘનાની** જે હદ છે તે હદમાંજ ધનાને રોકી રાખનાર આ ફ્રવષિ છે-તેમ જગતમાં ભલાઇનું ચલણ ઇનસાફ્થી લાયક મોકેજ ચાલે તે મોકો બતાવનારઓ ફ્રવષિ છે. એમ કુલ ફ્રવષિને અહિંવા મહા ડહાપણ તરીકે-સરદાર દોરવનાર તરીકે લીધેલી છે. જ્યારે ફ્રવષિ **એરેદવ** છે-ઉંચમાં ઉંચ છે-ડહાપણ છે તો પછી તે બુરી થઇને ગેરડહાપણપણું નીચ વૃત્તિ બતાવી શકેજ નહિ તે નોંધવું. અહિંયાં કુલ ફ્રવષિ **એરેદવ** છે એમ કહે છે-એકલી દાદારનીજ ફ્રવષિ **એરેદવ** છે-બીજી નથી એમ કહેતા નથી. અહિંયાંથાબી ફ્રવષિના એકયતાપણાનો ભેદ ખુલ્લો થઇ શકે છે.

પછી ૭૭ મા ફકરામાં કહે છે કે જ્યારે અંગ્રગીન **દાહીમ અષહે વંઘહેઉશ**=અશોઇવાળી ભલી પેદાશમાં એટલે ગરોદેમાનની ગેતી કે જેમાં તે અન્ગ્ર હતો નહી માટે પાપ હતું નહિ માટે દુજ હતો નહી, તે તે દાહીમ=પેદાશમાં **તિતરત**=દાખલ થયો ત્યારે આતશ અને બહમન તેની દાખલ થવાની **અન્તરે**=વચમાં પહોંચી શકયા. આનો આ અર્થ છે કે ગેતી કે જેમાં ધના હતો નહીં એટલે ગેતીમાં સ્પેના હતો તેવી ભલી દાહીમ=ગરોદેમાનમાં ધના પેઠો-પાપ પેઠું એટલે સ્પેનાએ તેને અટકાવેલો તો હોવોજ જોઇએ કે જેમ કરતાં ભારી યુદ્ધ થયુંજ હશે. પછી કહે છે કે બહમન અને આદર **અન્તરે** તે ધનાના દાખલ

થવાની વચમાં એટલે તે લડાઇમાં દાખલ થઇ શકયા, એટલે એ અર્થ થયો કે સ્પેનામીન ઉપર ધના ફાવતો હોવે તે આતશ અને બહમન તે સ્પેનાની મદદે ગયા. અહિંયાં વોહુચ-મનો એટલે બહુમન અને આતર્શ્ચ એટલે આતશ પઇરી અવાઇતેમ=આસપાસ પુગી શકયા. અવાઇતેમનો ક્રીયાપદ અહિંયાં શકયાર્થરૂપમાં છે અને બહમન અને આતશના શબ્દો ઉપર ચ પ્રત્યય લગાડેલો છે. આવી ઇબારતો ખાસપણું કંઇક ભેદ બતાવે છે. બહમન અને આતશ શબ્દોની ઉપરનો ચ નિશ્ચયપણું બતાવે છે. એટલે કહે છે કે બહમન અને આતશ નિશ્ચય હતા-બીગુમાન હતા કે ધના આખરે હારશેજ માટે તેઓએ મરણીયા થઇને યુદ્ધમાં પડવું. અને શકયાર્થ ક્રીયાપદ બતાવે છે કે તેઓને શકિત મળેલી હતી એટલે ફ્રવષિઓએ તે આતશ અને બહમનને મદદ આપી હતી જેથી તેઓએ ધનાને સ્પેના ઉપર ફાવી જતો અટકાવ્યો. અહિંયાં ત્યારે બહમન અને આતશ શબ્દો ઉપર 'ચ' જે ગુજરાતીના 'જ'ની માફક નિશ્ચયપણું-ખાત્રી બતાવે છે તે પ્રત્યય અને 'પઇરિ અવાઇતેમ' ક્રીયાપદનો શકયાર્થ આકાર ખુલ્લી રીતે બતાવે છે કે ફ્રવષિનું જોમ તે બહમનને અને આદરને મલ્યા હતા-એટલે દાદારના હદ+ઇનસાફનું ડહાપણુ ફ્રવષિ જગતમાં કામ કરી રહે છે-કરી રહી હતી અને કરશેજ અને છેલ્લે ફ્રશો-ગર્દ લાવશેજ. અહિંયાં સાફ સાફ કહે છે કે ધના ભલી ગેતીમાં એટલે ગરોદેમાન કે જેને દાહીમ અશહે કહી છે તેમાં-જેને અન્ય સાહીત્યમાં બાગે-અરમ કહે છે તેમાં લડાઇ કરીને ધુસ્યો. તે લડાઇની અન્તરે=વચમાં બહમન અને આદર ફ્રવષિની મદદથી જઇ સ્પેનાને મદદ કરી ધનાને રોકી શકે છે. એમ ગેતીમાં સપ્પર પહેલાં જ્યારે ધના અને અહી પેઠા અને નાશ કરવા ગયા અને તે ભલી પેદાશ દાહીમમાં ગરોદેમાનમાં રહેલા સ્પેનામીનના અસરે-રોશનીના લશકરને હરાવવાની પોઇન્ટ ઉપર હતા ત્યારે જીત અપાવવાની ખાત્રી રાખતા આતશ અને બહુમનથી તેઓ ટકી શકેલા હતા અને આખરે ધનાને રોકી શકેલા હતા જેમાં મદદ ફ્રવષિનીજ હતી. અહિંયાં કહે છે કે સ્પેના-ધનાના નીરતીના કારોબારમાં એરેદ્દવ તરીકે ઉંચ જગા રાખનાર સરદાર તરીકે ફ્રવષિ છે જેણી ઇનસાફથી તેઓ સાથે વર્તે છે. ગરોથ્માનમાંના સ્પેનાના અમલ વખતે તે ગેતીમાં જ્યારે ધના ધુસ્યો-અગ્રી ધુસ્યો અને તેઓ વચ્ચે યુદ્ધ થયું, ત્યારેબી તે બેઉની લડાઇ ઉપર દેખરેખ કરનાર તરીકે ફ્રવષિજ હતી. જ્યારે ધના હદની બહાર ગયો

ત્યારે ફ્રવષિએજ ધનાને હદમાં રાખવા ચાહયું અને બહમનને ડહાપણનું-અકકલનું જોમ આપી-આતશને મોકા પ્રમાણેની શકિત energy નું અખુટપણું આપીને એમ બેઉને મજબુત કરીને તે જગતમાં મોકલીને દુજે-દેમાન ચાલુ કીધી. એમ આજ જેવી દુજે-દેમાન થઇ જેમાં સ્પેના અને ધના બેઉની રસાકસી છે અને તે બેઉની રસાકસીની ઉપર ઇનસાફવાલા ઉપરી તરીકે ફ્રવષિજ છે-ધના જયારે ગરોદેમાનની ગેતીમાં ઘુસીને સ્પેનાને ત્યાંથીજ સમુળગો કાઢીને ગેતીનો નાશ કરવા માંગતો હતો એટલે આપ=પાણીને એટલે ગેતીના ચાલવાને અટકાવવા માંગતો હતો-ઉરવરને ઉગતા અટકાવવા માંગતો હતો એટલે ગેતીનો દમ-ખોરાક બંધ કરવા માંગતો હતો એમ હદની બહાર તે જવા લાગ્યો-તે યુદ્ધમાં હદની બહાર જવા લાગ્યો, ત્યારેજ ફ્રવષિ જે ઉપરી તરીકે હતી તેણીએ ઇનસાફથી આતશ અને બહમનને એટલે ભલી રીતની મદદ મોકલી ધનાને તેની હદમાં રાખ્યો, જે આતશ અને બહમને તે અન્ગ્રમીનની ત્બએષો=બુરાઇઓને ઉર્વ્યતેમ=તોડી હતી અને ગેતીનો નાશ થતો અટકાવ્યો હતો એટલે સ્પેના અને ધના બેઉ તેમાં રહી શકે તેવી જીવતી રાખી હતી. એમ 'ફ્રતચિન આપો સેવિશ્તાઓ'=ફાયદા કારક પાણી વહેતાં થયાં એટલે તે જગત ફ્રશો-ગર્દ કરે તેવું જીવતું રહી શકયું અને 'ઉઝુક્ષ્યાન્ચ ઉરવરાઓ=ઉરવરો વધ્યા કરે-ઉગ્યા કરે તેમ થયું છે. એમ જગતને નેઆમતો મલ્યા કીધી અને ધના જે જગતનો નાશ કરવા માંગતો માટે પાણી ઉરવરને અટકાવવા માંગતો તે થયું નહી; નોઇત આપો તકાઇશસ્તયત=પાણીઓને વહેતા અટકાવી શકયો નહી અને નોઇત ઉરવરાઓ ઉરૂથ્મબ્યો=ઉરવરને ઉગતાં વધતાં અટકાવી શકયો નહીં; અહિંયાં ત્યારે જગત રચનામાં સરદાર તરીકે-આસ્ન ડહાપણ તરીકે ફ્રવષિ છે તેનો ભેદ ખુલ્લો છે. ત્યારે અહિંયાં ખાસ નોંધ લેવી કે-જે નોંધ હમો ઘડી ઘડી ઉપર આપી ગયા છીએ કે ફ્રવષિને અવસ્તામાં હંમેશની રૂડી ભલી જોરાવર અજીત કોઇથીબી મહાત નહિ થાય તેવી અને મહા ડહાપણવાળી ઉપરી તરીકેની ગણેલી છે. તેઓને અહૂ તરફ અતી તાબેદાર માટે અનંન્ત જોમવાળી, અહૂના અધીકારવાળી ગણી છે જેની ક્ષ્નુમીક હકીકત પછી આપીશું. અહિંયાં ફ્રવષિને બેઉ સ્પેના અને અંગ્ર ઉપર એરેદ્દવો કહી-સરદાર તરીકે કહી છે એટલે ફ્રવષિને અતી ઉંચ કહી છે, એટલુંજ નહિ પણ એરેદ્દવો ઉપરી કહી છે માટે ફ્રવષિ બુરી હોઇ કે થઇ શકેજ નહિ. અવસ્ચસ્તો ફ્રવ-

**ષિનાંમ** શબ્દને કેટલાકો ફ્રવષિ બુરી હોઇ શકે એમ બતાવવા તાંકે છે. પણ આ **અવસ્થસ્તો ફ્રવષિનાંમ** શબ્દોના સબ્દ અર્થમાંથી ફ્રવષિને તોડવાનું કહયું નથી પણ ફ્રવષિનીને એટલે ફ્રવષિની હાજરી–સામગ્રી વીગેરેને તોડવાનું કહયું છે. વળી ફ્રવષિથી જગત ચાલી રહે છે તેની ક્ષનુમીક હકીકત છે જે પાછળ આવશે. આમ એ વાકયનેબી તેઓ આજે સમજી શકયા નથી–ભલેને તેઓ ક્ષનુમીક હકીકતથી અજ્ઞાન હોય. આ બધાની સમજ ઉપર આપી છે. માટે તેઓની એ દલીલજ ખોટી છે તે વાંચનાર જોઇ શકશે.

વળી અહિંયાં આ ૭૫ મા ફકરાના શબ્દોનો આવો અર્થ થતો નથી કે બક્ષેશ કરનાર–જોરાવર–ફલાન ફલાન ગુણોની ફ્રવષિઓને યાદ કરીએ છીએ કેમકે જો એમ અર્થ કરીએ તો પછી કોઇને ધારવાનું કારણ મળે કે નહિ બક્ષેશ કરનાર ફ્રવષિબી હોય. એમ અહિંયાં કહેવા ધારેલુંજ નથી માટે સાવચેતીને ખાતર આ ટેક્ષ્ટ ( text ) માં પહેલાં **ફ્રવષીશ** એટલે બધી કુલ ફ્રવષિઓ સાથે એકતાન થઇએ છીએ એમ કુલ્યાતીપણું આપેલું છે. એમ કુલ્યાતીપણું આપીને–બતાવીને પછીજ બધા ગુણોની શકિતઓ બતાવી છે જે ગુણોની શકિતઓ ત્યારે બધીજ અપવાદ વગરની દરેકે દરેક ફ્રવષિને જે પછી દાદારની હોય કે આશમોઘની હોય કે ખરફસ્તર જાનવરની હોય કે રજની હોય તે બધીનેજ એક સરખી રીતે લાગે છે. જો ફલાનીજ ફ્રવષિ અને બીજી નહિ એમ કહેવા માંગતે તો છઠ્ઠી વિભકિત વાપરતે કે ફ્રવષિઓમાંની ફલાની. પણ અહિંયાં તો પહેલેથાજ ફ્રવષિશ શબ્દો કુલ ફ્રવષિ શબ્દ વાપરેલો છે માટે જરાકબી શક તે માટે રહેતોજ નથી તે નોંધવું. નીરતીની રચનાં જે સ્પેના અન્ગ્રમીનથી થઇ રહે છે તેમાં ફ્રવષિઓને તેઓના સરદાર તરીકે ગણીને તે નીરતી ગેતીમાં ધના જ્યારે માનવોની બદમનશ્નીને જોરે અત્યાચાર કરે છે, ત્યારે ધનાને આતશ અને બહમનને જોરે–મારફતે એટલે ડહાપણવાળા અને તેટલા માટે ભલા કુવ્વત અધી.રને જોરે અત્યાચાર કરતો અટકાવનાર તરીકેબી ફ્રવષિ છે–ધનાના અને સ્પેનાના દોરને તેઓની હદમાં ચલાવવા દેવાની ઉપર જોનાર તરીકે ફ્રવષિજ છે. અહિંયાં કુલ ફ્રવષિ એવી એરેદવો કહી છે. જો ફ્રવષિ ખુદમાં દરજજા હતે તબકકા હતે તો પછી ઇનસાફને ખાતર કહેતે કે સીરફ દાદારની ફ્રવષિ તેવીજ એરેદવો તરીકેની રહે પણ અહિયાં તો **કુલ ફ્રવષિને એરેદવો** કહી છે. ત્યારે હવે સાફ માલમ પડશે કે ફ્રવષિ ભલેને તે દાદારના રૂવાન સાથે હોય કે ખરફસ્તના રૂવાન સાથે હોય તે બધીઓ

એકજ છે-તેઓના પ્રભાવો તે તે વ્યકતીના રૂવાનો સાથના તનના પ્રભાવ પ્રમાણેની વધુ કે ઓછા પ્રમાણમાં રહે. દાદારની ફ્રવષિ એટલે દાદારના મહા ડહાપણનીજ પકડ ખરફ્રસ્તો અને રજેરજ ઉપર છે માટે તે ડહાપણ અને પકડના ઘણાપણા માટે એટલે અતી ઘણા બળ-જોર માટે બહુવચન ફ્રવષિને આપેલું છે. દાદારની જે ફ્રવષિ છે તેજ ફ્રવષિ તે ખરફ્રસ્તરના જાને ટેકવવાની કુંચી રાખે છે તેમ આશમોઘના દમને ટેકવવાની કુંચી રાખે છે એટલે દાદારના રૂવાનનું ડહાપણ-ફ્રવષિ રજેરજની પાછળ ફ્રવષિ તરીકે ઉભી છે અને તે રજેરજના દમને પોતાના ઇલાકામાં રાખે છે-એમ અર્થ જણાવવા ફ્રવષિઓને બહુવચનની કહી અને તે બધીઓને તે તે ચીજોની જાત પ્રમાણેનો પ્રભાવ દેખાડની કહી છે. ફ્રવષિ આમ રજેરજમાં પસરેલી છે અને એમ પસરીને તે અહુના હોકમ મુજબ રજેરજ ઉપર કાબુ રાખીને રજેરજ તે અહૂ તરફ ફેરવશે. એવી ફ્રવષિ તે દાદાર કે જે જમતનો કરતા છે તેમાં છે તેમ તેજ ફ્રવષિ પોતે બહુપણું ધારણ કરવાની શકિત રાખે છે માટે 'એક'ના અનેક તરીકે થઇને તે રજ માટે 'એક' તરીકે છુટી થઇને તે એક રજમાં છે અને તે રજનો કાબુ લઇને તે રજને દાદારના કાબુમાં મેલે છે અને એમ તે રજ દાદાર પાસે જઇ શકે એમ કરી રહે છે. એમ ત્યારે આ ફકરામાં આવો બધો ભેદ કહીને હવે તે બધી ફ્રવષિઓ જેઓ એક છે પણ અનેક થઇને બધે પસરેલી છે અને ઘણી થયલી છે અને દાદારથી તે રજરજના રૂવાન અને તનના જલ્વા પ્રમાણે જુદા જુદા પ્રભાવો દેખાડે છે તે બધીઓને હવે નામ બ નામ દઇને યાદ કરી રહીએ એમ દુઆ કરે છે. માટે પહેલે કહે છે કે વીસ્પાંઓ આપો યઝમઇદે= બધા આપ પાણી (જગત રચના અને તેની વ્યકતીઓ અને તેઓના પ્રભાવો) સાથે એકતાન થઇએ છીએ. વીસ્પાંઓ ઉર્વૈરાઓ યઝમઇદે બધા ઉરવરો સાથે (જગતને મળતો તેની રજેરજને મળતો નેઆમતના ટકવા સાથે) એકતાન થઇ રહીએ છીએ; પછી કહે છે તે આપ અને ઉરવર પોતેજ યઝતોની અને દાદારની સાથે મલીને સંગમઠન કરતી ફ્રવષિઓના કાબુમાંજ છે માટે પછી અશ્રાઉનામ વંઘહુનામનું વાકય ભણાય છે. અશ્રાઉનામમાં યઝતોની ફ્રવષિઓને ગણેલી છે જેઓની બહુ વચનમાંજ છે કેમકે દાદાર અને યઝતોના રૂવાનો જો કે એકએકને મળતા વીષયના છે છતાંબી દરજાઓમાં ચહડ ઉતરતા છે માટે તે બધાનો જલવોંબી ચહડ ઉતરનો જો કે એકએકનાં મળતા વીષયનો છે અને

તેટલા માટે તે યઝતોનીબી ફરવષિઓ બહુવચનમાં આપેલી છે. આગળના ૨૩ મા કરદામાં યઝતોના રૂવાનો જો કે ચહડ ઉતરના છે છતાંબી તેઓ એકએકને જોએ છે એટલે બધા સંગ્ગઠનમાંજ રાદ પેવંદમાંજ છે એમ વ્યાખ્યા આપી છે. ત્યારે પહેલા **આપ-ઉશ્વરને** સામાન્ય રીતે યાદ કરીને પછી તેઓનો કાણુ યઝતોની ફ્રવષિની પાસે છે એટલે યઝતો મારફતે દાદારની ફ્રવષિના કાણુમાં છે, માટે પછીથી **અષાઉનાંમ ફ્રવષિમ યજમઇદેનું** વાકય ભણીને કુલ યઝતોની ફ્રવષિને એટલે દાદારની ફ્રવષિ કે જે તે બધાને સમાવે છે તેને યાદ કરે છે. અહિયાં અષાઉનાંમ ફ્રવષિ કહી છે-**અષઓનાંમ** કહી નથી. **અષઓનાંમ**ની ફ્રવષિ તો માનવને લગતી છે અને **અશાઉનાંમ**ની ફ્રવષિ યઝતોને લગતી છે. માનવ કરતાં યઝત વધુ છે. યઝત કરતાં દાદાર વધુ છે કે જેના કાણુમાંજ **આપ-ઉશ્વર** બધુંજ છે, માટે તે દાદારની અને તે યઝતોની ફ્રવષિઓ જેઓ એકજ છે પણ છુટી થઇને સંગ્ગઠનમાં છે તેઓના કાણુજ **આપ-ઉશ્વર** ઉપર હોય, માટે તે કાણુ જણાવવા અહીંયાં **અશાઉનાંમ વંધુહીશ**ની ફ્રવષિઓ જણાવેલી છે. પછી તે આપ અને ઉશ્વરને નામબનામ યાદ કરવા માંગે છે અને તેઓ અશાઉનાંમ ફ્રવષિનાંમના કાણુમાં છે એટલે દાદારથી માંડીને યઝતોના કાણુમાં છે માટે દાદાર અને યઝતોની ફ્રવષિઓને યાદ કરવાની દુઆ કરે છે. ફ્રવષિઓને એમ ઘણી પણ સામાન્ય રીતની એકસરખા ગુણોવાળી જણાવી છે. તેઓના કાણુમાં આપ-ઉશ્વર એટલે જગતને જગતના પોશાણુને જણાવીને હવે ફ્રવષિ અસલમાં એકજ છે પણ છુટી બહુ થઇ છે અને રૂવાનો જે બહુ છે તેઓની વ્યકિતની સાથે રહી છે અને તેથી તે તે રૂવાનોની વ્યકિતની વધુ ઓછી ગતી પ્રમાણે વધુ ઓછો જલ્વો દેખાડે તેવી થઇ છે અને તેટલાં માટે ફ્રવષિ વધુ જલ્વો યા ઓછો જલ્વો દેખાડનારી ગણાઇ છે એટલે દાદારની ઘણી જબરી અને બાજીઓ ઉતરતી ગણાય છે તેનો ભેદ ખુલે છે; અને રૂવાનો સાથેજ ફ્રવષિ રહે છે માટે અને રૂવાનોના તબકકા પ્રમાણે ફ્રવષિ પોતાનો ચહડ ઉતર જલ્વો દેખાડે છે માટે હવે બધાં રૂવાનો છેક અહુરાથી તે સ્રષ્ટીની રજેરજ લગીનાં છે તે રૂવાનોને યાદ કરે છે અને તે રૂવાનોના રએથ્વ-માંથી કેહપ્‌ર-તન થયાં છે તે બધાને યાદ કરે છે. દાદાર અને યઝતોનાં રૂવાનોની વજે શું છે તે કહે છે અને નીસ્તીના રૂવાનોની વજે હવે જણાવે છે. છેલ્લે પેગામ્બર સાહેબ અને તેવણુના હાવીશ્તોની નોંધો આવે છે કે જેઓ બધા ફ્રશો-ગર્દ લાવવાની મારફતો છે.

**ફકરો ૮૦: વીસ્પનાંમ આઓંઘહાંમ પઓઇર્યનાંમ ફ્રવષિનાંમ ઇદ યઝમઇદે**=બધી 'પઓઇર્ય' ફ્રવષિઓ એટલે સપ્પર પહેલાં સુધરેલાં રૂવાનો સાથની ફ્રવષિઓ સાથે એકતાન થઇએ છીએ. અહિંયાં **પઓઇર્ય**નો અર્થ સપ્પર પહેલાંની એમ છે અને તે ઉપરથી કેટલાક વીદવાનો તેનો અર્થ ઉત્તમમાં ઉત્તમનો કરે છે. સપ્પર પહેલાં સુધરેલાં રૂવાનો ઉત્તમમાં ઉત્તમ છે માટે તેઓ સાથે જોડાયલી ફ્રવષિઓ ઉત્તમમાં ઉત્તમ પ્રભાવો દેખાડે માટે ઉત્તમમાં ઉત્તમ કહેવાય તે સમજી શકાય તેવું છે. આ સપ્પર પહેલાં સુધરેલાં રૂવાનમાં અહુરાનું માંથ્ર-સ્પેન્તનું રૂવાન મુળ છે કે જેમાંથીજ બીજાં બધાં રૂવાનો થયલાં છે. આ મુળ રૂવાન સુધરેલું હુ **કેરેપ્ત** થયલું ત્યારે તે માંહેલાં બીજાં નહિ સુધરેલાં હતાં. જેમ એક મોટા ગોળાને ધ્યાનમાં લઇએ કે તેનો બધો ભાગ મજેનો હોય પણ અંદરનો મધ્યનો કંઇક નાપસંદ હોય કે જેને સુધારવા માટે તે મધ્યને બહાર કાઢી શકાય, તેમ રૂવાનના ઉસુલ ગોળાનો ઘણોખરો સીરફ મધ્યના અપવાદ સીવાયનો ભાગ સુધરેલો છે જેને માંથ્ર સ્પેન્તનું રૂવાન એટલે આશીશવાળું એટલે આશીશો રાખીને બીજાને આપતું રૂવાન કહે છે. ઉપર કહેલા રૂવાનના મુળ ગોળાનો મધ્ય ભાગ નહી સુધરેલો હતો એમ કહયું છે. નહી સુધરેલા આ મધ્યના ગોલાનમાંથી અનેક અંતરગોળાનો-ગોળાઓ થયલા છે જેઓ નહિ સુધરેલા હતા, કે જેઓને પછીથી સુધારીને યઝત તરીકેના લખેલા છે. ત્યારે આવા યઝત તરીકેના બીજા અંતર ગોળાઓ પછીથી **હુકેરેપ્ત** થયલા છે. આમ રૂવાનનો તે ઉસુલ ગોળો કે જે માંથ્ર સ્પેન્તના રૂવાન તરીકે છે અને તે મધ્યના પછીથી સુધરેલા બીજા ગોળાનો-ગોળાઓ કે જેઓ યઝતોના રૂવાનો છે તેઓ **પઓઉર્વ** એટલે સપ્પર પહેલા સુધરેલા રૂવાનો કહેવાય છે. ત્યારે અહુરાનું રૂવાન જે માંથ્ર-સ્પેન્તનું છે, જેને ઉસુલ મુળ ગોળા તરીકે ઉપર જોયું, તે સપ્પર પહેલા સુધરેલું છે માટે તેને **પઓઉર્વ** કહે છે તેમ તેને **મજિશ્ત** કહે છે. **મઝ** એટલે મોટું અને **મજિશ્ત** એટલે સઉથી મોટુ કહે છે, એટલે ઉપર કહયું છે તેમ મુળ ગોળો કહે છે કે જેમાંથીજ એટલે જેના ઉપર કહેલા મધ્યમાંથીજ બીજા થયલા. એમ ત્યારે આવું મુળ રૂવાન ઉત્તમમાં ઉત્તમ ગણાય જેને **વહિશ્ત** કહે અને બીજા પોતામાંના ઉપર કહેલા મધ્યમાંના નહિ સુધરેલા ભાગોને સુધારવા તેઓને પોતા તરફ આકર્ષે માટે તેને **સ્રએશ્ત** કહે અને પોતે

ઉત્તમમાં ઉત્તમ હોવે પહેલા નંબરનું સુધરેલું હોવે તેને હુકેરેપ્ત કહે અને તેમાંથીજ બીજા બધા રૂવાનો છેક ધુળની રજ લગીના નીકળતા હોવે તેને મોટામાં મોટું બધાને સમાવતું માટે મઝિશ્ત કહે છે. આવું તે રૂવાન કે જેને અહુરાનું રૂવાન કહે છે જેને માંથ્ર સ્પેન્તનું રૂવાન કહે છે તે રૂવાન સાથે લાગેલી ફ્રવષિ ત્યારે પઓઉર્વ=મુળ તરીકેનીજ લેખાય. એટલે આ અહુરાના રૂવાનમાં જે ડહાપણ આવ્યું કે જેથી તે રૂવાન તે અહૂને મળી શક્યું તે ડહાપણને–આસ્નને મુળ આસ્ન કહે છે એટલે મુળ ફ્રવષિ કહે છે. આ ડહાપણ આ અનંત તાબેદારીજ અહૂને મળીને રાસ્તીવાળી થઇ છે એટલે આ ફ્રવષિ ત્યારે અહુરાની મુળ પઓઉર્વ અને મઝિસ્ત મોટામાં મોટી થઇ, કેમકે તે મઝિશ્ત ડહાપણમાંથીજ બીજા વધારાના રૂવાનોને હવે તે ડહાપણના ભાગો ફ્રવષિઓ તરીકે મળશે. આમ છે માટે કહે છે કે અવાંમ યાંમ પેલી જે અહુરહે મઝદાઓ=અહુર-મઝદની છે તે ફ્રવષિ મઝિશ્ત=મોટી મોટી એટલે બધી કુલેકુલ ફ્રવષિઓને સમાવતી–તે બધી કુલેકુલ ફ્રવષિઓ તે મુળમાંથીજ થયલી–વહિશ્ત= પોતા સાથના રૂવાનનો જલ્વો જે ઉત્તમમા ઉત્તમ પ્રભાવનો છે તે દેખાડતી–સ્રએશ્ત=પોતા સાથના રૂવાનનો પ્રભાવ જે બધાને પોતા તરફ ખેંચવાનો છે–બધા પોતામાંથી થયલા રૂવાનોને પોતામાં પાછા લેવાના છે, તેવું કામ કરવા માટે બધાને ખેંચતી માટે સરસમાં સરસ દેખાવળી અને પ્રઓજદશિત એટલે ઘણીજ જબર કુદરતવાળી છે, કેમકે બધી ફ્રવષિની કુદરતનું મુળજ તે છે અને 'હુકરેપ્ત' છે–પોતાની સાથનું રૂવાન હુકેરેપ્ત છે–તદન સુધરેલું છે એટલે દએવીક ગતીની અજ્ઞાનતા વગરનું પહેલા નંબરમાં સુધરેલું છે માટે તે ફ્રવષિ તેવા તે સુધરેલા અહુરાના રૂવાન સાથની હોવે પોતેગી હુકેરેપ્ત કહેવાય છે. અને અષાત અપનોતેમાંમ= અશોઇને ફેલાવવામાં સૌથી બીનહરીફ છે. એટલે અહુરાનું રૂવાન જે હુકેરેપ્ત થયું–અજ્ઞાનતા છોડીને 'હુ'વાળુ એટલે અહૂને લગતું થયું તે અહુ-રાના રૂવાનમાં પુર્ણ અષ આવી, જે પુર્ણ અષથી હવે તે અહુરાનું રૂવાન પોતામાંથી થયલા બીજા રૂવાનોને અશોઇવાળા કરવા માંગે છે. એમ અશોઇનો જલ્વો ફેરવવામાં પાથરવામાં અહુરાનું રૂવાન બીનહરીફ છે–આ કામ તે અહુરાનું રૂવાન પોતાના પુર્ણ ડહાપણ ફ્રવષિથીજ કરી શકે છે માટે તે ફ્રવષિની અષાત અપનોતેમાંમ કહી છે. અહિંયાં ત્યારે આ વાકયમાં હમો જે ઉપર કહી ગયા છીએ કે ફ્રવષિ તો એકની એકજ છે,

રજની ફ્રવષિ કે દાદારની ફ્રવષિ બધીજ એકજ શક્તિની અનંત તાબેદારી અને ડહાપણુ દેખાડે છે કે જે બધીઓનેજ માટે ૭૫ મા ફકરામાં સામાન્ય-સામટા શક્તિ સાથના ગુણો બતાવ્યા છે. પણુ જે જે વ્યકિત સાથે તે ફ્રવષિઓ લાગેલી હોવે તે તે વ્યકિતના તનના પ્રભાવ પ્રમાણે જલ્વો દેખાડે માટે ઘણીઓ અને ચહડ ઉતર રહે છે તેની સત્યતા પડેલી છે. આ અહુરાના રૂવાનને તુરતજ નીચે **માંથ-સ્પેન્તનું** કહે છે. અહુરા જે બધાનો બાપ છે-કુળ રૂવાનોનું મુળ છે-તે મુળમાંથીજ બધાં રૂવાનો થયાં છે માટે બાપ તે અહુરાનું રૂવાન **માંથ સ્પેન્ત** છે એટલે આશીશોથી ભરેલું છે અને પોતામાંથી નીકળેલી કુળ જગતનાં તન તેમ રૂવાનોને તે આશીશોથી સુધાર્યાજ કરે છે. અહિંયાં **મઝિશ્ત** શબ્દ=મોટામાં મોટાનો અર્થ રાખે છે કે જે મોટામાં મોટાની અંદરથીજ બીજી બધી ચીજો નીકળેલી એમ અર્થ છે, અને એમજ છે માટે **સ્રએશ્ત** અને **પ્રઓજદિશ્ત** શબ્દો વાપરેલા છે. **સ્રએશ્ત** એટલે દેખાવળું કે જે સામાને પોતા તરફ ખેંચે-તે મુળ ફ્રવષિ બધાને પોતામાં ખેંચે તેવી ખુબસુરતીનું આકર્ષણુ અને જોમ રાખે છે તેજ પુરવાર કરે છે કે **મઝિશ્તના** મોટામાં મોટાથીજ તે બધાઓજ થયલા છે. પછી તે મઝિશ્ત રૂવાન કે જે મઝિશ્ત ડહાપણુ-ફ્રવષિ રાખે છે તેને માટે કહે છે કે:

ફકરો ૮૧: **યેંઘહે** એટલે જે એટલે પેનું **મઝિશ્ત**=મોટામાં મોટું -સૃષ્ટીના કુલ બધા રૂવાનોને પોતામાં સમાવતું માટે તે બધા રૂવાનોને પોતામાંથી કાઢી રહેલું અહુરમઝદનું રૂવાન ખુદ **માંથ-સ્પેન્ત** છે એટલે અહુના સાક્ષાત આશીશો છે એટલે તે આશીશોથી તે રૂવાન એટલું બધું ભરપુર છે કે તે રૂવાન ખુદજ સાક્ષાત આશીશો હોય તેમ લાગે છે. દાદારનું **માંથ-સ્પેન્તનું રૂવાન મઝિશ્ત** બધાને સમાવતું રૂવાન છે-તે **અઉરૂષો** છે-સફેદ છે એટલે દ્રવાઓની અજ્ઞાનતાના કાળાશ વગરનું છે. તે રૂવાન **'રઓક્ષ્નો'**=ચલકાતવાળું એટલે દ્રવાઓની બુરી અસર વગરનું પણુ અઉ-રૂષોની શુભ અસરવાળું છે. તે રૂવાન **ક્રાદેરેસ્રો** એટલે બધાને નસીહત આપીને સુધારનારૂં છે-પોતે બાપ છે માટે ફરઝંદો તરફ જગતની રજેરજ તરફ પુર્ણ કાળજી દેખાડે છે. પછી કહે છે કે **યાઓ**=જેણીઓને એટલે તે રૂવાનો સાથની દએવીક ગતીઓને-ખામીઓને તે મુળ રૂવાન જે અહુરાનું છે જે **પઓઉર્વ**=સપ્પર પહેલું સુધરીને મહા ડહાપણુ નામે **પઓઉર્વ**=અપુર્વ શ્રેષ્ટમાં શ્રેષ્ટ સપ્પર પહેલી ફ્રવષિ રાખે છે તે મુળ દાદારનું રૂવાન

હવે **રએથ્વચેઇતી**=તે કચરા વગરનો ભલો ઘાટ જેને કેહપ઼ કહે છે તેવા કરે છે એટલે કાળાશ વગરના **અઉરૂષો**=સફેદ અને **રઓક્ષ્નો**=સફેદાઇના ચલકાતવાળા જ્ઞાન જે સફેદ છે તેના સત્યસંગવાળા માટે **વેરેજદાઓ**= અસરકારક–બુરાઇના અંધકારને ભલાઇના ચલકાતમાં બદલે તેવા એજમતી –એવા કરે છે. કોણુને તેવા કરે છે? કહે છે કે અસલના દએવીક રએથ્વવાળા રૂવાનો જેઓ હાલે **અમશાસ્પંદ** અમર વ્યકિતઓના કેહપ઼- વાળાઓ કહેવાય છે તેઓને, કે જેઓમાં સાત અમશાસ્પંદ મુળ છે અને તેઓના હાથ નીચે બીજા અમશાસ્પંદો છે જેઓને યઝત મીનો દએ ફરોખ કહે છે, જે બધામાં **હુવરે**-રવી તે સાતનો નાયબ તરીકે છે એવા બધા અમશાસ્પંદોના અસલ રૂવાનોને તેવા **અઉરૂષો** = સફેદ કરે છે કે જેઓ પહેલાં **રએથ્વ**વાળા દએવ અજ્ઞાનતાના કચરાવાળા હતા. તેઓના તે રએથ્વને—કચરાને—દએવીક ગતીની અજ્ઞાનતાને **રએથ્વચેઇતી**= દાદારની ફ્રવષિએ ધોઇ નાખી છે, જેથી તેઓ **સ્રીર** ખુબસુરત એટલે ખેંચાણકારક અને **વેરેજદાઓ** એજમતી થયા છે. એમ ત્યારે કહે છે કે **યાઓ**=જેણીઓને એટલે તે દએવીક ગતીઓને માંથ્ર-સ્પેન્તના રૂવાને ( તે રૂવાન સાથની ફ્રવષિએ ) **સ્રીર**=ખુબસુરત **વેરેજદાઓ**= એજમતી **રએથ્વચેઇતી** = તેઓની દએવીક ગતીને ધોઇને અમર કેહપ઼ના ઘાટવાળા કીધા છે. આવા બધા અમશાસ્પંદોનો સરદાર **હુવરે ક્ષએત** છે તેની સાથે હમો એકતાન થઇએ છીએ. અહિંયાં કહે છે કે માંથ્ર-સ્પેન્તનું રૂવાન કે જે અહુરાનું રૂવાન છે તે દએવીક ગતીનું સપ્પર પહેલાં હતું પણ અહૂના માંથ્ર-સ્પેન્તના આશીશોથી સુધરીને ખુદ તે રૂવાન આશીશોરૂપ થયું છે એટલે ખુદ માંથ્ર-સ્પેન્તજ એટલે આશીશોજ થયું. માંથ્ર-સ્પેન્તને-આશીશોને તે રૂવાનમાં પચાવનાર ફ્રવષિ હતી. એટલે તે રૂવાનમાં ફ્રવષિ પેઠી એટલે મહા ડહાપણ-તાબેદારીની અકકલ ઉભી થઇ તેથીજ અહૂના આશીશોનો તે રૂવાને નોશ કીધો. આમ **પઓઉર્વ** ડહાપણ સંપુર્ણ એટલે સપ્પર પહેલું ડહાપણ=ફ્રવષિ અને માંથ્ર-સ્પેન્તનું રૂવાન બેઉ સાથેજ છે. પછી તે માંથ્ર-સ્પેન્તનું રૂવાન જે પઓઉર્વ ફ્રવષિવાળું છે તેણે પોતામાંના બીજા કચરા સાથના રૂવાનોને સુધારીને પોતા જેવા કીધા જેઓને અમશાસ્પંદો યઝતો કહે છે એટલે અમર વ્યકિત કહે છે, જે બધાઓમાંગી ત્યારે ડહાપણ ફ્રવષિ તે મુળ ડહાપણમાંથીજ આવ્યા. આમ આ બધા રૂવાનો સપ્પર પહેલા સુધરીને સપ્પર પહેલાં ડહાપણને ફ્રવષિને મેળવી શકેલા, માટે તે બધાને પઓઉર્વ ફ્રવષિ સાથના રૂવાનો કહે છે જેમાં માંથ્ર-સ્પેન્તાનું અહુરાનું રૂવાન તેવી ફ્રવષિ સાથનું મુળ છે એટલે **પઓઉર્વ** છે એટલે ઉત્તમમાં

ઉત્તમ છે માટે **મઝિશ્ત**=મોટામાં મોટું બધાને સમાવે તેવું અને **સ્ત્રએશ્ત**= બીજા બધાને પોતા તરફ ખેંચવાનું આકર્ષણપણું રાખનાર છે અને **ખ્રએ-જદીશ્ત**=જબ્બરમાં જબ્બર જોમ રાખે છે. અહિંયાંથી ત્યારે ફ્રવષિ એક છે સામાન્ય છે છતાં ઘણી થઇને તબકકામાં દેખાતી થઇ જુદી જુદી વજેની છે તે બધાને લગતા ભેદોની સમજ આવશે.

## કરદો ૨૩ મો.

### માંથ્ર-સ્પેન્તના રૂવાનમાંથી યઝતોના રૂવાનો નીકળ્યા. તેઓના મળતા વિષ્યપણામાં ફ્રવષિનો ભેદ શો છે-રૂવાનની મુળ પ્રગતીનો ભેદ સૃષ્ટી રચનામાં કેવો છે તેનો ચિતાર. ફ્રશો-ગર્દ કરવા માટે અહુરાના માંથ્ર-સ્પેન્તના રૂવાન પછીની બીજી ઉત્તમ હકીકત તે આ અમશાસ્પંદો એટલે અમર વ્યકિતઓ નામે ૩૩ અહૂ છે.

પહેલાં અશાઉનાંમ ફ્રવષિને એટલે ફ્રવષિના સંગઠનને યાદ કરે છે. પછી અમેશાસ્પંદોને એટલે અમર શકિતઓ જેઓ ઉપર કહેલા માંથ્ર-સ્પેન્તના રૂવાનમાંથી નીકળેલા સુધરેલા અને અમર ગતીએ પુગેલા ફ્રશો-ગર્દ કરી રહેલા રૂવાનો છે જેઓને **આહુઇર્યા** અહુરાને લગતા કહે છે તેઓની ફ્રવષિ તેજ અશાઉનામ છે એમ કહે છે. **અમેશનાંમ સ્પેન્તનાંમ**=તે અમશાસ્પંદોને જેઓ **ક્ષએતનાંમ**=અધીકારવાળા સૃષ્ટી રચી શકે તેવા છે, **વેરેઝિદોઇથ્રનાંમ**=અસરકારક રીતે જોનાર છે એટલે સૃષ્ટી રચનાનું પોતાને સોંપાયલું કામ અસરકારક રીતે જેમ અહુનવઇર્યમાં છે તેમ ફ્રશો-ગર્દ થાય તેમ કરી રહે છે, જેઓ **બેરેઝતનાંમ**=ઉચ્ચા દરજ્જાના એટલે દાદારને પુગેલા **અઇવ્યામનનાંમ** = મદદે પુગનારા-જગતના મોક્ષ થવા માટે આતુર રહીને મદદ આપવામાં કાળજી કરનારા છે, જેઓ **તખ્મનાંમ** = જોરાવર છે, **આહુઇરયનાંમ** = અહુરાને લગતા અહુરાના ખાદમો છે **યોઇ**=જેઓ **અઇથ્યેજંઘહો**=અમર અવીનાશી અષવનો છે-અષનો પ્રભાવ રાખે છે. આવા અમશાસ્પંદો અમર શકિતઓની **યાઓ**= જેણીઓ-ફ્રવષિઓ જે અષાઉનાંમની છે તેઓ સાથે એકતાન થઇએ છીએ. અહુરાના મુળ રૂવાનોની કેરીઅત બતાવી. તે મુળ રૂવાનના મુગ ડહાપણ ફ્રવષિનો ભેદ કહીને હવે અહુરાના મુળમાંથી કચરાવાળો ભાગ નીકળીને સુધરીને તે ડહાપણવાળો થયો જેઓને અમશાસ્પદો કહે છે તેઓનો ભેદ આવે છે. કહે છે કે અહુરાના મુળ રૂવાનના મુળ ગોળામાંથી બીજા

નાના અનેક ગોળઓ નીકલ્યા, જેઓને ઉપર તે મુળ ગોળાના નહી સુધરેલા મધ્ય ભાગમાં આવેલા જણાવેલા છે, જેઓ બધાને તે મુળ માથ્ર-સ્પેન્તના બાપ રૂવાને માથ્ર-સ્પેન્તના આશીશો આપી ડહાપણુવાળા કીધા છે-ફ્રવષિવાળા કીધા છે, તે બધાઓ એક મરતબાના હતા નહી પણુ ચહડ ઉતર મરતબાના છે. જો કે ચહડ ઉતર મરતબાના છે માટે ડહાપણુનો પ્રભાવ ચહડ ઉતર બતાવે છે એટલે ચહડ ઉતર ફ્રવષિઓ બતાવે છે, છતાં તેઓમાંના ઉતરતા ચહડનાની તરફ તાબેદારીથીજ જોએ છે અને ચહડતા કહયાસરનાજ છે એટલે તે બધાઓ મળતા વીષયનાજ છે અને તે બધાને ત્યારે જગત રચનાનું જુદુ જુદુ ચહડ ઉતર રીતનું કામ આપેલું છે; તે નાનો મોટાને પુછીને દેખાડીનેજ કરી રહે છે. આવા ભેદોને માટે કહે છે કે યોઇ હપ્ત= તે સાત અમશાસ્પંદો છે તેઓ મનંઘહો=સારી રીતના ચહડ ઉતર મનના વીચારોના છે છતાંબી હમો છે એટલે એકને પુછીને વીચારને ચલાવે છે-માટે કહે છે કે તેઓ હમો મનંઘહો=ઘણુા વીચારોવાળા પણુ મળતા વીષયપણુામાં રહે છે તેવા છે માટે હમો વચંઘહો=મળતા વીષયપણુાથીજ બોલનારા સખુનવાળા છે. પોતે જે સખુન બોલે તે બરાબર છે કે એમ નાનો મોટાને પુછીનેજ બોલો બોલે તેવો છે, અને જો તેમાં કંઇ કસર હોય તો તે કસરને મોટાથી સુધારીનેજ બોલે છે અને હમો શ્યઓથ્નાઓંઘહો =તેઓ જે કામો કરે છે-સ્રુષ્ટીઓ રચે છે ને જુદુ જુદુ કામ એકએકને પુછીનેજ કરે છે. કામ કરવામાં કચાસ નહી આવે માટે નાનો મોટાની અંદર મલી જઇને ખેરદ લઇનેજ કરે છે. આમ સ્રુષ્ટી રચના માટેના તેઓના દરેકના અને મન-વચ-અને શ્યઓથ્ન જે જુદા જુદા છે તેઓને તેઓ હમો થઇને એકએકને પુછીને નાનો મોટાને પુછીનેજ કરે છે-મોટાનું ડહાપણુ-ફ્રવષિનો પ્રભાવ નાનાના ડહાપણુ-ફ્રવષિના તેવા નાનાના પ્રભાવને પુરવણી કરી કરાવીને જગત રચનાને પ્રગટ કરી રહે છે, જેથી સ્રુષ્ટી રચનાની એક મુળ નેમ જે ફ્રશો-ગર્દની છે તે નીકળ્યા કરતીજ રહે છે, માટે પછી કહે છે કે એમ ઘણુા માટે જુદા જુદા મન-બોલ-ખીશ્રકારીવાળા હોવા છતાં હમો=મળતા વીષયના રહેવે એકએકની નાનો મોટાની હીદાય-તથી ચાલંવે યઓષાંમ તેઓ હમેમ મનો=એકજ વીચારવાળા હમેમ વચો=એકજ બોલના હમેમ શ્યઓથ્નનેમ=એકજ રીતની કાર-સાઝીના થઇ રહીને છેલ્લી ફ્રશો-ગર્દની નેમ બજા લાવશેજ. પછી કહે છે કે આ સાતનો પત=પીતા કોણુ છે-ફ્રસાસ્તચ=શીખવનાર કોણુ છે?

**યો હહવાઓ અહુરો મઝદાઓ**=તે કે જે મુળ બાપ બધાને ચલાવનાર માંથ્ર-સ્પેન્તના રૂવાનોવાળો અહુરમઝદ છે તે છે. પછી **હુમો મનંઘહો હુમો વચંઘહો હુમો શ્યઓથ્નાઓઘહો**ના ઉપર કહેલા ભેદને વધુ ખોલીને કહે છે કે **યએષાંમ**=તે બધાઓ **અન્યોઅન્યેહુ ઉરવાનેમ**=દરેક એક બીજાનાં રૂવાનને **અઇવિવએનઈતી**=જોએ છે-**મેરેથ્વેન્તેમ હુમતએષુ**=ભલો સ્રષ્ટીરચનાનો હસ્તીની જગતને ચલાવવાનો વિચાર કરતાં કરતાં **અઇ-વિવએનઈતી**=એક હેઠળનું રૂવાન બીજા ઉપલાને જોઇ મળીને તેનાથી તોરીક લઇ રહે છે. **મેરેથ્વન્તેમ હુખ્તએષુ**=ભલો સ્રષ્ટી થવા માટેનો બોલ બોલતાં એટલે નીરતીની જગત ચલાવવા માટે કામ કરતા **અઇવિ-વએનઇતી**=એક હેઠલો બીજા ઉપલાના રૂવાનને જોઇ મળીને તે કામ માટે જોઇતી તોરીક લઇ રહે છે. **મેરેથ્વેન્તેમ હુવરશ્તએષુ**=આ જગતનું-ગેતી રચવાનું કામ કરતા **અઇવિવએનઇતી**=એક હેઠલાનું રૂવાન બીજા ઉપલાને જોઇ મળીને તેનાથી તોરીક લઇને રચી રહે છે. આટલા **૨૨-૨૩** કરદાના બયાનો ઉપરથી શું જોયું ? આ જોયું કે ફ્રવષિઓ ઘણી તો છે પણ તે બધીઓજ નાની મોટી દેખાતી બધીજ એકએકન જેવીજ છે. દરયાવના એક ટીપામાં જે નીરમળતા છે તેજ આખા દરયાવમાં અને તે ટીપું દરયાવને સમાવે તેવું. આવી અજબ ગતીવાળી ફ્રવષિઓ છે માટે તો તે ફ્રવષિને **અનામાંથ્વાઓ** કહી છે-આપણી **મન્તક** તેને લાગુ પડે નહિ તેવી કહી છે. આમ છે માટેજ **૨૨** મા કરદામાં તે બધી ફ્રવષિની વ્યાખ્યા એકજ સરખી કહી છે. આમ ફ્રવષિ એકજ છે તેમાં નથી જુદી જુદી જાત કે સેફાત કે તબકકા કે દરજ્જા-એમ ૨૨ મો કરદો કહે છે. છતાંબી ફ્રવષિને બહુવચન અપાયું છે તેઓને તબકકામાં-મરતબામાં દરજ્જામાં મુકી શકાય એવું બયાન અપાયું છે અને વળી વધુ ગુંચવણમાં નાંખે તેવો એક શબ્દ કહયો કે **પઓઉર્વ ફ્રવષિઓ** છે એટલે ફ્રવષિમાં કોઇ એક જમુ સપ્પર પહેલો છે અને શ્રેષ્ટ છે. એમ ત્યારે એમ ઠર્યું કે બીજો જમુ પછીનો પેદા થયલોજ હોવો જોઇએ અને ઉતરતો હોવો જોઇએ. પણ આ ગુચની ઉકેલ માટે પછી **૨૩** મા કરદામાં અહુરાના રૂવાનની અને અમશાસ્પં-દોના રૂવાનોની તેહકીક કહી છે. અહુરાનું રૂવાન કહયું અને તેને પછી જગત રચનાનું કામ કરતું કહયું અને તેની અંદરથી નીકળતા બીજા રૂવાનો કહયા અને તે બીજા રૂવાનો તે મુળ રૂવાનને **હુમો** એટલે મળતા એટલે મળતા વીષયના કહયા. આમ કહયું એટલે હવે **પઓઉર્વ ફ્રવષિઓ** કાંય કહેવાઇ-અને ફ્રવષિના તબકકા મરતબા કાંય આવ્યા તેનો ભેદ ખુલ્યો. રૂવાન જે એક મુળ છે તે જયારે અહૂનો માંથ્રસ્પેન્ત લઇ સુધર્યું ત્યારે

તે રૂવાનમાં તે અહૂને તાબે થવાનું ડહાપણ આવ્યું કહેતા ફ્રવષિ આવી. આવા અહુરાએ તે બીજાના રએથ્વ દએવીક કચરાને સુધાર્યો એટલે રએથ્વએઇતી કીધા એટલે તે ફ્રવષિ=ડહાપણને જોરે સુધાર્યો. તેઓ સુધર્યા અમશાસસ્પંદ થયા અમર થયા એટલે તે બધાઓમાં તાબેદારી કરવાનું ડહાપણ ફ્રવષિ આવી. તે બધા ચહડ ઉતરતાના માટે તેઓમાં ડહાપણનો પ્રમાણ ચહડ ઉતરનો થયો તેથી તેઓની ફ્રવષિ ચહડ ઉતરની દેખાડી છે. પણ તે તાબેદારોનું ડહાપણ જે નાનામાં હતું તે ડહાપણ મોટાને પુછીને તોરીક મેળવતું માટે તેઓ બધા હુમો છે-એકના એક છે. આવા બધા મલતા વીષયના રૂવાનો અને તેઓ સાથની ફ્રવષિઓ પઓઉર્વ કહેવાઇ. હવે ત્યારે પાછળની ફ્રવષિ કઇ રીતે આવી. યઝતોના રૂવાનો માંથ્ર-સ્પેન્તના રૂવાનના મુળ ગોળાના મધ્યમાંથી થયા છે. આ મધ્યના અંતર મધ્યમાં બીજો એક નાનો ભાગ હતો જેને દ્‌વાઓ વીદાતુ સાથનું રૂવાન કહે છે. દએવ વીદાતુ સાથના રૂવાનના આ છેલ્લા ભાગે માંથ્ર-સ્પેન્તના આશીશો લીધા નહી તે રૂવાનને પછી દાદારે પોતાની કરામતથી તે આશીશો અપાવીને તેમાંથી તેના દેવને બહાર કાઢયો ત્યારે તે રૂવાનમાં ડહાપણ આવ્યું-ફ્રવષિ આવી. આ ફ્રવષિ ત્યારે પાછળથી આવેલી કહેવાઇ. આ ડહાપણ બીજા મરતબાનું કહેવાયું-પાછળનું કહેવાયું. એમ પઓઉર્વ ફ્રવષિનો ભેદ ઉભો થયો. આ પાછળના બીજા દરજ્જાના ડહાપણે પુગેલા રૂવાને પોતામાંની ગવની ઉગેલી પરદુખભંજની ગતીને જોરે પોતાના દેવ માટે ભોગ આપ્યો. તેઓના દેવમાંથી જે તનો થયા તેમાં તે રૂવાનો મંદ રીતે એટલે બંદ-દરોશમાં રહયા જેથી તેઓની રવ મંદ થઇ એટલે તેઓની ફ્રવષિનો સંબંધ તેઓની સાથે જીવતાં તનમાં તુટયો. એમ ફ્રવષિ-ડહાપણ તેઓથી તે જીવતાં તનમાંથી છુટી પડી. આમ તે માનવોના તનોમાં રૂવાન મંદ થઇ જવે તે માનવને રૂવાનની કે ફ્રવષિની એટલે રૂવાનના ડહાપણની હીદાયત નહી મળી. આવા માનવોમાં દાદારે ફેલનું તત્વ અને અકકલના ગોહરો મુકયા-તેઓને દસ અંદઝ આપી કે જેથી તેઓ રોશનફેલ કરી યઝત જેવા પરમાર્થી થાય. આમ છે માટે ઉપરના ૨૩ મા કરદામાં જેમાં પઓઉર્વ ફ્રવષિની દાદારની યઝતોની વાત છે તેમાં એક છેલ્લું વાકય એવું આવ્યું છે કે તે વાકયને ઉપરના વાકયો સાથે ઉપર ઉપરથી જોતા ભાગ્યેજ સંબંધ માલમ પડે. પણ પઓઇર્ય ફ્રવષિ અને પાછળની ફ્રવષિ જે માણસોની છે તેને ઉપર કહેલો સંબંધ છે માટે માનવોને પઓઉર્વ ફ્રવષિના આશરામાં જવાની સાં હીદાયત છે એટલે યઝતોની વર્તણુંક પ્રમાણે યઝતો સાથે મળના વીષયમાં આવવાની ત્યાં

સલાહ છે. તે વાકય આ છે કે **યએષાંમ રઓક્ષ્નાઓંઘહો પન્તાનો**=તે યઝતોના રોશનીથી ભરપુર રસ્તાઓ **આવયતાંમ અવિ ઝઓથ્રાઓ**=ઝઓથ્ર તરફ ૩૩ આલાતો તરફ આવવાને માટેના છે એટલે તે આલાતો યઝતોના તે રસ્તા લગી લંબાય છે. આ આલાતો મારફતે તે માનવો યઝતોને મળીને યઝત સાથે મળતા વીષયના થાય કે જેથી તે માનવના **તન** ગવહેમંદ થઇને પોતાના કેહર્પ જેવું થાય. આ વખતે તેનું રૂવાન પોતાનો બંદદરોશ ઉકેલે એટલે રયોમંદ થઇને ફરવષિની ગતીને મળે એમ તે રૂવાન ફરવષિ-ડહાપણુને મલીને પોતે '**ઉરૂને ઉષી**'નું થાય અને પછી પોતાના તે કેહર્પને પોતામાં મેળવે. આમ બધો ભેદ નીસ્તી માટે છે માટે નીસ્તીની ફરવષિને **પઓઉર્વ** કહી નથી. આમ ત્યારે ૨૩ મા કરદામાં **પઓઉર્વ** ફરવષિઓની વાત આવી-અને દાદારના યઝતોના રૂવાનોની કેરીઅત આવી, જેમાં છેલ્લે માનવે યઝતને પાવમહેલ અને ઝઓથ્ર મારફતે મળવું જોઇએ એ વાકય આવ્યું એટલે કહેવા માંગે છે કે માનવનેગી લાજમ છે કે યઝતોને જોઇને કામ કરવું કે જેથી **ફશો-ગર્દ** થાય. આમ થવા માનવોને અશો જરથુશ્ત્રે પાવમહેલ આપ્યો કે જે પાવ મહેલમાંથી માનવ યઝતોને વીચારમાં-બોલમાં-કામમાં મલીને યઝતો સાથે મલતા વીષયના થાય. તે યઝતો માનવની તરફ જો માનવ માંગે તો મલતા વીષયના થવા આ પાવમહેલમાંથી આવશે, માટે કહે છે કે **અએષાંમ** તેઓના **રઓક્ષ્નાઓંઘહો**=રઓક્ષ્નીવાળા **પન્તાનો**=રસ્તા **આવયતાંમ**=માનવ તરફ આવવાના છે તે **અવિ જઓથ્રાઓ**=ઝઓથ્ર તરફ આલાત તરફ લંબાઇ રહયા છે. એટલે ગેતીના ઝઓથ્રને તેઓનાં **રઓક્ષ્ના-ઓંઘહો પન્તાનો** એટલે પાવમહેલ સથે સંબંધ છે કે જે ઝઓથ્ર મારફતે માનવ તેઓને મળી શકે. માનવ જો મહેર પતેત પાળે-પોતાના તનને દ્રુજને ગવના હાથમાં સોંપે અને ગવહેમંદ થઇને પોતાની અંદરના રૂવાનને બંદદરોશમાંથી મુકત કરે એટલે પોતાના રૂવાનનું ડહાપણુ ફરોહર તે રૂવાનને મળે તો તે ફરવષિ આઝાદ થઇને તે સંગ્ગઠનને મલીને યઝતોના **રઓક્ષ્નાઓંઘહો પન્તાનો**=પાવમહેલનો સંબંધ તે માનવીને કરાવે, જે પછીથી માનવ તેઓને જોઇને પુછી પુછીને **ફશો-ગર્દ**નું કામ કરી રહે. અહિંયાં નોંધવું કે અમશાસ્પંદો સાત કહયા છે અને વળી તેઓને ૩૩ કહયા છે-અગણીત કહયા છે તે બધામાં ભેદ છે. અમશાસ્પંદો ૩૩ છે એટલે ૩+૩=૬ ગાહમ્બારો કરવાનો રચવાનો મારવાનો અધીકાર રાખે છે. તેઓ **સાત** છે એટલે હસ્તીના આસમાનોને ફેરવીને થયલા **બગોબખ્ત** પ્રમાણે-ઇનસાફથી થયલા દરેકના ભાગલા પ્રમાણે

દરેક માટે જન્મ-મરણ નવરચના કરી શકે છે અને અમશાસ્પંદો જેઓ ૩૩ ના ભેદના છે તેઓ જુદા જુદા તબકકાના છે માટે તેઓના તે તે તબકકાઓને જણાવવાના શબ્દો છે જેઓને અમશાસ્પંદો યઝતો-મીનો-દએ વીગેરે કહે છે. આવા અમશાસ્પંદો સાત છે. અહિંયાં **હુપ્ત** અમશાસ્પંદનો અર્થ આવી રીતનો બહોળો લેવાનો છે. પહેલા અમશાસ્પંદને અહુરમઝદ કહે છે જેને સ્પેનામીન કહે છે. આનો બાપ મુળ તે અહુરા છે. આમ યઝતોના તબકકાઓ જણાવ્યા છે, જેઓના રૂવાનો કહયા છે, જેઓના કેહપોર્ કહયા છે. આ રૂવાનોમાં તબકકા છે માટે ચહડ ઉતરપણું છે માટે તેઓના રૂવાનની ફ્રવષિ-ડહાપણનો પ્રભાવ ચહડ ઉતરનો છે. આમ આ રૂવાનો તે ફ્રવષિ સાથના **પઓઉર્વ**=સપ્પર પહેલા **રઓથ્વઓઇતી** થયલા=સુધરેલા છે. પણ તે બધાઓનો પ્રભાવ **હુમો** એટલે મલતા વીષયનો એટલે તેઓના રૂવાનોમાંના નાના મોટાને પુછીને કરનારા છે. એટલે પ્રભાવ જે ફ્રવષિ દેખાડે તે ભલે જુદા પડે પણ હામોઇને લીધે બધુ એકસરખું થઇ રહે છે. આ ફકરામાં રૂવાનની બાબદ આવી તેમ ફ્રવષિના ડહાપણના પ્રભાવના જુદાપણાની બાબદ આવી. અને તે પઓઉર્વ રૂવાનો પઓઉર્વ ડહાપણ-ફ્રવષિઓ **અઇવીવીનઇતી**=એકએકને જોઇને **હુમો મનંઘહુ**=એકજ વીચારની થાય છે તે બાબદ આવી. તે બધામાંથી ત્યારે હવે સાફ દેખાશે કે **મઝિશ્ત**=મોટામાં મોટું રૂવાન નાનાઓને કાઢીને શુદ્ધ કરીને તેઓને પોતામાં લેવા માંગે છે, માટે તે બધાઓને પોતાનું પુર્ણ ડહાપણ એટલે ફ્રવષિ થોડી થોડી આપે છે. એમ દાદાર જગતની રજના રૂવાનમાંગા પોતાનું ડહાપણ=ફ્રવષિ મુકે છે. એમ દાદારે જગતને ઉભું કરી સત્યસંગથી-ફ્રવષિથી બાંધેલું છે તો તે જગત રહીને ભોગવટો કરી શકે છે. રજની ફ્રવષિ તે રજની કાએનાત પ્રમાણેનો સત્યસંગ લાવે-મોટા માનવની ફ્રવષિ તે મોટા માનવના વીચારો-પ્રભાવોનો સત્યસંગ દેખાડે એમ ફરોહર તે દાદારનું કે રજનું એકનું એકજ-એકમાંથી અનેક થયલુ પણ તે રજ કે તે તે ચીજોની કાએનાત પ્રમાણે જે સત્યસંગ મન્દ યા ઘણો દેખાડે તેને માટે તે ફ્રવષિના બે મોટા તબકકા થયા છે અને તેના અનેક મરતબા અને દરજજા થયા છે તેનો ભેદ જોઇ શકાશે.

# હવે ચોવીસમો કરદો જોઇએ.

## ફ્રશો-ગર્દ કરવા માટેની ત્રીજી ઉત્તમ હકીકત. (૧) ગયોમરેથન (૨) અશો જરથુશ્ત્ર. અશો જરથુશ્ત્રના હાવીશ્તો જેઓ ફ્રશો-ગર્દ કરવા માટેની ઉપર કહેલી ત્રણ હકીકતો એટલે જગતરચનાની ત્રણ મુળ ગતીઓ-મુસ્તસલાઓને ચલાવનાર મુળોને મદદ કરનાર મારફતો છે તે બધા હાવીશ્તોની તનોમંદ કાયા-તેઓની કેહપીંક ગતી-તેઓના રૂવાનો કેવા હોય-તેની ગુહય સમજ.

હવે ચાલુ દરેધો-ખદાતમાં તેમ ગેતી જેટલાબી દરેધો-ખદાતેઓમાંથી પસાર થઇ થઇને ફ્રશો-ગર્દે પુગશે તે બધા દરેધોખદાતમાંના પહેલા-વચલા અને છેલ્લા ત્રણ મુળ નરોને અને તે ત્રણની વચમાં બીજા અનેક મુળ નરો જેઓ ગેતીમાં ફ્રશો-ગર્દ માટે થઇ રહે છે તેઓના સીલસીલાને યાદ કરે છે. પહેલો નર તે ગયોમરેથ્ન છે-વચલો જરથુશ્ત્ર અને છેલ્લો સઓષ્યોશ છે. સઓષ્યોશને ત્રણ વખત યાદ કરે છે, કેમકે ત્રણ મોટી કેઆમતો એટલે ગેતીમાં ઝીરો જબ્બર થનારા મોકાઓ થાય છે-તે બધા મોકાઓને શાંત કરવા સઓષ્યોશ ત્રણ વખત ઉપર કહેલા ત્રણ નરોની વચમાંના નરોમાંના અમુક અમુક સાથે ઉતર્યા કરે છે-તે બધાની ફ્રવષિઓને યાદ કરે છે. આ બધા નરોના તન-કેહર્પ-રૂવાન-બઓદ-ફ્રવષિ એક એકમાં મળેલા છે. ફ્રવષિને આસ્નો ઉરવાનો કહે છે એટલે ફ્રવષિને 'ઉરૂને ઉષી' સાથનું રૂવાન કહે છે. એટલે કહે છે કે રૂવાનની આસ્ન તે ફ્રવષિ છે જે રૂવાનની અંદર રહેલી છે-આવી ઉરૂને ઉષીની હાલતનું રૂવાન સાધારણ માનવમાં રહેતું નથી. સાધારણ માનવમાં રૂવાન બંદ દરોશમાં છે એટલે રૂવાનની રય સંકોચીત થયલી છે એટલે રૂવાનની ફ્રવષિ રૂવાનથી દુર થયલી છે. પણ જ્યારે માનવ નેકી કરી દ્રુજને વશ કરી અષવન થઇ તનુમાંથ્રનો થાય ત્યારે તેની ફ્રવષિ તેના રૂવાનના ખેરદ તરીકે થાય, જ્યારે તે રૂવાનનો બંદદરોશ ઉંચકાયલો કહેવાય અને તે રૂવાનની ખુપ થયલી કહેવાય. તે રૂવાન ઉરૂને ઉષીએ પુગેલું કહેવાય. આમ રૂવાન ફ્રોહર એક થવે બઓદબી સાથેજ હોય અને આવા નર અષવનનું કેહર્પ-ઉશ્તાન-તેવીશીબી તનવસમાં મળેલા હોય એટલે તે નરમાં તન-કેહર્પ-રૂવાન-બઓદ-ફ્રવષિ હામોઇમાં હોય. આવા નરો જીવતી હાલતે અરદાફ્રવષે પુગેલા, તનપસીનના તનના અને તેથીબી આગળ વધેલા ખાશ્રવત તનના એટલે તનપસીનનું તન પોતે કેહર્પમાં મળીને રૂવાનમાં મળે તેવા રહે

છે. આવા બધા નરો જેઓ ખાસ રહે છે એટલે જેઓ જરથુસ્ત્રોતેમો એટલે જરથુસ્ત્ર જેવા ગણાય છે એટલે જરથુસ્ત્રનું કામ ઉત્તમમાં ઉત્તમ રીતે-ખુદ જાણે જરથુસ્ત્ર કરતા હોય તેમ કરે છે, જેઓ વગર ફ્રશો-ગર્દ થઇ શકેજ નહિ-તે બધા નરો સાધારણ નહિ-અસાધારણ નહિ પણ **સમેતયાતી** કહેવાય છે, એટલે ખએત્વોદથીની ઉંચ ટોચ જે યઝતી પ્રગતીમાં જવાની છે ત્યાં લગી પુગેલા કહેવાય છે. આવા નરોમાં યઝત વસેલા હોય છે. એટલે આવા નરોમાં આથ્ર ઉરવાજીસ્ત, સ્રઓશ, રશ્ને, મિથ્ર, મારેસ્પંત, અષ્ન, આપો, ઝેમો, ઉરવર, ગેઉશ, ગયેહે, સ્તવન અષવન, વસેલા રહે છે-તે બધાની સાથની ફ્રવષિની નેગાહદારીહ તેઓ ઉપર રહે છે માટે હવે આ યઝતોની યાદ કરે છે. પહેલાં ફ્રવષિના સંગઠનને યાદ કરે છે. પછી કહે છે કે **યાંમ્ચ આથ્રો ઉર્વાઝિશ્તહે સ્પેન્તહે વ્યાખનહે:** **યાંમ્ચ**=જે ફ્રવષિ (૧) વૃદ્ધિ કરનાર આતશ ઉરવાજીસ્તની છે જે ઉરવાજીસ્ત અનજુમનની સરદારી અપાવે છે તેની રહે છે તેણીને, (૨) જે ફ્રવષિ અષીવાળા જોરાવર તનુમાંથ્રના ઇનસાફનું જોરમંદ હથીઆર રાખનાર અહુરાના ખાદમ સરોશની છે તેણીને, (૩) જે ફ્રવષિ રાદીપણાના સચ્ચાઇવાળા રશ્નુની છે તેણીને, (૪) જે ફ્રવષિ બહોળી રીતની ખેતી કરાવનાર મહેરની છે તેણીને, (૫) જે ફ્રવષિ માંથ્રસ્પેન્તની છે તેણીને, (૬) જે ફ્રવષિ **અષ્ન**=આસમાનના મધ્યને લગતી છે તેણીને, (૭) જે ફ્રવષિ ઝમીનની છે તેણીને, (૮) જે ફ્રવષિ **ઉરવર**ની છે-જગતમાં પડવાના આશીશોના સંગ્રહ રાખનાર-ઉરવરની છે તેણીને, (૯) જે ફ્રવષિ **ગેઉશ** ગોસ્પંદોની સાથનીગત્વની કુદરતમાં કામ કરતી રહે છે તેણીને, (૧૦) જે ફ્રવષિ '**ગયેહે**'=ઉશ્તાનના સીલસીલાને અનગ્ર રઓચમાંથી ચલાતી વ્યકિતઓ ઉપર ઉતારનાર તરીકે રહે છે તે ઉશ્તાન સાથની છે તેણીને, (૧૧) જે ફ્રવષિઓ **સ્તન અષવન** અશોઇવાળી પેદાશ નેઆમતો કાએનાત જે અશોઇ પેદા કરવા માટેનું પોશણુ આપે છે તે સ્તન અષવન સાથની છે તેણીને-આ બધી ફ્રવષિઓને યાદ કરે છે કેમકે હવે જે બધા નરોની ફ્રવષિની યાદ થશે તે બધા નરો યઝતી નરો હશે તેઓના રૂવાન અંદદરોશના નહિ પણ **ઉરૂને ઉષીના** રહેશે. એટલે તેઓના રૂવાનની આસ્ન-ફ્રવષિ રૂવાનમાં રહેલી હશે. આવા નરની અંદર યઝતોમાંના અમુક યઝતોનો સીલસીલો એવો રહેશે કે તે સીલસીલાને જોરે બધા યઝતોને અને તે ખુદ અહુરમઝદને તે તનમાં આણી શકાય. આવા નર જેઓ ફ્રશો-ગર્દ કરાવનારા, દરેધો ખદાતની મતલબ પાર પાડનાર, કુલ વર્ણોની દીનોના મુળ પુરૂશોના પેશ્વાઓ હોય છે તેઓમાં આતરે ઉરવાજીસ્તનું ડહાપણ એટલે ફ્રવષિ રહે છે કે જેથી તે નર જયારે બોલવા ઉભો થાય

ત્યારે બધા સાંભળનારા માણુસો ઉપર ભારે અસર થાય-તે બધાને પોતાના કરી નાખે. એવા નરના માંથ્રો ભણુવાથી સાંપ ગોસ્પંદ થઇ જાય ઝહીકા ઓરત સાધ્વી થઇ જાય. આવા નરોમાં સરોશની ગતી રહે છે તેઓ ખુદ સરોશ થઇ જઇ દીનની પરમ તાબેદારી કરે છે. સરોશનો અધીકાર જે નીસ્તીની જમીનની જમીનદારી કરવાનો રહે છે તે અધીકાર તેઓને મળવે તેઓ તે ચાલુ દરેઘો ખદાતની મીનો ઝમીનને, ઇરાન વેજની જમીનને, દએનાની જમીનને ખેડનાર પેશવા થઇ જાય છે. અને અષ્નની-જીરમોની વહિવટ કરનાર ફ્રવષિ તેઓ સાથે રહેવે તેઓમાં વર્ણોને ચલાવવાની મકદુર થઇ રહે છે. તે નરો સાથે ઝેમોની ફ્રવષિઓ હોવે તેઓ સાથે દીન-અષી-આસ્તાદ-ઝમ્યાદ-માંથ્ર સ્પેન્ત-અનેરાન જે આરમઇતીના હમકારો છે તેઓની ફ્રવષિ રહે છે જેથી તેઓમાં ગાહમ્બારોના કુવતોને રાખવાની ગતી રહે છે. તેઓ સાથે આપની ફ્રવષિ હોવે તેઓ ચાલતા પ્રગતીના બનાવોથી આગાહ થઇ રહે છે અને કાલે શું થશે આગળ શું થશે તે બધા માટે અગાઉથી આગાહ થઇ રહે છે. તે નરો સાથે ગેઉશની ફ્રવષિ હોવે તેઓ કુદરતના અનુયાયી થઇ રહે છે. તે નરોમાં ગયેહે=ઉશ્તાન અનગ્ર રઓચ ઉપરથી મહેર-સરોશ-રશ્ના-આરમઇતી અને આવાં મારફતે વહી રહે છે માટે ઉશ્તાનને મહેર-સરોશ-રશ્ના આરમઇતી અને આવાં મારફતે વહેતું કરનાર ફ્રવષિબી તેઓ સાથેજ રહે છે એટલે તે નર ઝહેર પીએ તો તે ઝહેરની અસરબી તેની ઉપર નહિ થાય. તે નરને સાપ કરડે તો સાપ મરી જાય. તે નરને કંઇબી આધીવ્યાધી ઉપાધી હોયજ નહિ. તે નરમાં ઉશ્તાનનો વનઝવીત બીશનો ભેદ રમી રહે છે. તે નર ઉપર કાળી કુદરતના મારની જરાકબી અસર નહિ થાય એટલે તે કાળી કુદરતની કામ કરવાની જેટજ તે ગયેહેની ફ્રવષિથી નરમ પડી જાય. તે નરમાં રશ્નુ પોતાની સચ્ચાઇ વ્યાપી નાંખે છે, જેમ યઝતોમાં વ્યવસ્થા હોય છે તેમ થઇ રહે છે, માટે રશ્નુનું ડહાપણ-ફ્રવષિ તે નરમાં રહે છે. તે નરમાં ઝેમોની આરમઇતી માંથ્ર-સ્પેન્તનો જલ્વો રમી રહે છે એટલે તે નરમાં અશોઇના કષો અને માંથ્રો-આશીશો-ગાહમ્બારોના કુવતો રહે છે માટે તે આરમઇતી અને મારેસ્પંદ સાથની ફ્રવષિ તેની સાથે રહે છે. તે નર સાથે મીથ્ર રહે છે એટલે તે નર યઝતોનો સીલસીલો છેક દાદાર લગીનો પોતામાં રાખે છે માટે મીથ્રની ફ્રવષિ-ડહાપણુ તેઓ સાથે રહે છે. તે નરો સાથે સ્તન અષવન સાથની ફ્રવષિ રહે છે. સ્તન અષવન શું છે? જેમ નર અષવન રહે છે તેમ અશોઇવાળી સ્તિહ=પેદાશ રહે છે જેને કાયનાત કહે છે એટલે ગામ રાન્યો સ્કેરેતીમમાંથી ફરતાં આરમાનોમાંથી નીકળતા

અશોઇથી ભરેલા ચીથ્રો રહે છે. આ ચિથ્રો કુલ નેઆમતોમાં અતી બુલંદ રૂપના રહે છે. જે કંઇ ખાવાની પીવાની કે ભોગવટાઓ કરવાની ચીજોમાં આ **સ્તન અષવન** જાય તે ચીજોનો ભોગવટો થવે ભોગવટો કરનાર નર અશવન થઇ જાય. **ગાથા** ૩૩-૧૦ માં **વીસ્પાઓ સ્તોઇ હુજીતયો** કહયા છે એટલે ભલી હુમત-હુખ્ત-હવરશ્તવાળી યઝત જેવી જીંદગી માટે જોઇતી નેઆમતો કહી છે, તે નેઆમતોમાં આ **'સ્તન અષવન'**નો ભેદ છે, અશોઇવાળા અષચીથ્ર-વહુચીથ્ર-ગવચીથ્રોનો ભેદ રહે છે. આવી નેઆમતો સાથની ફરવષિ રહે છે જે તે નેઆમતોને અષોઇના પાવરથી ભરપુર રહેલી રાખીને ઉતાર્યા કરે છે. આવી **સ્તન અષવન**ની ફરવષિ આવા નરો સાથે રહેવે તે નરોને **વીસ્પાઓ હુજીતયો** મલ્યાજ કરે છે. તે નરની આગળ હફતકેશ્વરની પાદશાહીની દોલત રજસમાન છે. ત્યારે હવે ગઇઓમરેથનથી આગળ જે નરોની ફરવષિને યાદ કીધી છે તે નરો આવા અસાધારણ છે. માટે પહેલાં તેઓની તેવી અસાધારણ ગતી જે સમેતયાતીપણાની ગતી છે તેવી ગતી કરાવનાર શકિતઓને નામે આથ્ર ઉરવાજીસ્ત-મહેર-સ્ત્રઓશ-રશ્ને વીગેરે વીગેરેની ફરવષિને પહેલે યાદ કરીને પછી તેવા બધા નરોની ફરવષિની યાદ કરે છે. આવા બધા નરોમાં **ઉશ્તાન-ગયેહે-વને ઝવીત બીશ**ના ભેદને એટલે પ્રાણના પ્રવાહને પ્રાણ સાથની ફરવષિ ઉતાર્યા કરે છે, માટે તેઓના તનો તનુ-માંથ્રના થાય છે, અને ફરવષિને તેઓને જીવડાવવાની જરૂર પડતી નથી. વળી તેઓના રૂવાનમાં તેઓની ફરવષિ જવે તેઓના રૂવાન ઉરૂને ઉષીના થાય છે. આમ ફરવષિ તે નરોમાંથી આઝાદ થઇને ફરવષિના સંગઠનમાં જોડાય છે. અહિયાં કોઇને સવાલ ઉભો થાય કે જો રૂવાનમાં ફરવષિ હોય કે જેથી રવાન ઉરૂને ઉષીનું થાય તો પછી ફરવષિ બહાર કઇ રીતે પડે અને જો બહાર પડે તો તે રૂવાન પાછું બંદદરોશમાં આવી જાય. પણ અહિંયાં તો રૂવાન અને ફરવષિ એક એક સાથે થવે તે ફરવષિ બહાર હોય છતાંગી તે નરના રૂવાનની ઝરવાન અને તે ફરવષિની રય બેઉને એક દોરીના પેવંદથી જોડાયલા લેવાના છે. પણ અહિંયાં નોંધવાનું છે કે આવા નરોના રૂવાનમાં તેઓને લગતાં હેઠલી વસ્તીનાં રૂવાનો જેઓને રૂવાનના અંશો કહે છે તેઓ જઇ ચઢે છે, જેથી તે નરોનાં રૂવાનોની કંઇબી ચીજ જગત તરફ ખેંચનારી રહી નથી. વળી આવા નરોનાં ઉરવાનોમાં ઉપર કહેલા યઝતોનાં સીલ-સીલો રહે છે જેથી તે નરોના રૂવાનો યઝતોની તનાસુલમાં રાદ પેવંદમાં આવી જવે તે રૂવાનો અહુરાના રૂવાનની રય લગી પોતાની રયને લંબાવી શકે છે; **ગાથા** ૩૦-૧ માં **રઓચેબીશ દરેસ્તા ઉર્વાજા**નો ભેદ કહયો છે

તેવા થઇ જાય છે. આવા રૂવાનોની રય હરહંમેશ દાદારની રયમાં મળેલી હોય. તેઓ ઝરવાને અકરનેની સીમા જે નહિ દેખાય તેવી છે તેનેગી જોઇ રહે છે. આવા રૂવાનો ઉપર ગયેહે-ઉસ્તાનનો ઝરોહ વહયા કરે છે-માટે તેઓને દાદાર સાથે યઝતો સાથે સંબંધ રહે છે અને દાદારના રૂવાનની અખંડતાથી ટકી શકે છે. અને એવા રૂવાનની ઉપર કુલ ફ્રવષિતી પાસબાની રહે છે માટે તેઓની ફ્રવષિ જે બહાર નીકળે છે તે જો કે બહાર છે છતાં આખા સંગઠન સહિત તેની ઉપરજ રહેલી કહેવાય છે. તે રવાનની ઝરવાન સાથે તે ફ્રવષિની રય જોડાયલીજ રહે છે. એમ તે રૂવાન ફ્રવષિ સાથે તેમ દુર બેઉ રીતે આવેલું કહેવાય. આવી રીતના મહાન નરો જેઓ ફ્રશો-ગર્દ કરે છે તેઓની ફ્રવષિની યાદ હવે થાય છે. પહેલાં ગયેહે મેરેથનોની ફ્રવષિને યાદ કરે છે. કહે છે કે તેણેજ **પઓઇર્યો**=સપ્પર પહેલાં **અહુરાઈ મઝદાઈ મનસ્ચ ગુશ્ત સાસ્નાઓસ્ચ**=અહુરમઝદના મન-વિચારો-શીખામણો સાંભળ્યા હતા, જેણે **નાફ્રો અઇરયનાંમ દખ્યુ-નાંમ'** કીધું એટલે **'અઇરય'**=નમનતાઇ બુનદક મનશનીવાળા આરમઇ-તીની ખુબીઓવાળી શકિત સાથના દેશોની **નાભ**-મધ્ય ઉભું કીધું. જમીનમાં એવા બુલંદ આતશી ગતીનાં ચશ્મા ઉભાં કીધાં અને તેઓના પ્રભાવને જમીનના અમુક વિસ્તારમાં એવો ચલાવ્યો કે તેનું એક મધ્ય થયું, જે નાફ્-મધ્ય ઉપર થતા અઇર્યનએમ વએજનો મુલક દાદારના મધ્યની તરફજ બધાને દોરવી શકે તેવો થયો, અને તેમાં એવી તે હોમીક ગતીની સંસ્થાઓ ઉભી કીધી કે જેથી માનવોના બુનમાં દાદાર તરફ જવાનું બુનક-ઓકાદ ઉભુ થાય, કે જેથી નેકી થઇને દાદારના નાભના નબાનજદીસ્ત દરજાએ પુગાય. તે ગઇયોમરેથને **ચિથ્રેમ અઈરયનાંમ દખ્યુનાંમ**=આર્યદખ્યુ દેશોના ચિથ્રો-બુનો ઉભા કીધા જેઓમાંથી થતા નરો આર્યન કહેવાઇને નેકી પાંથરીને દાદારની નાભ તરફ જઇ શકેલા. એવી આર્યન બુનની પ્રજાઓ શરૂ કીધી અને તેઓના માટેના દેશો ઉભા કીધા કે જે દેશોનું મધ્ય-નાભ દાદારના નાભને મળેલું હોય. આવો આર્ય મીથ્રનો દેશ અને પ્રજાઓ ઉભા કરનાર તરીકે ગયોમરેથન સપ્પર પહેલા હતા. આ લખાણુ ઉપરથી કોઇનેબી વાજબીની રાહે લાગે કે અગાઉ બીજા નરો હશે કે જેઓએ દાદારની સલાહ નહી મળેલી. અહિંયા દરેક દરેષો ખદાતોના પહેલા નર ગયોમર્દ તેમ ગેતી શરૂ થઇ ત્યારના પહેલા નર જેને મધ્ય અથવા ગયોમર્દ-ગયોમરેથ્ન કહે છે તે બેઉની સમજ લેવાની છે.

પહેલાં નીસ્તીની અંદર સપ્પર પહેલી ગેતી થઇ અને માનવ થયો. તેમાંના પહેલા નર જેને ગઇઓમરેથ્ન કહે છે તેનો ભેદ જોઇએ.

જો માનવોમાં તે પહેલો હતો તો પછી તેની અગાઉ કોઇ હોય નહિ. ત્યારે અહિંયાં કહે છે કે ગઇયોમરેથને દાદારની વસીઅત પહેલી સમજી તેનો ભેદ ઉકેલાઇ શકાતો નથી. પણ જાણવું કે ગઇયોમરેથનની અગાઉ અનેક રીતના મષ્ય-મષ્યાની હતા. પણ જે મષ્ય-મષ્યાનીએ દાદારનું સમજયું તે મષ્ય તો ગઇયોમરેથન તરીકેજ કહેવાયલા છે. ત્યારે આ અનેક મષ્ય-મષ્યાનીઓ કોણ હતા તે જોઇએ. ઉપર કહેલા ગયોમરેથન કે જેવણે દાદારની વસીઅત સમજી હતી જેની ઉપર રોશન ફેલ અપાયો હતો તેવણ અને તેવણની પછીનાઓ પુર્ણ રીતના ચાર ગાહમ્બારે પુગીને પાંચમો ફ્રરોખ્ત-ખરીદનો ગાહમ્બાર કરે તેવા થયલા હતા. આવા નરો કઇ એકદમ એક દીવસમાં અથવા માના પેટના નવ મહિનામાં તેવા થયલા નહિ. માનવને તનોમંદ હાલની હાલતનો થતા ત્રણ ઉષી લાગી હતી કે જેમાં અગણીત દરેષો-ખદાત થઇ ગએલા હતા. પહેલાં જાણવું કે રૂવાનની અંદરના દએવને બહાર કાઢીને તે દએવના રએથ્વમાં દમ ફુકતાં જઇ જઇને તન કીધેલું છે. પહેલાં કેહર્પ થયલું એટલે માનવના રૂવાનમાંના દેવનો ૧/૪ ભાગ પહેલાં સુધારીને કેહર્પરૂપ થયો. આવું કેહર્પ આજે આપણા માનવમાં છે. આવું કેહર્પનું શરીર થવાની શરૂઆત કઇ રીતે થયલી? પહેલાં તે ૧/૪ ભાગના દ્રવાઓમાંથી બળતા આતશના શોળા જેવું તન થયલું જેને સુધારી સુધારીને ખોદા-રસીદા કેહર્પનું કીધેલું છે. કેહર્પ શબ્દ એમ બતાવે છે કે આ કેહર્પ જો ચાહે તો યઝતોના કેહર્પોને મળી શકે. પછી આ કેહર્પે પોતાના બાકી રહેલા ૩/૪ દ્રવાઓમાંનાબી ૧/૪ ભાગને સુધારી પોતાના જેવો કરવા માંડયો. લાંબે વખતે આ બીજો ૧/૪ ભાગ તેવીશી રૂપનો ખોદા-રસીદા થયો. પણ એમ થયો તેની અગાઉ તો તે તોફાની પવનરૂપનો હતો જે લાંબે કાળે આમ તેવીષી રૂપનો થઇને સુધરીને કેહર્પને મળ્યો છે. આમ આખા દ્રવાઓનો અર્ધો ભાગ સુધર્યો. આ સુધરેલા અર્ધા ભાગે પછી ત્રીજા ૧/૪ ભાગને અગાઉ માફકજ સુધારીને ઉશ્તાન રૂપનો ખોદા-રસીદા કીધો, જે એવો થયો તેની અગાઉ ઝહેરી પાણીરૂપ હતો. આમ અસલ દ્રવાઓનો ૩/૪ ભાગ સુધારીને કેહર્પ-તેવીશી-ઉશ્તાનરૂપ થયો-લગભગ અમર જેવો ગવહોમંદ થયો. આ સુધરેલા કેહર્પ-તેવીશી-ઉશ્તાને પછી છેલ્લે રહેલા ૧/૪ ભાગને સુધારવા માંગ્યો. હવે આ છેલ્લા રહેલા દ્રવાઓના ૧/૪ ભાગોમાંથી અઝદ અને આજનાં જેવું તન થઇ રહે છે. આ કેહર્પ-ઉશ્તાન-તેવીશી પોતામાં તે ૧/૪ દ્રવાઓનો રએથ્વ લઇને તેમાંથી અઝદ કરીને આ જડ તન કીધું છે. આવાં થતાં તનોમાં ઉરવાન બંદમાં રહીને બેસે છે એટલે પોતાના ફ્રરોહરથી છુટું

થઇને બેસે છે, કેમકે જો તે રૂવાન ઉરૂને-ઉષીવાળું થઇ એટલે ફરોહરવાળુંજ રહીને તે તનમાં બેસે તો તે તનોની જડતા ઇનસાફની રીતે ઉભરાઇ ઉભરાઇને સુધરવી જોઇએ એટલે હવસોના ઉભરાઓ કાઢી કાઢીને સજા-જઝા મેળવી મેળવીને સુધરવી જોઇએ તે થઇ શકે નહી. એટલે તેવાં ઉરૂને-ઉષીવાળાં રૂવાનની હાજરીથી તનનો હએવીક ઉભરો હવસોરૂપમાં ઉભરાઇ શકેજ નહી અને એમ તે તન સુધરી શકેજ નહી. એમ જયારે માનવના રૂવાનના દવાઓનો ૩/૪ ભાગ કેહપ઼ર્-ઉશ્તાન-તેવીશી રૂપનો સુક્ષ્મ ખોદા-રસીદા થયો કે પછી છેલ્લા રહેલા દવાઓના ૧/૪ ભાગને સુધારવા તે કેહપ઼ર્-ઉશ્તાન-તેવીષીએ ભોગ આપ્યો. એટલે તે કેહપ઼ર્-ઉશ્તાન-તેવીશી નીરાંતે બેઠા નહી પણ બે ભાગે વહેંચાવાની તકદીર-બગો-બખ્તીને તાબે થયાં. આ બેમાંના એક ભાગે તે કચરો પોતામાં માએની કાની લીધો અને બાકીના બીજા ભાગમાં કુદરત વસી અને એમ ઉભી થયલી તે વ્યકિતની બહારની અઇપિમાં રૂવાનથી છુટું પડેલું ફરોહર રહયું એટલે તનના હવસરૂપ ઉભરાઓ નીકળવામાં કંઇ હરકત નહી આવે તેમ બહાર જો કે સાથેજ રહયું-જે ફરોહરે તે વ્યકિતને ટેકવી જીવડાવી તે કેહપ઼ર્ના ભાગોને ટેકવ્યા; અને તે કેહપ઼ર્માં તે બંદદરોશથી બંધાયલું રૂવાન એટલે પોતાની આસ્ન-ફ્રવષિની રયથી છુટું પડેલું રૂવાન મંદ થઇને પોતાના અવીનાશી દોસ્ત બઓદ સાથે રહયું. આવો પહેલો નર જે થયો તેમાં રોશન ફેલ આવેલો હતો-જેને દસ અંદર્ઝ મલેલી હતી જે તેણે સાંભળેલી, અને જેણે પોતાના રૂવાનને ઉરૂને ઉષીતું કીધેલું. આ દસ અંદર્ઝના સાંભળવાને માટે અહીંયાં કહે છે કે જેણે **અહુરહે મઝદાઓ મનસ્ચ ગુશ્ત સાસ્ના ઓસ્ચ**= જેણે અહુરમજદની શીખામણો સાંભળી. આ પહેલા નરને **ગઇયોમરેથન** કહે છે એટલે જીવવાળો થયલો, પણ આખરે મરે તેવો નર કહે છે જેને મષીઆી કહે છે એટલે માછલીવાળી આબી પેદાશમાંથી ઉગેલા તરીકેની કહે છે. પણ મષી શબ્દ ખાસ આ પહેલા થતા નરને માટે કહે છે અને દરેક દરેધો-ખદાતમાં જે પહેલો નર થાય છે તેને **ગઇયોમરેથન** કહે છે.

હવે દરેધો-ખદાતના પહેલા નર **ગઇયોમરેથન**નો ભેદ જોઇએ. દરેક દરેધો-ખદાત શરૂ થાય તેની અગાઉ તે નાશ પામેલો હોય છે. આ નાશ પામતી ગેતીના અમુક ભલા લોકોને સઓષ્યોશ બચાવીને વરમાં આણે છે. વર ઉત્તર ધ્રુવ ઉપર હોય છે. ઉત્તર ધ્રુવ તે વખતે વસવા લાયકનો રહે છે. એટલે આજે ધ્રુવબંદ છે-હીમથી ઢંકાયલો છે તે તે વખતે ખુલે છે અને ઉપરની

ગરોદેમાન તરફ્રનો રાહ ખુલ્લો કરે છે. આજે ઉત્તર દ્રુવ હીમથી બંધાયલો હોવે ગેતીનો રસ્તો ગરો-દેમાન તરફ્ર જવાનો બંધ છે. આ વરમાં પછીથી ગરો-દેમાનની ગેતી શરૂ થાય છે. પછી અમુક વર્ષો ગયા પછી જ્યારે નવો દરેધો-ખદાત થવાનો સમય આવે છે ત્યારે તે વરમાં ફેરફારો થાય છે. ગરોદેમાન તરફ્ર જવાનો રસ્તો જે તે વરમાંથી હતો તે બંધ થાય છે. તે ગરોદેમાનની ગેતી જે જગરેલ પછી ઉત્તર દ્રુવની ઉપરના ભાગોમાં થાય છે તે પાછી ઉત્તર દ્રુવમાંથી જુદી પડે છે. ઉત્તર દ્રુવમાંથી પછી, દુજે-દેમાનની ગેતી ઉભી કરવાનું કામ શરૂ થાય છે. યીમની શકિત જેને **યીમે વીવંવહુન** કહે છે તે દુજે-દેમાનને બનાવવા લાગે છે. આ શકિત સાથના નરને **ગઇયો-મરેથન** કહે છે. આ નરને હોરમઝદ સાથે નવા યુગમાં એટલે દરેધો-ખદા-તેમાં-નવા યુગની ગેતી થવા માટે વાતચીત થયલી હતી. આ **ગઇયોમરેથનને** જુઝવાવી **ગઇયોમરેથન** કહે છે. આ નરની ઉપર **યીમે વીવંધહુનની** શકિત કામ કરતી હતી કે જેનુ બ્યાન વંદીદાદમાં શરૂઆતમાં આવે છે. યીમની શકિત **સઓષ્યોશને-આ ગઇયોમરેથનને** તેમ **જમશેદને** મળેલી હતી. **ગઇયોમરેથન** સાથના યીમને **યીમે વીવંઘહાન** કહે છે સોશીઓશ સાથના **યીમનેબી યીમે વીવંઘહુનજ** કહે છે. ગયોમરેથન અને સોશીઓસ સાથની યીમની શકિત સંપુર્ણ ભલાઇમાં તેઓ સાથે રહેલી માટે તે સોશીઓશ તેમ ગઇયોમરેથન સાથના યીમને માટે **યીમે વીવંઘહુન** શબ્દો છે. પણ યીમની એક શકિત ધનામીન સાથેબી કામ કરે છે જે **યીમે વીવંઘહુશ** તરીકે ગણાય છે જેની નોંધ ગાથામાં છે. જમશેદ સાથે પહેલે યીમની શકિતના બેઉ પ્રભાવો હતા. જમશેદ સાથે પહેલે યીમની રોશન શકિત હતી જે સોશીઓશ અને ગઇયોમરેથ્ન જેવી હતી. આવા જમશેદને **યિમે વીવંઘહુન** કહયા છે જેની નોંધ **ફ્રરવર-દીન યશત**માં છે. પછીથી જમશેદ સાથે યીમની બીજી પુર્ણ ગતીની શકિત આવી હતી. આવી જમશેદ સાથની યીમની ભલી શકિતને **યીમે વીવં-ઘહુવત** કહે છે જેની નોંધ **હોમ યશત**માં છે. પછી પાછળથી જમશેદ-માંથી યીમની આ ભલી શકિત નીકળીને યીમની બીજી ધનામીન સાથે કામ કરતી શકિત નામે યીમે **વીવંઘહુશ** આવી, જેથી જમશેદે ગરૂરી કીધી અને જમશેદ પડયો જેની નોંધ **જમ્યાદ યશત**માં છે. ત્યારે જમશેદ સાથે યિમની શકિતના ત્રણે ફેઝીઝ આવેલા હતા. પણ ગઇયો-મરેથન અને સઓષ્યોશમાં યિમની શકિતનો એકજ ફેઝ આવેલો હતો. આમ સારે અહિંયાં **ગઇયોમરેથન** કે જેણે હોરમઝદનું માનીને શીખામણ સમજી તેવણુ દરેધો-ખદાતનો પહેલો નર છે કે જેણે ઉતર દ્રુવ ઉપરથી જડ

ાતી પાછી ઉભી કીધી હતી. આમ ગયોમરેથન ચાલુ દરેઘો-
ખદાતનો પહેલો નર ગણાય છે. અહિંયાં પહેલાં આ ગયોમરેથનની
વષિને યાદ કીધેલી છે.

હવે ચાલુ દરેઘો-ખદાતેને ચલાવનાર-૮૧૦૦૦ વર્ષ લગીના તેના
મેલા છેડા લગી તે દરેઘો-ખદાતે જઇ શકે એમ કરનાર-દરેઘો-ખદાતના
ાવ્ય સતુનવાળા તે યઝતી નરની ફ્રવષિને યાદ કરે છે કે જેને **અશો**
**જરથુશ્ત્ર** તરીકે સામાન્ય રીતે ઓળખેલા છે. એવણુને સાધારણ રીતે
**આસ્ને-વીર** તરીકે ઓળખે છે. **આસ્ન** એટલે ડહાપણ અને **વીર** એટલે
ાન કે જેથી માનવની કાયા જીવતી રહે છે તે જાન સાથની **મનશ્નીની**
**ગવશ્નીની-કુનશ્નીની** શકિતઓ કે જે યઝતોમાં હોય તેવી શકિત-
ાળા અને તેટલા માટે **'વીર'** એટલે પોતામાં પુર્ણ રીતનું તન-મન-
વાનનું જોમ રાખનાર બલીશ્ત નર જે હમેશાં **હોશ** અને ખેરદવાળો રહે
ે એટલે કદીબી ગમે તેવી આફતમાં ગભરાયા વગર ગમે તેવા
ોચીંતા બનાવને પુગી વળી શકે છે માટે હીમ્મત હારીને ગભરાય
ાહી તેવા પણ આફતને પુગી વળે તેવા પુર્ણ ખેરદવાળા રહે છે
ેટલે તે અકકલ સાથના રહે છે, કે જે દાદારની ગતી પામેલી હોય.
ણુ અહિંયાં **'વીર'**નો ખાસ લોઘત કીધેલો છે જેને **વીરયાવી** શકિત
રીકે ઓળખે છે. **વીરયાવી** શકિત સાથની આસ્ન ડહાપણવાળો.
ીરયાવી શકિત બઓદાંગની શકિત છે જે યઝતી શકિત છે. ત્યારે આસ્ને
ીરમાં યઝતી ડહાપણથી ભરેલો એમ અર્થ થાય છે. દીનકર્દમાંબી
**આસ્ને વીર'** શબ્દને લોઘત તરીકેજ લીધેલો છે. ત્યાં કહે છે કે અશો
જરથુસ્ત્રમાં **'આસ્ને વીર'** ઉતારી હતી. આસ્ને ખેરદની ઉંચી ટોંચને
આસ્ને વીર છે. આ જરથુસ્ત્રની ફ્રવષિને યાદ કરતી વખતે તેવણુને
**પયઓનો** એટલે પુરા અષવન અને **'અષીમ્ચ'** એટલે અષી સાથના
હયા છે. અષી તે અશોઇના ૭૨ દરજ્જાની ઉંચી ટોંચે પુગેલો એક
બકો છે કે જે ફ્રવષિની શકિત બતાવે છે જેમાં આશીશો રાખીને
ાપવાનો અધીકાર રહેલો છે.

પછી ૮૮ મા ફકરામાં કહે છે કે **'પઓઇરયાઇ વોહુ મમનાઇ'**:
અહિયાં પઓઇર્ય શબ્દ અને વોહુ મમનાઇ શબ્દો ચોથી એકવચનમાં
. આ ૮૮ મા ફકરામાં **'પઓઇરિયાઇ'** ચોથી એકવચનમાં છે જ્યારે
છીના ૮૯-૯૦ માં ફકરાઓમાં એજ શબ્દ પહેલી એકવચનમાં આપેલો
. આમ ફરક રાખવાનો કંઇ હેતુ હોવો જોઇએ. સાધારણ અર્થ એમ કરે
કે અશો જરથુસ્ત્ર સૌથી પહેલા ભલા વિચાર કીધેલા નર હતા. જો આ

અર્થ હોય તો પછી એમ ઠરે કે એવણુની આગળનાઓ એવો વિચાર કીધેલો નહિ. પણ ખુદ અવસ્તાની જુબાની મુજબ આ બને નહિ કેમકે હોમ યશ્તમાં કહે છે કે હોમને કાયદાસરના કુટીને ભલા ફરઝંદ ઉભા કરનારા મુળ ચાર નરો હતા જેમાંના છેલ્લા પોઉરૂશસ્પ હતા કે જેવણુને પેટે અશો જરથુસ્ત્ર પેદા પડેલા અને જેવણુની અગાઉ બીજા ત્રણ થઇ ગયલા નામે વિવંઘહુ-આથ્વય અને થ્રિત કે જેઓ બધાઓએજ ભલો વીચાર કીધેલો. અહિંયાં ત્યારે શું અર્થ છે. પઓઇરયાઇ એટલે સપ્પર પહેલી-પરાને લગતા ભુતના ભુતકાળ માટેની વીગતોને માટે 'વોહુ' એટલે બહમનના જેવું ભલું બહમન જેમ દાદારનું અંતકરણ છે માટે દાદારના ભેદથી આગાહ છે તેમ તે પરાના કાળથી આગાહ થઇને 'મમનાઇ'=વિચારવંત થયલા મિથ્રવાળા થયલા જાણીતા થયલા;-પઓઇરયાઇ વોહુ વઓકુષે=તેવા પરાના કાળના બનાવો નામે મઝે આઓંઘહો માટે બોલેલા જાહેર કીધેલા તરીકે થયલા એટલે જાહેર કરનાર;-પઓઇરયાઇ વાવેરેઝુષે=તેવા પરાના કાળના બનાવો જેવા બનાવોના ભેદોને બનાવેલા-ઉભા કરનાર તરીકે થયલા એટલે ફ્રવષિના થવાનો બનાવ તે પરાના કાળનો મુળ બનાવ છે, તે ફ્રવષિને મદદગાર થવાના સાધનો ઉભા કરનાર તરીકે હતા. આપણે જાણીએ છીએ કે યિમે વિવંઘહુનને દાદારે કહ્યું કે તું જગતને મારી તરફ ચલાવ. ત્યારે તેવણે કહયું કે હું જગતને ચલાવી શકું પણ તારી તરફ દોરવવા માટેની મારી ગતી નથી. એ ગતી જરથુસ્ત્રની છે અહિયાં ત્યારે પઓઇરયાઈના બનાવો કે જેમાંના મુળ બનાવ ફ્રવષિની જાહેરાતનો છે તે ફ્રવષિને જગતમાં ખુસ્નુદ કરનાર એટલે ફ્રવષિઓ ખુસ્નુદ થાય તેવી કીયાકામો-સંસ્થાઓ-પાવમહેલો ઉભા કરનાર તરીકે જરથુસ્ત્રજ પહેલા હતા એમ કહે છે.

પઓઇરયાઈ અથઉરૂને, પઓઇરયાઈ રથએશતાઇ, પઓઇરયાઇ વાસ્તરયાઇ ફ્રુયન્તે=તેવા પરા કાળના બનાવો જેવા બનાવોને માટે એટલે ફ્રવષિને માટે-જગતમાં તેણી તેણીના કામમાં મદદ મેળવીને ખુસ્નુદ થાય માટે આથ્રવની કરનાર-રથેસ્તારી કરનાર-ભલી શુભ તન-મન-રૂવાનની ખેતી કરનાર તરીકે જરથુસ્ત્ર હતા. પઓઇરયાઈ=તેવા તે પરાના કાળને માટે ફ્રવએદાઇ=જ્ઞાન માહેતી રાખનાર, ફ્રવએદયમ્નાઇ બીજાઓને શીખવનાર તરીકે તેવણુજ હતા. ગામ્યા=ગવને માટે-ગવની કુદરત માટે-ગવની ગતી રાખતા ગોસપંદો માનવરૂપ કે જાનવરરૂપ કે ઝાડપાન ખનીજરૂપ (ગવની ગતી રાખનારાઓ) માટે, ઉખ્દેમ=ઉખ્દને માટે એટલે આલાતો કે જેમાંથી ભલા હોમીક ગતીના નાદો નીકળે જેમકે સદરો-કુસ્તી-શ્યાવ-

૩૩ આલાતો-માંથ્રોના કલામો વીગેરેને અને ઉખ્દખ્યાચ **સ્રઓષેમ=** તેવા તે ઉખ્દની તાબેદારી કરવા માટે એટલે તેઓને માનપુર્વક વાપરવા અને બીજાઓ વાપરે તેમ કરાવવા માટે અને **ક્ષથ્રેમ**=તેવું કરવાના અધીકાર મેળવવા માટે **હુંઘહુનનાઈ**=પસંદ કરનાર-**હુંઘહુનુષે**=મોહબત રાખનાર તરીકે તેમ **વીસ્પચ વોહુ મઝદદાત અષચીથ્ર**=બધા મઝદદાત પ્રમાણેના **અષ-ચીથ્ર** અને **વોહુ-ચીથ્ર**ને માટે એટલે જગત ટકે તેવી નેઆમતો ઉતરે તેવું કરવા માટે-તે બધાના પસંદ કરનાર એટલે તે બધું ચાલુ કરનાર તેવણજ હતા.

અહિંયાં અશો જરથુસ્ત્રની સ્તુતી બીજા આગળા એવણના પેશ નરો કરતા ખાસ રીતની કીધી છે. આગળા નરોએ જગતમાં ઘણું કીધું છે, ગેઉશો સાથે જગતનો ભાર ઘણો ખમ્યો છે, પણ છેલ્લો જે master stroke જબર ફટકો દેવને અઝીને મારવાનો હતો તેને માટે **જરથુશ્ત્ર** એકલાજ હતા. આ મહાન કામને માટે ફ્રવષિની મદદ જોઇતી હતી કે જેને માટે ફ્રવરદીન યશ્તના બીજા ફકરામાં નોંધ છે. પહેલા ફકરામાં દાદાર જરથુસ્ત્રને કહે છે કે આ બધી ફ્રવષિઓની મદદથીજ હું જગત રચી શકયો અને યઝતો મારફતે ચલાવી શકું છું. તેઓ મારાં મહા ડહાપણને ચલાવનારીઓ છે. માટે અએ અશો જરથુસ્ત્ર તું ને ગી ગેતીમાં દીન ચલાવવા તેણીઓનીજ મદદ લેવી પડશે. એમ કહીને પછી ફ્રવષિઓને મળવાના માંથ્રો શીખવે છે. એમ ત્યારે અહિયાં તેજ સલાહ પ્રફુલીત થઇ રહે છે. અહિયાં ૮૮ મા ફકરાનો **પઓઇરયાઇ** શબ્દ જે ચોથી એકવચનમાં છે તે **પરા**ના કાળના **એટલે સપ્પર પહેલા કાળ માટે**નો અર્થ બતાવે છે. સપ્પર પહેલા કાળમાં ફ્રવષિ મુળ છે તેનો ભેદ આપણે હકીકતની બાબદમાં જોઇશું. અહિંયાં ત્યારે ફ્રવષિની મદદને જગત માટે જાહેર કરનાર તરીકે એવણ પહેલા હતા એમ કહે છે.

પછી **૮૯ મા ફકરામાં** કહે છે કે એમ તેવણ **પઓઇરયો**=સપ્પર પહેલાં આથ્રવન થયલા એટલે જેમ ફ્રવષિ જગતના આતશને રોશન રાખે છે તેમ જગતના આતશને-આતરે સ્પેનીશ્તને રોશન રાખનાર તરીકે ફ્રવષિના મદદગાર થયલા માટે આથ્રવની વર્ગ ઉભો કરીને ચલાવનાર તરીકે હતા. એવી રીતે તેવણે **પઓઇરયો રથએશ્તાઓ**=સપ્પર પહેલાંજ એવી રથએસ્તારી કીધેલી-જુલ્મગાર બદીઓને-દેવોને એવા મારેલા અને **પઓઇરયો વાસ્તરયો ફ્શુયાંસ**=અને ભલી વૃદ્ધી કરનાર મીનોઇ ખેતી એવી કીધેલી એટલે દેવોને એવા બદલેલા કે તેથી જગત આબાદ થઇને

૮૧,૦૦૦ વર્ષ લગી ચાલી શકે એમ થયલું. એમ તેવણુ **પઓઇરયો** સપ્પર પહેલા હતા કે જેમણે **દએવાઅત્ચ**=દેવોના **ચખ્રેમ**=ચખ્રોને **હુઓતાત**=દેવ જેવી બુરી તલેસમોના ચખ્રોને-જમીનમાં તે તલેસમો હતી તેવી તે જમીનનાં ચખ્રોને તેમ મધ્યનાં ચખ્રોનેજ ફેરવી નાંખ્યા એટલે બુરાઇની શીક્ષા ખમી ભલા થાય તેવા કીધા, એટલે અઝી જે છુટો હતો તેને દરેકના દમાવંદ ઉપર બાંધીને એઓને અપુર્ણ કીધી કે જેથી એઓ સુધરી શકે. **અસ્તવઇથ્યાઓ**=હાડમંદ **'સ્તોઇશ'**=નેઆમતોવાળી દુન્યામાં **અષેમ**=અશોઇના પ્રચારને **સ્તઓત**=વખાણ્યો-સ્તોતોથી ચલાવ્યો એટલે જગતમાં નેઆમતો ઉલુફ દરજજે ઉતરે તેવી યસ્નો-ગાહમ્બારોની ઉજવણીઓ ઉભી કીધી. **નાઇસ્ત દએવો**=જડવાદને નાશ પામતો કીધો, **નાઇસીમી દએવો**ની તલેસમ જારી કીધી કે જેથી ચાલુ દરેઘો-ખદાતમાં અઝીદેહાક બંધાયલોજ રહે-છુટે નહી, એટલે માનવ પોતે ખરફસ્તર જાનવર જેવો-માનવને ખાએ તેવો થાય નહી અને **ફ્રઓરેન્ત મઝદ-યસ્નો જરથુશ્ત્રીશ વીદએવો અહુર-ત્કેષો**=દાદારથી તે યઝતોની હુનુમનો કીધી તે બધાને ખુશનુદ કીધા-જગતમાં તેઓનાં **ફ્રશો-ગર્દ**નાં કામને જેટ આપી.

પછી ૯૦ મા ફકરામાં કહે છે કે તેવણે સપ્પર પહેલાં **'અસ્ત-વઇથ્યાઓ'**=હાડમંદ **સ્તોઇશ**=નેઆમતોવાળી દુન્યામાં **વીદએવો અહુરત્કેષો**ના માથ્રોને **ફ્રામઓત**=જાહેર કીધા એટલે દેવોને તોડવાના ભલા કાયદાઓને મદદ કરવા માટેના માંથ્રો-રાસ્ત સખુનો બતાવ્યા. **વીસ્પાંમ દએવો-દાત**=બધા ધટતીના કાયદાઓને જડતાની એટલે સ્વાર્થની બધી સંસ્થાઓની નીતીરીતીઓને **અયેસન્યાંમ**=નહી ઉજવવા માટેની-નહી વાપરવા માટેની, **અવહમ્યાંમ**=નહી ઉત્તેજન આપવા માટેની **વવચ**=જણાવી ઠેડવી, **યો**=જેવણુ **સૂરો**=સૂરા **વીસ્પો-હુજ્યાઇતીશ**=ભલી નેઆમતો ધરાવનાર **દખ્યુનાંમ**=દેશોના કળા **કૌશલ્ય**ના **પઓઇરયો રતુએષો**=કાયદાઓને ઉભા કરનાર અને ચલાવનાર સપ્પર પહેલા હતા. અહિંયાં કહે છે કે અશો **જરથુસ્ત્રે પરા**ના કાળના મોટા બનાવ નામે ફ્રવષિના જલ્વાને ગેતીમાં જારી કીધો હતો અને ફ્રવષિની મદદ દરેક જણુને મળે તેવી તલેસમો અને તેવી તલેસમાતીક શકિતવાળા માંથ્ર-યસ્નો કીધી હતી.

પછી **૯૧** મા ફકરામાં કહે છે કે તેવણુને **વિસ્પેમ માંથ્રેમ**=બધા માંથ્રો એટલે કુલ આશીશો રાખનાર ગતીઓ-પછી તે આશીશો શબ્દોમાં હોય

મંત્રોમાં હોય-સંસ્થાઓમાં હોય-આતશોમાં હોય-કુદરતની નેઆમતોમાં હોય **કેઠેબી હોય**, તે બધા માંથ્રોને આશીશોને અને **અષેમ સ્નવો**=અશોઇ ઉભી કરે તેવા કલામોને-શીક્ષણોને **'વીસ્રુયત'**=દાદાર તરફથી સંભળાવવામાં આવ્યા હતા-શીખવવામાં આવ્યા હતા. **અહુ-રતુશ**=ગએથાના-કુલ નીસ્તીના ગએથાના એટલે અનાસરી જગત જે છુટીને મોક્ષે પુગશે તેના તેવણ **'અહૂ'**=કુલ મુખત્યાર શાહ અને **રતુ**=ચલાવનાર હતા. **અષહે યત મઝિશતહે વહિશતહે સ્રએશ્તહે**=મોટામાં મોટી એટલે કુલ જગતમાં પથરાયલી ઉત્તમમાં ઉત્તમ દીલ-આકર્ષક અશોઇના **સ્તઓત**=સ્તુતી કરનાર હતા. **હાઇતિનાંમ વહિશ્તયાઓ**=હમેશગીની-હમેશગીએ પુગાડવા માટેની-હસ્તીએ પુગવાના બધા ભેદો વાળી **વહિશ્તયાઓ**=ભલી-ભલાઇવાળી **દએનયાઓ**=દીનના **પઇતિ ફ્રક્ષ્તય**=સમજાવનાર હતા.

પછી **૯૨** મા **ફકરામાં** કહે છે કે **યિમ**=જેવણને એટલે અશો **જરથુસ્ત્રને અમેષાઓ સ્પેન્ત વીસ્પે હુવરે હજઓષ**=ખુરશેદ યઝત સાથે મલતા વીષયમાં રહેતા-ખુરશેદ યઝતને નાયબ તરીકે કરી રહેતા તે બધા અમશાસ્પંદોએ-અમર વ્યકતિઓએ-યઝતોએ **ફ્રઓરેત ફ્રક્ષ્નિ અવિમનો ઝર્ઝ્દાતોઇત અંઘહુયત હચ**=કેદા કીધેલા અંતકરણ તરફથી મન તરફ વલણ લીધેલા સંપુર્ણ એતેકાદથી-એટલે દાદારના તે હોકમને દીલોજાનથી માન્ય કરીને-દાદારે જરથુસ્ત્રને ગેતીના અહૂ અને રતુ બનાવેલા છે તે હોકમને અંતકરણપુર્વક દીલોજાનથી માન આપીને **ગએથનામ**=ગએથાના એટલે કુલ નીસ્તીની હયાતી જે છુટને સંકોચાઇને પછી અમર ગતીએ પુગશે તેવી નીસ્તીની હયાતીના અહૂ=કુલ મુખત્યાર અને રતુ=દોરવનાર તરીકે **ઇસેન**=પસંદ કીધા. તેવણને **મઝિશ્તહેચ**=મોટામાં મોટી જગતમાં વીસ્તાર પામેલી **વહીશ્તહેચ**=ભલામાં ભલી અતી પરદુખભંજનની **સ્રએશ્તહેચ**= અતી આકર્ષક ખુબસુરત **અષહે**=અશોઇના **સ્તઓતારેમ** વખાણ કરનાર સ્તુતી કરનાર તરીકે પસંદ કીધા અને તેવણને **હઇતીનાંમ**=હમેશગીની-હમેશગીએ પુગાડવા માટેની **વહીશ્તયાઓ**=ભલી ભલાઇવાળી **દએનયાઓ** =દીનના **પઇતિ-ફ્રક્ષ્તારેમ**=સમજાવનાર તરીકે પસંદ કીધા.

પછી **૯૩** મા **ફકરામાં** કહે છે કે અશો જરથુસ્ત્રના **ઝાંથએચ** જન્મમાં, **વક્ષએચ**=વધવામાં, **ઉરવાસેન આપો ઉરવાઓસ્ચ**=પાણીઓ ઉરવરો ખુશહાલ થયા અને **ઉક્ષિન**=વધવા લાગ્યા એટલે જેવણના જન્મથી અને જગતમાં મોટા થવાથી પાણી કહેતાં જગત રચનાની પ્રગટી અને તે પ્રગતીને ચલાવનાર આશીશો પુર બહારમાં આવીને જોશથી કામ કરવા લાગ્યા-સૃષ્ટી ખુશહાલ થઇને વધવા લાગી. જેવણના જન્મમાં

વધવામાં **વીસ્પાઓ સ્પેન્તો દાતાઓ દામાન**=બધી **સ્પેન્તોદાતવાળી** પેદાશ-વરધીમાં વધતી પેદાશ **ઉશ્તતાતેમ નિમ્રવન્ત**=ધન્ય ધન્ય તુંને અએ જરથુસ્ત્ર-એમ ઉદગારો કાઢવા લાગી. **ઉશ્ત નો ઝાતો આથ્રવ યો સ્પિતામો જરથુશ્ત્રો**= શુકાના કરવા લાગી કે આપણે માટે સ્પીતમાન જરથુસ્ત્ર નામનો આથ્રવન પેદા પડયો છે. હવે જરથુસ્ત્ર **આપ અને ઉર્વરને** પાંથરેલી બરસમથી ઇજશે. ઇદ **અપાંમ**=હવેથી ભલી મઝદયસ્નની દએન હફ્ત કેશવર ઉપર ફેલાશે; હવેથી બહોળી ગવની ખેતી કરનાર મહેર યઝત દેશોની એટલે હઓમીક કળા કૌશલ્યની **ફ્રતેમતાતો**= આગેવાનપણાને-સરવોપરીપણાને-ઉત્તમતાને બધેબધ ચલાવશે એટલે ભલી હઓમીક કળા કૌશલ્ય પંથરાઇ જશે-ચાલુ થશે-આગેવાન થશે. **યઓઝદઇન્તીશ**=ઝઘડા ટંટા મારાતારાની સ્વારથી મતીની પંચાતીઓ **રામયેઇતિ**=સમઇ જઇને શાંતી આપશે. મહેર યઝતની માફક સૂરી **અપાંમ નેપાત**બી ભલી કુળાકૌશલ્યને ચાલુ કરશે અને ઝઘડા ટંટાને **ન્યાસાઇ**=તે ઉગતાજ દાબી દેશે. પેગામ્બર સાહેબની ફ્રવષિને યાદ કીધા પછી તુર્તજ **મઇદયોમાહ**ની ફ્રવષિને યાદ કરે છે. મઇદયોમાહને અશો જરથુસ્ત્રના પહેલા હાવીશ્ત તરીકે ચીતારેલા છે.

આમ ૨૪ મો કરદો પુરો કરી ૨૫ મા કરદામાં બીજા એકાણું હાવીશ્તો આપેલા છે. આમ બધુ મલીને ૯૧ હાવીશ્તો પહેલા આપેલા છે જેઓમાંના છેલ્લા ૯૧ માં હાવીશ્ત તરીકે **અસ્તવત એરેત સઓશ્યોશ**ને આપેલા છે. આ બધાઓની શકિત શું છે તે ઉપર કહી ગયા છીએ;-તેઓની સાથે યઝતોની ફ્રવષિઓ રહી છે-ખુદ ઉશ્તાન પ્રાણવાયુના ઝરાહને ચલાવતી ફ્રવષિ રહી છે-ખુદ કુદરત ગવોઇની ફ્રવષિ રહી છે, જે બધા ઉપરથી આ યઝતી નરો **ફ્રશો-ગર્દ** માટેના અસાધારણ છે તેનો ભાશ આવશે. આજે આપણે દરેક જણ આપણી અર્ધ જાનવર જેવી હયાતી ઉપરથી બીજા માટેનો ખ્યાલ બાંધી લઇએ છીએ. આપણે તો અર્ધ જાનવર છીએ એ હકીકત બલ્કે કોઇને તે ભાશતી કે ગમતી નહી હોય પણ અંતકરણ ઉપર હાથ મુકીને તે પોતામાં જોશે તો તેનું જાનવર કયાં છે તે તેને દેખાઇ આવશે. પણ આ બધા નરો ખુદ નર છે અને યઝત છે તે નોંધવું. માટે તેઓના યાદ તેવીજ રીતે કરવી કે જેમાંથી સવાબ ઉભું થાય. પણ જો તેઓને આપણા જેવા પણ કંઇક વધુ ભલા એવા કંઇક હોવાનો ખ્યાલ ઉપલી વીગત જાણ્યા પછીબી કરવામાં આવશે તો કુદરતમાં થયલી એક મોટી બેઅદબીનાં પાપનો કેશાશ માથા ઉપર ચઢશે. તે બધા મુબારક યઝતી નરોના આવાં નામો છે.

ચાલુ દરેઘો-ખદાતમાં ફ્રશો-ગર્દનો બહાર જગતમાં લાવવા માટેની ઉપર કહેલી ત્રણ હકીકતોને મારેફત તરીકે મદદ કરનાર જરથુશ્ત્રના હાવીશ્તોનો પહેલો ગરૂપ. ચાલુ દરેઘો-ખદાતના ત્રણ મુળ દોરાનોમાંનો પહેલો દોર કે જેની આખરીમાં આજે આપણે જીવીએ છીએ, જેનો અંત આજથી લગભગ ૬૦ વર્ષમાં આવશે કે જયારે બહેરામે વરઝાવંદની રાએનીદારી જગતને તાઝે કરશે-તેવા એક દોરમાં જગતને જીરમોમાંથી પસાર થવાની દોરવણી કરવાનું કામ કરતા જરથુશ્ત્રના ૯૧ હાવીશ્તોનાં નામો; આ પહેલા દોરમાં ખાલેસ મુળ જરથો-શ્તીપણું વધી-પછી મધ્યમ થઇને છેલ્લે નમી જાય છે-સંકોચાઇ જાય છે અને મુરકકબ રીતનું જરથોશ્તીપણું ચાર મુળ જીરમોની વર્ણોની વેરેનો વચ્ચે વહેંચાઇ જશે-જાય છે, જેઓની વચમાં તે ખાલેસ જરથો-શ્તીપણું સીરફ ૧૧,૦૦૦ નફરોમાં સંકોચાશે-એવા મીથના એક દોરને જીરમોના ભેદામાંથી પસાર કરવાની હીદાયત આપતા જરથુ-ત્રના તે મોટા હાવીશ્તોનાં નામો.

(૧) મઇદયોમાઓંઘ્રહ
(૨) અસ્મો-ખનવંત્
(૩) અષ્નો-ખનવંત્
(૪) ગવયાન્
(૫) પર્ષત્-ગાઓઇ-પરાત;
(૬) વોહુવસ્તિ-ઇ-સ્નઓય
(૭) ઇસ્વન્ત-ઇ-વરાજ
(૮) સએન-ઇ-અહૂમ્-સ્તુત્
(૯) પેરેઇદિદય (અથવા ફ્રદિદય)
(૧૦) ઉસ્માનર-ઇ-પએષત
(૧૧) વોહુ-રઓચંઘ્રહ-ઇ-ફ્રાન્ય
(૧૨) અષો-રઓચંઘહ-ઇ-ફ્રાન્ય.
(૧૩) વરેસ્મો-રઓચંઘહ-ઈ-ફ્રાન્ય.
(૧૪) ઇસ્ત્-વાસ્ત્-ઇ-જરથુશ્ત્રિ
(૧૫) ઉર્વતત્-નર ઇ-જરથુશ્ત્રિ
(૧૬) હ્વરેચિથ્ર ઇ-જરથુશ્ત્રિ
(૧૭) દએવત્બિ ઇ-તખ્મ
(૧૮) થ્રિમિથ્વત્-ઇ-સ્પિતામ
(૧૯) દાઓંઘ્રહ-ઇ-જઇરિત
(૨૦) કવ વીશ્તાસ્પ
(૨૧) જઇરિવઇરિ (ઝરીર)
(૨૨) યુખ્તવઇરિ
(૨૩) સ્રી રઓક્ષ્ન્
(૨૪) કેરેસઓક્ષ્ન્
(૨૫) વનાર
(૨૬) વરાજ
(૨૭) નીજર-ઇ-સવંઘ્રહ

(૨૮) બૂજસ્રવંધ્રહ

(૨૯) બરેજયરૂશિત

(૩૦) તીજયરૂશિત

(૩૧) પેરેથ્વરૂશિત

(૩૨) વએજ્જયરૂશિત

(૩૩) નપ્ત્ય

(૩૪) વઝાસ્પ

(૩૫) હુબાસ્પ

(૩૬) વિસ્તવરૂઇ નઓતઈર્યાન (નોદરનો ગુસ્તહમ)

(૩૭) ક્રશ-હુાંમવેરેત્ (ફરવશીવર્દ)

(૩૮) ક્રષોકર

(૩૯) આતરેવનુ (આદરવન)

(૪૦) આતરે-પાત (આદરબાદ)

(૪૧) આતરેદાત (આદરદાદ)

(૪૨) આતરેચિથ્ર (આદરચહેર)

(૪૩) આતરે-ખરેનંધ્રહુ ( આદર ખુરેહ )

(૪૪) આતરે-સવંધ્રહુ (આદરસુદ)

(૪૫) આતરે જન્તુ (આદરજન્દ)

(૪૬) આતરે-દંધ્રહુ (આદરદેહ)

(૪૭) હુષ્યઓથ્ન

(૪૮) પિષ્યઓથ્ન

(૪૯) તખ્મ-સ્પેન્તો-દાત (અસફનદયાર)

(૫૦) બસ્તુવઇરિ (ગસ્તુર)

(૫૧) કવરજમ (ગુરજમ) (વીસમા કયવિસ્તારપથી તે ૫૧ મા કવરજમ લગીના બધાઓ નોદારના ખાનદાન નબીરાઓ છે)

(૫૨) ફ્રરષઓશત્ર હવોવ (હખુમ)

ખાદાનનો)

(૫૩) જામાસ્પ હ્વોવ

(૫૪) અવારઓશિત્ર

(૫૫) હુષ્યઓથ્ન-ઇ-ફ્રષઓશત્રયન

(૫૬) ખાદઓન-ઈ-ફ્રષઓશત્રયન

(૫૭) હુંધ્રહુઉરૂવંધ્રહુ-ઇ-જામાસ્પન

(૫૮) વરેષ્ન-ઇ-હુંધ્રહુઉરૂષિ

(૫૯) વોહૂ-નેમંધ્રહુ-ઈ-આવરઓશિત્ર

(૬૦) માંથ્રવક-ઇ-સાઇમુજિ

(૬૧) અષસ્તુ-ઇ-મઇદયો-માઓંધ્રહિ

(૬૨) અવરેથ્ર બંધ્રહુ-ઇ-રાશતરેવદેન્તિ

(૬૩) બૂદ્દ-ઇ-દાજથ્રાસ્પિ

(૬૪) જલબઉરૂવત્

(૬૫) કરસ્ન-ઇ-જલબઉર્વઇથિન

(૬૬) વીરાસ્પ-ઇ-કરેસનયન

(૬૭) આજાત-ઇ-કરેસનયન

(૬૮) ફ્રાયોદ-ઈ-કરેસનયન

(૬૯) વંધ્રહુઇ-અષ્યર્ં

(૭૦) આષ્યર્ં-ઇ-વ્યાખન

(૭૧) દારયત્-રથ

(૭૨) ફ્રાયત્-રથ

(૭૩) સ્કારયત્-રથ

(૭૪) અર્ષવત

(૭૫) વ્યશર્વંત્

(૭૬) પઇતિ-અર્ષવત

(૭૭) અમરૂ

(૭૮) ચમરૂ
(૭૯) દ્રાથ
(૮૦) પઇતિ–દ્રાથ
(૮૧) પઇતિ–વંધ્રહ
(૮૨) ક્ષાવક્ષ
(૮૩) નેમો–વંધ્રહુ
(૮૪) વએસદ
(૮૫) અષાવંધ્રહુ–ઇ–બિવંદંધ્રહ
(૮૬) જરોદંધ્રહુ–ઇ–પઇરિશ્તીર
(૮૭) નેરેમ્યજદન–ઇ–આથ્રવ્યોજ
(૮૮) બેરેજિશ્તુ–ઇ–અર
(૮૯) કસુપતુ–ઇ–અર
(૯૦) ફર્ય
(૯૧) અસ્તવત એરેત.

અહિંયાં ૯૧ મોટા ચેલાઓ ઉપર સમજાવેલી વજેના યઝતોની ફ્રવષિની સાથે ચાલતા રહેલા હોય છે. પેગામ્બર સાહેબના વખતથી તે છેક અત્યાર લગીથી તે છેક બહેરામે–વરઝાવંદ આવશે ત્યાં લગી આ બધા નર હાવીસ્તો ખાસ ખીસ્કારીઓ કરી રહયા છે. જીવતા અશવનો તેમ ગુજરેલા દરવંદો જેવાઓની રહાઇ તેઓ કરી રહયાં છે તેમ અન્ય જીરમોના મુળ પુરૂષોની હીદાયત અને દોરવણી કરી રહયા છે. આ સાહેબો ફ્રશો–ગર્દનું કામ અત્યાર લગીથી તે આખર લગી કરશે, પણ આ ચાલુ દરેઘો–ખદાતમાં છેક હવે પછીના આવવાના બહેરામે–વરઝાવંદના વખત લગી તેઓની વધુ ખીસ્કારી રહેશે. તેઓની ખીસ્કારી ગેતીના અવીથ્રિષ્વમાં–ગરોદેમાનના ભાગમાં કે જ્યાં જરથુસ્ત્રોતેમોઓનો સીલસીલો જારી છે ત્યાં ચાલી રહેશે. પણ પેગામ્બરના વખતથી તે છેક બહેરામ વરઝાવંદના વખત લગીમાં જાહેર દુન્યામાં અમુક અમુક વખતે આ બધા સાહેબોમાંના અમુક અમુક નરો રાએનીદાર તરીકે ઉતરીને પોતાની રાએનીદારની દસ્તુરીઓ ચલાવીને આ બાતેનીના સાહેબોની તુફેલમાં કામ કરશે તે નોંધવું. બહેરામ ખુદ આવશે તેવણુ જાહેરી દુન્યામાં શાંતી આણશે કે જેવણુ આ બાતેનીમાંના અવિથ્રિષ્વમાં તે વખતે આવતા અસ્તવત–એરેતથી દોરવાશે. આટલા વખત લગીમાં કેટલા એવા રાએનીદારો થઇ ગયા છે કે જેઓની દસ્તુરી જાહેરમાં ચાલેલી તેની માહેતી હમુને નથી. અત્યાર અગાઉના આદરબાદ મારેસ્પંદાનની માહેતી જગજાહેર છે. દીનના આવા ભેદોની ઉપર જે પરદો પાડેલો છે તેમાં કુદરતની મોટી નેમ છે. એમ ત્યારે આ ચાલુ દરેઘો ખદાતમાં છેક હવે પછી આવવાના બહેરામે વરઝાવંદના વખત લગી આ ઉપર કહેલા ૯૧ સાહેબો હાવીસ્તોની વધુ ખીસ્કારી તેઓની આખા દરેઘો ખદાતમાં થવાની ખીસ્કારી ઉપરાંતની–રહેશે. તેઓની ખીસ્કારી ગેતીના અવિથ્રિષ્વમાં–ગરોદેમાનના ભાગમાં કે જ્યાં જરથુસ્ત્રોતેમોઓનો સીલસીલો ચાલી રહયો છે ત્યાં જાહેરમાં એટલે આપણી ગેતીમાં

બાતેનીમાં થયલો રહેશે. આજે જેઓને ચએચએશ્તના સાહેબો કહે છે તેઓની વચમાં તેઓ જાહેર થયલા ગણાય જયારે આપણને બાતેનીના લાગે. જયારે **અસ્તવત-એરેત** આ બાતેનીમાં ચએચએશ્તના સાહેબો વચ્ચે આવશે ત્યારે **બહેરામે વરઝાવંદ** આપણી વચમાં રાએનીદાર તરીકે જાહેર થશે. એમ આ ૯૧ હાવીશ્તોમાં છેલ્લે **અસ્તવત** છે તેની સમજ લેવાની છે. આ બધા હાવીશ્તોના રૂવાનની આસ્ન ફ્રવષિ તે તે રૂવાનમાં રહેલી હોય છે અને પછી તે ફ્રવષિઓ ફ્રવષિઓનાં સંગ્ગઠનમાંબી જોડાયલી રહે છે અને એમ આ બધા સાહેબોના રૂવાનોની રયની ઝરવાન ફ્રવષિઓના સંગ્ગઠનની રયની ઉરૂની ગતી સાથે જોડાયલી એટલે દાદારની રય અને ઉરૂની ગતી સાથે જોડાયલી રહે છે. આવા નરોનાં તનો-કેહર્પ ખુદ ખાશ્રવત રહે છે. તેઓના તન-કેહર્પની વીગત આપણા આજના અનુભવની બહારની રહે છે. તેઓ તન-પસીનની પેલી મેરની હાલત એટલે ખએત્વો-દથની પેલી મેરની હાલત જેને સમેતયાતી રૂવાનોની હાલત કહે છે તેને લગતાં રહે છે. તેઓની ફ્રવષિ-ઉરવાન-બઓદ અને તનું બધા હમગતીના રહે છે. તેઓની અથાક શકતીનું વર્ણન આજે હવાઇ વાત જેવું myth જેવું ગણાય એટલે અનુભવની બહારનું પણ હકીકતમાં સાચ્ચું રહે છે.

## હવે છવ્વીસમો કરદો જોઇએ.

**ફ્રશો-ગર્દને લાવનારી ઉપર કહેલી ત્રણ મુળ હકીકતોને મારેફત તરીકે મદદ કરનાર જરથુશ્ત્રના મહાન યઝતી તોરના હાવીશતોનો બીજો ગરૂપ. ચાલુ દરેઘો-ખદાતના ત્રણ મુળ દોરાનો-માંનો બીજો દોર જેને માંથ્રનો દોર કહે છે તે દોર જે આજથી લગભગ ૬૦ વર્ષ પછી બહેરામે-વરઝાવંદથી શરૂ થઇને ચાલુ દરેઘો-ખદાતની શુક્રની શાહેન-શાહતની આખરી લગી પુગશે તેવો માંથ્રનો દોર કે જેમાં ફરીથી જરથોશ્તી વર્ણ સંકો-ચાયલી હાલતમાંથી બસીત થશે-તેવા દોરને જરમોના ગુહ્ય ભેદોમાંથી ચલાવવાની હીદાયત આપનાર જરથુશ્ત્રના હાવીશ્તોનાં નામો.**

જરથુશ્ત્રના હાવીશ્તોનો બીજો ટપ્પો શરૂ થાય છે જેઓ બહેરામે-વરઝાવંદના વખતથી છેક માહની શાહેનશાહતની શરૂઆત

લગીમાં ચએચએશ્તોના સાહેઓમાં જાહેર થઇને જગતની ઉપરનું **ફ્રશો-ગર્દ** લાવવા માટેનું બાતેનીનું કામ કરી રહે છે-છેલ્લે **અસ્તવત-એરેત** પાછા આવશે એટલે શુક્રની શાહેનશાહતના હેવાનીઅતની ખસલતના જમાનનો અંત આવશે. **હવે** આ બીજા ટપ્પાને લગતા હાવીશ્તો જોઇએ કે જેઓ ખુદ પેગામ્બરના જમાનાથી તે ચાલુ દરેધો ખદાતના છેડા લગી **ફ્રશો-ગર્દ** માટેનું કામ કરવા ઉપરાંત આ ચાલુ હાશેમી શાહેનશાહતની ખુરની વજીરાતથી તે છેક શુક્રના શાહેનશાહતની આખરી લગીમાં કામ કરી રહેશે. તેઓના આ નામો છે:

(૯૨) ગઓપિવંધ્રહુ
(૯૩) હાંમ્-અરેતર-વંધ્રહ્વાંમ્
(૯૪) સ્તઓતરૂ-વહિશ્તહે-અષહે
(૯૫) પોઉરૂદ્દાક્ષિત-ઈ-ક્ષતાવએન
(૯૬) ક્ષ્વિવાસ્પન-ઇ-ક્ષતાવએન
(૯૭) અયોઅસિત-ઇ-પોઉરૂ દાક્ષતયન
(૯૮) વોહુવસ્તિ-ઇ-પોઉરૂ દાક્ષતયન
(૯૯) ગયદાસ્તિ-ઈ-પોઉરૂ દાક્ષતયન
(૧૦૦) અષવજદંધ્રહ-ઇ-પોઉરૂ દાક્ષતયન
(૧૦૧) ઉરૂદુ-ઇ-પોઉરૂ દાક્ષતયન.
(૧૦૨) ક્ષથ્રો-ચિનંધ્રહ-ઇ-ક્ષોઇ-થ્રારપન
(૧૦૩) અષાહુરાઇ-જીરતયન
(૧૦૪) ફ્રાયજન્ત
(૧૦૫) ફ્રેનંધ્રહ-ઇ-ફ્રાયજન્તયન
(૧૦૬) જીરો-વંધ્રહુ-ઇ-ફ્રાયજન્તયન
(૧૦૭) અપવજદંધ્રહ-ઇ-સાઈજ્ઞદ્રિ
(૧૦૮) થ્રિત-ઇ-સાઇજ્ઞદ્રિ
(૧૦૯) વોહુ-રઓચંધ્રહ-ઇ-વરકસાન
(૧૦૦) અરેજંધ્રઉહત્-ઇ-તુર
(૧૧૧) ઉસિનેમંધ્રહ
(૧૧૨) યુખ્તાસ્પ
(૧૧૩) અષ-બ્યઓથ્ન-ઇ-ગયદાસ્તયન
(૧૧૪) વોહુનેમંધ્રહ-ઇ-કતુ
(૧૧૫) વોહુવજદંધ્રહ-ઇ-કતુ
(૧૧૬) અષ-સરેદ-ઇ-અષસઇરય
(૧૧૭) અષ-સરેદ-ઇ-જઈરય
(૧૧૮) ચાક્ષ્નિ
(૧૧૯) સ્યાવાસ્પિ
(૧૨૦) પોઉરૂશિત-ઇ-કવ
(૧૨૧) વરેસમપ-ઈ-જનર
(૧૨૨) નનારાસ્તિ-ઇ-પએષતંધ્રહ
(૧૨૩) જરજ્ઞદાઇતિ-ઇ-પએષતંધ્રહ
(૧૨૪) ગએવનિ-ઇ-વોહુનેમંધ્રહ
(૧૨૫-૧૨૬) એરેજ્રુ અને સૂતો-સ્પાદ

(૧૨૭-૧૨૮) જરથંઘહુ અને સ્પેન્તો ખ્રતુ
(૧૨૯) વર્શિત-ઈ-વાગેરેજ
(૧૩૦) ફ્રરારય-ઇ-તઉર્વાતિ
(૧૩૧) વહુમદાત-ઇ-માંથ્રવાક
(૧૩૨) ઉશ્ત્ર-ઇ-સદનંઘ્રહુ.
(૧૩૩) દંઘ્રહુસ્રૂત
(૧૩૪) દંઘ્ર હુ-ફ્રાદંઘહુ
(૧૩૫) અસ્પો-પદો મક્ષ્તિ
(૧૩૬) પયંઘ્રહુરો મક્ષ્તિ
(૧૩૭) ઉશ્તાજન્ત
(૧૩૮) અષસવંઘ્રહુ
(૧૩૯) અષો-ઉર્વથ
(૧૪૦) હુઓમો-ખરેનંઘ્રહ
(૧૪૧) વરૂન
(૧૪૨) ફ્રવ
(૧૪૩) ઉશ્નાક
(૧૪૪) ખન્વત્
(૧૪૫) દઐનાવજંઘ્રહુ
(૧૪૬) અરેજઓન
(૧૪૭) અઇવિ-ખરેનંઘ્રહે
(૧૪૮) હુયજત
(૧૪૯) હુરેદસ્પ
(૧૫૦) પાજિનંઘ્રહુ
(૧૫૧) ખાક્ષથ્ર
(૧૫૨) અષો-પઓઇર્ય
(૧૫૩) અસ્તવત એરેત.

બીજા ટપ્પાના એટલે ચાલુ હાશેમની શહેનશાહતની રવીની વજીરાતથી તે હવે પછી થવાની શુક્રની શહેનશાહતની આખેરી લગીમાં અવિથ્રિષ્વની ગેતીમાં ચએચએસ્તના સાહેબો વચ્ચે ઉતરી વસીને ગેતીના ઉધ્ધાર માટે પોતાના ફ્રરોહરો મારફતે કામ કરતા હાવીસ્તોની યાદ જોઇ. આ બધામાં પાછા **અસ્તવત-એરેતને**ગી જોયા કે જેમણે સર્વથી છેલ્લા પાછા ઉતરીને ફ્રવષિઓની મદદથી તે શુક્રના હેવાની ખસલતના જમાનાને ખતમ કરી કેઆમત જે વખતે થશે તેને શાંત કરીને ત્રીજો ટપ્પો શરૂ કરાવશે. એમ ચંદ્રમાની શહેનશાહતનો જમાનો ચલાવશે કે જે પછી સનીના જમાનાની આખરમાં જગ રેલથી નાશ પામશે.

# હવે સતાવીસમો કરદો જોઇએ.

**ચાલુ દરેઘો-ખદાતમાં ફ્રશો-ગર્દનો બહાર જગતમાં લાવવા માટેની ઉપર કહેલી ત્રણ મુળ હકીકતોની મારેફત તરીકે મદદ કરનાર જરથુશ્ત્રના હાવીશ્તોનો ત્રીજો ગરૂપ. ચાલુ દરેઘો-ખદાતના ત્રણ મુળ દોરાનોમાંનો ત્રીજો છેલ્લો દોર જેને યસ્નનો દોર કહે છે કે જેની આખરીએ જગરેલથી ગેતી સંકોચાશે. એવા છેલ્લા દોર ને જીરમોમાંથી ચલાવનાર અને જીરમોની નીખાલસ ગતીઓને જગરેલની કેઆમત-માંથી દુર કરીને વરઝમકર્દ તરફ દોરવવાની વીગેરે મહાન ખીશ્કારી કરવામાં મદદ કરનારા હાવીશ્તોના ત્રીજા છેલ્લા ગરૂપનાં નામો.**

પેગામ્બર સાહેબના છેલ્લા હાવીશ્તો કે જેઓ ફ્રશો-ગર્દ લાવનારા છે તેઓની યાદ છે. આ બધા નરોની કેફીઅત વીષે ઉપર કહી ગયા છીએ.

(૧૫૪) હુગાઓ
(૧૫૫) અંઘ્રહુયુ
(૧૫૬) ગાઉરિ
(૧૫૭) યૂશ્ત-ઇ-ગાઉર્વયન
(૧૫૮) માંજદ્રાવંઘ્રહુ
(૧૫૯) સ્રીરાવંઘ્રહુ
(૧૬૦) આયૂત
(૧૬૧) સૂરો-યઝત
(૧૬૨) એરેદ્દવ
(૧૬૩) કવ
(૧૬૪) ઉક્ષન્-ઇ-વીદિસ્રવંઘ્રહ
(૧૬૫) વંઘ્રહુદાત્-ઇ-ખદાત્
(૧૬૬) ઉજય-ઇ-વંઘ્રહુદાતયન
(૧૬૭) ફ્રય (આગળ ૧૧૦ મા ફકરામાં અસ્તવત એરેતની આગળથી આવી ગયલા છે).
(૧૬૮) અપેમ-યેંઘહે-રઓચંઘ્રહ
(૧૬૯) અપેમ-યેંઘ્રહે-ત્રરેજ
(૧૭૦) અપેમ-યહ્માઇ-ઉશ્ત
(૧૭૧) યોઇશ્ત ફ્રયાન
(૧૭૨) ઉશ્માનર-ઇ-પંએષતંઘ્રહ
(૧૭૩) સ્પિતિ-ઇ-ઉસ્પાંસ્નુ
(૧૭૪) એરેજરાસ્પ-ઇ-ઉસ્પાંસ્નુ
(૧૭૫) ઉસદન-ઇ-મજદ્દયસ્ન
(૧૭૬) ફ્રાદત-વંઘ્રહુ-ઇ-સ્તિવત
(૧૭૭) રઓચસ્ચએમન્
(૧૭૮) હુવરે ચએમન્

(૧૭૯) ફ્રસૂતાર
(૧૮૦) વીસ્રૂતાર
(૧૮૧) બરેમ્ન
(૧૮૨) વીસ્રૂત
(૧૮૩) હુવસ્પ
(૧૮૪) ચથ્વરસ્પ
(૧૮૫) દવ્રામએષિ
(૧૮૬) ફ્રઓરઓસ
(૧૮૭) ફ્રીનાસ્પ-ઈ-કએવ
(૧૮૮) ફ્રાદતનર-ઇ-પ્રવારતુ
(૧૮૯) વોહુઉશ્ત્ર-ઇ-આંખ્નંઘ્રહ
(૧૯૦) વીવરેષ્વ-ઇ-અઇન્યાવ
(૧૯૧) ફ્રારાજિ-ઇ-તુર
(૧૯૨) સ્પિતિ-ઇ-રવ્રત
(૧૯૩) પરષિન્ત-ઇ-ગન્દેરવ
(૧૯૪) અવય-ઇ-સ્પેગ્રહ
(સ્પેન્ત ?)
(૧૯૫) અએતવ-ઇ-માવય
(૧૯૬) યએતુશ-ગાઓ-ઈ-વ્યાતન
(૧૯૭) ગરૂશ્ત-ઇ-કવ
(૧૯૮) પોઉરૂ-બંગહ-ઇ-જઓષ
(૧૯૯) વોહૂદાત-ઇ-કાત
(૨૦૦) બાઓંઘ્રહ-ઇ-સાઓંઘ્રહ
(૨૦૧-૨૦૨) હ્વરેજ અને અંકસ
(૨૦૩) અરવઓશ્ત્ર-ઇ-એરેજ-દંઘ્રહુ
(૨૦૪) ફ્રાચિથ્ર-ઇ-બેરેજવન્ત
(૨૦૫) વોહુ-પેરેસ-ઇ-અઈન્યુ
(૨૦૬) પરોદસ્મ-ઇ-દાશ્તાઘ્નિ
(૨૦૭-૨૦૮) ફ્તુર અને અસ્રૂત-ઇ-બએષસ્તુર
(૨૦૯) અવરેગાઓ-ઇ-અઓઇદ્રમતસ્તુર
(૨૧૦) ગઓમત-ઇ-જવનો રઓજદ્દય અઝ રઓઝદ્દયદંઘ્રહુ
(૨૧૧) થ્રિતો-ઇ-અએવો-સરેદો-ફ્યુશ્ત-મર્દતની અઝ તન્ય દંઘ્રહુ
(૨૧૨) 'તીરો-નક્થ્વ'-ઇ-'ઉસ્પએષત્ સએન'
(૨૧૩) 'યુતયુદ્દતિ'-ઇ-વિત્કએવિ-ઇ-'જધ્રુ-સએન'
(૨૧૪) 'ફ્રોહકફ્ર-ઇ-મેરેજીષ્ય'-ઇ-સએન'
(૨૧૫) વરેસ્મો-રઓચંઘ્રહ-ઇ-પેરેથુ-અફ્જમ (અફ્સૂમ ?)
(૨૧૬-૨૧૭) અષનેમંઘ્રહ અને વીદત્ગાઓ અઝ અંઘ્રહુયદખ્યુ
(૨૧૮-૨૧૯) પર્ષત્ગાઓ+દાજગરો-ગાઓ અઝ અપક્ષીર દખ્યુ
(૨૨૦) હુફ્રવાક્ષ-ઇ-કહર્કન
(૨૨૧) અકયદ-ઈ-પુદ
(૨૨૨) જામાસ્પ-ઇ-અપરઝાત
(હવે પછી આવશે તે)
(૨૨૩) મઇદયો-માઓંઘ્રહ-ઇ-અપરઝાત
(હવે પછી આવશે તે)
(૨૨૪) ઉર્વતતનર-ઇ-અપરઝાત
(હવે પછી આવશે તે)

(૨૨૫) રઓચસચઓષ્મનં આગળ ૧૨૧ મા ફકરામાં આવી ગયા)
(૨૨૬) હુવરેચઓષ્મન (આગળ ૧૨૧ મા ફકરામાં આવે છે.)
(૨૨૭) ફ્રાદત-ખરેનંઘ્રહ
(૨૨૮) વિદત્-ખરેનંઘ્રહ
(૨૨૯) વોઉરૂ-નેમંઘ્રહ
(૨૩૦) વોઉરૂ-સવંઘ્રહ
(૨૩૧) ઉક્ષ્યત્-એરેત્ (હોશેદર બામી.)
(૨૩૨) ઉક્ષ્યત્-નેમંઘ્રહ (હોશેદર માહ)
(૨૩૩) અસ્તવત્-એરેત્ ત્રીજી વખતે.)

આ બધા મહાન હાવીશ્ત દરેઘો-ખદાતની છેલ્લી કેઆમત જે શનીના આખેરી વખતમાં થશે ત્યારે ફ્રશો-ગર્દ માટેનું વધુ કામ કરી રહેશે. આ વખતે સઓશ્યોશ જાહેરમાં આવશે અને તેવણુની સાથે ઉપર કહેલા ૨૨૫ મા રઓચસચઓષ્મનથી તે ૨૩૩ નંબરના નરો જાહેર થશે, જેઓ બધા મળીને દરેઘો-ખદાતની આખરી વખતે દરેકે દરેક વર્ણને લગતા હેવાન-ઝાડપાનના એકએક જોડાંને લઇને ઉત્તર ધ્રુવ ઉપર થીમવરકર્દ ઉપર લઇ જશે અને એમ નવો દરેઘો-ખદાત થવા માટેનો સામાન તૈયાર કરી રહેશે.

અહિંયાં સઓષ્યોસને દરેક દરેઘો-ખદાતને છેડે કામ કરતા જણાવેલા છે. અહિંયાં એવણુને પઇતિશતાતેએ બિજંગ્રો-ચિથ્રયાઓ દુજો=બે પગવાળાની તોખ્મના દુજની સામે થતા અને પઇતિશતાતેએ અષવકરૂશ્તહે ત્બએષંઘ્રહો=અશવનોની સામે ઉભી થયલી બુરાઇ-આફ્તોની સામે થતા ચીતારેલા છે, એટલે દરેઘો-ખદાતની આખરે થવાની કેઆમતની સામે થતા અને તે કેઆમતમાંથી ભલાઓને બચાવી લેતા ચીતારેલા છે કે જેથી નવો દરેઘો-ખદાત તેને બર વખતે ઉપર કહયું છે તેમ થીમે વિવંઘહાનની શકિત રાખતા ગઇયોમેરેથનથી થાય. પણ જમયાદ યશ્તના ૧૫ મા ફકરામાં સઓષ્યોશની જે વીગત જણાવી છે તે વીગત આખરનો દરેઘો-ખદાત કે જયારે ફ્રશો-ગર્દ જગત ઉપર થશે તે દરેઘો-ખદાતની વીગતોને જાહેર કરે છે. ત્યાં કહે છે કે યત=તે સઓશ્યોશ કરેનવાત ફ્રષેમ અહૂમ=હયાતીને જગતને તાજી કરશે એટલે ફ્રશો-ગર્દવાળી મુકિતએ પુગેલી કરશે, અજરૂષેન્તેમ=જુની નહી થતી એટલે હમેશની નવી એટલે અમર અમેરેષેન્તેમ=નાશ નહી પામતી વીગેરે વીગેરે. અહિંયાં આ જગતના ફ્રશો-ગર્દની વાત છે માટે આ બે હકીકતોને ભેળવી નહી.

ફ્રવરદીન યશ્તમાં ફ્રવષિઓ એની દરેધો-ખદાતમાં શું શું કારસાજી કરીને દરેધો-ખદાતને એક પગલું ફ્રશો-ગર્દ તરફ જતું કરે છે તેનો ભેદ છે. એવાં અગણીત દરેધો-ખદાત પસાર થઇ રહેશે કે ફ્રવષિ જમયાદ યશ્તમાં કહે છે તેમ સોશીઓશ મારફતે ફ્રરશેમ અહુમ કરાવીને ફ્રશો-ગર્દ કરાવીને રૂવાનની ઉર્ષી પુરી કરશે. એમ જગતની રજરજ રૂવાન જેવી નુરમંદ થઇ રહેશે. એમ અહિંયાં ફ્રવરદીન યશતમાં એક દરેધો-ખદાતમાં ફ્રવષિ જે કંઇ કરશે તેનો ચીતાર છે; જરથુસ્ત્ર અને તેના બધા હાવીશ્તો ત્રણ કેઆમતો જે તે દરેધોમાં થઇ રહે છે તે ત્રણ કેઆમતોમાં ભાગ ભજવે છે તે બતાવે છે.

## હવે ઓગણત્રીસમો કરદો જોઇએ.

### અશો જરથુશ્ત્રના પેશરવો: અશો જરથુશ્ત્રની આમદની અગાઉ તેઓએ તેવણને માટે સાફ કીધેલી ગેતીની જમીનનો ખ્યાલ-જેઓ વળી આખા દરેધો-ખદાતના ત્રણ મુળ દોરાનોમાં સઓષ્યોશ સાથે ઉતરીને તેવણને ફ્રશો-ગર્દ થાય તેવી જગતની નવરચના કરવા માટે મદદ કરશે તેઓની યાદ.

જરથુસ્ત્રના હાવીસ્તો વાષે બોલી રહીને-ફ્રવષિ જરથુસ્ત્ર અને જરથુસ્ત્રના હાવીસ્તો મારફતે જગતમાં ફ્રશો-ગર્દ નજદીક લાવવા માટે જે જે કંઇ કરશે તે બોલી રહીને હવે અશો જરથુસ્ત્રના પેશરવોએ પોતાની ફ્રવષિને જોરે જરથુસ્ત્રને મદદ આપી છે તે જોઇએ. એમ તેઓએબી દરેધો-ખદાતને ફ્રશો-ગર્દ તરફ ચલાવવાનો ફાળો આપેલો છે. માટે હવે તેઓને યાદ કરે છે. પહેલાં 'યિમ'ની શકિતવાળા નરોને યાદ કરે છે. 'યિમ' વિવંઘહુનની યીમની શકિત ગઇયોમરેથનની સાથે હતી. આ યિમની શકિતના બધા પ્રકારો જમશેદ સાથે હતા જેઓએ જરથુસ્ત્ર અગાઉ જગતમાં નેકી પાંથરવાનો ફાળો આપેલો હતો. પછી થ્રએતન=ફરેદુનને યાદ કરે છે કે જેવણે તે વખતની જગતમાંની વબાઓને દાબેલી હતી. પછી અઓશનર નામના મહા ડહાપણવાળા નરને યાદ કરે છે કે જેવણે જગતમાં અઝી હતો તે વખતે ડહાપણના જોમને ગેતીમાં ચલાવેલું. પછી ઉજવ તુમાસ્પ અને અગ્રેરથને યાદ કરે છે. પછી મનુશચીથ્ર મીનો-ચહેરને યાદ કરે છે કે જે બધાએ તે વખતની અઝીથી બળતી જગતને ઘણી રાહત આપેલી હતી. પછી કએ કોબાદ, કએ અઇપિવંઘહુ, કએ

**ઉસદન, કએ અર્ષ, કએ પિસિનંઘહુ, કએ બ્યર્ષન, કએ સીઆવક્ષ, કએ ખુશરૂની** ફરવષિઓને યાદ કરે છે કે જેઓએ **જરથુશ્ત્રની** અગાઉ દેવોને આગળ વધતા અટકાવેલા હતા અને પેગામ્બરને માટે જમીન સરળ કીધેલી હતી. આ બધા નરોએ તે વખતની અશો જરથુશ્ત્રની આગમજની અઝીના ઝુલ્મથી પીડાતી, દેવાના જેવા બુરા માણુસો અને દેવોનો ભાર ખમતી ગેતીમાં **અમ, બહેરામ, વનઇન્તી** ઉપરતાતની મદદથી તે દેવોને દાબેલા રાખેલા હતા અને ભલી તોરીક જગતમાં ચલાવેલી હતી, અને જાદુગરો-પરીઓ-જુલમગારો-કીકો-કરપો જેઓ તે વખતે ઉભાઇ જતા હતા તેઓને રોકયા હતા અને પોતાની પ્રકાશીત રામશાહીને જગતમાં પાંથરી હતી. આવી બધી ભલી ગતી તેઓ પોતાની ફરવષિને જોરે તે વખતે જગતમાં આણી શકેલા હતા તેની નોંધ છે. ભણુનાર તે મોટા નરોની ફરવષિઓ મારફતે તે બધું પોતાને માટે પોતાના ગુજરેલાઓ માટે યશ્નોમાં ઇચ્છે છે. પછી કેરસાસ્પની ફરવષિને યાદ કરે છે કે જેણે પેગામ્બરની અગાઉની ગેતીમાંની અગણીત બદીને તોડી હતી અને તેમ કરતા પોતાના ઉપર ભાર આણેલો હતો, જે ભાર અશો જરથુશ્ત્રે આવીને તેવણુ ઉપરથી ઉતારેલો હતો. પછી કેરસાસ્પને તેવા મહાન સાહસમાં મદદ કરનાર **હુઓસ્રવંઘના અખુરને** યાદ કરે છે. આ **હુઓસ્રવંઘ** તે **કએ ખુશરૂ** નથી. તેવણુની ઘણી અગાઉના બીજા નર છે કે જેવણુને પેટે અખુર જન્મેલા હતા. પછી **હોશંગની** ફરવષિને યાદ કરે છે કે જેવણે પોતાની ફરવષિને જોરે **ગઇયોમર્દ** પછીથી પંથરાતા જગત ઉપરના દેવોના અંધકારને તોડયો હતો. પછી **ફદાક્ષિ-ઇ-ખુંબ્ય** કે જેવણુ અરેજહ કેશ્વરના રદ દસ્તુર છે તેવણુની ફરવષિને યાદ કરે છે કે જેવણુ પોતાની ફરવષિને જોરે તે કેશવરમાંથી ગેતીની ઉપર ભલાઇ પાંથર્યા કરતા હતા અને પાંથર્યા કરે છે. પછી મોટી અશવન બાનુઓની ફરવષિને યાદ કરે છે કે જેઓ જગતમાં **ફરશો-ગર્દ** ચલાવવા કામ કરી રહી છે. આ બાનુઓની ઉપર કહેલા હાવીસ્તોમાં નારી હાવીસ્ત તરીકે આવી જાય છે જેઓની ખુબીબી ઉપર કહેલા હાવીસ્તો જેવીજ છે. તેઓ આ છે.

## હવે પછી ત્રીસમો કરદો જોઇએ.

**અશો જરથુશ્ત્રના બાનુ હાવીશ્તો જેઓને ઉપર કહેલા નર હાવીશ્તોની બધીજ ખુબી લાગુ પડે છે-તેઓના નારીરૂપ ભાવ ફ્રશો-ગર્દ લાવવા માટે ઘણોજ અગત્યનો છે તેવી તે અશો બાનુઓની યાદ.**

(૧) હવોવી
(૨) ફ્રેની
(૩) થ્રિતી
(૪) પોઉરૂચિસ્તી
(૫) હુતઓસા
(૬) હુમાયા (હુમાએ)
(૭) જઇરીચી
(૮) વીસ્પ તઉર્વષી
(૯) ઉશ્તવઇતી
(૧૦) ત્રુશ્નામઇતી
(૧૧) ફ્રેની (ઉસેનેમંઘની નારી)
(૧૨) ફ્રેની (ફ્રરાયજન્તની નારી)
(૧૩) ફ્રેની (ક્ષોઇ વ્રાસ્પની નારી)
(૧૪) ફ્રેની (ગયદાસ્તિની નારી)
(૧૫) અસબના (પોઉરૂ દાક્ષિતની નારી)
(૧૬) ઉક્ષ્યેઇન્તી (સ્તઓતરની નારી)
(૧૭) જફ્રૂ કન્યા
(૧૯) ફ્રરાદંઘહ કન્યા
(૨૦) ઉરૂદયન્ત કન્યા
(૨૧) કન્યા પઓસંઘહનુ
(૨૨) હ્વરેદી (૨૩) હુચિથ્રા
(૨૪) કનુકા
(૨૫) કન્યા સ્રૂતત્ ફ્રેદ્રી (ઉક્ષ્યત એરેત=હોશેદર બામીની માએ)
(૨૬) કન્યા વંઘ્રહુ ફ્રેદ્રી (ઉક્ષ્યત-નેમંઘહ હોશેદરમાહની માએ)
(૨૭) કન્યા એરેદત્ ફ્રેદ્રી (સોશીઓશની માએ)

## હવે પછી એકત્રીસમો કરદો જોઇએ.

કુલ જગતના મુળ ચાર વિભાગોનાં નામો તેઓને લગતા અષવન નરનારીઓ જેઓ ઉપર કહેલા હાવીશ્તોની આણ હેઠળ છે તેઓની પ્રસંશા. ગેતીના આખા દરેઘો-ખદાતના જુદા જુદા અઇયામોમાં થવાના ઉપર કહેલાથી જુદા વિભાગોને લગતા અશવન નરનારીઓ જેઓ ઉપર કહેલા હાવીશ્તોની આણ હેઠળના જીરમોના સરદારોથી દોરવાશે તેઓની પ્રસંશા.

આ બધી નારીઓની ફ્રવષિઓને યાદ કીધા પછી જગતના અશો નરનારીઓની ફ્રવષિઓ જેઓ જરથુશ્ત્રના હાવીશ્તોની ફ્રવષિઓની ત્રુફેલમાં

રહે છે તે બધી ફ્રવષિઓ અને તે ફ્રવષિઓ સાથના રૂવાનોની તનોમંદ હાલતોને યાદ કરે છે. આખી ગેતીનો પરદાત દહયુપત—ચક્રવતી રામશાહ ધર્મરાજા ફ્રરેદુન હતા જેવણે આખી જગતને પોતાના ત્રણ દીકરાઓ વચ્ચે વહેંચી હતી કે જેઓની ઉપરથી તે મુલુકોના નામો જાણીતા થયલા છે અને અદયાપીબી ઘણાખરા તેજ નામે ઓળખાય છે. ફ્રરેદુને પોતાના દીકરા ઇરચને ઇરાનવેજનો મુલક કે જેમાં હિન્દ ટીબેત વીગેરે મુલક જેને દાહિનો મુલક કહે છે તે આવી જાય છે તે આપ્યો હતો. પોતાના દીકરા તુરને આખુ તુરાન અને તેની સાથે ચીનમહાચીન અને ઉત્તર રશીઆથી તે અમેરીકાનો ભાગ જે તે વખતે એસીઆ સાથેજ જોડાયલો હતો કે જેને અહિંયા **સાઇની** કહે છે તે આપ્યો હતો. પોતાના દીકરા સલમને ઇરાનની પશ્ચિમ અને પશ્ચિમ દક્ષિણનો મુલક કે જે એશીઆ માઇનર અને એરેબીઆ પેલેસ્ટાઇનથી આફ્રિકાથી યુનાન અને તેથીબી પશ્ચિમ મુલક તરીકે ઓળખાય છે કે જેને **સાઇરિમ**નો મુલક અહિંયાં કહે છે તે આપ્યો હતો. **સલમ** ઉપરથી **સાઇરિમ** નાંમ છે જેમાંનું **જેરૂસેલમ**નું નામ હજુર લગી રહેલું છે. અહિંયાં ત્યારે **અઇરયનાંમ દખ્યુનાંમ**માં ગેતીનો મધ્યનો ભાગ જે ઉત્તમમાં ઉત્તમ ગણાતો ભાગ છે જે આજના ઇરાન અફઘાનીસ્તાન ચાઇનીઝ તરકીસ્તાન—ટીબેટ—હિંદ તરીકે છે—તે ભાગના અશો નરનારીઓની ફ્રવષિને યાદ કરે છે. પછી **તુઇર્યનાંમ દખ્યુનાંમ**માં તુરાન એટલે આજનું તરીકસ્તાન—રશીઆથી તે છેક અમેરીકા કે જે તે વખતે જોડાયલું હતું તે—એમ બધો ઇરાનના પુર્વનો ભાગ આવે છે તે માંહેલા અશો નરનારીઓની ફ્રવષિઓને યાદ કરે છે. પછી **સાઇનિ** એટલે ચીનનો ભાગ કે જે 'તુર'ની આણમાં હતો ત્યાંના અશો નર—નારીઓને યાદ કરે છે. પછી સલમના **સાઇરીમ**નો મુલક કે જે ઇરાનની પશ્ચિમ અને પશ્ચિમ દક્ષિણની દુન્યા નામે એશીઆ માઇનર, આફ્રીકા, યુરોપ તરીકે છે તે બધા ભાગમાંના અશો નર—નારીઓની ફ્રવષિને યાદ કરે છે. પછી **દાહિનાંમ દખ્યુનાંમ** એટલે હિંદ ટીબેટ વીગેરે દેશો જેઓ ઇરચને તાબેજ હતા તેઓમાંના અશો નર નારીઓની ફ્રવષિઓને યાદ કરે છે. એમ **અઇરિયનાંમ, તુર્યનાંમ, સાઇરિમનાંમ સાઇનિનિનાંમ, દાહિનાંમ**ના એટલે કુલ જગતના અશો નર—નારીઓ જેઓ જરથુસ્ત્રના હાવિસ્તોનીજ તુફેલમાં વધી રહે છે, તેઓને યાદ કરીને દરેધો—ખદાતના આખા ચકરાવામાંના જુદા જુદા અઇયામોમાં થતી દુન્યાની જુદી જુદી ભુગોળને લગતા દેશોના દહમ નરો જેઓ ઉપર કહેલા અશો જરથુસ્ત્રના હાવીસ્તોની આણ હેઠળના જીરમોના સાહેબથી આગળ વધા રહે છે તે બધા દહમ નરોની યાદ પુરી કરે છે.

**ભણનાર પોતાના ભણતરમાં પોતાના ગુજરેલા તેમ જીવતાઓ માટે અષઓનાંમ અને અશાઉનાંમ તઅકકાની ફ્રવષિની મદદ માંગી રહે છે. ગુજરનારની ફ્રવષિ ત્યાં ભણતર આગળ હાજર રહે છે–તેઓને માનપુર્વક આવકાર, તેઓની આજ્ઞા સ્વીકારતા તેઓની તે ભણનારની નેમ માટેની ભલી દહુમ આક્રિતી જેમાં જેમ તે ભણનારની ભણતર વાટેની નેમ ફળે છે તેમ દરેધો–ખદાતને આગળ ફ્રશો–ગર્દ તરફ ચલાવવાની નેમ ફળે છે તે બધાનો ચિતાર.**

અશો જરથુશ્ત્રના આ બધા હાવીસ્તોના રૂવાનોની આસ્ન તરીકે ફ્રવષિઓ ખુદ જેઓનાં જીવતાં તનમાં હતી અને ફ્રવષિ બધી એકની એકજ હોવે તેઓના રૂવાનની રયની ઝરવાન દાદારના રૂવાનની રય સાથે મળેલી હતી. આવા નરનારીઓ પોતાની ફ્રવષિ અને ફ્રવષિ સાથના રૂવાનોને જોરે દરેધો–ખદાતેમાં ફ્રશો–ગર્દ કરશે. આમ ફ્રવષિનો ભેદ એક દરેધો–ખદાતેમાં આવી ઉભો રહે છે તે જણાવેલો છે. સૃષ્ટી રચના ફ્રશો–ગર્દ માટે યોજાઇ છે. ફ્રવષિથીજ આખરે ફ્રશો–ગર્દ થવાનો છે–અને ફ્રશો–ગર્દ થવા માટેના કેશાશોના ભોગવટાઓ થવા માટે સૃષ્ટી રચનાનો થવાનો ભેદઆી ફ્રવષિથીજ છે અને આ ભેદ ગેતીના એક દરેધો–ખદાતમાં અશો જરથુશ્ત્ર અને તેવણુના પેશરવો અને હાવીસ્તોથી ચાલી રહે છે–તે બધાને જોઇને હવે છેલ્લાં જીવતા તેમ ગુજરેલાઓની દોરવણી માટેઆી આ ફ્રવષિઓ કામ કરે છે, જીવતા તેમ ગુજરેલાઓનો ફ્રશો–ગર્દબી આ ફ્રવષિથીજ છે તે બધાને યાદ કરે છે, અને તે વખતે ભણનાર પોતાના ગુજરેલા રૂવાનો સાથની ફ્રવષિઓ જેણીઓ તે રૂવાનો માટે રૂવાનને લગતી તનોમંદ હયાતીના શરીરો–અનાસરો માટે કામ કરી રહે છે તે ફ્રવષિઓની ક્ષનુદી કરી રહે છે–તેઓને આવકાર દઇ ખુસ્નુદ કરે છે કે જેથી તે બધા પોતાના ગુજરેલા રૂવાનો પાર પડે અને તે રૂવાનોના આશાશો તે જીવતાને અને કુલ જગતને મળે કે જેથી જગત ફ્રશો–ગર્દ તરફ જોશથી ચાલતુ રહે. એમ ત્યારે હવે ૧૪૬ મા કરદામાં સંસારી માણુસો આ ફ્રવષિઓની મદદ માંગે છે.

**ફ્રીયામાં અષાઉનાંમ ફ્રવષિના તઅકકાની યાદ–તેનો ભેદ.**

પહેલાં અષાઉનાંમ ફ્રવષિનાંમના તઅકકાની ફ્રવષિઓને સામટી રીતે યાદ કરે છે કે યાઓ અષાઉનાંમ ફ્રવષયો=તમો અએ યઝતી

ગતીઓની પુર્ણ અશોઇ સાથે જોડાયલી ફ્રવષિઓ! ઇધ=અહિંયાં એટલે આ ક્રીયામાં- આ ગુઝસ્તે રૂવાન કે જેની નઇઅતે આ ક્રીયા થાય છે તે ગુઝસ્તે રૂવાનને માટે અને ઉપ-તુ-નો=અને વળી હમો જીવતાઓ જેઓ આ ક્રીયા કરી રહીએ છીએ-કરાવી રહીએ છીએ ભણી રહીએ છીએ તેઓને માટે તેઓ તરફ઼ ઇસેન્તુ=મોહબત-પ્રીતી રાખશોજ; દરેક રીતે તન-મન-રૂવાનમાં મજબુત દરોસ્ત કરશોજ. તાઓ=તમો બધી ફ્રવષિઓ હમારી મદદે આવશોજ. નો આઝંહુચિત હતો=હમારી સંકટોને આફ્તોને મુશ્કેલીઓને અઇવિ-દરેશતાઇશ અવેબીશ=મજબુત-કાર્યસાધક મદદ મોકલી થ્રાયન્તે=હમુને બચાવી લેશોજ-હમારી મદદે તમો પુગશોજ-યસ્ન ભણુતી વખતે મદદે આવશોજ. અહુરમજદ, અષીવાળા સરોશ, સુરા વીદુષ=વીદવાન માંથ્ર-સ્પેન્ત! તમો બધા 'અઓમન'=મદદ કરનાર તરીકે થઇ રહો અને થઇ રહેશોજ. આ માંથ્ર-સ્પેન્ત 'વી દએવહે'=દ્રવાઓની કચાસ-અજ્ઞાનતા-તુન્દી વીગેરેથી નીરાળા છે અને વીદએવો=તે દ્રવાઓ-અજ્ઞાનતા-તુન્દી વીગેરેને તોડનાર છે યિમ=જે માંથ્ર-સ્પેન્ત અશો જરથુશ્ત્રે અંઘહુવે અસ્તવઇતે=આ જડ જગતમાં હુવાવન્તેમ=માનને લાયકના ફ્રેરેનઓત=ગણ્યો છે. 'માંથ્ર-સ્પેન્ત'ના ભેદથી અશો જરથુશ્ત્રે આ ફ્રવષિની યસ્નના ભણુતરો કીધા છે જેના સ્તોતોથી ફ્રવષિ આવીને આવા હમો જીવતા તેમ ગુજરેલાની દાદ લેશેજ; આ યસ્ન જે થઇ રહે છે આ ભણુતર જે થઇ રહે છે-તે બાએના મીથ્રો જેઓની રહે છે તે બધાને આ ભણુતરના સ્તોતોથી મુરાદે પુગાડશોજ. મુરાદ આ ગુઝસ્તે રૂવાનને તેમ ખુદ જીવતા ભણુનારને વીદએવહે=દેવથી-અજ્ઞાનતાથી-હવસોથી-બુરી તેવીશીની નઇઅતથી દુર કરવાની છે. આવી બુરી તેવીશીને આ માંથ્ર-સ્પેન્ત=ભણાતા માંથ્રોની ખુબીવાળી-તલેસમાતીક ગતી-શકિત 'વીદએવો'=મારીને બુરાઇથી નીરાળી કરશેજ. આમ આ ભણુતર યસ્ન કામગાર થશેજ. આમ ભણ્યા પછી હવે આ અષાઉનાંમ તબકકાની યઝતી ફ્રવષિ સાથે જોડાયલી સૃષ્ટી રચનામાં કામ કરતી જુદી જુદી કુદરતી નેઆમતો, જેઓને આપ અને ઉરવરના ભેદમાં જણાવી છે, જેઓ પોતાની સાથે અષાઉનાંમ ફ્રવષિનો ભેદ તેમ અશોનાંમ ફ્રવષિનો ભેદ એમ બેઉ રાખે છે, તેવા તે આપ અને ઉરવર સાથે જોડાઇને કામ કરતી અષાઉનાંમ ફ્રવષિઓને નામ બ નામ એટલે આપ સાથની ઉરવર સાથની ફ્રવષિઓ એમ કહીને યાદ કરે છે. અશાઉનાંમ ફ્રવષિ સાથના આપના ભેદમાં બાતેન મર્મ તરીકે પ્રગતીમાં ચાલતી

જગતનો અને તે જગતને ચલાવનાર ગતીઓ અને કાયદાઓ જેઓ ખુદ રયોમંદ છે અને કેહપવાળા છે તેઓનો અર્થ રહેલો છે. **અશાઉનાંમ** સાથના ઉરવરમાં તે સાહેબના **આશીશો** જેઓ ખુદ આગાહ છે–કેહપવાળા છે અને અમર ગતીવાળા છે તેઓનો અર્થ રહેલો છે.

## ક્રીયામાં વપરાતા પાણી–ફુલો: પરવરદેગાનના હીંગામમાં મુકાતા પાણી–ફુલોની અગત્યતા.

એમ ત્યારે હવે ૧૪૭મા ફકરામાં પઢે છે કે: **વંઘઉહીશ આપો**=ભલા–ભલાઇ તરફ લઇ જતા–ભલાઇનો સીકકો ચલાવતા **આપો**=આપની સાથે જોડાયલી–**વંઘઉહીશ ઉરવરો**=ભલા ઉરવરોની સાથે જોડાયલી **યાઓસ્ચ**=જે ખાસ **અષાઉનાંમ ફ્રવષિઓ** રહે છે, તેઓ **અઓર**=નીચે એટલે ગેતીમાંની ક્રીયામાં કે પરવરદેગાનના દીવસોમાં પાણી અને ફુલના બહેરામાં **ઉપ–ષએત**=બુલંદીથી એટલે તેહગી પાંથરતા રહીને મુકામ કરો. ક્રીયામાં નેઆદી ફુલ–પાણી મુકવાનો ખાસ અર્થ આ છે કે તેઓમાં ફ્રવષિ ક્રીયા વખતે આવીને રહે છે અને પરવરદેગાનના દહાડામાં તે બહેરા ઉપરના ફુલ અને પાણીમાં દસ દીન ગુજરેલાના રૂવાનો સહીત રહે છે. પછી કહે છે કે એવી તમો **આપ** અને **ઉરવર** સાથની **અશાઉનાંમ ફ્રવષિઓ** જેઓ ક્રીયામાંના બહેરાઓના **આપ** અને **ઉરવરમાં** ઉતરો છો તેઓ ઇદ=અહિંયાં **ક્રિથાઓ**=જીવતાઓ તરફથી ચહવાયલા **પઇતિ જન્તાઓ**=માન પામેલા થાઓ; ઇદ=અહિંયાં આ ક્રીયામાં–અથવા પરવરદેગાનના અવસરમાં **આથ્રવનો** દખ્યુ**નાંમ**=દેશોના આથ્રવનો એટલે બુલન્દ તાલીમો–તરબ્યત પામેલા હસ્તી–નીસ્તીના ભેદોથી આગાહ થયલા પુર્ણ ઇલ્મ અને અમલદાર દીન–દસ્તુરો–આથ્રવનો–ખુપના સાહેબો–જેઓના રૂવાનની રયની ઝરવાન તેઓની ફ્રવષિની ઉરૂની ઝરવાન સાથે મલીને યઝતોને મળેલી રહે છે તેવા તે આથ્રવનો ભણુતરો કરી રહયા છે–યસ્ન કરી રહયા છે–બુલન્દ મીથ્રો ફેંકી રહયા છે–**મન્યેન્તે વંઘહેઉશ અષહે**=ભલી પરદુખભંજન ગતી–વૃત્તીના અશોઇના વીચારો ફેંકી રહયા છે–માંથ્રો ભણી રહયા છે. અએ **આપ** અને **ઉરવરની સૂરાઓ**=સુરી બહાદુર **સેવીશ્તાઓ**=ઘણોજ ફાયદો કરનારી **અષાઉનાંમ ફ્રવષિઓ!** હમો ભણુનારાઓ ફરમાયસ્નેઓએ **યૂષ્માકેમ યેસ્નેહે**=તમારી યસ્નને માટે અને **અવંઘહે**=મદદ માટે **જસ્તે અહ્માકેમ**=હમારા હાથને ઉજ્ **ઉર્વયેઇન્તી**=ઉંચા કીધેલા છે. એટલે અએ ફ્રવષિઓ, હમો ભલા

મુએદો પાસે ગુજરનારના અવસર ઉપર અને પરવરદેગાનના અવસર ઉપર ક્રીયા કરાવી રહયા છે; તમો તે વખતે હાજરી આપીને હમુને તેમ કુલ જગતને ગુજરેલાને મદદ આપશો-વૃદ્ધિએ પુગાડશો.

## ક્રીયામાં યાદ કરવામાં આવતી મુળ ચાર બાબદો જેઓ અષઓનાંમ ફ્રવષિનાંમના તબકકા સાથે જોડાયલી છે તેઓની ઉપર. અષઓનાંમ ફ્રવષિનાંમની યાદની મતલબ. છેલ્લે આઠ યથા ભણવાની ગુહય મતલબ.

**અશાઉનાંમ ફ્રવષિને** આમ યાદ કીધા પછી હવે (૧) **અશોનાંમ ફ્રવષિના તબકકાના** પહેલા બે મરતબાઓ **નબા-નજદીશતનાંમ ફ્રવષિનાંમ** અને **પઓઇર્ય-ટ્કએષનાંમ ફ્રવષિનાંમને** યાદ કરી રહે છે, પછી (૨) **અશો જરથુશ્ત્રની ફ્રવષિને** યાદ કરી રહે છે; પછી (૩) જમીન અને આસમાન વચ્ચે ફેઠેલી રહેલી ભલાઇઓને યાદ કરે છે, પછી (૪) **દ્દઇતિક=પગે ચાલતા એટલે ગરીબ એટલે દુજને પરહેઝ કરવા માટે જોઇતી તરીકતો પાળવાના સાધનો જેવા કે તન મન પૈસા વીગેરે સગવડો** વગરના અને **અઇદૂ-સવારી કરનાર** એટલે સંપતીવાળા એટલે દુઝને પરહેઝ કરી શકે તેવી તન-મન પૈસા ટકા વીગેરેના શુભ સાધનોવાળા કુલ સાધારણ માનવોના રૂવાનોને યાદ કરે છે, તથા જે કોઇ નર-નારીઓએ દીનને પાળતા જઇને માન આપ્યું હોય તેઓના રૂવાનોને યાદ કરીને દુઆ કરે છે કે તે દીનને પાળનારા-દીનને માનનારા ખાસ નરનારીઓનાં રૂવાનોની રય તેમ સાધારણ રીતની વ્યકિતઓના રૂવાનોની રય તેઓની ફ્રવષિની ઉરૂની ગતીને મલીને **ઉરૂને ઉષીમાં**=ખુપની હાલતમાં આવે. પછી છેલ્લે દીન ચાશીદારાનો-અમલદારો જેઓએ બદીની સામે જેહાદ ઉઠાવેલી છે તેઓની ફ્રવષિને છેલ્લે યાદ કરીને **યેંઘહે હાતાંમ** ભણતા **આઠ યથા** પઢે છે, અને દુઆ કરે છે કે આ ગુઝશ્તે રૂવાન આઠ અએદાદનો ભેદ પામે, એટલે અનાસરો કે જેઓની વૃદ્ધિ તે અનાસરોમાં રહેલા આતશોના આઠ તબકકા-મરતબા-દરજજાની ઉપર છે, તેવા તે આઠના ભેદના આતશો વૃદ્ધિએ પુગી-તેઝીએ પુગી આઝાદ થાય અને એમ તે આતરો અનાસરોને શુદ્ધ કરે. એમ તે ગુઝશ્તે રૂવાન સાથના તેની જીવતી જીંદગીની તનોમંદ હાલતના અનાસરોની વૃદ્ધિ ઇચ્છે છે કે જેને માટે આ ફ્રવરદીન યશ્તનું ભણતર થયલું છે. જો જીવતી જીંદગીના રૂવાન સાથે રહેલા અનાસરો 'ક્ષફ્ન-

રહીતના થાય તો પછી તનપસીનની હાલત થાય. મૃત્યુ થયું એટલે જીવતું તન જમીન ઉપર પડયું અને તે ભાંગી ગયું તેના અનાસરો છુટા થઈને દહમ યઝતના ઇલાકામાં ગયા. આ અનાસરોનાંજ રએશ્વ છે-કચરો છે-હવસોનું મુગ-ગુનાહોનું મુળ-પાપનું રહેઠાણ છે. આ કચરાને ને અનાસરોમાં રહેલા આઠના ભેદના ઉપર કહેલા આતરો પહેલાં ગરમી આપી સજીવન શકિત ટેકવીને જોર આપીને તેઓમાંના પાપ હવસોના મુળને ખીલવી કાઢે છે-જેમ દુધ ઉભાઇ ઉભાઇને ખલાસ થઇ જાય અને છેલ્લો માવારૂપ બની રહે, તેમ તે આતશ તે અનાસરોમાંનાં પાપ કરવાના જોમને ખરચાવી નાંખી માવારૂપની ભલી ખેરદની ગતી તે અનાસરોમાં ઉભી કરીને સાથે સાથે તે કીધેલાની શીક્ષા કરાવીને તેઓમાં ભલી ખેરદ મુકાવી આપે છે. એમ તે આતશો અનાસરોના કચરાને બાળવા માંગે છે અને બાળી રહે છે. જગતમાં તનુનું જોમ જે હવસો બતાવે છે તેમાં કુદરતનો આવો ભેદ પડેલો છે. તનના જોમથી પાપો થવે તનના તે અનાસરોમાંની ક્ષફ્નનું જોમ ખરચાતું જઇને ધીમે ધીમે તેમાં માવારૂપની શુભ ગતી આસન ખેરદ આવતી જાય છે. એવી રીતે શરીરના અનાસરો ગવહોમંદ થઇ રહે છે. અનાસરોના આતશો ત્યારે સાધારણ માનવોમાં પહેલાં ભાર ખમે છે એટલે અનાસરોની ક્ષફ્નને જોમ આપે છે. પછી જેમ જેમ તે જોમ ઉભરાતું જાય છે તેમ તેમ તે આતશો તે અનાસરોમાં જાતજાતની તન-મનની વ્યાધીઓ ઉભી કરી અનાસરોને ખોખરા કરી રહે છે. પછી તે આતશો જોમ પકડીને અનાસરો ઉપર કાબુ લે છે. આવી રીતનું જોમ અનાસરોમાંના આઠના ભેદમાં રહેલા આતરોને મળતું રહે અને અનાસરોને શુદ્ધ કરી નાંખે તે મતલબે ત્યાં આઠ યથા પઢાય છે. ગુજસ્તે રૂવાનની અનાસરોની ગતી જે દહમ યઝતના ઇલાકામાં છે તે અનાસરોમાંની ક્ષફ્નની ગતીને તોડવા અને તે અનાસરોમાનાં આઠ આતરોની ગતીને જોમ આપવાજ ફ્રવષિની મદદ તે યસ્ન મારફતે મંગાય છે. એમ તે યસ્નના ભણુતરમાં ફ્રવષિઓ આવી તે ભણુતરમાંનાં ફુલ-પાણી-દુધમાં રહી તે ભણુતરની ઉપર કહેલી દુઆ પ્રફુલીત કરી રહે છે-અનાસરોના આતરોને જોમ મળશેજ-અનાસરોની ક્ષફ્ન તુટશેજ એમ ફ્રવષિ ત્યાં જાહેર કરે છે. આ જાહેરાતને ભણનાર આઠ યથાથી ભણીને જાહેર કરી રહે છે. આવી મતલબે છેલ્લાં આઠ યથા પઢી રહે છે. ત્યારે આપણે ઉપર અશોનાંમના તબક્કાની ફ્રવષિને યાદ કરવાની ચાર મુળ બાબદો જોઇ.

(૧) પહેલી બાબત તરીકે **નબા-નજદીશતનાંમ ફ્રવષિનાંમ** અને **પઓઇર્યો-ત્કેષનાંમ ફ્રવષિનાંમ**ની યાદ જોઇ જે યાદને ૧૪૮-૧૪૯-૧૫૦ મા ફ્રકરામાં કીધેલી છે.

(૨) બીજી બાબત તરીકે અશો જરથુસ્ત્રની ફ્રવષિની યાદ ૧૫૨ મા ફ્રકરામાં કીધી છે.

(૩) ત્રીજી બાબત તરીકે જમીન આસ્માન વચ્ચેની નેકીની યાદ ૧૫૩ મા ફ્રકરામાં કીધેલી છે.

(૪) ચોથી બાબદ તરીકે સાધારણ રીતના અને તરીકતો પાળી દરૂજ પરહેઝ કરી વૃધ્ધિમાં વધવા માટે જોઇતી તન-મનની પ્રબળતા અને પઇસા ટકાની વીગેરે બીજી સગવડોમાં ગરીબ કે તવંગર માણસોની ફ્રવષિથી તે દીનદાર દીન ચાશીદારો-હવસોને બાંધનાર માણસોની ફ્રવષિને યાદ કીધી છે.

## ક્રીયામાં યાદ થતી પહેલી બાબદની ઉપર; તે બાબદ ન્માન-વીસ-ઝન્તુ-દખ્યુ તરીકે છે તેમ અહૂ-દએના-મઓદ વીગેરે તરીકે છે તે બધાની સમજ.

પહેલી બાબતના **૧૪૮** માં **ફ્રકરા**માં અશઓનામ તબકકાના પહેલા બે એટલે નબા-નજદીસ્ત અને પઓઇર્યિ-ત્કેપ મરતબાના રૂવાનોને અને વળી સાથે સાથ ત્રીજા અપઓનાંમ મરતબાના નવ દરજજાઓમાંના પહેલા પાંચ દરજજાના રૂવાનોને છેક જરથુસ્ત કે જેવણુ તે બધાઓમાં પહેલા નમ્બરે છે એટલે અપઓનાંમ તબકકાના વૃધ્ધિએ પુગેલા પહેલા નરથી તે વૃધ્ધિની છેલ્લી ઉતરતી વ્યકિતના છેલ્લા નમ્બર લગીના બધાની સામટી યાદ કરે છે. તે બધાઓના ઉરવાનો થોડા કે ઘણા **ઉરૂને ઉષી**ની હાલતમાં છે માટે તે બધાની ફ્રવષિઓ આઝાદ છે માટે તે બધાના રૂવાનો અને ફ્રવષિને સામટી યાદ કરે છે. માટે કહે છે કે આ બધી અશઓનાંમ તબકકાના નરનારીઓ કે જેઓના રૂવાનો **યષેથ્વત્ય**=યસ્નમાં જોડાવા લાયક એટલે રય વધેલા એટલે ફ્રવષિ જે આસ્નરૂપની છે તે ફ્રવષિ સાથે જોડાયલા છે, તેમ તેઓની ફ્રવષિ જે આઝાદ થઇને ફ્રવષિઓના સંગ્ગઠનમાં જોડાઇ કુદરતનું કામ કરી રહે છે માટે **જઓયાઓસ્ચ**=ઇજશને લાયકની માન આપવા લાયકની છે એટલે બોલાવે ત્યારે આવી શકે તેવી આઝાદ થયલી છે, જે બધાને એટલે તે બધી **અષઓનાંમ**ના નરનારી રૂવાનો સાથની ફ્રવષિઓને દાદારે માનવોને માટે આરાધના કરવા લાયક ચીજોમાં ઉત્તમ ગણી છે અને તે બધામાં અશો **જરથુસ્ત્રની** ફ્રવષિને આરાધના કરવામાં ઉત્તમ ગણી છે, તે બધાને યાદ કરીએ

છીએ-તે બધાની સ્તુતી કરીએ છીએ-તેઓના આશીશોને આ ક્રીયામાં મેળવવા દુઆ કરીએ છીએ. **અશઓનાંમ** તબકકાની આમ સામટી યાદ કરીને પછી તે તબકકામાંના પહેલા બે દરજ્જાના જુદા જુદા મરતબાઓની ફ્રવષિઓને છુટી છુટી આમ યાદ કરે છે. **પઓઇર્યનાંમ ત્કએષનાંમ: પઓઇર્યો-ત્કૈષ** મરતબાના તે અશો નરનારીઓ કે જેઓએ **સાસ્નો-ગુષાંમ** =સાસ્ન એટલે દીનનો ભેદ-ઇલ્મ સાંભળેલો-યાદ કીધેલો-સંપુર્ણ સંપાદન કીધેલો છે તેવા તે ધર્મ ધુરંધરોના તન-રૂવાન-**ફ્રવષિ** અને **બઓદ**ને એટલે **અહુ દએના-બઓદ-રૂવાન-ફ્રવષિને** યાદ કરીએ છીએ. તનમાં જડ તન અને કેહર્પ આવે. આ જડ તન અને કેહર્પ જ્યારે એક મરતબાના થાય ત્યારે એકએકમાં વહીને તનુ-માંથ્રના થાય. આ વખતે તેવા તનના **અંતકરણ**માં અહુરામઝદા અને યઝતોનો સંબંધ થાય છે. આવાં અંતકરણને **દએના** કહે છે. આવાં અંતકરણમાંથી તેને પોતાની અંદરની અને બહારની જગત દેખાયા કરે છે. આવાં અંતકરણમાંથી તેનો યઝત જેવો ગોસ્પંદી સ્વભાવ થાય છે. આવા સ્વભાવને **અહૂ** કહે છે. આવા સ્વભાવવાળાને બધાજ એક સમાનના દુઆને પાત્રના લાગે છે. આવા સ્વભાવવાળો તે નર દાદાર અને યઝતની બઓદ-ડહાપણની ગતી મેળવીને તેઓની જગત ઉપર ભલાઇ પાંથર્યા કરે છે. આવી શુભ સત્યસંગના ડહાપણને-અકકલને બઓદ કહે છે. આમ ત્યારે આવા અશો નરના તનના ભેદમાં આવેલા **અહૂ-દએન-બઓદ**ને અને **રૂવાન** અને **ફ્રવષિ**ને એટલે તેવા નરોમાંથી બહાર પડતા યઝતી પ્રકાશોને-સત્યસંગને-આશીશોને તે ભણનાર યાદ કરીને તે બધાને પોતા માટે અને તે ગુજસ્તે રૂવાનો માટે માંગી રહે છે. કહે છે કે આવા અશવનોએ આવો પોતામાંનો સત્યસંગનો જલ્વો બહાર કાઢી જગતમાંથી બદીને તોડેલી હતી, માટે કહે છે કે આવા ધુરંનધર નરો આશવનો પોતે **અષ** માટે લડેલા-બદીના પ્રચારને રોકવા તોડવા અહી સાથે લડેલા હતા; આવાઓને યાદ કરી તેઓ પાસે આ ક્રિયા માટેની મદદ માગીએ છીએ. એવીજ રીતે **અશઓનાંમ ફ્રવષિનાંમ**ના તબકકાના પહેલા મરતબા નામે **નબાનજદીશતનાંમ ફ્રવષિનાંમ**ના અશો નરનારીઓ જેઓ તે બધાજ **અહૂ-દએના-બઓદ-ઉરવાન-ફ્રવષિઓ**ના ભેદના છે તેઓને યાદ કરી તેઓનો સત્યસંગ માંગી રહે છે. આવી રીતે અશોનાંમ તબકકાના નબાનજદીસ્ત મરતબાનાં બધાંજ રૂવાનોને યાદ કરી-પછીના **પઓઇર્યો-ત્કેશ** મરતબાના નવ દરજ્જામાંના પહેલા **પાંચ** દરજ્જાના નરનારીઓ **અહૂ-દએન-બઓદ**ના ભેદના હોય છે તેઓને યાદ કરી રહીને, હવે પછીથી આ **પઓઇર્યો-ત્કેશ** મરતબાના નવ દરજ્જામાંના છેલ્લા **ચાર** દરજ્જાના નરનારીઓ, જેઓએ **અહૂ-દએન-બઓદ**નો ભેદ **હજુર** કીધો

નથી છતાં જેઓનાં તનમાં ગવહોમંદ હાલત તો છે, એવા ઉતરતી ગતીના નરનારીઓને હવે ૧૫૦ અને ૧૫૧ મા ફકરામાં યાદ કરે છે અને તેઓ બી યસ્નમાં મદદ આપવા કાએલ છે માટે તેઓની મદદ તે યસ્નમાં માંગી રહે છે. આવા અશો નર–નારીઓને **નમાન**ના ભેદના કહયા છે એટલે ઘરના એટલે મધ્ય મરજીસી જીરમના સાહેબ કહયા છે જેઓ દુન્યાથી દુર એટલે ઘર–કશામાંજ રહે છે–માનવો સાથે ભેળાતા નથી. એવાઓમાનાં બીજાને **વીસ**ના કહયા છે એટલે તેઓબી અશવનો છે છતાં તેઓનો કેશાશ એવો છે કે તેઓ કીનારે–કશીમાં રહી શકતા નથી પણ તેઓને સાધારણ માનવો સાથે ભેળાવું પડે છે. તે સાધારણ માનવોના રતુ તરીકે થઇ તે સાધારણ માનવોથી પોશણ પામી તે સાધારણ માનવોનો ભાર ખેંચવો પડે છે. આવા કેટલાકોને **ઝન્તુનાંમ**=કસબાના કહયા છે, એટલે તેઓથી બી કીનારે–કશીમાં રહેવાતું નથી પણ મોટા દીન–દસ્તુરો થઇને જગતના પોતાની વર્ણના તેમ બીજી વર્ણના ભલા ગુજરેલા તેમ જીવતાઓની રૂવાન–દરોસ્તીની સેવા કરવી પડે છે. આવાઓમાનાં કેટલાકોને **દખ્યુના** કહયા છે એટલે તેઓ બી કીનારે–કશીમાં રહી શકતા નથી પણ મોટા મોટા મુએદાને–બહેદીનોને દીનનું શીખવવા માટે જાહેરમાં રહેવું પડે છે, જેઓ **નીરગવર** કરનાર નરોના–આએદો સાલેકો અને અશવનોના શીખવનાર–રાહનુમાં કરનાર રહે છે, જેઓને જરથોસ્તી શહેનશાહતમાં શાહના જમણા હાથ ઉપર સુન્નાની ખુરશીએ બેસવાનું માન હતું–જેઓ અન્ય વર્ણના મહા પુરૂષોનેબી તેઓની વર્ણને દોરવવા માટે જોઇતી–તેઓની તે દીનને ઉભી રાખવા માટે જોઇતી ઇલ–ઉસની તલેસમાતીક શકિતઓ ઉભી કરવાની તાલીમ તોશીક· આપી શકે છે. હવે ત્યારે આવા **નમાનનાંમ્ચ**–નમાનના કીનારે–કેશીમાં રહેલાઓ તેમાં **વીસાંમ્ચ=વીસના, ઝન્તુનાંમ્ચ=ઝન્તુના** તેમ **દખ્યુનાંમ્ચ**=દખ્યુના ભેદના અશો નરનારીઓ જેઓ **આઓંઘહરે**=આગળ થઇ ગયલા ભુતકાળમાં એવો દરજજે ચડીને પાર પડેલા તેઓને તેમ જેઓ **બાબવરે=**હવે પછી થવાના છે–અને તેઓમાંના જેઓ **હેન્તિ**=હાલમાં છે અને ઉપર કહેલું કામ કરી રહે છે તે બધાઓને યાદ કરી તેઓ સાથે એકતાન થવા માંગે છે.

## નમાનંઘહાનો, વીષાનો, ઝન્તુષાનો, દઇંઘહુષાનો, અષો અંઘહાનો, માંથ્રો અંઘહાનો, ઉર્વા અંઘહાનો એટલે શું? તેઓની યાદ આ ક્રીયામાં.

હવે પછીના **૧૫૧** મા **ફકરા**માં ઉપર કહેલા મરતબાનાજ એટલે **પઓઇર્યો–તકેષ** મરતબાનાજ નરોને પણ જેઓ ઉતરતી હાલત ઉપરથી પઢતી હાલત ઉપર જઇ રહયા છે તેવાઓને યાદ કરે છે. માટે કહે છે કે **નમાન–વીસ–ઝન્તુ–દખ્યુના પઓઇર્યો–તકેષો**ની યાદ કરીએ છીએ. આવા

બધામાં જેઓ **ન્માનંધહાંનો** છે એટલે આજે જેઓ **વીસ**ના છે,-જગતની સાથના સંબંધના છે-કીનારે-કશીમાં નથી પણ જેઓ હવે ટુંક વખતમાં '**ન્માન**'ને લગતા **થ**શે-કીનારે-કશીમાં જશે માટે તે **વીસ**ને લગતા જેઓ હવે ન્માનને લાએકના **થ**તા રહે છે તેઓની યાદ હમો કરી રહીએ છીએ. પછી **વીષાનો**ની યાદ કરે છે એટલે જે નરો અશોનાંમ તબકકાના ત્રણ મરતબાઓમાંના છેલ્લા મરતબા નામે અશોનાંમ મરતબામાં હતા પણ તેઓ હવે તે અશોનાંમ મરતબાને કુદાવીને **પઓઇર્યો રતેશ**ના વધુ ઉપલા મરતબામાં જઇને **વીસ**નું=મોહલ્લાનું એટલે દુન્યવી સંસાર વહેવારનું જુઠ્ઠુ સાચ્ચુ કરતા લોકોને દોરવવાનું કામ કરશે એવા **પઓઇર્યો રતેષ**ને લગતી **વીસ**ની ગતીને લાયક **થ**નાર તે અશવનોની યાદ કરે છે-એટલે **પઓઇર્યો રતેષ**ને લગતા **વીસ**ને લાયક **થ**નાર-વીસને શોભા આપતા નરની યાદ થઇ રહે છે. એવીજ રીતે **ઝન્તુષાનો**ની યાદ થઇ રહે છે-ઝન્તુને લાયકના-ઝન્તુ કસબાને છાજતાં શોભા આપતા નરોની યાદ થઇ રહે છે. આ નરો કોણ છે? તેઓ હાલે **પઓઇર્યો-રતેષ** મરતાબે ચઢેલા તે મરતબાને દીપાવે તેવા અને ઝન્તુના ભેદનું કામ કરી રહેલા અશવનો છે એટલે નીશકામ વૃત્તીની પુર્ણ પરદુખભંજનની તોરની મુબેદી કરી રહયા છે. તેઓ આવી પદવીએ ચઢયા તેની અગાઉ હેઠલા **અશઓનાંમ** દરજ્જાના અષવનો તરીકે હતા. હવે **પઓઇર્યો-રતેષ** મરતબાને શોભાવનાર **થ**યલા છે. તેઓ દરેક વર્ણના ભલાઓના ગુજરેલા રૂવાનોની પાસબાની જગત ઉપર રહીને કર્યા કરે છે. એવા **પઓઇર્યો-રતેષ**ને લગતા ઝન્તુને શોભા આપવાને કાબેલના અશવનોને યાદ કીધા પછી **દઇંધહુષાનો**ને યાદ કરે છે એટલે **પઓઇર્યો-રતેષ**માંના દખ્યુને લાયક થયલા શોભા આપે તેવા નરોને યાદ કરે છે. હાલે તેઓ હેઠલા અશોનાંમ મરતબાની ઉપરથી તેઓની લાયકાત રૂયે ઉપરના **પઓઇર્યો-રતેષ** મરતબામાં દાખલ થઇને **દખ્યુ**ને લગતું એટલે મોએદો બહેદીનો વીગેરેને શીખવવાનું કામ કરી રહેલા છે. તેવી લાયકાત તેઓમાં આવેલી છે-એમ પઓઇર્યો-રતેષને લગતા દખ્યુને શોભા આપે તેવા લાયક નરોની યાદ કરી રહે છે. પછી **અષો-અંઘહુનો**ને યાદ કરે છે એટલે અશોઇને દીપાવે તેવાઓને યાદ કરે છે, એટલે ઉપરના બધા ન્માન-વીસ-ઝન્તુ-દખ્યુના ભેદની ખીસ્કારી કરનાર પઓઇર્યો-રતેષ પદવીએ ચઢેલા નરો પોતાની અશોઇની શકિત શું છે તે જાહેરમાં દેખાડીને બુરામાં બુરા આશમોઘનેબી દીનદાર કરી શકે છે અને એમ **અશોઇ**ની ગુહયતાની પ્રસિધ્ધતાને વધારે છે. એવી રીતે અશોઇને ધારણ કરવાને લાયકના તેઓ ઠડે છે. તેઓ **માંથ્રો-અંઘહુનો** છે, એટલે તેઓ બધા માંથ્રવાણીને દીપાવનારા-માંથ્રવાણીની પ્રસિ-

ધ્ધતા વધારનારા છે-માંથ્રોની મકદુર શું છે તે બતાવી આશમોધ્ર જેવાનેબી દીન તરફ દોરવે તેવા છે. તેઓ **ઉર્વો-અંઘહુાનો** છે એટલે ઉરવાનને ચાહનાર ઉરવાનના માન મરતબાને વધારનાર છે એટલે તેઓ પોતાના ઉરવાનના જલ્વાને જગતના લોકો સનમુખ જાહેર કરી ગમે તેવા નાસ્તીકો-ઉરવાનની હયાતીમાં નહિ માનનારાનેબી માનતા કરી દીન તરફ દોરવી રહે છે એમ તેઓ ઉર-વાનની ખરી દોસ્તી કરનારા પ્રસિધ્ધતા વધારનારા છે. તેઓ **વીસ્પાઇશ્ચ વંઘહુશ વંઘહુષાનો**=બધી કુદરતી બક્ષેશો જે તેઓને મળી છે જેથી તેઓ આવા મોટા અશવનો થઈ રહયા છે તેવી બધી કુદરતી બક્ષેશો-નેઆમતોની ખુબી જગત સમક્ષ જાહેર કરી કુદરતી નેઆમતોની કરમબક્ષેશોને જગતમાં મશહુર કરાવી-તે નેઆમતોની પ્રસિધ્ધતા વધારીને એટલે બીજાઓ તે નેઆમતોને લઇને પાર પડે અને ફ્રશો-ગર્દને નજદીક આવવાનું જોમ આપે એમ તે નેઆમતોના પડવાની મકસુદને બજા લાવે તેવા-તે નેઆમતોને સાચ્ચા લાયકના નીવડે છે-એવી બધી **અશોઇ-માંથ્રવાણી-ઉરવાનનો જલ્વા-ભલી નેઆમતો**ના જલ્વાના રાખનારા ઉંચી પાહેરીએ ચડતા **પઓઇર્યો-ત્કેષો** જેઓ કાંતો જમાનમાં છે- કીનારે કશીમાં છે, યા જાહે-રમાં રહીને વીસ-ઝન્તુ-દખ્યુના ઉપર કહેલા ભેદનું કામ કરી રહે છે તે બધાને પછી તે યસ્નમાં તે પરવરદેગાનના દીવસોમાં યાદ કરીને તેઓની મદદ માંગી રહે છે.

## ક્રીયામાં યાદ કરવામાં આવતી અશો જરથુશ્ત્રની બીજી બાબદ તેવણની પ્રસંશા-યસ્નમાં તેવણની મદદ મેળવવાની આરજુ થઇ રહે છે તેનો ચીતાર.

પછી અશઓનાંમ તબકકાની ફ્રવષિઓને ક્રીયામાં યાદ કરવાની બીજી બાબદ જે અશો જરથુસ્ત્રની ફ્રવષિ વિષેની છે તેને યાદ કરે છે. અપઓનાંમ તબકકાના બધા મરતબાઓ અને દરજ્જાઓમાં અશો જરથુસ્ત્રનું રૂવાન પહેલે નંબરે છે-જેવણ આ કુલ નીસ્તી-ગેતીના અહુ=શાહ અને રતુ=દોરવનાર છે, જેવણ **પઓઇર્યો-ત્કેશ**ના ભેદના એટલે અમર વ્યક્તિઓ નામે **અમશા-સ્પંદો**ના હુમત અને હુખ્તે પુગેલા છે. અમરદાદના હુમત અને હુખ્ત તરીકેની ખીસ્કારીઓમાંની એક ખીસ્કારીનેબી **પઓઇર્યો-ત્કેષ** તરીકે ઓળખે છે. પઓઇર્યો-ત્કેપના આ ભેદમાં અમર ગતી અને ઉસ્તા મેળવવાનો ભેદ છે. અહિંયાં કહે છે કે તેવણ **પઓઇર્યો-ત્કેષ** છે એટલે આવી અમર ગતી અને ઉસ્તાના ભેદે પુગેલા છે. તેવણ **હાતામ**માં=હસ્તીએ પુગી રહેલાઓમાં **હુદા-સ્તેમેમ**=ઘણુાજ ડહાપણવાળા છે-ઘણુાજ ડહાપણથી કામ કરનારામાં પેશ છે.

**હાતાંમ**માં તેવણ **હુક્ષથ્રોતેમેમ**=એટલે ભલી યઝતી સત્તાના વાપરનારામાં ઘણીજ અચ્છી રીતે સત્તાને વાપરનારા છે એટલે ઈન્સાફમાં પુરા છે. **હાતાંમ**માં તેવણ **ખરેનંઘઉહસ્તેમેમ** છે એટલે ખરેનો-મીનો આશીશોને રાખીને જગત ઉપર વરસાવનારામાં ઉત્તમમાં ઉત્તમ છે. **હાતાંમ**માં **યેસ્ન્યોતેમેમ** છે એટલે યસ્નમાં બોલાવવા લાયક વ્યકિતઓમાં સૌથી શ્રેષ્ટ છે. **હાતાંમ**માં તેવણ **વહુમ્યોતેમેમ** છે એટલે સ્તુતીપાત્ર વ્યકિતઓમાં સૌથી વધારે સ્તુતીને પાત્ર છે. **હાતાંમ**માં **ક્ષ્નઓથ્વેતેમેમ** છે એટલે ખુસ્નુદી મેળવવાને લાયક વ્યકિતઓમાં સૌથી વધુ ક્ષ્નુદીને પાત્ર છે. **હાતાંમ**માં **ફ્રસસ્તોતેમેમ** છે એટલે શીખામણ આપીને દોરવનારામાં ઉત્તમમાં ઉત્તમ નસીહત આપીને ચલાવનારા છે. **હાતાંમ**ની વ્યકિતએ અશોઇને લીધે **ઈશતસ્ચ**=ચાહવા લાયકની-**યસ્ન્યસ્ચ**=ક્રીયામાં બોલાવવા લાયકની **વહુમ્યસ્ચ**=સ્તુતીને લાયકની જણાયલી છે તેમ તેવીજ રીતે અશો જરથુસ્ત્રની **ઇશતસ્ચ-યસ્ન્યસ્ચ વહુમ્યસ્ચ** ગણાય છે. આવી અશો જરથુસ્ત્રની બુલન્દીને યસ્નમાં યાદ કરે છે.

## ક્રીયામાં યાદ કરવામાં આવતી ત્રીજી બાબદ જમીન-આસ્માન વચ્ચેની કુલ ભલાઇઓની.

પછી અશોનાંમ તબકકાની યાદની ત્રીજી બાબદ તરીકે જમીન અને આસમાનને યાદ કરે છે. તેઓ વચ્ચે રહેલી માનવને માટે ઉપયોગી બધી નેઆમતો-જેઓ આરાધવા લાયક સ્તુતીને પાત્ર છે તે બધાને યાદ કરે છે- તે બધી નેઆમતો તે ગુજસ્તે રવાનને તેમ તે જીવતાને મળે એમ દુઆ થઈ રહે છે.

## ક્રીયામાં યાદ કરવામાં આવતી ચોથી બાબદ જે દઇતિક અને અઈદુ અને દએનો-સાચને લગતી છે તેઓની વીગત.

પછી અશઓનામ તબકકાની ફ્રવષિની યાદની ચોથી બાબદને યાદ કરે છે. કહે છે કે **દઇતિકનાંમ**=પગે ચાલનાર સાધારણ માનવ જે રૂવાન દરોસ્તીમાં પાછળ છે તે, કે **અઇદુનામ**=ગાડીએ ઘોડાએ બેસનાર કંઇકિ સંપતિવાળો માણુસ જે રૂવાન દરોસ્ની કરી રહે છે તેઓના તેમ તે નરનારી કે જેઓ દીનના પુંજારી છે તે બધાના રૂવાનોને યાદ કરે છે, તે બધાના રૂવાનોને આ યસ્નથી દરોસ્તી મળે, અશોનાંમ ફ્રવષિ તે બધાની તનોમંદ હાલતનાં દેવને સુધારે એમ દુઆ કરી રહે છે. પછી કુલ અશવન નરો-નારીઓ જેઓ જગતમાં **અષાઇ વઓનરે** અશોઈ માટે લડયા-પોતાના હવસો બાંધી જગતમાંની બદીઓ સામે જુઝ્યા હતા, જેઓ **દએનોસાચાંમ**

=દીનચાશદારો છે, દએનના કાયદા ઉપર **વનેન્તામ**=કુરબાન છે, જેઓ લાંબા કાળથી કુરબાન થઈ રહેલા છે, જેઓ ભવિષ્યમાં કુરબાન થશે, તે બધાઓના અહુ-દએના-બઓદ-ઉરવાન-ફ્રવષિની સાથે એકતાન થઈ રહે છે. પછી યેંઘહે હાતાંમ ભણી તે બધાઓ સાથે યસ્નમાં એકતાન થઈ આઠ યથા ભણી અનાસરોના આતશોની દરોસ્તી ઇચ્છે છે.

આમ તે બેઉ તબકકાના **અશાઉનાંમ** અને **અશોનાંમ** ફ્રવષિઓને ક્રીયામાં બોલાવી તેઓને ત્યાં મુકેલા નેઝાદી એટલે કુદરતની વૃધ્ધિની ગતી રાખે તેવા આબ, દુધ અને ફુલ-ફ્રુટ-મેવામાં પરોણા તરીકે ઉતરવાની વાસો કરવાની ઓઝરખાહી ભરેલી વીનંતી કરીને ઉપર કહેલી શુભ દુઆઓ ઇચ્છીને પછી તેઓ ત્યાં પધારીને યસ્નને માન આપ્યું તે માટે તેઓનો આભાર માની તેઓને પુર્ણ રીતનો ધન્યવાદ આપીને પછી છેલ્લે તેઓના આમંત્રણ કરવામાં જો કંઈ ખામી થઈ હોય-ક્રીયામાં જો કંઈ ખામી થઈ હોય અને તેથી તેઓને અગવડ થઈ હોય તેની માફી માંગે છે, અને ફરીથી ઇચ્છે છે કે તેઓ ગુજરેલા તેમ જીવતાઓ માટે કુલ જગત માટે ભલી દુઆઓ કરે. આ ભેદ હવે જોઇએ. પહેલાં તેઓ અશાઉનામ ફ્રવષિને અને અશોનામ ફ્રવષિના તબકકાના બે દરજ્જાઓ નામે **નબાનજદિશ્ત** અને **પઓઇર્યો-ત્કેષ** ફ્રવષિઓને યાદ કરી કહે છે કે આ બધી ફ્રવષિઓમાંની ફ્રવષિઓ જેઓ અહિંયાં છે તેઓ **ક્ષ્નુતાઓ**=ખુશહાલ થઇને **અહ્મ્ય ન્માને**=આ ઘરમાં ક્રીયામાં આવવી જોઇએ તેઓ પધારો; **ક્ષ્નુતાઓ વિચરેન્તુ**=ખુશહાલ થઈ ક્રીયાના આબ-દુધ-ફુલો-ફ્રુટ અને ભણાતા માંથ્રોના-ભલી મ્યઝદના બહેરામાં અને આ ઘરની અઇપિમાં બદીને ક્ષફ્રનને તોડવાનો નીર્ણય કરી રહેતી ફ્ર્યા કરવી જોઇએ તેમ ફ્ર્યા કરી રહો **ક્ષ્નુતાઓ**=ખુશહાલ થઇ રહીને **અહ્મય ન્માને**=આ ઘરમાં ક્રીયામાં **વંઘઉહીમ**=ભલાઈ ઉભી કરાવનારી પરદુખભંજની ગતી પેદા કરાવનારી **અષીમ**=અષીને લગતી દહમ આફ્રિતીના આશીશો જેઓ **'ખાપરામ'**=દુજ રહિત કરવાની શકતીથી ભરપુર છે તેવા આશીશો વરસાવનારી તેવા આશીશોની **'આફ્રિનેન્તુ'**=દુઆ કરનારી છે-કરવાજ આવી છે તે બધી દુઆ કરશો. **ક્ષ્નુતાઓ**=ખુશહાલ થઇનેજ **પારયન્તુ હચ અહ્માત ન્માનાત**=હમારા આ ઘરમાંથી ક્રિયામાંથી સિધારવી જોઇએ તે તેમ સિધારજો. **સ્તઓમાચ**=બંદગી ક્રિયાના સ્તોતો **રાઝરેચ**=સચ્ચાઇઓ-ખરા અંતકરણથી ક્રિયા કરાવી છે તેવી ખરા અંતકરણની નીખાલેશીના તત્વોને **બરન્તુ દથુષો અહુરહે મઝદાઓ અમેષનાંમ સ્પેન્તાંમ**=દાદાર અહુરમઝદ અને અમશાસ્પંદોની હજુરમાં લઈ જવી જોઇએ તે લઈ જશેજ. **માચિમ ગેરેઝાનાઓ પારયન્તુ હચ અહ્માત ન્માનાત અહ્માકેમ્ચ માઝદયસ્નનાંમ**=હમો

મઝદયસ્નીઓના ઘરોમાંથી નારાજ દીલગીર થઇને નહિ જવી જોઇએ તેમ નહિજ જશે એ દુઆ છે.

આમ તે ફ્રવષિઓ જે ત્યાં પધારી છે તેઓની આગળ ઓઝરખાહી કરીને તેઓને નેમાઝ કરીને તેઓને વીદાય કરે છે. પછી અહુરમઝદ ખોદાએ અવઝુનીની નીરંગ પઢી કુલ જગતને માટે દુઆ કરે છે. પછી એ યથા પઢી તે ફ્રવષિઓની **યસ્નની** શકિત, વહમની શકિત, અઓજની શકિત અને ઝઓથ્ર તરીકે થવાની શકિતની પ્રસંશા કરીને રોજ–માહ વીગેરેની પ્રસંશા કરી રહે છે.

આમ આખી ફ્રરવરદીન યસ્તમાં ભેદ જોયો. ફ્રવષિનું સંગઠન જગતમાં રૂવાનોની મદદ માટેજ ઉતરે છે અને મીનો ફ્રરરોખ ફ્રરવરદીનને પોતાની મારેફ્ત કરે છે માટે ફ્રવષિની યસ્નને ફ્રરરોખ ફ્રરવરદીન યસ્ન કહી છે, તે માટેની ક્ષ્નુમીક ફીલસુફી જોઇશું. અને ફ્રવષિ વિષેની ક્ષ્નુમીક હકીકત હવે જોઇશું કે જેથી વાંચનાર જોઈ શકશે કે આ ક્ષ્નુમીક હકીકત બધી આ આખી ફ્રરવરદીન યસ્તમાં વણાયલી છે અને તે હકીકતના જ્ઞાનનો પાયો આજે જાહેરમાં નહિ હોવે આ યસ્ત જેમ જેવી જોઇએ તેવી ઉકેલાઈ નથી અને બાજે બખતે સીલસીલા વગરના હોચપોચ મીકસ્ચર તરીકે તે યસ્તને ઉતાવળીઆએ ગણી કાઢી છે તેમાં તેઓની ગંભીર ભુલ કેટલી બધી છે તે દેખાઈ આવશે. ફ્રવષિ જે રજેરજ સાથે જોડાયલી છે તે ફ્રવષિ તે અહ્ૂ બાપનું સાક્ષાત ડહાપણ છે–માટે તે અહ્ૂની અતી તાબેદારી કરનારી–અતી બલીસ્ત છે. આવી ફ્રવષિનું ડહાપણ જગતની રજેરજમાં પંથરાઇને જગતને તે અહ્ૂ તરફ લઈ જઈ રહ્યું છે, તે ભેદ આ યસ્તના ઉપરના ભેદ ખોલેલા તરજુમા ઉપરથી દેખાઈ આવશે; અને ફ્રવષિ કદીબી બુરી હોયજ નહિ તેનો ભાશબી આ ઉપરના ભેદ ખોલેલા તરજુમા ઉપરથી આવશે; તેમ વળી ફ્રવષિ એક રજમાં હોય કે દાદારમાં હોય બધેજ એક સરખી છે અને કુલ જગતને ઘેરીને ફ્રશો–ગર્દ કરાવવા કામ કરી રહેલી છે અને જગતની જાતજાતની ચીજો સાથે બંધાઇને તે ચીજોનો જલ્વો દેખાડયા કરીને તબકકા મરતબા દરજ્જામાં જણાય છે–એમ ફ્રવષિઓ **અનામાંથ્વાઓ** છે માનવની વિચાર શકિતના જ્ઞાનના પુર્વના જ્ઞાનથી છે તે બધાનો ભાશ આવશે.

**ફરવરદીન યશ્તના બધા કરદાઓના તાવીલ સાથના તરજુમામાં ફ્રવ-ષિની હકીકતી સમજ ફીલસુફી જોયા પછી હવે તે ફ્રવષિની હકીકતની સમજ, ફીલસુફી અને તેમાં આવતી જુદી જુદી બાબદો કે જે વગર તે સમજ પુર્ણ થાય નહિ, તે બધી બાબદો માટેની સમજ ક્ષ્નૂમની ખાલેસ મુબારક દાનેશ-ઇલ્મ પ્રમાણે જોઇએ: જેવી કે (૧) ફ્રવષિની ઉસુલ, પછી (૨) અહુરાના માંથ્ર સ્પેન્તના ફ્રવાનના થવાની વીગત, (૩) યઝતોના ફ્રવાનો થવાની વીગત, (૪) આ બધા યઝતો સાથે થતા ૮૨૮ વરોની વીગત-મીનોઈ આસ્માનો થવાની વીગત, (૫) સૃષ્ટીના થવા માટેની કુદરતની જુદી જુદી સેફતોની વીગત, (૬) ૮૨૮ વરો જેઓ સ્તરના બનેલા છે તેઓમાંથી થતા ચાર મુળ ભ્રચક્રોની વીગત; આ ભ્રચક્ર મારફતે કુદરત હસ્તી નીસ્તીની રચના કરે છે તે વિગત, (૭) હસ્તી નીસ્તીની ઉપર ચાલતા વખતની વીગત, વખતને માપવાની સમજ-અવસરો હિંગા-મોના ઉતરવાની સમજ, (૮) છેલ્લે પરવરદેગાનના હિંગામ વખતની સમજ એટલે ગેતીમાં ફ્રવષિના ઉતરવાની અને તેણીઓની હેફાજત હેઠળ કુલ ગુજરેલા ફ્રવાનોના ઉતરવાની હકીકતી સમજ જોઇએ.**



પહેલા ફ્રવષિની જાહેર ઉત્તપતિ, અહુરમઝદની આસ્ન-મીનોઈ ડહાપણ તરીકેની તેણીની બુલન્દમાં બુલન્દ હાલત કે જે હાલતને એરેદ-વાઓની હાલત-કામ ઉપર તપાસ રાખનાર મહાડહાપણની હાલત કહે છે તેવી હાલત રાખતી તેણીઓની બુલન્દમાં બુલન્દ જગા કુલ કુદરતમાં શાને લીધે? એટલે મઝદા અહુરા કરતાંબી ગુફ્ર ગુપ્ત રહેલી તેણીઓની હાલત; મઝદા અહુરા અને અહૂ વચ્ચેનું છેડું વીગેરે વીગેરે ગુહ્ય વીગતોનો ક્ષ્નુમીક ઉકેલ-ફરવરદીન યશ્તને સમજવા માટેની બાતેન હકીકત.



**ફ્રવષિની ફીલસુફી ક્ષ્નુમીક બાતેન હકીકતો સમજવા માટેની તકરીર. સામાન્ય સમજ અને અકવાલોની માન્યતાઓ તેઓ કઈ કઈ કેવી કેવી બાબદોને માટે હોય.**



ફરવરદીન યસ્તમાં જણાવેલા ફ્રવષિ બાબેના ઉંડા ભેદોનો ખ્યાલ લીધા પછી ફ્રવષિની ઉસુલ ક્યાંથી છે, તેનું સર્વોપરીપણું ક્યાંથી અને કાંય છે-તેઓ

તે સાહેબની મરજી કઇ રીતે બજા લાવે છે તે બધાનું હકીકતી જ્ઞાન જોઇએ. ક્ષ્નુમની હકીકતોની સમજ હવે વધારે સરળ રીતે સમજાઈ શકાશે.

આ જગતની રચના એવી તો ગુંચભરેલી છે કે તે રચનાનો રૂપીએ આની જેટલો ભાગબી આપણી મન્તકની સમજશક્તિથી સમજી શકાતો નથી. કેટલો ભાગ અનુભવથી અનુભવાય છે કે જેની ઉપરબી સમજ મન્તક ચાલી શકતીજ નથી. આજે બધાઓ સમજશક્તિથી સમજવાની વાત કરે છે તે સામે કોઇને વાંધો હોય નહી, પણ સમજશક્તિનો દાયરો જે આપણે ધરાવીએ છીએ તે કેટલો બધો ટુંકો છે અને તેજ દાયરો ધર્મની ઉંડી વીગતો ઉપર લગાડવે કઇ સમજ મળે નહી એ બાબત આજે ઘણાખરાઓ ભુલી જતા લાગે છે. જરથોસ્તી દએનમાં કેટલી વીગતો **અનામાંથ્વાઓ** કહેવાય છે કે જેમાં ક્રવષિનેબી **અનામાંથ્વાઓ** તરીકેની લીધેલી છે. **અના-માંથ્વાઓ** એટલે માનવની સમજશક્તિથી બહારનું. આવી **અનામાંથ્વાઓ** બાબતો ઉપર ચુનોચેરા શું હોય? ચુનોચેરા કરવાથી શીખાય છે એ બાબતમાં પુર્ણ સત્ય નથી. દુન્યાની મોટી મોટી શોધો થઇ છે તે કાંઇ ચુનોચેરાથી થઇજ નથી પણ accident અકસ્માતથી થઇ છે. ચુનોચેરાથી થતી બાબતો બી બદલાયા કરી કરીને આખરે તેઓબી accident અકસ્માતથીજ સમજાઈ રહેલી છે. કહેવાની મતલબ આ છે કે આ બાબત જે કંઇ શરૂ થાય છે તે ખુદ જરથોસ્તી દીનની ગુહ્ય ફીલસુફી અકવાળોની ઉપર સીના દરસીનાથી–ઉસ્તાદ ચેલાથી ઉતરતી ચાલી આવેલી છે, કે જે સફીનામાં પાનાઓમાં ઘણા ભેદમાં ચીતારાયલી હતી. જરથોસ્તી શહેનશાહત અને પ્રજાના અને જરથોસ્તી ઇરાનના નાશ થવાની સાથેજ આ બધી હકીકતી બાબતો જાહેરમાંથી ધીમે ધીમે નીકળી જઇને સાહેબે–દીલાનોના કશોમાંજ સ્થાપીત થઇ રહેલી છે જેનો કંઇક ભાગ હમારાં બહેસ્ત–બહેરે ઉસ્તદ સાહેબથી જાહેર કરવામાં આવેલો હતો. આ જાહેરાતબી સંકોચીત રીતે કરવામાં આવેલી હતી જેનેબી તેના સાંભળનારાઓ સમજી શકેલા નહી કેમકે તેમાં મોટા ગેપો રહેલા હતા; જેઓને અમુક અમુક મોકાઓમાં પુરેલા પણ તે પુરવણીનો ભેદ જાહેર શાંભળનારાઓ પામી શકેલા નહી કેમકે ઇલ્મે–અતાઇની બક્ષેશ મઆદદો બંધાવા પછીથીજ આવી શકે છે. મઅદદાનું બંધાવવું તબઈ અને ઉસ્તાદોની કરમબક્ષેશની જુરૂત વગર થઈ શકતું નથી. આ ક્ષ્નુમીક હકીકત જેને દએનમાં અનેક નામો જેવાં કે **સેંગહ, સાસ્ન, ફ્રસસ્તિ, આદિશ્તિ, સંસ્ત્ર, ચીચશાના** તરીકે ઓળખેલી છે તેઓ કુદરતની પરમ સચ્ચાઇઓ છે કે જેના પાયા વગર દીન કદીબી બરાબર સમજાઈ શકાતીજ નથી અને બાજે

વખતે દીનને ઘણોજ ગેરઇનસાફ થઇ રહે છે. આ હકીકતી બાબતો ફરવરદીન યશ્તમાં જણાવેલા ભેદોને ઘણીજ સરળ રીતે ખુલ્લી કરી શકે છે.

**ચીજ અને નાંચીજ બેઉનો ફરક; ચીજના કાયદા નાચીજને નહિ લાગે. અહૂ તે કોણ તેનું શરૂઆતી બયાન; શેદાન શેદ તરીકે તે અહૂની સમજમાં અંધકારનો ભેદ–અંધકાર સાથના અહૂમાં સ્થીરપણું-મર્જ વીગેરેના ભેદો તેની કંઇક સમજ. અહૂ વિષેનો સપ્પર પહેલો સિદ્ધાન્ત અહૂનો પહેલો ફેઝ–કંઇબી ગતી કે વિચાર વગરની નહિ સમજ પડે તેવી હાલત, સીરફ બતાવવાથી માની લેવાની જેમાં કાંઇ અકકલની ગતી ચાલે નહિ તે ઉપર.**

આટલું કહીને હવે ફ્રવષિની ઉસુલજ અહૂમાંથી થાય છે તે જોઇએ. આ બધી બાબતો જે આપીએ છીએ તેને **અનામાંથ્વાઓ** કહી છે એટલે ચીજની પેલી મેરની **'ના–ચીજ'**ના ભેદોની રહે છે. માટે ચીજને લગતા કાયદા આ **'ના--ચીજ'**ને લાગે નહી. જેમકે ચીજનો મેકદારનો એક કાયદો છે કે દરયાવમાં ટીપુ સમાય પણ ટીપામાં દરયાવ સમાય નહી. આ મેકદારનો ચીજને લગતો કાયદો **અનામાંથ્વાઓની 'ના–ચીજ'** માટે ચાલે નહી. પહેલા **'અહૂ'**ની સમજ લેવાની છે. આ **'અહૂ'**નો ભેદ એવો છે કે જેને આપણી મગજશકિત શું પણ યઝતી ગતીની મગજશકિત જેને **બઓદ** કહે છે તેબી સમજી શકતી નથી. કેમકે માનવ કે યઝત બેઉ ચીજોમાં આવે જ્યારે અહૂ તો ચીજોની પેલીમેરનો **'ના–ચીજ'** છે માટે તે અહૂ વીષે કંઇબી સમજાય નહી, પણ આ અહૂ પોતે જે કંઇ જાહેર કરે છે તેનું જ્ઞાન સીલસીલાબંધ ધ્યાનમાં ઉતરી શકે એમ છે. ત્યારે અહૂ વીષે શું સમજી શકાય? **અહુ**=તે કોઇ છે એમ એટલુંજ માની શકાય. તે **અહૂને 'શેદ'**માંના એટલે યઝતી શકિતની સમજશકિતના અંધકારને લગતા યઝતોથીબી નહી સમજાય તેવા કહયા છે. આ અંધકાર સમજશકિતની આઝેઝી દેખાડે છે જેને અંધકારના ઘટતીના અર્થમાં લેવાનો નથી. અહૂ ત્યારે સમજશકિતના અંધકારમાં છે એમ કહયું છે માટે તેવણને શેદાનશેદ કહયા છે. આવા તે અહૂ શેદાનશેદને માનવની તસવ્વરમાં લેવા માટે તેવણને એક મોટા દરયાવ તરીકે લીધેલા છે અને તેવણને સ્થીર લીધેલા છે અને યઝતોની સમજશકિતની આંખથી નહી દેખાય તેવા એટલે સમજશકિતના અજવાળાના નહી પણ અંધકારના લીધેલા છે અને શકિતના કાયદાથી નીરાળો લીધેલા છે. તેવણને સ્થીર કંઇબી ગતી

વગરનો લીધો છે. આવો મામલો જગતમાં હોઈ શકે નહી–જગતમાંતો બધીજ ગતી જાતજાતના પ્રમાણમાં હોય. ટુંકમાં અહૂને સુન્યની મર્જની હાલતનો કંઇબી ગતી–ઝરવાન વગરનો લીધેલો છે આ સપ્પર પહેલો સીધાન્ત છે.

**અહૂનો બીજો અત્યંત રોશનીવાળો વિચાર સાથનો ફેઝ જેને ક્ષએતાન ક્ષએત કહે છે તે–તે અને ઉપર કહેલા શેદવાળા ફેઝ વચ્ચેનો ફરક. અહૂની સપ્પર પહેલી રોશનીમાંથી પ્રદર્શીત થતા વિચાર વિષે. અહૂના ક્ષએતવાળા ચલીત ગતીના દરયાવ-માંથી એક બેટનું થવું જેને ખાઓ–અફ્રજયમ્ન કહે છે તે–તે ખાઓની જાત સેફ઼ાત વિષે; તે ખાઓ અને અહૂ વચ્ચેનું છેટું; તે ખાઓનો વિચાર ડહાપણ તેની મુંજવણ; તેની ઉપર પડતા માંથ્ર સ્પેન્ત આશીશો–આશીશોથી ઉભી થતી હોશબામ,–હોશબામ તે શું?–હોશે-બામનું તે ખાઓમાં પ્રદર્શીત થવું; તે ખાઓનું બગરૂપનું થવું–તેથી થતું ખાઓને ડહાપણ-ડહાપણમાંથી નીકળતી બીજી ગતીઓ; ખાઓની એમ ઉભી થયલી શકિતઓ વિષે; આશીશોની ખીશકારી સૃષ્ટીની ઘણી અગાઉથી પહેલેથીજ છે તેની નોંધ; યઓન–રતુ–આરમઇતીનું પ્રદર્શન માંથ્ર સ્પેન્તના આશીશોમાંથી વિગેરે બાબદની ટુંક વીગત. ડહાપણ-બેરદ સત્યતા જોમ અને તાબેદારીના ગુણોની શકિતઓની સપ્પર પહેલી જાહેરાત તે ખાઓમાં થઇ તે.**

આવા ગતી વગરના અહૂના દરયાવના **એક ટીપાં જેટલા નાના ભાગમાં સપ્પર પહેલી ગતી થતી દેખાડેલી છે.** આ ગતીથી તે ટીપું નુરોના નુરની માફક ચલકી રહે છે જેને **ક્ષએત** પુર્ણું ચલકાતનું કહયું છે. આ ગતી આ ચલકાત સપ્પર પહેલો તે અહૂનો વીચાર તરીકે ચીતરાયો છે. એટલે ઉપર કહેલા સમજશકિતના અંધકારના અહૂના દરયાવમાં મર્જ હાલત હતી–ગતી હતી નહી એટલે ત્યાં કંઇબી વીચાર ચાલતો હતો નહી એમ સમજાવે છે. પણ હવે ત્યાં ગતી ચાલે છે–ચલકાત થઇ રહે છે એટલે વીચાર ચાલે છે જે સૃષ્ટી રચના થવાનો મુળ વીચાર છે. પણ તે ચલકાત–તે ગતી એટલી તો

ભારી છે કે તે વીચાર શું હોય તે ખુદ યઝતો સમજી શકતા-પકડી શકતાજ નથી, પણ તે વિચારની તેઝી આગળ ખુદ સુન્યમાં આવી જાય છે ખુદ હોશ વગરના થઇ જાય છે. આવું તે ટીપું સપ્પર પહેલા નુરોનાનુરના દરયાવ તરીકે જાહેર થઈ રહે છે જેને **ક્ષએતાન ક્ષએત અહૂ** તરીકે ઓળખે છે. અહૂના આ ચલકાતવાળા એટલે ગતીવાળા ટીપાને એક દરયાવ તરીકે લેવાનું છે-તે ચલકાત એટલો બધો છે કે તેની આગળ કોઇબી ટકી શકતુંજ નથી. આવા પુર્ણગતીવાળા ચલકાતવાળા ક્ષએતાન ક્ષએતના દરયાવમાં જે ગતી ચાલે છે-વીચાર ચાલે છે તેના પરીણામમાં તે અનંત રીતના દરયાવમાં એક મોટો **બેટ** તરી આવતો જણાય છે. આ બેટ અને તે ચલકાતનો દરયાવ બેઉ વચ્ચે આસમાન જમીન જેટલો ફરક છે. તે અનન્ત ચળકાતના દરયાવને ક્ષએતાન ક્ષએતને-અહૂ તરીકે ઓળખેલો છે જે **યથાના કહ્લામનો અહૂ** છે અને પેલો બેટ જે તરી આવેલો છે તેને અવસ્તામાં **ખાઓ અક્રજયમ્ન** તરીકે ઓળખેલો છે. અહૂનો ચળકાત વિચાર એટલો તો ભારી છે કે તેને વિષે કંઇબી વિચારી શકાતુંજ નથી માટે તેને સુન્યવાળો **'અસૂના' ગાથામાં** કહયો છે. પણ આ બેટ જે **અક્રજયમ્ન** તરીકે તરી આવે છે તેને **હુદાઓંઘહો**=મહા ડહાપણ તરીકે અવસ્તામાં ઓળખે છે. તે **અસુના** અહૂ અને તે હુદાઓંઘહો સાથનો-મહાડહાપણ સાથનો ખાઓ-અસક્રજયમ્ન બેઉ જાતે સેફાતે તદ્દનજ જુદા છે. આ જુદાઈ શું છે-કેમ આવી-આવવાનું કારણ શું તે બધી બાબદો અંધકારમાં છે. જ્યારે ફ્રશો-ગર્દ થઇને તે દરયાવમાં મળી જવાશે ત્યારે તેની ખબર પડશે. હાલમાં તો તેઓ વચ્ચે એક પરદો એવો છે-એવો જબર છે કે જેની આરપાર કોઇબી જઈ શકતુંજ નથી. આવા તે પરદાને **નીરૂ**ના પરદા તરીકે ઓળખાવવામાં આવે છે. આ **હુદાઓંઘહે**=મહા ડહાપણવાળો ખાઓ-અક્રજયમ્ન ત્યારે હોશમાં આવે છે. પોતે અગાઉ તે ક્ષએતાન ક્ષએત અહૂમાં મર્જ હતો-ઉંઘમાં હતો-મલેલો હતો. હમણા તે તરી આવ્યો છે-જાગૃતીમાં માટે ભાનમાં આવ્યો છે જેથી તે **ખાઓ**ને દુખ જેવું લાગ્યું કેમકે તે અહૂમાંની તે મર્જની હાલત અતી દીલપઝીર તેને લાગતી હતી એમ તે **ખાઓ**ને ભાસ્યું.

આ **ખાઓ અક્રજયમ્ન-હુદાઓંઘહો** પોતે મહા ડહાપણવાળો હોવા છતાંબી તે અહૂના ક્ષએતાન ક્ષએતના ચલકાતને પામી શકતો નથી-તેના વીચારને સમજી શકતો નથી અને પોતાને કાંય ભાનમાં આણ્યો હશે તેની સમજ તેને પડતી નથી, જેથી તે ખાઓને કંઇક એક જાતની ગુંચવામણ લાગે છે. પછી તે ક્ષએતાન ક્ષએત અહૂ પોતે આ ખાઓ જે **હુદાઓંઘહ**વાળો છે તેની ઉપર માંથ્ર-સ્પેન્તના

આશીશરૂપ કીરણો ફેંકે છે, એટલે પોતાના આશીશોથી તે **ખાઓ—હુદાઓંધહુને** શાંત કરે છે. આ વખતના ખાઓને **બગ** તરીકે ઓળખે છે—અતી નાનો ભાગ છતાં તૃપ્ત થયલા ભાગ તરીકે ઓળખાય છે. આ વખતે તે **ખાઓ અફ્રજયમ્નની હુદાઓંઘહોની** ડહાપણુની ગતી વધી જઇને **હુદાસ્તેમા** થાય છે એટલે તેની જાતી આસ્ન વધે છે જેથી ખેરદ ઉભી થાય છે અને તેને શાંતી વળે છે, કેમકે તેને અધીકાર મળે છે જેથી તે **બગ** થાય છે અને મીશ્ર કરે છે કે તે સાહેબે તેને કંઇક અર્થેજ કાઢયો છે, માટે તે કાંય એમ થયો—શું કામ કરવા થયો એવો વીચાર તેને કરવાનોજ નથી. પણ **અએદુન બાદ અએદુન બાદ** તું જેમ ચાહે તેમ કરવા હું ઉસ્તવાર છું એમજ વીચાર કરવો. આવી **હુદાસ્તેમાની** ગતીવાળી આસ્ન ડહાપણથી તે **ખાઓમાં** આવી ભારી ખેરદ ભાન સાથની અકકલ આવી—પેલા અહૂ ક્ષએતાન ક્ષએતના માંથ્રસ્પેન્તના આશીશોથી આવી—તે આશીશો તે **ખાઓમાં** ઉતરવાથી આવી. આશીશો=માંથ્રસ્પેન્ત એમ સપ્પર પહેલાથીજ અતી કામના જરૂરના જાહેર થાય છે કે જે વગર મોક્ષ હોયજ નહી. તે અહૂના ક્ષએતાન ક્ષએતના માંથ્રસ્પેન્તના આશીશો એ એવું તે શું કીધું કે જેથી તે ખાઓમાં આવી **હુદાસ્તેમા** સાથની ખેરદ આવી? માંથ્રસ્પેન્તના આશીશોથી ત્યાં **રઓચ** ઉભી થઇ—હોશની કીનારી **હોશેબામ** ઉભી થઇ. આ **રઓચ—હોશેબામ—હોશની કીનારીમાંથી** ત્રણ મુળ કીરણો બહાર પડયા જેઓને **યઓન—રશ્નુ** અને **આરમઇતી** કહે છે. આ કીરણો એટલે **યઓન—રશ્નુ** અને **આરમઇતી** તે ખાઓ અફ્રજ્યમ્ન ઉપર પડવા લા યા. આવા કીરણોએ તે ખાઓમાં અન્નત ડહાપણ આસ્ન ઉભું કીધું. આવી આસ્ન—ડહાપણમાંથી અપુર્વ ભાન સાથની ખેરદ જન્મી—આવી ખેરદમાંથી અપુર્વ જોર સાથની અન્નત તાબેદારી જન્મ પામી. આમ તે ખાઓમાં **યઓન—રશ્નુ—આરમઇતી** આવ્યા જેથી તે ખાઓમાં ઉપર કહેલો પ્રભાવ જામ્યો એટલે તે ખાઓમાં તે માંથ્રસ્પેન્તની અંદરના અહૂના વીચારોની ઠંડક આવી—**મહેર** આવી—વીચારનો કંઇક અમલો થયો—મહા ડહાપણની મદદ થઇ. તેમાં **રશ્નુ** આવ્યો એટલે તે વીચારોમાં પરમ સત્ય અને તેનું અનંત જોમ જામ્યું અને તેમાં **આરમઇતી** આવી એટલે તેવા તે વીચારોથી તાબેદારી આવીને તેના હોકમ મુજબ કામ કરવાનું મહા જોમ ઉભું થયું. આમ તે ખાઓ અફ્રજ્યમ્નમાં હવે માંથ્રસ્પેન્તના આશીશો **યઓન—રશ્નુ—આરમઇતી** તરીકે પડીને તેના ખુદમાં જોમ ઉપર હતી તેવી **ઉક્ષ્યઆમીક** ઉભી કીધી, સપ્પર પહેલું ડહાપણ ઉભું કીધું,—એવું કે તે ડહાપણની સાથે પુર્ણ ખેરદ આવી અને તે ડહાપણવાળી ખેરદના

મિથ્રમાં–વિચારમાં સત્ય જામ્યું એટલે અતી જોમ જામ્યું જેની સાથેજ પુર્ણું તાબેદારી કરવાની શકિત આવી.

**ઉપર કહેલા અતી ડહાપણ સત્ય–જોર અને તાબેદારીવાળા ખાઓનું અહૂ તરફનું મનન. તે મનન શું હતું ? તે ખાઓનો સપ્પર પહેલો મુદ્રાલેખ જે કુલ સૃષ્ટીમાં પહેલો અને છેલ્લો જ છે તે–નામે તાબેદારી સાથની નોકરી–ફરજની અદા અને તેમાંજ સંતોષ દરેકને સજાવાર છે અને થજો. આવા મનનથી તે ખાઓમાંથી નીકળતી મુળ ત્રગડી નામે યવએચ, નીરૂખદાત અને આતરે ક્ષએતાન–તેઓની જાત–સેફાત: તેઓમાંથી થતો સપ્પર પહેલો વિસ્તાર; કુદરત અને ગતીનો ખ્યાલ જે બધું અહૂની આગળ બગરૂપનું છે તેનો ભેદ–બગનો અર્થ અને સમજ અને શકિત. અહૂનો સપ્પર પહેલો વઇર્ય વિચારરૂપમાં કે જેનો એક અબજાંશ ભાગ તે બગ અહૂનવઇર્યના વિચાર તરીકે છે જેની જુફત તરીકે ફ્રવષિ થઇ છે તે બધાની ટુંક વીગત. અહૂના તે વિચારના ખ્યાલને તે ખાઓનો બગ કયારે ગ્રહણ કરે છે તે વિષે.**

આમ ત્યારે તે ખાઓ અફ્રજ્યમ્ન હવે હુદાસ્તોમા થઇને તે અહૂના મનનમાં પડયો. તેનું મનન આમ હતું કે હઝારો દરૂદ તારી ઉપર! તારા હોકમને હું ચાકર ઉસ્તવાર ઉભો છું. મને હવે અતી આનંદ લાગે છે. નોકરી તાબેદારી એજ મારો મુદ્રાલેખ હવે થયો છે. આવા મનન કરવે તે ખાઓ–અફ્રજ્યમ્ન કે જેમાં માંથ્ર–સ્પેન્તના યઓન–રસ્નુ–આરમઇતીના ઉક્ષ્યબામીકનું જોમ છે તેવા તે ખાઓમાં **ત્રગડી** ઉભી થઈ: નામે **(૧) યવએચ યવેતાએતે (૨) નીરૂ–ખદાત (૩) આતરે–ક્ષએતાન** એમ તે ખાઓ–અફ્રજ્યમ્નનો વિસ્તાર થયો, જે **યવએચ** લગી પુગે તેવો એટલે સાત ઝરવાને અકરનેનો થયો; એટલે સાત ઝરવાને અકરને કાઢે તેવો–તેટલી પહોળાઈ, ઉંચાઈ, ઉંડાઇનો થયો કે જેમાં નીરૂ–ખદાતની કુદરત થઈ એટલે મહા અથાક શકિત થઈ. આવા તે નીરૂ–ખદાત સાથે આતરે–ક્ષએતાનની ગતી ઝરવાન હતી. આ ત્રણેઓમાં

માંથ્ર-સ્પેન્તના આશીશે પચેલા છે, જેથી તે ત્રણેમાં તે માંથ્ર-સ્પેન્તના આશીશેથી ઉભા થતાં **યઓન-રશ્નુ** અને **આરમઇતી** વસેલા છે. માટે તે ત્રણુ એટલે તે ત્રગડીબી તે ખાઓની માફકજ મનનમાં પડી. આવા ત્રગડીવાળા ખાઓની ઉપર એટલે તે મહા ડહાપણુવાળા સાત ઝરવાને અકર-નેની ગતી જેટલી પહોળાઈ રાખનાર નીરૂ-ખદાતની અથાક શકિત અને આતરે-ક્ષએતાન ગતી રાખનાર મહા ડહાપણુવાળા વિસ્તારના કેહર્પની ઉપર, કે જે તે અહૂની આગળ **બગ** છે-અતી નાનો અધીકારી શકિતવાળો ડહાપણુવાળો ભાગ છે તે **બગ**ની ઉપર તે અહૂએ પોતાનો **વઇર્ય**=હોકમ મોકલ્યો. **બગ** એટલે ભાગ-ભાગ કેટલો ? અહૂના તે ક્ષએતના અનંન્ત દરયાવના એક ટીપાંથીબી અતી નાનો તે ભાગ છે-છતાં તેવા તે બગ-ભાગમાંથીજ સૃષ્ટી થયલી છે અને તેમાંજ તે સૃષ્ટી લય થશે. આમ તે બગને અથાક શકિત-જ્ઞાન-અધીકાર મળેલા છે કે જેની પુર્વે સૃષ્ટીમાં કોઇનેબી તેવું મળ્યું નથી મળશેબી નહિ. અહૂની પછીનું સૃષ્ટીનું બીજી ઉસુલજ આ તે **બગ** છે. આવા તે **બગ**ની ઉપર-તે **બગ**ની સાત ઝરવાને અકરને પુગી વળે તેવી પહોળાઈ-ઉંચાઈ-ઉંડાઈ ઉપર-તેની અનંન્ત **નીરૂ**ની કુદરત અને અનંન્ત ગતી આતરે ક્ષએ-તાનની ઉપર અહૂએ પોતાનો વઇર્ય-હોકમ જે સૃષ્ટી શરૂ કરવા માટેનો હતો તે મરજી-હોકમ મોકલ્યો, કે જેને પછીથી અહૂનો વઇર્ય **અહૂનવઇર્ય** કહે છે કે જેની જુફ્ત તરીકે ફ્રવષિ થશે. આવા વઇર્યને તે અહૂએ આ બગ ઉપર મોકલ્યો. આ વઇર્ય-હોકમ અત્યારે મિથ્રરૂપમાં વિચાર કે જે અતી તેજસ્વી હોય છે તેવા રૂપમાં હતો. આમ સૃષ્ટી થઈ તેની ઘણી આગળથી વિચાર ચાલતો હતો. આ વિચાર-મિથ્ર તો તે અહૂનો છે કે જેના મુળ અસલના ઉસુલ ફેઝને શેદના એટલે અંધકારના ફેઝ તરીકે ઉપર કહ્યો છે, જ્યારે આ બીજો ફેઝ તો ક્ષએતાનનો ચળકાતનો કહેવાય છે. આ બીજા ફેઝમાંજ ગતી આવી-રઓક્ષની આવી માટે વિચાર આવ્યો. આ વિચાર સૌથી પહેલો છે. આ મુળ વિચારને અહૂનવઇર્ય કહે છે કે જેના એક અબજાંશના ભાગનો વિચાર અમુક પ્રમાણુમાં યથાના કલામમાં અમુક રીતે અમુક ગતીમાં ગુપ્ત છે. ત્યારે અહૂનો આ વિચાર જે એક મુળ-છે અનંત ગતીનો છે તે વિચારના એક અબજ ભાગની ગતીનો વિચાર અહૂનવઇર્ય જે કુદરતનો છે તે કુદરતના વીચારનો ૮૧ મો ભાગ આજના ભણાતા યથાના કલામમાં છે. આજના ભણાતા અહુનવઇર્યના શબ્દોને સ્તઓત યસ્નને કાયદે અમુક અમુક ગોઠવણીઓમાં લાવવામાં આવે છે ત્યારે તે કલામ તે કુદરતના અહુનવઇર્યના ૭૨ મા ભાગ લગી કે નવના આઠ સાથના આંકવાળા ભાગ લગી એટલે ૯ મા ભાગ ૯×૨=૧૮ મા ભાગ

૯×૩=૨૭ મા ભાગ ૯×૪=૩૬ મા ભાગ ૯×૫=૪૫ મા ભાગ ૯×૬=૫૪ મા ભાગ લગી એમ ૯×૮-તેમ ૯×૯ ભાગ લગી પુગી શકે. ત્યારે એક આખો વિચાર અહૂનવઇર્યમાં કાંય આવતો નથી પણ ખાલી એક અબજની ગતીનોજ કાંય આવે છે? તે ખાઓ પોતાના ગમે તેવા મહાડહાપણુ જોમ અને સત્ય ધરાવવા છતાંબી તે અહૂના તે મિથ્રને પકડીને સમજી શકયો નહિ. પણુ ઉલટો તે ખાઓ ખુદ મનનના હોશમાંથી ઉક્ષ્યબામીકની હોશમાંથી બેહોશ જેવો થઈ જવા લાગ્યો. તે અહૂના તે મિથ્રની તાબેશ તે ખાઓ ખમી શકયો નહિ. દસ વખત એમ તે અહૂએ તે વર્ઇને તે ખાઓ તરફ ચલાવ્યો. પણુ નવ વખત તે ખાઓ તે વિચારની તેઝી આગળ બેહોશ થઈ પડયો. તે વિચારની તેઝી-રોશની આગળ બગ તદ્દનજ ગુંચવાઈ ગયો. અહૂએ તે બગ તરફ નવ વખત મોકલેલો વીચાર એકસરખો હતો નહી.

(૧) અહૂએ સપ્પર પહેલાં પોતાની વાહેદે-હકીકીથી=પુર્ણ રીતની એકતાઇથી-પોતાની '**અહુ**' તે એકજ છે-જોડ વગરનો છે-બી-હમતા છે, જેનો કોઇ બાપ નથી કોઇમા નથી કે જેની કોઇ બઇરી કે દીકરો-દીકરી નથી, જે વીષે કંઇ સમજ ઉભી થઇ શકતી નથી, જે વીષે એટલુંજ કહેવાય કે તે છે-'**અહુ**' છે-તેવી તે '**અહુ**' જેને '**હુ**' તરીકે કહે છે (જે બોલ હુમતમાં-હુખ્તમાં વપરાય છે તે **હુ**) તેવી તે **હુના** બળથી જે વીચાર ફેંકયો તે મુળ હતો.

(૨) પછી તે અહૂએ **પોતાની 'હુ' ૧/૧૦ માં કમ કરીને તેવા ૧/૧૦ ના હુના જોરે** વીચાર ફેંકયો જે અસલના ૧/૧૦ નો હતો તેનેબી તે **બગ** લઇ શકયો નહી.

(૩) પછી તે અહૂએ પોતાની **હુ**ને ૧/૧૦૦ માં કમ કરીને તેવા તે ૧/૧૦૦ ના **હુ**ના જોરે તે વીચારને ફેંકયો પણ તેવા તે અસલ એકના **સો**મા ભાગનેબી **તે બગ** પકડી શકયો નહી.

(૪) પછી તે અહૂએ પોતાની **હુ**ને ૧/૧,૦૦૦ માં કમ કરીને તેવા તે ૧/૧,૦૦૦ ના **હુ**ના જોરે વીચાર ફેંકયો પણ તેવા તે અસલ એકના હજારમાં ભાગનેબી તે **બગ** પકડી શકયો નહી.

(૫) પછી તે અહૂએ પોતાની **હુ**ને ૧/૧૦૦૦૦ માં કમ કરીને તેવા તે ૧/૧૦૦૦૦ ના **હુ**ના જોરે વીચાર ફેંકયો પણ તેવા તે અસલ એકના દશ હજારમા ભાગનેબી તે **બગ** પકડી શકયો નહી.

(૬) પછી તે અહૂએ પોતાની હુને ૧/૧૦૦,૦૦૦ માં કમ કરીને તેવા તે ૧/૧૦૦,૦૦૦ ના હુના જોરે વીચાર ફેંકયો પણુ તેવા તે અસલ એકના એકસો હજારમા એટલે લાખમા ભાગનેબી તે બગ પકડી શકયો નહી.

(૭) પછી તે અહૂએ પોતાની હુને ૧/૧૦,૦૦,૦૦૦ માં કમ કરીને તેવા તે ૧/૧૦,૦૦,૦૦૦ના હુના જોરે વીચાર ફેંકયો પણુ તેવા તે એક દશ લાખમાં ભાગનેબી તે બગ પકડી શકયો નહી.

(૮) પછી તે અહૂએ પોતાની હુને ૧/૧,૦૦,૦૦,૦૦૦ માં કમ કરીને તેવા તે ૧/૧,૦૦,૦૦,૦૦૦ ના હુના જોરે વીચાર ફેંકયો પણુ તેવા તે એકસો લાખમા એટલે કરોડમા ભાગનેબી તે ખાઓ પકડી શકયો નહી.

(૯) પછી તે અહૂએ પોતાની હુને ૧/૧૦,૦૦,૦૦,૦૦૦ માં કમ કરીને તેવા તે ૧/૧૦,૦૦,૦૦,૦૦૦ ના હુના જોરે વીચાર ફેંકયો પણુ તેવા તે એક દશ કરોડમા ભાગનેબી તે ખાઓ પકડી શકયો નહી.

(૧૦) પછી તે અહૂએ પોતાની હુને ૧/૧,૦૦,૦૦,૦૦,૦૦૦ માં કમ કરીને તેવા તે ૧/૧,૦૦,૦૦,૦૦,૦૦૦ ના હુના જોરે વીચાર ફેંકયો. હવે એમ તે એકસો કરોડ એટલે અબજમા ભાગને તે ખાઓ સમજી શકયો છે.

**આ બગ ખાઓ—અફ્રજયમ્ન અહૂના તે મિથ્રને દસમી વખતે પકડી શકે છે, અહૂના અસલ તેઝના મિથ્રના એક અબજાંશ ભાગને પકડી શકે છે જેને બગ અહુનવઇર્ય કહે છે જેની જુફ્ત તરીકે ફ્રવષિ થશે—તે માટેની ઉંડા ભેદની ટુંક તકરીર. ઉક્ષયઆમ—અષ—હુદ અને ઇનસાફની તનાસુલ. હુદ અને ઇનસાફને વંઘહુ—અષ—દાત સાથનો સંબંધ. આ બધું તે બગ થયલા ખાઓમાં હોવે —તેવી અને તેટલી હુદની ગતીએ જયારે તે અહૂના વઇર્યનો મીથ્ર પુગ્યો ત્યારેજ તે મીથ્રને તે બગ પકડી શકયો તે વીષેનો ઉંડો ભેદ ટુંકમાં.**

આ બગ નામે ખાઓ અફ્રજ્યમ્ન કે જેમાં ત્રગડી છે જે ત્રગડીબી તેવીજ બગરૂપની છે તે બગ આ ૧૦ મા વખતના અહૂના મિથ્રને કાંય

સમજી શકયો હશે-ઉપરના નવ-આઠ વીગેરે વખતના અહૂના મિથ્રને કાંય નહી સમજી શકયો? આ ખાઓનો **બગ** કે જેમાં ત્રગડી છે તે ત્રગડીમાં નવ દોરાનો હતા એટલે તે ત્રગડીનાં ત્રણ નામે **યવએચ-નીરૂ ખદાત-આતરે ક્ષએતાન** જેઓ ત્રણ છે છતાં એકજ છે, એટલે એકયતામાં છે, એવા તે ત્રણેઓમાં જે ગતીઓ ચાલતી-જે મિથ્રો ચાલતા તે નવ દોરાન તરીકેનાજ હતા. ત્યારે ઉપર કહયું છે કે તે ખાઓનો **બગ** અહૂના તે વઇર્યને સમજી શકતો નથી એટલે એમ સમજવાનું કે તે ખાઓના **બગ**માંના આ નવ દોરાનો તે મિથ્રને સમજી શકતા નથી પણ ભાન વગરની હાલતમાં આવી જાય છે. જ્યારે અહૂના આ **બગ**ના નવ દોરાનો જે પેલા ૧/૧,૦૦,૦૦,૦૦,૦૦૦ એક અબજાંશના દસેમેના અએદાદના એટલે fraction ના નવ મીંડા મલ્યા ત્યારે તેઓના નવ દોરાનો તે નવ મીંડા સાથે હમ થઇ શકયા, અને તે નવ મીંડાની આગળના **એક**ના અએદાદના મિથ્રને સમજી શકયા; કેમકે નવના અએદાદમાં કમાલ્યતની ગતી રહે છે. જે કમાલ્યત પેલા **બગ**રૂપના ખાઓમાંના મિથ્રમાં હતી તેવી કમાલ્યતે જ્યારે અહૂનો દસ વખતનો મિથ્ર આવ્યો ત્યારે તે બગને માટે હદ+ઇન્સાફની રૂએ એટલે અએદાદના દાત કાયદાઓની **અષ** વ્યવસ્થા અને **વંઘહુ** શુધ્ધ બુધ્ધની રૂએ તે મિથ્ર હમવજનનો થઈ રહયો એટલે સમજાઈ શકાયો. ત્યારે અહૂના ૧ થી ૯ વખતના મિથ્ર સલીમ હતા, એટલે કમાલ્યતની પુર્વેના હતા. ખાઓના બગમાં કમાલ્યત હતી-સલીમપણું ન હતું. અહિયાં કોઇને સવાલ થશે કે હદ ઇન્સાફની જમાની જમા આ બધા ઉપર કહેલા બનાવો જેઓને ગાથા હા ૩૦-૨ મા **પર મઝે આઓંઘહે**=ભુતના ભુત એટલે પરાના કાળના મોટા બનાવો કહે છે તેઓમાં કયાં આગળ કયા સંજોગમાં આવી હશે. ઉપર આપણે માંથ્ર સ્પેન્તના આશીશો વિષે બોલ્યા છીએ, કે જેઓને અહૂએ પેલા ખાઓ ઉપર પાડેલા, કે જે આશીશોમાંથી હોશબામ થયલી કે જે ઉક્ષ્યબામીકના ચળકાટ રઓચ-માંથી ત્રણ મુળ કીરણો યઓન-રસ્તુ-આરમઇતી તરીકે ઉતરેલા અને તે ખાઓમાં જઇને તે ખાઓને બગ તરીકેનો કીધેલો. આ ત્રણ મુળ કીરણોમાં દુઈ હતી જેને હદ+ઇન્સાફની દુઈ કહે છે એટલે આ ત્રણે કીરણોમાંના તેઓના યોનમાં કે રસ્તુમાં કે આરમઇતીમાં દુઇનો હદ+ઇન્સાફનો પ્રભાવ હતો. તે ત્રણ મુળ કીરણો ને ટુંકમાં **અષ** કહે છે. હોશબામમાંથી જે રઓચ પ્રગતી તેને અષ કહે છે કે જેના ત્રણ કીરણો છે જેઓ યઓન-રસ્તુ-આરમઇતીની તરીકે છે. આ અષમાં હદ+ઇન્સાફ છે. આવી અષ-આવી હદ+ઇન્સાફની ગતી તે ખાઓમાં આવી ત્યારે તે ખાઓ પોતે બગરૂપનો થયો અને અષની કમા-

ત્સ્તથી મિથ્ર કરવા લાગ્યો કે જે મીથ્ર કમાલનો હતો, નવનો હતો, એટલે એમ કહે છે કે તે અપની કરામતથી તે બગ–ખાઓ પોતામાંના નવ દોરાનોને પોતામાં જાગૃત કરીને ચલાવી રહેલો થયલો.

**ફ્રવષિની જાહેરાત ઉત્તપત્તી. આવા ખાઓના બગે અહૂનો તે વઇર્ય સમજીને પોતામાં બીજી ત્રગડો ઉભી કીધી નામે બગ અહુનવ્રઇર્ય+ફ્રવષિ+સ્તોત યસ્ન તેની વીગત. આ બીજી ત્રગડીમાં ફ્રવષિ જાહેર છે જેણી અહૂનવઇર્યના મિથ્ર પ્રમાણેજ ચાલે છે અને સ્તોત યસ્નને જન્મ આપે છે એટલે સૃષ્ટી થવાના ઇંડાને કાઢે છે તેની વિગત. આમ તે બગ–ખાઓમાંથી ફ્રવષિનું જાહેર થવું થયું તેની ઉંડી વિગત. ફ્રવષિની અંદર પેલા બગ–ખાઓનીજ શકિત આવેલી છે તે બધાની ટુંક ઉંડી સમજ; ફ્રવષિ કઈ રીતે થઇ તેણીમાં આસ્ન–ડહાપણ–ખેરદ–જોમ–ક્ષથ્ર તાબેદારી આવ્યા અને અહુનવઇર્યને બજાવનાર થઇ તેની ટુંક ઉસુલ વીગત.**

ત્યારે ટુંકમાં એ કે અહૂ હવે તે ખાઓના **બગ**ને પોતાનો હોકમ સમજાવવા માંગે છે કે જેને સારૂ તેને ઉભો કીધેલો હતો. તે હોકમને તે **બગ** હવે સમજી શકે છે. તે હોકમ–વઇર્યના મીથ્રની તેઝી જ્યારે તે બગથી સમજાય તેવી થઈ ત્યારે તે વઇર્યના મીથ્ર તે બગ–ખાઓથી પકડાયા છે. અહૂના તે હોકમ–અહુનવઇર્યના મીથ્રને લગતા જે ગુહય માંથ્રો હતા તે માંથ્રોને પછી તે બગ–ખાઓ પામી શકયો. આ માંથ્રોને **વચ** કહે છે. તે અહુનવઇર્યના આવા **મીથ્ર** અને **વચ**ને તે ખાઓ સમજી રહયો એટલે તે બગે તે મીથ્ર અને માંથ્રને માટે યસ્ન કીધી એટલે બગે તે માંથ્રને મીથ્ર પ્રમાણે પઢયો. એમ જ્યારે તે બગે યસ્ન કીધી–તે માંથ્રને પઢયો, ત્યારે તે અહુનવઇર્યનો તે મીથ્ર સાથનો વચ તે ખાઓની ત્રગડીમાં આમેજ થયો, કે જેમાંથી બગ અહુનવઇર્ય અને પઓઇર્ય ફ્રવષિ તરીકેની જોડ ઉભી થઈ. આમ ફ્રવષિની જાહેરાત કહો કે ઉતપત્તી કહો તે થઈ. એ બાબેની વધુ વીગત જોઇએ.

અહૂના તે વઇર્યના માંથ્ર સાથના વચને તે બગ માંહેલી ત્રગડી નામે

**યવએચ અનેનીરૂખદાત** અને આતરે ક્ષએતાન મળ્યા—એમ અહૂના વઇર્યના મિથ્ર સાથના તે વચ અને પેલી ત્રગડી એક એકમાં મળવે બગ અહુન-વઇર્ય અને પઓઉર્વ ફ્રવષિનો જન્મ થયો.

આ બગ અહુનવઇર્ય અને પઓઉર્વ ફ્રવષિની જુફ્તથી સ્તઓત યસ્ન ઉભો થશે જે સ્તોત યસ્નમાંથી સૃષ્ટી થઈ છે.

ત્યારે સરળ ભાશામાં એમ કહેવાય કે અહૂના હોકમ અહુનવઇર્યને તે બગ—ખાઓએ સમજીને ભણ્યો કે જેથી બગ—ખાઓમાં બીજી ત્રગડી ઉભી થઈ નામે બગ અહુનવઇર્ય—પઓઉર્વ ફ્રવષિ અને સ્તોત યસ્ન. આમ બીજી ત્રગડી મુળ થઈ કે જેમાં પહેલી ત્રગડી આમેજ થઈ મર્જ થઈ ગઈ અને તે બીજી ત્રગડીના ત્રણે એક એકમાં આમેજ થઈને એક થયા જે એક ફ્રવષિ તરીકે ગણાયા—એમ ફ્રવષિ થઈ.

સરળ ભાષામાં એમ કહેવાય છે કે તે બગ—ખાઓએ અહુનવઇર્યના વચને મીથ્રથી પઢયો જેથી બગ અહુનવઇર્ય અને પઓઉર્વ ફ્રવષિ થયા. આ બગ અહુનવઇર્ય અને પઓઉર્વ ફ્રવષિની જુફ્ત મળી જે મેળાપને આજે ફ્રવષિ તરીકે ઓળખે છે. આવા મેળાપની ફ્રવષિમાંથી સ્તોત—યસ્ન થઈ.

આ સ્તોત યસ્ન તે ફ્રવષિ માદરના શેકમમાં ઉભી થઇ—પેલા **અહુનવઇર્યના** ખુનમાંથી થઇ. આ સ્તોત યસ્ન ઈંડા તરીકે બહાર પડી. એમ **બગ અહુનવઇર્ય—ફ્રવષિ—સ્તોત યસ્નની** ત્રગડી થઇને સાથે મલીને એક ફ્રવષિ તરીકે ઓળખાય છે.

આવી એક થયલી સૃષ્ટીના માદર તરીકે ગણાતી ફ્રવષિએ **અહૂના** તે **વઇર્ય** નામે **અહુનવઇર્યના** માંથ્ર ઉપર મનન કરતા જઇને તે **વચનો** માંથ્ર પઢતા જઇને પોતાનાં શેકમમાંથી તે સ્તોત યસ્નનાં ઇંડાને બહાર કાઢયું અને ઉપર માફક તે **વચ** એટલે માંથ્રને મિથ્રથી પઢતા રહીને તે બહાર કાઢેલા સ્તોત યસ્નના ઈંડાને સેવ્યું.

સ્તોત યસ્નનું આ ઈંડું તે ફ્રવષિ કે જેમાં **બગ અહુનવઇર્ય મર્જ** છે તેવી ફ્રવષિની સેફ્રાતનું છે; ના વધુ છે એટલે તે સ્તઓત યસ્નમાં દૃઈ મળેલી હામોઈની હાલતમાં છે. એવા તે સ્તોત યસ્નને ઉપર કહેલી વજેની **બગ અહુનવઇર્ય** સાથની ફ્રવષિએ તે બગ અહુનવઇર્યના મિથ્રથી સેવ્યું. એવા તે મિથ્ર સાથના સેવણમાંથી તે **મિથ્ર** પ્રમાણે અને તે **વચ**ના સ્તોતના બળથી

સ્તઓત યસ્નમાં મોટા ફેરફારો થયા. તે સ્તઓત યસ્નમાંની હામોઈની દુઈ મલેલી દુઈ ગઈ અને તેને બદલે તેમાં જગત રચના થવા માટેની સામસામેની-જુઝની દુઈ ઉભી થઈ. આવા ફેરવાઈ ગયલા ઉતરી પડેલા સ્તઓત યસ્નને **અનહુમા** તરીકે ઓળખે છે. આ **અનહુમા**માંથી પછીથી સામસામી શકિતઓ કે જેઓને **ગાથા હા ૩૦-૩** માં **વહુયો** અને **અક** કહે છે તેઓ બહાર પડયા, કે જે વખતે **પરા**નો એટલે ભુતના ભુતનો કાળ હતો. **પરા**ના ભુતના ભુતકાળ પછીના ભુતકાળ કે જેને બુનદહિસ્નનો કાળ કહે છે તેમાં ઉપર કહેલા **વહુયો** અને **અક**માંથી સૃષ્ટી-જગત થશે.

**અહિંયાં ત્યારે ફ્રવષિની ઉસુલ કઇ રીતે થઇ છે તેની વીગત આવી. હવે ફ્રવષિમાં મહા ડહાપણ-ખેરદ-સત્ય-જોમ-ક્ષથ્ર-તાબેદારી ઉતરે છે તે જોઇએ.** તે **બગ**-ખાઓની અંદર ગતી હતી-આસ્ન=ડહાપણ હતા-ડહાપણ સાથની ખેરદ હતી-ખેરદ સાથનું સત્ય અને સત્ય સાથનું જોર અને તાબેદારી હતા. આ બધી ગુણો સાથની શકિતઓ તે **બગ** માંહેલી ત્રગડીમાંથી ઉતરેલી હતીજ. આવી રીતના ગુણો સાથની શકિતવાળા તે **બગ** ખાઓએ તે **અહૂ**નો **વઇર્ય** **અહુનવઇર્ય** પઢેલો-ધારણ કીધેલો-પોતાની રગેરગમાં મેળવી દીધેલો હતો કે જેમાંથી ઉપર કહયું તેમ બીજી ત્રગડી એક થઇને ફ્રવષિ તરીકે થયલી હતી. આ વખતે એટલે તે **અહુનવઇર્ય** પઢાયો ત્યારે તે **બગ**માંની બધી શકિતઓ (ઉપર કહેલી આસ્ન મહા ડહાપણ-ખેરદ=મહા અકકલ-સત્ય-જોમ=નીરૂ-ક્ષથ્ર-તાબેદારી અને) તે **બગ**માંની ત્રગડાની ગતીઓ નામે **યવ્એચ-નીરૂખદાત-આતરે ક્ષએતાન** અને તે મનન સાથનો **વચ** નામે **અહૂ**નો તે **વઇર્ય** અને તે માંહેલી શકિતઓ જે જ્ઞાનરૂપ અમલરૂપની હતી તે બધીઓ પેલી ઉભી થઇને એક થતી ત્રગડી નામે ફ્રવષિમાં ઉતરી આવેલી હતી. આમ ત્યારે ફ્રવષિ જે થઇ રહે છે, જેણી **બગ અહુનવઇર્ય** સાથનીજ થઇ રહે છે, તે ફ્રવષિ પોતે **બગ** ખાઓનું અને તે **અહૂ**ના **વઇર્ય**નું સામટું બળનું પરીણામ થયું. આમ અહૂની જાહેરાતો કહો પેદાશો કહો તેના સરવાળા તરીકે-નતીજા તરીકે આ ફ્રવષિ થઇ, માટે ફ્રવષિમાં પોતાની ત્રગડી ઉપરાંત પહેલી ત્રગડી તેમ **આસ્ન-ખ્રતુ = ખેરદ, રશ્નુ = સત્ય-અઓજ = જોમ-ક્ષથ્ર**-તાબેદારી આવેલા છે. આમ ફ્રવષિ તે બધાને સમાવતી મસદર થઇ તેની સમજ પડશે. ફ્રવષિની ઉસુલની હવે કંઇ સમજ પડશે.

હવે **અહૂ**ના તે **વઇર્ય** **અહુનવઇર્ય**ના મિથ્ર શું હશે? માંથ્ર

શું હશે? **બગ અહુનવઇર્ય** શું હશે? અહૂનો સપ્પર પહેલો હોકમ વઇર્ય જે વીચારાયો હતો–અસલના જોમ કરતાં એક અબજાંશના ભેદનો કમતી થયો ત્યારે તેને તે ખાઓ–અહૂ પકડી શકયો હતો. તે **વઇર્ય** એટલે **અહુનવઇર્ય**ના મિથ્ર છે, તેના માંથ્ર છે, તેની યસ્ન છે. અને આવા મિથ્ર–માંથ્ર–યસ્નનો ધરાવનાર છે. તે વઇર્ય કે જેના મિથ્રો છે–માંથ્ર છે–જેની યસ્ન છે તેને **અહુનવઇર્ય** કહે છે. અને આ **અહુનવઇર્ય**ના ધરાવનારને **બગ અહુનવઇર્ય** કહે છે. તે વઇર્યના મિથ્રમાં તો યવએચના સાત કાળમાં જે કંઇ થવાનું છે તે બધું હતું આમ આમ થઇ સૃષ્ટી થશે, હસ્તી થશે, તેમાંથી નીસ્તી થશે જે નીસ્ત હસ્ત થશે વીગેરે વીગેરે જેને **ગાથાહા ૨૮–૧૧** માં **'આ અંઘહુશ પઓઇર્યો બવત'** તરીકેના ભેદમાં અને **હોરમઝદ યસ્ત ફકરા ૨૫** માં **'આ અંઘહુશ પઓઇર્યો બવત યથાચ અંઘહત અપેમેમ અંઘહુશ'** તરીકે લીધો છે જેની સમજ માટે દીનકર્દના **ગાથા હા ૨૮** માટેના **બગ**ના **નસ્ક**ની સમજવાળા **૨૯** મા ફકરામાં આમ શીખવે છે **'હનગરદીગ–ઇ–મદમ ચેહેવુન્ત હસ્તિશનીહ, વ સ્તી રૂબિશનીહ, ચેહેવુનેદ હસ્તિશનીહ દનમનઇચ, મદમ ચેહેવુન્ત હસ્તિશનીહ ઇ હવત.** ટુંક સાર (આમ લેવો કે) **મદમ-ચેહેવુન્ત હસ્તિશનીહ**=હસ્તી જે થઈ ગઈ તે વિષે, **વ**=અને **સ્તી રૂબશનીહ**=ગેતી જે આજે ચાલી રહે છે તે વિષે, **ચેહેવુનેદ હસ્તિશનીહ**=નીસ્તી ગેતી હસ્તીની થશે તે વિષે–**દનમન ઇચ મદમ ચેહેવુન્ત હસ્તિશનીહ ઇ હઇત**=ભવિષ્યમાં (નીસ્તી જે હસ્તીની) થશે–થતી આવશે તેમાં (મળી જશે) (આ બધા વિષે જ્ઞાન તેમાં છે. એટલે ઉપરના અવસ્તાઇકે માંથ્રમાં છે). બીજે ઠેકાણેબી આ મીથ્રના ઇશારાઓ આવે છે.

આ વઇર્યના માંથ્રો છે કે જેની ઉપરથી ૮૧ મા ભાગે કમતરીન થઇ આજનો યથાનો કલામ થયો છે. આવા વઇર્યના મીથ્ર અને માંથ્રોની યસ્નથ એટલે બગ–ખાઓએ તે માંથ્ર ભણ્યા તો તે બગમાં બગ અહુનવઇર્ય અને ફ્રવષિ થઈ મળી જઇને **પઓઉર્વ ફ્રવષિ** તરીકે થઈ ઉભી, જે ફ્રવષિ અને તેણી માંહેલા બગ અહુનવઇર્ય તે બધા મીથ્ર–માંથ્રના ધરાવનારા થયા. એમ ત્યારે **બગ અહુનવઇર્ય** જુદી ચીજ છે અને **અહુનવઇર્યનો માંથ્ર** જુદી ચીજ છે તે નોંધવું. એટલે ફ્રવષિ અને તેણીમાં રહેલો બગ **અહુનવઇર્ય** પોતે તે વઇર્યના મીથ્ર–માંથ્રને ધરાવનાર એટલે અહુનવઇર્યના માંથ્રને ધરાવનાર તાબેદાર ખાદમ તરીકે થઈ ઉભા છે. એમ તે ફ્રવષિમાં **'બગ–ખાઓ'**ની

બધી શકિત ઉતરી નામે ઉસુલ ત્રગડી (**યવએચ+નીરૂ-ખદાત+આતરે ક્ષએતાન**) અને **આસ્ન-ખેરદ,-રશ્નુ=અશોઇ**ની શકિત, ક્ષથ, ફરમાન બરદારી અને વળી **અહુનવઇર્ય**ના વચના મહા જ્ઞાન અને અમલની કમાલ્યતના મીથ્ર-માંથ્રોની અથાક શકિત-બધા આવ્યા.

એમ ત્યારે ફ્રવષિ પોતે તે અહૂને સમજવા માટે જોઇતું મહા ડહાપણ ધરાવનારી અને તે ડહાપણ સાથની ખેરદ-જ્ઞાન-સચ્ચાઈ-જોમ-સન્તા અને અનંન્ત તાબેદારી ધરાવનારી બગ છે, કે જેણીમાં '**ખાઓ-બગ**'ની બધીજ શકિતઓ છે એટલે **હૂદાસ્તેમા**ની શકિત છે એટલે તે બગની માંથ્ર-સ્પેન્ત અને તેમાંથી ચળકી નીકળતી ઉક્ષ્યબામની શકિત છે, અને તે ઉક્ષ્યબામના ત્રણ મુળ કીરણો **યઓન-રશ્નુ-આરમઇતી** છે એટલે **વંઘહુ-અપ-દાત** છે. ટુંકમાં ફ્રવષિમાં અષોઈ અને ઇન્સાફ છે અને તે ખાઓની દખલ ત્રીશ નામે યવએચ+નીરૂ-ખદાત+આતરે-ક્ષએતાન બગ અહૂનવઇર્ય અને સ્તોત યસ્ન છે.

આમ ફ્રવષિ '**બગ-ખાઓ**'માંથી પ્રગટ થઈ, બગ-ખાઓને સમાવનાર થઈ, અહૂ પાસેથી અધીકાર મેળવી અહૂની સાથે તેના હોકમની વાર જોતી બે હાથ જોડીને ઉભી થઈ.

આમ ત્યારે અહૂનો હોકમ જે તે '**બગ-ખાઓ**' ઉપર ચાલ્યો એટલે તે '**બગ-ખાઓ**'એ તે અહૂનવઇર્યનો વચ-માંથ્ર પઢયો ત્યારેજ ફ્રવષિ થઈ. તે ખાઓમાં માંથ્ર-સ્પેન્તની ઉક્ષ્યબામીક હતી અને તે હોશેબામમાંથી નીકળતાં ત્રણ મુળ કીરણો યઓન-રશ્નુ-આરમઇતી હતા અને તેઓના જમાબ તરીકેની અપ અને ઇન્સાફી ગતી હતી જેથી તે બગમાં મહા ડહાપણ સાથની ખેરદ અને મહા જ્ઞાન-અનંત સચ્ચાઈ અને કુદરત શકિત અને ક્ષથ્ર અધીકાર અને ફરમાનબરદારી હતા. બગની આ બધી શકિતઓએ અને તે બગે પોતે અહુનવઇર્ય પઢયો, પોતામાં આમેજ કીધો, તે બધી ગતી નામે અહુનવઇર્યના મીથ્ર-માંથ્ર-યસ્ન અને તે બગની દખલ ત્રગડી બધુંજ તે થયલી ફ્રવષિમાં ઉતર્યું. એમ ફ્રવષિમાં તે બગનું બધું સમાયું-ફ્રવષિ મુળ અધીકારી થઈ.

૧) **યવએથ** (અહૂપરસ્ત છે આરમઈતી સાથની છે)—અહુરાની ઝરવાન છે.

૨) **નીરૂ-ખદાત** (અહૂપરસ્ત છે આરમઈતી સાથની છે)—અહુરાની કુદરત અર્શોતખ્ત છે (મુકતીએ પુગાડવાના મિથ્રોની ઉસુલ છે જે-ખુદ અહુપરસ્તી આરમઈતીથી સજ થયલા છે).

૩) **આતરે-ક્ષએતાન** (અહૂપરસ્ત છે આરમઈતીવાળા છે)—અહુરાના સ્તોતોમીથ્રો વિચારોનું મુળ-ધ્યનીનું મુળ છે.

૪) **અહુનવઇર્ય** (અહૂપરસ્ત છે આરમઈતી સાથના છે)—અહુરાનું=**નુર=પ્રાથરથ** મહા જ્ઞાનની રોશની તરીકે પ્રગટે છે-જેનું ફ્રઝંદ-નતીજો સ્તઓતયસ્ન છે'

૫) **સ્તઓત યસ્ન** (અહુપરસ્ત છે આરમઈતી સાથનો છે)—અહુરાનું ખરેનંઘહ બહાર પડતો જલ્વો સૃષ્ટી થવાના રયોમંદ બારેહમંદ કાયદાનું મુળ.

૬) ફ્રવષિ (સાક્ષાત માંથ્ર-સ્પેન્ત અને તે માંથ્ર-સ્પેન્તના ત્રણ મુળ કારણો યઓન-રસ્નુ-આરમઈતી અને અહુનવઇર્યની પુતલી છે.) (અહુરાની ફ્રવષિ જેણી ઉપરના પાંચે પાંચને પોતામાં સમાવીને મુળ **પઓઉર્વ ફ્રવષિ** તરીકે થાય છે, જે અહુરાની આસ્ન ડહાપણ તરીકે, તે ડહાપણથી થતી મહા અપુર્વ અકકલ તરીકે, તે અકકલ સાથના અપુર્વ જ્ઞાન તરીકે, તે જ્ઞાન સાથના અપુર્વ પરમ સત્ય તરીકે, તે સત્ય સાથના અપુર્વ જોમ તરીકે, તે જોમ સાથના અપુર્વ અખ્તીકાર તરીકે, તે અખ્તીકાર સાથની તાબેદારી એટલે ઈન્સાફ તરીકે છે. તેણી સૃષ્ટીની માદર છે.

આ ફ્રવષિ હવે તે સાહેબની આગળ તેના તે વઇર્યે પ્રમાણે જગતની રચના કરવાનો હોકમ માંગતી રહે ઉભી છે. પહેલવી બુનદહીસ્નમાં જે અલંકારીક બયાન છે તે આ તબકકાની ઉપરનું છે.

**સ્તઓત યસ્નમાં ફેરફારો. અનહુમાનું થવું. અનહુમામાં જગન થવા માટેની જુઝની જોડ. અફતત કુષિની ગાત્વ. અનહુમાની સેતાયશ્ન.**

ઉપર જોયું કે ફ્રવષિ હવે અહુનવઈર્યિ ઉપર મનન કરતી જઇને તે અહુનવઈર્યિના મિથ્રમાં જેમ છે તેમજ વિચારો કરીને પોતામાં રહેલા સ્તઓત યસ્નમાં આણીને સ્તઓત યસ્નની હામોઇની એટલે મળેલી દુઈની પરમ ઉંચ હાલતને ઉતરતી કીધી એટલે હામોઈ નીકલી જઇને મળેલી દુઈ સામસામેની થઇને ઉભી રહે તેવી કીધી. એમ સૃષ્ટી થવા લાયકની સ્તઓત યસ્નને એટલે પરમ ઉંચ હાલતમાંથી ઉતરતી હાલતની સ્તઓત યસ્નને કીધી. સૃષ્ટી થવાના આવી રીતના મનન કરવા માટે ફ્રવરદીન યસ્તના ૧૪-૧૫-૧૬ ફકરામાં **ફ્દાતાઓ** શબ્દ છે. **ફ્દાતાઓ**માં **ફ્દા**=મુકરર થયલાનો મુળ છે એટલે **ફ્દાતાઓ**માં જેમ મુકરર કરતું હતું તેમ એવો અર્થ છે. એટલે જેમ અહુનવઈર્યિમાં હોય કે ફ્લાને વખતે ફ્લાતુ થશે, ફ્લાને વખતે ફ્લાનું થશે, તેમ એટલે અહુનવઈર્યિમાંના વિચારમાં હોકમમાં જેમ હોય તેમ ફ્રવષિ મનન કરીને તે સ્તઓત યસ્નમાં તેવી ગતી ઉભી થાય એમ કીધું, એટલે જે કંઈ દ્રવાઓ=કયાસ છે, જે ઉરવાનના નુરમાં છે તે, તેમ જે નુર કંઇબી કયાસ વગરનું છે તે એઉના હમેલને ધરાવનાર એક શકિત ઉભી થાય એમ ફ્રવષિનું મનન **ફ્દાઓ**ના ભેદ પ્રમાણે થવાનું હતું તે થઈ રહયું. આવા ફ્રવષિના **ફ્દાતાઓ**વાળા વિચારો તે સ્તઓત યસ્નમાં જવે તે સ્તઓત યસ્ન પોતે તેવો એટલે દ્રવાઓ સાથના રૂવાન અને બઓદની જોડ ધરાવતો થયો, એટલે તે સ્તઓત યસ્નની અસલ હાલત જે ફ્રવષિ કરતાંબી બાલે હતી તે એક મરતબે ઉતરી પડી કેમકે તેમાં દ્રવાઓ પાકયો. એટલે તે સ્તઓત યસ્ન કે જેમાં અત્યાર લગી આરમઇતી હતી તેમાં તરોમઇતીબી ઉભી થઇ. આરમઇતી-રસ્નુ-યઓનની સામે તરોમઇતીની ઝેમો=જમીન ત્યાં થઇ. આવો સ્તઓત યસ્ન પોતે અનહ્રમા તરીકે કહેવાઇને ફ્રવષિમાંથી બહાર પડયો. આવા અનહ્રમામાંથી અથાક શકિત છે જેણે **ગાત્વ** એટલે ઝેમો ઉભી કીધી કે જેના અસ્મ તરીકે પેલો ખાઓ રહયો-એઉની વચમાં વાએ તરીકે તે ખાઓની ફ્રવષિનો અખ્તીકાર આવ્યો. આવા અનહ્રમાના ફેઝવાળા (એટલે દ્રવાઓ સાથના ઉરવાન એટલે ખુદપરસ્ત ઉરવન અને અહ્રપરસ્ત બઓદવાળા) સ્તઓત યસ્નના ઈંડાને તે ફ્રવષિએ ઉપરના અહુનવઈર્યિ પ્રમાણેનાજ મિથ્રથી, જેને ફ્રવરદીન યસ્તમાં **ફ્દાતાઓ** તરીકે ઓળખે છે એટલે **ફ્દા**=જેમ મુકરર હતું તેમ તેવી

રીતે-કાયદે-ધોરણે-પધ્ધતીએ સેવ્યું. એમ તે ઇંડાને સેવીને તે ફ્રવષિ તે ઇંડા ઉપરથી એક મુરઘની માફક ઉંચે ઉડી ગઈ.

**ઉસુલ જોડ કે જેમાંથી સૃષ્ટિ ઉગવાની છે કે જેની નોંધ ગાથા હા ૩૦-૩ માં છે-જે બધાની નોંધો ફરવરદીન યશ્ત કરદા ૧૪ થી ૧૮ માં છે તેવું થવાનો સમય. ઉસુલ દ્રવાઓનો ખ્યાલ-હાલની દ્રવાઓની ગતી સાથની તેની સરખામણી. ટુંકમાં સંસારનો ભેદ-સંસારની સાંકળ નાખવાની અગાઉનો સમય.**

સેવાયલા તે સ્તઓત યસ્નના ઇંડા **અનહુમા**માંથી દ્રવાઓ સાથનું **ઉરવાન** અને **બઓઇદ**ની જોડ જન્મી કે જેની નોંધ **ગાથા હા ૩૦-૩** માં છે. **ફ્રદાતાઓ**=જેમ મુકરર હતું તેમ આ દ્રવાઓ સાથના રૂવાને અફ્રતત કુષીનું ગાત્વ-જગત કીધું એટલે વૃધ્ધિ કરી શકેજ નહી તેવી હાલત ઉભી કીધી અને પોતા સાથના તે **બઓઇદ**ને તે **અનહુમા**ના ઇંડામાંથી બહાર નીકળવા દીધોજ નહી. આ વખતની તે દ્રવાઓની શકિત-કાળી કુદરતને, 'દ્રવાઓ દ્રઓમન' દેવનો હલ્લો એટલે નાશ કરવાનું જોમ અને દ્રવાઓ-ત્અએષ દેવના જેવા કરવાનો ચેપ રાખનારી કહી છે. ઝરવાન-ગતીને થંભ કીધેલા જેવો સમય અને હાલત સૃષ્ટિની શરૂઆતમાં થયલી એમ અહિંયાં કહે છે. ઉપર સમજાવેલી વ્યકિત કે જેમાં નવ ભાગ છે કે જે દરેક વ્યકિત **ફ્રશો-ગર્દ** અને **બગોબખ્ત**ના નીયમેજ ચાલી રહે છે કે જેઓ આખરે અહૂને મળશે તેવું બધું થાય તેની અગાઉનો આ સમય છે. દ્રવાઓ-પુર્ણ અજ્ઞાનતા કે જેની સામે યા સાથે જ્ઞાનનું બીન્દુ તદ્દનજ સંકોચાઇને ઢેઠવાઇ ગયલું હતું એટલે જે વખતે જરાકબી ગતી ટુંકા કે લાંબાં વખતની વૃધ્ધિ જેવું હતુંજ નહી-તેવા દ્રવાઓના પુર્ણ અમલનો આ સમય હતો. જેમ **અનામાંશ્ચાઓ**નો ભેદ આપણી મનશકિત-વીચાર શકિતની બહારનો છે, તેમ ચીથ્રની આવી હાલતબી આપણી વીચાર શકિતની બહારની વાત છે. અસલ દ્રવાઓ શું હશે. આજે તે દ્રવાઓ કેટલો બધો કાતે થયલો છે તેનો ખ્યાલ આપનારૂં આ બ્યાન છે, કે જેથી તે અહૂ બાપ કેટલો બધો દયાળુ હશે તેનો ખ્યાલ આવવોબી આપણી મનશકિતની બહારની વાત માલમ પડી આવશે. આજે તો ગતી ભલે નામે કે બુરે નામે છે એટલે આજે તો એવું છે કે ગતી બુરે નામની હોય-અરથ્વય એટલે દાદારના રતુની શીખામણ સામેની-હોય તો તે આખરેબી **રથવ્ય**-દાદારના હોકમ અનુસારની થશેજ.

પણુ અગાઉ તો દ્રવાઓ ગતીથી બંધાયલો નહી–સંસારના બંધન ઉસુલ ઝંઝીરમાં આવેલોજ નહી પણુ છુટો હતો માટે તે વખતે વૃધ્ધિ જેવું હતુંજ નહિ. આ હાલત આપણી સંસારીક દેવીક ગતીના મનથી સમજાય એવી નથી. પણુ અષવનો જે કે જેઓ ગવહોમંદ છે તેઓની બઓદીક ગતી સમજી શકે. વળી આ દ્રવાઓની જમુનતા એવી હતી કે જેની આગળ આજના બુરા માનવો તો શું પણુ બુરામાં બુરી **અરવાહીઓ** તે અગાઉના કરતાં એક કરોડમાં અંશની જમુનતા કાઢી શકતી નથી. અગાઉની જમુનતા ગતીથી બંધાયલી નહી માટે જાગૃત હતી. પછી આ દએવીક ગતીની જમુનતાને ઉંધમાં પાડેલી હતી એટલે તે દએવીક જમુનતાને ગતી સાથે જોડેલી છે. આવા દ્રવાઓનો ૩/૪ ભાગ સુધરીને યઝતી ગતીએ પુગ્યો જ્યારે બાકીનો ૧/૪ ભાગનો દ્રવાઓ તનોમંદ હાલતે બંધાઇને કુદરતની હદ ઇનસાફની પકડમાં સંસારની માયામાં આવે તેવો જકડાયો છે કે જેમાંથી તે દ્રવાઓ દબાઇ દબાઇને ગવહોમંદ થઇ રહેશે અને જેને '**અહી**'નો સરદાર **શેતાન** કહે છે તેતો સીરફ તે ૧/૪ દએવના ૧/૧૦૦૦ ભાગના ઓળામાંથી થયલો છે. એમ ત્યારે આ અસલ દ્રવાઓની જમુનતાનો ખ્યાલ આપણી મનશકિતની બહાર છે. આવા જમુન દ્રવાઓ સાથનું રૂવાન **અનહુમા**માંથી એક અતી જબર બુરાઈ તરીકે જન્મ પામ્યું–નીકલ્યું હતું. પોતામાંથી આવું એક ફરઝંદ આવી ગતીનું કાંય નીકળ્યું હશે, કયાં તેની ભુલ હશે કે જેને લીધે આવું તે ફરઝંદ નીકળ્યું, તે જાણવાની ઇનતેજારી **અનહુમાને** થઇ અને તેવા દએવીક ફરઝંદની સદગતી થવાની દુઆ કાધી અને માદર ફ્રવષિની મદદ માંગી.

## ફ્રવષિની સપ્પર પહેલી ખીશકારી માદર તરીકેની અનહુમા અને તે તેના દ્રવાઓ ફરઝંદ ઉપર. પછીથી થતાં તેણીનાં કામો સ્વચ્છ થયલાં રૂવાનોની આસ્ન તરીકેનાં. આવું થવાની શરૂઆતનો ચિતાર. અનહુમાનું મઝદા તરીકે થવાના ભેદનો ભાશ.

અહિંયાંથી ફ્રવષિનું જગત રચનાનું કામ શરૂ થાય છે. એટલે ઉપર કહેલા જાગૃત દએવને ત્યાં કહયું છે તેવી ગતીથી બાંધવાનું અને તેની ભલી આકેબત થવાનું કામ શરૂ થાય છે. ઉપર **અહૂ** છે. અને તેવણુની સાથે નીચેથી હોશેબામ ઉપર આ **ફ્રવષિ** છે ( એટલે અસલનો **બગ ખાઓ** અને તેની બધી ગતીઓ છે કે જે બહુ ઉપર જેયું તેમ ફ્રવષિમાં રહયું છે.)

અહૂનાં હોકમ-**અહુનવઇર્ય** પ્રમાણે **ફ્રેઃતાઓ**=જેમ મુકરર થયલું હતું-અગાઉથી યોજાયલું હતું તેમ તે સમય આવ્યો કે જેમાં **અનહુ**માની તે દુઆ ફળી-દ્રવાઓની ગતીને બાંધવાનું કામ શરૂ થયું. પહેલા '**અનહુમા**'ની કસર શું હશે કે જેથી **અનહુમા**માંથી આવું ફરઝંદ નીકળ્યું? એવા ફરઝંદના થવા ઉપર તે **અનહુમા**એ શું કરવું હતું અને તેવું તેણે કાંય નહી કીધું તેનો ભાશ **અનહુમાને** આપવાનું શરૂ કરી પુરૂં કરીને પછી તેજ **અનહુમા** મારફતે તે દએવ જે દ્રવાઓ-દ્રઓમનના ભેદનો છે, જેણે **અફ્તત ફ્રુષી**ની ગાત્વ કીધી છે, જેણે કુલ સૃષ્ટિને સ્તંભ કીધી છે, તેને ગતીથી બાંધવાનું કામ ફ્રવષિએ શરૂ કરાવવા ધાર્યું. હમણા પોતે સાધ્વી માદર તરીકે કામ કરે છે. પછી **અનહુમા**ની ખેરદ તરીકે રહીને કામ કરાવશે. હવે જેમ સપ્પર પહેલાં અહૂએ કામ શરૂ કીધેલું તેમજ આ ફ્રવષિ કામ શરૂ કરે છે. અહૂએ આશીશો નામે માંથ્રસ્પેન્ત પેલા ખાઓ ઉપર ઉતારી તેને **બગ** રૂપમાં **હુદાસ્તેમ**ાનો કીધેલો કે જેમાંથીજ ફ્રવષિ **થઇ** છે તેમજ ફ્રવષિ કામ શરૂ કરે છે, કેમકે તેમજ તેજ હકીકત કામ કરવાની છે. કે જેનો ભેદ તે ફ્રવષિમાં ઉતરેલો હતો. **ઉક્ષ્યઆમ** અને **યઓન રસ્નુ** અને **આરમઇતી**ના જોમથી ફ્રવષિ **થઇ** માટે હવે તેજ ઉક્ષ્યઆમનું જ્ઞાન-યઓન રસ્નુ આરમઇતીનું જ્ઞાન હદ ઇનસાફની જમાથી ઘેરાયલું જ્ઞાન જે ફ્રવષિમાં છે, જે અહૂએ તેણીને આપ્યું છે, જે **અહુનવઇર્ય** તરીકે છે, તેજ પ્રમાણે તેણી કામ કરી રહે છે. ફ્રવષિએ પહેલાં અહૂના મનનમાં રહીને જેને ઇલમ્યતમાં હદ-માંથ્ર યસ્ન કહે છે તેમ કરતા રહીને-જેને માટે ટુંકમાં એમ કહેવાય કે **અહુનવઇર્ય**ના **વચ** ભણતા રહીને તે દુઆમાં મશગુલ થયલા **અનહુમા**ની ઉપર માંથ્ર-સ્પેન્તના આશીશો ઉતાર્યા. ઉપર જોયું છે તેમ માંથ્ર સ્પેન્તના આશીશોની ઉક્ષ્યઆમીકનો પ્રકાશ અને તે પ્રકાશના યઓન-રસ્નુ અને આરમઇતીના કીરણો તેઓના ઉતરવાના હિસાબસર તે અનહૂમામાં ઉતરતા થયા. પહેલાં આરમઇતી તે અનહૂમામાં જામવે અનહૂમા ઉપરનો તે પરદો ઉંચકાઇ ગયો અને અનહુમાએ પોતાની ભુલ કસર જોઈ લીધી. જે ફરયાદ તેણે કીધેલી કે તે અનહુમા તો અહૂ-પરસ્ત છે માટે તેમાંથી કાંય તેવું ફરઝંદ થવું જોઇએ એજ ખોટી હતી એમ તે **અનહુમાને** જ્ઞાન થયું. પછીથી રસ્નુ અને યઓનના ભેદો તે **અનહુમા**માં જામવે તેવણને સાત કાળનું મહા જ્ઞાન થયું. ગાથા હા ૨૯-૪ **મઝદાઓ સખારે મઇરિશ્તો**માં જે ભેદો કહયા છે તે **અનહુમા** આગળ આવી ઉભા અને એમ **અનહુમા** પોતે **મઝદા** થયા. **કોણ મઝદા થયા? અનહુમા પોતે મઝદા થયા.** અનહુમા કોણ હતા? ઉપર

જોયું તેમ સ્તોત યસ્નનું ઉતરેલું રૂપ જે ફ્રવષિના મનનથી થયલું હતું તે. ત્યારે એમ કહેવું કે **અનહુમા** પોતે મઝદા થયા એટલે એમ અર્થ થયો કે સ્તોત-યસ્નને પોતાની અસલ ઉંચ હાલત આવી મળી. સ્તઓત યસ્નની અસલ હાલત આવી ઉભી, એટલે અસલ ત્રગડી જે બગ અહૂનવઇર્ય-પંઓઉર્વં ફ્રવષિ-સ્તોત યસ્નની હતી તે આવી ઉભી. અસલ ત્રગડીમાં ફ્રવષિ જાહેર હતી, પણ હાલની ફરીથી ગોઠવાયલી તેજ ત્રગડીમાં સ્તોત-યસ્ન જાહેર થયો જેને મઝદા તરીકે ઓળખે છે. હવે ત્યારે ફ્રવષિનો બધો અધીકાર મઝદાને મળ્યો. આવા મઝદાની સાથે અહૂનો પેવંદ આવી ઉભો. જેમ ફ્રવષિને અહૂનો પેવંદ છે તેમ તે મઝદાને આવ્યો જેથી તે મઝદાને મઝદા અહૂરા કહયો. અને ફ્રવષિ તે મઝદા અહુરાની ઉપર ઉપર કહેલા ખાઓ-અક્રજ્યમ્નને સમાવેલા ભેદમાં જેને ફરવરદીન યસ્તના પહેલા કરદામાં '**જાવરે**' **અઓજસ્ચ-ખરેનો-અવસ્ચ-રફ્નસ્ચ** તરીકે ઓળખેલા છે તેવા ભેદમાં તેની પાછળ તેના ઉસ્તાદ રેહબર તરીકે તેની આસ્ન તરીકે ઉભી.

**ફ્રવષિની આસ્નને જોરે એટલે ફરવરદીન યશતના પહેલા ફકરામાં કહેલા ફ્રવાષના જાવરે, અઓજસ્ચ, ખરેનો, અવસ્ચ, રફ્નસ્ચને જોરે તે સ્તંભ ગાતુના દેવને બાંધીને માંથ સ્પેન્તનું અહુરાનું રૂવાન કીધું તે બધી વીગતની ટુંક સમજ-અક્રતત કુષીની સ્તંભ જગતનું ખતમ થઇને ગતી મેળવેલું મઝદ આપના જગતનું થતું જવું તે ઉપર, માંથ સ્પેન્તના મઝદા-અહુરાના રૂવાનને અધીકાર મળ્યો તે ઉપર.**

આપણે ઉપર જોયું હતું કે અનહુમા થયલા અને તેમાંથી ફરઝંદની જોડ થયલી, જેમાંનો એક દ્રવાઓ સાથનું રૂવાન હતું. બીજું બઓદાંગ હતું. બઓદાંગ અહૂપરસ્ત હતું-અહૂનું તાબેદાર હતું, કે જે બઓદાંગને પેલા દ્રવાઓ સાથના તે ખુદ પરસ્ત ઉરવાને તે અનહૂમામાંથી બહાર નીકળવા દીધેલો નહિ. આવા દ્રવાઓએ ઉપર કહેલી અક્રષીમન્ત-અક્રતત કુષીની ગાતુ કીધેલી. હવે અનહુમા પોતે મઝદા તરીકેના અધીકારી થયા છે જેવણુને અહૂનો પેવંદ થયો અને તેથી મઝદા અહુરા તરીકે તેવણુને ગણ્યા છે. આવા મઝદા અહુરાની પુઠે ફ્રવષિ છે જેણી તે મઝદા અહુરાને ઉપર કહેલા બગ-ખાઓની બધી શકિતઓ અને તે બધી શકિતઓની આસ્ન-મહા ડહાપણ અને તે ડહાપણ સાથની અકકલ, જ્ઞાન, સત્ય, જોમ, અધીકાર ઇનિસાફ, તાબેદારી આપી રહે છે,

કે જેને ફ્રવરદીન યશ્તના પહેલા કરદામાં **જાવરે, અવરચ, રફ્નરચ** તરીકે ઓળખે છે. ફ્રવષિ આમ મઝદા અહુરાની પુઠે રહીને મઝદા અહુરામાં રહીને તેના દોરવનાર તરીકે રહી. અસલથીજ તેની માદર હતી તેમ તેનામાં રહીને પોતાનો અધીકાર મઝદા અહૂરાને આપીને તે અધીકારનું કામ કરાવી રહે છે. આવાં કામ કરવા માટે ઇલિમ્યતમાં કહે છે કે મઝદા અહુરા ફ્રવષિ સાથે હદ-માંથ્ર યસ્ન કરે છે, જેને સાધારણ ભાષામાં આમ વર્ણવી શકાય કે હવે મઝદા અહૂરા પોતાની આસ્ન ખેરદ તરીકેની ફ્રવષિને જોરે કામ કરવાનું શરૂ કરે છે. જે ગ્નાન ફ્રવષિનું તેજ મઝદા અહુરાનું થયું. જે ઉક્ષ્યબામીક અને તેના ત્રણ કીરણો **યઓન, રશ્નુ, આરમઇતી** તે ફ્રવષિમાં છે તેજ ઉક્ષ્યબામીક યએન-રશ્નુ-આરમઇતી (ટુંકમાં અષ જેને વંધહુ, અષ અને દાત કહે છે તે) મઝદા અહુરામાં છે. માટે હવે મઝદા અહુરાએ ફ્રવષિની હકીકતથી ફ્રવષિના આસ્ન ડહાપણવાળી બુધ્ધિથી તે અફ્ર-વિમન્ત ગાતુ ઉપર માંથ્ર સ્પેન્ત ઉતાર્યો. ઉક્ષ્યબામીક તે સ્તંભ ગાતુ ઉપર ચળકતી ઉભી થઈ અને પોતાના યએન-રશ્નુ-આરમઇતીના કીરણને તે ગાતુ ઉપર ત્યાંના દ્રવાઓ સાથના રૂવાન ઉપર પાડયા. આશીશોનો આ જલ્વો કે જેમાં અપુર્વ ડહાપણ હતું-બુધ્ધી હતી-જોમ હતુ-સત્ય હતું-તાબેદારી હતી, જેને અવસ્તામાં **જાવરે, અઓજસ્ચ, રફ્નસ્ચ અવસ્ચ,** કહે છે તે બધું હતું તેથી તે રૂવાનમાં ગતી આવી. રૂવાનની અંદર આવેલી આવી સદ ગતીથી રૂવાન પોતાના અંદરના દએવના આકર્ષણથી છુટું થવા લાગ્યું અને ધીમે ધીમે છુટું થઈ રહયું. રૂવાનમાંથી દ્રવાઓનો ભુલાવો છુટવા લાગ્યો અને માંથ્ર સ્પેન્તનો ઉક્ષ્યબામીકનો જલ્વો રૂવાનમાં ઉતરવા લાગ્યો. તે રૂવાનમાં ઉક્ષ્યબામીકની અંદરથી નીકળતા મુળ ત્રણ કીરણો યઓન-રશ્નુ-આરહઇતી ઉતરવા લાગ્યા. રૂવાનમાં ખરી શુધ્ધી ઉભી થઈ. રૂવાને પછી પોતાની સાથના દ્રવાઓને ઘેર્યો. તેની મતીને મોટે ભાગે ફેરવીને ગવહોમંદ કીધી. રૂવાનમાં દ્રવાઓની અમુક ગતી મર્જ થઇને રૂવાનરૂપ થઈ. આવા રૂવાને પછી ઉક્ષ્યાબામીકના જલ્વાને અને તેના મુળ ત્રણ કીરણો યએન-રશ્નુ-આરમઇતીને વચમાંનાં બીજાં ચાર કીરણોને પોતામાં આમેજ કીધા. યઓનમાંથી તે રૂવાન આસપાસ કેહર્પીક ગતી ઉભી થઈ જે **યવએચને** ઘેરે તેવી થઈ, તે **ખાઓના** ડબલ **ત્રીસના** કેહર્પને પુગે તેવી થઈ. રશ્નુમાંથી રાદ તેવિષી ઉભી થઈ એટલે અહૂનવઈર્યે પ્રમાણે ચાલવાની રીદાગીરી ઉભી થઈ અને આરમઇતી-માંથી રૂવાનની ઉસ્તાનીક ગતી ઉભી થઈ એટલે જગતને ઉભા કરીને ચલાવ-

વવાનો દમ ઉભો થયો. આવા રૂવાને પછી પોતા સાથે **અનહુમામાંથી ઉભી** થયલી બઓદની ગતીને સાથે લીધી અને તે બેઉ રૂવાન બઓદની આસપાસ માંથ્ર સ્પેન્તની અંદરથી થયલા ઉક્ષ્યબામીકના સાત કીરણોએ નુર-રય-ખરેનંઘહ ઝરવાન-ઉરૂ-હોનવરનો જલ્વો ઉભો કીધો જે ટુંકામાં તે રૂવાનના કેહર્પ-તેવીશી-ઉસ્તાન તરીકે ગણાવા લાગ્યો. આ રૂવાનની આવી સદગતી કરાવનાર મુળ હકીકતમાં તો ફ્રવષિજ હતી કે જે ફ્રવષિએ તે કામ ઉપર કહેલા અધીકારી થયલા મઝદા અહુરા મારફતે એટલે અહૂનો પેવંદ મેળવેલા **અનહુમા** મારફતે માંથ્ર સ્પેન્તના આશીશોથી થતા ઉક્ષ્યબામીકથી કરાવેલું હતું. આવી હકીકતમાં રહેલી ફ્રવષિ અને મારફતમાં રહેલા તે મઝદા અહુરા આ રૂવાનની સાથે મળ્યા. આ રૂવાન ત્યારે તે મઝદા અહુરાના રૂવાન તરીકે ગણાયું, માંથ્ર સ્પેન્તથી સુધરેલું માટે માંથ્ર સ્પેન્તનું ગણાયું અને ફ્રવષિ તે રૂવાનની આસ્ન તરીકે, ઉસ્તાદ, તરીકે, તેને **જાવરે, અઓજસ્ચ, અવસ્ચ, ખરેનસ્ચ**ની આપનાર તરીકે થઈ. આમ જ્યારે તે રૂવાન મઝદા અહુરાને લગતું થયું ત્યારે તે અક્રતત કુષીની સ્તંભ ગતી નીકળી ગઈ. તે ગાતુમાં તે આશીશોની અસર આ માંથ્ર સ્પેન્તના રૂવાન સાથના મઝદા અહુરાથી ઉભી થઈ. તે જગત હવે મઝદ આપનું એટલે ગતીવાળું જેમ પાણી સરળ રીતે ઉતરી રહે છે તેવું વૃધ્ધી તરફ ચાલે તેવું થયું. એમ ત્યારે પહેલાં ફ્રવષિનો અધીકાર હતો-પછી ફ્રવષિએ તે અધીકાર મઝદા અહુરાને એટલે અહૂનો પેવંદ મેળવેલા **અનહુમાને** આપેલો. પછીથી તે અધીકાર મઝદા અહુરાની સાથે જોડાયલા તે મુળ રૂવાન બઓદને મળ્યો એટલે ટુંકમાં અહુરાના માંથ્ર-સ્પેન્તના રૂવાનને મળ્યો.

## ઉપરના લખાણમાંથી ઉપજતા થોડાક પ્રશ્નો અને તેઓ માટેનો ખુલાસો.

અહિંયાં આપણે જોયું કે તે રૂવાન કે જેને સુધારવાજ તે અહૂ (જે શેદના ભેદનો હતો તે ક્ષએતનો થઇ ખાઓ-અફ્રજ્યમ્નને કાઢીને તેમાં એક અબજાંશ જેટલો સંબંધમાં) રહયો છે-આવ્યો છે તે અહૂના કાઢેલા વઇર્યની મુળ મુરાદ ફળી ગઇ, સપ્પર પહેલો ફ્રશો-ગર્દ થઇ ગયો.

(a) તે અહૂ કાંય તે શેદમાંથી ક્ષએત તરીકે આવ્યો ? (b) કાંય તે ક્ષએતના અહૂએ ખાઓને આવો દબલ ત્રાશવાળો કાઢયો અને કાંય તે માંહેલી ફ્રવષિનેજ અધીકાર મલ્યો કે જેની અંદર ગોયા તે બધી ત્રીશ આવી અને એમ એક બાજુએ અહૂ અને બીજી બાજુએ ફ્રવષિ ઉભી થઇને અધીકાર મેળવેલી થઇ ? (c) તે ખાઓમાંની દબલ ત્રીશ જેટલી અત્યંત નીરમળ ગતીઓમાંથી-તે માંહેલા સ્તોત યસ્નની પરમ ઉંચ હાલતમાંથી **અનહુમા** જેવી ઉતરતી હાલત કાંય થઇ? (d) કોઇ કહેશે કે ફ્રવષિએ **અહુનવઇર્ય** પ્રમાણે મીથ્ર કરીને તે ઇંડાને સેવ્યુ તેથી થઇ. (e) તો સવાલ ઉઠે કે એવો **અહુનવઇર્ય** તે અહૂએ કાંય કીધો? આ બધા સવાલોના જવાબો મનુષ્ય અવતાર તો બાજુએ રહયો પણ યઝતી અવતારબી જાણી શકે નહી-પણ જ્યારે કુલ જગત **રોશન રોઝ** કરશે ત્યારે તેને માલમ પડશે કે કઇ જગાએ-સમયે તે બધાના જવાબ તેને મળશે.

**ફ્રવષિની ઉતપત્તીનો ટુંક ખ્યાલ આપ્યા પછી-તેણીની ખીશ્કારી તરીકે થતા મઝદાઅહુરાનો એટલે સપ્પર પહેલી થયલી દ્રવાઓ સાથના રૂવાનની ફ્રશો-ગર્દ થવાનો ખ્યાલ લીધા પછી હવે મઝદા અહુરાની આસ્ન તરીકે ફ્રવષિ રહીને અહુરમજદ ખોદાયનો ભેદ ઉભો કરી બગોબખ્ત અને ફ્રશો-ગર્દના ભાગલાઓ દ્રવાઓ સાથના રૂવાનો માટે ઇનસાફથી નકકી કરી, યઝતોને ઉભા કરે છે કે જે પછીથીજ હસ્તી-નીસ્તીનું જગત અને ગેતીનું જગત ઉભા થશે. આ બધું ફ્રવષિને જોરેજ થઇ રહેશે. એમ ફ્રવષિ ગુફ=ગુપ્ત ખુદ દાદાર અને યઝતોની બાતેન બાજુ તરીકે છે-આસ્નો ઉરવાનો છે-દાદાર યઝતોના રૂવાનના મહા ડહાપણ તરીકે છે-દુરએ પૂક છે- સાતે સાત કાળ લગીનું જોઇ સમય પ્રમાણે ચલાવનાર મહા ડહાપણ છે અને ઉરૂનવઇતી છે-આખરેબી રજેરજનો ફ્રશો-ગર્દ કરાવનારી છે તે બધાનો કંઇક ખ્યાલ.**

આટલા લગીમાં આપણે (૧) ફ્રવષિની ઉતપંત્તી જોઇ અને

તેણીને મલેલો મુળ અધીકાર જોયો, તેણીનું મુળ કામ સૃષ્ટી રચનાની અગાઉનું જોયું. ભાનવાળી હાલતમાં જે કંઇબી કામ કરવાની શરૂઆત થઇ છે તે તો ફ્રવષિથીજ થઇ છે ડહાપણના પ્રદરશન તરીકેના અકકલ-જ્ઞાન-સત્ય-જોમ અને તાબેદારી સાથના અધીકારનો જલ્વો જે કામ કરવામાં આવવો જોઇએ તે સપ્પર પહેલાં ફ્રવષિએજ બતાવેલો એટલે અધીકારનો જલ્વો સપ્પર પહેલાં ફ્રવષિથીજ ચાલુ થયલો-કામ સપ્પર પહેલાં ફ્રવષિથીજ થયલું-જગતની રચનાના વીચારના બહાર-જલ્વાને ચલાવનાર ફ્રવષિ મુળજ છે તે જોયું.

(૨) **અનહુમ**ાની ઉત્પત્તી જોઇ, જે ફ્રવષિના ઉપર કહેલા અધીકારથી થયલાં કામનો સપ્પર પહેલો નતીજો હતો તે જોયો, કે જેમાં બઓદાંગ અને દ્રવાઓ સાથના રૂવાનના જોડની ઉત્પત્તી થયલી હતી તે જોઇ, કે જે જોડ જગત રચનાનું મુળ થશે-આ બધું જોયું.

(૩) તે દ્રવાઓ કેવો હતો-જગતમાં જે બુરાઈ છે તેના મુળ તરીકે તેજ છે-તે દ્રવાઓની બદીની પુર્ણ બલીહારી જે અક્રતત કુપી તરીકે વર્ણવેલી છે તે જોઇ-આમ બદીની ઉસુલ જોઇ.

(૪) તેવા તે દ્રવાઓની સપ્પર પહેલી સદગતી જેને ગવહોમંદ હાલત કહે છે તે જોઇ. આવી દ્રવાઓની આવી ગવહોમંદ હાલત થયાથી આજે જગતમાં બુરાઇ-દ્રવાઓની અસલ જાહેલ્યતના જોમની નથી-પણ તે દ્રવાઓના અતી નરમ પડેલી જાહેલ્યતના પરીણામ તરીકે છે-આજની બુરામાં બુરી અધમ ગતી જે કંઇ કલ્પી શકાય અને જે કંઇ થઇ ગઇ હોય કે થવાની હોયે કે થતી હોય તે બુરાઇ તો તે અસલના દ્રવાઓના અતી નરમ પડેલા જાહેલ્યતનુંજ પરીણામ છે તે જોયું.

(૫) અનહુમાની સુધરેલી-તે અહ્નને મળેલી-તે ફ્રવષિને મળેલી-ઉપર જેવું ફ્રવષિનું કામ કરે તેવી એટલે ફ્રવષિથી દોરવાતી હાલત જોઇ-જેને મઝદા અહુરા કહે છે તે હાલત જોઇ. કામ કરવાનો જે અધિકાર ફ્રવષિને હતો તે હવે અનહુમાને એટલે મઝદાઅહુરાને મલ્યો-કામ કરવાની બેરદ આપનાર તો ફ્રવષિજ રહી પણ તેણી ગુપ્ત-ચુક્ર મીનો રીતના ડહાપણ જેવી રહી, જે ડહાપણથી અનહુમા-મઝદાઅહુરા કામ કરી રહયા છે, જેનો ઇશારો ફ્રરવરદીન યસ્તના પહેલા ફકરામાં છે તે જોયો:

(૬) અનહુમા-મઝદાઅહુરાનું ફ્રવષિની આસ્નથી થતું કામ જોયું. આ કામ શું હતું? દ્રવાઓ સાથના રૂવાનને પોતાના જેવું કરવું એટલે પોતાનું

ડહાપણુ જે ફ્રવષિ છે તે ફ્રવષિથી એટલે પોતાની આસ્ન ખેરદથી તે દ્રવાઓ સાથના રૂવાનને સુધારવું-પોતે જેમ તે આસ્ન ફ્રવષિની ગતી માંથ્રસ્પેન્તથી મેળવી છે તેમ તે બાકીના દ્રવાઓ સાથના રૂવાનને મેળવી અપાવી તે દ્રવાઓને ગવહોમંદ કરી તે રૂવાનમાં મર્જ કરાવવો. આવું મુળ રૂવાન જે ફ્રવષિ જેવું થયું છે તે પોતાના બઓદ સાથે-મઝદાઅહુરા સાથે મળીને માંથ્રસ્પેન્તનું રૂવાન અહુરાનું રૂવાન થયું છે. આવા રૂવાનને એટલે મઝદાઅહુરાને હવે જે અધીકાર અસલ ફ્રવષિનો હતો તે મળ્યો છે. હવે આવું મઝદાઅહુરાનું રૂવાન સપ્પર પહેલીવાર ફ્રશો-ગર્દ એટલે મોક્ષ માટે ખીશ્કારી કરે છે અને યઝતોને ઉભા કરશે.

આમ ત્યારે ફ્રવષિની ઉસુલ ઉતપત્તી-મઝદાઅહુરાની ઉસુલ ઉત્પત્તી ફ્રવષિ અને મઝદાઅહુરાનો સંબંધ તે બેઉને અહૂનો સંબંધ અને ખાઓ અને તે માંહેલી ત્રીશનો સંબંધ એટલે ઝરવાન-ઉરૂ-સ્તોતો-નુર-રય-ખરેનંધહ-ફ્રવષિનો સંબંધ જોયો. રૂવાન ફ્રવષિ થયું એટલે ફ્રવષિની હાલતે ગયું છે તે જોયું. પણ ફ્રવષિનો અધીકાર હવે મઝદાઅહુરાને મલ્યો કે જે અધીકારથી કામ કરવાની ગતી આસ્ન-ખેરદ-જોમ-તાબેદારી-સત્ય વીગેરે આપનાર તરીકે ફ્રવષિજ રહી. અહિંયાં ત્યાકે સવાલ ઉભો થાય છે કે જો રૂવાન ફ્રવષિ થયું એટલે રૂવાન સાથનો દ્રવાઓ સુધરીને ગવહોમંદ થયો તો પછી કાંઇબી કામ રહયું નહિ, કેમકે રૂવાન સાથના દ્રવાઓની જે નડતલ ઉભી થયલી તે તો ગઈ. હવે ત્યારે અનહુમા જે મઝદાઅહુરા તરીકે થયલા છે અને જેવણને પેલુ સુધરેલું રૂવાન મળ્યું છે તો પછી તેવા તે મઝદા અહુરાના રૂવાનને અધીકાર આપવાની શી જરૂર છે? કેમકે અધીકાર આપવું તે કામ બાકી રહયું છે જેને કરવું છે એમ અર્થ દેખાડે. પણ દ્રવાઓના સુધરવાની સાથે હવે કામ કંઈ રહયું હોય એમ તો લાગતું નથી.

અહિંયાં જાણવાનું છે કે માંથ્ર સ્પેન્તનો એટલે આશાશોનો ઝરોહ રાખનાર રૂવાન જે અહુરાના રૂવાન તરીકે જાહેર થયું તે રૂવાન કંઈ અસલ આખું રૂવાન નથી. અસલ રૂવાનનો ૧/૪ ભાગ હજુર દએવીક ગતી સાથનો રહયો છે. દ્રવાઓ સાથના આખા રૂવાનને એક ગોળા તરીકે ધ્યાનમાં લેવાનું છે. તે મુળ ગોળાના મધ્યના ૧/૪ ભાગને માંથ્ર સ્પેન્ત નથી પુગ્યા એમ લેવાનું છે. એવા તે ૧/૪ ભાગને છુટો પાડેલો છે એમ લેવાનું છે. આવો ૧/૪ ભાગ કે જે દ્રવાઓ સાથનો છે તેને સદગતીએ લઈ જવા માટેનું કામ કરવાનું રહયું છે, કે જેને માટેજ તે માંથ્ર-સ્પેન્તનું રૂવાન બહાર પડેલું અને તેને તેટલા માટે અધીકાર મળેલો કે જેની સાથે તેની આસ્ન તરીકે ફ્રવષિ છે.

હવેથી અહુરાનું આ રૂવાન પોતાની આસ્ન-ફ્રવષિને જોરે સૃષ્ટિરચનાનો ભેદ શરૂ કરે છે. અહુરાનું રૂવાન ફ્રવષિની આસ્ન-ડહાપણથી દોરવાશે એટલે અહુરાનું રૂવાન અને ફ્રવષિ હદ માંથ્ર યસ્ન કરશે.

હવે જેમ મઝદા અહુરાનું માંથ્ર-સ્પેન્તને લગતું રૂવાન જેમ માંથ્ર-સ્પેન્તથી સુધર્યું અને અહુરાના રૂવાન તરીકે થઈ અધીકારી બન્યું, તેમ તેવીજ રીતે તેજ ધોરણે અહુરાના તે માંથ્ર-સ્પેન્તના રૂવાને માંથ્ર-સ્પેન્તના આશીશોથી તે બાકીના દ્રવાઓને સુધારીને રૂવાનમાં મર્જ કરવા હદ-માંથ્ર યસ્નના પ્રયોગો શરૂ કીધા. એમ યસ્ન શરૂ થઈ. હદ-માંથ્રની આ યસ્નથી મઝદા અહુરાનું તે રૂવાન પોતાની ફ્રવષિને જોરે માંથ્ર-સ્પેન્ત અને તેને લગતા ઉક્ષ્યાબામીક અને તે ઉક્ષ્યબામીકના ત્રણ મુળ કીરણો યઓન-રસ્નુ-આરમઈતીને ફ્રવષિની અંદર રહેલા તેના ઉસુલમાંથી-બાઓમાં રહેલા તેના ઉસુલમાંથી કાઢીને હાજર કરી શકયા અને પછી તેઓને તે બાકીના દ્રવાઓ ઉપર ઉતારી શકયા-તે દ્રવાઓ ને બધાને લે એમ હિકમત કીધી. આવી હદ-માંથ્ર યસ્ન શરૂ થઇને માંથ્ર-સ્પેન્તની બલીહારી મઝદા-અહુરા પાસે માલામાલ હાજર થઈ. આવા માલામાલ ખજાનાવાળા મઝદા-અહુરાને **અહુરમઝદ ખોદાએ** તરીકે ઓળખે છે, કેમકે દરેકની લાયકાત પ્રમાણે અહુરમઝદની ખોદાઈનો તે ખજાનો તે દરેકને મળશે. એમ અહુર-મઝદ ખોદાએથી **બગોબખ્ત** અને **ફ્રશો-ગર્દ**નો ભેદ એજ હદ-માંથ્ર યસ્નથી શરૂ થયો. આ બગોબખ્ત અને ફ્રશો-ગર્દના હીસ્સાઓ મેળવવાની લાયકાત રૂવાન સાથના તે ૧/૪ દ્રવાઓમાંના ભાગલાઓને જેમ જેમ ઉભી થતી ગઈ, તેમ તેમ તે રૂવાનના દ્રવાઓ સાથના ભાગલાઓને તે માંથ્ર-સ્પેન્તનો હિસ્સો મળતો ગયો. પહેલાં તો હદ-માંથ્ર યસ્નથી આ ઉભી થયલી બગોબખ્ત અને ફ્રશો-ગર્દની જુફ્તાવી ઝરવાને તે બાકી રહેલા ૧/૪ દ્રવાઓવાળા રૂવાનોમાંથી લાયક ભાગલાઓ કીધા અને પછી તે થયલા ભાગલાઓને એટલે તે બધા વહેંચાયલા રૂવાનોને તે બગોબખ્ત અને ફ્રશો-ગર્દની ઝરવનના હીસ્સાઓ તે તે દરેકના બગો-બખ્ત અને ફ્રશો-ગર્દ તરીકે મળ્યા. અને એમ તે મળેલી બગોબખ્ત અને ફ્રશો-ગર્દની ગતી પ્રમાણે તે ભાગલાઓને એટલે રૂવાનોને માંથ્ર-સ્પેન્તના આશીશો મળ્યા કે જેથી યઝતી ગતીઓ થઈ. આમ ૩૩ અહૂઓ થયા એટલે જેઓને અમશાસ્પંદો-યઝતો-મીનો દએફ્રોખ કહીએ છીએ તેઓ થયા. આવી રીતનીં ખીસ્કારી તે માંથ્ર-સ્પેન્તના રૂવાને શરૂ કીધી. એમ એવી રીતે મઝદા અહુરાએ ફ્રવષિ સાથની યસ્નને જોરે બાકીના ૧/૪ દ્રવાઓ ઉપર માંથ્ર-સ્પેન્ત ઉતારીને તે દ્રવાઓને ઘેરી તેઓને લગતાં રૂવાનનાં નુરમાં મેળવ્યા કે જેથી

યઝતી રૂવાન જેઓને ૩૩ અહુ કહે છે તેઓ થયા. આ દરેક અહુની આસ-પાસ તે મુળ માંથ્ર-સ્પેન્તનાં રૂવાન માફક એટલે મઝદા અહુરાની માફક કેહર્પો થયા એટલે નવ નવ ભાગો થયા, અને તે બધાની ફરવષિ થઈ જેણીઓ તે યઝતોને કામે લગાડનાર તરીકે થઈ ઉભી. તે બધા યઝતો-૩૩ અહુઓને તેઓ દરેકને લગતી ફરવષિઓ તે ઉસુલ ફરવષિમાંથીજ મળી. એમ ગોયા તે ઉસુલ ફરવષિના ભાગલા થયા. તે ૧/૪ દ્રવાઓ સાથના રૂવાનમાંથી ૩૩ અહુઓ થયા પછીથીબી અમુક ભાગ તે દ્રવાઓ સાથના રૂવાનનો એવો રહયો હતો કે જેમાં હજુર દએવીક ગતી ચોંટેલી હતી. આવાં બાકીનાં રૂવાનને પછી ઉપર કહ્યું છે તેમ બગોબખ્ત અને ફશો-ગર્દનો ભેદ તે દાદાર અને યઝતોની એટલે **૩૩ અહુની** ફરવષિ સાથની હદ-માંથ્ર યસ્નથીજ મળ્યો જેથી તે બાકી રહેલા રૂવાનમાંથી **૩૩ રતુઓ** થઈ રહયા. આ ૩૩ રતુઓ સાથે તે યસ્નને લીધે ફરવષિ આવી. છેલ્લે પછીથી તે ૧/૪ દ્રવાઓ સાથના રૂવાનનો છેલ્લો ભાગ તેવોજ દએ-વીક ગતીનો રહયો જેને **દએવ વિદાતુ** કહે છે. આ ભાગ માનોઇમાં સુધરી શકયો નહિ એટલે ફરવષિ થયો નહિ. આજ વખતે એટલે **૩૩ અહુ** અને **૩૩ રતુઓ** તે ૧/૪ દ્રવાઓ સાથના રૂવાનમાંથી થયા ત્યારે જગતરચનાનો પાયો મુકાયો; આસમાનો થયાં કે જેના મધ્ય તરીકેજ આ ૩૩ અહુ અને રતુઓ છે તે જોઇએ. આ બયાન કરીએ તે પહેલાં ૧/૪ દ્રવાઓ સાથના રૂવાનોના છેલ્લા સીલસીલા વિષેનો ઇશારો કરી લઇએ. ઉપર જેયું કે તે ૧/૪ ગોળામાંથી ૩૩ અહુ અને ૩૩ રતુ થયા છતાંબી છેલ્લે દ્રવાઓનો અમુક ભાગ રહયો કે જે માંથ્ર-સ્પેનના આશીશો લઈ શકયો નહિ. આ છેલ્લા ભાગને દ્રવાઓ વિદાતુ સાથનો ભાગ કહે છે. આ ભાગને સુધારવા હવે જે સૃષ્ટિ રચનાની વીગત જોઇશું તે થઈ છે. આ છેલ્લા દએવવીદાતુના ભાગને દાદારે ઇસ્કની લેહથી પોતાના તરફ આકર્ષયો હતો જેથી તે દ્રવાઓ દાદાર પાસે પોતાની મુકિત લેવા તાબે થયો. આવા રૂવાનના બે મુળ ભાગો થયા હતા. ઉંચ ભાગમાં દાદારે પોતાના યઝતોનો દમ ફુંકી તેઓને પેવંદ કરાવીને તે ભાગને સુધારીને તેમાંથી અગણીત **સ્તરો** કીધા છે, અને બીજા ભાગમાંથી તેટલાજ ભાગલાઓ કીધા છે કે જેટલા સ્તરો થયા છે,-એવી રીતે કે તે દરેક સ્તર જે ઉંચ ગતીનો છે તેને લગતોજ તે બીજો ઉતરતો ભાગલો થયો હોય. એટલે બીજી રીતે એમ કહેવાય કે તે બીજા ઉતરતા દરેક ભાગને લગતો એક સ્તર હોય કે જે સ્તર તેને ભવિષ્યમાં દોરવી શકે. આ બધા બીજા ભાગલાઓમાંથી તનોમંદ વ્યકિતઓ થઇને પોતાની નેજાત લઈ રહે છે. આ બીજી વ્યકિતને પેલો તેને લગતો સ્તર મદદ કરી રહે

છે. પહેલા ભાગલાના સ્તરો થયા તેને લગતાજ બીજા ભાગમાંથી તે સ્તરોને મુકાબેલના દ્રવાઓ સાથનાં રૂવાન થયા. આવા દ્રવાઓ સાથનાં રૂવાનના દ્રવાઓમાં દાદારે તે સ્તરોની ગતી તેમ પોતાની ગતી મુકીનેજ તેઓ માટેની તનોમંદ હાલત કીધી છે કે જેને સુધારીને ગવહોમંદ કરવાની છે. આટલી નોંધ લીધા પછી હવે આપણે દાદાર કઈ રીતે જગત રચે છે તે હવે પછીથી નીચે જોઈશું. માંથ્ર-સ્પેન્તના અહુરાના રૂવાને સૃષ્ટી થવાનો ભેદ જે ઉભો કીધો અને ઉભો કરી રહે છે તેમાં તે રૂવાનના ડહાપણ અકકલ-જ્ઞાન-જોર-સત્તા તરીકે ફ્રવષિજ છે, કે જેની નોંધ ફ્રરવરદીન યશ્તના પહેલા કરદામાં આપણે જોઈ. આ બધું થાય છે તેની કંઈક વીગત જોઇએ.

આપણે પહેલાં ધ્યાન રાખીશું કે દ્રવાઓ સાથના રૂવાનનો ચોથો ભાગજ સુધરવાનો રહયો છે. તે મુળ ઉરવાનનો ૩/૪ ભાગ તો સુધરી ગયો છે. આખા દ્રવાઓના રૂવાન સાથના ગોળામાં જેમ રૂવાન હતું તેમ તે દ્રવાઓ હતો. રૂવાનમાં ગવ હતી, માટે રૂવાનમાં આરમઇતી કંઈક પ્રકારમાં તો હતીજ. પણ તે રૂવાન સાથના દ્રવાઓમાં પુર્ણ રીતની તરોમઇતી હતી. જ્યારે ઉપર કહયા છે તે માંથ્ર-સ્પેન્તના આશીશો તે મુળ રૂવાન ઉપર પડયા, ત્યારે તે બેઉ સામસામી ગતીઓ નામે આરમઇતી અને તરોમઇતી છુટી પડી. તે મુળ રૂવાન ઉપર જ્યારે માંથ્ર-સ્પેન્તના આશીશો પડયા ત્યારે તે આશીશોમાંની ઉક્ષ્યબામીક અને ઉક્ષ્યબામીકના ત્રણ મુળ કીરણો (યઓન-રસ્તુ-આરમઇતી)બી સાથેસાથ તે મુળ રૂવાનમાં આવી ચઢયા. પણ તે મુળ રૂવાનના ૩/૪ ભાગમાંજ તેઓ પેસી શકયા, કે જેથી તે ૩/૪ ભાગમાંથી તરોમઇતી નીકળી ગઈ અને તે ૩/૪ ભાગનું રૂવાન મુળ **સ્તર**ની માફક ચળકી રહયું અને તે ચળકાત તે આખા ખાઓ-અફ્રજ્યમ્નમાં ફેલાઈ ગયો એટલે **અહુ** તરફ **હુ પેરેન** કરી રહયો. તે આખા રૂવાનનો ૩/૪ ભાગ આમ સ્તરરૂપ ચળકી રહીને યઝતી શકિતઓને ઉભી કીધી છે જ્યારે ૧/૪ ભાગ તે આશીશ લઈ શકેલોજ નહી, માટે તે રૂવાનનો તે ૧/૪ ભાગ તે દ્રવાઓ સાથનોજ રહયો કે જેમાં પેલી તરોમઇતીની ગતી આવી. પેલો ૩/૪ ભાગ કે જેના રૂવાનમાં માંથ્ર સ્પેન્ત અને ઉક્ષ્યબામીક-યઓન-રસ્તુ-આરમઇતી આવ્યા છે કે જે રઓક્ષ્ન સાથનું છે, તે રૂવાન પેલા મુળ બઓદના જેવુંજ થઇ રહયું, જેની સાથે પેલી ફ્રવષિ રહી અને પેલો તરોમઇતીવાળો ૧/૪ ભાગ એક કાળા ઓળા તરીકે તે રૂવાનની રઓક્ષ્ની તરફથી દુર ફેંકાયો. આ માંથ્રસ્પેન્તના રૂવાનનો ભાગ પેલી દબલ ત્રીશ સાથે એટલે ફ્રવષિ સાથે

રહયો અને અધીકારી બન્યો. અધીકાર તે રૂવાનનેજ મલ્યો, કેમકે તેનામાંથીજ પેલો ૧/૪ ભાગ કાળાશ તરીકે એટલે દ્રવાઓ સાથનોજ રહીને બહાર પડેલો, માટે તે મુળ રૂવાનનેજ સુધારવાનો રહયો.

## માંથ્ર-સ્પેન્તનું રૂવાન અહુરામઝદા ફ્રવષિને જોરે જગત-રચના કરે છે તેનું મુળ કારણ. અહુરાના માંથ્ર-સ્પેન્તના રૂવાનને કુલ જગતના યઝતોથી માંડીને સૃષ્ટિની રજેરજના રૂવાન સાથનો સંબંધ. માંથ્ર-સ્પેન્તના અહુરાના રૂવાનને તે જગત-રચનામાં મળેલો અધિકાર. તે અધિકાર બજાવવાની તોફીક આપનાર ફ્રવષિ.

ત્યારે અસલ રૂવાન જે સ્તોત યસ્નમાંથી નીકળેલું તેના અનુએ અનુમાં આરમઇતી તેમ તરોમઇતી બેઉ હતા. પછી તરોમઇતીને નીરૂ-ખદાતથી દુર કીધી એટલે ઉરવાનની રજેરજ આરમઇતીમાં તેમ તરોમઇતીમાં વહેંચાઇ. તે ઉરવાન જે આરમઇતી સાથનું થયું તેનોજ બીજો ભાગ તરોમઇતીનો તેને લગતો corresponding સમાંતર હતો. પણ આરમઇતીનો તે ભાગ જેને માંથ્ર-સ્પેન્તનું રૂવાન કહે છે તે ઉરૂમાં બસીત થઇને પેલા **ખાઓ અફ્રજયમ્નની** ડબલ **ત્રીશ** સાથે તેના આઠેઆઠ ભાગો સાથે મળી ગયો, જ્યારે તેને લગતો દ્રવાઓનો ભાગ તો તેના કાળા ઓળા તરીકેનો સંકોચાઇને દુર રહયો. એમ માંથ્ર-સ્પેન્તનું રૂવાન તે મુળ સ્તર છે, જેને **રઑક્ષ્નો**=ચળકાટવાળો, **અઉરૂષો**=કંઇબી દવેશ વગરનો સફેદ, **ફ્રાદેરેસ્રો**= હીદાયત આપનાર કહયો છે જે આખી ડબલ **ત્રીશ**માં ફેલાયલો છે અને ફેલાઇ રહીને તે બધામાં અધીકાર રૂપનો થયો છે. ત્યારે તરોમઇતીનાં રૂવાનનો સુધરેલો ભાગ પેલી આરમઇતીના બધા આઠેઆઠ ભાગમાં એટલે આખી ડબલ **ત્રીશ**માં ફેલાઇ રહયો છે.

આવી રીતનું સ્તર રૂપનું રઓક્ષ્નના ભેદનું રૂવાન તે માંથ્ર-સ્પેન્તનું રૂવાન છે, જેને **ફ્રરવરદીન યશત**માં તેમ **ગાથાના હા ૩૦-૧૦** માં તેવું ચીતારેલું છે. મીનોઆન મીનો અહુરમજદ હવે આ માંથ્ર-સ્પેન્તનાં રૂવાન તરીકેજ ભાવ ભજવશે. આ રૂવાન તો ડબલ **ત્રીશ**માં મળેલું છે, માટે બધા આઠેઆઠ ભાગો સાથે મળેલું છે, માટે બઓદની સાથે મળેલું છે-અધીકારી થયલું છે, જેને પેલી **પઓઉર્વ ફ્રવષિ** મદદ કરી રહે છે,

હવે ત્યારે આ અધીકાર માંથ-સ્પેન્તનાં રૂવાનને તેની સાથની ડબલ **ત્રીશ** નામે **યત્રએચ યવેતાએતે-આતરે-ક્ષએતાન-નીરૂ-બદાત અહુનવર ફ્રવષિ-સ્તોત યસ્ન** કહો કે તે ડબલ **ત્રીશની** બધી ગતીઓ ઝરવાન-ઉરૂ-સ્તોત-બાથ્ર-રય-બરેનંધંહ કહો તે મદદ કરી રહેશે. આ ડબલ **ત્રીશ** અને તેની બધી નવેનવ ગતીઓ માંથ-સ્પેન્તનાં ઉરવાન સહીત તે અહૂનાં કેહર્પ-તન તરીકે છે, જે કેહર્પને **બાઓ અફ્રજયમ્ન** કહે છે, અને આ કેહર્પ વળી યઓનથી તે અહૂને મળી રહીને રસ્નુથી જ્ઞાન મેળવીને આરમઇતી પ્રમાણે તે અહૂની તાબેદારી કરી રહયું છે. માટે અહૂના હોકમ મુજબ તે **માંથ-સ્પેન્ત**નાં રૂવાનના અધીકારને પેલી ડબલ **ત્રીશ** અને તેની આઠ ગતીઓ માન આપીને તે માંથ-સ્પેન્તનાં રૂવાનને અહૂના હોકમ મુજબ મદદ કરી રહે છે. આમ ત્યારે મઝદાઅહુરાનું રૂવાન પોતા સાથની આઠેઆઠ શકિતઓની મદદ લઇ-તે અહૂને યઓનથી મલી રસ્નુથી જ્ઞાન ધરાવી સબ્ઝીનો ભેદ જાણી આરમઇતીની તાબેદારી પ્રમાણે કામ કરી રહેશે. કામ શું કરવાનું છે? પેલી તરોમઇતી સાથના દ્રવાઓની ગતીનું રૂવાન જે ઉપર કહેલાં **અઉરૂષો** થયલાં માંથ-સ્પેન્તનાં રૂવાનનો કાળો ઓળો છે, તેવાં તે રૂવાનને જેને દ્રવાઓ સાથનું તરોમઇતીનું રૂવાન કહે છે તેને આરમઇતી-વાળું એટલે પોતા જેવું પોતામાં મલી જતુ કરવાનું છે. **આજ મહાન કામ છે કે જેને માટે અહૂએ પોતાની અના-માંથ્રાઓ હાલતમાંથી મીનોઆન મીનોની કેહર્પરૂપ હાલત ધારણ કીધી છે.**

ત્યારે જેને અંગ્રેજીમાં God-head કહે છે તેની અવસ્તેઇક સમજ આવી રીતની છે. God-head માં અસલ ડબલ **ત્રીશ** હતી જે પછી નવ તરીકે આવી જેમાં માંથ-સ્પેન્તનું રૂવાન અધીકારી છે. ત્યારે મીનોઆન મીનો તો તે **અહૂ** છે કે જેની આસપાસ આ ડબલ ત્રીશ છે કે જેમાંથી આ નવ ભાગો થયા છે જેમાં રૂવાનને અધીકાર મળેલો છે. તે અહૂ સાથે તે બધા નવેનવને યઓનથી સંબંધ છે, જેથી તે બધા નવેનવમાં રસ્નુ છે-પુર્ણ જ્ઞાન છે-રાદ છે, જેઓ **આરમઇતી** માફક તે અહૂના હોકમને બજાવી રહે છે. અહૂના હોકમ મુજબ રૂવાન અધીકારી છે જેને પોતા **સાથના બઓદની** પુર્ણ અક્કલ મલી રહે છે, જે બઓદને ઉષી=મહા ડહાપણ આપનાર ફ્રવષિ છે. માંથ-સ્પેન્તનાં ઉરવાનને આમ ફ્રવષિ વગર ચાલેજ નહી. ફ્રવષિ પછી તે માંથ-સ્પેન્તનાં ઉરવાનને પોતા સાથની પેલી ઝરવાન અપાવે

છે-પોતા સાથની પેલી ઉરૂની કુદરતની મદદ અપાવે છે-પોતા સાથના પેલા ખાથ્ર-રય-ખરેનંધહની મદદ અપાવે છે. **એમ માંથ્ર-સ્પેન્તનું રૂવાન એટલે અહુરામઝદા ફ્રવષિને લીધેજ કામ કરે છે-એમ અવસ્તા કહે છે તેની આવી ઉંડી સમજ છે.**

**અહુરામઝદા સૃષ્ટિરચના માટે મુળ ૧૬ આતશોનો પાયો પોતાની-આસ્ન ફ્રવષિનાં જોરે ઉભો કરે છે. પહેલા ઉભા થતા મીનોઇ બે આસમાનોની કંઇક વીગત. મીનોઇ બે આસમાન ઉપરની રચના. તે બે આસમાનો માંહેલા અનગ્ર રઓચ આસમાન ઉપરની સ્તરોથી થયલી ૮૨૮ વરતુળોની રચના. ૮૨૮ વરોમાંના ૭૫૬ વરોના સ્તરોની વીગત જેમાં ૨૭ અને ૭૨૯ વરો આવી જાય છે. યઝતી રૂવાનોની મુકિત અને ઉપરના વરોનો સંબંધ. હુદના તન-સુશના ભેદમાં યઝનો કઇ રીતે આવે તે ઉપર. અશાઉનાંમ ફ્રવષિના સંગ્ગઠનનું ઉભુ થવું: તેઓની ખીશ્કારી: તે સંગ્ગઠન અને હુદના તનાસુશનો સબંધ. ૭૨ વરોના રૂવાનો કયાં? ૭૨ વરો ઉપરનું અનગ્ર રઓ-ચનું બ્રચક; હસ્તીનાં ફરતાં આસ-માનોજેઓને ગાથામાં ગામરાન્યો સ્કેરેતીમ કહે છે તેઓ. આ બધામાં દાદારની આસ્ન તરીકે ફ્રવષિ છે તેની બલીહારી.**

હવે માંથ્ર-સ્પેન્તનું રૂવાન પેલી ફ્રવષિની મદદથી તરોમઇતી સાથના નોખા થયલા રૂવાનોને આરમઇતીના કરવા માટે રચના કરવાનો વીચાર ચલાવે છે, મન્તા પઓઇર્યો થઇ રહે છે. તે માંથ્ર-સ્પેન્તના રૂવાનને ત્યારે ફ્રવષિની હીદાયત છે અને બઓદને જોરે પોતા સાથની ડબલ ત્રીશમાંના આતરે-ક્ષએતાન અને નીરૂ-ખદાતને લઇને તેઓને ૧૬ દોરાનોમાં ફેલાવી દે છે. સઉથી બહારના દોરની અંદરના દોરને **આથ્રો પુથ્ર અહુરમજદનો** દોર કહે છે; તેની અંદરનાને **આતરે બેરેઝો-સવંઘહુનો** દોર કહે છે. એમ એકની અંદર એક ૧૬ દોરાનો દોરે છે. પછી પેલી ડબલ ત્રીશની બધી ગતીઓ અને તેઓની પેલી પોતા સાથની નવ ગતીઓને આ **આતર પુથ્ર**

**અહુરમજદ**ના દોરમાં મેળવી દઇ-સમાવી દઇને ખાઓ-અફ્જયમ્નના જેવોજ પણ તેની અંદરનો ભાગ કરે છે કે જેને અહુનવરનું નવમું અસ્મ કહે છે. આ નવમાં અસ્મમાં ત્યારે આતરે-ક્ષએતાન આતર પુથ્ર અહુરમજદ તરીકે છે-તેમ તેમાં યવએચના સાત ઝરવાને અકરને છે-તેમ તેમાં નીરૂ ખદાત છે-તેમ તેમાં ઝરવાન-ઉરૂ-સ્તોત-ખાથ્ર-રય-ખરેનંઘહ-બઓદાંગ-ફ્રવષિ છે અને ઉરવાન તરીકે પોતે છે કે જે ઉરવાન અસલના તરોમઇતીના રૂવાનનો ઉરૂ થયલો આરમઇતીનો ભાગ માંથ્ર-સ્પેન્ત તરીકેનો તે બધામાં મલી ગયલો છે.

આમ નવમુ અસ્મ થયું, જેમાં માંથ્ર-સ્પેન્તનું મુળ રૂવાન અધીકારી છે જેને ફ્રવષિ હીદાયત આપે છે. આ મુળ માંથ્ર-સ્પેન્તનું રૂવાન **રઓક્ષ્નો** છે એટલે સ્તરરૂપ ચળકી રહે છે. આ બસીત થયલા બધેબધ રઓક્ષ્ની તરીકે ફેલાઇ રહેલા રૂવાનમાં એટલે તે એક ફેલાયલા સ્તરમાં અનેક સ્તરો ચળકી રહે છે જેઓ ૮૨૮ વરતુળો કરી રહે છે. આવું ૮૨૮ વરતુળોમાં અનંત સ્તરો રાખતું મુળ ચળકતું રઓક્ષ્નનું રૂવાન છે, જેને માંથ્ર-સ્પેન્તનું અહુરાનું રૂવાન કહે છે, જેને **ફ્રાદેરેસ્રો**=નસીહત આપનાર, **અરૂરૂપો**=સફેદ એટલે કંઇબી તરોમઇતીના કાળાશ વગરનું કહયું છે. નવમા અહુનવરનાં અસ્મમાં આ રૂવાન ફેલાઇ રહેલું છે. આ રઓક્ષ્નના **અઉરૂપો**ના એટલે તરોમઇતીની કાળાશ વગરના રૂવાનને લગતો તેના ઓળારૂપનો તરોમઇતીની કાળાશનો સંકોચીત ભાગ તેનાથી દુર રહેલો છે. આવા તરોમઇતીવાળા દ્રવાઓ સાથનાં સંકોચીત રૂવાનને પોતાની ઉરૂની હાલતમાં આણુવાજ ઉપર કહેલું નવમું અસ્મ થયું છે. આવા તરોમઇતીના કાળા ઓળારૂપના રૂવાનના ભાગને હવે તે માંથ્ર-સ્પેન્તનું અહુરાનું રૂવાન ફ્રવષિની હીદાયત મુજબ પોતા સાથની બઓદાંગ અને બીજી સાત શકિતઓને જોરે તે નવમાં અસ્મમાં આકર્ષે છે. તેઓની ઉપર નીરૂ ખદાતમાંની કુદરતમાંના **અરશોતખ્ત** અને **ઝરવાન**ના આશીશો પાડે છે. પણ પોતામાંના ૮૨૮ વરતુળોમાંના ફ્કત ૨૭ અને ૭૨૯ વરોની અંદરના સ્તરોને લગતા તેઓની સાથવાળા પણ હાલે દુર થયલા તે તરોમઇતીનાં રૂવાનો તે આશીશોને લઈ શકે છે અને પોતાની તરોમઇતીને સુધારી શકે છે, અને તેઓ બધા પોતે પોતાના તે સ્તરો જેઓ તે માંથ્ર-સ્પેન્તના બસીત થયલા રૂવાનના ૨૭ અને ૭૨૯ વરતુળોમાં છે તેઓને મલી જાઈ રહે છે.

આવા બધા ૨૭ અને ૭૨૯ વરોના સ્તરોમાં મલી ગયલા રૂવાનોને

૩૩ અહૂ+૩૩ રતુઓ, ૩૩ અમશાસ્પંદીઓ–અમર શકિતઓ તરીકે ઓળખે છે. આ ૨૭ અને ૭૨૯ વરતુળો જે થઈ રહે છે તેઓ આતરે બરેઝો–સવંઘહની ઉપર એટલે અહુનવરના અસ્મના પાયા તરીકે **આથ્રો પુથ્ર અહુરમજદ**ના વરતુળની અંદરના બેરેઝો–સવંઘહના વરતુળ ઉપર થઈ રહે છે. હવે કે જ્યારે આ બધા ૨૭ અને ૭૨૯ વરતુળોના સ્તરોમાં તેઓને લગતાં કાળા ઓળારૂપનાં રૂવાનો રઓક્ષ્ન થઈ મલ્યાં એટલે બેરેઝો–સવંઘહના આતશની ઉપર તે સ્તરોનું આસ્માન નામે અનગ્ર રઓચનું અસ્મ થઈ રહયું.

આમ અહુરાના રૂવાને ૨૭ અને ૭૨૯ વરો–કેહર્પો કીધા જેઓ ૩૩ અહૂ+૩૩ રતુને લગતા એટલે યઝતોને લગતા કહેવાય છે. આ બધા ૨૭+૭૨૯ વરો=૭૫૬ વરો અનગ્ર રઓચમાં થયા, જેઓ યઝતોના વરો કેહર્પ છે, જેઓ બધા એક એકને મલી માંથ્ર–સ્પેન્તના રૂવાનને મલીને તે ડબલ ત્રીશને અને તે બધી નવેનવ ગતીઓને મલી રહે છે, જેથી તે બધા ૩૩ અહુ+૩૩ રતુઓ તે મુળ માંથ્ર–સ્પેન્તના રૂવાનમાં મલી જઈ રહીને બહાર પડીને કામ કરી શકે છે, જેને **હદ ના તનાસુશ**નો ભેદ કહે છે. તે બધાઓ યઓનથી મલી રહીને રસ્નુથી જ્ઞાન પામીને આરમઇતીની માફક કામ કરવા બંદેવાર ઉભા રહે છે. આમ તે બધા યઝતોનાં રૂવાનો જેઓ સ્તરરૂપના ૨૭ અને ૭૨૯ વરના કેહર્પના છે, જેઓ અનગ્ર રઓચના અસ્મના છે તેઓ નવમા અસ્મના માંથ્ર–સ્પેન્તના રૂવાનમાં મલી જઈ તે માંથ્ર–સ્પેન્તના રૂવાન મારફતે તે ડબલ ત્રીશ અને તે નવ મુળ શકિતઓને મલી જઈ ખેરદ લઇને સૃષ્ટીનું કામ–ખીષ્કારી કરવાને માટે બહાર પડવા ઉસ્તવાર રહયા. રહયા છે. આને **હદ ના તનાસુશ**નો ભેદ કહે છે એટલે અહુરામાં મળીને ખેરદ લઇને પછી બહાર પડી શકવાનો ભેદ કહે છે.

ત્યારે માંથ્ર–સ્પેન્તનું રૂવાન મુળ સ્તર છે, જે ખાઓ અફ્રજ્યમ્નમાં નવમાં અહુનવરના અસ્મમાં ફેલાયલું છે, જે મુળ સ્તરમાં છેક બહમનથી માંડીને ૩૩ અહુ–૩૩ રતુથી માંડીને રજેરજના રૂવાનોના સ્તરો છે એટલે આરમઇતીની સાથના ભાગો છે. આ બધા સ્તરરૂપ રૂવાનોના તેટલાજ ક્ષફ્નના ઓળારૂપનાં જડ રૂવાનો છે. આ બધા સ્તરરૂપ રૂવાનો અનગ્ર રઓચના ૮૨૮ વરોમાં ચળકી રહે છે. આવા બધા ૮૨૮ વરોમાંના ૭૫૬ વરોના સ્તરોને લગતા તરોમઇતીનાં રૂવાનો તે ૭૫૬ વરોના સ્તરોને મલીને યઝતી ગતીએ પુગ્યાં. આમ અહુરાના તે માંથ્ર–સ્પેન્તનાં **અઉરૂષો** અને **રઓક્ષ્નો**ના રૂવાને

ફ્રાહરેસ્તો થઈ-નસીહત આપનાર થઈ તે બધાં રૂવાનોનો ફ્રશો-ગર્દ કીધો એટલે તેઓને મુકિતએ પુગાડયાં.

ટુંકમાં એ કે તે ૧/૪ દ્રવાઓનાં રૂવાનમાંથી ૩૩ અહુ અને ૩૩ રતુઓ થયા એટલે ૩૩ અમશાસ્પંદી થઇ, જેઓને ૩૩ એટલે ૩+૩=૬ ની શકિતથી સજ થયલી કહી એટલે પેદા કરવાનો અને મારવાના અધીકારવાળી કહી. આ બધામાં ફ્રવષિની ગતી તો તેઓનાં રૂવાનોની આસ્ન તરીકે તો હતી તેની સમજ હવે આવશે. આમ થયા પછીથી એટલે અમશાસ્પંદો-મીનો-દએ-ફ્રેરોખ-યઝતો થયા પછીથી આ બધાઓની ફ્રવષિઓ કે જેઓ પેલી **પઓઉર્વ ફ્રવષિ** માંનાજ અંશો છે અને જેઓ તે **પઓઉર્વ ફ્રવષિ** જેવીજ છે, તે બધી ફ્રવષિઓ તે રયોમંદ ગતીના રૂવાનોમાંથી બહાર પડીને તે રૂવાનો સાથે ઝરવાનનો પેવંદ રાખીને એક મોટા સંગ્ગ્રહનમાં એકઠી મળીને **અષાઉનાંમ ફ્રવષિનાંમ** તરીકેનો એક મોટો ગુરૂહ-સંગ્ગ્રહન જુદોજ ઉભો કીધો. જેમ દાદારનું માંથ્ર-સ્પેન્તનું મુળ રૂવાન તે ખાઓ-અફ્રજ્યમ્નને મળીને તે ખાઓ જેને નવમું **આસ્માન** બી કહે છે તેને પોતાનું કેહર્પ કીધું છે અને જેમ પેલા બધા ૩૩ અહુ અને ૩૩ રતુના રૂવાનો ઉપર કહેલા ૭૫૬ ના **વરો** જેઓ અનગ્ર રઓચના આઠમા આસ્માનના કેહર્પને મળેલા છે તે ૭૫૬ **વરોને** પોતાનાં કેહર્પો તરીકે કરીને પેલા મુળ ખાઓનાં કેહર્પને એટલે માંથ્ર-સ્પેન્તના અહુરાના રૂવાનના કેહર્પમાં એટલે નવમા આસ્માનમાં મલ્યા કરી કરીને હદના તનસુશના ભેદ ઉભો કર્યા કરે છે તેમ, તેવીજ રીતે આ બધા ૩૩ અહૂ અને ૩૩ રતુઓની ફ્રવષિઓ તે મુળ ફ્રવષિ જે દાદારની આસ્ન તરીકે છે કે જેમાંથી તે બધી ફ્રવષિઓ બહાર પડી છે, તેવી તે મુળ પઓઉર્વ ફ્રવષિને મળીને તેઓએ એક ગુરૂહ સંગ્ગ્રહન ઉભો કીધો છે, કે જે સંગ્ગ્રહનને **અશાઉનાંમ ફ્રવષિનામ** કહે છે-જે સંગ્ગ્રહન હવે **દાદાર** અને **યઝતોને** જુદીજ રીતે મદદ કરતો રહયો છે. દાદારના યઝતોનાં રૂવાનો હવે ફ્રવષિ થયાં એટલે ફ્રવષિ જેવા થયા એટલે તેઓ તો ૧ થી દસના અએદાદની શકિતએ પુગ્યા છે તેઓને આ ફ્રવષિનો ગુરૂહ જે મીડું અને માઇનિસની અના-માંથ્વાઓની શકિત રાખે છે તે ફ્રવષિઓ તે બધા ૩૩ અહુ+૩૩ રતુઓની આસ્ન તરીકે થઈ રહીને તે અહુ+રતુઓને સૃષ્ટી-રચનાનું કામ કમાલ્યતથી કરાવી રહે છે. આમ તે બધા ૩૩ અહુ અને ૩૩ રતુઓના રૂવાનો મોક્ષે ફ્રશો-ગર્દે પુગ્યા અને કામ કરવા લાગ્યા ત્યાર પછીથી ઉપર કહયું છે તેમ અશાઉનામ ફ્રવષિનામનું સંગ્ગ્રહન થયું. આમ દાદાર-અમશાસ્પંદ-મીનો-દએ-ફ્રેરોખ-યઝતો

અને અશાઉનાંમ ફ્રવષિના ભેદો ઉભા થયા. હવે પેલા ૧/૪ દ્રવાઓમાંના છેલ્લો દેવ વીદાતુનો ભાગ રહયો છે. તેની સદગતી આ બધી ઉપર કહેલી શકિતઓ કરવા લાગે છે. ત્યારે ચલીત થયલા કુલ દ્રવાઓના રૂવાનના અસલ ગોળાના રૂવાનના ભાગોને લગતા ૮૨૮ વરો થયા છે, જેઓમાંના ૨૭ અને ૭૨૯ વરોને લગતા રૂવાનો એટલે ૭૫૬ વરોને લગતા રૂવાનો રઓક્ષ્નીએ પુગીને તે ૭૫૬ વરોમાંના તેઓના સ્તરોને મલી જઇને ફ્રશો-ગર્દે પુગ્યા-છે ૩૩ અહુ+ ૩૩ રતુઓ તરીકે થયા છે. પણ હજુર તે અનગ્ર રઓચના ૮૨૮ વરોમાં ૭૨ વરો એવા રહયા છે કે તે ૭૨ વરોમાંના અગણીત સ્તરોને લગતા તરોમઇતીનાં રૂવાનો હજુરથી ક્ષફ્નની કાળા ઓળારૂપની સંકોચીત હાલતમાં છે. આ બધા ક્ષફ્નનાં રૂવાનોને હવે **અઉરૂપ**ના કરી ક્ષફ્ન રહીતના કરીને તે ૭૨ વરોમાંના સ્તરોમાં મેળવવાના છે. માટે હવે માંથ્ર-સ્પેન્તનું અહુરાનું રૂવાન પેલા ૨૭+ ૭૨૯ વરે પુગેલા ૩૩ અહુ+૩૩ રતુનાં રૂવાનો પાસે તેઓની સદગતી કરાવી રહે છે-તે યઝનો પાસે તેઓને માટે હવે નવી રચના કરાવે છે. પહેલે અનગ્ર રઓચમાંના તે ૭૨ વરોની ઉપર સત્તાવીસ મંઝલો-એરેઝ ગતીઓ ઉભી કરાવે છે. આવા ૨૭ એરેઝવાળા ૭૨ વરોને પછી બાર ભાગમાં વહેંચે છે. બાર રાસીમાં એટલે (૧૨=૧+૨=૩) ત્રણ રીતની જગત રચના કરવાના પ્રયોગ માટે જોઇતી સવળતાના ભાગોમાં વહેંચે છે. એમ બાર રાસી અને ૨૭ મંઝલનું **ભ્રચક્ર** તે અનગ્ર રઓચ ઉપર કરી રહે છે. ત્યારે આતરે-એરેઝો સવંધહ આતશ ઉપરના અનગ્ર રઓચમાં ભ્રચક્ર થયુ, જેમાં ૧૨ રાસી અને ૨૭ મંઝલો પુર્ણ **રઓક્ષ્ન**ની **અઉરૂપો**ની જરાબી ક્ષફ્ન વગરની અને **ફ્રાદેરેસ્રો**=નસીહત આપનારી થઈ.

હવે આ ૩૩ અહુ+૩૩ રતુઓ જેઓ અનગ્ર રઓચની બાર રાસી અને ૨૭મંઝલોમાં ફરી રહે છે તેઓ આતરે એરેઝોસવંધહની અંદરના **બીજા-ત્રીજા-ચોથા-પાંચમા-છઠા-સાતમા-આઠમા-નવમાં** આતશી દેરા-નોની ઉપર સાત આસ્માનો ઉભા કરીને તેમાં આરમઇતીને વસાવે છે એટલે તેઓમાં ડબલ ત્રીશમાંની નીરૂ-ખદાતની કુદરત નામે **અઓજને-ઝરવાનને** આણે છે, જેઓ **આરમઇતી** રાખે છે એટલે અહુનવઇર્યિ પ્રમાણેજ કામ કરી રહે છે. આમ સાત આસ્માનોમાંની કુદરત થઈ રહે છે જેને **ગામ રાન્પો સ્ફેરેતીમ** તરીકે ઓળખે છે, જેનું બ્યાન **ગાથા ૪૭-૩** માં તેમ અન્ય ઠેકાણે છે.

(૨૪)

**અહુરા પોતાની આસ્ન-ફ્રવષિથી યઝતો મારફતે નીસ્તીની રચના થવાની શરૂઆત કરાવે છે તે રચના થવા માટેની હસ્તી-નીસ્તીની કુદરતની સમજ. અષઓનાંમ ફ્રવષિના સંગ્ગઠનનું થવું. નીસ્તીનું જગત દખ્યુઓનું બનેલું છે. દખ્યુઓની સામાન્ય ઝેમો તે મિસવાને-ગાત્વે-અવ્વલ તેઓનું સામાન્ય અસ્મતે સ્તરપાયા બહેસ્તનું અસ્મ. તેઓને માટેની કુદરતમાં રેપેના-ઘનાની વીરૂદ્ધતાનો ભેદ. ગેતીના જગતનો ગરોદેમાનનો ફ્રેઝ કે જેમાં ઘનામીન ઘુસેલો નહી માટે પાપ હતું નહિ.—આ બધામાં ફ્રવષિની બલીહારી.**

પછી દસમા મીનો કરકોના આતશી દોરની ઉપર યઝતો તે અનઘ્ર રઓચની ૨૭ મંઝલ અને બાર રાસીના હીસાબથી પેલી **ગામ રાન્યો રકેરેતીમ**ની કુદરતને આણે છે. આમ **ગામ રાન્યો રકેરેતીમ**ની હસ્તીની કુદરત મીનો કરકો ઉપર આવીને નીસ્તી ઉભી કરવા બરની થઈ રહે છે, જે કુદરત નામે **ગાવે-અઝ** મીનો કરકોની ઉપર અને તેની અંદરના ચાર ઝરેહોના ગોલાનોમાં વ્યાપી રહે છે. મીનો કરકોનો દોર અસ્મ તરીકે થઈ રહે છે જેને સ્તર પાયા અસ્મ કહે છે જેની પછી ઝરેહોના ચાર દોરો વયુ તરીકે થઇને પોતામાં ઉપર કહેલી કુદરત નામે **ગાવે-અઝ**ને રાખે છે. **ગામ રાન્યો રકેરેતીમ**ની હસ્તીની કુદરતમાં દુઈની સામસામી ગતી નથી. પણ આ સ્તર પાયા આસ્માનના મીનો કરકો ઉપરની તે કુદરત **ગાવે-અઝ**માં નીસ્તીને બર આવવા માટે દુઈની સામસામી ગતી છે પણ તે દુઈની સામસામી ગતી એક એકને ટુંક વખતમાં મલી રહે છે. ઘનામીનનો ભાવ અહિંયાં ઘણોજ નબળો છે જે સમો થઈ જાય છે. આ મીનો કરકોના સ્તર પાયા અસ્મના તે ગોલાનની મધ્ય રેખા (equator) ની ઉપર રહેતી મીસવાને-ગાત્વે-અવ્વલની એટલે સપ્પર પહેલી જડ પણ સુક્ષ્મ અણદીઠ રીતની જમીન ઉપર સાત દખ્યુઓ થઈ રહે છે. પહેલા ત્રણ દખ્યુઓ થઈ રહે છે જેઓને અઇવી-દખ્યુ, અંતરે દખ્યુ-અને આ-દખ્યુ કહે છે. આ દરેક દખ્યુ ઉપર સાત ભુવનો છે અને દરેક ભુવન ઉપર મરકઝો-દુન્યાઓ રહે છે. આ બધુ આસમાની તત્વનું એટલે ગવ-ચિથ્રનું છે જેને માટે ઉપર કહેલી સ્તર પાયા અસ્મની

દુઈની કુદરત પેલા મીનો કરકોના ભચક્ર મારફતે કામ કરીને જલ્દી જલ્દીથી ફ્રએવીક ગતીને ગવની કરી રહે છે. આમ કામ જલ્દી થતું હોવાને લીધે એ ત્રણ દખ્યુને દુવ્વમ હસ્તી કહે છે. તે નીસ્તીજ છે પણ જલ્દી જલ્દીથી પોતાનો ફ્રશો-ગર્દ કરી રહે છે માટે તેઓને દુવ્વમ હસ્તી કહે છે, કેમકે અહિયાંની કુદરતમાં ધનામીન જલ્દીથી જીતાઈ જઈ રહે છે. આ ત્રણ દખ્યુ-ઓની વચમાં ઝમરીરનો ભાગ છે જેમાં ૭ કેસ્વરો છે, જેઓ અરદાફ્રવષની હાલતનાં રૂવાનોને રાખે છે જેઓ યઝતોને મદદ કરી રહે છે.

આ નીસ્તીએ-અવ્વલનાં રૂવાનો તનોમંદ હાલતને ઘણીજ જલ્દીથી ગવહોમંદ કરી શકેલા છે. આ બધા રૂવાનોની રય તેઓના ફ્રરોહરની રય નામે ઉરૂને મલીને તે રૂવાનો ફ્રવષિરૂપ થઈ ગયા છે. આવા રૂવાનો હવે પોતે ૧ થી ૧૦ ની અએદાદની શક્તિ મેળવી રહયા છે માટે હવે અહુનવર્ઈના મન્તા-પ્લાનને સમજીને ખીશ્કારી જે પોતાને સોંપાશે તે કરી રહેશે. હવે આ બધાં રૂવાનોની ફ્રવષિઓ છુટી થઇને પોતાની ઝીરો અને માઇનિસની શકિતને પ્રદ-ર્શીત કરવા એક મોટો સંગ્ગઠન કરી રહી છે. જેમ ઉપર યઝતી રૂવાનોની ફ્રવષિએ અશાઉનામ ફ્રવષિનામ તરીકેનો સંગ્ગઠન કીધો છે, તેમ તેજ સંગ્ગઠનને મળે તેવો બીજો સંગ્ગઠન હવે આ રૂવાનો સાથની ફ્રવષિએ કીધો છે જેને અશોનાંમ ફ્રવષિનાંમ કહે છે. આ બધી ફ્રવષિ તે ઉસુલ ફ્રવષિમાંથીજ છે માટે તેઓના જેવીજ છે પણ તે ફ્રવષિઓ આ રૂવાનોની શક્તિ પ્રદર્શીત કરે છે માટે **અશાઉનાંમ**થી ઉતરતી **અષઓનાંમ**ની ગણાય છે. આમ હવે અશઓનાંમ ફ્રવષિનાંમનો સંગ્ગઠન ઉભો થએ. આ સંગ્ગઠન પેલી અશાઉનાંમ ફ્રવષિનાંમના સંગ્ગઠન સાથે જોડાઇને કામ કરવા લાગશે.

આ ત્રણ દખ્યુઓના ગોલાનોમાં પછી ઉપઈરી-દખ્યુ નામનો ચોથો દખ્યુ થઈ રહે છે, જ્યાં આગળ ચાર ઝરેહોમાંનો ઝરેહ કેયાંસે રજુ થઇને ઉપરના મીનો કરકોના જેવું બીજું ભચક્ર કરી રહે છે. મીનો કરકોના ગોલાન ઉપરનું ભચક્ર અનગ્ર રઓચના ભચક્ર સાથે સીધ્ધા સંબંધમાં છે. જેમ અનગ્ર રઓચમાં ૨૭ મંઝલ અને બાર રાસી છે તેમ તે મીનો કરકોના ભચક્રમાંબી છે, અને જેમ અનગ્ર રઓચના ભચક્ર ઉપર ૩૩ અહુ અને ૩૩ રતુઓ ફ્રરીને બળાબળી કરીને હસ્તીની કુદરત મારફતે મીનો કરકો ઉપર જવાબ મોકલે છે, તેમ આ મીનો કરકોના ૨૭ મંઝલ અને બાર રાસીઓ ઉપર તે ૩૩ અહુ-૩૩ રતુના નાયબો તરીકે **'સ્તારામ બગો દામાંમ'** ઉપરની હસ્તીની કુદરતના કહયાસર ફ્રરી રહે છે. આમ ત્યારે મીનો કરકોના

ગોલાન ઉપર અનગ્ર રઓચની માફક બાર રાસી અને ૨૭ મંઝલો થઈ રહે છે, જેને એટલે આ મીનો કરકોના બ્રચક્રને ઉપરના અનગ્ર રઓચના બ્રચક્ર સાથે સીધો સંબંધ છે. એમ છે માટે મીનો કરકો અને તે અનગ્ર રઓચને એક તરીકે લઇશું. મીનો કરકો ઉપર **બગામ સ્તારામ** ફ્રી રહીને જે નજરાતો -જે બળાબળી કરી રહે છે તેનાં હકીકતી કારણમાં અનગ્ર રઓચ ઉપરના બ્રચક્રમાં ફ્રતા યઝતો છે અને તેની મારેફતમાં હસ્તીની કુદરત **ગામ રાન્યો સ્કેરેતીમ** છે એટલે હસ્તીના ફ્રતાં આસમાનોની ગરદુને-ગરદાન ફ્રતી **ગવ**=કુદરત છે, જેણી ઉપરના અનગ્ર રઓચના બ્રચક્ર ઉપર ફ્રી રહેતા યઝતો પ્રમાણેજ ચાલે છે. અને આ **ગામ રાન્યો સ્કેરેતીમ** પ્રમાણે આ મીનો કરકોના બ્રચક્રની રાશીઓમાં મંઝલોમાં **સ્તારાંમ બગો-દાતામ** ચાલી રહેશે. એટલે મીનો કરકોની રાસીમાં **સ્તારાંમ બગો-દાતામ**નું ફ્રવું અનગ્ર રઓચના બ્રચક્રની હકીકતને લગતી એક કુદરતની તરીકત થઈ. આ **સ્તારાંમ બગો-દાતામ** આવી રીતે ફ્રી નજરાતો કરીને ઝરેહ કેઆંસેની ઉપર-ઉપર કહેલી મીનો કરકોમાંની કુદરત નામે **ગાવે-અઝ** મારફ્તે ઉપદરી-દખ્યુ ઉભો કરે છે અને તે ઉપદરી-દખ્યુના ઝરેહ કેઆંસેના તખતાની ઉપર કહેલી મીનો કરકોવાળી કુદરત નામે **ગાવે-અઝ**ને આણે છે, જેને ગેઉશોની કુદરત કહે છે, જેમાં ધનામીન મુળ ભાવ ભજવીને તે કુદરતની સામસામી ગતીને ફ્રશો-ગર્દ લગી સામસામી લડતીજ રાખશે. ઉપદરી-દખ્યુ ઉપરની આ કુદરત મારફ્તે એટલે ગાવે-અઝ મારફ્તે યઝતોએ પોતાની ફ્રવષિઓની આસ્નને જોરે અહુનવઇર્યે પ્રમાણે અદદરી-દખ્યુ, પદરી-દખ્યુ અને અદપી-દખ્યુ અને તેઓ માહેલા અગણીત મરકઝો કીધા છે, જેમાં ગેતી એક છે. ગેતી આતશી-બાદી-આબી-ખાકી તોરની થતી આવી છે. સપ્પર પહેલાં ગેતી ગરોદેમાનની હતી. આ બધી વ્યકિતઓનાં રૂવાનો તેઓની તનોમંદ હાલતમાં **ઉરૂને ઉષી**ની હાલતમાં રહેલા હતા એટલે આ બધા રૂવાનોની સાથેજ તેઓની ફ્રવષિ તે રૂવાનોની આસ્ન તરીકે રહેલી હતી, જેથી તે રૂવાનની રયની ગતી-ઝરવાન તેઓની ફ્રવષિની રય જેને ઉરૂ કહે છે તેની ઝરવાનને મળીને છેક યઝત અને દાદાર લગી પુગેલી હતી. આવી વ્યકિતઓ યઝતોના તનાસુલી સીલસીલાની હોવે, સ્પેનામીનની બાજુ ઉપરજ હતી એટલે ધનામીનની સામેની હતી. આવી વ્યકિતઓવાળી ગેતી નામે ગરોદેમાનમાં ધનામીન પોતે શેતાનને ઘુસાડી શકે એવી આવસ્યકતા હતીજ નહિ માટે તેઓ ગેતીમાં ઘુસી શકેલાજ નહિ. આ વખતે બરઝમી વર્ણના નરોનાં રૂવાનો ખુદ જીવતાં તનમાં ફ્રવષિ થયલા

એટલે યઝતોનાં રૂવાનોને મળેલાં હતાં અને પોતેજ પોતાને ટેકવે તેવાં થયલાં હતાં. આવા નરોની ફરવષિઓ હવે અશોનાંમ ફરવષિનાંમ તરીકે થયલા સંગ્ગઠનોમાં મળવા લાગી હતી. એમ બરજીસી વર્ણનાં રૂવાનો તનોમંદ હાલત ધારણ કરીને પાર પડતાં હતાં. જ્યારે તે વર્ણનાં રૂવાનો ઉતરી રહયાં એટલે બીજી વર્ણનાં રૂવાનો તેઓને પેટે ઉતરવા લાગ્યાં. આ બધાં રૂવાનોની દએવીક ગતી આગળા તેઓના વડવાઓનાં રૂવાનોની દએવીક ગતીથી તદ્દનજ જુદી હતી.

**નીસ્તીનું જગત તેના દખ્યુઓ અને તે જગત થવા માટેની કુદરતનો ભેદ ઉપર જોયો જેમાં છેલ્લે ગેતીનો ગરો-દેમાનનો ફેઝ થયલો જોયો તેની ટુંક વીગત; હવે દુજો-દેમાનની ગેતી થઇ રહે છે અને તેને થવા માટેની કુદરત થઇ રહે છે, જે કુદરતમાં અશો જરથુશ્ત્રનું કેહર્પ ગાસ બાંધે છે, અને તેથી આ દુજો-દેમાનની ગેતી ઉપર એ રીતનાં વર્ષા યાઇર્યં અને સરેદનાં થઇ રહે છે તેની સમજ. ગેતી દુજો-દેમાનની કઇ રીતે થઇ તે વીગત. ત્રણ રીતનાં બ્રચક્રોની નોંધ. અરદાફરવષનું ત્રીજું ફરવષિનું સંગ્ગઠન થઈ રહેશે તેનો સમય-તેની ઉપયોગીતા. માનવનું રૂવાન હવે જીવતાં શરીરમાં મંદ થઇ જાય છે-મદદરોશમાં પડે છે તેની હકીકત. માનવના તનની નવી બાંધણી કે જેમાં ફરોહર અઇપિમાં રહે છે. ફરવષિનો ભેદ છેક અહુથી તે આજની ગેતીમાં ઉતરેલો છે તેની સીમા.**

બરજીસી વર્ણના રૂવાનો બરજીસ, રવી અને માહનાં આસ્માનોની ઉપરથી ઉતરતાં હતાં. પહેલે બરજીસનાં અસ્મ ઉપરથી તેઓ ઉતર્યાં હતાં; પછી રવીનાં અસ્મ ઉપરથી તે રૂવાનો ઉતર્યાં હતાં. છેલ્લે માહનાં અસ્મ ઉપરથી તે રૂવાનો ઉતરી રહયાં હતાં. આ રૂવાનોના પેટે પછી બીજી વર્ણનાં રૂવાનો ઉતરવા લાગ્યાં છે. આ બધાં રૂવાનો શની-મંગળ-શુક્રની જીરમનાં હતાં. તેઓની દએવીક ગતીમાંથી જે જડ તન થવા લાગ્યાં હતાં તે જડ તનમાં તેઓનું રૂવાન આગળા બરજીસી વર્ણના તેઓના બાપદાદાનાં રૂવાનોની માફક પોતા સાથે ફરવષિને રાખીને દાખલ થઈ શકે એમ હતું નહિ-કેમકે તેઓના દએવીક ગતીનાં તનોમાંથી દરૂજી ગતી-હવસો ઉપડે એમ હતું કે જે હવસોને ઉભાવીને ખપાવીને સુધારવાના હતા. જો રૂવાન પોતાની રયની ગતીને ફરવષિની ઉરૂની ગતીની સાથે મેળવીને તેવી મઝેલી હાલતમાં રહીને એટલે રૂવાન પોતાના પુર બહારમાં રહીને તેઓનાં તેવાં હવસી તનમાં ઉતરે તો તે તનમાં રહેલા હવસો ઉપડી શકેજ નહિ

અને તનમાં ડેઠવાઈ જઇને તનની શુધ્ધિ થઈ શકે નહિ એમ હતું. માટે હવેથી રૂવાનની સાથની ફ્રવષિની ગતીને એટલે રૂવાનની આસ્નને રૂવાનથી છુટી કરવામાં આવી, જેથી રૂવાનની રય સંકોચાઈ રૂવાનનો બહાર જલ્વો મંદ પડયો એટલે રૂવાન બંદદરોશની હાલતમાં આવ્યું. સરોશ યઝતે પોતાના **દરશી–દરોશ** અધીકારે રૂવાનને આમ બંદદરોશમાં મુકીને તેઓનાં તનમાં મુકયું એમ તે રૂવાનો સાથની ફ્રોહરની ગતીને તે રૂવાનોથી જુદી કીધી અને તે ફ્રોહરને તનની બહારની અઈપીમાં મુકયું. એવી રીતની બાંધણી તેઓનાં તનની થઈ કે જે તનમાં મનનું રાજ થયું, અને રૂવાન અને બઓદને કંઇબી અવાજ રહયોજ નહિ. આવાં ફ્રરઝંદો તે આગળાં બરજીસી વર્ણનાં રૂવાનોને પેટે ઉતરવા લાગ્યાં, જેઓના મન હવસોથી છાકટ થવા લાગ્યા, જેઓએ દસઅંદર્ઝ પાળવામાં ખામી દેખાડી અને ધીમે ધીમે તે દસ અંદર્ઝને છોડવા માંડી. આવા તનની કુદરતી શકિતઓ ઓછી થવા લાગી અને હવસોનું જોમ તેઓમાં વધવા લાગ્યું. આવી વસ્તીની ઉપર ધનામીન કે જે તે વખતે ગેતીને ઘેરો ચાલી બહાર પડેલો હતો તેની ફ્રન પોતાનો કાબુ લે એમ થવા લાગ્યું. ધનામીન ગેતીની બહાર રાખીને જાત જાતની રીતે પોતાની શકિત બતાવતો હતો. અઝીને પોતાની સાથે રહીને જાત જાતની લાલચો ઉભી કરી રહયો હતો, કે જે લાલચોને તે માણસો તાબે થવા લાગ્યા. ગેતીને બરજીસી નરોએ **નાફ્રે–બવર**ના કશમાં મુકેલી હતી. તે કશને આ તેઓના ફ્રરઝંદોએ તોડયો અને તેવા કશની બહાર જઇને બહાર પડેલા ધનામીન સાથના અઝીને તેઓ ભેટવા લાગ્યા અને તેઓને ગેતીમા દાખલ થવાની વીનંતિ કીધી. એમ તે માણસો જેઓ તે આગળા નરોને પેટે અવતરેલા હતા તેઓએ ગેતીમાં ધનામીનને દાખલ કીધો. અહિયાંથી ગરોદેમાનની ગેતીનો છેડો આવ્યો. અહિયાંથી **દએવ** દરજ ગુનાહ ગેતીમાં દાખલ થયો અને દએવને દુર કરવાનો ઇલાજ **વીદએવોદાત**ની તદબીર અહિંયાંથી દાદારે અશો જરથુસ્ત્રને મોકલીને શરૂ કીધી. વંદીદાદની પહેલી પરગર્દમાં જે ૧૬ શહેરોમાં ધનાને દાખલ થતો ચીતારેલો છે તેમાં આવા બનાવોની નોંધ રહી છે. આ વખતે સ્પેનામીનને ગેતીનાં ૧૬ ચખ્રો–માંથી ધીમે ધીમે પાછળ હઠવું પડેલું હતું. ગેતીનું દસમું ચખ્ર કે જે ગેતીનો દમ રાખતું હતું તેમાં જો ધના અઝી સાથે દાખલ થાય તો ગેતીનો અંત આવે. માટે સ્પેનામીને તે દસમાં ચખ્રને બચાવવા ગેતીના પેટ આગળના અગીઆરમાં ચખ્રની ઉંચાઈ ઉપર પોતે જગા લઇને તેની પુઠે આવતા ધનાને દુટી આગળના નીચાણ આગળના રણ આગળથી ઉપર જતા રોકયો. આ વખતે ધનામીને પોતાના છાકટપણાની બહારમાં એક ભયંકર ભુલ કીધી, જેથી

શેતાન ઉંધે રસ્તે, દોરવાયો જેને પરીણામે સ્પેનામીનને અશાઉનાંમ ફ્રવષિની મદદ મલી, કે જે સંગ્ગઠને ધના અને શેતાનને તે રણુમાંથી પાછળ હઠાવીને ગેતીના તે દસમાં ચખ્રને ભયમાંથી બચાવ્યું, જેથી તે દસમાં ચખ્રમાં રહેલા ગેતીના દમને અળવળ આવી શકી નહી એટલે ગેતી નાશ પામી શકી નહી. આમ ગેતીમાં મોટા ફેરફારો થયા. એવી રીતે બરજીસી વર્ણુના નરોની ગેતી કે જેને અન્ય સાહીત્યોમાં **બાગે-અરમ** કહે છે તેવી ગેતીની બલીહારીનો નાશ તેઓને પેટે ઉતરતા અન્ય વર્ણુના ફરઝંદોએજ કીધો. તેવા અન્ય વર્ણુના ઉપર કહેલી વજેના ફરઝંદોએજ તે બલીહારીનો નાશ કીધો હતો. આ વખતથી ઉપર કહેલી **ગાવે-અઝ**ની કુદરતમાં ધના અને સ્પેનાની રસાકસીના મામલામાં મોટો ફેર પડવા લાગ્યો. લોકોની બુરાઇઓથી ધનાની કુદરતને જોમ મળવા લાગ્યું છે. હવેથી ગવની તે કુદરત કે જેને **ગાવે-અઝ** કહે છે જેને ગેઉશોની કુદરત કહે છે તેમાં અમુક વખતે ધનાનું જોમ વધીને ધના-સ્પેના વચ્ચેના ઝઘડામાં સ્પેનાની હાર થવા લાગી છે.

આ ગેઉશોની કુદરત કે જેમાં નીરંતર મારામારી છે, જેમાં ધના જીતાઇ શકાતો નથી પણ અમુક વખતે તુરબરાતુરનો ભેદ કરીને સ્પેનાને જીતે એમ થઇ રહે છે, તે કુદરતનો ઇલાકો ગેઉષ તષન અને ગેઉશ ઉરવા પાસે છે. આ ગેઉશોની કુદરતને મદદ કરવા જરથુસ્ત્રના કેહપેં એક ગીનો ગાસ ત્યાં ઉપઇરી-દખ્યુની કુદરતમાં બાંધી છે જેની વીગત નીચે છે. આમ અશો જરથુસ્ત્રનું કેહપં અને તેવણુની વીરતન કર્દની વ્યકિત આ કુદરતને દરેક **દરેઘો ખદાત**માં મદદ કરીને ધના સામે સ્પેનાને સમ તરીકે રાખે છે એટલે ધનાના જોરને વધવા દેતા નથી. આવા ભેદો અવરતામાં અનેક ઠેકાણે છે. ઉપઇરી-દખ્યુના ઝરેહ કેઆંસે ઉપર જેમ આવી ગેઉશોની કુદરત છે તેમ ત્યાં એક બીજું ભ્રચક્ર છે જે પેલા મીનો કરકોના ભ્રચક્રનોજ નીચેનો ફેલાવો ગણાય. આ ભ્રચક્રબી ત્યારે બાર રાસીઓ અને ૨૭ મંઝલોનું છે જેમાં મીનો કરકોના **સ્તારાંમ બગોદાતાંમ**ના કેહપોંજ મીનો કરકોના ભ્રચક્રની બળાબળી પ્રમાણેજ ફરી રહે છે અને બધા અનેક મરઝકો ઉપરના તેમ ગેતીની ઉપરના ત્રીજા ભ્રચક્રમાં અસ-રોને ઉતારે છે. ત્યારે મીનો કરકો ઉપરનાં ભ્રચક્ર પ્રમાણે આ ઉપઇરી-દખ્યુના ઝરેહ કેઆંસે ઉપર બીજું ભ્રચક્ર રહેલું છે. ઉપર વાંચી ગયા છીએ કે આ ઉપઇરી-દખ્યુની કુદરતમાં અશો જરથુસ્ત્રના કેહપેં તેવણુના જન્મ અગાઉથી એક ગાસ બાંધી છે, જેમાં તેવણે વીરપે રતુની ૨૩ નવી ગતીઓ

કુદરતના ૩૩ રતુઓ ઉપરથી કરીને રપેનામીનની કુદરતને જોર આપેલું છે. હવેથી એવું થાય છે કે કુદરતની બધી જગતને ટેકવવાની નેઆમતોના **અષ-વહુ-ગવ-ચિથ્રો** જેઓને **વીરપ** સ્તુઇ કહે છે, તેઓ હસ્તીમાંથી આ ગાસમાં ઉતરીને પછી ઉપઇરી-દખ્યુના ભ્રચક્રમાંથી ગેતીના ભ્રચક્રમાં આવીને ગેતી ઉપર ઉતરશે, જેનો ઉતરવાનો અંદાઝ હસ્તીનાં ફરતાં આસમાનોની કુદરત કરી આપે છે; તેમ વળી નીસ્તીની-ગેતીની તનોમંદ વ્યકિતઓ ઉપર જે તેઓના નસીબના પ્રવાહો ઉતરશે તેઓબી હસ્તીનાં ફરતાં આસમાનોની કુદરતના કીધેલા અંદાઝથી ઉતરશે-પણ ગાસમાં જયા વગર ઉતરશે. આ બેઉ જાતના ગેતી ઉપર ઉતરવાના પ્રવાહો (૧) નેઆમતના પ્રવાહો અને (૨) કર્મ-બંધન માટેના પ્રવાહો હસ્તીના આસમાનોની કુદરતના હીસાબસર આ ઉપઇરી-દખ્યુ ઉપરના ભ્રચક્રમાંથીજ ઉતરશે અને ત્યાંથી ગેતીના ભ્રચક્ર ઉપર જશે. આ બધાને ઉપઇરી-દખ્યુમાંથી ગેતીના ભ્રચક્રની ઉપર લાવવા ઉપર કહેલા **સ્તારામ બગોદાતના** એટલે અણદીઠ સૈયારાઓના કેહર્પો તે ઉપઇરી-દખ્યુના ભ્રચક્રમાં ફરીને નજરાતો કરી રહે છે અને તે પ્રમાણે ત્યાંની કુદરત તેઓને ઉતારે છે. ત્યારે નેઆમતના પ્રવાહો ઉતરવા માટે તે ઉપઇરી-દખ્યુના ભ્રચક્રમાં જે નજરાતો થાય છે અને તે નજરાતો થવાની શરૂઆત થાય છે, તે શરૂઆત ગેતીની વ્યકિતના બગોબખ્ત પ્રમાણેના કર્મ-બંધનના જે સજા જઝાના પ્રવાહો ઉતરે છે તેઓના થવાની નજરાતો અને તેઓને થવા માટેની શરૂઆતથી જુદા પડે છે. બેઉને તેજ ભ્રચક્રમાંના આ **સ્તારામના** કેહર્પોજ ઉભા કરે છે. પણ તે બેઉની ઉતરવા માટેની શરૂઆત જુદી છે. એમ નેઆમતના પ્રવાહો ઉતરશે તેઓની બળાબળી જુદી રહેશે. તેમ આ ગેતીની વ્યકિતઓના બગોબખ્ત પ્રમાણેના કર્મબંધનના સજા જઝાના પ્રવાહો ઉતરશે તેઓની નજરાતો જુદી છે અને તે નજરાતો થવાની શરૂઆતબી ઉપરની નેઆમતો માટેની નજરાતો થવાની શરૂઆતથી જુદી છે તે નોંધવું. એમ બે રીતના વર્ષો થાય છે; એક કુદરતનું વર્ષ એટલે નેઆમતને ઉતારવાનું વર્ષ છે જેને **યાઇર્યં** કહે છે તે, અને બીજું કર્મબંધન માટેનું વર્ષ છે જેને **સરેહ** કહે છે તે. આ ઉપઇરી-દખ્યુ ઉપરના ભ્રચક્રની ખીશ્કારી માટેની આટલી સમજ લઇને હવે નીસ્તીના અનાસરી દખ્યુઓ થવાની વીગત જોઇએ.

અહિંયાંની ઉપઇરી-દખ્યુ ઉપરના **ઝરેહ** કેઆંસેમાંની ગેઉશોની

કુદરત પછી તે ઉપઇરી-દખ્યુમાંના ભ્રચક્રની બળાબળીથી અદઇરી-પઇરી-અઇપી દખ્યુઓ કીધા હતા. દરેક દખ્યુના સાત ભુવનો છે અને દરેક ભુવન ઉપર અગણીત મરકઝો છે. આ બધાનાં એટલે તે ભુવનોનાં અને તે ભુવનો ઉપરનાં બધાં મરકઝો-દુન્યાઓનાં આસ્માન તરીકે ઝરેહ કેઆંસેજ છે. ત્યારે તે દરેક મરકઝનું આસ્માન ઝરેહ કેઆંસે કરે છે, કે જેની ઉપર ઉપઇરી-દખ્યુ ઉપરના ભ્રચક્ર જેવું અને તેના સંબંધનું ભ્રચક્ર થઇ રહે છે-૨૭ મંઝલ અને બાર રાસીનું થઇ રહે છે, કે જે ભ્રચક્રમાં તે સ્તારામ બગોદાતાંમના કેહર્પોના જડ તનો દેખાતા સૈયારા તરીકે ફરી રહે છે. ત્યારે જેટલાં આવાં મરકઝો છે તેટલાં તેવાં ભ્રચક્રો છે અને તેટલી બધી સૈયારાઓની અનજુમનો solar systems છે. આપણી ગેતી તો પઇરી-દખ્યુ અને અઇપી-દખ્યુના વચલા ભાગમાં છે, જેના ઝરેહ કેઆંસેના આસ્માન ઉપર આપણું દેખીતું ભ્રચક્ર છે, જેમાં દેખીના સૈયારાઓ ફરે છે.

ઉપર વાંચ્યું કે એક વખતે ગેતી ગરોદેમાનની હતી અને તેમાં બરજીસી વર્ણનાં ત્રણ આસમાનો નામે બરજીસી-રવી અને માહનાં આસમાનો ઉપરનાં રૂવાનો ઉતરીને પાર પડીને પોતાની ઉરવાનના જેવી ફ્રવષિ પામેલી ગતીએ પોતાના તનને પુગાડી એટલે પોતાના તનોને તન પસીનના ભેદે પુગાડી પોતાના રૂવાનો સાથની ફ્રવષિઓને અશોનામ ફ્રવષિના સંગઠનમાં દાખલ થવા દેતા હતા. પછીથી પેલા માહના આસમાનમાંથી ઉતરેલા બરજીસી વર્ણના રૂવાનોને પેટે અન્ય વર્ણના રૂવાનો એવા ઉતરવા લાગ્યા કે તેઓના દ્રવાઓમાંથી થયલી તનોમંદ કાયામાં રૂવાન બંદદરોશની હાલતે પુગીને એટલે ફ્રવષિથી છુટી થઇને રહેવા લાગ્યું અને તેઓના તનમાં મનનું રાજ થવે તે તનમાં હવસો જામ્યા અને તેથી ગેતીમાં ધના અને શેતાન દાખલ થયા. આમ દુજોદેમાનની ગેતી થઇ કે જેમાં દરેક દરેધો-ખદાતમાં જરથુસ્ત્રનું રૂવાન એટલે નીસ્તીના બધા રૂવાનોમાં પહેલે નમ્બરે આવતું રૂવાન અમશારપંદનું કેહર્પ કે જેને જરથુસ્ત્રનું કેહર્પ કહે છે તે કેહર્પ કારણ કરી ઉતરવા લાગ્યું છે અને જરથુસ્ત્રના પેશરવો તરીકે આગલી ગરો-દેમાનની ગેતીના રૂવાનો જરથુસ્ત્ર અગાઉના સઓષ્યંત તરીકે ઉતરીને ગેતીનો બચાવ દીવાનો સામે-અઝીની બુરાઇઓ સામે કરી રહી જરથુસ્ત્રનો ગેતીમાં ઉતરવાનો રસ્તો ખુલ્લો કરવા લાગ્યા છે. એવીજ રીતે અશો જરથુસ્ત્ર પછીથી બીજા સઓષ્યંતો જરથોસ્તી દએનના જમાનાઓમાં થતા અભડાતને દુર કરવા ઉતરવા

લાગ્યા છે; તેમ વળી અમુક અન્ય નરો દુવ્વમ દરજાના સઓષ્યંત તરીકે ઉતરીને જીરમો ઉભી કરીને દીનોને ઉભી કરી તે દીનોને દોરવનાર નરોને ઉભા કરીને તે રૂવાનોને તે તે દીનો મારફતે બરજીસી વર્ણ તરફ દોરવવા લાગ્યા છે. આમ હવે દુજો-દેમાનમાં દરેઘો-ખદાતના હઝારાઓમાં દીનો થવા ઉતરી કે જે દીનોના જોતીઓ ધીમે ધીમે વર્ણને કુદાવી કુદાવીને બરજીસી વર્ણને પુગવા લાગ્યા છે. આવા બરજીસી વર્ણે પુગેલા અને અશવન થયલા રૂવાનો ઉરૂને ઉષીએ પુગી ફ્રવષિને ભેટી પઓઇર્યો-તેશ્ન નબાનજદીશ્ત અને અશોનામના મરતબાએ પુગીને જીવતાં જીવત પોતાની ફ્રવષિને અશોનાંમ ફ્રવષિનાંમના સંગ્ગઠનમાં જોડીને ગુજર્યા પછીથી તેઓની ફ્રવષિઓ અરદાફ્રવષનો ત્રીજો સંગ્ગઠન જે નીસ્તીએ-અવ્વલના તેઓના ધર્મ બાપરૂપ રૂવાનોની ફ્રવષિઓથી થયો છે તેમાં દાખલ થઇ રહે છે. એમ તેઓએ ત્રીજો અરદાફ્રવષનો સંગ્ગઠન એવો ઉભો કીધો છે કે જે અરદાફ્રવષનો સંગ્ગઠન તે ગુજરેલા બરજીસી પણ ગુનાહ સાથના રૂવાનોને તેમ સવાબના રૂવાનોને મદદ કરે. અન્ય વર્ણના ગુજરેલા રૂવાન માટે તો ઇલ થયલી છે કે જે ઇલને મદદ કરનારબી આ અરદાફ્રવષનું સંગ્ગઠન છે. આમ ત્યારે ગેતી થઇને દુજો-દેમાનની થઇને વર્ણોવાલી થઇ ત્યાં લગીમાં ફ્રવષિઓના મુળ ત્રણ સંગ્ગઠનો થઇ રહયા. આમ ફ્રવષિ અને ફ્રવષિઓના સંગ્ગઠનોના ભેદો બુનદહીશ્નની રચનામાં ચાલી આવ્યા છે તેની કંઇક સીલસીલાબંધ સમજ પડશે.

**વખતનો ભેદ : અસફન્દારમદ મહિનામાંજ મુકતાદ હોય તેના ભેદને સમજાવવા માટે સામાન્ય વખતની સીમા, વખત અને બગોબખ્ત. મુળ વખત કયાંથી? તેની વ્યાખ્યા. યવએચના સાત ઝરવાને અકરનેવાળા વખતની બલીહારી અહુનવઇર્ય અને ફ્રવષિના સંબંધમાં. વખત અટકેલો તે શું? તેને અહુરમઝદે ચાલુ કીધેલો તેનો ભેદ. પુર્ણ અને અપુર્ણ વખત જેને જીફ્રત અને જીઝનો વખત કહે છે તેનો ચિતાર-વખતનો સરદાર ખોરદાદ. યાઇર્ય અને સરેહના વખતો. તેઓની ઉત્પત્તી. ઝરવાને અકરને, ઝરવાને દરેઘોખદાત, ઝરવાને થ્વાષે અહાત-તેઓની સમજ. પોતાના ખોદામાં મળવું તે શું.**

હવે આ દુજો-દેમાનની ગેતી ઉપર વખતનો ભેદ અને તે વખતના

ભેદ સાથે રહેલી ફ્રવષિનો ભેદ કહીશું કે જેથી આપણને મુક્તાદના દીવસોની મહત્વતાની સમજ પડશે. વર્ષના છેડાના સ્પેન્દારમદ મહીનામાંજ મુક્તાદ પડે-અન્ય વખતે નહી તે બધાની ક્ષ્નૂમને લગતી હકીકતની માહેતી થશે.

ગેતીમાં વખતનો ભેદ અમુલ્ય છે. વખતનીજ બલીહારી છે-વખતનેજ બધું આધીન છે. આવા વખતની સાથે બગોબખ્ત જોડાયલો છે. બગોબખ્ત એટલે જે કંઇ ભાગલાને વહેંચી આપેલા છે તે. વખતનો ભાગલો એમ વહેંચી આપેલો છે એમ કહેવું અને બગોબખ્ત સાથે વખત જોડાયલો છે એમ કહેવું સરખું છે-બગોબખ્તની આ વહેંચણી ઇનસાફના કાનુન ઉપર થઇ છે. બગોબખ્તને નસીબ તરીકે લખવાની સહેલાઇ માટે લઇએ તો એમ કહેવાય કે નસીબ જે થયું તે ઇનસાફ ઉપર થયું છે. વખતનો ભાગલો ઇનસાફ ઉપર થાય છે એમ કહીએ ત્યારે વખતની અનેક જાત હોય એમ અર્થ નીકળે. વખત કંઇ એકસરખો જતોજ નથી એ તો માનવના અનુભવની વાત છે. વખત સારો હોય બુરો હોય બદલાતો રહે એતો અનુભવની વાત છે. પણ આ વખતની ઉસુલ શું છે? વખત તો અહૂમાંથી નીકળતા ખાઓ-અક્રજયમ્નની મુળ ત્રગડીમાંનો એક છે. આ ત્રગડીમાં યવએચ, નીરૂ-ખદાત અને આતરે-ક્ષએતાન છે. યવએચને વખત તરીકે લેવાનો છે અને આતરે-ક્ષએતાનને તેના પાયા જમીન તરીકે લેવાનો છે અને તે વખત અને તે space જમીનની હામોઇથી થતા જોમને કુદરત એટલે નીરૂ-ખદાત તરીકે લેવાનો છે. ત્યારે જમાન અને જમીનની જોડ જે મલીને કુદરત રાખનાર થઇ છે તેની ઉત્પત્તી સપ્પર પહેલી અહૂમાંથી થઇ એમ કહેવાય છે તેમાં પુર્ણ સત્ય છે તે જોઇ શકાશે. ત્યારે વખત તેજ પુર્ણ કહેવાય કે જે પોતાની જમીન સાથે મળીને શકિતનો પ્રભાવ દેખાડતો થયો હોય. યવએચના આવા વખતનું નીકળવું અહૂમાંથી થયું તે તે વખતનો બગોબખ્ત કહેવાય જે બગોબખ્ત એટલે અધીકાર ખુદ તે વખતમાં એટલે તે વખતના કેહપ-ખાઓ અક્રજયમ્નમાંજ મળેલો છે. વખતની આવી ઉસુલ અને સમજ છે. યવએચનો આ વખત પુર્ણ છે. આ વખત કે જેમાં સાત ઝરવાને આકરને છે તેની ઉપર એટલે સપ્પર પહેલી થયલી જમાન+જમીનની મળેલી નીરૂની ગતીના પુર્ણ વીસ્તાર નામે ખાઓ-અક્રજયમ્નની ઉપર અહૂનો હોકમ અહુનવઇર્ય જામ્યો. આ વીસ્તાર અને તે અહુનવઇર્ય મળીને બગાન અહુનવઇર્ય ફ્રવષિની જોડ થઈ. આ બગાન અહુનવઇર્ય અને ફ્રવષિની અંદર ત્યારે તે પુર્ણ વખત આવ્યો એટલે તે બગાન અહુનવઇર્ય અને ફ્રવષિમાં તે યવએચ+નીરૂ+

આતરે ક્ષએતાન આવ્યા એમ તે જોડને પુર્ણ વખત લાગુ પડયો. પાછળથી આ જોડ મલીને પઓઇર્ય ફ્રવષિ તરીકે થઇ કે જેને પછી તે યવએચનો વખત લાગુ પડયો. ત્યારે એમ થયું કે જ્યારેબી ફ્રવષિ શબ્દ ઉચ્ચારીએ-વીચારીએ ત્યારે તે ફ્રવષિની સાથે બગ અહુનવઇર્ય આવેજ અને સાથે સાથે પેલો પુર્ણ વખતબી આવેજ એટલે યવએચ+નીરૂ-ખદાત + આતરે-ક્ષએતાનબી આવેજ. આમ ત્યારે વખતની ઉસુલ શું છે? તેનું બગોબખ્ત સપ્પર પહેલું શું હતું? તે વખત પુર્ણ છે તે પુર્ણતાનો અર્થ શું? તેની કંઇક ઝાંખી સમજ હવે આવશે.

આ વખત પુર્ણ માટે હામોઇનો છે એમ કહીશું તેની સમજ હવે પડશે. આપણે જોયું કે ફ્રવષિમાંથી રતોત યસ્ન થયો જેમાંથી જુઝની જોડ ઉર્વ-અઓદ થયા, જેને વખત લાગેલો પણ તે વખતને દેવે અટકાવેલો-પછી જયારે વખત અસલ જેવો ચાલુ થયો ત્યારે આ અહુરમઝદ તરીકેની ઉસુલ થઇ. અહુરમઝદમાંથી યઝતોની પુર્ણ વ્યકિતઓ થઇ. આ બધાની સાથે પેલા ઝરવાને અકરનેનો પુર્ણ વખત જોડાયલોજ છે એમ જે કંઇક કહીએ તેની સમજ પડશે. ત્યારે વખત કે જેમાં સાત ઝરવાને અકરનેની ગતી છે તે પુર્ણ છે, માટે યઝતોની પુર્ણ અવીનાશી વ્યકિતઓ સાથે રહે છે અને તેઓને દોરવે છે. પણ દએવીક ગતી કે જેમાં કચાસ-અજ્ઞાનતા છે તેઓ અવીનાશી નથી. આ દએવીક ગતી સાથે ઝરવાન તો લાગુજ છે માટે વખતતો લાગુજ છે કે જે અપુર્ણ હોવે અંતવાળો થઇ શકે છે. યઝતોનો વખત તો અંત વગરનો માટે ઝરવાને અકરનેનો કહેવાય. આ યઝતો તે દએવીક ગતીને સુધારવા તે દએવીક ગતી ઉપર પ્રયોગ કરે છે, ત્યારે તે દએવીક ગતીની ઝરવાનમાંથી વખતને ઉભું કરવાને જે સાધન વાપરે છે તે સાધનને **ગામ રાન્યો સ્કેરેતીમ**ની કુદરતની ગતી નામે ગરદુને-ગરદાનના સાધનમાંથી થતો વખત કહે છે જેને ઝરવાને દરેઘો-ખદાત કહે છે. યઝનો આમ પોતાની અને પેલી ગામ-કુદરતની એટલે હસ્તીની કુદરતની ઝરવાને અકરનેની ગતીમાંથી વખતની ગતીને કાઢે છે જે વખતની ગતી યઝતોની અને તેઓ સાથની પેલી **ગામ**ની કુદરતની હોવે ખુદ બગરૂપની છે. યઝતો પેલા ગરદુને-ગરદાનના સાધનમાંથી એટલે કુદરત (**ગામ રાન્યો સ્કેરેતીમ**)માંથી ગતીને કાઢે છે, જે ગતી યઝતોમાંથી નીકળેલી તે કુદરતમાંથી નીકળેલીજ રહે છે માટે બગરૂપ છે, જેને **બગ ઝરવાને દરેઘો-ખદાત** કહે છે, જેને પહેલવીમાં **દેર ખોદા જમાન** તરીકે ઓળખે છે. આ બગ દરેઘો-ખદાત ત્યારે યઝતોના ઝરવાને અકરનેનો એક ભાગ પણ યઝતોની સાથે મળેલો

યઝતોની જમીનને મલેલો થયો. યઝતોનો તે ભાગ ત્યારે અસર રોશનીવાળો યઝતોથી નસીહત પામતો થયો માટે અધીકારી થયો. આ દેર–ખોદા જમાન=બગ દરેઘો–ખદાતમાંથી દરેઘો–ખદાતનો અંતવાળો ૮૧૦૦૦ વર્ષના જમાનો થાય છે. અંતવાળો એટલે અપુર્ણ; અપુર્ણ એટલે વખત પોતાની જમીન અને શકિતને નહી મળેલો–આવો વખત ઉભો થાય છે જે પેલા દ્રવાઓની ગતીવાળા રૂવાનોની તનોમંદ હાલતની સામટી ઝરવાન તરીકે થઇ રહે છે. આ અંતવાળો જમાન પેલી વ્યકિતઓ સાથે લાગુ છે પણ તે વ્યકિતઓને મલી શકતો નથી તેથી તે વ્યકિત તે વખતને પોતામાં મેળવી શકતી નથી. એવી રીતે આ બધી સામટી ઝરવાન નામે દરેઘો–ખદાતમાંથી જ્યારે એક એક વ્યકિતને તેના નેમાયલા વખત સાથે કાઢે છે, ત્યારે તે તે વ્યકિતના જમાનને થ્વાષે ખદાત કહે છે. આ બેઉ જમાના દરેઘો-ખદાત અને થ્વાષેખદાત ત્યારે અંતવાળા છે એટલે અપુર્ણ છે બગ તરીકેના નથી. તે તે વખતનો બીજો ભાગ તે તે વખતને લગતી જમીનનો કહેવાય જે જમીન તે વખત સાથની વ્યકિતઓમાં છે. જ્યારે તે વ્યકિતની જમીનમાં તે વખત મલી જાય ત્યારે તે 'વખત' પુર્ણ થઇને બગરૂપ થાય. તે વ્યકિતની જમીન જ્યારે બગરૂપ થાય–ખોદાના અધીકારવાળી થાય ત્યારે પોતાના વખતને પોતામાં મેળવે, જેને માટે ટુંકમાં કહે છે કે તે પોતાના ખોદામાં મળ્યો. આટલી વ્યાખ્યા ઉપરથી આપણે જોયું કે વખત જુફ્તીતો એટલે પોતાને લગતી જમીનને મળેલો કે જુઝ્તાબી એટલે પોતાને લગતી જમીન સાથેજ રહેલો પણ મળેલો નહીં એમ બે મુળ પ્રકારના થઇ રહે છે. આમ ત્યારે વખત પુર્ણ હોય અને અપુર્ણ હોય. પુર્ણ વખતમાં જે ગતી હોય તે પુર્ણ અધીકારી માટે કુદરત સાથની હોય. અપુર્ણ વખતનીબી ગતી હોય તે અપુર્ણ માટે અધીકારી નહિ–માટે કુદરત નહિ રાખે તેવી હોય. આમ વખત અવીનાશી વ્યકિત સાથનો અને નાશકારક વ્યકિત સાથનો હોય. અવીનાશી વ્યકિત સાથના વખતને જુફ્તનો–હામોઇનો વખત કહે છે, જેને યાઇર્ય કહે છે. વીનાશી વ્યકિત સાથના વખતને જુઝનો હામોઇ વગરનો વખત કહે છે જેને સરેદ કહે છે. આ યાઇર્ય અને સરેદ નામ શા ઉપરથી પડયા. ઉપર વખત થવાના સામાન્ય બગોબખ્તનો એટલે ઇન્સાફથી તેના થવાનાં કારણનો ઇશારો કીધો છે. પણ વખતના ખાસ રીતે બગોબખ્તનો એટલે ઇન્સાફથી થવાના ખાસ કારણનો ઇશારો કીધો નથી. વખતનું ખાસ રીતનું થવું એમાં જગત રચનાના થવાનો ભેદ આવે. જગત રચના થવાનો ભેદ અહુનવઇર્ય પ્રમાણે છે. જગત રચના નહિ સુધરતા દ્રવાઓને સુધારવા માટે છે. અહુરમઝદ તે છે કે જેવણ અહૂને

મળેલા ખાઓ અથવા ટુંકમાં પઓઉર્વ ફ્રવષિ અને નીકળેલા દ્રવાઓના સુધારેલા ભાગ તરીકે છે. જે ભાગ નથી સુધરતો તેને માટે હવે જે તંત્ર થાય છે તે તંત્રને બુનદહિશ્ન કહે છે. બુનદહિશ્ન એટલે સૃષ્ટિનો પાયો. આ પાયામાં યઝતો અને કુદરત આવે છે કે જેઓના વિસ્તારને હસ્તી કહે છે. હસ્તીમાં ગવની કુદરત છે. આ બધા તંત્રમાંથી જે ખીશ્કારી થઇ રહે છે તે પેલા દ્રવાઓને સુધારવા માટેજ છે. આવા તંત્રમાં જે કંઇ થાય છે તેની વીગતને જાણવા માટેનાં બ્યાનને બુનદહિશ્નનું બ્યાન કહે છે, જે બ્યાન ત્યારે સાત ઝરવાને અકરનેના બ્યાનોને સમાવે છે. આવાં બ્યાનોને અઝે–આઓંઘહો તરીકે ગાથામાં ઓળખે છે. આ બધાં બ્યાનોમાં વખત કે જે ઉપર કહેલો જુફ્તીનો–જુઝવાબીપણાનો હોય તે બધાને ચલાવવાનું અને સરંજામ ઉતારનારનું બ્યાન આવે છે. આ બ્યાનમાં કહે છે કે ખોરદાદ અમશાસપંદને વખતને ચલાવીને સરંજામ પુગાડવાનું કામ સોંપાયું છે. વખત જો પુર્ણ થાય તો વ્યકતી પુર્ણ થાય, માટે પુર્ણતાએ પુગાડનાર આ બગને હવરેતાત પુર્ણતાવાળા કહયા છે. ત્યારે કુલ વખતનો સરદાર હવરેતાત છે. આ હવરેતાતના નાયબ તરીકે યાઇર્ય અને સરેદ નામની યઝતી શકિતઓ છે. યાઇર્ય યઝત જે વખતને ઉભો કરે છે તે પુર્ણતાવાળો વખત છે એટલે પોતાની જમીનને મળેલો અધીકારી વખત છે. આવા યાઇર્યથી થતા વખતને યાઇર્ય તરીકે ઓળખે છે. સરેદ યઝત જે વખતને ઉભો કરે છે તે અપુર્ણતાવાળો છે એટલે નાશવંત વ્યકિત સાથનો છે. આવા વખતને સરેદ નામથી ઓળખે છે.

આમ ત્યારે વખતના આવા મુળ બે પ્રકાર થયા છે નામે યાઇર્ય અને સરેદ. આ દરેકમાં ત્યારે અનેક તબકકા–મરતબા અને દરજ્જા હોય તે સમજી શકાય. ત્યારે જે વખત બગ રૂપનો અધીકારી અવીનાશી હોય તે વખત પોતાના વિસ્તારને–પોતાની વ્યકિતને મળેલો હોય–ટુંકમાં પોતાના ખોદાને મળેલો હોય–અધીકારી હોય. જે વખત બગરૂપનો અધીકારી નહિ હોય તે વીનાશી હોય. તે વખત પોંતના વિસ્તારને–વ્યકિતને મલેલો નહિ હોય. ટુંકમાં પોતાના ખોદાને મળેલો નહિ માટે ખુદ પોતે ઉપર કહેલા અધીકારી વખતથી ખોદાથી દોરવાતો હોય. ત્યારે બગરૂપના વખતમાં મુળ વખત તો યવએચનો–પછી ઝરવાને અકરનેનો–પછી બગ દરેઘો–ખદાતનો પછી બગ થ્વાષ ખદાતનો એટલે પોતાના ખોદાએ પુગેલો.

**યવએચનો** વખત ખાઓ–અફ્રજયમ્નનો–ફ્રવષિનો–અહુરામઝદાનો.

**ઝરવાને અકરનેનો** વખત કુલ યઝતોનો ૩૩ અહુ–૩૩ રતુઓનો.

બગ દરેશો–ખદાતનો વખત અસર રેશ્નીનો–યઝતાઓધહો–મઇન્વાઓધહોનો, ગાહમ્બારના કુવ્વતોનો તેમ બીજા કુવ્વતોનો કે જેઓ ભલા પ્રવાહો ઉતારે છે તે બધાનો રહે છે. આ બધા પ્રવાહોને અવસ્તામાં રતુ–ફ્રિતીના ભેદમાં અને ઉપયનના ભેદમાં જણાવેલા છે. આવા બધા ઉપયનના પ્રવાહો સરોશ યઝત સાથના ૧૬ કેહર્પોની દોસ્તી રાખે છે કે જે કેહર્પોને સરોશ યશ્ત હાદોખ્તના ચોથા–પાંચમાં ફકરામાં બતાવેલા છે. આવા ઉપયનના પ્રવાહોનો વખત તે બગ દરેશો ખદાતનો વખત છે.

બગ થ્વાષ ખદાતનો વખત યાઇર્યનો છે. યાઇર્યનો વખત તે છે કે જે અસ્પીન યવીનના સ્તરથી શરૂ થાય છે. આવી ગણત્રીથી થતા જમશેદી નવરોજનો–ગાથાઓનો–ગાહમ્બારોના અવસરોનો–મહેરગાનનો–પરવરદેગાનના અવસરનો વખતબી બગ થ્વાષ ખદાતનો રહે છે; તેમ માહના ત્રણ ફેઝીઝનો–ગાહોનો અમલદારોના ચાલીસાંનો–આ બધા વખતોની ઉપર બગ દરેશો–ખદાતનો પેવંદ છે માટે તેઓને એમ ગણેલા છે. અશવનોનો–આલાતોના ચાલુ થવાનો–આતશ બહેરામ–આદરાનોની હયાતીનો–પાબંદ તરીકતવાળા નરનો–સાબેત સદરા કુશ્તીવાળાઓનો દહાડો–મહિનો વર્ષ–જીંદગીબી બગ થ્વાષે ખદાતને લગતા રહે છે. બગરૂપના અધિકાર વગરના ૮૧,૦૦૦ વર્ષો કે જેઓ પોતા ઉપર નેમાયલા બગ નામે દેરખોદા જમાનના અધીકારથી ચાલી રહે છે તેવા તે ૮૧,૦૦૦ વર્ષના ચાલતા કુલ્યાતી અઇયામ જેને સાધારણ રીતે દરેશો–ખદાત કહે છે તેવા તે ચાલતા ઝરવાને દરેશો–ખદાતેઓના અઇયામોમાં ગેતીએ પહેલા ચાર ગાહમ્બાર કરી આતશી–બાદી–આબી ઉષીએ કરી–કાચી રહીને પકતી જઇને આખરે પાંચમો આપ લેનો ગાહમ્બાર કીધો છે કે જેમાંથી તેવી તે ગેતી માટેના ઇતિહાસ અને ભુગોળોની વીગતો કાઢી શકાય. ત્યારે એકથી ચાર ગાહમ્બાર કરી ગેતી પકતી જતી હતી અને આતશી–બાદી–આબી–ખાકી થતી જતી હતી તે બધો સમય સરેહનો છે. પછી ગેતી ખાકી ફેલવાળી થઇ છે જેમાં સરેહનો તેમ યાઇર્યનો બેઉ રીતનો વખત ચાલુ છે. યાઇર્યનો વખત કુદરતી નેઆમતો પાડવાના અવસરોનો એટલે ઉપયન અને હંગામમાંના ભેદને માટેનો રહે છે. સરેહનો વખત ચાલુ આપ લેના બનાવો–મરણ જન્મ–અવસરોને લગતો છે. એમ માનવની કરણીઓને લગતો–સુખ દુખના, મરણ પામવાની તીથીનો, મરણના અવસરોનો, ગુનાહ સવાબ કરવાને લગતો, જન્મ મરણ પરણનો, સાહસ કરવાનો ટુંકમાં ઇતિહાસ અને ભુગોળ સાથે જોડાયલો વખત–ઇતિહાસ અને ભુગોળ પછી એક વ્યાકતના હોય કે સામટી વ્યકિતઓનો, પ્રજાઓનો, શહે[illegible]નો, કે ચાલુ દરેશો–ખદાતનો, કે તે ચાલતા દરેશો–ખદાતની [illegible]હતનો ૭×૭ વજીરાતનો અને ૪૯×૪૯ કોટવાલીઓનો હોય

વીગેરે વીગેરે એવા બધાના ઇતિહાસ અને ભુગોળની સીમા સાથે જોડાયલો વખત સરેહનોજ રહે છે. આપણુને પરવરદેગાનના દીવસો માટેની સમજ લેવાની છે તે વખતે કુલ ફ્રવષિ ઉતરે છે તેની હકીકત જોવાની છે. પરવરદેગાનના વખતમાં સરેહ અને યાઇર્ય એઉનો ઇલાકો રહે છે. આ બેઉનો સંબંધ કઇ રીતે રહે છે તે નીચે આવશે. વખતની આવી ટુંક નોંધ છે કે જે વગર અવસ્તામાં જણાવેલા વખતની તસવ્વરને કદીબી ઇન્સાફ મળે નહિ.

## વખતના માપ થવા માટેની હિકમત ભ્રચકોમાંથી ગ્રહોના પસાર થવા ઉપરથી થઇ છે. ભ્રચક્રોની ચળ અને અચળ ગતીને લીધે વખતના માપને નકકી કરવાની મુશ્કેલીનો ખ્યાલ. યાઇર્યના વખત અને સરેહના વખતના માપો કરવા માટે વપરાતાં જુદાં જુદાં ભ્રચક્રોની વીગતનો ઉડતો ખ્યાલ.

ઉપર વખત વિષે જે બોલી ગયા છીએ તે વખતનું માપ—અંદાજ આસમાન ઉપરનાં ભ્રચક્ર ઉપરથી તે ભ્રચક્રમાંની એક પોઇન્ટથી તે પાછી તેજ પોઇન્ટ આગળ ગ્રહોના આગળ આવવાનાં માપ ઉપરથી થઇ રહે છે. આસમાન ઉપર ભ્રચક્ર છે એટલે સેતારાઓથી ચળકતો એક ગોળ દવ્વાર છે. એવા મુળ ચાર દવ્વારો—ભ્રચક્રો રહે છે. ઉપરના બે ભ્રચક્રોને એક લેવાથી ત્રણ મુળ ભ્રચક્રો ગણાય છે. ઉપર કહેલા દરેક ભ્રચક્રના બાર વિભાગો છે જેને ૧૨ રાસી કહે છે. આ બાર રાસીમાંની દરેક રાસી ૩૦ દરજ્જા ડીગ્રીની બનેલી છે. આ બાર રાસીમાંથી ૨૭ બુરૂજ થયલા છે. સવાબે બુરૂજની એક રાસી ગણેલી છે. રવી તેમ બીજા સઇઆરા આ બાર રાસીમાંથી પસાર થાય છે ત્યારે વખતનું અમુક માપ કરે છે. રવી ઉપર કહેલી એક રાસીની ૩૦ ડીગ્રીમાંની એક ડીગ્રી જ્યારે પસાર કરે છે ત્યારે તેને રવીનો એક દીન કહે છે. રવી જ્યારે ઉપર કહેલી બાર રાસી પુરી કરે છે ત્યારે તેને રવીનું વર્ષ કહે છે. રવી જ્યારે ઉપર કહેલી બાર રાસીમાંની એક રાસી પસાર કરે ત્યારે તેને રવીનો મહીનો કહે છે. આ ભ્રચક્રમાંની રવીની ચાલ ઉપરથી વખતનો અંદાઝ થઇ રહે છે. આપણુને ચાર ભ્રચક્રોમાંના બે ભ્રચક્રોને વખતના માપ માટે લેવાનાં છે. આપણી જમીન ઉપરના આસમાનનું ભ્રચક્ર ચલીત છે. પણ તેની ઉપરનું ઉપઇરી—દખ્યુનું અને તેનીબી ઉપરનાં મીનો કરેહોનાં ભ્રચક્રો ચલીત નથી. અવસ્તામાં વખતનું મુળ માપ તો પેલા અચલીત ભ્રચક્રોની બાર રાસીમાં રવી પસાર થાય છે તે ઉપરથી લીધું છે. પણ તે અચલીત રાસીમાંથી મપાયલો વખત જગત ઉપર આવવા પહેલા આપણી ઉપરની ચલીત

રાશીમાંથી જગતમાં આવે છે માટે આ અચલીત ભ્રચક્રની રાસીની ડીગ્રીનું માપ અમુક ફેરફાર આધીન થાય છે. આપણા જાહેર કેલેન્ડરો તો ચલીત ભ્રચક્રો ઉપર છે. યાઇર્યના ચીથ્રોને ઉતરવાના વખતનો અંદાઝ અચલીત ભ્રચક્રની રાસીની ડીગ્રી ઉપરથી થયલો છે જયારે સરેદના ચીથ્રોનો ઉતરવાનો અંદાઝ તો આ ગેતીની ઉપરના ચલીત ભ્રચક્રની ઉપરથી છે. યાઇર્ય-સરેદના વખતોનું માપ એમ આવેલું છે-માટે ને તે વખતને માપવા ભ્રચક્રોમાં ગ્રહોની ચાલ થાય છે કે જે ચાલના માપની વીદયા થઇ રહેલી હોય છે. હસ્તીમાંથી કંઇબી ચિથ્ર કંઇબી ચીજ નીચે ગેતી ઉપર ઉતરવાના હોય તો તે બધાં ચીથ્રો-ચીજો ભ્રચક્રની આ બાર રાશીઓમાં પહેલા ગોઠવાય છે. પછી રવી જયારે ત્યાં તે તે રાસીમાં આવે છે ત્યારે તે ચીથ્રો જો નીચે ઉતરવા પાકાં થયાં હોય-ઉભરાયાં હોય તો તેઓને નીચે પાડે છે. એવીજ રીતે ચંદ્રમાંબી જયારે તે તે રાસીઓમાંથી પસાર થાય છે ત્યારે તે ચીથ્રોને ગેતીમાં પાડે છે. વળી કેટલાંક ચીથ્રો તે બધી રાસીઓમાં એવા રહે છે કે તેઓ નીરંતર પડયાં કરે છે. વળી આ રાસીઓમાંની અમુક અમુક રાસીઓમાં એવા ગાહમ્બારોના પ્રવાહો-અવસરો હીંગામોના પ્રવાહો તેમ ઉપર કહેલી યાઇર્ય અને સરેદની ગતીઓ (પ્રવાહો) જમા થઇ રહે છે. અમુક સેતારો કે જે તે રાસીનાં ઉંચ ગ્રહ તરીકેનો હોય તે સેતારો તે પ્રવાહોને પાકા કરે છે ઉભરાવે છે. રવી જયારે તે રાસીમાંની તે તે ડીગ્રી કે જયાં તે પ્રવાહો ઉભરાના રહયા હોય ત્યાં જાય છે ત્યારે તેઓને નીચે પાડે છે. તે રાસી અને તે ડીગ્રી કે જેમાં રવી આવે છે તે ઉપરથી તે ચીથ્રોના ઉતરવાના વખતનો અંદાઝ થાય છે. બધાજ ચીથ્રો-ગેતીમાંના દરેક ભોગવટાનું મુળ, જેઓ નસીબના હોય, ધર્મ-કર્મના એટલે કેશાશી હોય કે દાદારની નેઆમતોના હોય તેઓ હસ્તીના ફરતા આસમાનોમાંથી ઉતરે છે. તેઓ ઉતરીને મીનો કરકોના ભ્રચક્રમાં ગોઠવાય છે. જે કંઇ ચીથ્રો ધર્મ-કર્મના એટલે કેશાશી કર્મબંધનના હોય તેઓ અને જે કંઇ ચીથ્રો દાદારની કરમબક્ષેશના હોય તેઓ મીનો કરકોના ભ્રચક્રમાંની અમુક અમુક રાસીમાં અમુક અમુક રીતે ગોઠવાય છે. કેશાશી ચીથ્રને સરેદના ચીથ્રો કહે છે. કરમબક્ષેશના ચીથ્રોને યાઇર્યના ચીથ્રો કહે છે. મીનો કરકોના ભ્રચક્રમાંથી કેશાશી સરેદના ચીથ્રો ઉપઇરી-દખ્યુના ભ્રચક્રમાં જઇને ત્યાંથી આપણી ગેતી ઉપરના ભ્રચક્રમાં આવીને પછી માનવની ઉપર તેના નસીબના પ્રવાહ તરીકે ઉતરે છે. પણ મીનો કરકોના ભ્રચક્રમાંથી દાદારની કરમબક્ષેશના ચીથ્રો પેગામ્બરની ગાસ જે ઉપઇરી-દખ્યુ ઉપર છે ત્યાં જઇને ત્યાંથી ઉપઇરી-દખ્યુ ઉપરનાં ભ્રચક્રમાં જઇને ત્યાંથી જગતનાં [illegible] ઉપર આવીને રહે છે. જયારે તે યાઇર્યના ચીથ્રો જગત

ઉપર ઉતરવાનાં હોય તે પહેલાં તેઓ પાકે છે અને પછી રવી જ્યાં તેઓ હોય ત્યાં આવીને તેઓને જગત ઉપર પાડે છે. જે રાસી અને તે રાસીમાંની ડીગ્રી કે જ્યાં ચીથ્રો હોય ત્યાં જઇને રવી તેઓને નીચે પાડે છે. માટે તે રાસીનો મહીનો અને તે ડીગ્રીનો દહાડો તે ચીથ્રો-પ્રવાહો ઉતરવાનો થાય છે. ત્યારે ગેતીમાં જે કંઇ આપણે ભોગવીએ છીએ તે બે પ્રકારનું રહે છે. એક આપણી કરણીનું-બીજું દાદારની બક્ષેશનું. બધું હસ્તીના આસમાન ઉપરથી ઉપર કહયું છે તેમ આવે છે. આપણી કરણીનું જે કંઇ હોય તેને સરેદનું અને દાદારની કરમબક્ષેશનું હોય તેને યાઇર્યનું કહે છે. રવી આ બેઉને તેઓની રાસી અને રાસીમાંની ડીગ્રીની જગ્યામાથી નીચે મોકલે છે ત્યારે તે રાસી અને તે રાસીમાંની ડીગ્રી ઉપરથી તેઓના ઉતરવાનો વખત નકકી થાય છે. પણ આ બેઉ રીતનું કામ કરવા રવી પોતાની ચાલનો દોર એકસરખાં મરકઝ ઉપરથી શરૂ કરતો નથી. યાઇર્યનાં ચીથ્રો ઉતારવા માટે રવી અરપીન યવીન નામના સ્તરથી પોતાની ચાલનો દવ્વાર શરૂ કરે છે. અચલીત રાસીઓમાંની મેશ રાસીની શરૂઆત અરપીન યવીન આગળથી છે. ચલીત ભ્રચક્રની રાસીઓ એક પછી એક આ સ્તરની રેજાળ જે તે ચલીત ભ્રચક્ર ઉપર પડે છે, ત્યાં આગળથી તે ચલીત ભ્રચક્રનાં ફરવાના હીસાબથી પોતપોતાની શરૂઆત કર્યા કરે છે.

ઉપર કહેલા બધા જાતજાતના વખત સમયના થવાનો અંદાજ ઉપર કહયું છે તેમ ભ્રચક્રની અંદર રવીના પસાર થવાની ઉપરથી જાણવાનો છે એમ કહેવું સહેલ છે. પણ ભ્રચક્ર ત્રણ છે-એક નથી, તેમ રવીની ચાલના દોરની શરૂઆતબી એક રીતની નથી. વળી ભ્રચક્રોને અંતર સંબંધ છે. એમ વખતના માપવાની બાબદ ગુચવણ ભરેલી થઇ પડી છે.

હવે ત્યારે ભ્રચક્ર શું-તેઓની પ્રગતી કઇ રીતે થયલી-દાદારને યઝતોને તેમ અનેક નુરાની ચીજો, સઇયારાઓ તારાઓને આ ભ્રચક્ર સાથે શો સંબંધ છે, યાઇર્યનાં ચીથ્રો પાડવાનો વખતનો સમય જેને યાઇર્યનો સમય કહે છે અને સરેદનાં ચીથ્રો પાડવાનો સમય જેને સરેદનો વખત કહે છે તે બધા વખતનો અંદાજ તે ભ્રચક્રથી શાને માટે થવો જોઇએ,-અરદાફ્રવષના દહાડાઓનો અંદાજ ભ્રચક્રમાં થતી રવીની ચાલ ઉપરથી કાંય થવો જોઇએ,-તે બધાંની સમજ માટે ભ્રચક્રની ઉતપત્તીની વીગત અને દાદારનો હોકમ એટલે સ્વાનીએ સવાનીમાં જે કંઇ જગતમાં થઇ રૂહે છે તે બધું બનવાનું ભ્રચક્રથી બજા લવાય છે તેની હકીકત જોવી જોઇએ. ઉપર સ્તરોના ૮૨૮ વરતુળો હસ્તી-નીસ્તીની કુદરતો-ગેઉશો, પેગાম্বরની ગાસ, હસ્તી નીરતીના ભ્રચક્રો, તેઓમાં થતી નુરાની વ્યકિતઓની ચાલ, તેથી ઉતરતા પ્રવાહો વિષે કંઇક જોઇ ગયા. હવે ભ્રચક્રો કેટલા છે વાગેરે જોઇએ, કે જેથી ભ્રચક્રમાં થતી રવીની ચાલથી યાઇર્ય અને સરેદને લગતા હિંગામો કાંય ઉજવાય છે-ફ્રશ્વરદેગાનના દીવસો રવીના અમુક રાશીમાં જવાથી કાંય ઉજવાશે-ફ્રવાષઓ તે દિવસે ગેતીમાં કાંય ઉતરે છે તેની સમજ પડી શકે.

**ભ્રચકો કેટલાં છે તે બધાંનો સંબંધ; તે સંબંધ કરવામાં તે સાહેબની હરવેસ્પ-આગાહીવાલી કુદરતની નેમ: તે નેમોમાં અવસરો અને અવસરોને ઉતારવાની રચના; તેમાં પેગામ્બરનો ફ્રાળો ગાસ મારફતે, ગાસને લીધે થતી બે રીતની ભ્રચકની ગણત્રી. તે બધાંની સમજ.**

મુળ નેમ તો આપણે જોયું તેમ પેલા દ્રવાઓવાળા તરોમઇતી સાથનાં રૂવાનો કે જેઓ સુધરતાં નથી, જેઓને લગતા સુધરેલા ભાગના સ્તરો પેલા ૭૨ વરોમાં છે તેઓને સુધારવાનો છે. યઝતોનાં રૂવાનો જેઓ તરોમઇતીવાળાં હતાં તેઓ તો તેઓને લગતા અનગ્ર રઓચમાંના ૭૫૬ વરોમાંના ઉરૂ થયલાં રૂવાનો નામે સ્તરોને મળીને એકરસ થઇને પાર પડી ગયાં છે-પોતાનો ફ્રશો-ગર્દ કરી રહયા છે, અને તેઓએ આ ૭૨ વરોનાં સ્તરોને લગતાં તરોમઇતીનાં રૂવાનોને સુધારવા તે માંથ્ર-સ્પેન્તના અહુરાનાં રૂવાનના કહયાસર ચાલીને **અનગ્ર રઓચનું** ચક્ર કીધું છે. ત્યારે અનગ્ર રઓચના ભ્રચક થવામાં આ ૭૨ વરના સ્તરો આવ્યા છે કે જેઓની ઉપર ત્યાંની ૨૭ મંઝલ=બાર રાસી થઇ છે. પછી તેઓએ હસ્તીનાં સાત આસ્માનોમાં ગવની કુદરતને આણીને તે **ગામ રાન્યો સ્કેરેતીમ** મારફતે હસ્તીમાં તે બાકી રહેલા તરોમઇતીનાં રૂવાનોને **દસેમે** કાયદે વહેંચીને સુધાર્યાં, જેઓ ગવ-ચિથ્ર રૂપના બે દરજ્જાનાં રૂવાનો તરીકે થઇ રહયા છે જેઓને ઇલમ્યતમાં **દખુલ** અને **સબુત રૂવાનો** કહે છે, જેઓથી તે યઝતો સાથે મીનોઇ કીમીયું કરવાનાં કામમાં જોડાયાં છે. પણ આવાઓમાંનો અમુક ભાગ જે હસ્તીમાં સુધર્યો નહિ તેઓ માટે પછી યઝતોએ **ગામ રાન્યો સ્કેરેતીમ** મારફતે ઉપર કહયું છે તેમ દસમા મીનો કરકોના આતશી ગોલાનની ઉપરના સ્તર પાયા અસ્મ ઉપર **મીનો કરકોનું ભ્રચક** કીધું છે. **આ ભ્રચક કરવા માટે ત્યારે તે નહિ સુધરેલાં રૂવાનોને લગતા સ્તરો કામે લાગ્યા છે.** પછી ઉપર કહેલી હસ્તીની **ગામ રાન્યો સ્કેરેતીમની ગવને** ત્યાં મીનો કરકો ઉપર **ગાવે-અઝ** તરીકે લાવીને નીરનીની જગતને બરની બીજી કુદરત **ગાવે-અઝ** ઉભી કીધી અને કુદરતના થ્વોરેસ્તાર યઝતો મારફતે તે નહિ સુધરેલાં રૂવાનોને **દસેમેને** કાયદે વહેંચીને સુધારવા માટે ઉપર કહયું તેમ મીસ્વાને ગાત્વે-અવ્વલની મીનો જમીન ઉપર અઇવિ-અંતર-આ-દખ્યુઓ કીધાં; અને તે ત્રણ દખ્યુઓ વચ્ચે ૭ કેશ્વરો અને દાદારે ગેહાન કીધા. પેલાં નહિ સુધરેલાં રૂવાનોને ત્યાં મીનો કરકોમાં લાવીને ત્યાં **દસેમેને** કાયદે ચલાવી વહેંચીને તે **ગાવે-અઝની** દુઇવાલી કુદરત મારફતે

તેઓને માટે ગવ–ચીથ્રની તનોમંદ વ્યક્તિ બનાવીને તે ત્રણુ દખ્યુ ઉપરનાં મરકઝોમાં ભોગવટો કરાવીને સુધારી કેશ્વરોમાં મોકલી અરદાફ્રવષની ગતીએ ચઢાવ્યાં છે. આ કામ માટે ત્યારે મીનો કરકોનું બ્રચક ઉપરના અનગ્ર રઓચનાં બ્રચકની હકીકતે કામે લાગેલું. બાકીનાં જે રૂવાનો સુધર્યાં નથી તેઓને સુધારવાનાં રહયાં છે. તેઓનો દ્રવાઓ ઘણોજ જડ છે માટે તેઓને માટે અનાસરી તત્વો ઉભા કરવાનાં છે. આ અનાસરી તત્વ ઉપર કહેલા ગવ–ચીથ્રમાંથી એટલે આસ્માની તત્વમાંથીજ થશે–માટે પહેલે યઝતો (અહુનવધ્યર્ મુજબ) ઉપર કહેલી મીનો કરકોના બ્રચકની બળાબળી જે અનગ્ર રઓચના હીસાબથી થાય છે તે બળાબળી પ્રમાણે અસરો આપીને પેલી ગાવે–અઝની કુદરત મારફતે ઉપધરી–દખ્યુને મીનો કરકોની અંદરના આતરે–સ્પેનીશ્તે–ક્ષતીફ્ના દોર ઉપરના ઝરેહ કેઆસેની મીનો જમીનના ગોલાન ઉપર બનાવે છે. આવા ઉપધરી–દખ્યુના વિસ્તારના ગોલાનમાં પછી યઝતો અનાસરોને બનાવવા માટે જોઈતાં સાધનો તઈયાર કરે છે. આ સાધનો ઉભા કરવાનો નિયમ 'બગોબખ્ત* અને ફ્રશો–ગર્દ'નાં સિદ્ધાન્તો ઉપર રોજે અવ્વલથીજ થઈ રહે છે–ઉપર જે બધું થયું તેબી એટલે યઝતી પ્રગટીકરણ કે ગવ–ચીથ્રના રૂવાનોનું પ્રગટીકરણ અને તેઓને માટે પેલાં બધાં આસ્માનો નવમું આઠમું અને નીરૂ ખદાતની કુદરત તેમ અનગ્ર રઓચ ઉપરનું બ્રચક અને હરતીનાં સાત આસ્માનો તેઓમાંની ગામ રાન્યો સ્કેરેતીમની કુદરત–એ બધું આજ બગોબખ્ત અને ફ્રશો–ગર્દના નિયમો ઉપરજ થયલું છે. આ બગોબખ્ત અને ફ્રશો–ગર્દના નિયમો અહુનવધ્યર્ પ્રમાણેની હદ+ઇનસાફ્થીજ થયલા છે. એજ હદ+ઇનસાફ્ના અહુનવધ્યર્ના હોકમથી થના બગોબખ્ત અને ફ્રશો–ગર્દના નિયમ પ્રમાણે હવે ઉપધરી–દખ્યુના આતરે–સ્પેનીશ્તે–લતીફ્ અને ઝરેહ કેઆસેના ગોલાનમાં અનાસરોને બનાવવાની મારફતો–સાધનો થઈ રહે છે. આ મારફતો તે ઉપરના જેવાંજ બ્રચક અને કુદરતમાં આવી ઉભી રહે છે. ત્યારે હવે આ બે મારફતો યઝતો ઉભી કરશે. ઉપરની મીનો કરકો ઉપર બ્રચક અને કુદરત કીધેલી.

* બગોબખ્ત એટલે ઈનસાફ્થી જે કંઇબી વહેંચાઇને પેદા થઇને તેની ઉપરની એક શકિત નામે બગ=ખોદા સાથનું થયું છે તે ફ્રશો–ગર્દ તરફ જવા માટેજ– પોતામાંના દએવની સદ ગતી થવા માટેજ થયું છે તેના બખ્તનો= ઇન્સાફ્થી થયલા તેના ભાગનો બગ=ખોદા તેને ફ્રશો–ગર્દ લઈ જશેજ. એમ દરેક રજેરજ ઉપર બગોબખ્ત અને ફ્રશો–ગર્દનો અચુક નિયમ તે સાહેબે પોતાની હરવેસ્પ–આગાહીથી પોતાની મહેરથી કીધો છે.

ઉપરની આ ભ્રચક અને ગાવે-અઝની કુદરત ઝરેહ વરકસ-તેની અંદરના ઝરેહ ફ્રાંકદ અને તેની અંદરના ઝરેહ પુછતીકમાં થયલી. આ ઝરેહો આતરે-મીનો કરકોનો દોર અને તેમાંથી થતા આતરે-વાજીશત-ઉશ્વાજીશતના દોર ઉપર થયલા હતા. હવે ઝરેહ કેઆંસેનો ગોલાન તે ઝરેહ વરકસ-ફ્રાંકદ અને પુછતીકની અંદર આવે છે કે જેનો પાયો આતરે-સ્પેનીશ્તે-ઉલવી છે. આ આતરે-સ્પેનીશ્ત અને ઝરેહ કેઆંસેની ઉપ-રજ ઉપછરી-દખ્યુનો ગોલાન છે. આ ઝરેહ કેઆંસે ઉપર ત્યારે મીનો કરકોના પેવંદનું બીજું ભ્રચક તેજ મીનો કરકોના ભ્રચકના વધારા તરીકેનું extension તરીકેનું મીનો કરકો સાથે સીધી લીટીના સંબંધમાં રહેલું ઉભું કરે છે અને ત્યાંજ ઉપરની હસ્તીના ગામ રાન્યો સ્કેરેતીમમાંથી એટલે મીનો કરકો માટેની દુછની કુદરત નામે ગાવે-અઝમાંથી એક ભાગને લાવીને સ્થાપે છે. આ ઉભી થતી ગેઉશેની કુદરતમાં હમેશની ભલા બુરાની મારામારી રહે છે જેમાં ધના અજીત જીવો રહે છે અને સ્પેના તરફથી ગેઉશ તષન અને ગેઉશ ઉર્વા રહે છે જેઓના અશો જરથુશ્ત્ર હમકાર છે. આમ અનાસરો જેઓ અનાસરી જગત અને અનાસરી કાયા બનાવવા જોઇએ તેઓ માટે હવે ઝરેહ કેઆંસેના દોરાન ઉપર જ્યાં ઉપછરી-દખ્યુ છે ત્યાં ઉપછરી-દખ્યુનો ભ્રચક અને ગવની હમેશની મારામારીવાળી કુદરત બનાવી. આ ઉપછરી-દખ્યુમાંના ભ્રચકનું ફરવું ઉપરના મીનો કરકો પ્રમાણે થશે. મીનો કરકોને ઉપરનાં ફરતાં આસ્માનની ગવ તરફથી ફરવાની હીદાયત મળશે. આ ફરતાં આસ્માનની ગવ પોતાનો હોકમ ઉપરના અનગ્ર રઓચના ભ્રચક અને ત્યાંના યઝતોની અઓજની કુદરતમાંથી મેળવશે. આમ બીજું ભ્રચક મીનો કરકોના ભ્રચકના પેવંદનું થયું. આ ભ્રચકના થવા માટે જે સ્તરો જોઇએ તે સ્તરો-તે પેલાં હસ્તીના આસ્માનો ઉપર નહિ સુધરેલાં બરજીસ વર્ણથી જુદી વર્ણના રૂવાનોના ૧/૧૦ ભાગોમાંનો ૯/૧૦ ભાગ જે હસ્તીના અરમ ઉપરજ ફરી રહીને ગેતીમાં ઉતરતા તેઓના ૧/૧૦ ભાગને સુધા-રવા મથી રહયો છે, અને અમુક વખતે કે જ્યારે ગેતીનાં તે રૂવાનો વૃદ્ધિએ ચઢે છે ત્યારે ગેતીના તે રૂવાનોને મળી જાય છે કે જ્યારે તે રૂવાન બરજીસી વર્ણને પુગેલું થાય છે-તેવા તે ૧/૧૦૦ ના એક ભાગના ૯/૧૦ રૂવાનો જેઓ હસ્તી ઉપર ફરી રહે છે-તેઓને લગતા સ્તરોનો રહે છે. નોંધવું કે બરજીસી વર્ણના રૂવાનોનો ૧/૧૦૦ ભાગ નીસ્તીમાં ઉતરે છે, પણ બીજી વર્ણના રૂવાનોનો ૧/૧૦૦ ભાગ કે જે સમુટના ૧/૧૦ નો

દસમો ભાગ રહે છે તેને નીસ્તીમાં ઉતારવામાં આવતો નથી, કેમકે તે ૧/૧૦૦ ભાગનો દ્રવાઓ બરજીસી વર્ણ કરતાં ઘણોજ જણુન રહે છે. આવા જણુન ભાગને તે ૧/૧૦૦ માંથી ગેતી કાઢીને નોખો કરે છે કે જેને પછી નીસ્તીમાં ઉતારે. આવો જણુન ભાગ તે ૧/૧૦૦ ભાગમાંનો ૧/૧૦ ભાગનો માલમ પડે છે. આમ ત્યારે ૧/૧૦૦૦ ભાગને નીસ્તીમાં ઉતારે છે એટલે ૧/૧૦૦ ના દસમા ભાગને નીસ્તીમાં ઉતારે છે જ્યારે તે ૧/૧૦૦ ના નવ ભાગો એક થઇને હસ્તીમાં ફરી રહીને પેલા પોતાના ૧/૧૦ ભાગને માટે વધુ નેઆમતો ઉતારવાની ગોઠવણુ માટે તૈયારી કરી રહે છે. આવા ૯/૧૦ ભાગોને લગતા સ્તરો આ ઉપઘરી-દખ્યુ ઉપરના ભ્રચકને બનાવે છે. આની સમજ માટે જુઓ ફ્રશો-ગર્દ સીલવર જુબીલી મેમોરીયલ વોલ્યુમ પાને ૭૯. આ ભ્રચકમાંની બળાબળી-નજરાતો પ્રમાણે ગેઉશ્નની કુદરતે પછી અનાસરી જગતના અદઘરી-પઘરી-દખ્યુઓ કીધા, તેઓના ભુવનો કીધા, ઝમરીરો કીધી, અને તે ભુવનના ઉપરની અનેક આપણા જેવી દુન્યાઓ કીધી. હવે તે દરેક દુન્યા ઉપર પેલાં નહી સુધરેલાં રૂવાનોમાંના અમુક ગુરૂહો જવા સરજાયાં છે. અહિંયાં આ આપણી જેવી અનેક દુન્યાઓમાં બગોબખ્ત અને ફ્રશો-ગર્દને લગતાં મઝદદાત પ્રમાણે રૂવાનો વહેંચાઇ જશે. આમ ત્યારે તે બધી દુન્યા જેઓ ઝરેહ કેઆંસેની ઉપરજ છે તે દુન્યાના છુટાં છુટાં આસ્માનો થઇ રહે છે, જે આસ્માનોમાં દરેક છુટા છુટા ભ્રચકો થઇ રહે છે. ઝરેહ કેઆંસે ઉપર તે દુન્યાઓ-અને તેટલા માટે આપણી ગેતી એવી રીતે ગોઠવાયલી છે કે પેલા ઉપઘરી-દખ્યુ ઉપરના ભ્રચકોનો પેવંદ તે દરેક ભ્રચકને મળે. ઉપઘરી-દખ્યુ ઉપરના ભ્રચકને મીનો કરકોના ભ્રચક સાથે પેવંદ છે અને મીનો કરકોનું ભ્રચક અનગ્ર રઓચ સાથે પેવંદ રાખે છે-એટલે આ બધા ચાર રીતના ભ્રચકો એક ચલીત લીટીમાં છે એવી રીતે કે ગેતીનાં ભ્રચક ઉપરની એક રાસી પોતે ઉપઘરી-દખ્યુ ઉપરની અને ત્યાંથી મીનો કરકો ઉપરની રાસી સાથે અને ત્યાંથી અનગ્ર રઓચ ઉપરની રાસી સાથે દોરેલી લીટીનો સંબંધ continuation બતાવે છે. આ અતી અઘરી અને ગુહ્ય બાબદ જે દએનમાં છે તે હિન્દુ શાસ્ત્રોમાં છે પણ કોઇકથીજ સમજાયલી લાગે છે. આપણે આપણી ગેતીને હવે જોઇએ.

ગેતીની ઉપર એમ હવે ભ્રચક થઇ રહયું અને તે ઉપઘરી-દખ્યુના ભ્રચક સાથે સંબંધ થયો-ઉપઘરી-દખ્યુના ભ્રચકનોજ તે વધારો થયો-આ ગેતીની ઉપરના ભ્રચક થવા માટે જે સ્તરો છે તેઓ ગેતીની ઉપરની વસ્તી જે માનવોની-જાનવરોની-ઝાડપાનની અને ખનીજની થવાની છે તે બધાંનાં રૂવાનોને લગતા સ્તરોમાંથી છે. આમ આપણે સૃષ્ટી-રચના થવા માટેના ભ્રચકોનો સંબંધ જોયો.

અનગ્ર રઓચનું ભ્રચક અને તેનો જવાબ લઇ જનાર ગામ રાન્યો સ્કેરેતીમ; આ જવાબ પ્રમાણે ગામ રાન્યો સ્કેરેતીમ મારફતે નીચેના ત્રણ ભ્રચકો થઇ રહે છે.

**(૧)**

મીનો કરકોનું ભ્રચક અને તેની જુફતમાં કામ કરતી ગાવે–અઝ કે જેમાં દુઇ છે –ધના છે પણ સહેલાઇથી જીતાઇને ફ્રશો–ગર્દ થઇ રહે છે. આ ભ્રચક ચલીત નથી; જોજનમાં જોજન વર્ષેબી ભાગ્યેજ એક સેંકડ જેટલું ચાલે.

**(૨)**

ઉપઇરી દખ્યુનુ ભ્રચક (જેઓ ચલીતમાં થી તે) અને તે સાથે કામ કરતી ગેઉશોની હંમેશની મારામારીવાળી ધનામીનની અજીત હાજરીનો ભાર ખમતી કુદરત કે જેને અશો જરથુશ્ત્રનું કેહપ તેમ વારતન કર્દના ભેદનું ગેતી ઉપરનું તન મદદ કરે છે, જેમાં ફ્રશો–ગર્દ તુરતાતુરત જલદી જલદી થતો નથી પણ તે કરવાનો છે, માટે અનાસરી અનેક દુન્યાઓ–અનેક ગોલ્લાનો બને છે જે દરેક દુન્યાઓ આસપાસ ચલીત ભ્રચક રહે છે. એમાંની

**(૩)**

આપણી ગેતીની ઉપરના અસ્મનું ભ્રચક અને તે ભ્રચક સાથે કામ કરતી પેલી ગેઉશોની ધનાની અજીત હાજરીનો ભાર ખમતી કુદરત. **આ ભ્રચક ચલીત** છે. દર વર્ષે ૫૦ ૧/૧૦ સેકંડ જેટલું ફરે છે એટલે ૧૬૩૮ વર્ષે એક રાસી ૩૦ ડીગ્રી જેટલું ફરે છે.

ત્યારે ગેતી ઉપરનું ભચક ઉપધરી-દખ્યુના ભચક પ્રમાણે ચાલશે. ઉપધરી-દખ્યુનું ભચક મીનો કરકોના ભચકથી ચાલશે. આ બધાને દોરવનાર ગામ શન્યો સ્કેરેતીમની હસ્તીનાં આસમાનની કુદરત છે. આ કુદરત પોતે અનગ્ર રઓચના ભચકને ચલાવનાર અહુરમજદ અને યઝતો પાસેથી હીદાયત મેળવે છે.

પહેલા ગીનો કરકોની કુદરત ગાવે-અઝ ઉપર ધના જીતાઇ જાય છે અને અમુક અમુક વખતે ફ્રશો-ગર્દ થયાજ કરે છે.

બીજા ઉપધરી-દખ્યુ ઉપરની કુદરત-ગેઉશોની કુદરત ઉપર ધના અજીત જેવો છે અને એક દરેઘો ખદાતની આખરીએ અને બીજા દરેઘો ખદાતની શરૂઆતમાં ધીમે ધીમે સ્પેના ઉપર જીત મેળવવાનો દાવ સાધીને બીજા દરેઘો ખદાતના ૪,૦૦૦ વર્ષ લગીમાં તુર બરાતુર જેને ગાથામાં દ્રેગવોબીશ અએષેમ કહયો છે તેને ઉભો કરીને સ્પેનાને જીતવાનો સ્વપ્નો જોઇ રહે છે. આ વખતે ઉપર કહયું તેમ ઉપધરી-દખ્યુની કુદરતની ઉપર જરથુશ્ત્રનું કેહર્પ જે અમશાસ્પંદોમાંનું એક છે તે આવે છે, અને તે ઉપધરી-દખ્યુની કુદરતમાં મીનો ગાસ સ્થાપીને વધુ ત્રેવીશ વીસ્પે રતુ ઉભી કરીને ધનાને હઠાવવાની તઇયારી કરી રહીને ગેતીમાં જન્મે છે-વીર તન કર્દની ગતીનું ગવ-ચીથ્રનું તન પણ જે આતશી અનાસરનું ઓળા વગરનું માંગે ત્યારે થઇ શકે તેવું તન કરીને જન્મે છે.

## ગેતી ઉપરના ભચકમાં સૈયારાઓ ફરવાની મુળ બે રીત--એકથી યાઈર્યનું વર્ષ આજે ૨૧ મી માર્ચે થઇ રહે છે-બીજાથી સરેદનું વર્ષ આજે ૯ થી તે ૧૩ મી એપ્રીલ લગીમાં (જુદા જુદા પંચાંગો પ્રમાણે) થઇ રહે છે તેઓની વીગત.

ત્યારે હવે ઉપધરી-દખ્યુ ઉપરની ગવની કુદરતમાં ગાસ થવે ત્યાંના ઉપધરી-દખ્યુ ઉપરના ભચકના ફરવાની શરૂઆત કરવાના હિસાબ બે રીતના થઇ જાય છે, કેમકે જે કંઇ નેઆમતો જેવી કે અવસરો ઉપર ઉતરતી નેઆમતો-ગાહામ્બારોની નેઆમતો જે દાદાર જગતની ઉપર કરમ બક્ષેશ તરીકે જગતના ચાલવા માટે-જીવવા માટે-ભોગવટા .શવા

માટે મોકલે છે, તે બધી કરમબક્ષેશો અનગ્ર રઓચના ભ્રચકની બળાબળીથી નસીહત પામી ફરી રહેતી **ગામ રાન્યો સ્કેરેતીમની** કુદરત મારફતે એટલે ગરદુને-ગરદાન મારફતે મીનો કરકોના ભ્રચકમાં થઇને ગાસમાં ઉતરીને પછી ત્યાંથીજ આ ઉપઇરી-દખ્યુના ભ્રચકમાં આવીને ગેઉશોની કુદરત મારફતે આપણી ગેતી ઉપરના ભ્રચકની ઉપર ઉતરશે. પણ જે કંઇ બીજી રીતના પ્રવાહો કર્મ-બંધનને લગતા હશે કે માનવની ઉપર સુખ દુખ પડે છે-મોત જીવન થાય છે કે બીજા ભલા બુરા ભોગવટાઓ થાય છે તેમ જગત ઉપર સુખ દુખ કે આફત આવે છે લડાઇ-દુખ આફત રેલ કે આબાદી આવે છે,-એવા જે કર્મ-બંધનના સઝા જઝાના પ્રવાહો ઉતરવાના છે તેઓબી ઉપર કહેલી રીતે ફરતાં આસ્માનની ગરદુને-ગરદાનથી એટલે **ગામ રાન્યો સ્કેરેતીમ**થીજ મીનો કરકો ઉપર ઉતરીને પછી **ગાસમાં જયા વગર** સીદ્ધા ઉપઇરી-દખ્યુના ભ્રચકમાં ઉતરીને પછી ગેતી ઉપરના ભ્રચકમાં ઉતરે છે. આમ થાય છે માટે નેઆમતોને ઉતરવા માટેનો હીસાબ અને તેઓને ઉતારવા માટેની શરૂઆત અને ત્યાંથી થતું વર્ષ એક રીતનું છે, અને ઉપર કહેલો કર્મ-બંધનનો કેશારી પ્રવાહો ઉતરવાનો હીસાબ અને તેઓના ઉતારવા માટેની શરૂઆત અને ત્યાંથી થતું વર્ષ બીજી રીતનું છે. એમ બે હીસાબો પ્રમાણે ઉપઇરી-દખ્યુનું ભ્રચક ચાલે છે અને તે ઉપઇરી-દખ્યુના ભ્રચકની હીદાયત હેઠળ આપણી ગેતી ઉપરનું ભ્રચકબી પોતાના ફરવાના વધુ હીસાબ પ્રમાણેના બે હીસાબથી ચાલી રહે છે. એટલે આપણું ભ્રચક ફરતું રહેતું હોવે તે બે રીતના હીસાબોનાં તે ફરવાનો હીસાબબી લેવાનો છે. ઉપર કહેલી નેઆમતો પડવાનું વર્ષ તે યાઝ્દર્ય છે જે ઉપર કહેલા અરપીન યવીનના સ્તર આગળથી શરૂ થતી રાસીમાં રવી આવવે શરૂ થાય છે અને નવરોજનો પહેલો દીવસ કરે છે, અને પેલી બધી કેશારી કર્મબંધનનું વર્ષ તે સરેદ છે જેની શરૂઆત ઉપરનાથી જુદી છે. હાલમાં રવી ૨૧ મી માર્ચથી જે વર્ષ શરૂ કરે છે તે યાઝ્દર્યનું છે અને તેના પહેલા દીવસને નવરોઝ કહે છે. અને રવી હાલમાં ૯ થી ૧૩ મી એપ્રીલમાંના કોઇક દીવસથી વર્ષ શરૂ કરે છે તે વર્ષ સરેદનું છે જે કર્મ-બંધનનું કેશારી છે.

## મેશ રાશી અને નવરોજ કઇ રીતે જોડાયલા છે. અસ્પીન યવીનનો સ્તર તેની ઉપયોગીતાની સમજ. ફસલના પ્રવાહ ઉતરવાનું વર્ષ અને કર્મબંધનને માટેનું વર્ષનું જુદાપણું; નવરોજના ભેદાની હકીકતી અને તરીકતી સમજ; ગેતીની બ્રહ્માંડમાં ચાલ અને તેને નવરોજ સાથનો સંબંધ.

મેશ રાસીમાંના અસ્પીન યવીન આગળથી રવી વર્ષને શરૂ કરે છે એમ જ્યારે કહે છે ત્યારે મેશ રાશી મીનો કરકો અને ઉપધરી-દખ્યુના મુકીમ સ્થીર બ્રચક્રોની સમજવાની છે, કેમકે તે બ્રચક્રો સ્થીર છે; જોજનના જોજન વર્ષે જરાક એક સેકંડ ફરી રહે માટે મુકીમ કહેવાય. ત્યારે મીનો કરકો ઉપરની મેશ રાસીની શરૂઆતમાં જે અસ્પીન યવીનનો સ્તર છે તે અનગ્ર રઓચ ઉપરના અસ્મ ઉપર કે જ્યાં બ્રચક્ર છે તે આસ્માન ઉપરના **આતરે એરેઝો-સવંઘહ આતશ** (કે જેમાં અહુરાના મીથ્ર-સ્પેન્તનું રૂવાન મળેલું છે અને એમ તે મુળ **આતરે એરેઝો-સવંઘહ આતશ** સાથે મળેલો સ્તર કરે છે તે **આતશ**)ની રેજાળ પડીને થયો છે. આ સ્તરની રેજાળ પછી ઉપધરી-દખ્યુ ઉપરના મુકીમ મેશ રાશીની શરૂઆતનો તેજ નામનો સ્તર કરી રહે છે. આ અસ્પીન યવીનના સ્તર આગળથી તે બ્રચક્રોમાંના રવી પસાર થાય છે ત્યારે નવીનતાનો પ્રભાવ જગતમાં જામી રહે છે. **ગેતી**ની ઉપરનું બ્રચક્ર અમુક હિસાબસર ફરે છે. **ગેતી** ઉપરના બ્રચક્રના સ્તરો છે જેઓ આપણે ઉપર જોયું તેમ **ગેતી**ની ઉપરની માનસ અને બીજી હસ્તીના રૂવાનોને લગતા છે. આ સ્તરોના જુમ્લાથી **ગેતી**નું બ્રચક્ર થયું છે. આ સ્તરોની ઉપર યઝતોના મીથ્રોથી ઉપર કહી તેવી બાર રાસી અને ૨૭ મંજલો ઉપરના જેવીજ થઇ છે. પણ અમુક રીતે ફરતા **ગેતી**ના બ્રચક્રના આ સ્તરોમાં એકજ ઠેકાણે મુકીમ થઇને ઉપરના મીનો કરકો અને ઉપધરી-દખ્યુના મેશ રાશીની શરૂઆત કરતા **આતરે એરેઝો-સવંઘહ**ની રેજાળમાંથી થયલા અસ્પીન યવીનના સ્તરની રેજાળથી અસ્પીન યવીન તરીકે ચલકી રહે છે. આપણી **ગેતી**ની ફરતી રાશીઓ એક પછી એક જ્યારે આ સ્તર આગળ આવીને શરૂઆત કરશે ત્યારે તે અસ્પીન યવીન તે તે રાસીનો પહેલો સ્તર ગણાશે અને ત્યાં આગળ રવી પસાર થઇને નવીનતાના પ્રવાહો જેને નવરોજના પ્રવાહો કહે છે, જે પ્રવાહોને ખુદનેથી અસ્પીન યવીનના પ્રવાહો કહે છે, તેઓને જગત ઉપર ઉતારશે. આ અસ્પીન યવીન **આતરે એરેઝો-સવંઘહ**માંથી

અને તે આથમાં મળેલા અહુરાના તે માંથ-સ્પેન્તના ઉરવાનમાંથી હોવે તે **અસ્પીન યવીન** જગતમાં તાઝગી-રામેસ્ની એવી તો પાથરશે, કે અહીરીમન ખુદ તેની અસરથી તેટલો વખત લગી ગાબ્યોદાદનો થઇ જશે; અહીરીમન ધનામીન સાથે રહીને ગેયા સ્પેનામીન સાથે હાથ મેળવશે. એમ સુક્ષ્મ રીતની ક્ષફ્ન અને રોક્ષ્નની શકિત સમ થવે જડ રીતનો રઓક્ષ્નનો દીવસ જડ રીતની ક્ષફ્નની રાત્રીની બરાબરીનાં થશે.

આવી હકીકતી સમજ ફસલના પ્રવાહોની ઉતરતાની શરૂઆત માટે એટલે ગાહામ્બારોના પ્રવાહોના ઉતરવાની શરૂઆત માટે એટલે અવસરોના પ્રવાહોના ઉતરવાની શરૂઆત માટે એટલે રતુ-ક્રિતીના એટલે નવરોજ મહેર હગામ અને બીજા અવસરોના શુભ પ્રવાહોના ઉતરવાની શરૂઆત માટે એટલે ઉપયનના ઉતરવાની શરૂઆત માટે છે. નવમી એપ્રીલથી ૧૩ મી એપ્રીલે શરૂ થતું વર્ષ ઉપરના પ્રવાહો ઉતરવા માટે નથી, તે વર્ષ કેશારી પ્રવાહ ઉતારવા માટે છે. આજે અસ્પીન યવીન આગળ રવી આવીને યાર્થ્યના વર્ષની શરૂઆત કરે છે અને અસ્પીન યવીનના તરી તાઝગીવાળા શાદી રામેસ્ની અને અમીના=પુસ્કગતાવાળા ગોહરના પ્રવાહો ઉતારે છે તે અવસર ૨૧ મી માર્ચે પડે છે. આમ થવાનું હકીકત કારણ ઉપર જોયું. પણ દેખીનાં કારણો જેને કુદરતની તરીકત કહે છે તેવાં તરીકતી કારણો ગેતીના પોતાના ફરવામાં અને ભ્રચક્રના ફરવામાં આવી ઉભા રહે છે, જેને આજે precession of equinoxes કહે છે તેમાં આવે છે. આજે આપણી ગેતીના ભ્રચક્રનો હિસાબ તે ભ્રચક્રના ફરવા પ્રમાણેનો તેમ તે ભ્રચક્રને મુકીમ કરીને લીધેલો છે જેને સાયન અને નીરયણની ગણત્રી કહે છે. આજે અસ્પીન યવીનનો ઉપર કહેલો **આતરે એરેઝો-સવંઘહુ**ની રેજાળથી થતો સ્તર-અહુરાના માંથ-સ્પેન્તના રૂવાનની ચલકાતોનો એક ચલકાત ચલીત રાશી ચક્રની અશ્વની અને રેવટીના સ્તરોના ઝુમ્ખાની વચમાં કોઇ એક ઠેકાણે જગા રોકે છે અને ગેતીના બ્રહ્માંડમાંની અચલીત રાશીના પુર્વભાદ્રા અને ઉત્તરાભાદ્રાના સ્તરોના ઝુમ્ખાઓની વચમાં કેઠે? એઠું છે અને **આ અસ્પીન યવીનનો હમજાત=સામે પડતો ઓળો જેથી મહેર હંગામ થાય છે** તે મરકઝ આ અચલીત રાશી ચક્રના ઉત્તરા ફાલગુણ અને હસ્ત નામના સ્તરોના ઝુમ્ખા-નક્ષેત્રોના સ્તરોની વચમાં કેઠે? એઠું છે.

ગેતી ઝરેહ કેઆંસે ઉપર એટલે બ્રહ્માંડના મીનો દરયાવ ઉપર તરી રહે છે-ચાલી રહે છે. તે ગેછી આ બ્રહ્માંડનાં દરયાવ સપાટી ઉપર હળોવી

થઇને તરી રહે છે એટલે ગેતીની કમર ઉપરની ગોળ લીટી equatorનું ગોલાન ગેતીનો કમરબંદ જેને વીષ્વવૃત કહે છે તે, ક્રાંતીવૃત્ત જે આ ઝરેહ કેઆંસે-બ્રહ્માંડની મીનો દરયાવની સપાટી છે તેની સાથે હમ થઇને એક ઉપર એક રહીને રહેતાં નથી પણ ઢળેલાં થઇ જાય છે-માટે ગેતીનું ગોલાન ઝરેહ કેઆંસેમાં આડું થઇને તરી રહે છે-સીદ્ધી કમરે તરી રહેતું નથી. ગેતી આવી રીતે ઝરેહ કેઆંસે ઉપર દોરાન કરી રહે છે-ફરી રહે છે. ફરતી વખતે ખુદ પોતે પોતાની ઉભી લીટી ઉપર ચકકર ખાતી ખાતી ફરી રહે છે એટલે દ૦વાર કરતી રહીને દોરાન કરી રહે છે અને દોરાન કરે છે ત્યારે ઢળતી રહીને દોરાન કરે છે. પણ જ્યારે જ્યારે રવીના મધ્યબીંદુ સાથે ગેતીનું મધ્યબીંદુ એક સીધ્ધી લીટીમાં જોડાઇ જાય છે ત્યારે ત્યારે ગેતી જે આડી થઇને ઝરેહ કેઆંસેના મીનો દરયાવમાં તરે છે તે સીધ્ધી થઇને તે ઝરેહ કેઆંસેના મીનો દરયાવમાં તરે છે, કે જેથી ઝરેહ કેઆંસેની સપાટી નામે ક્રાંતીવૃતની સાથેજ તે તરતી ગેતીની કમર ઉપરનો કમરબંદ વીષ્વવૃત્ત સાથે થઇ રહે છે-એક એક ઉપર મુકાઇને રહે છે. આ વખતે દીવસ રાત્રી એક થઇ જાય છે. આ દેખીતો બનાવ છે. રવી જ્યારે અસ્પીન યવીન આગળ આવે છે ત્યારે આ અસ્પીન યવીનના પ્રવાહો જે નવીનતા આપે છે-શાદી રામેશ્ની આપે છે-અમી આપે છે-પુશ્કળતા આપે છે તેઓને ગેતી ઉપર પાડે છે. આ વખતે રવીનો મીનો ગેતીના મીનોને ઉસ્તવાર કરે છે. પોતાનાં મધ્યને ગેતીનાં મધ્ય સાથે જોડી નાંખે છે અને ગેતીને હોશીઆર કરે છે. ગેતી ઉસ્તવાર થઇને તે પ્રવાહોને લઇ રહે છે. એમ ત્યારે જ્યારે જ્યારે રવી અસ્પીન યવીનની મુબારક અસરો ગેતી ઉપર પાડે છે ત્યારે હુવરે ક્ષએતનો મીનો ગેતીના મીનોને ઉશ્તવાર કરે છે જેથી ગેતી પોતાની ધરી ઉપર સીદ્ધી થઇ જાય છે-મધ્ય રેશા ( axis ) નું સીધ્ધાપણું ધારણ કરે છે, અને ક્રાંતીવૃત્ત જે બ્રહ્માંડના મીનો દરયાવની સપાટી છે તેની ઉપર પોતાની કમરનો કમરબંદ વીષ્વવૃત્તને મેળવી દે છે. એમ તે ઝરેહની ક્રાંતીવૃત્તની સપાટીની સમાંતરીમાં પોતાની કમરના કમરબંદ equatorના વીષ્વવૃત્તને જોડી દઇને સીધ્ધી ટટાર તરી રહે છે-જેથી સ્થુળથી સુક્ષ્મ રીતના રએોક્ષન-ક્ષફનના ભેદો જેઓ ધના-રપેનાની સામસામેના તરીકે છે તેમ દીવસ-રાત્રી તરીકે છે તેઓ સમ થઇ જાય છે એટલે રએોક્ષન અને ક્ષફન દોસ્તી કરી હાથો મેળવે છે-બેઉમાં ઇનસાફની ઝમીર વ્યાપે છે. આવી ગતી જે થાય છે તે ટટાર થયલી ગેતી રવીથી ઉતરતા

અરપીન યવીનના પ્રવાહોને લે છે તેથી થાય છે, જેથી જગતમાં તેટલો વખત કે જ્યારે તે ગેતી એમ ટટાર છે-પોતાની કમરબંદના વીષ્વવૃત્તને બ્રહ્માંડના મીનો દરયાવની સપાટી ક્રાંતીવૃત્ત સાથે મેળવેલી છે-તેટલા ૨૪ કલાક લગી શાદી રામેશ્ની જામી રહે છે, અહુીની અંદર ધનસાઈ ઝમીર આવે છે અને પોતાની બહેન ગાઓયોદાદને મલીને ફ્રશો-ગર્દ કરવાનો સ્વપ્નો જોઈ રહે છે. આમ તે મુબારક હીંગામ પડે છે કે જેને જમશેદી નવરોઝ કહે છે. ત્યારે રવીનું મધ્ય અને ગેતીનું મધ્ય એક સરખી લીટીમાં આવે છે ત્યારે રવી પોતે અરપીન યવીન આગળજ હોય છે, અને તે અરપીન યવીન ભ્રચક્રની રાસીઓમાંની કોઈક રાશીની શરૂઆત કરતો રહે છે. આ રાસી કઈ છે તે શોધવાનું રહે છે. ઉપર કહયું છે કે મીનો કરકો ઉપરની મેશ રાસી મુકીમ છે તેમ ઉપઈરી-દખ્યુ ઉપરની મેશ રાસી મુકીમ છે અને તે મેશ રાસીની શરૂઆત અરપીન યવીન ઉપરથી છે પણ ગેતીનું ભ્રચક્ર ફરે છે તેમ ગેતી ખુદ પોતાની ધરી ઉપર ચકકર ખાતી ખાતી ફરે છે. માટે ગેતીના ભ્રચક્રની ફરતી રાસીઓ ઉપરની મીનો કરકોની મુકીમ રાસી સાથે એકયતામાં આવે નહિ એટલે ઉપરની મુકીમ રાસીઓ ગેતીના ભ્રચક્રની રાસીની સમાંતરીમાં રહે નહી. દર વર્ષે ૫૦ ૧/૧૦ સેકંડ જેટલો ફરક થયા કરે. એટલે ૧૬૩૮ વર્ષે એક રાસીનો ફરક પડી જાય. આમ નવરોજનું મરકઝ અરપીન યવીન રાશીઓમાં ફરતું લાગે છે.

ત્યારે અરપીન યવીન આગળ રવી આવે છે ત્યારે રવીનો મીનો ગેતીના મીનોને ઉસ્તવાર કરીને પોતાના મધ્યમાં ગેતીના મધ્ય સાથે જોડીને અરપીન યવીનના મુબારક પ્રવાહોને તે ગેતી પુર્ણતામાં લે એમ કરે છે અને ૨૪ કલાક પછી રવી જયારે તે અરપીન યવીન છોડીને આગળ ચાલે છે કે ગેતી પાછી આડી થઈને ઝરેહ કેઆંસેમાં તરે છે. પણ આ અરપીન યવીન પોતાનો હમજાત તે ભ્રચક્રના સ્તરો જેઓ પોતાની સામે છે તેઓમાં પાડીને એક સ્તર ઉભો કરે છે. આ સ્તર આગળ પાછો રવી પછીથી આવે છે ત્યારે રવીનો મીનો ગેતીના મીનોને પાછો સચેત કરીને ઉસ્તવાર કરે છે, જેથી ગેતી પાછી પોતાની કમરના કમરબંદ વીષ્વવૃત્તને ઝરેહની સપાટી ક્રાંતીવૃત્તની સમાંતરમાં લાવે છે-ગેતી સીદ્ધી થઈ રહે છે, કેમકે રવી આ અરપીનના હમજાતના સ્તરના ભલા પ્રવાહો જે આતંરે બેરેઝો-સવંઘહના અને

અહુરાના મઇથ્રે-સ્પેન્તનાં રૂવાનને લગતા છે તેઓને નીસ્તી ઉપર પાડવાના છે માટે ગેતીને આપવાના છે. ગેતી તેઓને પુરી રીતે લાઇ રહે માટે ગેતીને સીદ્ધા ઉસ્તવાર થવાનું છે. આ વખતેજ રઓક્ષ્ન અને ક્ષફનના બેઉ સુક્ષ્મ સ્થુળ ભેદો સમ થઉ જાય છે. આ વખતને મહેર હંગામ કહે છે.

**વર્ષની બે મુળ જાત ફસલી અને મન્જલીની સમજ; ગાહા-મ્બારના અવસરો અને પરવરદેગાનના અવસરોને ભુચક્રની રાસીઓના સંબંધ વીષે. વહિજક ગતીની રાસીઓ તે શું. યાઇર્ય અને સરેદની ભણાત-તેઓના છુટા થવું-તે બધાને વખત સાથનો ગાહામ્બારો સાથનો સંબંધ. અવરદાદ સાલગાહ રોજની ઉત્પત્તી ઉપયોગીતા-તે વખતે ભણાતી ખોરદાદ અને ગાથાઓની ક્ષ્નુમનનો ભેદ શો છે? કુદરતમાં કાળી સફેદ બાજુની નીરંતર લડાઇઓ સાથે ગાહોનો અને અવરદાદ સાલગાહ રોજનો સંબંધ -નવરોજ મહેર હંગામનો પ્રભાવ. અનાસરો ચારજ હોયપાંચ નહી તે બાબદને ફસલ સાથનો સંબંધ. પરવરદેગાનના દીવસો સરેદના કાંય અને નવરોજથી અમરદાદ લગીના રોઝ યાઇર્યના કાંય? અષાઉનાંમ ફ્રવષિનો ભાવ આ બધામાં.**

પહેલાં વર્ષ બે જાતનાં રહે છે તે નોંધવું. એક જાતનાં વર્ષને ફસલી સાલ એટલે જીવનને ટેકવનાર અને વૃદ્ધિએ પુગાડનાર નેઆમતો ઉતારતું સાલ કહે છે. બીજી જાતનાં વર્ષને મન્ઝલી સાલ એટલે સુખ દુખના ભોગવટા માટેનું સાલ કહે છે. ફસલી સાલમાં વહીઝકી અને કુશ્રમુરદી બે પ્રકારો બંધાયલા છે જેઓ ચાર વર્ષનો એક જમુઅ ઉભો કરે છે. એટલે એમ કહેવાય કે ફસલી સાલ ચાર ચાર વર્ષોનો એક ગરૂપ ઉભો કરે છે. ત્રણ વર્ષ લગીના વર્ષો કુશ્રમુરદી એટલે કસર સાથના કહેવાય અને ચોથું વર્ષ વહીઝકી એટલે કસરને સમારનારૂ કહેવાય છે. એમ ફસલી સાલનો ભેદ છે. બીજું મન્ઝલી સાલ તો મામુલી પ્રકારની વર્ષની

ગણુત્રીનું રહે છે. કરમ બક્ષેશની નેઆમતો કે જેથી જગત-માનવ-દરેક ચીજ જીવે છે-ટકે છે-વૃદ્ધિએ પુગે છે તેઓને **વીખીઝ થવાના પ્રવાહો** કહે છે. પણ કર્મ-બંધનના પ્રવાહો કે જેથી સુખ દુખ મળે છે તેઓને **મન્ઝલી પ્રવાહો** કહે છે. રવી જયારે અરપીન યવીનનાં મરકઝથી પોતાનો દોર શરૂ કરીને પાછો ત્યાં આવે છે ત્યારે તે દોરને ફ્રસલી એટલે **વહીઝકી દોર** કહે છે, કેમકે તે વખતે રવી વીખીઝ થવાના પ્રવાહોને ગેતી ઉપર ઉતારે છે. આ વખતે રવી જે જે રાસીઓમાંથી પસાર થાય છે તે તે રાસીઓને અને તેઓના પેશ પડતા મહીનાઓને વહીઝક મહીનાઓ કહે છે એટલે મીનોઇ વૃદ્ધિ કરનાર મહીના કહે છે. આ વર્ષને **ફ્રસલી વર્ષ** કહે છે. રવી જયારે અરપીન યવીન સીવાયનાં બીજા કોઇ મરકઝથી વર્ષનો દોર શરૂ કરે છે ત્યારે કેશાશી પ્રવાહો જેઓને **મનઝલી** પ્રવાહો કહે છે તેઓને ઉતારે છે. આવા વર્ષને **મનઝલી સાલ** કહે છે. રવી જયારે અરપીન યવીનથી વર્ષનો દોર શરૂ કરે છે ત્યારે રવી રથવ્ય ચક્ર ઉભુ કરે છે એટલે દાદારના ફરમાન બરદાર રતુના હોકમસરનાજ એટલે ફ્રશો-ગર્દ થાય તેવોજ દોર ઉભો કરે છે. રથવ્ય ચક્રનો દોર તે છે કે જેથી અચલીત ભચક્રોની રાસીઓ ગેતીના ચલીત ભચક્રોની રાસીઓ સાથે રાદ પેવંદ થઇ રહે એટલે અચલીતની મેશ રાસી સાથે ચલીત ભચક્રની મેશ રાસી સાથે સંબંધ થઇ રહે. પહેલે આટલી નોંધ ધ્યાનમાં લેવાની છે.

રવી અરપીન યવીનમાં દાખલ થઇને રથવ્ય ચક્રની ગતીને તેઝ કરે છે અને ગેતીમાં તે વખતે એટલે નવરોઝે નવ બહારને પાંથરે છે, ગેતીની રઓક્ષન=સફેદ બાજુ અને ક્ષફ્ન=સીહાઇ બેઉ એક એક સાથે ઇનસાફથી વર્તે તેવી ગતીમાં આવે છે, ગોયા તેઓ વચ્ચે કોલકરાર થાય છે, માંગતું લેહણું રારતીથી અદા થઇ રહે છે. એમ ગેતીમાં નવરોઝે ધમી મટી જઇને શાદી પંથરાય છે. રવી પહેલી રાશીમાં પછી આગળ વધતો જઇને ત્યાંની ગતીને-ચીથ્રોને યાઇર્ય અને સરેદ મારફતે ઉતારી રહે છે. દરેક રાશીના ૩૦ ભાગ છે. દરેક ભાગ ગેતીના એક દીવસ સાથે સંબંધ રાખે છે. દરેક ભાગની અસર જે રવી ઉતારે છે તેને, ચોકકસ યઝતો, જેઓ તેટલા ભાગની ઉપર એટલે તે દીવસ ઉપર મવકકલ છે, તે યઝત (જેના ઉપરથી તે દીવસનું નામ પડે છે) તે ગેતીમાં ઉતારી રહે છે, પાંથરી રહે છે, અને તેમાંથી નતીજો કાઢી આપે છે, કે જેથી ફ્રશો-કેરેતી થતી આવે. પહેલે **સાત અમશાસ્પંદો તેઓના નામોવાળા**

સાત દીવસોમાં ઉસુલ રાદી મીશ્રો કે જેથી સુષ્ટી થઈને તરશે તેવા ચીશ્રોને ઉતારીને તેમાંથી જવાબ કાઢે છે, જેને પછી આઠમે દએ-પ-આદરને દીવસે ગેતીમાં પાંથરે છે. એમ બજાવણી કરે છે, માટે તે દીવસને દએ=બજાવણીનો કહે છે. ગેતી તેથી તોરીક લઈને, ભલાઈનું તત્વ ભલો ખોરાક ઉભો થાય, તેમાં ભલા પ્રવાહો ઉતરીને ગેતીના ગએથાને પુષ્ટી આપીને નીચલી પેદાયશોને ટેકવે અને અંશો જે ખેંચવાના છે તેઓને છોડવીને ભલી ગતીએ પુગાડે, તેવો સામાન આદરથી ગોશ રોઝ લગીમાં કરી રહે છે, જેને દએ-પ-મહેરને રોજે ગેતીમાં પાંથરે છે. આમ ભલી અસરો પંથરાવાથી પછી મહેરથી ગોવાદ યઝતના રોજ લગીમાં ભલો અમ્લો ચઢી રહીને, હોરમજદની તાબેદારી થઇ શકે અને ઇનસાની ઝમીર થાએ અને ઉરવાન-દરોસ્તી તરફ જવાએ અને તેમાં ફીરોજી મેળવીને ખએત્વદથના હિંગામની ખુબી આણીને ભલી સત્તા મેળવવાની લાયકાત મેળવે તેવું વર્તન થઇ રહે છે, જેને પછી ગેતીમાં દએ-પ-દીન રોજે પાંથરે છે, જેમાંથી દીનથી મીનો અનેરાનના રોજ લગીમાં આખરે દએના ખીલે, અષીનો ભલો પ્રતાપ જામે, અને રાદ ગતી ઉભી થાય, અને આસ્માનની ઉંચી ટોંચે ચઢી શકાય, અને ઝામમાંની સ્પેન્ત આરમઇતીની ગતી મળીને માંથ સ્પેન્તની ગતીના અહુરાના રૂવાન સાથે મળી શકાય, અને અમર ગતીની ઉસ્તા પામી શકાય, તેવો હિસાબ ઉભો થાય છે. પણ આ હિસ્સો ગેતીમાં પંથરાતો નથી.

આમ ત્યારે દરેક વહિઝક મહિનામાં રવી રાશીઓમાં મુસાફરી કરતો ફરતો રહી જે અસરો ઉતારે છે તેથી તે મહિનાના ૩૦ દીવસોમાં ઉપર કહ્યું છે તેમ ફ્રશો-કેરેતી થઇ શકે તેવો પાક થઇ રહે છે. આમ સામાન્ય નાદ વહી રહે છે, જે નાદના થવાને નીરૂઇના ચીશ્રોનું પડવું-ઉતરવું એમ કહે છે. પણ રવી જ્યારે બીજી વહીઝક રાશીની અગ્યારમી ડીગ્રી આગળ ખુરશેદ રોઝ ઉપર આવે છે, ત્યારે તે બીજી રાશીમાં પયધંહુ છે, ગાઝીયાનું દુધ છે એટલે ગેતીમાં રસકસ આવે તેવી ગતી છે, જેને ખોરદાદે ત્યાં આણી છે, અને જે પયધંહુને તે રાસીના પરમ ઉંચ ગતીના સાહેબે ખીલવેલી છે અને યાઇર્ય+સરેદની વણાત થયલી ગતીઓને સોંપી છે, તે પયધંહુને-ગાઝીયાનાં તે દુધને ગેતીમાં વધુ ઉતારીને ઝમીનમાંના આરમઇતીના કશામાં રહેલા ગાહામ્બારના તત્વમાં ઉતારે છે. રવી જ્યારે ફરતો ફરતો ચોથી વહીઝક રાશીમાં આવે છે અને તે રાશીની

અગીઆરમી ડીગ્રી આગળ ખોરશેદ રોઝ ઉપર આવે છે, ત્યારે નામીયાનું તત્વ, વાસ્ત્રોદાતન્ય એટલે ઉગાડવાનું તત્વ-ફણગો કાઢવાનું તત્વ, જેને તે રાશીમાં ખોરદાદે મુકયું છે, અને ઉપર કહયું છે તેમ તે રાસીના પરમ ઉંચ સાહેબે ઉગાડયું છે અને યાઇર્ય અને સરેદની વણાતને સોંપેલું છે તે નામીઆનાં તત્વને ગેતીમાં ઉતારીને ઝમીનના આરમઇતીના કશમાં એકઠું કરે છે. એવી રીતે રવી ફરતો ફરતો જયારે છઠઠી વહીઝક રાશી-માંની ૨૬ મી ડીગ્રી આગળના આસ્તાદ રોજ ઉપર આવે છે ત્યારે મુસવરીયાનું તત્વ, હયય, જેને ત્યાં ખોરદાદે ઉભુ કીધું છે અને તે રાસીના પરમ ઉંચ સાહેબે ખીલવ્યું છે અને જેને પછી યાઇર્ય+સરેદની વણેલી ગતીને સોંપ્યું છે, તેને ગેતીની ઉપર ઉતારીને ગેતીની ઝામના આરમઇ-તીના કશમાં એકઠું કરે છે. આ મુસવરીયાનું તત્વ ફણગામાંથી પુર્ણ ગતીનું ઝાડ ઉગાડી શકે તેવું રહે છે. પછી રવી જયારે સાતમી વહીઝક રાશીની ૨૬ મી ડીગ્રી આગળના આસ્તાદ રોજ ઉપર આવે છે, ત્યારે મુવલદીયાનું તત્વ ફઉરવીશત કે જેને ખોરદાદે ત્યાં ઉભું કીધું છે અને તે રાસીના પરમ ઉંચ સાહેબે ખીલવીને યાઇર્ય+સરેદની વણાતને સોંપ્યું છે તે તત્વને ગેતી ઉપર ઉતારીને આરમઇતીના કશામાં એકઠું કરે છે. એમ બીજી-ચોથી-છઠઠી-સાતમી-દસમી અને બારમી રાશીની અંદરના નુરને તે તે રાશીના પરમ ઉંચ સાહેબો તે તે રાશીમાં જઇને વધારી દે છે, અને તે તે રાસીઓમાં ઉપર કહયું તેમ ગાઝીયાનું પયંઘહ (રસકસ આપનાર ગતી), નામીયાનું 'વાસ્ત્રોદાતન્ય' (પીલો ફુટાવી આપનાર ગતી), મુસવરીયાનું હયય (ઘાટ કાઢનાર ગતી), અને મુવલ-દીયાનુ ફઉરવીશત્ર (ફળ ઉગાડનાર ગતી), અને સરેદ યાને ફરોખ્ત-ખરીદ અને એરેતો કરેતનની બીજી બે ગતીઓ પેદા કરાવી આપે છે. ખોરદાદ અમશાસ્પંદ પોતાની યાઇર્ય અને સરેદની શકતીઓની મદદ તે તે રાશીઓના પરમ ઉંચ સાહેબને મોકલીને, ઉપર કહયાં તેવાં નુરી તત્વો તે તે રાશીમાં પકવી અપાવે છે. પછી જયારે રવી તે તે રાશીમાં જાય છે, ત્યારે તે તે નુરી ગતીને બહાર કાઢીને, યાઇર્ય અને સરેદની ગતી જે વણાઇને કામ કરી રહે છે તેઓને સોંપીને, ગેતીની ઉપર ઉતારીને ઝેમોમાં રહેલાં કશમાં એકઠી કરાવે છે. આમ ગેતીમાં ગાહામ્બારોના તત્વનાં હમેલનાં બુનો ઉભા થાય છે. પછી ગેતી જયારે રૂતુમાં-જુવાનીમાં આવે છે, ત્યારે તે તે બુનોમાંથી હમેલ થઇને તે હમેલનું બચ્ચું મોસમ તરીકે જન્મે છે. આ

**હમેલનાં બચ્ચાં થવાની વીગત એટલે જાહેર મોસમ થવાની વીગત ત્યારે ઉપર કહેલા ગાહાંમ્બારની વીગત જે બુનને લગતી છે તેથી જુદી છે તે નોંધવું.**

કુદરતમાં રઓક્ષ્ન અને ક્ષફ્નની હંમેશની મારામારી ચાલ્યાજ કરે છે. ચોક્સ વખતે તેઓ વચ્ચે સમાધાની થતી જણાવેલી છે. ચોકસ વખત લગી ક્ષફ્નનુ જોર વધતું દેખાડેલું છે, જેને જેર કરવામાં આવે છે. પણ ચોકસ વખતે ક્ષફ્નનું જોર હદની બહાર વધતું જણાવેલું છે, જે વખતે ખોરદાદ પોતાના હાથ નીચેના હમકાર પઝતો યાઇર્ય અને સરેદની ગતીને વણીને, તેમાંથી એક દએની ગતી ગાથા=સરદાર તરીકે ઉભી કરાવીને, ક્ષફ્નના જોર સામે મુકીને, તે ક્ષફ્નને પતમાન ઉપર લાવી મુકે છે. આ ગાથાને **અવરદાદ સાલગાહને** નામે ઇદમ્યતમાં ઓળખેલા છે, જેની આરાધનામાં ત્યારે ખોરદાદની અને ગાથાઓની ક્નુમન છે. ગાથાઓ પોતે પાંચ દએ=બજાવણીના મહાન દીવસો છે, અને આ અવરદાદ સાલગાહ જે છઠ્ઠો દએ છે, તે ખુદ પાંચ ગાથાઓની ગતીનો જવાબ છે. ગાથાઓના હિંગામ વખતે સરેદની ગતી હોય છે જેમાં ખોરદાદ યાઇર્યને ઉમેરી આ દએને ઉભો કરે છે. ઉપર જોઇ ગયા કે નવરોઝ અને મહેરગાંનને દીવસે તો ગોયા રઓક્ષ્ન અને ક્ષફ્ન વચ્ચે સમાધાની થાય છે, જાણે ફ્રશો-કેરેતી નજદીક આવતી હોય એમ લાગે છે. દીવસના હાવન-રપીથ્વન-ઉજિરિન ગાહોના ઉગવાની નવ મીનીટમાં ક્ષફ્ન જોર પકડીને લગભગ વીસ મીનીટ લગી રઓક્ષ્નને હંફાવી શકે છે. અઇવિસ્રુથ્રેમ ગાહમાં ખુદ ક્ષફ્નનો અધીકારજ રહે છે, જે ગેતીના દમને બંધ કરવા માંગે છે, જેની સામે રઓક્ષ્નની ગતી સાધ્ધી ઉભી રહી શકતી નથી, એટલા માટે મોટા મોટા આબેદો, ગવ-બરાનો પોતાની ગવ ઉપર સવાર થઇને ક્ષફ્નની સામે થાય છે, અને પછી જ્યારે ઉપહીન ગાહનો તલુ થવાનો વખત આવે છે એટલે રઓક્ષ્ન જે અત્યાર લગી ગેતીની ચોકકસ ચાલને લીધે રોકાઇ ગઇ હતી તે તે રોકાણને ચુકાવી જાય છે અને આબેદોની મદદે આવીને તે ક્ષફ્નને તાબે કરીને ક્ષફ્નની ગતીમાંની કેટલીક ગતીને ભલાઇવાળી ઉષા તરીકેની કરી શકે છે, જે ઉષા પછી હાવન ગાહમાં રઓક્ષ્નનો ભાવ ભજવે છે અને પોતા સાથની એક વખતે રહેલી ક્ષફ્નને ભલી બાજુ તરફ આવવા હિદાયત આપે છે. આમ દરરોજ રઓક્ષ્ન અને ક્ષફ્નની મારામારી અને તેનો અંજામ આવ્યા કરે છે પણ ચાર વર્ષની રવીની જાહેર ચાલને લીધે કસર ઉભી થાય છે. આ કસરને લીધે તેમંધહનું જોર ચોથાં વર્ષના પાંચમા ગાથાને છેડે ખુબ

વધી જાય છે અને હમેશનો નાશ કરવાની ગતી ઉભી કરવા સારૂ તે ક્ષફન હલ્લો લાવે છે, અને દુજનું જોર ખુબ વધારી દઇને અનાસરોની વૃદ્ધિ નહિ થાય એવો મોકો ઉભો કરવા જાય છે. આ વખતે રવી પોતાની બાતેન ચાલથી તે કસરને પુરી કરે છે, અને ચાઇર્ય અને સરેદ યઝતો, જેઓ ચોકકસ ગતીના ખાસ્ત્રીક મગનાતીક દોરો ઉભા કરીને પોતપોતાને લગતા વર્ષમાં તેઓને ચલાવે છે, તેઓની તે ગતીઓ મળી જઇને એક ઝરવાન ઉભી કરે છે, જે પેલા પાંચ ગાથાઓના નાયબ દયની માફક કામ કરનાર સરદાર તરીકે કુદરતમાં નેમાઇને પેલા તેમંધહના હદથી બહારના હોમલાને જેર લાવીને, ક્ષફનને નમાવીને સમાધાની કરીને, નવરોઝને દીને ક્ષફન સાથે કોલકરાર કરે છે. આ નાયબ દયને અવર દાદગાહસાલ રોજ તરીકે સાધારણ રીતે ઓળખે છે. આમ ત્યારે કુદરતના અનેક હિંગામોમાંનો આ અવર દાદગાહસાલ રોજનો સમય એક મહાન હિગામ છે, કે જે ચાર વર્ષની આખેરીએ પડે છે. અનાસરો ચાર છે. પાંચમો અનાસર હોઇ શકે નહિ. અનાસરમાં નસની ગતી છે એટલે તે નાશ પામીને ફરીથી જન્મ લઇ શકશે. જ્યાં લગી અનાસરો ચહડ ઉતરની ગતીના ચાર મરતબાના ૬૪ દરજ્જામાં હોય છે, ત્યાં લગી તે અનાસરો પોતાનો બાતેન આકાર રાખી શકે છે. અનાસરો તો રઓક્ષ્ન (ગવ) અને ક્ષફન (હુવીઅત) ના મેલાપથી થયા છે. રૂવાનની અંદરના દ્રવાઓના રએથ્વ કચરાને ક્ષફન કહે છે. ગવ-રઓક્ષ્ન તો દાદાર આપે છે. એમ અનાસરો કે જેમાંથી જડ ચીજો તન થઇ રહે છે તેઓ રઓક્ષ્ન (ગવ) અને ક્ષફન (હુવીઅત=દએવીક કચરો રએથ્વ) માંથી થયા છે કે જેઓમાં ગવ પોતાનો જીવ રાખીને ખુદ ક્ષફનનેબી પોતાની વાસ્નામાં લઇને તે ક્ષફનને અનાસરના રૂપમાં બદલે છે આવી ગવથી પોખાયલી ક્ષફનને વોહુન કહે છે. આમ રૂવાનની દએવીક ગતીનો કચરો રએથ્વ જેને હુવીઅતબી કહે છે તે વોહુન તરીકે અનાસરોમાં રહે છે કે જેથી તે અનાસરોમાં હવસોના ખેંચાણો થયા કરે છે, કે જેથી આખરેબી ઝોઇશની ગતી તરફ, યઝતી ઇશકના મેળાપ થવા તરફ (યઓન-રશ્નુ-આરમઇતીનો ભેદ ઉભો કરવા તરફ) જઇ શકવા ફરી ફરી જન્મ લઇ શકે. પણ જો અનાસરનો પાંચમો મરતબો ઉભો થવા પામે, તો તેમાં ગવનું તત્વ રહી શકે નહિ, જેથી જીવ જેવું તે પાંચમા અનાસરમાં રહી શકે નહી, અને તે અનાસર જન્મ મરણ કરીને ફેરેશો તરફ જઇ શકે નહિ, અને તેથી ઉલટું થાય એટલે અનાસરના ક્ષફનના તત્વની ઉસુલ ગતી હુવીઅત પાછી પોતાની અસલ અફ્રીમંત ગતી મેળવીને અફ્રિમંત ગાત્વ વખતની હાલત પાછી

શરૂ કરે, નાશ ઉભો કરે. પણ કુદરતમાં બર-વકતના ઝરવાનની એવી ગતી ચાલુ થઇ છે, કે જેથી એવો મોકો કબી થઇ શકેજ નહિ. કુદરતમાં અહિરીમનની ગતી છે, જેમાં ગવનું તત્વ નથી, જેમાં જ્યારે ગવનું તત્વ આવશે ત્યારે ફરશો-કેરેતી થશે. આ અહિરીમનનાં લશ્કરને ક્ષફ્ન કહે છે, તેની ગતીને તેમંધહ કહે છે. જ્યારે જ્યારે ચાર રથ્વ્ય ચક્રો દોરાઇ રહે છે એટલે રવી વહીઝકી ચાર સાલો-ફસલી ચાર સાલો કરી રહે ત્યારે ત્યારે તે ક્ષફ્નની ગતીનો અહીરીમન ચાર અનાસરોની અંદર દુજનો હમેલ રખાવીને પાંચમો અનાસર ઉભો કરવા જાય છે. રવીના અસ્પીન યવીનથી દોરાતા ચક્ર, કે જેને યાઇર્યનું ચક્ર, ફસલી વરસનું ચક્ર કહે છે, તેવા ચાર ચક્રો-વર્ષો થઇ રહ્યા એટલે અહીરીમન ઉપર કહયું છે તેમ એક જબર હોમલો કરે છે. આ હોમલાને પાછો હઠાવીને સમાધાની કરવા એક ગાથા ઉભો થાય છે, જે ક્ષફ્નને મારી હઠાવીને અનાસરોની વૃદ્ધિ થઇ શકે એવો મામલો ઉભો કરે છે. આ ગાથાને "આવર દાદગાહ સાલ" ગાથા કહે છે, જે વહીઝકીક ગતી ઉભી કરે છે. ત્રણ વર્ષ લગી રવી અસ્પીન યવીનથી જે રથવ્ય ચક્ર દોરે છે તેમાં કસર આવ્યા કરે છે જેથી તે વર્ષોને હુશમુરદી વર્ષો કહે છે. પણ ચોથે વર્ષે રવી ઉપર કહયું છે તેમ છઠઠા ગાથા મારફતે તે ત્રણ વર્ષોની કસરને સુધારે છે, આમ ચોથા વર્ષને છેડે વહીઝક ગતી ઉભી થાય છે જેથી તે ચોથા વર્ષને વહીઝક વર્ષ તરીકે ઓળખે છે. વહીઝક વર્ષનું ચાર ચાર વર્ષે ઉભું થવું કુદરતી છે માટે છઠઠો ગાથા કબીસાનો ભેદ કુદરતી છે.

ઉપર વાંચી ગયા છીએ કે અસ્પીન યવીનના સ્તરથી શરૂ થતાં ભ્રચક્રની બાર રાશીઓમાં ફસલના પ્રવાહો છે, અને બે-ચાર-છ-સાત-દશ-બાર રાશીઓમાંની નુરી ગતીઓને તે રાશીના રતુઓ વધારી દઇને તે ફસલના પ્રવાહોમાંથી ગાહમ્બારોનાં કુવ્વતો તે તે રાશીઓમાં ઉભા કરાવે છે, જેઓને પયંઘહ, વાસ્ત્રોદાતન્ય, હયય, ફઉરવીશ્ત્ર, ફરોખ્ત-ખરીદ, એરેતો-કરેતન કરીને કહે છે.

મઇદયોઝરેમ્યનું કુવ્વત પયંઘહ છે,
મઇદયોશહેમનું કુવ્વત વાસ્ત્રોદાતન્ય છે,
પઇતિશહેમનું કુવ્વત હયય છે,
અયાથ્રેમનું કુવ્વત ફઉરવીશ્ત્ર છે,
મઇદયારેમનું કુવ્વત સરેદ યા ફરોખ્ત-ખરીદ છે,
હમસ્પથમએદેમનું કુવ્વત એરેતો-કરેતન છે.

ઉપર વાંચી ગયા કે આ બધી બાર રાશીઓ જેઓ અસ્પીન થવીનથી શરૂ થાય છે તે રાશીઓમાં ૩૦ દરજ્જા છે, અને તે દરેક રાશીની ઉપર મીનોઇ અને હસ્તીના આસ્માનોની ઉપરના મવક્કલ યઝતો જે ઉરવાન તરીકે છે તેઓ કામ કરે છે. એક રાશીની અસર ૩૦ દીવસ લગી રહે છે, અને તે રાશીનો યઝત તે ૩૦ દીવસમાં કામ કરે છે, માટે તે મહિનાનું નામ તે યઝત ઉપરથી છે, જે મહિનાને વહિઝકીક એટલે વૃખ્ખીનું ફળ ઉતારનાર, એમ હસ્તી તરફ મુસાફરી કરાવનાર એટલે મુબારક વૃદ્ધી પામી વૃદ્ધી કરાવનાર કહે છે. વળી આવી દરેક રાશીના ૩૦ દહાડાની ઉપર યઝતો કામ કરે છે, જેઓ સાત દીવસ લગી કામ કરીને આઠમે દીવસે ગેતીને તેનો ફાયદો આપે છે. આ ફાયદો આપનાર દીવસને દએને નામે ઓળખે છે. પહેલા સાત અમશાસ્પંદો ભલી અસરનો પાયો તૈયાર કરે છે જે આતશી ગતીનો છે, અને તે પાયાને ગેતીમાં દએ મુકે છે, એટલે સાતના નાયબ તરીકે તે દએ કામ કરે છે, જેને દએપ આદર દાદાર કહે છે એટલે આતશી ગતીનો પાયો કરનાર કહે છે. પછી તે પાયાની ઉપર આદર-યઝત, આવાં-યઝત, ખુર, મોહોર, તીર, ગોશ એમ ૭ યઝતો અમ્લો બાંધવાની સામગ્રી ઉભી કરે છે અને પછી તેઓનો દએ-ગુમાસ્તો તે સામગ્રીઓ મારફતે અમ્લો ઉભો કરે છે આમ અમ્લો ઉભો કરનારને દએપ મહેર દાદાર કહે છે એટલે મહેરની ગતીનો અમ્લો ઘડનાર કહે છે. પછી મહેર યઝત, સરોશ યઝત, રશ્ને યઝત, ફરોખ ફ્રવરદીન, બહેરામ અને રામ અને ગોવાદ યઝતો એમ સાત યઝતો તે અમ્લાની ખીલવણી કરે છે, તે અમ્લા=અઓવાનના ઉતારા= ઓરડાને સારૂ ઇનસાફી તોરથી શણગારવાનું ફરનીચર ખરીદે છે. પછી તેઓના નાયબ દએ તે અઓવાનને શણગારે છે, એવી રીતે કે તેમાં દરેકને ઉતારો મળી શકે. અને દરેકને તેની કરણી પ્રમાણેની હેફાઝત, સાયો, રહેઠાણ મળી શકે. આમ તે અઓવાનની ઇન્તેઝામી કરનાર દએને દએપદીન દાદાર કહે છે. એટલે દીન=રાદી ઇનસાફી ગતીનો કાંટો રાખતું અંતકરણ ઉભું કરનાર એટલે અમ્લામાં ઇન્તેઝામ કરનાર દએ કહે છે. પછી મીનો અશીશ્વંઘહ, આસ્તાદ, આસ્માન, ઝમીયાદ, મારેસ્પંદ, અનેરાન, ૭ યઝતો તે અમ્લામાં રહેનારને અમ-ર્ગીનું સુખ આપવાનું નકકી કરે છે. પણ તે સુખ તે રહેનારને આપનાર દએ-ગુમાસ્તો ત્યાં માલમ પડતો નથી. માટે તે બધું તે રહેનારને નામે

ઉધારાય છે. આમ દરેક વહિઝકીક મહિનામાં ૩૦ દીવસોમાં વાહીઝ કરાવનાર વૃદ્ધીનું પુન્યનો ઉમેરો કરાવનાર ગતી થઇ રહે છે. પણ બીજા–ચોથા–છઠ્ઠા–સાતમા–દશમા મહિનામાં ગાહમ્બારોનાં કુવ્વતોની ગતીઓ તે રહેનારને મળી શકે છે. આમ તે અમ્શામાં રહેનાર મુસાફર બસ્તે–કુસ્તીઆનને વહીઝક ગતી, વૃદ્ધી કરાવનારી ગતી, ગેતીમાંથી હંમેશની મુસાફરી દાદારે–ગેહાન તરફ કરાવનાર ગતી મલી રહે છે. પહેલે ગાહામ્બારે બીજે મહિને કે જે વખતે વરખ રાશીનો રતુ મોહોર તે રાશીનું નુર વધારીને ફસલના પ્રવાહમાંથી પયંઘહ=ઉરવાનીક રસકસ ઉભો કરે છે, તે પેલા અમ્શામાં રહેનાર શખ્સને, પેલા વહીઝક ગતીનાં મુસાફરને પેલી વહીઝક ગતીના એવાનમાં યાઇર્ય સરેદ મારફતે પ્રાપ્ત થાય છે. પછી બીજે ગાહામ્બારે એટલે કે ચોથે મહિને એટલે વહિઝકી તીર મહિને કરક રાશીમાં તે રાશીના રતુ બરજીસે નુર વધારી દઇને ફસલના પ્રવાહમાંથી વાસ્ત્રોદાતન્યનું કુવ્વત કીધું છે, જે ઉતરીને પેલા મુસાફરને તેના અએવાનમાં આવી મળે છે, જેથી તે રૂવાનમાંનો પયંઘહનો મીનોઇ રસકસ કહેતાં રય ઉગીને તેમાંથી નવો ફણગો ફુટે છે. પછી ત્રીજે ગાહામ્બારે એટલે વહિઝકી છઠ્ઠે મહિને કન્યા રાશીમાં તે રાશીના રતુ તારદે ત્યાંનું નુર વધારી દઇને ત્યાંના ફસલના પ્રવાહોમાંથી ફ્રઉરવીશ્ત્રનું કુવ્વત કીધું છે, જે યાઇર્ય અને સરેદની વણાત મારફતે ઉતરીને, પેલાં અએવાનમાં રહેતા મુસાફરને આવી મળીને, ઉરવાનના તે રયના છોડને ઝાડરૂપમાં ઉગાડે છે. પછી ચોથે ગાહમ્બારે એટલે વહિઝકી સાતમે મહિને તુલા રાશીમાં તે રાશીના રતુ શનીએ ત્યાંનું નુર વધારીને ત્યાંના ફસલના પ્રવાહમાંથી હુયયનું કુવ્વત ઉભું કરાવે છે, જેથી તે રયનું ઝાડ ફળ આપે છે એટલે રૂવાનને પોતાની ગતીનું ખરૂં ભાન થાય છે અને પછી તે ભાન પ્રમાણે વર્તન કરવા પોતાના તન–કેહપંની ખેતી શરૂ કરે છે. પછી પાંચમે ગાહામ્બારે એટલે વહિઝકીક દસમે મહિને મકર રાશીમાં તે રાશીનો રતુ મંગળ ત્યાંનું નુર વધારીને ત્યાંના ફસલના પ્રવાહમાંથી સરેદ=ફરોખ્ત–ખરીદનું કુવ્વત, "અદાઓ" નું કુવ્વત (વંઘઉહીશ્ચ અદાઓ–વંઘઉહીશ્ચ અષયો) ઉભું કરીને, તે અએવાનના રહેનાર ઉપર ઉતારીને, તેનાં રૂવાનને તેનાં તનનાં–કેહપંના દુજનાં બંધનથી આઝાદી આપવા માગે છે માટે ખરીદ–ફરોખ્ત કરાવી દેવડાવે છે, ગેતી ખરીદ થાય તેવું કરાવે છે. પછી છઠ્ઠે ગાહામ્બારે એટલે વહિઝકી બારમે મહિને એટલે વહિઝકીક સ્પેંદારમદ મહિને મીન

રાશીમાં તે રાશીનો રવુ શુક્ર ત્યાંનું નુર વધારીને ત્યાંના ફસલના પ્રવાહો-માંથી એરેતો–ફેરેકનનું કુવ્વત ઉભું કરાવે છે. ઉપર વાંચી ગયા કે તે અમ્લામાં રહેનાર મુસાફર સારૂ મીનો અશીસ્વઘહથી મીનો અનેરાન લગીના યઝતો અમર ગતી, રઓચાઓની ગતી, પુર્ણ રયનો ચક્ષકાટ ઉભો કરે છે. પણ તેનો બજાવનાર દએ ત્યાં રહેતો નથી. આ ભોગવટો ઉપરના દએઓથી જુદી તરેહનો છે. ઉપરના દએઓ જીંદગીના ભોગવટાની સગવડ–રોશન ફેલ કરવાની સગવડ આપે છે. પણ આ દએઓ જેઓ મહિનાના છેલ્લા દીન પછી લાગેલા નથી તેઓ, જે કંઇ ભોગવટો થયો તેમાંથી નફા–ટોટાનો હિસાબ કરાવી ઉધાર જમે કરાવનારા છે, જે કામ વર્ષની આખરીએજ થાય. માટે તેઓમાં પાંચ, જેઓ ઇલ્મે અએદાદ પ્રમાણે ફરમાન–બરદારી કરનાર જેવા છે, તેઓ વર્ષને છેડેજ દેખાવ દઇ શકે અને તેઓમાંના સાત જેઓ ઇલ્મે–અએદાદ પ્રમાણે ખીશ્કારી કરવાની મહેનત કરવા ઉભા થયા છે તેઓ રૂવાનોમાં ભલી તોશીક મુકવા હમકારો અવસરો તરીકે જાહેર થાય છે. આમ છે માટે હમકારોના દીવસો ઘણા મોતેબર ગણાયા છે જેઓ ગાથાના દીનોનો ફાયદો અપાવનાર ઉસ્તાદો છે. બાર મહિનાના આખરીનો આ **રઓચાઓનો** નતીજો, જે બાર મરતબેનો રહે છે, તેમાંનો સાત મરતબાનો નતીજો સાત હમકારો તે મુસાફરને આપે છે, અને બાકીના પાંચ મરતબાનો તેનો હકનો ભોગવટો કરાવવા, સ્પેન્દારમદ મહિના પછીના પાંચ ગાથાઓ, તે બાકી રહેલા પાંચ દએ તરીકેના હોય છે, જેઓ તે મુસાફરને ગેતીમાં જીવતી હાલતમાં કે ગુઝસ્તેની હાલતમાં આપી દેશે. ત્યારે છઠ્ઠો ગાહામ્બાર આ પાંચ ગાથાના દીવસે પડે છે, જે વખતે તે મુસાફરને તેનો પુર્ણ હિસ્સો મળે છે. આમ તે મુસાફરને વહિઝ કરવાનો, ઉપર હસ્તી તરફ મુસાફરી કરવાનો સોદો મળી રહે છે. ત્યારે છેલ્લો ગાહામ્બાર દએની પરવરેશનો છે જેને **પરવરદએગાન** કહે છે, રૂવાનની પરવરશને હાથોહાથ આપવાનો તે હિંગામ છે.

. ઉપર વાંચી ગયા કે વહિઝક મહિનાઓમાં તે મુસાફરને તે વહિઝક મહીનાના યઝતો અને તે મહીનાના ૩૦ દહાડાના યઝતો યાઇર્ય અને સરેદની વણાતની ગતી મારફતે ફાયદો ઉભો કરે છે જે ફાયદાઓને તે દએઓ તે મુસાફર બસ્તે–કુસ્તીઆનને પહોંચાડે છે. વળી આ વહિઝકી મહીનાના ગાહામ્બારોના કુવ્વતોનો ફાયદોબી આ યાઇર્ય અને સરેદની વણાએલી ગતીની હકીકતે તે દએઓજ પુગાડે છે. ખોરદાદ અમશાસ્પંદ

જેવણુ હિંગામો-વખતો-મોકાઓ અને રૂંવાન-તન-મનને સારૂ પોશણુ ઉભુ કરનાર છે, તેવણુના હમકારો તરીકે યાઇર્ય અને સરેદ યઝતો છે, જેઓ પોતાની ઝરવાન કાઢીને વખતની ગતી ઉભી કરે છે. યાઇર્ય યઝતની વખતની ગતી કુદરતના હીંગામોનું પોશણુ આપે છે. સરેદ યઝતના વખતની ગતી કેશાશો કરણીઓમાંથી ઉભુ થયલું પોશણુ આપે છે. પણુ કરણીનું પોશણુ ટકે એવું જબરૂ નહિ હોવાથી તે પોશણુને યાઇર્યના કુદરતી પોશણુથી ટકવે છે. માટે યાઇર્ય અને સરેદની ગતીઓ ગુણાઇને ગેતી ઉપર પડે છે. ત્યારે વર્ષના બાર મહિનાના દરેકે દરેક મહિનાને લગતા છેલ્લા સાત દીનોના સાત મીનો યઝતોનો ફાયદો આપનાર દએ નહિ હોવાથી તે બાર વખતના ફાયદામાંનો સાત વખતનો ફાયદો તો આ યાઇર્ય અને સરેદની વણુાયલી ગતીની હકીકતેજ સાત હમકારાના દએની મારફતે મળે છે. પણુ જે કંઇ નેઆમત કુદરતે આપી તેનો ભોગવટો થયો. હવે તેનો નતીજો આપવાનો રહયો છે. માટે હવે કરણીનો જવાબ સઝા કે જઝાનો આપવાનો છે. માટે યાઇર્ય જે કુદરતનું પોશણુ આપનાર છે તેવણુની ગતી અને સરેદ જે કરણીનું પોશણુ આપે છે તે ગતી બેઉ છુટી પડે છે અને કરણીનો લાહવો આપનાર સરેદની ગતી ચાલુ થાય છે. ત્યારે પાંચ દએ હવે વર્ષને છેડે પાંચ ગાથા તરીકે ઉભા થશે જેઓ સરેદની હકીકતે ઉપર કહેલું કામ કરશે. ત્યારે પાંચ દએ હજુર ઉભા થયા નથી, કે જેઓ બાકીનો પાંચ મોકાનો ફાયદો તેને પુગાડે. જ્યારે વહિઝકીક સ્પેન્દારમદ મહિનાનો દીન રોજ આવે છે ત્યારે દીન રોજે યાઇર્ય અને સરેદની ગતી જે વણુાયલી હતી તે છુટી પડી જાય છે. એમ વખત બદલાય છે. આ વખતથી પરવરદએગાનનો હિંગામ શરૂ થાય છે. એટલે ગયાં વરસનો જે કંઇ કેશાશ રહયો હોય, તેને સરેદ યઝત પોતાની પુર્ણુ ગતીથી પન્જે-કેહ એટલે આશ્તાદથી અનેરાન લગીમાં પુરો કરાવીને તેમાંથી અશોઇ ઉભી કરાવી દે છે. કેશાશની ગતી અનાસરને લાગુ પડેલી હોવાથી, આં પન્જે-કેહમાં અનાસરની ગતી સઝા ભોગવવાની ગતી મેળવી, સઝા ખુશીથી શુક્ર અદાથી ભોગવવાની તોફીક લઇ, તેમ સઝા ભોગવીને ક્ષફ્નની ગતીમાંથી છુટતી જઇને ગવની રોશની મેળવી રહેશે. એમ ખાશ પરવરેશ આ સરેદ યઝત આપે છે. ત્યારે ફરવર-દેગાનના આ પાંચ દહાડા સરેદના કહેવાય છે. પછી ગાથાના પાંચ દહાડા જેને પન્જે-મેહ કહે છે તેમાં પાંચ ગાથા, જેઓ છઠા ગાહામ્બારના એરેતો-કેરેતની ગતી રાખે છે તે ગતીથી પાંચ વખતની બાકી રહેલી સ્નોફ્નનો

લાહવો એટલે યાઇર્ય-સરેદની વણુતમાંનો યાઇર્યના પ્રવાહોનો લાહવો-ગાહામ્બારનો લાહવો તે મુસાફરના રૂવાનને આપે છે, જેથી તે રૂવાનના કેહર્પની કંઇક ગતી નુરી થઇ તે રૂવાનમાં ઉમેરાતી જાય છે. આમ ત્યારે દરેક મહિનાના છેલ્લા દહાડાની ગતી જે બાર મરતબેની છે, તે બધીમાંની સાત મરતબેની ગતી યાઇર્ય-સરેદની સામટી ગતીની હકીકતે સાત હમકારોથી મળી રહે છે, અને છેલ્લા પાંચ ગાથાના દએઓથી સરેદ યઝત તે બધી ગતીમાંથી રએક્ષ્નની નુરી ગતી મળી શકે અને રૂવાનમાં ઉમેરાઇ શકે અને તન-મન-ગએથા અસ્તવત હાલતમાંથી અપની હાલત તરફ જઇ શકે, તેવું કરવાની ગતી ઉભી કરે છે. આમ મીનો પરવરેશ મેલવી આપવાનું કામ કરે છે માટે સરેદ યઝદને 'સરેદ અષવન અષહે રતવો'=અશો સરેદ જે અશોઇનો સરદાર અને અશોઇ મળી શકે તેવો મોકો ઉભો કરાવનાર છે એમ કહે છે. પણ યાઇર્ય યઝત હિંગામના પ્રવાહો કે જેઓ વખત સાથે બંધાયા છે તેનો આપનાર છે, માટે યાઇર્યને યાઇરયાંમ હુષિતીમ' ભલી રીતે સ્થાપીત થયલો યાઇર્ય એટલે હિંગામો-ગાહામ્બારોની ગતી જે સ્થાપીત છે એટલે જેઓ પોતાને વખતેજ ઉતરે છે તેનો ઉતારનાર કહયો છે યાને બરવકતના સાહેબને બરવકતની ગતીનો રાખનાર કહયો છે, જેના વર્ષ યાઇર્યને ફસલી બરવકતનું વર્ષ કહે છે. સરેદ કેશ્રાશોમાંથી અશોઇ ઉભી કરાવનાર છે માટે ભોગવટો કરવાના વર્ષ-જીંદગીના વર્ષો તથા મરણુના વર્ષોને સરેદનું વર્ષ કહે છે. આમ ત્યારે વહિઝક ગતી એટલે વૃદ્ધી તરફ મુસાફરી કરાવનાર ગતી છેલ્લો પોતાનો ભાવ ભજવી રહે છે.

ત્યારે પરવરદએગાનનો હિંગામ ખાસ વખતેજ ગેતીમાં પડે છે. જ્યારે મીન રાશીમાં રવી જઇને મીન રાશીના વધી ગયલાં નુરને ઉતારવા માંગે છે, ત્યારે મીન રાશી સાથે જોડાયલા સ્પેન્દારમદ મહીનાના દીન રોજે એટલે પહેલેથી ગણુતા ચોવીસમે રોજે અને છેલ્લાથી ગણુતા સાતમે દીવસે યાઇર્ય અને સરેદની ગતીને છુટી કરી નાંખે છે,—યાઇર્ય યઝત અને સરેદ યઝત છુટા પડે છે. સરેદ યઝત જાહેર થઇને વર્ષના છેલ્લા દીવસોના કેશ્રાશોના હીસાબ કરીને, ભલી ગતી, અશોઇની ગતી પેદા કરાવી આપે છે. જ્યારે આમ સરેદની ગતી છુટી પડે અને છેલ્લા દીવસો સરેદના કહેવાય છે, ત્યારે અષાઉનાંમ ફ્રવષિ ગેતીની ઉપર ઉતરે છે, અને બધાં ગુજરતે રૂવાનોને તેઓનાં ફરોહરો સહિત પોતાની તુફેન્નમાં

આણે છે, અને સરેદ યઝત જે ગેતીમાં કામ કરે છે. તેનો લાભ અપાવે છે, અને પછી પડતા ગાથાના દીવસો જે છઠ્ઠા ગાહમ્બારના દીવસો છે તેનો લાભ અપાવે છે. એમ જીવતાં તેમ ગુજરેલાં બધાં રૂવાનોને ગેતીની ઉપર લાભ અપાવે છે. આમ **અશાઉનાંમ ફ્રવષિ** દસ દીવસમાં ગેતીની ઉપર જીવતાં તેમ ગુજરેલાને લાભ અપાવી છુટી થયલી સરેદની ગતીથી તેઓને અશોઇ ઉપર ચઢાવીને છઠ્ઠા ગાહમ્બારના છેલ્લા દીવસ વહિસ્તોઇસ્ત ગાથાની પાછલી રાત્રીએ હોશબામમાં તે ગુજશ્તે રૂવાનો ઉપર ચઢવા લાગે છે. આ પછી રવી અસ્પીન યવીનનાં મરકજ ઉપર આવીને 'બહાર' ઉતારે છે એટલે નવરોઝ ઉગાડે છે. આ વખતે યાઇર્ય યઝતની ગતી કામ કરે છે. હવે યાઇર્ય યઝત સાત દહાડા લગી ગેતીમાં તરોતાજગી પાંથરવા કામ કરે છે. ખોરદાદ સાલને દીવસે રવીની ગતી ઘણી ઉંચ થઇ જાય છે અને ગેતીની યાઇર્યની ગતી પુર્ણ બહારમાં જામે છે. આમ હોરમઝદથી અમરદાદ રોજ લગી યાઇર્ય યઝત ભલી પરવરેશ આપી રહે છે, જે જીવતાં સારૂં છે. ત્યારે પરવરદએગાનમાં અષાઉનાંમ ફ્રવષિ પહેલા દસ દીવસ લગી જીવતાં તેમ ગુજરેલાને કેશાશ રહીત કરીને યાને સરેદની ગતીની મારફતે અશવન બનાવીને પરવરેશ આપે છે. અને બીજા સાત દહાડા કે જ્યારે રવી અસ્પીન યવીનમાંથી આગળ જાય છે, ત્યારે જીવતી ગેતીની ઉપર તરોતાજગીની પરવરેશ આપે છે. આમ દસ+સાત=૧૭ દીવસો થયા અને અશીશવંઘના દીવસે તે ગુજરેલાંઓને બોલાવવામાં, તેઓને આવકાર આપવામાં આવે છે, તે ઉમેરાઇને ૧૮ દીવસો થાય છે. આ બધું થાય અને અશાઉનાંમ ફ્રવષિ ગેતીની વસ્તીને પરવરેશ આપે, બધું ઇનસાફથીજ થાય અને વહિઝક ગતી બરાબર જામે, માટે દીન રોજે યાઇર્ય અને સરેદની ગતી છુટી પડે છે. સરેદ યઝત કેશાશ પ્રમાણે વર્તન કરીને બુરાઇમાંથી ભલાઇ કરાવી આપે છે.

**મહીના અને રોજને લગતા વધુ ભેદો, તેઓને યઝતોનાં નામો અપાય છે તેની સમજ. હએ શબ્દની ગુહ્ય સમજ; હએની અનેક જાતો તેઓની અનેક ખીશ્કારીઓનો ચિતાર. માહ મહીનાનો ભેદ; મરણ તીથીઓ મરણની ક્રીયાઓ વીગેરે માટે જાણવાજોગ વહેવારૂ સમજ. જુદી જુદી યસ્નની અતી ટુંક સમજ. હમકારાઓ ગાથાઓના દીનોની અગત્યતાનો ભાશ. પરવરદેગાનના દીવસોની ખીશ્કારી અને આરમઈતીની ખીશ્કારીનો સંબંધ કઇ રીતે. પરવરદેગાનના દહાડાની મહત્વતાની સમજ માટેની કંઇક ટુંક તકરીર.**

ગેતીમાં પાંચે પાંચ ધલ જીરમો અને પેટા જીરમો ઝમરીરની જીરમો અને તેઓના મુતહલીન અને ઇશ્નરાકીન આકારો ચાલે છે અને ચાલ્યાજ કરશે. એટલે જુઝ અને જુફ્તની યસ્નનો સુમાર એટલે ૧ થી ૪–૫ થી ૬ ગાહામ્બારો ચાલ્યાજ કરશે. યઝનોથી તે બધું થઇ રહેશે એટલે યઝદોના હુવરશ્તો બેઉ રીતનું કામ જુઝ તેમ જુફ્તનું કામ કરી રહે છે. ત્યારે રોઝનાં નામોની ગોઠવણીનો સુમાર જરથુસ્ત્રી દએનમાંથી યઝતોની ખીશ્કારીઓના થવા પ્રમાણે મુકાયો છે. બધાજ યઝતોની ખીશ્કારી ચાલી રહે છે. પણ તેમાં મુળ એક યઝતનું કામ સર્વોપરી રહે છે કે જેની ઉપરથી તે દીવસનો રોજ તે દહાડે સર્વોપરી રીતે કામ કરતા યઝત ઉપરથી પડે છે. દરરોજ યારે અને સરેદની જુફ્ત અને જુઝની અસરો બેઉ સાથેજ ઉતરે છે. પણ ચોકકસ સાતમે યા છઠે દહાડે એક દહાડો આવે છે જ્યારે મઝદરયાતે માયલ થાય છે એટલે જુફ્તની યસ્ન થઇ રહે છે. ભલી ગતી–ભલાઇઓ માયલી થઇ રહે છે. આ માયલી, જુફ્તની યસ્ન અને તેથી પંથરાતો સત્યસંગ શું છે? દુન્યવીપણામાંથી મન મુકત થઇને ફ્રશો–ગર્દ તરફ ફરવા આકર્ષાય–નેક થવાય પરદુખ ભંજની થવાય તેને માયલીએ પુગવું કહે છે. જરથોસ્તી પંચાંગના દહાડાઓમાં હએનો દીન છ યા સાત દીને પડે છે તે હએના દીને આવી માયલી થઇ રહે છે. વળી દર મહિનામાં હમકારાઓ પડે છે ત્યારેબી આવી રીતની માયલી થઇ રહે છે. આવી થતી માયલીને જુફ્તની યસ્નને જરથોસ્તી દએનની કુદરતી હદ–માંથ્ર યસ્ન તરીકે ઓળખે છે. સાધારણ રીતે મહિનો ત્યારે થયલો કહેવાય કે જ્યારે રવી અને માહ કેરાન અથવા ત્રકાણુલમાં આવે. આ મહિનો ૨૭ દહાડાનો હોય જેને સરેદનો મહિનો

જુઝની તોરનો મહિનો કહે. પણ ઉપર કહયું છે તેમ તેટલા વખતમાં ત્રણુ દયઓ પોતે યાઇર્યના વખતની બલીહારી એટલે જુફ્તની બલીહારી ઉતારે છે માટે યાઇર્યને લગતો મહિનો ત્રીજા દીવસનો થઇ રહે છે. ત્યારે હોર-મઝદથી અમરદાદ લગીના બધા યઝતોના હવરસ્તો ગેતીમાં ઉતરીને જુઝ અને જુફ્તના બનાવોની તકેદારી કરે છે અને તે પ્રમાણે ઉસ્તાનને તે તે દહાડે ચલાવે છે. આ બધા દીવસોમાં જુફ્તની કારરવાઇ તેમ જુઝની કાર-રવાઇ બેઉ છે કે જે કારરવાઇ પ્રમાણે ઉસ્તાનો નાદ ચાલે છે. પણ આઠમે દએપ-આદરને દહાડે ત્યાં હદ-માંથ્ર યસ્નની જમા વધે છે. પછી આદરથી ગોશ લગીના ૭ દહાડા પાછી બેઉ અસરો ઉતરે છે અને તે તે યઝદો તે તે દીનોની ઉપર તકેદારી રાખે છે. જુફ્તની અસરો તેમ જુઝની અસરો ત્યાં જામે છે પણ સાતમે દહાડે દએપ મહેર રોઝે ત્યાં પાછી હદ-માંથ્ર યસ્નની ગતી પ્રબળ થાય છે; એટલે ૬ દહાડાની મઝદરયાતે-ઝાહેલને ૭ મે દહાડે માયલ તરફ લઇ જઇ રહે છે. પછી પાછા મહેરથી ગોવાદના સાત દહાડે બેઉ અસરો જુઝ તેમ જુફ્તની જામે છે જેને તે તે યઝદો તે તે દહાડે તકે-દારીમાં રાખે છે અને આઠમે દીવસે પાછા તે બધી ઝાહેલ થતી અસરોને માયલ તરફ લઇ જાય છે જયારે દએપદીન રોઝ હોય છે. પછી દીનથી અનેરાન લગી પાછા બેઉ સરેદ અને યાઇર્યના મહેમારો ભળેલાજ રહે છે. આનો દએ કયાં છે? કેમકે અનેરાન પછીથી કોઇબી દએનો દીન ગોઠવેલો નથી. પણ હમકારાઓ મહિનામાં પડે છે તે હમકારાઓ તો હમકારના દએથી મઝદરયાતે-માયલી હદ-માંથ્ર યસ્નની નેકી ઉભી કરશે. પણ જે જે જુફ્તીના ભેદના ગાહમ્બારો પડી ગયા તે તે ગાહમ્બારોની અસરોબી પોતપોતાના દએઓ મારફતે મઝદરયાતે-માયલી કરશે. આ બધા દએઓ એટલે ભોગવટો કરાવનાર તે ગાહમ્બારોની અસરોનું મીઠું પરીણામ ચખાડનાર-ઉપર કહેલી કુદરતી હદ-માંથ્ર યસ્નની નેકીએ પુગાડનાર દએ કયાં છે? વળી ગુજરેલાંઓની તીથી જે સરેદને લગતી ગણાય છે તે તીથીમાં ગુજરેલાની ઉન્નતી કુદરતી રીતે તેઓની યસ્નની જુફ્તીથી થાય છે તે ઉન્નતી કરાવનારો દય રહે છે તે કયાં છે? ગુજરેલાંનો રોઝ-તીથી સરેદને લગતી ગણાય છે. ગુજરેલાની કેરદાર હોય છે તેમ ગુજરેલાની વાસ્ના ઇચ્છાનું બંધન ગેતીમાં હોય છે. આ બેઉમાં ઝાહેલપણું એટલે જીંદગીના ગુનાહો તકસીરોથી થયલી તારીકી થયલી રહે છે. આ તારીકીને પકની ખીલત્રી એમ તે જુરાઇનું માપ લઇ તે પ્રમાણે તોજશ્ર કરવાની છે અને તેમાંથી આસ્તે ખેરદ કરવાની છે. જીંદ-ગીની ધલતીઓમાંથી થતી તારીકી-જુરાઇ એટલે જુઝની કેરદારને ઉભી

કરીને તેનું માંગતુ લહેણું આપીને જુફતમાં ફેરવવાની છે-પીગળાવવાની છે. ત્યારે ગુજરેલાંની તીથી-રોઝગાર સરેદને લગતા છે-તે વખતે જે કીયાઓ થઇ રહે છે તેઓ ઉપર કહેલી કેરદારને પીગળાવવા માટે તેમ દુન્યા સાથે જોડાઇ રહેલી તેની વાસ્નાને તોડવા માટે છે. દુન્યા સાથની વાસ્નાને જેમ જેમ તોડે છે તેમ તેમ તે ગુજરનાર રૂવાન વધુ અને વધુ સચેત થઇ રહે છે. આવી વાસ્ના તોડવાની કીયાઓ બાજ-આફ્રિનગાન-સતુમની છે અને પેલી કેરદારને પીગળાવી તેમાંથી ભલાઇ ઉભી કરવા માટેની કીયા યઝશને વંદીદાદની છે-અને તે રૂવાનના અંશો જે જમાદાત-નબાતાત-હેવાનાતમાં હોય તેઓને તે રૂવાનમાં સમેત કરાવનાર માટે તે બધા અંશોને તેઓને લાગેલી જડતામાંથી છોડવનાર કીયા નરંગદીન વીગેરેની છે. આ બધી ક્રિયાઓથી માયલી થઇ રહે છે-રૂવાનની બેહઆદી અને અનાસરોની વૃદ્ધી થઇ રહે છે-ક્રિયાઓનો આવો શુભ નતીજો રૂવાનને પુગાડનાર દએ રહે છે તે નોંધવું. આ દય કયાં છે? તે દય તે બધી યસ્નનો શુભ નતીજો-માયલી ક્યારે ભોગવાવશે?

આખા વર્ષના બાર મહિનાઓના છેલ્લા ૭ દહાડાના દય સારૂ અને ૭ ગાહમ્બારોના દય સારૂ અને સરેદના ગુજરેલા અવસરોના દય સારૂ-જે બધુ એક વર્ષ લગીમાં થઇ રહે છે તે સારૂં વર્ષના છેડના પાંચ ગાથાઓ નેમાયા છે અને આખા વર્ષના સાત હમકારાઓ દએ તરીકેના લેખાયા છે. રવી અરપીન યત્રીનથી શરૂ કીધેલો દોર પુરો કરી રહે અને છેલ્લે 'હુત' (મીન) રાશીમા આવી રહે ત્યાં લગીના ઉપર કહેલી વજેની માયલી થયલાના એટલે ભલાઇ થયલાંના દય સારૂ છેલ્લા ગાથાના પાંચ દહાડા છે જેને પંજી મેહ પાંચ ગાથાઓ કહે છે અને સાત હમકારાઓ છે જેઓ સાત દય તરીકે પાઠ ભજવે છે. વર્ષને છેડના આ પાંચ દય-ઓથી આ પાંચ ગાથાઓના દીનોથી જીરમો મકદુર મુજબ નાભ તરફ જઇ રહે છે; દરેક જીવતાને તેની હદ-માંથ યસ્નની માયલી એટલે પાળેલી તરીકતો એટલે કીધેલી નેકીનો શુભ નતીજો મળશે તેમ ગુજર-નારાઓને તેઓ માટે કીધેલી કીયાની હદ-માંથ યસ્નની માયલી એટલે શુભ નતીજો મલી રહે છે એમ જાતજાતની રીતે ભોગવટાઓ ભોગવાઇ રહે છે. કુશમુરદી-વહીઝકી રીતનો એટલે ફસલી રીતનો એક વર્ષનો દોર રવી પુરો કરે છે ત્યારે આ છેલ્લા દહાડાઓને પરવરદેગાનના હદ-માંથ યસ્ન કરવાના દહાડા કહે છે, જેઓ ખરેખર તો દીન રોઝથી શરૂ થાય છે કેમકે દીન રોઝથી અનેરાન લગીમાં આસમાન ઉપરથી જરથુસ્ત્રી ઇઝદની ઝરવાનના પ્રવાહો ઉતરે છે અને જમીનમાં રહેલી આરમઇતીને

હરેક રીતે બરદાશ્તની પોશણની ગતી પુરી પાડે છે અને વધુ હાજત પુરી રીતે પાંથરવામાં મદદ કરે છે. આરમઈતીએ ખાકને એક વર્ષ લગીમાં વધુ અને વધુ સ્થુળ થતી અટકાવેલી છે કે જેમાં તેણીની ઘણી ગતી શકિત ખપી ગયલી છે. તેણીને તો એક વર્ષ લગીમાં ખાકને ઓર સ્થુળ થતી અટકાવીને પછી તેજ ખાકને વધુ લતીફ કરવાની છે. આ બધા માટે તેણીને જે પોશણ જોઈએ તે આ દીન રોઝથી તે અનેરાન રોજ લગીમાં મળે છે. આખા વર્ષના હીંગામોની જરથુસ્ત્રી ઝરવાન એટલે સત્યસંગ આપતી ગતીઓ એટલે યાઈર્યનો ઝહ્‌વો જે આપણે દરેક મહીનાના છેલ્લા દયને લગતો અને ગાહામ્બારોને લગતો અને કીયાકામોને લગતો જોયો છે તે બધો જહ્‌વો-તે બધો સત્સંગ અપાવનાર ગતીઓ જે મીનો રીતે આરમઈતીના જમીનમાં કીધેલા કશમાં એકઠો થાય છે તે બધો સત્યસંગ આ ઉપરથી એટલે મીન રાસીમાંથી આવતી જરથુસ્ત્રી ઈશ્કની ઝરવાનથી ઉલુફગણી વધી જાય છે; એક બસ્તે-કુસ્તીઆને જો મીન રાસીમાંથી આ ઉતરતા પ્રવાહોને યસ્નથી ખેંચ્યા હોય તો તે પ્રવાહો અને તેઓની પરવરેશ કરવાની ગતી ઉલુફગણી વધે છે. આ બધા પ્રવાહો પરવરેશની ગતી સાથના ઉતરે છે તેઓનો ભોગવાવનાર છેલ્લા પાંચ ગાથા છે.

ત્યારે આપણે શું જોયું? આ જોયું કે ગેતીમાં વખત ખોરદાદના યાઈર્ય અને સરેદ નામના યઝતી હમકારોથી ચાલે છે. યાઈર્યનો વખત સત્યસંગની ખેરદ અપાવે છે-સરેદનો વખત ભોગવટાઓની ખેરદ અપાવી રહે છે જેથી પાપ-પુન્ય થઈ રહે છે. યાઈર્ય અને સરેદના વખતમાં થતા આવા બનાવોને ચલાવનાર-જેત આપનાર-તે જે કંઈ ઈનસાફથી નેમાયલું છે અને તેવું થઈ રહે છે તે માટેની ખીશ્કારીઓ કરનાર યઝતો રહે છે. બધાજ યઝતો તેવું કામ કરે છે જેમાં એક યઝત તે બધાનો સરવોપરી ઉપરી રહે છે. સાત દહાડા લગી યાઈર્ય અને સરેદ એઉનો મળેલો વખત ચાલી રહે છે જેમાં ઉપર કહયું છે તેમ યઝતો ખીશ્કારી કરે છે. પણ તે સાત દહાડામાંના દરેક દહાડા ઉપર અનુક્રમે અહુરમઝદ-બહમન-અરદીબહેશ્ત-શહેરેવર-અસફન્દારમદ-ખોરદાદ-અમરદાદનું સરવોપરીપણું રહે છે જેથી આ બધા દહાડાઓને તે તે યઝતોના દહાડા કહયા છે. પછી આઠમે દહાડે સીરફ યાઈર્યનો વખત આવે છે જે ઉપરના યાઈર્ય+સરેદના વખતના ભોગવટામાંથી થયલું શુભ પરીણામ છે. આ આઠમા દીનને દયનો દીન કહે છે. આ 'દય'ના દએપ આદરના યઝતે તે પરીણામ કાઢી આપ્યું.

પછી નવમે દીને એવી રીતે પાછો યાઇર્ય+સરેદના ગુણાકારનો વખત ચાલશે તે ૭ દહાડા લગી ચાલશે જેમાં યઝતો ખીશ્કારી કરશે, અને તેટલા દીવસોની ઉપર આદર–આવાં–ખોરશેદ–મોહર–તીર–ગોશ યઝતોનું પ્રમુખપણું રહે છે માટે તે તે દીવસો તેઓના ગણાશે. એમ ૭ દહાડા લગી યાઇર્ય+સરેદનો વખત ચાલી રહીને સાતમે દીને તેઓના શુભ પરીણામનો યાઇર્યનો વખત બીજો દય નામે દએપ મહેર લાવશે.

પછી ૧૬ મે દીને એવી રીતે પાછો યાઇર્ય+સરેદના ગુણાકારનો વખત ચાલશે, જે સાત દીન લગી ચાલશે જેમાં બધા યઝતો ખીશ્કારી કરશે. પણ અનુક્રમે મહેર–સરોશ–રશ્ના, ફરોખ, બહેરામ, રામ, ગોવાદ યઝતોનુ ઉપરીપણું રહેવે તે તે દીનો તેઓના કહેવાશે. પછી આઠમે દીને તે ઉપરની યાઇર્ય+સરેદની ગતીમાંથી શુભ પરીણામ યાઇર્યનું આવશે તેને એક ત્રીજો દય નામે દએપ દીન રજુ કરશે જે દીન તે દએનો કહેવાશે. પછી પાછા ૨૪ મે દીને એવા રીતે પાછો યાઇર્ય+સરેદના ગુણાકારનો વખત ચાલશે જે સાત દીન લગી ચાલશે. આ બધા દીનોમાં બધા યઝતો ખીશ્કારી કરશે જેઓની ઉપર દીન, અશી, આસ્તાદ, આસ્માન, ઝમ, માંથ્ર–સ્પેન્ત, અનેરાનની તકેદારી રહેવે તે તે દીનો તેઓના કહેવાશે. આ બધા યઝતો ખીશ્કારી કરીને યાઇર્યને લગતો જે શુભ નતીજો કાઢશે તે નતીજો at abeyance ઉધાર પાસામાં રાખશે. યાઇર્યના આ શુભ નતીજાને તે યઝતો ઝામ=જમીનમાંની મીનો ઝામ જે આરમઇતીને હલાકેની છે કે જે આરમઇતીનાજ તેઓ હમકાર છે તે મીનો ઝામમાં કશ કરીને તેમાં રાખી મેલશે–તેનો ભોગવટો કરાવશે નહિ એટલે ઉધાર પાસામાં રાખશે. આવા બાર દએમાંના સાત દએ હમકારાઓથી થશે બાકીના પાંચ દયનું કામ ઉધાર પાસામાં રાખશે. તે માટેનો દય થશે નહી. એમ રવી મેશ રાસીમાં જઇને ફસલી તોરનું વર્ષ શરૂ કરીને મીન રાસીમાં જઇને વર્ષ પુરૂ કરશે તેના બાર મહીના લગીમાંના આ બધો યાઇર્યનો છેલ્લા સાત દીનોનો નતીજો ઉધાર પાસામાંજ રહેશે. મહીનામાં જે જે સાત હમકારા પડે છે ત્યારેબી હમકાર યઝતો યાઇર્યનો નતીજો કાઢી આપે છે અને દય તરીકે ભોગવાવે છે. આમ બાર દયમાંના સાત દય થઇ રહે છે પણ વર્ષમાં જે ગાહામ્બારો પડે છે–તેનોબી યાઇર્યનો નતીજો નીકળે છે; બીજા અવસરો પડે છે તેઓનોબી યાઇર્યનો નતીજો ઉભો થાય છે. આ બધુંબી ઉધાર પાસામાંથી પેલી મીનો ઝામમાંજ રહે છે તેઓને ભોગવાવનાર દય થતો નથી. વળી મરનારની તીથીઓ આટલા એક વર્ષ લગીમાં પડે તેમાથી યાઇર્યનો શુભ નતીજો કીધા મારફતે નીકળે તે શુભ નતીજો તે રૂવાનને ભોગવા-

વવા માટેનો દય થતો નથી. આ બધો શુભ નતીજો જેને યાઝ્યનો વખત કહયો એટલે તે વખતનું ભલુ પરીણામ કહયું સતસંગ કહયો તે બધું જે ઉધાર પાસે છે તે આરમઇતીની મીનો ગ્રામમાં રહે છે. આ મીનો ગ્રામ ગેતીની જગતમાં છે જે મીનો ગ્રામમાં દીન-અશી-આસ્તાદ-આસ્માન-ઝમ-માંથ્ર-સ્પેન્ત અને અનેરામ આરમઇતીની સાથે રહીને જાતજાતની ભાત ભાતની મીનો ખીશ્કારીઓ કરી રહે છે. આવી મીનો ગ્રામમાં ઉપરના યઝતો આરમઇતીના હમકાર થઇને જે કશ ઉભો કરે છે તે કશમાં તે દીન-અશી વિગેરે મહિનાના છેલ્લા દીનો ઉપરના મવકકલ યઝતોએ ખીશ્કારી કરીને મહીનાનો છેડાનો જે શુભ નતીજો-યાઝ્યનો નતીજો આણેલો છે તેને રાખે છે. ફસલી વર્ષના છેલ્લા મહિનામાં રવી હુત રાસીમાં જઇને મહીનો કરી રહે છે જેને સ્પેન્દારમદના મહિના તરીકે ગણે છે. આ મહીનાના છેલ્લા દીનોની ઉપર રવી શુભ પ્રવાહોને તે મીન રાસીમાંથી જમીન ઉપર પાડે છે. આ પ્રવાહો ઉપરથી નીચે પડી રહીને પેલી ગ્રામમાં રહેલી યાઝ્યની ગતીઓને જમીનમાંથી ઉપર લાવીને વધુ તેઝદાર કરે છે. આમ ત્યારે તે બધો યાઝ્યનો ઉધાર પાસાંનો નતીજો વ્યાજ પામીને વર્ષની આખરીએ ગાથાના પાંચ દીનોમાં ભોગવાય છે. આમ દર મહીનાના છેલ્લા સાત દીનોનો યાઝ્યનો જમીલો વધી રહીને જે પકી રહે છે અને વર્ષને છેડે બહાર પડે છે તેના ભોગવનાર દય તરીકે પાંચ ગાથાઓ છે.

આમ ત્યારે દરેક મહીનાના દીન રોઝથી અનેરામ લગીના બાર દય આવ્યા નથી. આ બારમાંના સાત દય સાત હમકારાઓના થઇ રહે છે. બાકીના પાંચ દએઓ આરમઇતીના સંબંધના થશે કેમકે આરમઇતીએ તે બધા યાઝ્યના નતીજાને મીનો ગ્રામમાં રાખેલા છે અને તે આરમઇતી પોતાને લગતા મહીનામાં એટલે સ્પેનદારમદ મહિનામાં તે બધા નતીજાનો ભોગવટો કરાવશે. આરમઇતીનાં સર્વોપરીપણાનો દોર કયારે આવશે કે જયારે તેણી તે બધા યાઝ્યના નતીજાના ભોગવટા કરાવશે? રવી જયારે હુત રાશીમાં આવશે અને મહિનો પુરો કરશે ત્યારે તે મહિનાની ઉપર તે આરમઇતીની સર્વોપરી આણ રહે છે. આ વખતે આરમઇતી તે મહિનાની માલેક થઇને પોતાની અનામતમાં રહેલી ગતીને ઓર વધારીને ભોગવટો કરાવશે કેમકે એવી રીતે કામ થઇ રહેતાં ફ્રશો-ગર્દ જલદીથી પેદા પડશે. આ છેલ્લા મહિના વખતે અહીરીમન માનવોની બુરી કરણીથી જોર પકડી દસ ક્ષદ્રનનો ભેદ ઉભો કરી ગેતીને ઘેરી રહે છે, અને ગેતીનો નાશ કરવાની ધમકી આપી રહયો છે, તે અહીને રોકવા આરમઇતી જે અહૂને ઓળખનારી આસ્ન છે તેણી પોતાની યઓાન અને રસ્નુના ભેદે પુગેલી આસ્ન

જે ફ્રવષિ તરીકે છે તે ફ્રવષિની મદદ માગશે. ફ્રવષિ આવીને ગેતી ઉપર મહાલશે અને અહીની દસ ક્ષફનને તોડશે. આ ફ્રવષિ આ પછી યાઇર્યનો વહિવટ કરાવશે. પાંચ ગાથા આ મારફતે થશે.

**મહિનાઓનાં નામો પડયાં તે વિષેની વીગત. ગાહમ્બારો થવાની વીગત—છેલ્લા ગાહમ્બારની વીગત—તે વખતે આસ્માન ઉપરની રાસીમાં તેમ જમીન ઉપરની મીનો ઝામમાં શું શું થાય છે અને આ જડ ગેતીની પ્રગતી તે વખતે કઇ રીતે ઘેરાય છે તે બધાની ટુંક વિગત. ટુંકમાં પરવરદેગાનના દિવસોમાં ફ્રવષિઓ કાંય ઉતરવી જોઇએ તેની સમજની શરૂઆત; પરવરદેગાનના દહાડાઓમાં સરેદનો ભેદ—યાઈર્યનો ભેદ કઇ રીતનો હોય; તેઓ આખા વર્ષના દહાડાઓથી કઇ રીતે જુદા પડે તેની વીગત.**

ઉપર ૮૨૮ વરો જોયા. તે માંહેલા સ્તરોનો ભેદ જોયો. ૮૨૮ માંના ૭૨ વરોમાં જે સ્તરો છે તે સ્તરોમાંના દરેક સ્તરને લગતું રૂવાન છે જે દએવીક ગતીવાળું છે. આવા રૂવાનોને તે ૭૨ વરોમાંના સ્તરો મુકિત મેળવી અપાવવા મદદ કરી રહે છે. ત્યારે આ ૭૨ વરોમાં રૂવાન માટે મુકિત અપાવવાનો મિથ્ર-મનન ચાલી રહે છે. મુકિતનો તેઓનો મિથ્ર અહુનવઇર્ય પ્રમાણેનોજ છે કે હસ્તી કરી-હસ્તીમાંથી નીસ્તી કરીને નીસ્તીને હસ્તીની કરવી. આ મિથ્ર ત્રણ રીતની ખુનદદ્રિશનને ચલાવવાનો એટલે ત્રણ મુસ્તસલાનો છે. આ ત્રણનો ભેદ યઓન-રસ્નુ-આરમઇતીનો એટલે અપનો છે, જે મિથ્ર આસ્ન મહા ડહાપણ અને તે મહા ડહાપણમાંથી નીપજતી મહા અકકલ જ્ઞાન અને સત્ય અને જોમ અને અધીકાર અને અહૂ તરફની અાંત તાબેદારી એટલે ઇનસાફ બતાવે છે. આ ત્રણમાં હોશ આપવાનો ભેદ છે; ફ્રવષિને પુગાડવાનો ભેદ છે, રોશન રોઝ કરવાનો ભેદ છે. આવુ ત્રણ-આવી ત્રણની શકિત નીસ્તીને મળે તે રૂવાનોને મળે માટે બારનો અએદાદ છે કેમકે ૧૨માંથી ૧+૨=૩નોજ ભેદ આવશે. ઉપરના ૭૨ વરોમાં બારનો મિથ્ર તે ૭૨ વરોના વરતુળમાં ભ્રચક્રમાં બાર ભાગો રાશીઓ તરીકે જામેલો છે. આપણે ભ્રચક્રો જેઓ મીનો કરકો ઉપર-ઉપઇરી દખ્યુ ઉપર અને ગેતીના અરમ ઉપર છે તે બધાઓ એક એકના વધારામાંના છે તે બધું જોયું એટલે ભ્રચક્રોની બાર રાસીનો ભેદ શા અર્થે છે તેની સમજ પડશે.

ગેતીના સિવાયનાં ભ્રચક્રો સ્થીર છે તે જોયું. આ બાર રાસીઓની શરૂઆત મેષ રાશીથી છે. ઉપરના સ્થીર ભ્રચક્રોમાં મેષ રાસીને પહેલી લીધેલી છે. આ મેશ રાશીની શરૂઆત અસ્પીન યવીનથી છે. આ બધું ઉપર જોયું. આ બધી બાર રાસીઓને માટે યઝતો ખીશ્કારી કરે છે. પણ એક એક યઝત તેઓની અનજુમનનો સરનશીન થઇ રહે છે. મીનોઇ અને હરતીના આસમાનોમાં બઓદ અને રૂવાનનો મીનો જલ્વો જેને યઝતો દેખાડીને તેને બરતું ગુહય મીનો કામ કરી રહે છે—કુદરતની મીનો તદબીરનો ભેદ જાહેર કરી રહે છે, તેવાં તે અરમો ઉપર રૂવાન તરીકે કામ કરતા યઝતોનો અનુક્રમ તે મીનો અનજુમનના સરનશીન થઇ રહે છે. આમ ફ્રેરોખ ફ્રરવરદીન જે નવમાં અસ્મમાં રૂવાનનો જલ્વો દેખાડે છે તે મીનો ફ્રેરોખ ફ્રરવરદીન પેલી પહેલી રાસી માટે કામ કરતા યઝતોની ઉપર સરનશીન રહે છે. એમ અરદીબહેસ્ત બીજી રાશી ઉપર, ખોરદાદ ત્રીજી રાશી માટે, તીર ચોથી રાશી માટે, અમરદાદ પાંચમી રાશી માટે, શહેરેવર છઠ્ઠી રાશી માટે, મહેર સાતમી રાશી માટે, આવાં આઠમી રાશી માટે, આદર નવમી રાશી માટે, દએ દસમી રાશી માટે, બહમન અગીઆરમી રાશી માટે, અસફ્નદારમદ બારમી રાશી માટે સરનશીન થઇને રહે છે. આ બાર રાશીઓમાં મીનો બરકત રહે છે તે બધું ઉપર જોયું. બીજી–ચોથી–છઠ્ઠી–સાતમી–દસમી–બારમી રાશીઓમાં ગાહમ્બારેના કુવ્વતોનો મખઝન રહેલો છે. આ દરેક રાસીનો પતમાન રાખનાર સઇયારો રહે છે જેને તે રાસીનો ઉંચ સાહેબ કહે છે. આવા ઉંચ સાહેબો તે તે રાસીના પતમાનના રાખનારાઓ તે તે રાસીઓના 'નુર'ને ઉભરાવી શકે છે, બાલે કરી શકે છે, કે જેથી તે રાસી માંહેલી બરકકત વધીને જમીન ઉપર ઉભરાઇને પડી શકે. એમ બીજી રાસીનો પતમાનનો રાખનાર માહ તે બીજી રાસીના નુરને બાલે કરી મઇદયોઝરેમ ગાહમ્બારનું કુવ્વત ઉભરાવે છે; ચોથી રાસીના નુરને તે રાસીનો પતમાનનો રાખનાર ગુરૂ–બરજીસ તે રાસીના નુરને બાલે કરી મઇદયોશહેમ ગાહમ્બારના કુવ્વતને ઉભરાવે છે. છઠ્ઠી રાસીના નુરને તે છઠ્ઠી રાસીનો પતમાનનો રાખનાર બુધ–તારદ બાલે કરી પઇતીશહેમ ગાહમ્બારના કુવ્વતને ઉભરાવે છે; સાતમી રાસીના નુરને તે રાસીના પતમાનને રાખનાર સની–કયવાન બાલે કરી અયાથ્રેમ ગાહમ્બારના કુવ્વતને ઉભરાવે છે; દસમી રાસીના નુરને તે રાસીનો પતમાનનો રાખનાર મંગળ બાલે કરી મઇદયારેમ ગાહમ્બારના કુવ્વતને ઉભરાવે છે; બારમી રાસીના નુરને તે રાસીના પતમાનનો રાખનાર શુક્ર ઝહેરા બાલે કરી હમસ્પથમએદેમ ગાહ-

ખ્બારના કુવ્વતને ઉભરાવે છે. આ બાર રાસીમાં રવીની ચાલ જેટલો વખત થાય તેને મહિનો કહે છે અને તે મહિનાનું નામ તે રાસી માટે પ્રમુખ તરીકે કામ કરતા યઝત ઉપરથી છે. એમ ફ્રવરદીન પહેલો મહિનો, અરદીબહેશ્ત બીજો, ખોરદાદ ત્રીજો, તીર ચોથો, અમરદાદ પાંચમો, શહેરેવર છઠ્ઠો, મહેર સાતમો, આવાં આઠમો, આદર નવમો, દએ દસમો, બહમન અગીઆરમો, અસફન્દારમદ બારમો મહિનો છે. રવી જ્યારે તે તે રાસીમાં પોતાની ચાલ શરૂ કરે છે ત્યારે તે તે રાસીમાંની ઉભરાતી નેઆમતોને ગેતી ઉપર પાડે છે. આમ બીજી રાસીમાં રવીની ચાલ હોય જ્યારે અરદીબહેશ્ત મહિનો હોય ત્યારે તે રાસીના ઉભરાતા મેદીઓઝરેમ ગાહમ્બારના કુવ્વતો જમીન ઉપર પાડે. રવીની ચાલ ચોથી રાસીમાં હોય જ્યારે તીર મહિનો હોય ત્યારે મઇદયોશહેમ ગાહમ્બારના કુવ્વતો ગેતી ઉપર પાડે. રવીની ચાલ છઠ્ઠી રાસીમાં હોય જ્યારે શહેરેવર મહિનો હોય ત્યારે પઇતીશહેમ ગાહમ્બારના કુવ્વત જમીન ઉપર પાડે. રવીની ચાલ સાતમી રાશીમાં હોય જ્યારે મહેર મહિનો હોય ત્યારે અયાથ્રેમ ગાહમ્બારના કુવ્વત પાડે; રવીની ચાલ દસમી રાસીમાં હોય જ્યારે દએ મહિનો હોય ત્યારે મએદીઆરેમ ગાહમ્બારના કુવ્વત પાડે; રવીની ચાલ બારમી રાસીમાં હોય જ્યારે સ્પેનદારમદ મહિનો હોય ત્યારે હમસપથમએદમ ગાહમ્બારનું કુવ્વત નામે એરેતો કરેતન જમીન ઉપર પાડે. ત્યારે બારમો મહિનો સ્પેનદારમદનો આરમઇતીનો છે જે વખતે મીન રાસી માટેના કામો માટે આરમઈનીતું સર્વોપરીપણું છે. આ વખતે મીન રાશીમાં શુક્ર એરેતોકરેતનના કુવ્વતને વધારી દે છે. આ છેલ્લા મહિનામાં ભચક્રની હુત=મીન રાસીમાં નુર બાલે થાય છે અને શુક્રના બાલે નુર સાથે હમઝમાન હમ ઝરવાન થાય છે ત્યારે તે મીનોઇમાં મીનો રામેશગીરી-ખએત્વની ખુશી ખુરરમી રામ ઇઝદની રામશ્નીના હીંગામ જામે છે. ગેતી જે ઘણે દુર ગઇ છે અને ઘણી ઝાહેલ થઇ છે અને ખાસ આ વખતે દસ ક્ષફ્રનથી ઘેરાય છે અને અહીની ધારતીમાં છે તે ગેતી જે હસ્તીના સાંલસીલ્લાની છે તેને માટે સ્પેન્ત આરમઇતી પોતાનો વસીલો જે તે મહિનામાં આવે છે તે વાપરીને તે ગેતીને ઉપર હસ્તી તરફ ખેંચવા સારૂ તે ક્ષફ્રનથી બચાવવા સારૂં દુઆ કરે છે તે દુઆ કબુલાય છે અને તે કામ માટે ફ્રવષિ ઉતરે છે. હુત રાશીના પતમાનનો રાખનાર ઓહરા=શુક્ર પોતાના નુરને અને હુત રાશીના નુરને બાલે કરીને હુત રાશીમાની એરેતોકરેતનની ગતીને ઉભરાવી નાખે છે. આ વખતે ત્યાં અમર ખુશાલી ઉભી થાય છે. આ અમર ખુશાલી ઉશ્તા તે રાશીના પ્રકાશીત નુર તરફ જામે છે-ઉશ્તાનો

જલ્વો ત્યાં ઉભો થાય છે જેમાં તે મીનો રામેશગર જેને આસમાનોનો રામેશગર કહે છે તે મીનો રામેશગર શુક્ર પુર ઝઝંદાઇતી ઉતપુઇતીના જોશમાં હોએ છે અને અસર રોશની સાથે શુભ જુમ્બેશમાં આવે છે, ગોયા અરેતોકરેતનના કુવત આસપાસ ચક્ર ફરે છે–પોતાના આવા ચક્રના ફરવાને–અસર રોશની સાથની પોતાની આવી નાઝ વ અદાને અહુરમઝદ ઉપર નીસાર કરે છે અને હોરમઝદની મરજી પ્રમાણે ઉશ્તા ત્યાં તે રાસીમાં પાંથરે છે. આ ઉશ્તાની અસર જે ત્યાં ઉભરાઇ રહે છે તેને રવી જે તે વખતે ત્યાં છે તે રવી ગેતીની ઉપર ઉતારે છે અને એમ રવી તેવો હીંગામ ગેતીની ઉપર પેદા કરાવે છે એટલે ગેતી ઉપર (ગેતીના મીનો ઝામના કશમાં) ઉશ્તા જામે છે અને ઉશ્તા હોય ત્યાં તો અષાઉનામ ફ્રવષિ હોયજ. એટલે તે અષાઉનામ ફ્રવષિ ગેતીની ઉપર ઉતરે છે ગેતીના અવિથ્રિષ્વંમાં તેણીઓ મુકામ કરે છે અને ગેતીની ઉપર કેરેસાનીના દોરને તોડી હઓમને પાંથરે છે. આ વખતે મીનો ઝામમાં આરમઇતીબી પોતાના હમકારો સાથે અમુક ભાવ ભજવે છે. આ છેલ્લા સ્પેન્દારમદ મહીનામાં ઝમીનમાં સ્પેન્ત આરમઇતીબી અનેરામનો (અનગ્ર રઓચાઓનો) જલ્વો પોતાના હમકારો પાસે ઉભો કરાવે છે કે જયારે માંથ્ર–સ્પેન્તનો નાદ ચાલી રહે છે, અને ઝેમો હુદાઓંઘહો પોતે જમીનમાંની મીનો ઝામમાં 'હુ'ની ગતી એટલે યઝની ગતી–યઝતી જલ્વા જેવી ગતી પાંથરે છે. આરમઇતીનો ઇલાકો આ મહિનામાં હોવે–મીન રાશીમાં તેણીની સાહેબી હોવે મીન રાશીમાં ઉશ્તા પંથરાય છે તેની શુભ અસર જમીનમાં નીચે ઉતરે છે, ઉપર કહ્યું છે તેવું જમીનમાં થઇ રહે છે. યાઇર્યની દોલત જે મીનોઝામમાં છે તે ઉભરાય છે જયારે અષાઉનામ ફ્રવષિ ગેતીમાં આવીને શેતાનની દસ પઇરી ક્ષફ્નનો હોમલો જે ગેતી ઉપર જે તે વખતે થઇ રહે છે અઝીની જુંબેશ જે તે વખતના દરેક દોરમાં થઇ રહે છે તેને તોડે છે અને એરેતો–કરેતનના પ્રવાહને ગેતીમાં પાંથરે છે અને પાંચ ગાથા મારફતે ઉપર કહેલો યાઇર્યનો લાહવો જીવતા તેમ ગુજરેલાને અપાવે છે. આ સમયે અષાઉનામ ફ્રવષિની તુફ્લમાં ગુજરેલા રવાનો પોતાના ફ્રોહરો સહીત ગેતીમાં ઉતરે છે અને ફ્રષોકેરેતીએ–જુઝવાવી થાય તેવું કરીને ફ્રશો–કેરેતીએ–કુલષાતી થશે તેની યાદ આપે છે. એવી રીતે ત્યારે આખા વર્ષના છેલ્લા થવાના દએને લગતી યાઇર્યની ગતી–માયલી કે જેમાં ગુજરેલાની યરનથી થતી માયલીબી સમાય છે તે બધાનો લાભ ગોયા વ્યાજે વધીને જીવતાને તેમ કુલ ગુજરેલાને અરદાફ્રવષના દસ દહાડામાં મલી રહે છે. એમ ત્યારે તે છેલ્લા દસ દહાડાઓમાં છેલ્લા ગાથા લગીમાં

બધો માયલીનો ભોગવટો થઇ રહે છે; છેલ્લા પાંચ ગાથાઓ દય તરીકેના થઇ રહે છે. કુદરતમાં એમ વર્ષને છેડે જુઝવાવી ફ્રષો–ફેરેતીનો નાટક થઇ રહે છે જેમાં ઉપર કહયા છે તેવા ઉપર આસમાનની ઉપર અને નીચે જમીન ઉપર ભાવો ભજવાય છે.

છેલ્લા સ્પેનદારમદ મહીનાના છેલ્લા દહાડાઓ દીન રોજથી તે અનેરામ રોજ લગીના આગલા મહીનાના જેવાજ સરેદનાજ ગણાય છે, જો કે આ દહાડાઓમાં યાઇર્ય સરેદનો વખત આગલા મહીનાના તે તે દહાડાઓની માફક વણાયલો રહેતો નથી–છુટો છુટો થઇને રહે છે અને હુત રાસીમાંના પ્રવાહો પામે છે, છતાંબી તે બધા દહાડાઓ સરેદનાજ ગણાય છે, કેમકે એ દહાડાઓમાં માનવજાત ઉપર ઉતરતો કેશાશી રોહ આગલા બધા દહાડાઓની માફકજ ઉતરી રહે છે. આ છેલ્લા દીન રોજથી તે અનેરામ રોજ લગી ધારા મુજબ ઇનસાનની ઉપર તબઇ તો પડે છે અને કાર તેથી કુદરતી રીતે થઇ રહે છે કે જેમાં જુઝનો હાથબી છે એટલે કેશાશી પ્રભાવ તો ત્યાં છે એટલે કુદરતી રીતે પડતી તબઇ તેઓને પોતાના ઝાલેમ દોરમાં રાખે છેજ–જેમ કે અગાઉના દહાડામાં રાખતી હતી તેમ એટલે જુઝની તબઇ તો ત્યાં ભોગવાય છેજ જેમાં જુફ્તની તબઇ તો હશે તે વાત જુદી છે ત્યારે આ દહાડાને સરેદના દહાડા કહે છે અને તેમાં જે પ્રભાવ જામશે તે તો અપાઉનામ ફ્રવશિથી જામશે તે વાત જુદી છે.

અત્યાર લગીમાં આપણે
ફ્રવષિની ઉસુલ, અહુરાના
માંથ - સ્પેન્તના રૂવાનના
થવાની વીગત, યઝતોના રૂવા-
નોની થવાની વીગત, આ બધા
યઝતો સાથે થતા ૮૨૮ વરોની વીગત,
મીનોઈ બે આસ્માનો થવાની વીગત,
સૃષ્ટીના થવા માટેની કુદરતની જુદી
જુદી સેફ્રતોની વીગત, ૮૨૮ વરો જેઓ
સ્તરોના બનેલા છે તેઓમાં થતા ચાર
મુળ ભ્રચક્રોની વીગત, આ ભ્રચક્રોની
મારફતેજ કુદરત હસ્તી નીસ્તીની રચના
કરે છે તે વિગત, હસ્તી નીસ્તી ઉપર ચાલતા
વખતની વિગત, વખતને માપવાની સમજ,
અવસરો હિસાબોના ઉતરવાની સમજ અને છેલ્લે
પરવરદેગાનના વખતની સમજ એટલે ગેતીમાં ફ્રવષિના
ઉતરવાની સમજ અને તે માટેના હિસાબોની વીગતો જોઇ.

---

હવે પરવરદેગાનના હીંગામોનો ભેદ જોઇએ. પરવરદેગા
નના હીંગામનું થવું આ ગેતી ઉપર કયારથી થયું-તે
હીંગામના થવાની મકસુદ શું છે. આ હીંગામની
અગત્યતા અને તે હીંગામોની ઉજવણી માટેની
બાતેની હકીકતો જોવાની રહેલી છે કે જેથી
પરવરદેગાનના દહાડાઓ વીષે જાણી શકાય.
બાર હઝારાઓની સમજ; ગેતીના બે
મુળ પ્રકાર; વખત માટેની ફ્રર અને
નીમુર સાલની ગણત્રી; તેઓ કયારે
કયારે ચાલુ હતી અને છે.
વીસ્પ તોખ્મ અને ગઓકેરેન
હોમ ઝરેહ વોઉરૂકશમાં
ઉગેલા છે તેનો અર્થ.

પહેલે જાણુવાનું છે કે આપણી ગેતી થઇ તેના મુળ બે પ્રકારો હતા. એક થઇ ગયલા પ્રકારને ગરો-દેમાનની ગેતી કહે છે. બીજા ચાલતા પ્રકારને દુજો-દેમાનની ગેતી કહે છે. ગરો-દેમાનનું જગત થઇ ગયું તે બાગે-અરમ હતું અને દુજો-દેમાનનું જગત છે જે દુખોથી પાપથી ભરેલું છે.

હસ્તી નીસ્તીના જગતને દાદારે દ્રવાઓની કચાસને સુધારવા માટે કીધું છે. આ હસ્તી નીસ્તી થઇ તે દ્રવાઓની કચાસને સુધારી રહેશે તેટલા વીશાળ વખતને બાર હઝારાનું નામ આપેલું છે. હઝારામાં હઝાર શબ્દનો અર્થ નથી. પણુ એક હઝારામાં અગણીત દરેધો-ખદાત આવે તેટલો વખત સમાય છે.

બાર હઝારાના અવીસ્તીર્ણું વખત જે ચાલી રહે છે તેમાં પહેલે હસ્તી થઇ-પછી હસ્તીમાંથી નીસ્તી થઇ-પછી નીસ્તીમાંથી ગેતી થઇને ચાલી રહે છે; બાર હઝારા લગી ચાલીને ફ્રશો-ગર્દ કરશે-દાદારને મળશે.

જયારે નીસ્તીમાંથી અમુક હઝારામાં ગેતી સપ્પર પહેલી થઇ ત્યારે તે બાગે બહેસ્તની હતી જેને ગરો-દેમાનની ગેતી ગરોથમાની ગેતી કહે છે. આ વખતે ગેતીમાં પાપ હતું નહી કેમકે ગેતીમાં અઝી કે ધના હતા નહી. ગેતીની બહાર આસપાસથી તેઓએ ઘેરો ઘાલેલો હતો અને ગેતીના લોકો તેઓને અંદર આવવા દેતા નહી કેમકે તે ધના અને અઝીનો સંગ કરવાનો હોકમ દાદારે આપેલો નહી. આ વખતે ગેતી ઉપર ૮૧,૦૦૦ વર્ષના દરેધો-ખદાત આજના જેવાજ ચાલતા હતા ખરા. પણુ તેઓ ફૂર ચાલની ગણુત્રીના હતા. આજનું વર્ષ તે તે વખતનો દહાડો હતો. એવા ત્રીશ દહાડા તે જમાનનો મહીનો હતો અને એવા બાર મહીના તે જમાનનું વર્ષ હતું. આવી ગણુત્રીને ફરસાલની ગણુત્રી કહે છે. ગરો-દેમાનમાં આવી ફરસાલની ગણુત્રી હતી. આજની ગણુત્રી નીમુર સાલની કહેવાય છે. ત્યારે ગરો-દેમાનના વખતમાં ફરસાલની ગણુત્રીએ વખતનું માપ થતું હતું. આજે રવી કે સઇયારાઓ ભચક્રની બાર રાસીમાંની દરેક રાસીમાંની ૩૦ ડીગ્રીઓમાંની એક ડીગ્રી પસાર કરે છે તેટલા વખતને દીન કહે છે. આ હીસાબ નીમુર ગણુત્રીનો છે. પણુ ફરસાલની ગણુત્રીમાં તો રવી કે કોઇબી સઇયારો આખી બધી બારેબાર રાસીઓ ફરી રહે. તેટલા વખતમાં થતો વખત એક દહાડા તરીકે ગણુાય છે તે નોંધવું.

નીસ્તીમાં ગેતીમાં ઉતરનારા દ્રવાઓ સાથના બધા રૂવાનોને વીરૂપ તોખ્મ કહે છે. ઝરેહ વોઉરૂ કશમાં કુદરત છે. તે કુદરતની અંદર વીરપતોખ્મનાં બધા રૂવાનો આવે છે એ મતલબે કે તેઓ તનોમંદ કાયા પામીને

ભોગવટાઓ કરી પાર પડે. ત્યારે ઝરેહ-વોઉરૂકશને એક મોટા દરયાવ તરી લે છે કે જેમાં પેલુ વીસ્પ તોખ્મનું ઝાડ ઉગેલું છે એમ બેદમાં કહે છે.

આ બધા રૂવાનો તનોમંદ હાલત લઇ ધીમે ધીમે પાર પડતા જાય છે તેને માટે અલંકારમાં કહે છે કે તેઓ **ગઓ કેરેન હોમ**ના ઝાડમાંથી તે ઝાડનો રસ પીએ છે. ત્યારે આ બધા રૂવાનો જ્યારે જે જમાનમાં જે ગેતીમાં પાર પડતા હોય તો તેને અલંકારમાં જણાવવા લખે છે કે **વીસ્પ તોખ્મને ગઓકેરેન હોમ** પાવામાં આવે છે.

તે બધા દ્રવાઓ સાથના રૂવાનોના દ્રવાઓમાંથી તનોમંદ હાલત થાય છે જેમાં હવસો ઉપડે છે. આવી હાલતને સ્વભાવને ક્ષફ્ન કહે છે.

આવી તનોમંદ હાલતને એટલે રૂવાનો જેઓ તનમાં આવેલા છે તેને એટલે **વીસ્પ તોખ્મને** જીવતી તનોમંદ હાલતમાં લાવી જીવડાવવા દાદાર નેઆમતના પ્રવાહોને નીચે મોકલે છે જેઓને ૧૦૦૧ નાળાં કહે છે જેઓને અને તેઓ જે નેઆમતો ઉભી કરે છે તેઓને **કૃષઓનીવાંથ્વ** કહે છે.

આ નેઆમતને ગેતીમાં ઉતારવા માટેનો વખત ભચક્રમાંથી થતી રવીની ચાલ ઉપર રહે છે. રવીની ચાલ ભચક્રના ગેલાન ઉપરના કયા પોઇન્ટથી થવી જોઇએ? **અરપીન યવીન** નામના સ્તર આગળથી રવીની ચાલ થઇ તે નેઆમતો પાડવા માટેનો દોર થતો મપાય છે. આ **સ્તર** દાદારના આતશોના ચળકાટની એક રેઆલના બીન્દા તરીકે ભચક્રોમાં પડે છે આટલી વીગત જાણ્યા પછી હવેનું લખાણ સમજ પડશે.

## ફરવરદેગાનના દહાડા થવાની મકસુદ. તેની શરૂઆત-ગેતીમ કયારથી થઇ. વિસ્પ-તોખ્મ, ગઓકરેન હોમ, ઝરેહ વોઉરૂકશ-કૃષઓનિ વાંથ્વ આ બધાની સમજ અને તેઓની નીસબત પરવર દેગાનના હીંગામ સાથે. કસરના દહાડાઓ ત્રણ વર્ષ લગી જે કસરની પુરવણી ચોથે વર્ષે થાય એમ ફસલી વર્ષે ચાર વર્ષના દોરમાંજ મુકી શકાય છે માટેજ ફસલી સાલ હુશમુરદી વહિજક કહેવાય તે માટે.

બાર હઝારા પુરા થવા સારૂ હસ્તીમાંથી નીસ્તી થઇ. પછી નીસ્તીએ ગેતી કીધી તે નીસ્તી અને ગેતી બેઉ સાથે હસ્તી કરી રહી છે એટલે

ભોગવટાઓ ભોગવીને ધીમે ધીમે દાદાર તરફ જઇ રહી છે. ગેતી જ્યારે ગોસપંદી હતી એટલે ગરોદેમાનની હતી–પાપ દુખ વગરની પરમાર્થી હતી ત્યારે ફ્રશો–ગર્દનું કામ પુર જોશમાં હતું. તે વખતે હસ્તી તરફ જવાનું એટલે ફ્રશો–ગર્દ કરવાનું કામ–મોક્ષ મેળવવાનું કામ ૮૧૦૦૦ ના વર્ષના ફરસાલની ગણત્રી પ્રમાણે થતા દોરાનોવાળા વર્ષોમાં ચાલતું હતું, કેમકે તે વખતે ગેતીમાં નીસ્તીમાં કેહેબી કેરેસાની હતો નહી, દુજો દેમાન હતું નહી; જડતાની અસર એટલે પાપ વૃત્તી હઓમની જીંદગીને નેક વરતનને કતે કરતી હતી નહી તેથી લાગ્ગી રીતે 'ફ્રર'ની રીતે દરેઘો ખદાત ચાલતા હતા અને યાઇર્યની બલીહારી એટલે દાદાર ભોગવે તેવા પ્રવાહો–કર્મબંધનના દુખ લાવે તેવા નહી–એવી બલીહારી હરરોઝ જામતી હતી. પણ ગરોદેમાનના ઇનસાને જયારે ગેતીની બહાર ઘેરો ઘાલેલા–ઘાલીને રહેલા શેતાનની ક્ષફનની સગાઇ પોતામાં વોહુનના ખોરાક ખાઇને જોડી અને ગેતીમાં તેમ નીસ્તીમાં તે કેરેસાનીને શેતાનને પાપના મુળને ઘુસાડયો ત્યારે જડતા ગેતીમાં આવી ચઢી–પાપ દાખલ થયું અને હઓમના દુરઓષેમમાં એટલે તે ભલી દુન્યાના મોત વગરના પરમાર્થી વર્તનના ભોગવટાઓમાં જડતાના પાડો ઉમેરાયા, જેથી તે જીંદગી ટુંકી થઇ અને પછી ત્યાં નીમુર સાલની ટુંકી મુદતમાં દરેઘો ખદાત દોડવા લાગ્યા છે. ગરોદેમાનની ગેતી જે અત્યાર લગી ગોસપંદી હતી, હઓમથી અહુરમઝદના આશીશોથી નેઆમતોથી ભરેલી હતી, વીરા તેખમને એટલે ઉતરતી તનોમંદ વ્યકિતઓને ગઓકેરેન પાઇ શકતી નેજાતનો લહાવો આપતી હતી તેમાં નડતર આવી; ગેતી હવે દુજો–દેમાન થઇ કેમકે ગેતીમાં અને તેની રજેરજમા શેતાન જે અત્યાર લગી ગરોદેમાનની ગેતી વખતે બહાર ઘેરો ઘાલી રહેલો હતો તે શેતાન હવે તે ગેતીમાં ગેનોની રજેરજમાં ઘુસ્યો છે. જગતમાં રજેરજ દોરાનથી ચાલે છે તે ગોયા પોતપોતાનું આસમાન કરે છે. રજેરજના આવા થઇ રહેતા આસમાનોમાં તે શેતાન ઘુસ્યો છે દરેક દોરમાં કેરેસાની ઘુસ્યો છે. તેમ દરેઘો ખદાતના ફરવાના સુમાર થવામાંથી તે ઘુસ્યો છે. આપણે હસ્તી નીસ્તીની કુદરતનો ઇશારો ઉપર જોયો. હસ્તીની કુદરતમાં હામોઇ છે ત્યાં બેપણાંની મારામારી નથી. નીસ્તીની કુદરત જે મીનો કરકો આગળ છે ત્યાં બેપણું છે–સામસામાપણું છે પણ તે બેપણું જલદી જલદી પોતપોતા વચ્ચે સમાધાની કરી નાંખે છે. પછી ઉપઇરી–દખ્યુ આગળથી અનાસરી જગત શરૂ કરનારી કુદરત છે તેમાં બેપણું વધુ જોશથી ચાલે છે. આ કુદરતે ગેતી ઉભી કીધી છે. સપ્પર પહેલાં કે જ્યારે ગરોદેમાનની ગેતી રચાયલી હતી, ત્યારે તે કુદરતમાં

ધનાનુ–અહીનું જોમ ઘણું હતું નહિ અને સ્પેનામીન ઉપર કહેલો **ગઓકેરેન હુઓમ** અને **ફ્રષઓનીમ વાંથ્વ**ની મુરાદ બર લાવી શકતો હતો એટલે અમર ગતી તરફ ગેતીને ચલાવી શકતો હતો કે જેમાં તે વખતે ધનાની ઘણી નડતલ હતી નહિ. અમરગી લાવવા માટે ગઓકેરેન હોમ, અસ્પીન યવીન, ફ્રષઓની વાંથ્વ આ ત્રણુ ભેદો જોઇએ છે. **ગઓકેરેન હોમ** યઝતી સાન સોહબત લાવે છે. **અસ્પીન યવીન** હવસોને શાંત પાડવા માટેનો આતશી સત્યસંગ પુરો પાડે છે. **ફ્રષઓની વાંથ્વ** પુરતી નેઆમતો કે જેથી જીંદગીમાં તંગી માલમ પડે નહી અને પરમાર્થી થવાય તેવા સાધનો પુરા પાડે છે. પણુ જ્યારે ગેતીના લોકોએ પોતાનો ફેલ બગાડી બદીને ગેતીમાં દાખલ કીધી અને બદીને જોર આપ્યું ત્યારથી આપણી નજદીકની કુદરતમાં ધના અને શેતાનની નડતલ ઉપર કહેલા સ્પેનામીનના કામમાં હદની બહાર વધી ગઇ છે. ગેતીના એક વર્ષમાં કે જ્યારે રવી બ્રચક્રની અસ્પીન યવીનના સ્તરથી પોતાની ચાલ શરૂ કરીને જગતને હુઓમની ગતીએ પુગાડવાના ફ્રષઓની વાંથ્વ માટે પ્રવાહો પુરા પાડવા લાગે છે ત્યારથી તે રવી પાછો તેજ મરકઝ લગીમાં આવી પુગે ત્યાં લગીમાં એટલે ફસલી એક વર્ષ લગીમાં ધનાની નડતલ પુસ્કળ વધી જાય છે. આ નડતલો ગેતીમાં હોમનો પ્રચાર નહિ ચલાવવા માગે છે અને અસ્પીન યવીનના સત્યસંગના આતશને બુજાવવા માંગે છે અને ફ્રષઓની વાંથ્વની બરકતને લુટીને બરબાદ કરવા માગે છે. ટુંકમાં ફ્રશો–ગર્દનો નાશ કરવા માગે છે. રવી ઉપર કહેલા અસ્પીન યવીનના સ્તર આગળ આવે તેની ૩૦ ડીગ્રી આગળથી એટલે રવી મીન રાશીમાં આવી પુગે કે જ્યારે સ્પેનદારમદ મહીનો હોય તે વખત લગીમાં તો ધના અહીની મારફતે લોકોની બદ મનશ્નીના ટેકાથી ગેતીને ક્ષફ્નથી–જડતાના અંધકારથી ઘેરી નાંખીને ગેતીના દમને ગુંગળાવી રહે છે અને એમ સ્પેનામીનનું કામ બરહમ થાય એમ લાગે છે. આવે વખતે ધના અને અહીને રોકવા તેઓની ક્ષફ્નનો ઘેરો ગેતી ઉપર થયલો છે તેને ઉઠાવવા અશાઉનાંમ ફ્રવષિ ગેતી ઉપર આવે છે. આ હીંગામને પરવરદેગાનનો એટલે પરવરેશ આપવાનો હીંગામ કહે છે એટલે ઉપર કહેલા હુઓમના પ્રચારને પાછો ચાલુ કરીને **ફ્રષઓની વાંથ્વ**ની નેઆમતો વરસાવવાનો હીંગામ કહે છે. વીસ્પ તોખ્મને એટલે જગતની કુલ વ્યક્તિઓને **હુઓમી** કરાવવાની આવશ્યકતા possibility ઉભી કરાવવાનો આ વખત છે. ફ્રવષિની આરનંવાળી ખેરદનો પ્રચાર ચલાવવા માટેનો આ વખત છે. આવા ફ્રવષિના અવસ-

રોની ખુશીથી ધના હારશેજ, અઝી ગવમાં બદલાશેજ અને અસલની ગરોદેમાનની જગતમાં સ્પેનામીન જેમ ગવ કુદરતને ચલાવી રહેતા હતા અને હઓમે-ગઓકેરેન વીસ્પ તોખ્મને પાઇને વીસ્પતોખ્મને 'ફ્રષઓનીમ વાંથ્વામ' કુદરતની ગવની પરોપકારી નેઆમતો અપાવીને કુદરતના ૧૦૦૧ નાળાઓ સાથે યઝ કરાવી રહેતા હતા તેમ થતું રહેશે, અને અસ્પિનાચ યેવીનોમાંથી યાઇર્યના પ્રવાહો ગેતીમાં પડતા રહીને સત્યસંગ જગતમાં ધીમે ધીમે પસરીજ રહેશેજ, અને ધના અને અહીની નડતલા કે જેથી ઉલટું થાય છે, વબાઓ-આફ્તો-લડાઇઓ થઇ રહે છે તે બધું ધીમે ધીમે ભવિષ્યના હજારામાં નરમ પડતું જશે. તનોમંદ હાલતને રૂવાનના દ્રવા-ઓમાંથી ઉભી કીધી છે. દ્રવાઓના રએથ્વ=કચરામાં દાદારે ગવની નેઆ-મતો મુકીને વોહુન કીધો છે એટલે તનોમંદ હાલત કીધી છે. આવી તનો-મંદ હાલતમાં એટલે વોહુનમાં જો કે ગવ છે માટે જીવ છે પણ સાથે સાથે ત્યાં રએથ્વ છે એટલે દ્રવાઓના અજ્ઞાનતાનો અંધકાર તો ત્યાં છેજ, માટે હવસો તેવા તનમાં ઉપડયાજ કરે છે. આમ જીંદગી જો કે ગવથી ટકે છે, પણ તનોમંદ હાલત જેને વોહુનની હાલત કહે છે જે ગવથીજ છે તે ગવના પરોપકારી વાસનામાંથી જયારે તે વોહુનની અજ્ઞાનતાનો કચરો છુટો પડે છે ત્યારેજ તેમાં સ્વાર્થ હવસો ઉપડે છે, કે જેને પછી ગવ-જીંદગી અમુક પ્રયોગથી શાંત પાડે છે એટલે જેમ દુધ ઉભાઇને હેઠું પડે છે તેમ તે હવસો ભોગવાઇને હેઠા પડે છે કે જે વખતે તે વોહુનનાંમનને પસ્તાવો શરૂ થાય છે. આવા વોહુનમાં હઓમની દહમ આક્રિતી જયારે સ્પેનામીન મુકશે ત્યારે તે વોહુન ગવની સીરતની હવસો રહિતની થઇ રહેશે. ગરોદેમાનની અંદર અઝી પાપ હતું નહી માટે સ્પેનાગીન તે વોહુનમાં તનોમંદ કાયામાં હઓમની દહમ આક્રિતી મુકીને તે તનોમંદ કાયાને તનપસીનની સહેજે કરી શકતો હતો કેમકે સ્પેનામીનના તે કામમાં હરકત કરનાર ધના ત્યાં હતો નહિ-અઝી-દુજ-પાપ ત્યાં હતું નહિ. પણ જયારે ધના-અઝી દુન્યામાં દાખલ થયા ત્યારે તેઓ તનોમંદ કાયામાંની ઘુસ્યા એટલે વોહુનમાં વધુ બુરી વાસના આવી ચઢી; અઝી-ધના તનોમંદ કાયામાં રહેવા લાગ્યા; વોહુનની ઉપરનો ગવનો ઇલાકો નરમ થયો. આશીશોના તે વોહુનની અંદર જવામાં ખલલ આવી. વોહુન જે ગવહોમંદ હતો તે ખરફ્રસ્તર થયો. તનોમંદ હાલતમાં હઓમની દહમ આક્રિતિ દાખલ થઇને તે તનોમંદ હાલત-વોહુન ગવમાં બદલાતી હતી, તે કામની વચમાં કેરેસાનીની જડતા આવી, જેથી વોહુને એટલે શરીરનાં મને ખરફ્રસ્તર થઇને હઓમનો અનાદર કીધો. કીક કરપ (અવસ્તા કવી, કરપન) થઇને દાદારની

શારનાઓને દુર કીધી. આમ-દુજો દેમાનમાં શેતાન જાગ્યો અને ગવની ઉપર ધસારો કીધો અને ગવનો નાશ શોધતો ચાલ્યો. એમ સ્પેનામીનનું કામ નિષ્ફળ જાય એમ લાગ્યું અને ગવની જીંદગીની હયાતી જે ગઓકેરેન હઓમથી હતી-લંબાતી હતી, જે ફરસાલની હતી, તે ઘણીજ ટુંકી નીમુરની થતી ચાલી. એમ જ્યારે ગેતીમાંના એકએક વર્ષના દોરમાં-વખતના વહેવામાં શેતાનની ધારતી પેઠી ત્યારે અશાઉનાંમ ફ્રવષિ ત્યાં તે વર્ષની આખરીમાં કે જ્યારે અઝી ફાવતો જતો ત્યારે આવી ચઢી અને છેલ્લે ધના અને શેતાનને હરાવીને વર્ષો થવાના દોરમાં પોતાની આણ ફેરવી રહે છે. એમ છેલ્લે દોર એટલે વખતની સરદારી પોતે લીધી છે. ત્યારે હવે વખત જે દુજની અઝીની ધનાની હરકતને લીધે નીમુર સાલનો થયો-અગાઉનો ફરસાલનો રહયો નથી, ત્યારે તેવા વખતના દોરોમા ફ્રવષિએ પોતાનો ઇલાકો રાખ્યો છે. વખતના દોરમાં પહેલા ધના ફાવતોજ રહે છે પણ ઇનસાફને તે ધના ઠોકરે મારે છે માટે વખતના દોરની આખરીમાં અશાઉનામ ફ્રવષિ આવી પુગીને તે શેતાનને મારી હઠાવે છે અને શેતાનને એમ મારીને ધીમે ધીમે ગવમાં ફેરવીને પરવરીના પ્રવાહો પાંથરવા લાગે છે. છેલ્લી ખાકને એટલે જડતામાં આવેલી ખાકને વધુ જડ થતાં એમ ફ્રવષિએ અટકાવી છે.

શેતાનની ફન પાંચમો અનાસર કરીને ગવનો નાશ કરવાની હતી તે દુર કીધી છે. અહુનમઇર્ય પ્રમાણે અનાસર ચારજ હોય કેમકે દ્રવાઓ કે જેમાં ગવ ઉમેરવે અનાસર થાય છે તે દ્રવાઓની અજ્ઞાનતા ક્ષફન ચારના અએદાદનું જોમ રાખે છે એટલેજ ગવ કે જે પાંચ અએદાદનું જોમ રાખે છે તેથી જીતાય. પણ જો તે અજ્ઞાનતા ક્ષફન પાંચના અએદાદનું જોમ રાખે તેવી થાય તો પછી ગવ તેને સમેતીને તનોમંદ હાલત કરી શકેજ નહી. આમ ત્યારે આ દુજો-દેમાનમાં કે જેની રજેરજમાં ધના-અઝી ઘુસેલા છે અને એક વખતના બહેશ્તને ખરફરતર દોઝખમાં બદલેલું છે તે દુન્યાને દાદારતો બચાવશેજ. અહી-ધના જાતે સેફાતે બીદાદાગર છે. તેઓ અસ્તોમંદ ગએથાનો કબજો લઇને તેનો નાશ કરવા માંગે છે-હદને ઓલંગે છે એટલે ઇનસાફ પ્રમાણે તે ગએથાઓને અષાઉનામ ફ્રવષિની યારી મળે છે જેણીઓ તે અઝી-ધનાને પાછા હઠાવે છે-આમ વખતના દોરમાં અઝી ઘુસીને નાશ કરવા આગળ વધે છે તેટલામાંજ અષાઉનાંમ ફ્રવષિ આવી તે અઝીને મારી પાછળ ફેંકીને ગએથાઓને ગોસપન્દી કરીને ઉરૂ થવાનું કાર ચલાવવા પરવરેશ છેલ્લે આપે છે. એમ પરવરેશ મલી-મલતી ચાલી એટલે પરવરીદેગાન=પરવરી

ભોગવવાના દહાડા છેલ્લે ખાકમાં આવતા ગયા. આમ દુજોદેમાનના એક દરેથો ખદાતના ૮૧૦૦૦ વર્ષમાં ધના સ્પેનાની રસાકસીનાં પાઠ ભજવાય છે જેનો નાનો ચીતાર તે વર્ષના છેડેના પરવરદેગાનના દહાડાઓ પુરા પાડે છે. સ્પેના વૃધ્ધી કેમ કરે છે–શેતાન તેને તોડવા કેમ માગે છે, તેમાં ધના શું ભાગ ભજવે છે અને છેલ્લે અષાઉનામ ફ્રવષિની મદદ મલે છે–સરેદ અને પાઇર્યના ચીથ્રો અને તેઓ સાથનો વખત કઇ રીતે ગેતીમાં પડે છે; તેઓનો ભોગવટો થઇ રહે છે જેથી જગતનું દોરંગીપણું દેખાય છે તેમાં આખરે ધના–અઝીને ફ્રવષિ મારી હઠાવશેજ–એમ ફ્રવષિ પોતાની આસ્નથી અહુનુ ફ્રરમાન બજાવે છે તેનો એક આવો ચીતાર થાય છે. એમ એક દરેથો–ખદાતમાં ગેતી નીસ્તીની સાથે ઉપર હસ્તી તરફ જરાક જેટલીબી જઇ રહી છે, ૧૦૦૧ નાળાંઓને વર (અને અપ-ધઝારને) મલી રહેવા નજદીક અને નજદીક જઇ રહી છે અને **ફ્રષઓની વાંથ્વ**–મીનોઇની તવંગરી જમા કરી રહે છે, એમ દરેથો ખદાત ગેતીમાં દોડધાજ કરે છે. ત્યારે ગોરપન્દી જમાનામાંના દરેથો ખદાતમાં અને આ પ્રાફ્સ્રી ઝમાના જેમાં શેતાન ઘુસ્યો છે જડતા આવી છે તેના દરેથો–ખદાતમાં આમ ફરક છે. પાછલા દરેથો ખદાતેમાં અષાઉનામ ફ્રવષિને ઉતરવું પડયું છે–આવો એક ચીતાર ૮૧૦૦૦ ના દોરાનોમાં છે તેનો એક નાહનો નાટક ફ્સલી વરસની આખેરીના અરસામાં થઇ રહે છે એટલે ફ્સલી વરસને છેડે દુજોદેમાનની દુજને ગવમાં ફેરવીને ગેતીને લય થવાનો મહીનો આવે છે. અસપન્દારમદ મહીનો તે છે. સ્પેનદારમદે જમીનની ખાકમાં બરદાશ્ત મુકી જેથી ખાકમાં તગીઝ આવી અને વધુ નીસ્તી થઇ નહી. આમ ત્યારે ખાક પછી નીસ્તી નથી, ત્યાર પછી તો **દુરએ ઉરવેસેમનો** ભેદ આવી પુગે છે એટલે ગેતી દાદારથી–હસ્તીથી ઘણે દુર લગી જતી અટકીને હસ્તી તરફ પાછી ફરવા માગે છે–એમ હસ્તીનો કંઇક પ્રભાવ તે છેડામાં થતો રહે છે–હસ્તી તરફ ગેતી એમ જયા કરી કરીને આખરે પોતાનો લય ઉભો કરશે. લયની આવી ગતી નજદીક લાવવા મઝદરયાતે–માયલની હદ–માંથ્ર યસ્ન જોઇએ છે માટે ગવની પરવરેશ જોઇએ છે તે થઇ રહે છે–થાય છે અને ગવ સાથેના પ્રવાહ ઉતરવા જોઇએ તે ઉતરી રહે છે ઉતરે છે એટલે પરવરેશની અસરો ઉપરથી ઉતરવી જોઇએ તે ઉતરે છે. આ બધું અશાઉનામ ફ્રવષિ વગર થઇ શકેજ નહિ–માટે અશાઉનામ ફ્રવષિ તે વખતે ઉતરી રહે છે. એમ વર્ષનો છેલ્લો મહીનો અને તેના છેલ્લા દહાડાઓ વખતે ફ્રષોકેરેતી વખતે જે થશે તેવું કંઇક નાનાં પ્રમાણમાં થયા કરે છે.

આ પરવરેશના અશાકનામ ફરવશિના દહાડાઓનો હિસાબ ફસલી સાલથી થાય છે જેને હુશમુરદી-વહીઝક સાલ કહે છે. આ ફસલી સાલનો દોર ચાર વર્ષનો રહે છે. ત્રણ વર્ષ લગી કસર આવ્યા કરે છે જેને હુશુમારનું વર્ષ કહે છે અને છેલ્લે ચોથે વરસે વહિઝનો ઉમેરો થાય છે જેથી તે વર્ષ વહિઝક કહેવાય છે. પણ વહિઝક વર્ષ હુશમુરદી વગર હોઇ શકેજ નહિ. એટલે ત્રણ વર્ષોની કસર જે હુશમુરદી તરીકે આવે છે તે કસર ચોથેજ વર્ષે પુરી થાય. એટલે ચાર વર્ષે એક દીન કસરનો આવે છે. આ કસરના ઉમેરાનો દીવસ નામે અવરદાદગાહ સાલ રોજ વૃદ્ધિ માટે ઘણોજ અગત્યનો છે. આ દીનની અમુક વીગતો છે તે જોઇએ.

ઉપરના વરસના છેડાનો હિસાબ જોયો. એટલે છેલ્લે પરવરીના દહાડા-અવસર આવે છે તે જોયું. પાંચ ગાથા થાય છે તે જોયું. દર ચાર વર્ષે રવી **અસ્પીનાચ યેવીનોમાં** દાખલ થવા એક દહાડાની વીલંબ લે છે એટલે ચાર વર્ષે એક દહાડો તે પાંચ ગાથાઓમાં ઉમેરાય છે. આ ઉમેરાના દહાડાને છઠ્ઠા ગાથા અવરદાદગાહ સાલ રોઝ તરીકે ઓળખે છે. આ આખા દિવસમાં ક્ષફનની ગતી જોર પકડીને રઓક્ષનને હંફાવે છે. રપેના અને ધનાનું ગોયા યુદ્ધ થઇ રહે છે. **જેમ દરરોજ ગાહે ગાહે નવ મીનીટ લગીમાં થઇ રહે છે તેમ આ આખા દહાડામાં થઇ રહે છે.** આ ઉમેરાના છઠ્ઠા ગાથાના દીનમાં રવી મીન રાસીમાંજ હોય છે પણ અસ્પીન યવીન આગળ પુગેલો રહેતો નથી. જો રવી અસ્પીન યવીન ઉપર પુગે તોપછી ક્ષફનને જોર મળેજ નહી. પણ ઉલટું ક્ષફનની જગીરમાં રોશની થાય. પણ રવી હજુર ૨૪ કલાક તે મરકઝથી દુર છે એટલે મીન રાશીમાં છે-માટે રવી તે દહાડાના બગને મીન રાશીમાંના ગોહરોને આપીને છઠ્ઠા ગાથા તરીકે ઉભો કરે છે. એમ ચાર વર્ષે એક દહાડો તે પાંચ ગાથામાં ઉમેરાય છે જેને છઠ્ઠા ગાથા કહે છે. અવરદાદ ગાહસાલનો દહાડો કહે છે. રવી મીન રાશીને પુરી કરવા એક દહાડો વધુ લે છે અને ખોરદાદે જે ગોહર તથા મીન રાશીમાં મુકયા છે તે એક દહાડો વધુ નીચે મોકલે છે એટલે હદ-માંથ યસ્નની અસર તે દહાડેજી ઉતરે છે. આ અસરોને જોરે તે છઠ્ઠો ગાથા ક્ષફનના હલ્લાની સામે થયલી રઓક્ષનીને મદદ કરે છે અને તે રઓક્ષનીને તે ક્ષફનની સામે ટકવી રાખે છે. આ દહાડે ગેતીમાં ખોરદાદની ફરમાનથી ક્રિયા થાય છે, કેમકે ઉપર જોયું તેમ તે દહાડે મીન રાશીમાંથી ખોરદાદે તે રાશીમાં ગોઠવેલા ગોહરો તો પડે છેજ એટલે હદ-માંથ યસ્નની તે અસર તે દહાડે

છેજ, માંટેજ તે દહાડા માટેની યસ્નમાં ખોરદાદની ક્ષ્નુમન આવે છે તેમ ગાથાઓની ક્ષ્નુમન આવે છે.

**વાહેદાનીઅતના મીથ્ર એટલે સૃષ્ટીની આખરની મુકિતના ફ્રશો-ગર્દ થવાના મીથ્ર કુદરતમાં ચાલી રહે છે તેની સમજ-તે કુદરતી મીથ્રની અગત્યતા. આવા કુદરતી મિથ્ર પ્રમાણેજ અશ્તેકુશ્તીઆનોએ પરવરદેગાનના હિંગામ માટે મિથ્ર કરવાનો દીનનો હોકમ. પરવરદેગાનના હિંગામમાં અશાઉનાંમ ફ્રવૈંષિની તુફેલમાં ગુજરેલાંઓ ઉતરે છે તેની હકીકત.**

વાહેદાનીઅત એટલે તે એક **વાહેદ** એકનોએક જે કંઇ '**અત**' 'ઇત' =તે છે કે જેને **અહૂ** કહે છે તે તરફ પાછું ફરવાનું મનન કે જે છેલ્લામાં છેલ્લી નેમ ગોલ છે તે. રૂવાન સાથના દ્રવાઓને રૂવાન જેવો કરવાનો છે, કે જેથી તે દ્રવાઓ સાથે એક થયલા રૂવાનમાં ફ્રવષિની આસ્ન આવે-રૂવાન ફ્રવષિ થાય. દ્રવાઓનો ૩/૪ ભાગ એવે શુભ છેડે પુગેલો છે એટલે ફ્રશો-ગર્દ 'પુગેલો છે જેઓને ૩૩ અહુ-રતુ કહે છે. બાકીના ૧/૪ ભાગમાંથી હસ્તી નીસ્તી અને ગેતી થયા છે. હસ્તીમાંના રૂવાન સાથનો દ્રવાઓ ગવચીથ્ર રૂપનો થઇ ગયો. નીસ્તીમાંની નીસ્તીએ-અવ્વલમાંના દ્રવાઓ સાથના રૂવાનબી ગવચીથ્ર રૂપ થઇ ગયા છે. હવે તો અરવાહીઓ અને ગેતીના દ્રવાઓ સાથના રૂવાનો પાર પડવાના રહયા છે-ફ્રશો-ગર્દ કરવાના રહયા છે. આ બધા રૂવાનોમાં ગેતીમાંના માનવીના રૂવાનને '**નર**' તરીકે થવાનો યઝતની માફક વર્તવાનો અધીકાર મળેલો કે જેને માટે માનવીને ફેલ અપાયો છે, ગોબી વાચા અને ખેરદ અપાયા છે અને અંતકરણ અપાયું છે, જે અંતકરણમાં એક પતમાન છે કે જેવું પતમાન ખુદ યઝતો અને દાદાર પાસેબી છે. ગેતી જે ગરોદેમાનની હતી તે તો પાર પડેલી છે. ઉપર યાઇર્ય અને સરેદની વીગત જોઇ. સ્પેનામીન આખા ફ્રસાલના વર્ષમાં રૂવાનોને માયલી તરફ તે ગરોદેમાનમાં લઇ જઇ શકેલો હતો તે વીગત જોઇ. પણ જ્યારે ગેતીમાં અહી-ધનામીન પેઠો અને દુજે-દેમાન થઇ ત્યારે વખતના દોરમાં અઝી-ધના જવે તે દોર નીમુર સાલનો થયો છે તે જોઇ ગયા છીએ. સ્પેનામીન યાઇર્ય અને સરેદના હીંગામોથી રૂવાનને માયલી તરફ લઇ જઈ રહે છે. તેઓને ગઓકેરેન હોમ પાઈ રહે છે તેમાં ધના અઝી ખલલ કરે છે એટલુંજ નહી પણ ધાસ્તી ઉભી કરે છે એટલે વીસ્પ તોખ્મ કહેતા બધા બાકીના દ્રવાઓ સાથનાં રૂવાનોનો નાશ થાય એમ જાળ પાંથરી દસ ક્ષફ્નથી એક વર્ષની આખેરી લઝીમાં ગેતીને

**ઘેરી રહે છે. અઝી આ વખતે ઇનસાફ તોડે છે એટલે અશાઉનામ ફ્રવષિ તે વર્ષના છેડામાં જગત ઉપર ઉતરીને તેઓને પાછા હઠાવ્યા કરે છે અને ગેતીને પાછી પરવરેશ આપીને ફ્રશો–ગર્દ માટે ટટાર કર્યા કરે છે. આમ પરવરી આપવાનો હીંગામ ઉભો કર્યા કરે છે કે જેથી ઉપર કહેલા માનવોનાં અને અરવાહીઓનાં રૂવાનો પાર પડતા જાય. આમ વર્ષને છેડે પરવરદેગાનના હીંગામો આવેલા છે અને એજ હીંગામમાં છઠ્ઠા હમસપથમેદેમ ગાહમ્બાર આવ્યા કરે છે. પરવરી આપીને રૂવાનને પાર પાડવા એટલે હસ્તીના પથ ઉપર મુંકવા અને તેને માટે તેવું કુવ્વત આપવા માટે આ છઠ્ઠો ગાહમ્બાર પરવરદેગાનમાં પડે છે કે જેથી આખરે ફ્રશો–ગર્દ થશેજ અને ધના હારશેજ.**

ગેતી જ્યારે અરવાહી આલમમાં લય થશે તેની અગાઉ ગેતીની ઉપર ફ્રશો–ગર્દનો અઇયામ અમુક દરેઘો–ખદાત લગી ચાલી રહેશે. આ વખતે ગેતીમાં આ પરવરદેગાન જેવોજ મામલો થઇ રહેશે. તે વખતે આવા દયઓ ઉભા કરવા પેગામ્બર સાહેબના મોટા હાવીસ્તો મોટી મોટી યસ્નો કરી રહેશે. **જ્યારે ગેતીમાં ફ્રશો-ગર્દ થશે ત્યારે બાર હઝારાનો છેડો આવેલો હશે.** આ વખતે અહી રહેશે નહી તે ગાવ્યોદાદમાં મલી જશે. અઝી ગોસ્પંદી થવાથી દ્રુજે–દેમાનની ગેતીબી ગોસ્પંદી થશે. ગેતી ખનરથની થશે. જેમ મીનોઇ આલમની ઉપર ઉક્ષ્યબામ છે તેમ નીસ્તીમાં જે ઉક્ષ્યબામ થશે આવી ગેતીને ખનીરથ કહેશે. આવા મહાન છેડાને નજદીક લાવવાની જે બધી તઇયારી થઇ રહે છે તે તઇયારીઓમાં વર્ષને છેડે પડતા આ પરવરદેગાનના હીગામો એક તઇયારી તરીકે છે. આ પરવરદેગાનના દહાડાઓ ઉભા થવા માટે ઉપર જોયું છે તેમ સ્પેનદારમદ જમીનમાં 'બરદાસ્ત'ની ગતી મુકી રહે છે જેથી તમીઝ ખાકમાં આવી ચઢે છે અને એમ ખાકને વધુ જડ થતી અટકાવે છે એટલુંજ નહી પણ તે ખાકનું કીમીયું થઈ રહે છે એટલે તે ખાક તેમાં રહેલા મંદ આબ તરફ અને એવું ખીલેલું આબ તેમાં મંદ રહેલા બાદ તરફ અને તેવી સુક્ષ્મ થયલી અનાસરની બાદી હાલત એટલે બાદ આતશ તરફ અને તેવી સુક્ષ્મ આતશી ગતી મેળવેલી અનાસરી હાલત એટલે આતશ નુર તરફ જઇ રહે છે. આવું કરાવવામાં એટલે પરવરદેગાનનો હિંગામ લાવવા માટેના જે મીથ્ર સ્પેન્ત આરમઇતીએ–સ્પેન્દારમદે કરી રહે છે તેથી તેના જવાબ તરીકે પરવરદેગાનનો હિંગામ આવી ચઢે છે. આમ સ્પેન્ત આરમઇતીના મિથ્રનો જવાબ પરવરદેગાનના દીનમાં આવી ઉભો રહયા કરે છે. આવા તે મીથ્રને વાહેદ્દાનીઅતના મીથ્રો કહે છે એટલે જગતની મુકિતના મીથ્ર–ફ્રશો–ગર્દ થવાના મીથ્ર કહે છે જેથી અશાઉનામ ફ્રવષિ ગેતી ઉપર ઉતરે છે, અને આખા વર્ષમાં વીસ્પ તોખ્મને ગોકેરેનેમ હોમ પાતુ કરવા અન્ય જીરમોને બરજીસી જીરમને કઇ રીતે મદદ કરે છે તે બીના મુકી દઇશું; પણ એટલીજ નોંધ લઇશું કે તે જીરમોમાં જુઝનો બહાર જામે છે–સામસામી ગતીઓ પોતપોતાનું માગતું

લહેણું લઇને એટલે ખરીદ ફરોખ્તનો પાંચમો ગાહમ્બાર કરીને જુફ્તીમાં જરથોસ્તીપણામાં જવા હમસ્પથમએદેમ ગાહમ્બાર તરફ જવા તઇયાર થઇ રહે છે. આમ તે જીરમોની શકિતઓ પરવરદેગાનના વખતની અશાનાઉનામ ફ્રવષિની હદ-માંથ યસ્નનો એટલે મુકિતએ પુગવાના વાહેદાનીઅતના મીથ્રનો લાહવો લઇ શકે છે. ટુંકમાં એકે અન્ય જીરમોની શકિતઓ પોતાના જોતીઓ પાસે પાંચમો ગાહમ્બાર કરાવીને છઠ્ઠો ગાહમ્બાર કરવા છેલ્લી મુળ બરજીસી જીરમ તરફ પુગાડી રહે છે. ઉપર કહયું છે કે સ્પેન્દારમદ ગેતીની જમીનમાં રહીને વાહેદાનીઅતના મીથ્ર કરી રહે છે. એજ સ્પેનદારમદ આજ વખતે છેલ્લે મહીને આ બારમી રાસીમાં કામ કરતા આ યઝતોનો અપસર હોવે તેણી તે મહીનામાં તે રાસીમાંથી એવાજ મીથ્રોને ચલાવે છે અને આ રાસીનો સરરી સઇઆરો શુક્ર કે જેવણુ પોતે ખોરદાદે તે રાસીમાં મુકેલા ગોહરોને એટલે છઠ્ઠા ગાહમ્બારના એરેતો કેરેતનના કુવ્વતને ઉભરાવે છે તે સેતારાને તે વાહેદાનીઅતના મિથ્રમાં લીન્ન કરાવે છે. એમ રાશીમાં તે વાહેદાનીઅતના મેથ્ર મીનોઇનો તે રામેશગર શુક્રથી ચાલવે પરવરીના ભલા પ્રવાહો ગેતી ઉપર ઉતરી રહે છે. આમ ગેતીનો ફ્રશો-ગર્દ થવા માટેના વાહેદાનીઅતના મિથ્રો વર્ષની આખરીએ વર્ષો વર્ષ ચાલી રહે છે કે જેથી ભલા પરવરશના પ્રવાહો ઉતરી રહે છે અને છઠ્ઠો ગાહમ્બાર થઈ રહે છે, કે જેને માટે અશાઉનાંમ ફ્રવષિ ગેતીમાં ઉતરે છે, અને તેનો લાહવો ઉપર કહેલા મુકિત નહિ લીધેલા દ્રવાઓ સાથના બધા રૂવાનો જેઓ ગેતીના છે, જેઓનો દ્રવાઓ હવે તનોમદ હાલતમાં ગણાય છે તે બધાં રૂવાનોનેજ આપવાનો છે માટે તે બધા રૂવાનોને ગેતી ઉપર લાવે છે. તે બધા તનોમંદ હાલતના રૂવાનો જેઓ જીવતા છે તેઓ તો ગેતી ઉપરજ હોય. પણ તે માંહેલા બીજા જેઓ ગુજરી ગયલા છે તેઓને તેઓના ફ્રોહરો સહિત એટલે મુકત આત્મા તરીકે અશાઉનામ ફ્રવષિની તુફેલમાં ગેતી ઉપર આણવામાં આવે છે. આમ કુદરતી બનાવ બની રહે છે માટે તેને બરની તરીકત અપાઈ છે જેમાં વાહેદાનીઅતના મિથ્રો કરવા કહયા છે. એમ આ વખતે બસ્તેકુસ્તીઆનોને એવાજ વાહેદાનીઅતના મીથ્ર કરવા-જગતની છેલ્લી નેમના મીથ્ર કરવાનો હોકમ અપાયો છે. વાહેદાનીઅતના આ મિથ્રો કે જેઓને હકીકતના મીથ્રો કહે છે તે મીથ્રો બસ્તેકુસ્તીઆનોના ઘરના આતશો આગળ અને બુરા જમાનાઓ કે જે વખતે ઘરના આતશની પરહેજી નહિ હોય ત્યારે શાયસ્ત લા શાયસ્ત આતરે-આદરાનો અને આતશબહેરામો આગળ કરવામાં આવે છે. આવા હકીકતી વીચારોની દુઆ મુજબ પછી સરોશ અને અરદાફ્રવષ મારેફત તરીકે કામ કરી રહેશે. મારેફત તરીકે કામ કરનારા સરોશ અને અરદાફ્રવષ પછી પોતાની મારફતને કામ કરવામાં જોશ મળે માટે

તરીકતો થવાની ઇન્તેજારી કરે છે તરીકતો બસ્તેકુસ્તીઆનોએ કરવાની છે. બસ્તે-કુસ્તીઓની આ મોકા માટેની તરીકત તે ગુજરેલાઓના **ઇજન**ની છે. હકીકતી ભેદના ઉપર કહેલા વાહેદાનીઅતના મીથ્રો તો બસ્તેકુસ્તીઆનો અસ્પન્દારમદ મહિનાના ફ્રરવરદીન રોજથી તે છેક દીન રોજ લગી કરી રહેશે અને તરીકત તરીકે કામ કરતા **ઇજન**ના મીથ્રો તો અપીશવંઘહ રોજની હાવનની હોશબામમાં થઈ રહેશે.

## પરવરદેગાનના દહાડા અને વાહેદાનીઅતના મિથ્ર કે જેથી ગુજરેલાના રૂવાનો મુકત–આત્મા થઇને ઉતરશે–શાને માટે ઉતરશે–મુકત–આત્મા એટલે શું? તે બધાનો વધુ ભેદ.

ત્યારે ફ્રરવરદેગાનના દહાડાના આવા ઉપર કહયા છે તેવા મિથ્ર છે. ફ્રરવરદેગાન આવ્યા એમ વિચારીએ તેમાંબી એજ મિથ્ર બાતેન છે. ફ્રરવર-દેગાનના દહાડાઓની તઇયારી જે કુદરતમાં થઈ રહે છે તે તઇયારીને ફતેહમંદ રીતે પાર ઉતારવા ખુદ કુદરતમાં આસમાન અને જમીન ઉપર જે મિથ્રો ચાલે છે તે મિથ્રોને ટુંકમાં આમ દરશાવી શકાય કે બરવકત પ્રમાણે ખોરદાદે મીન રાશીમાં નુર ભરપુર કીધું છે અને શુક્રના પુર નુર સાથે તે નુર યઝ થયું છે અને ત્યાં રાશીમાં મીનોઈ ઉસ્તા–રામેશગરી–શુક્રનો જલ્વો–શુક્રની રામે-શગીરી જામશે અને તેથી ભલી અસરો ગેતી ઉપર ઉતરવાની છે તે ઉતરી રહેશેજ. ગેતી કે જ્યાં શેતાનનો જુલ્મ ચાલુ છે જ્યાં શેતાન ગવને પાવા માટેના હઓમનો પ્યાલો ઘોળી નાંખવા ધાય છે અને જ્યાં આરમઇતી ઝમીનમાં બેસીને તે શેતાનની સામે સ્પેન્તીને પુર જોશમાં વધારે છે, જ્યાં આરમઇતીને માટે જોઇતી મદદની ઘણીજ જરૂર છે ત્યાં ગેતી ઉપર ઉપર કહેલી ભલી અસરોની મદદ મોકલવા રવી હોકમ કરી રહેશેજ. રવી તે મીન રાશીમાં જઇને ભલી અસરો ફેંકશેજ અને તે આસ્માનની ઉસ્તાની ઝમીર એટલે તે આસમાનનો ગેતી ઉપર સુખ શાંતી પાંથરવાનો વિચાર ગેતીની ઉપરબી જામશેજ. આસ્માનની ઉસ્તાનની ઝમીર એ છે કે હવે ગેતી હસ્તી નજદીક આવશે, માયલ થશે અને વાહેદાન્યત તરફ જશે. એજ ઝમીર સ્પે-ન્દારમદ અમેશાસ્પંદબી ઝમીનમાં કરી રહે છે.

**ત્યારે પરવરદેગાનના દહાડાઓની આવી ખુબી છે.** તેઓના આવવા માટેની ખુશાલી રહે છે કેમકે તે વખતે પરવરી આપનારા દયનો હીંગામ રજુ થાય છે; જે ભલુ ખોરેહ–પાદર્યનો પાક–નેક કરણીના કાર વ કેરફે આખા વર્ષમાં ઉભા થયા છે–જે ગવનો એટલે પરદુખભંજની નેકીનો ખજાનો ઉભો કીધો છે–જે મેંદુ ગોસ્પંદી કેહર્પ–નેકીનું સ્વરૂપ ઉભું થયું છે તેને હવે તન

–પસીનનું ફરી નુરમા બદલીને રૂવાનમાં પાછું એકઠું કરવાના વખત થઇ રહે છે. આવા ફ્રવરદેગાનના દહાડા છે. ચાર જીરમોને પોતાના તે સખત કામની થાક ઉતારવા આસાયશ મલે છે. ચાર જીરમોના જુઝના કામોને જુફ્તમાં લઇ જવાશે એટલે ચાર જીરમોની થાક ઉતરશે કેમકે પાંચમી જીરમ તેઓને પોતા તરફ ખેંચશે. રજેરજના દોરમાં શેતાન માર ખાશે એટલે તે જીરમો પોતાના નાભ પાંચમી મુળ જીરમ તરફ જવાની હોશમાં આવશે. ખુરશેદ યઝત ઉપર કહેલા મિથ્રનો જોશ ગેતી ઉપરથી ફેંકે છે. જેમ જીરમોની શકિતમાં ઉત્સાહ જામી રહે છે તેમ ગેતીની બાતેનીમાંથી ઉત્સાહ જામી રહે છે અને ઉપર કહેલા જેવા મિથ્રો ચાલી રહે છે જેઓને બરકતના મિથ્રો કહે છે. તે બરવકતના આવા મીથ્ર રવીથી ગેતી ઉપર ઉતરી રહે છે તેઓનું ફળ તે વખતના દયથી–ગાથાઓથી ભોગવાઈ રહેશે અને અષાઉનાંમ ફ્રવષિ આવીને તેનો ફાયદો હાથોહાથ આપશે. આમ આ દહાડાઓમાં બાતેનીમાં એટલે ખુદ કુદરતમાં ઉસુલ વાહેદાન્યત તરફ જવું છે એટલે ફ્રશો–ગર્દ કરીને દાદારને મળવાનું છે તે દુરની નેમને નજદીક લાવવા માટેનો મોટો નાટક ભજવવા માટેનો પાઠ rehearsal ચાલે છે, જેને વાહેદાન્યતના મીથ્ર કહે છે. ત્યારે બરવકત પ્રમાણેના વાહેદાન્યતના મીથ્ર મીનોઇમાં તેમ ગેતીમાં ચાલી રહે છે. આવા બુલન્દ મીથ્ર એટલે ઉપર કહેલા વાહેદાનીઅતના મીથ્ર રામશગરીના મીથ્ર 'દોસ્લા આયા, ફ્રરવરદેગાન આયા,' તેમાં મંદ રહેલા છે. જાણકાર તે રમ્ઝની તાવીલ જાણી શકે છે. ત્યારે આવા વાહેદાનીઅતના મીથ્રમાં બસ્તેકુસ્તીઆનોએ મશગુલ રહેવું જે એક ખાસ તરીકત છે જેથી અશાઉનામ ફ્રવષિને ગેતી ઉપર જામવાની સવળતામાં આપણો ફાળો અપાઇ શકાય છે જે રાદ થઇ. આમ ત્યારે ફ્રરવરદેગાનમાં કુદરતી રીતે વાહેદાનીઅતના મીથ્ર ચાલે છે. ફ્રરવરદેગાનના એટલે પરવરી મેળવવાના દહાડાઓ–તે પરવરીનો ભોગવટો–વહીવટ કરાવવા માટેના દયઓ એટલે ગાથાઓ થવાનો સમય. આ પરવરી–કેવી છે? મીનોઇમાંની હદ–માંથ્ર યસ્નનો તે નતીજો છે. મીનોઇની આ યસ્નમાં શુક્ર સેતારાનો બગ અને સ્પેનદારમદ અમશાસ્પંદ એરેતોકરેતનના કુવ્વત સાથે સામેલ થઇને ઉપર કહેલા પ્રવાહોને ઉભા કરે છે. ફ્રરવરદેગાનનો હીંગામ એટલે ગેતીને પરવરી આપવાનો હીંગામ. તે કયારે પડે છે? મીન રાશીમાં રવી આવે છે કે જ્યારે અસ્પનદારમદ મહીનોજ પડે છે ત્યારે. આ વખતે ચાલતા **વાહેદાન્યતના ઉપર કહેલા મિથ્રથી** ગુજરેલાં રૂવાનો ગેતીમાંના પોતાના સગા=નબા–નઝદીસ્ત તરફ આકૃષાએ છે. ગેતી કે જ્યાં તે ગુજરેલાઓએ પાંચ ગાહમ્બારો કીધા હતા યા કરવાના કંઇક બાકી હતા અને જેઓનો ગાહમ્બારથી સાથે સાથે કંઇક થઈ રહેતો હતો, તે ગેતીમાં તેઓને છઠ્ઠો ગાહમ્બાર ચાખવાનો છે એટલે મીનોઈ ઇસ્ક–ઝુષે યઝતી ચાખ-

વાનો છે. માટે અશાઉનામ ફ્રવષિની સંભાળ હેઠળ પોતાનો ભાર–કેરદારને બાજુએ મુકી, તે ભારથી મુકત થઇને 'મુકતાત્મા' મીસાલ એટલે પોતાની આસ્ન તરીકેના ફ્રોહર સાથે પેવંદમાં આવીને ઉરૂને ઉષીની પુર હોશ સાથે નીચે ઉતરે છે. તેઓએ જ્યાં પાંચ ગાહમ્બાર ચાખ્યા છે ત્યાંજ છઠ્ઠો ગાહમ્બાર ચાખવાનો છે જેને સારૂ ગેતીની ઉપર મહેમાર હરહમેશ જામી રહે છે તે જામશે; મેલો જામી રહેવાનો છે તે જામશે. અશાઉનામ ફ્રવષિઓ તે મેલાને ઉભો કરે છે તેણીઓ ત્યાં હાજર રહે છે. આવા તે મેલામાં ફ્રવષિઓની હિદાયતથી તે રૂવાનો મુકત આત્મા તરીકે થઈ એટલે પોતાના ફ્રોહર સાથે મળીને ગેતીના તે મેળામાં જઈ છઠ્ઠો ગાહમ્બાર ચાખવા તઇયારીમાં પડે છે અને પછી નીચે ઉતરવા માંગે છે.

## ગુજરેલાં રૂવાનોના ગેતીની ઉપર પરવરદેગાનના દહાડામાં ઉતરવાની તરીકત–મારેફત–હકીકત અને મીથ્ર–બરીન. આ બધા શબ્દોનો અર્થ.

કોઇબી ચીજ બનાવવા માટે પહેલે procedure હોય છે એટલે તે ચીજને બજાવવાની રીતીઓ રહે છે જેને તરીકત કહે છે. તે બજાવણી બજાવવા માટેના સાધનો હોય છે જેને મારેફત કહે છે. એમ એક ચીજની બજાવણીમાં એમ તરીકત અને મારેફત આવે છે. તે સાધનોથી તે ચીજને બજાવવા માટે શકિત કારસાજી અકકલ જોઇએ છે કે જેને હકીકત કહે છે. છેલ્લે તે ચીજ બનીને જે મુરાદ રાખેલી હોય તે પાર પડે છે. આમ આ છેલ્લી મુરાદ તેનો છેડો–ગોલ કહેવાય જેને મિથ્ર બરીન કહે છે. આમ દુન્યાની દરેકે દરેક ચીજના બનવામાં અને દરેકે દકેક ચીજના જ્ઞાન થવામાં ચાર પગથીઆં રહે છે જેઓને તરીકત–મારેફત–હકીકત અને છેડો મિથ્રબરીન કહે છે. અહિંયાં ગુજરેલાં રૂવાનો ગેતીમાં ઉતરે છે તે જોવાનું છે માટે તેઓના ઉતરવાની તરીકત, મારેફત, હકીકત હોવી જોઇએ તેઓ આમ છે.

નીચે તેઓના પેદર–માદરના બુનનો આતશ, જે ગેતીમાં તેઓના સગાં વહાલાં–નબાનજદીસ્ત–ફ્રઝન્દ કોઇબી નજદીકનું નામ–કહેતા બુન, ઓદાનનું સગું હોય તેના ઘરના આતશે–દાદગાહમાં છે તે આતશની હકીકતથી તેઓ ગેતી તરફ તે ઘરના આતશ તરફ ઉતરશે, જેમાં તેઓને **મારેફત જોઇશે–જેને માટે તેઓને હિદાયત મદદ જોઇશે.** તે સ્રઓષ અને અરદાફ્રવષ આપશે અને તે જીવતાં સગાંવહાલાંઓ **અષીશ વંઘહુ રોઝે આદરવાના, નોતરવાના મિથ્ર કરે છે તે ખુદ તરીકત તરીકે એરતેફબાલ તરીકે આગળ જશે.**

ત્યારે ગુજરેલાના રૂવાનો મુકતઆત્મા થઈ એટલે પોતાના ફ્રેરોહર સાથે રાદપેવંદમાં આવી **રથને** બસીત કરી ઉરૂને ઉષીમાં આવીને ગેતી ઉપર અશાઉાંમ ફ્રવષિની તુફેલમાં ઉતરે છે તે માટેની:

**તરીકત**—તરીકે જીવતા સગાઓથી અશીશવંધહ રોજના હાવનની મહેરમાં **ઇજનના મિથ્ર** થાય છે આ ઇજિનના મિથ્રની બજાવણી માટે

**મારફ્રત**—જોઇએ સાધનો જોઇએ તે સ્ત્રઓષ અને અરદાફ્રવષ પુરા પાડે છે. આ સાધનો તે તરીકતને ઇજિનના મિથ્રોને બજાવશે માટે તે સાધનોને કામ કરવાનો **પરવાનો** અધીકાર હોકમ જોઇએ, હકીકતી કારણુ જોઇએ તે,—

**હકીકત**—તરીકે તે ગુજરેલાઓના બાપદાદેથી ઉતરતા બુનોનો આતશ તે ગુજરેલાના સગાઓના ઘરના આતશે-દાદગાહમાં રહે છે તે આતશે-દાદગાહ તેવી હકીકત તરીકે થશે. આવા હકીકતી કારણુથી-અધીકારથી સ્ત્રઓશ અને અરદાફ્રવષ કામ કરીને તે ઇજિનના મિથ્રને બજાવીને મુરાદ પુર્ણ કરશે એટલે.

**છેલ્લો છેડો**—મિથ્ર બરીન લાવશે એટલે માંગેલી મુરાદ જે તે રૂવાનોને ઉતારવાની છે તે થઈ રહેશે.

અહિંયાં નોંધવું કે જે જમાનાઓમાં બસ્તેકુસ્તીઆનોના બુનોના આતશો ઘરના આતરે-દાદગાહની ગેરહાજરીમાં તફ્રરગે થતાં હોય અને બુજાઈ જવાની ધાસ્તીમાં હોય તે વખતે તે બુનોના આતશો પાવીકતના આતશે-દાદગાહ, આતરે-આદરાન અને આતરે-બહેરામમાં જઇને કરાર પકડે છે. પણુ જો તે બુનોનો આતશ તે તલેસમાતીક આતરોમાં પુગી શકે નહિ તો તે બુનોના આતશનું જરથોસ્તીપણું બુજાઈ જાય છે જેથી તે બુનો એક મરતબો નીચે ઉતરીને બાદી ગતીના રહેઠાણુમાં જાય છે એટલે જીરમ ઉતરી પડે છે. આ એક નાજુક બાબદ છે. જેઓ આ તલેસમાતીક આતરોને આઝુરદેહ કરે છે તેઓના બુનોના આતરોની આવી વલે થઈ જાય છે. આવા તલેસમાતીક આતરોના **કશોને** જોખમાવવામાં અને તેઓની ખીદમતમાં ખામી રાખવામાં શું ભય છે તેની કલ્પના થઈ શકશે.

**ફસલી યાઈર્યંના સાલની આખેરીએ ગેતીમાં થતો યઝતી મેહ-માર-મેળો-નાના પ્રકારનો ફ્રશો-ગર્દ: તેના દસ દીનો જેમાં પન્જેકેહ અને પન્જેમેહ બે વિભાગો છે. આ ભવ્ય મેળામાં જોવા જવાની ખાસ ફરજ-ઉપયોગીતા-મહા પુન્ય; એક જાતની જનસેવા જગત સેવાનો ખ્યાલ.**

ગેતીમાં આ વખતે શું છે-શો પ્રભાવ છે-શો મોહ છે? ઉપર કહયું તેમ ખોરદાદે અહુનવઈર્ય પ્રમાણે અહુનવઈર્યમાં બાર હઝારાનો એટલે ત્રણ મુસ્તસલાનો રમ્ઝ છે તે બજા લાવવા ગેતીની નેજાત સારૂ મીન રાશીમાં નુર વધાર્યું છે અને તેને શુક્રની ઉંચ રાશી કીધી છે એટલે શુક્રના નુર સાથે તે રાશીનું નુર યઝ થઇ રહે છે અને ત્યાં રાશીમાં મીનોઇ રામશની થઇ રહે છે, મીનોઇ મીથ્ર ફ્રષો-કેરેતીના મીથ્ર થઇ રહે છે અને જમીનમાં બાતેન ઝેમોમાં સ્પેન્ત આર્મઇતીબી તેજ મીથ્ર કરી રહે છે અને ત્યાં બાતેન ઝેમોમાં અનેરામની મીનોઇ મીજલસ થઇ રહે છે અને ઝેમો હુદાઓંઘહો અને માંથ્ર સ્પેન્તના જલવાને ત્યાં તે બાતેન ઝેમોમાં આરાસ્તે કરી રહે છે, અને તે બાતેન ઝેમોમાં રહેલા યાઈર્યના પ્રવાહોને વધારી તે મહીનામાં ફ્રષોકેરેતી જમાવવા તેઓ તે પ્રવાહો સહીત બહાર પડયા કરે છે અને ઉપરના રામેશગરના નાદ સાથે લીન્ન થયા કરે છે. પણ તે છેલ્લા મહીનામાં ગેતી ઉપર શેતાનનો જુલ્મ=ભારી થઇ રહે છે. શેતાન ધનાને જોરે સ્પેનાના જુઝ એટલે હમનબર્દ તરીકે થઇ રહે છે કે જેથી ત્યાં ધાસ્તી પેદા પડી છે. આ હમનબર્દો પછી ઇનસાફને લાત મારે છે એટલેજ હદ+ઇનિસાફથી અપાઉનામ ફ્રવષિની મીનોઇ મદદ સ્પેનામીનને આવી મળે છે અને શેતાન અને ધનાને મોકાસર પાછા હઠાવે છે. આ વખતે કે જ્યારે ગેતીમાં અઝી-ધના જીતાય છે ત્યારે તેની ખુશાલીમાં અશાઉનામ ફ્રવષિ ગેતીમાં એક ભવ્ય યઝતી મીજલસ સમારે છે-આખરે ફ્રશો-ગર્દ થશે ત્યારે જે મહેમાર જામશે તેવા મહેમારનો એક મીનો મેળો ઉભો કરે છે. **આવી મીનો મીજલસ આવો ભવ્ય મેળો દસ દહાડા જામે છે** જેના પહેલાં પાંચ દહાડા પન્જે કેહ તરીકે છે બીજા પાંચ દહાડા પન્જે મેહ તરીકે છે. એમ રામશની જે ગેતી ઉપર થવા ધારી છે તે માંહે પડતા ખતરાને દુર કર્યા કરે છે અને એમ હસ્તી-નીસ્તી મલવાની આવશયકતા નજદીક અને નજદીકજ આવતી જાય છે. આ વખતે અપાઉનામ ફ્રવષિ શેતાનને મારીને ધીમે ધીમે ગવમાં ફેરવ્યા કરે છે. આવી રીતે ગવની પરદુખભજની પરવરેશ વધાર્યા કરે છે. આ અપાઉનાંમ ફ્રવષિ જે ગેતીમાં તે વખતે છેલ્લા સ્પેનદારમદ મહીનામાં ગેતીમાં ઉતર્યાજ કરે છે તેથીજ ઉપર કહયું છે તેવો ઉસ્તાનમાં લીન્ન થવાનો નાદ થયા કરે છે ગેતીમાં ત્યારે આ છેલ્લા મહિનામાં ઉપર કહેલો મીનો મેળો

—છઠ્ઠા ગાહમ્બારનો અવસર થઈ રહે છે. **આ અવસર નાના પ્રકારની ફરશો-ફેરેતી જેવો ગણાય છે. ગેતીમાં આ વખતે મીનો અને-રામનો જલ્વો—સ્તર રૂપની ગેતી થવાનો જલ્વો એક જાતનો મીનો મેલો જામે છે** ગેતીમાં તેવી ઉસ્તા મીનોઈ રામેસ્ની જામે છે—તે ઉસ્તાની તરફ—તે મેલામાં તે ઉસ્તામાં—મેલો વર્ષે વર્ષે થયા કરે છે તે તરફ ગુજરેલા આકર્ષાયા કરે છે. હવે તે ગેતી જે ખનીરથના ભેદની થતી રહે છે તે ખનીરથી મેલામાં તે જીવતા તેમ તે ગુજરેલા બેઉ છઠ્ઠા ગાહમ્બારનો ભોગવટો કરી શકે એમ છે અને ઘણાએ તેવો તે ભોગવટો કરે છે; આવો ભોગવટો કરવા માટે પન્જે—કેહ અને પન્જે—મેહમાં જીવતાઓએ ખનીરથને સચાવે શોભાવે તેવું કરવું જોઇએ કે જેથી કંઈક અરતબામાં રવાન—દરોસ્તીનો ફાયદો થઈજ રહે છે. આવા મહાન કામમાં જીવતા અને ગુજરેલાએ બેઉનો હીસ્સો સાથેજ ચાલે છે. **એક કામ જીવતાનું ત્યારેજ થાય કે ગુજરેલાનું કામબી સાથેસાથજ થયું હોય કે જે ગુજરેલા માટે કીધેલું તે કામ જુફતની પકડ તરીકે એટલે ભલાઇ કરવાની ઇમારતના પાયા તરીકે ઉભું રહે છે;** જેમ ઇંટને ચણવા કડીયો પ્લાસ્ટર (સલ્લા) લે છે. **પ્લાસ્ટર વગર ઇંટ ચણાય નહી અને કડીયા વગર પ્લાસ્ટર લેવાય નહી તેમ જીવતા અને ગુજરેલા બેઉના મેલાપ વગર એટલે જરથુશ્ત્રી 'યાઓ વીસાદ'ની યશ્ન વગર (તે બધાની જુફ્ત વગર) આ હમસપથમેદમ ગાહમ્બાર ચખાય નહી.** જેમ જેમ બસ્તેકુસ્તીઆનો તે મોટા ભવ્ય મેળામાં વધુ અને વધુ ભાગ લે છે તેમ તેમ ભવ્ય મેળો જે પુર્ણ રીતનો યઝતી છે તે ગેતી તરફ માનવોની વચમાંથી પંથરાતો જાય છે કે જેથી જીરમોની શકિતઓ પોતાના જોતીઓને આગળ મુળ જીરમ તરફ દોરવી શકે છે અને એમ જનસમાજની વૃધ્ધિ થઈ રહે છે. **ત્યારે આ પરવરદેગાનના દહાડાઓ-માંની ફરજ બજાવવે જીવતાઓ-ગુજરેલાઓનેજ ફાયદો નહિ પણ જનસમાજને ફાયદો પુગે છે.**

**પરવરદેગાનના પન્જે-કેહના અને પન્જે-મેહના દહાડાઓ માટે કરવી જોઇતી તરીકત. જીવતા તેમ ગુજરેલા બેઉને થતા ફાયદાનો કંઇક ભાશ. પન્જે-કેહની તાસીર મેળવવા માટેના તરીકત મારેફત હકીકત. ઉપર વાહેદાનીઅતના મિથ્ર કરવાની તરીકત કહી છે જે તો સ્પેન્દારમદ મહિનાના ફરવરદીન રોજથી દીનરોજ લગી કરવાની છે આટલા વખત લગીમાં એક કે ત્રણ નાહનો લેવાનાં છે અને મનના ઘોડાની રેકાબને ટાઇટ કરવાની છે. પછી ઇજનના મિથ્ર કરવાની તરીકત કહી છે તે તો અષી રોજના હાવનની મહેરમાં કરવાની છે. હવે પન્જે-કેહ અને પન્જે-મેહમાં શું કરવાનું છે તે જોઇએ.**

ત્યારે આ જીવતાઓ તરીકત કરે છે તે પન્જે-કેહ અને મેહના ખાસ દહાડાઓ ઉપર તરીકત કરે છે; અગાઉથી નાહનો યા નાહન લીધેલા હોય છે. સચ્ચાઈ-હુતોક્ષી-પશેમાની કરે છે. અને તે નાહન-તે સચ્ચાઈ હુતોક્ષી-પશેમાની ત્યારેજ પુરી કીધેલી મુસ્તજાબ થએલી કહેવાય કે જ્યારે સાથ સાથ બેહરેના મિથ્રબી ચાલુજ હોય. એટલે ચોકકસ બરજીસી ચિથ્રના ફુલનો હદયો ગુજરેલા સારૂ લઈ જાય અને મિથ્ર કરે કે "આ બલો હદયો ગુજરેલાને આપું છું જેથી ગુજરેલાને આ દીવસે હમસ્પથમએદેમની ગતી મુકિતએ જવાની ગતી મળે. આખા વર્ષમાં જે કીયાઓ થઈ હોય તેનો લ્હાવો જે મુકિત માટેનો છે તે ઉસુફ્ગણો વધીને મળે. તે ગુજરેલા જે મરકઝ ઉપર હોય ત્યાં તે ગુજરેલાથી ચાલેલી પશેમાનીને લીધે વળુ ફરવાથી ખેરદ થાય છે, કે જેથી કુદરતી કાયદે હદ-ઈન્સાફ પ્રમાણે તે ગુજરેલાની બુરાઇઓનો દરૂજ કંઈક દરજ્જે નસ્ત થઇને પછી ગવરૂપનો થાય છે-ગવમાં આવે છે; એમ તે ગુજરેલાની કઈ ઘણી કે થોડી સદગતી થઈ હોય અને સાથે સાથ ગેતીમાં તેના સગાઓએ કીયા કે જે પયગમ્બરની કુનીયતના ફએલથી-પ્રતાપથી ચાલી રહે છે-કારગર થઈ રહે છે તે કીધી હોય, તો ઉપરની પશેમાનીથી વળુ ફરવાથી મેળવેલા ફાયદામાં ઘણો વધારો થાય છે એમ પયગંબરની કુનીઅતના પાવમહેલના પ્રતાપથી એટલે જગતમાં થયલી યસ્નથી અને તે ગુજરનારની પશેમાનીની કુદરતી કીયાઓથી તે બેની જીફ્-તીની આખાં વરસની કીયાઓથી તે દરૂજ કહેતાં તે ગુજરનારની બુરી કેર-

દાર–બુરી વાસ્ના ગવમાં બદલાઈ હોય તે ગવ તે ભલો નતીજો જે ગવરૂપનો છે તે હવે નુરમાં બદલાઈ જાય. તેમ વળી બીજા હાથ ઉપર તે ગુજરેલાઓની બુરી કેરદારનો દરજ ખુદની પશેમાનીથી અને ગેતીની ક્રીયાથી જે હજુરબી ગવમાં આવ્યો ન હોય બદલાયો ન હોય તે દરજ–તે બુરી કેરદાર અને બુરી વાસ્ના આ પરવરદેગાનના દસ દહાડામાં ગેતીમાં થતી **યાઓ વિસાદ**ની પયગમ્બરની યસ્નથી ગવમાં ફેરવાતો રહે. ગેતીમાં થતી **યાઓ વિસાદ**ની આ ૧૦ દહાડાની યસ્નની ઉપર હદ+ઇનિસાફની સીલ છે એટલે આ યસ્ન જે પેગા-મ્બરના ફએલથી થઈ છે તે યસ્નને તેવણુનો ફએલ કહે છે. તેવા તે પયગમ્બરના ફએલને હદ+ઇનિસાફે તે ઇલાકો–ક્ષથ્ર–અધીકાર આપ્યો છે એટલે તે બધી યસ્ન પરવરદેગાનના કામમાં સફળ કરનારી ઠરેલી છે. આવી બધી યસ્નથી હવે તે ગુજરનારની બુરી કેરદાર તે ગવમાં ફેરવાતી રહે" આમ મિથ્ર કરીને તે બહેરે-હદયો–તે મિથ્ર કીધેલા ફુલ તે ગુજરનારના બહેરાને અર્પણુ કરે છે. આ મીથ્ર કરી ગુજરેલાને શાંત કરીને પછી પોતાના રૂવાનને શાંત કરે છે, એટલે ઇરીસ્તેને શાંત કર્યા પછી ઠેરવ્યા પછી પોતાનું નાહનબી ઠરે છે એટ્લે નાહનનો પ્રતાપ તેની ઉપર ઉતરે છે અને તેના નહાનની સચાઇ કામગાર થાએ છે, એટલે શું થાએ છે? આવા નાહન–સચાઇ અને એહરેના મીથ્રની તરીકતથી તુરતજ તે જીવતા પાસે સ્રઓષ અને અરદાફ્રવષ આવે છે એટલે તેઓના આશીશો અને પનાહ તેઓને મળે છે અને ઉસુલ હકીકતી મીથ્ર કે મઝદયાતે–માયલી થાએ-આખા વર્ષની માયલી તેને મલે–દએ ઉભા થાએ–એટલે નાઝી થાએ તે હકીકતી મીથ્ર તે જીવતાને તેમ તે ગુજરેલાને બેઉને ફળે માટે સ્રઓશ અને અરદા–ફ્રવષ તેઓ બેઉને મદદ કરે છે. તે દહાડે પડતા ભલા પ્રવાહોને સ્રઓશ અને અરદા–ફ્રવષ લઇને તેઓ બેઉને આપે છે. આમ થવાથી શુભ નતીજો એ આવે છે કે તે ગુજરનારની બદ કેરદાર તુટતી જાએ છે–ગુજરનારની બુરી વાસ્ના જે કંઇ રહી હોય તે તુટતી જાએ છે. એમ તે ગુજરનારનો દરજ ગવમાં ફેરવાતો જાય છે અને તે ગુજરનારની નેકી–ગવ ઓર વધીને નુરમાં ફેરવાતી જાય છે. એવીજ રીતે જીવતાનેબી ફાયદો થાય છે. જીવતાની મનશકિતમાં ફેર પડતો જાય છે. તેનું મન મીનોઇ તરફ જવા માંડે છે–પોતાની અંદર રહેલી તૃતી-ઓથી પોતે આગાહ થતો જાય છે અને તેઓથી છુટકારો મેળવવા સત્યસંગ શોધવા પડે છે. તેની પન્જે-ઝરવીકશે-બાતેની વધુ સુક્ષ્મ થતી જાએ છે, તેનું ભાન મીનોઇમાં ચોંટી રહે છે, તેના પન્જે–ઝરવીકશે–ઝાહેરી કે જેથી લાગણીઓ થઇ રહે છે તેઓ મંદ થતા જાએ છે. પન્જે–ઝરવીકશે–બાતેની ખુદ તે ઝાહેર ઝરવીકશ ઉપર સવારી કરી રહે છે એટલે માનવીનું ભાન સચેત થઇ લાગણીઓને રોકી શકે છે. આમ પન્જે–ઝરવીકશે બાતેની ભાન સાથનું મન પન્જે–ઝરવીકશે-

ઝાહેરીના વોહુનના ઘોડા ઉપર તનની નબળી બાજુ ઉપર બેસી રોશન ફેલની રેકાબથી ગેતીને તય કરી જશે એટલે ભાન સચેત થઇ હોશવાળું ખેરદવાળું થઇ જુદ્દાઇ કે જે જાહેર લાગણીનો ઉભરાનો જવાબ છે તે જુદ્દાઇથી દુર જઇ ફેરો પાર કરશે. આમ ગુજરનાર તેમ જીવતા બેઉને ફાયદો પુગે છે. આવી શુભ અસર તે પરવરદેગાનના દસ દહાડામાં તે બેઉને જીવતા તેમ ગુજરેલાને મળી રહે છે. આ દસ દહાડા પન્જે-કેહ અને પન્જે-મેહમાં વહેંચાય છે.

ત્યારે **પન્જે-કેહ**ના હીગામની તાસીર મેળવી અપાવનાર તરીકત-મારેફત-હકીકત-વાહેદાનીઅત આ રીતના છેઃ

**તરીકત**માં નાહન-સચાઇ-પતેત-બહેરાના મીથ્ર.

**મારેફત**માં સ્ત્રઓપ અને અરદા-ફ્રવષને પુગવું જેથી જીવતાને સ્ત્રઓષને તાબેના પન્જે-ઝરવીકશની ઉપર કહેલી અસ્પની ઇબારતની ખુબી હાંસલ થાય; ગુજરેલા અર્દાફ્રવષે પુગે.

**હકીકત**માં નાઝીના મિથ્ર જે ઝોહરા-શુક્રના નુરમાં પ્રવાહોના ઇનિફાલ તરીકે છે જેથી જીવતાં જીવત ગોસ્પંદી તેવીષિ મળશે. ગુજર્યા પછી તે ગુજરનારને પુલ ગુઝાર કરાવશે-સેશબ પુરી કરાવશે અને ઇરિસ્તે-ખીઝ કરાવી કેસ્વરોમાંથી દાદારે ગેહાનને રસ્તે ચલાવી ખએત્વદથ કરાવી અવ્વલ મંઝલ કરાવશે તેની તઇયારી થઇ રહે છે.

## પન્જે-મેહ-ગાથાઓના દીનનો મહિમા.

હવે પન્જે-મેહમાં ગાથાઓ જેઓ ભોગવાવશે, ઉપરનો ફાયદો કરાવી આપશે, તેઓ ઉપર કહેલી ચીજોનો ફાયદો ખુદબખુદ તેઓને ચખાડશે-ખવડાવશે, જેથી છઠ્ઠો હમસપથમએદેમ ગાહમ્બાર અને તેની અરેતો કરેથનની શકિતની પ્રાપ્તી થશે.



**બેહદીનો અને આથ્રવનો યઓઝદાથ્રેગરો અને ખુપના સાહેબો —આ બધાઓના મરતબા દરજજા તફાવતો શાને લીધે? કઇ ક્રીયાઓ બેહદીનો કરી શકે—કઇ નહી તેના કારણો.**

સાધારણ બસ્તેકુસ્તીઆનો બહેદીન કહેવાય એટલે ભલી દીનને લગતા કહેવાય. તેઓમાં કઈ દીની અધીકાર હોય નહિ. પણ જેઓ આથ્રવન કહેવાય છે તેઓ તો અધીકાર સાથના હોય. તેઓ નાવર મરાતબ થઇને અધીકાર મેળવે છે. પણ તેઓનો અધીકાર સીરફ ૭ મહીના લગી રહે છે. ૭ મહીના પુરા થયા કે તેઓએ નવું બરસ્નુમ લેવું ઘટે છે. બરસ્નુમ લઇને પછી તેઓ પોતાના રૂવાનની યઝશ્ને કરે છે ત્યારે તેઓનું રૂવાન ખુપની ગતીએ પુગે છે એટલે તે રૂવાન ઉપરનો બંદદરોશ ઉંચકાઇને તેઓની અઇપિમાંનું ફ્રરોહર તેઓના કેહર્પમાં જઇને તે રૂવાનને ઉરૂને ઉપીનું કરે છે. રૂવાનની આવી હાલતને ખુપની હાલત કહે છે. ચોથે દહાડે તે ફ્રરોહર પાછું કેહર્પના દસમાં ચષ્મમાંથી તેઓની અઇપિની અસલ જગામાં ચાલી જાય છે કે જેથી તેઓનું રૂવાન પાછું બંદદરોશમાં આવી જાય છે. પણ જો તે આથ્રવન પાંચ તાએનો અમલ રાખ્યા કરે તો તેને ઉતરતા પ્રકારની ખુપ હાંસલ થાય. આ ઉતરતા પ્રકારની ખુપમાં ફ્રવષિ જે મોટી ખુપ વખતે કેહર્પના દસમાં ચષ્મમાં રૂવાન સાથે હતી તે ફ્રવષિ ત્યાં કેહર્પમાં રહી શકતી નથી પણ પાછી પોતાની અસલ જગા અઇપિમાં આવી ચઢે છે. પણ આ વખતે રૂવાનને તે અઇપિમાંની ફ્રવષિ સાથે મોટી ખુપના કરતાં રૂપીએ ૭ આની સંબંધ હોય છે. રૂવાન ઉપર આ વખતે બંદદરોશ તો હોય છે પણ તે બંદ નીમે ભાગે રહે છે. જેમ ગુજરતી વખતે રૂવાનને નીમહોશ હાંસલ થાય છે તેમ આ નાની ખુપવાળાને હાંસલ થાય છે. આવી પાંચ તાએની ખુપને નાની ખુપ કહે છે. આ પાંચ તાએનો અમલદાર ઉતરતા પ્રકારનો રહે છે જેને બાજે ધરવાનો અધીકાર મળે છે. પણ જો રૂવાન પુર્ણ રીતના બંદદરોશમાં આવી જાય એટલે નાની ખુપનો અમલબી નહી હોય તો તે નર અધીકારી રહી શકતો નથી. તેને બાજની ક્રીયા કરવાનો અધીકાર રહેતો નથી. પણ યઝશ્ને અને બીજી ક્રીયાઓ માટે તો મોટી ખુપજ જોઇએ. ત્રણ દહાડાની ખુપ પછીથી તેઓને ફરીથી ચોથે દીને પોતાની રૂવાનની યઝશ્ને કરવી પડે છે કે જેથી પાછું તેઓનું રૂવાન ખુપે પુગે. આમ ત્યારે આથ્રવન વર્ગ અધીકારી રહે છે. તેઓના અધીકારના ત્રણ પાયા રહે છે. પહેલો પાયો તેઓની નાવર મરાતબની સંપુર્ણ ક્રીયા છે. જ્યાં લગી નાવર

મરાતબ સંપુર્ણ રીતના થાય નહિ ત્યાં લગી તેઓને હઓમ કુટવાનો અધીકાર કુદરત આપે નહિ. જો બરાબર ૭૨ હાના નાવર મરાતબ નહિ થયા હોય તો પછી તેઓને હોમ કુટવાનો અધીકાર રહેતો નથી. એવાઓ જો હોમને કુટે તો હોમ ઉપર આજાબ પડે અને તેનો વળતો જવાબ શીક્ષા તરીકે તેઓ ઉપર ઉતરે.

બીજો પાયો આવા પુર્ણ રીતના મરાતબે પુગેલાનું ૭ ૭ મહીનાનું બરશ્નુમ છે, અને ત્રીજો પાયો તેઓની ત્રણ ત્રણ દહાડાની ખુપ છે યા નાની ખુપ છે. આમ ત્રણ મુળ પાયાની ઉપર આથ્રવનનો દીની અધીકાર રહેલો છે. ઉપર જોયું કે યઝશ્ને અને તેની ઉપરની બીજી બધી ક્રીયાઓ માટે મોટી ખુપજ જોઇએ. એ ઉપરાંત આતશબહેરામ પાદશાહની બોય દેનારનેબી મોટી ખુપજ જોઇએ. આવી ખુપવાળા એક યઓઝદાથ્રેગરનેજ વખતોવખત પાદશાહની બોય દેવાનો અધીકાર રહે છે. પણ આ બોય દેનારાએ સાથે સાથે પાંચ તાએનો અમલબી રાખે છે, ત્રણ દહાડા લગી મોટી ખુપ રહી શકે પણ ચોથે દહાડે ફરીથી ખુપ લે તેની અગાઉ–એટલે ચોથે દહાડે સવારે આતશબહેરામની બોય તો તે યઓઝદાથ્રેગરને પાંચ તાએની ખુપથીજ દેવી પડે છે કેમકે મીનો નાવરની યઝશ્ને કરવાનો વખત તેને મળતો નથી. પાંચ તાએની ખુપ ત્યારે રૂવાનની ખુપનો ઉતરતો દરજ્જો છે કે જે ખુપ યઝશ્નેથી ઉતરતા દરજ્જાના બાજેના કામોમાં ચાલી શકે છે પણ અમુક અમુક વખતે તે યઓઝદાથ્રેગરે અવ્વલ દરજ્જાની મીનો નાવરની ખુપ તો લેવીજ જોઇએ. આજે યઝશ્ને અને યઝશ્નેથી ઉપર જતા દરજ્જાના ક્રીયાકામો કરવા તો મીનો નાવરનીજ ખુપ જોઇએ. આવા નાની મોટી ખુપના નરોને અધીકારી નરો કહે છે. આવા નરોથીજ બાજ થાય. અને બાજના સીલસીલામાંજ આફ્રિનગાન ફ્રવષિ અને સતુમ આવે. તેઓ કઇ રીતે સીલસીલો રાખે છે તેની સમજ નીચે છે.

પણ જેઓ બેહદીનો છે તેઓ આફ્રિનગાન અને સતુમ અને ફ્રવષિ કરી શકે. આ ક્રીયાઓ હુશમુરદી કહેવાય છે એટલે તે ક્રીયાઓની પાવી જે થાય તે પાવી તે ક્રીયા થઇ રહયા પછી રહી શકતી નથી. એને તાત્કાલીક પાવી કહે છે. પણ આતશબહેરામો કે જ્યાં ઉરવીસગાહો છે ત્યાંની પાવી તાત્કાલીક રહેતી નથી. ત્યાં તો સાબેત કદમ પાવી રહે છે. આવી સાબેત કદમ પાવીમાં ક્રીયા કરનારને આથ્રવન કહે છે કે જેણે ઉપર કહયું છે તેમ અધીકાર મેળવેલો હોય છે. ઉપરના અધીકારથી તેણે પોતામાં સાબેત કદમ

પાવી રાખી છે કે જે પાવી તેના મરાતબના દરજ્જાથી અને છ છ મહીનાના બરસ્નુમથી અને પોતાના રૂવાનની ખુપથી સાબેત રીતે ઉભી થયા કરે છે. પોતામાં આવી પાવ ગતી રાખનાર નરનેજ યઓઝદાથ્રેગર કહે છે જેને અધીકારી નર કહે છે, મોટી ખુપનો રાખનાર મુળ અધીકારી છે. પાંચ તાએની ખુપનો રાખનાર ઉતરતો અધીકારી છે.

બેહદીન તો સીરફ ભલી દીનના ફરમાનોને પાળનારો છે. બેહદીનથી હુશમુરદી ક્રીયાઓ આફ્રિનગાન–સતુમ–ફ્રવષિ થાય. પણ તેણે એક અમલદાર પાસે બાજ કરાવવીજ જોઇએ. એમ આફ્રિનગાન–ફ્રવષિ–સતુમનો સીલસીલો બાજ વગર ટકી શકે નહિ. ક્રીયાનો આ સીલસીલો કઈ રીતે શાને માટે શાને લીધે છે તેની સમજ **બાજ**ની ક્રીયામાં આપેલી છે. બાજ–ફ્રવષિ–આફ્રિનગાન–સતુમ આ ક્રીયાઓ રૂવાનની '**રય**' જે જીવતી હાલતમાં સંકોચાયલી હતી તેને સાબેત કરવા માટે છે. જ્યાં લગી રૂવાન જે કેહર્પમાં બેઠું છે તે કેહર્પની ઉપર જગતનું ખેંચાણ છે ત્યાં લગી રૂવાનની રય ખીલી શકતી નથી. ત્યારે ગુજરેલા કેહર્પને જગતના ખેંચાણમાંથી છુટું કરવા માટે બાજ–આફ્રિનગાન–ફ્રવષિ અને સતુમની ક્રીયાઓ છે–આ બધી ક્રીયાની સામાન્ય નેમ તે ગણાય. તે કામને પુર્ણ કરવાના તે ચાર પગથીઆ છે. માનવના કેહર્પને માનવના જડ તન સાથે ઘણોજ નીકટનો સંબંધ છે. માનવના જડ તન ઉપર ગુજર્યા પછી એજાબ હોય તો તે એજાબ તેના કેહર્પને પુગે અને તેની અસર રૂવાનની ઉપર થાય. જ્યારે તન ઉપર એજાબ હોય ત્યારે બાજના સીલસીલાને જરાક ઉપર લઇ જવો એટલે યઝસ્ને લગી લઈ જવો. આ કામ માટે મોટી ખુપનો સાહેબ જોઇએ છે. સતુમની ક્રીયામાં જે સમજ આપી છે તે સમજમાં માની લીધેલું છે કે તેનુ જડ તન દખમે પડીને ભલી વ્યવસ્થાએ પુગેલુ છે. પણ જો જડ તન રીમન થઇને ચોતરા ઉપર હોય તો સતુમની ક્રીયામાં જે સમજ આપી છે તે સમજ રૂપીએ બે આની તે ગુજરેલાને કારગર લાગે. બાજ અને આફ્રિનગાન અને ફરોખ્શીથી બીજી છ આની અસર ઉભી થાય–થવા પામે અને યઝસ્નેની ક્રીયા અને વંદીદાદ બાકીની આઠ આની અસર પુરી કરી આપે–કહેવાની મતલબ એ છે કે ક્રીયાના આ સીલસીલાની ઉપયોગીતા–**મતલબ** રૂવાનની બંદદરોશ ઉકેલી અપાવવા માટેની છે. માટે જડ તન અને કેહર્પને જડ જગતના બંધનમાંથી છોડવવાની જરૂર પડે છે. આવું કામ કરવા આ **બાજ**–આફ્રિનગાન–ફ્રવષિ અને

સતુમનો સીલસીલો છે. તેમ આ સીલસીલાની ઉપરનો સીલસીલો તે ખઝરને-વંદીદાદનો સીલસીલો છે.

રૂવાન આમ બંદદરૌશ ઉકેલી રહયું કે પછી પોતે પોતાના જડ તન કેહર્પની ખેતી કરવા માંડે છે. મોટી ક્રીપાઓ ત્યારે રૂવાનની આઝાદ હાલત થયા પછીથી તે રૂવાનના કામમાં મદદગાર થઈ પડે છે. ક્રીયાઓ અને તેઓના અમલદારોના અખ્તીઆરની આવી ટુંક સમજ છે.

## હાલે ભણાતી ક્રવષિ અને બાજધરણા સાથે ભણાતી ક્રવષિના ભેદો:

આજે ઘણાઓ સવાલ કરે છે કે ક્રવષિ ખરી કઈ? હાલે ભણાતી કે બાજધરણા સાથની ક્રવષિ કે જે જાયજ હતી તે. આવા સવાલ કરનારાઓ પોતાની અંતકરણની ભલી લાગણીઓથીજ સવાલ કરે છે એ વાત સાચ્ચી છે પણ તે સાહેબોને જમાનાઓની તાસીર જુદી જુદી છે અને તે તાસીર પ્રમાણે દએનને ગોતી કાઢી આપવા જમાનાઓમાં સઓષ્યંતો ઉતરીને આખાનો અમુક ભાગ ગોતી કાઢી આપે છે અને તેમાં અમુક અમુક ફેરફાર જમાનાની વધુ ઉતરતી ગતી માટે કરવાના ફરમાનો આપે છે-તેવી બધી હકીકતોની માહેતી રહેતી નથી અને તે હોયબી નહી કેમકે તેવું શીક્ષણ આજે જાયજ નથી. પેગામ્બર સાહેબનો જમાનો તેવણની તે વખતની દીન હર જમાનમાં ચાલેજ નહી માટે તો અવસ્તામાં વળી સઓષ્યંતોની દીનબી કહી છે. જે જમાનામાં ફ્સલના આલાતો ઉજવાઈ શકાતા નથી-ફ્સલના પાવ મહેલો થઈ શકતા નથી તે જમાનામાં સરોશનો પુર્ણ બહાર જાયજ થઇ શકતો નથી. માટે સરોશના પુર્ણ બહારવાળી યસ્નને જાયજ કરતા નથી કેમકે તેથી સ્તોતોનો ઈસરાફ થાય અને એક જાતનો માંથ્રનો ગુનાહ થાય. આજે સરોશના પુર્ણ બહારના આલાતો-પાવમહેલ નથી માટે સરોશની પુર્ણ બહારનો અમલ નથી. એક માનવ પોતે પોતાના અંગત જોરે આગળ વધે તે તો તેની અંગત વાત થઈ તે તેને સારૂ અપવાદ થયો. એક અમલદાર માણસ પોતાના અમલને જોરે કંઈક વધુ બક્ષેશ પોતાના ચેલાને કરે તેબી તેના અમલની બલીહારીની વાત થઈ. પણ સામાન્ય નીયમ તો જુદોજ રહે. પેલી બક્ષેશ તો ખાસ રહે. જેમ એક માણસને એક નેકજાત અને ભલી ખુબસુરત ઓરત મળે તે તેની ખુશનશીબી છે જ્યારે બીજાને તેવીજ કુલટુ મળે તે તેની કમનસીબી છે-કે જે બેઉ પોતપોતાના ભોગ-

વટાઓને **ઓરત**ની કાની એટલે ગુપચુપ ચુનોચેરા વગર ભોગવીને ખતમ કરી રહે છે, તેમ કોઈ એક **'યસ્ન'** યા કંઈ એક ખાસ વધારો કોઇને ઉસ્તાદ આપે તો તે ચેલાની **ઓરત** થઈ જે તેનીજ મતા. પોતાની ઓરતનું કંઈ લીલામ કરવાનું નથી કેમકે તેમાંથી અતી ઝીહાગાર ગુનાહ ઉભો થાય. જમાનામાં એક દોર જ્યારે ઘણોજ જડ થઇને ઝરતોસ્તીપણા માટે ઘણોજ બુરો થઈ પડે છે ત્યારે એમ સમજાય છે કે તે દોર તેના છેલ્લા પગ ઉપર છે. આજે વખતનો જે દોર ચાલે છે તે તેના છેલ્લા પગ ઉપર છે કેમકે તે પુરો થવાનો છે. આવા વખતમાં દએન અને તેની યસ્નની ગુહયતા છીન્ન ભીન્ન થઈ રહે. આવા વખતમાં **'યસ્ન'**ને સાચવીને ચલાવવા અને સ્નોતેનો ઇસિરાફ નહી થવા દેવા દીનની વસીઅત પ્રમાણે યસ્નમાં ફેરફાર **લાયક અધીકારી નરો** કરી જાય છે. એજ કાયદે આજની યસ્ન આપણુને મળેલી છે. ક્રીયાઓમાં બે મુળ વર્ગ છે: એકને હુશમુરદી કહે છે બીજાને પાવીકતની કહે છે. હુશમુરદી ક્રીયાઓ બહેદીનોથી થાય. પાવીકતની બહેદીનોથી નહી થાય. ફ્રવષિનું ભણતર બેઉને માટે થયલું છે. બહેદીનોબી તે ભણી શકે અને તે ભણતર વળી ખાસ આથ્રવનોનુંબી હોય. જેને બાજધરણા સાથની-ફ્રવષિ કહે છે તે ભણતર તો ખુપવાળા મુબેદોથીજ થાય. પણ જેને સતુમ સાથની ફ્રવષિ કહે છે તે બેહદીનો કે કોઇથાબી થાય.

સાધારણ રીતે આજે જે ફ્રવષિ-આફ્રિનગાન-સતુમની ક્રીયા થાય છે તેમાં **બાજ**બી ધરાય છેજ. એમ આજ બાજ-આફ્રિનગાન-ફ્રવષિ-સતુમ-એમ ભણાય છે. **બાજો** મુખ્યત્વે કરીને સરોશ અને અરદાફ્રવષ અને દહમની ઇજ્નિય છે. આમ બાજો ઇજ્નિતી હોવે આજે બાજધરણા સાથની ફ્રવષિ કરતા નથી કેમકે બાજધરણાનો ભાગ તો અરદાફ્રવષની બાજ તરીકે ઇજ્નિય તો છેજ. એટલા માટે બાજો ધર્યો પછી સતુમ સાથની ફ્રવષિ પઢાય છે. પણ જો કોઈ સાહેબ બાજધરણા સાથની ફ્રવષિ કરાવે તો તેની મરજીની વાત થઈ. બાજધરણા સાથની ફ્રવષિ ખુપના અમલવાલાથીજ થાય. જ્યારે સતુમ-આફ્રિનગાન-સાધારણ ફ્રવષિ કોઇથીબી થાય. બાજધરણા સાથની ફ્રવષિ અને સાધારણ ફ્રવષિમાં શું ફરક છે તે નીચે આપેલો છે.

## સતુંમની ક્રીયા તેની હકીકતી સમજ–સતુમ ગવ મ્યઝદના ખાણા વગર કાંય હોયજ નહિ–બાજ ફ્રવષિ આફ્રિનગાન સતુમના સીલસીલાનો ભેદ. ગુજરેલા બસ્તેકુશ્તીઆનને સતુમ કઇ રીતે મદદ કરતા થાય છે તેનો ચિતાર. જીવતી જીંદગી અને ગુજરેલી હાલત બેઉમાંથી નફો ઉભો કરાવી આપનાર અને ટોટો (loss) ભરપાઇ કરાવી આપનાર ક્રીયાઓ છે તેનો ખ્યાલ.

સતુમની ક્રીયા વખતે ગવ મ્યઝદનું **ખાણુ** હરહમેશ મુકવામાં આવે છે. ગવ મ્યઝદના ખાણામાં દુધ અને ઘઉની ચીજો આવે છે. સતુમની ક્રીયામાં ખાણું કાંય જોઇએ એ સવાલ છે. **સતુમ** શબ્દમાં **'સ્તુ'** તારીફ કરવી સ્તુતી ગાવી એવો અર્થ છે. સતુમની ક્રીયામાં સ્તુતી ગવાય છે. કોઈ સવાલ કરે કે દરેક ક્રીયામાં સ્તુતીજ ગવાય ત્યારે આ ક્રીયામાં **'સ્તુ'**=સ્તુતી ગાવી ઉપરથી નામ કાંય આપ્યું હશે. માણસ જ્યારે ગુજરે છે ત્યારે તેનું જડ તન પડે છે. જીવતી જીંદગીમાં રૂવાન પોતાના ફ્રરોહરથી નોખુ થયલું હોય છે. રૂવાનને ડહાપણ આપનાર તેની ફ્રવષિ છે. પણ જ્યારે ફ્રવષિ કે જેના ડહાપણ તરીકે તેને ડહાપણ આપનાર તરીકે છે તે તે રૂવાનથી દુર જાય ત્યારે રૂવાન મુદ થઈ જાય છે, રૂવાનની ડહાપણવાળી ગતીનું સાધન જે તે રૂવાનની **રય** ગણાય છે તે **'રય'** ઉપર બેડી નામે બંદદરોશ પડે છે જેથી તેની ખ્રતુ મંદ થઈ જાય છે. રૂવાનમાં તો એક ઝરવાને અકરનેને પુગવાની રય અને ડહાપણ છે. પણ જ્યારે જીવતી જીંદગીમાં રૂવાન તેના બઓદ સાથે જીવતા તનના કેહર્પના દસમા ચખ્રમાં બેસે છે ત્યારે બઓદ અને ઉરવાન બેઉની **રય** સંકોચાય છે અને ફ્રરોહર તેઓથી દુર થાય છે. જીવતા તનમાં જે રૂવાન આમ બંદદરોશમાં પડીને રહે નહિ તો તે જીવતા તનની ખાસીઅતો પોતાનો પ્રભાવ બતાવી શકે નહિ અને એમ માગતા લહેણાનો કેશાશ ભરપાઈ થાય નહી. પણ જ્યારે મરવા સુવે છે ત્યારે તેનું કેહર્પ મરણના દીવસના રવીનાં ઉગવાનાં વખતથી બહાર પડે છે. આ વખતે **બઓદ** કે જે અસલથીજ નીરમળ છે તે પોતેજ **સરોશનો** અધીકારી હોવે પોતેજ પોતા ઉપરની બેડી બંદદરોશને ઉંચકીને તઇયાર થઈ રહે છે. જેવું મૃત્યુ થયું કે તુરતજ રૂવાન કે જે સરોશનો અધીકારી નહી હોવે ખુદ બ ખુદ બેડી ઉંચકી શકતું નથી તેની બેડીને બઓદ અરધી ઉંચકી આપે છે. એમ તે રૂવાનની બેડી અરધી ઉઘાડે છે. બઓદ

તેને એમ શુધ્ધિમાં લાવીને તે રૂવાનને તેના જડ તનના મૃત્યુનું ભાન કરાવે છે. ગુજર્યા પછી રૂવાનની રય જો પુર્ણ રીતે ખુલે તો રૂવાન પછી ને ગુજરેલા જડ તનની વ્યવસ્થા કરી શકે. ત્યારે ગુજર્યા પછી રૂવાનની **રય** બસીત થવી જોઇએ તે રૂવાન ઉપરનો બંદદરોશ ખુલવો જોઇએ. બઓદ પોતાની ગીરોથી રૂવાન ઉપરનો બંદદરોશ ઉચકે તે તો ઘણો કારગર થઇ પડતો નથી. જો કે આમ નીમહોશમાં આવવે તે રૂવાનની અનુશોહીની હાલત શરૂ થાય છે પણ સાથ સાથ રૂવાનને હવે જડ તનના એજાબનો ભારબી લાગે છે એમ તે રૂવાન ઉપર ભારબી રહે છે. આવી હાલતને રૂવાનની **કબસ** હાલત–દરદમંદ હાલત–બએશવાળી હાલત કહે છે. રૂવાનના જીવતા શરીરના મને જે બુરાઇઓ કીધી છે તેથી તેણે પોતે **એશમ દેવ**ને ઉભો કીધો છે. તે અએશમ દેવ મરણ પછીથી પોતાના **બ્રવી દ્રઓશ**થી=બીદાદગર ભાલાથી તે ગુજરેલાના રૂવાનના હોશને ખીલવવા દેતો નથી. આવી હાલતને રૂવાનની ગેતી તરફના આકર્પણની હાલત કહે છે. મને જીવતી હાલતમાં જો સરોશની પનાહ લીધી હતે તો એવા બુરા વીચારો થતે નહી કે જેમાંથી એશમનો દેવ ઉભો થાય અને કદી બુરા વીચારો જે કંઇબી કદી કદાચ થતે તો તેનું જોમ નરમ પ્રકારનું થતે–એવું થતે નહી કે **એશમ**ના દેવને ઉભો કરે કે જે પોતાથી ઉભો થયલો એશમ દેવ તેને ગુજર્યા પછીથી ગેતી તરફ આકર્ષે. આવા બુરા મીથ્રો કે જે એશમને ઉભા કરી શકે છે–તેમાં એકલા વીચારોજ આવતા નથી પણ મીથ્ર–માંથ્ર–યસ્ન ત્રણે આવે છે. મીથ્રમાં તે વીચારો છે કે જે વીચારો અપાખ્તર તરફ જઇને બુરા ગુમારો કરે. પછી માંથ્રમાં અધ્ર-માંથ્રો આવે–તેમ ગાલગલોચ આવે તેમ બીજાને ભલેને બીજો પોતાનો દુશમન હોય તેને કદુઆ જેવું દે–તે બધું આવે. યસ્નમાં ઝેહકારીઓ જનાકા-રીઓ–બુરા અખ્તરાઓ જાનવરોને મારી નાખવું તેમ દરૂજીના પાસોવાલો ખોરાક નબાનાત કે જમાદાત કે હેવાનાતનો હોય તે ખાવો તેમ તેવી દરૂજીના પાસોવાલી અદવીઆઓ લેવી. આમ આવી વર્તણુકોથી **એશમ** દેવ એવો ઉભો થાય છે કે જે દેવ મરણ પછીથી તે ગુજરતા રૂવાનની બંદદરોશને ઉચકવા દેતો નથી. પણ જો તે ગુજરેલા રૂવાનના તન–મને માંથ્રો ભણ્યા હશે–નેકી કાર વ કેરફે–ફરજ અને સવાબો કીધાં હશે અને ઉપર કહેલા બુરા મીથ્ર–માંથ્ર–યસ્ન જે મજબરૂન કરવા પડેલા હતા તેને માટે પશેમાની કીધી હશે તો તેવી પશેમાનીમાંથી **સરોશની ગતી** ઉભી થતી આવે છે. આવી ઉભી કીધેલી સરોશની ગતી પેલા ગુજરેલા રૂવાનની ઉપરની બેડી બંદદરોશને

ઉકેલવા તત્પર થઈ રહે છે અને ઉપર કહેલો પ્રવી દરોશ સાથનો એશમ જે ઉભો થયો છે તેની સામે આ સરોશ પોતાનો દરશી દરોશનો ભાલો ટાંકીને ઉભો રહેશે અને તે એશમના પ્રવી દરોશને કાબુમાં લાવવા મથી રહેશે. આ વખતે એશમ અને સરોશ બેઉની જબરી હરીફાઈ થઈ રહેશે. આ વખતે સરોશ મદદ માંગી રહે છે. સરોશ કે જે તે રૂવાનનો ઉભો થયલો ફેરસ્તો છે તે રૂવાનનો હકીમ છે તે તે રૂવાનને લાગેલા એશમના દરદને મારવાની તદબીરો કરી રહે છે–તેનો ભાલો કારગર થઈ પડે તેવી ગતી માંગી રહે છે. આવી કારગર ગતી રૂવાનને પેગામ્બરની ગાસમાંથી મળી શકશે માટે ત્યાંથી મદદ માંગી રહે છે. આ વખતનો જીંદગીની નેક કારદાનીથી ઉભો થયલો સરોશ ઘણોજ મજબુત રહેતો નથી અને તે **એશાન**ના ઝુલ્મગાર ભાલાની બરાબરી કરી શકતો નથી એશમના તે દરદને નાબુદ કરે તેવો ઈલાજ રાખી શકતો નથી માટે તે સરોશ બીજી મદદ ઉપર કહયું છે તેમ માંગી રહે છે. પેગામ્બરની ગાસમાંથી તે સરોશને મદદ લાવી આપવા માટે સતુમનું ભણતર થયલું છે. સતુમનું ભણતર શું કરે છે? ઉપર કહેલા ઉભા થયલા સરોશના દરશી દરોશને તે ભણતર જોેમ આપે છે. આ અલંકારીક દરશી દરોશના ભાલાને તે ભણતર મજબુત બનાવે છે–મજબુત બનાવવા માટેનું મીનો પોશણ તે સતુમનું ભણતર આપી રહે છે. આવું મીનો પોશણ તે ઉભા થયલા રૂવાનના મદદગાર સરોશને અશો ઝરથુસ્ત્રની મીનો ગાસમાંથી મળતું રહે છે–ત્યારે સતુમમાં અશો ઝરથુસ્ત્રની મીનો ગાસમાંથી પોશણ ખેંચાય અને તે પોશણ પેલા રૂવાનના મદદગાર સરોશના દરશી દરોશને મળે અને તે અલંકારીક ભાલાને મજબુત બનાવે તેવી તદબીર અશો ઝરથુસ્ત્રે મુકેલી છે. એવી રીતે સતુમના ભણતરથી તે રવાન સાથની નેકીથી ઉભો થયલો ફરેસ્તો જેને દરશી દરોશ સાથનો સરોશ છે તેને જોેમ મળવે તે ફેરસ્તો પેલા એશમને રોકીને તેની ઉપર પેશ આવીને તેના પ્રવી દરોશને ભાંગી નાખે છે–કંઈ નહી તો તે ભાલાને બુઠ્ઠો કરી બેકાર બનાવે છે કે જેથી તે અએશમ જમીનમાંની પકડાયલી તે ગુજરનારની બદીઓને તેમ તે ગુજરનારની અહ્રપિમાં રહેલી બદીઓને તેમ અપાખ્તરમાં બંધાયલી બદીઓને ખીલવી શકે નહિ. એશમ ગુજરેલા માનવની બદીઓને કઈ રીતે ખીલવીને રૂવાન ઉપર એબાબ મુકે છે તેની કંઈક રૂપરેખા **બાજ**ના બ્યાનમાં છે. **સતુમ** ત્યારે એશમના પ્રવી દરોશને બેકાર કરવા માટે છે જ્યારે બાજ અને આફ્રિનગાન અને ફ્રવષિના ભણતરો

તે **અએશમે** તે ગુજરનારની બુરાઇઓને ખીલવેલી છે તેને તોડવા માટે છે અને તે અએશમને વધુ ખીલવણી કરવાના કામમાંથી રોકવા માટે છે. ત્યારે **સતુમ**ના કામને મદદ આપનાર તરીકે બાજ આફ્રિનગાન ફ્રવષિ છે. પછી તે મીનો પોશણ કે જે પેલા ઉભા થયલા સરોશના દરશી દરોશમાં આવી ચઢે છે તે પોષણને તે ઉભો થયલો સરોશનો ફેરસ્તો તે રૂવાનને આપે છે કે જેથી તે રૂવાનની રય ખુલતી જાય છે, કુદરતનો મોટો સરોશ ત્યાં આવી પુગીને રૂવાન ઉપરની તે બંદદરોશને ઉકેલી નાખે છે અને તે રૂવાનની રયને એક ઝરવાને અકરને લગી પુગાડી શકે છે કે જેમ અસલ હતું. આવી રીતે રૂવાનને **સતુમ**થી મીનોઈ પોશણ મલી રહે છે કે જેની ઉપયોગીતા ઉપર જોઈ. સતુમની ક્રીયાની આવી રૂપરેખા છે. વધુ વીગત હવે જોઇએ.

આવું પોશણ તે રૂવાનને અશો ઝરથુસ્ત્રની મીનો ગાસ ઉપરથી કઈ રીતે મળે છે? અશો ઝરથુસ્ત્રની મીનો ગાસમાંથી પોશણ ખેંચાય તેવી તદબીર **સતુમ**ની ક્રીયામાં છે. સતુમની ક્રીયા વખતે તે મીનો ગાસ સાથે તેલીફોનીક સંબંધ થાય છે—ત્યાં ભણનાર એક જાતનો મેસેજ મોકલે છે. આ વખતે તે ભણતરની તલેસમાતીક ખુબીથી મીનો આશીશ તે ભણનાર આગળ આવી ચઢે છે. તે ભણતરની આગળ તે ગુજરેલાનું ફ્રોહર આવી પુગે છે. અને તે ભણતરના ગવ મ્યઝદના ખોરાકમાં પેલું મીનો પોશણ કરાર પકડે છે. આ પોશણને પછી તે ગુજરનારનું ફ્રોહર લઇને તે મંદ પડેલા રૂવાન આગળ જાય. આ મંદ પડેલુ મુદ જેવું રહેલુ રૂવાન ગોયા **ત્અએષ** વાળુ થયલું છે—દરદમંદ થયલું છે—બેહોશ થયલું છે. તેની બેહોશીવાળુ દરદ લાવનાર પેલો એશમ છે. આ રૂવાનની પાસે તેના હકીમ તરીકે પેલો સરોશ જે તેની નેકીમાંથી થયલો છે તે ઉભો છે અને પેલા એશમના દરદને સાજુ કરવાના ઇલાજો લઈ રહે છે. આ ઇલાજોમાંની જોઇતી દવા પેલી તેની ફ્રવષિ સતુમની ક્રીયાના હદીઆમાંથી લાવી આપે છે સતુમની ક્રીયાના તે મીનો પોશણમાં બે શકિત છેઃ એક શકિત દવા તરીકેની છે જે તે રૂવાનના દરદને પેલા એશમને તોડે છે અને બીજી શકિત તે રૂવાનને પોશણ આપવા માટેની છે કે જેથી તે દરોસ્ત થયલા રૂવાનની દુઆ ઉભી થવે તે રૂવાન પાસે કુદરતનો સરોશ આવી પુગે છે. આમ સતુમનું ભણતર જે તેનું ફ્રોહર તે રૂવાન પાસે લઇ જાય છે અને તેના હકીમ ફ્રેસ્તાને આપે છે તે ભણતર તે રૂવાનની એક જાતની સજાગરૂ કરાવનારી દવા—ગફ્લતની ઉંઘ-માંની હાલતને સજાગરૂ કરવાની તે દવા થઈ પડે છે. જ્યારે સતુમને પઢે છે

ત્યારે ત્યાં અશાઉનાંમ ફ્રવષિ અને અશઓનાંમ ફ્રવષિ અને અરદાફ્રવષના સંગ્ગઠનોની યાદ થઈ રહે છે ટુંકમાં કુલ જગતમાં પસરેલા દાદારના મહા દહાપણુના કેહર્પોની યાદ થઈ રહે છે. દાદારની ફ્રવષિ કે જે રજેરજ સાથે ફ્રવષિ તરીકે જોડાઇને કુલ જગતને ફ્રશો-ગર્દ તરફ લઈ જશે તે ફ્રવષિનો મુળ ઠેકો હસ્તીમાં નવમા અસ્મ ઉપર છે અને નીસ્તીમાં પેગામ્બરની ગાસમાં છે. પેગામ્બરની ગાસમાંની ફ્રવષિઓ ગેતીને ચાલુ દરોઘો-ખદાતમાંથી આગળ ચલાવી રહે છે કે જેઓના રૂવાનોની યાદ નામગ્રવણુમાં થઈ રહે છે. આ બધી ફ્રવષિઓની યાદ થવે તેઓ ગાસમાંના નેઆમતના પ્રવાહોને ક્રીયાની તરફ મ્યઝદ તરીકે મોકલે છે. આ વખતે ક્રીયામાં ગુજરેલાના રૂવાનનેબી યાદ કરે છે જેથી તે રૂવાનની ફ્રવષિ ત્યાં હાજર થઈ રહે છે.

આ બધી ગાસમાંની મ્યઝદ ત્યાં રહેલા ગવ મ્યઝદના ખાનામાં ઉતરે છે અને પછી તે ગુજરનારનું ફ્રરોહર સતુમની ક્રીયાને જોરે તે ગવ મ્યઝદ અંદરની મ્યઝદને સમેતીને પોતાના રૂવાન તરફ જઈ રૂવાનના તે હકીમ ફ્રરેસ્તાને પુગાડે છે. આ ગવ મ્યઝદથી રૂવાનની રચ ધીમે ધીમે ઉઘડતી જાય છે તેનો બંદદરોશ ખુલતો જાય છે.

## બાજની ક્રીયા-ખુપચાળા મુબેદોથી તે કાંય થાય, બેહદીનોથી કાંય નહિ-બાજની ક્રીયાની હકીકત. ગુજરેલા માનવની હાલતને બાજની ક્રીયા કઇ રીતે મદદગાર થાય છે તેનો ચીતાર.

ઉપર રૂવાનની ઉપરના બંદદરોશનો ભેદ જોયો. આ બંદદરોશની વીગત વધુ વીસ્તારમાં આ અદનાની **યઝશ્નની બુલંદ ક્રીયા**ની ચોપડીમાંથી પાને ૧૪ ની ફુટનોટમાંથી જોઇએ.

રૂવાનની રચમાં જ્ઞાનમાં દ્રવાઓ=ભુલાવો હતો, ત્યાં લગી તેણે અહુ-પરસ્તી કરવાને બદલે આજે જેમ આપણે એટલે તનોમંદ હાલતની વ્યકિતઓ ખુદ-પરસ્તી કરીએ છીએ, તેમ ખુદ-પરસ્તી કીધી હતી. પછીથી જ્યારે દાદારે રૂવાનોની રચમાંથી તે દ્રવાઓના કચરાને બહાર કાઢયો, ત્યારે રૂવાનની રચમાંની અજાનતા ગઈ અને રૂવાનને અહુ-પરસ્તીમાં લીન્ન રહેવાની પ્રતુ નામે રચની ગતી આવી. આ પછીથી રૂવાને અહુ-પરસ્તી કરીને ભલી કેરદાર ઉભી કીધી, જેની અત્યંત ખાકસારીની ઉપર ફ્રવષિના આશીરવાદો પડવે તેમાં ફ્રવષિનો સંબંધ થયો એટલે તેમાં ફ્રવષિની અમુક ગતી આવી, જેને **તે રૂવાનનું ફ્રરોહર** કહે છે. રૂવાને પછી પેલા બહાર પડેલા દ્રવા-

ઓને સુધારી પોતામાં મેલવવા સ્તુતી કીધી, જેથી તે દ્રવાઓમાંથી તનોમંદ શરીર ઉભુ કરવામાં આવ્યું, જેને બેડીને નુરનું કરવાની ફરજ તે રૂવાન ઉપર મુકાવે, રૂવાનને તે જડ શરીરમાં જવું પડ્યું. તે તનોમંદ હાલતની જડતાની હદને ઇનિસાફથી લાવવા સરેશની ખીસ્કારી ચાલી રહી છે, જેને **"દરેષી દ્રઓશ"**નાં હથ્યારરૂપની ગણી છે. સરેશ તે હથ્યારથી ઇનિસાફ પ્રમાણે વરતીને તનોમંદ હાલતને એટલે તેના હવસોને અએશમને મારીને સુધારશે એટલે તે હાલતની ખુદપરસ્તીને સરેશેમની તાબેદારી તરફ લઈ જશે. સરેશની આવી ખીસ્કારીની રૂયે એટલે સરેશના 'દરશી દ્રઓશ'નાં હથ્યાર મારફતે રૂવાનને **'મન્દ દરેશ'** એક જાતની બેડી મલી, એટલે ઇનિસાફની રૂયે રૂવાનની રયને સંકોચાવીને તે રૂવાનને તે શરીરમાં દાખલ કરાવ્યું. શરીરનું મન થઈ પોતાની ખાસીઅત મુજબ પેલાં બન્દમાં પડેલાં રૂવાનની અસરથી નીરાળા રહીને ભલું બુરૂ કરીને એટલે પોતાનું માંગતું લેહણું લઈ રહી અને કદી તેમાં હદની બહાર જઇને તે શરીર મૃત્યુ વશ કરીને બીજી અણદીઠ દુન્યામાં વધુ ભલો પાઠ શીખવા કાબેલ ગણાયું. પણ શરીરને મૃત્યુ પછીની હાલતમાં તેવો પાઠ શીખવનાર ખુદ રૂવાન પોતેજ છે. રૂવાનના આવાં શીખવવાના કામને માટે હવે રૂવાનની રય ખુલવી જોઇએ એટલે તેનો બંદદરેશ ખુલવો જોઇએ. પણ ગુનાહગાર ઈનસાનોનાં હવસોનો દેવ, જેને **અએષમ** કહે છે, તે પોતાની બુરી ગેરઇનસાફી વર્તણુંક જેને **ખ્રવી દ્રઓશ** કહે છે, તેથી રૂવાન ઉપરની તે બેડીને ખુલવામાં હરકત કરે છે. ગેતીની તરફ એવું આકર્ષણ કરાવે છે કે રૂવાન જેમ શરીરમાં ભાનભુલું રહેતું હતું, શરીર તરફ આકર્ષાતું રહેતું હતું, તેમજ ગેતી તરફ પોતાના શરીરની વળગણુ તરફ ઢળેલું રહે છે, જેને **ક્ષફ્ન**=અંધકાર કહે છે. શરીરની કામનામાંથી નીકલતા અએશમની બુરી ગેરઈનિસાફી ગતીને લીધે એટલે ખ્રવી દ્રઓશને લીધે રૂવાન ઉપર ગેરઇનિસાફ ઉતરી રહે છે—તેની બેડી જેને ઇનસાફથી સરેશે મુકી છે તેને મૃત્યુ પછીથી ઉંચકાવી નખાવવાનો તે તે રૂવાનનો કુદરતી હક છે. આ હકની ઉપર તેના જીવતી જીંદગીના હવસી શરીરમાંથી ઉગેલો અએશમ પોતાની ગેરઇનસાફી ગતીની સીરત, જે ખ્રવી દ્રઓશ તરીકે છે—ગેરઇનસાફી નાશ કરનાર હથ્યાર તરીકે છે, તેથી પાણી ફેરવીને તે હકને ડુબાડીને રૂવાનને નાશની ખીણ તરફ લઈ જવા માંગે છે. એમ રૂવાનની હાલત થવાથી રૂવાન કરતાં વધુ નુકશાન પોતાનેજ છે એમ તે અએશમ સમજી શકતો નથી, કેમકે તે દએવને પાંચમા અને છઠ્ઠા ગાહામ્બારની ખુબીની ખબર નથી, કહેતાં મુક્તિની

ખુબીની ખબર નથી. એમ તે અએશમ વર્તીને રૂવાનને તે તનની ખેતી કરવાથી રોકે છે, જેથી–તનની સુધરતી હાલતથી પોતેબી સુધરી શકે છે– એમ પોતાની સદગતી થઈ શકે છે–તેની ઉપરજ એટલે પોતાના પગની ઉપરજ તે અએશમ ધા કરે છે. દ્રવાઓની આવી ગતીને ક્ષફ્ન કહે છે, જેથી રૂવાન ઉપરનો **બંદદરોશ** ખુલતો નથી. આ ક્ષફ્નની બેદાદગરીને તોડવાને માટે બાજની ક્રીયા કુદરતની તેવી ક્રીયાની અમુલ્ય જુક્ત તરીકે નેમાયલી છે. ત્યારે બાજની ક્રીયાથી એક યઓઝદાથ્રેગર મુવેદ રૂવાનનાં ગેતી તરફના આકર્ષણ–ક્ષફ્નને તોડી તેના શરીરના હવસોના અએશમના ખ્રવી–દ્રઓશને રદ કરીને સરોશની મારફતે તે બંદદરોશને ખુલાવે છે.

ઉપરના બ્યાનમાં **એશમના ખ્રવી દ્રઓશ** અને **સરોશના દરશી દ્રઓશ**ની વીગત જોઈ. માનવે જગતમાં જે કંઈ બુરાઇઓ કીધી હોય તેઓની અસર તેના ખોરેહમાં કંઈકિ દરજ્જે જાય છે. ઘણી જડ અસર જમીનમાં પકડાય છે અને બીજી અસર જે બુરી હોય તે અપાખ્તર તરફ જાય છે અને ભલી હોય તે દાદારે ગેહાન તરફ જાય છે. અપાખ્તર તરફની અસરના ગુબારો બંધાઈ જઇને તેમાંથી **એશમ દ્રુજ** ઉભો થાય છે. દાદારે ગેહાન તરફની જે નેકીની કેરદાર હોય તેની નેગાહબાની સરોશથી થઈ રહે છે. હવે ત્યારે માનવે જગતમાંની પોતાની કારદાનીથી **અએશમ ખ્રવી દ્રઓશને** તેમ **સરોશને** બેઉને ઉભા કીધા છે. માનવની કરણી જો મરગરજાની હોય તો અપાખ્તરમાં બંધાયલા ગુબારોમાંથી જનમતા એશમનું જોમ વધી જાય છે. આ જોમ પામેલો એશમ પછી તે માનવની બુરી કેરદાર જે જમીનમાં તેમ તે માનવની અઇપિમાં હોય તે બેઉ તરફ જઈ પુગે છે. પહેલા તે એશમ જમીન તરફ ફેલાઇને જમીનમાં પકડાયલી તેની બુરી કેરદારને ખીલવીને તે કેરદારની મેખને જમીનમાં જોશથી મારે છે. પછી તે એશમ તે ગુઝસ્તે રૂવાન જે કેહર્પમાં બેઠેલુ છે તે કેહર્પ તરફ જઈ પંથરાઇને તે કેહર્પ આસપાસના તે બુરા ખોરેહનો કબજો લઇ લે છે. એમ તે બુરી કરણીનો દરૂજ એશમ તે કેહર્પને જમીન તરફ અપાખ્તર તરફ ખેંચી રાખે છે. આવા ખેંચાણથી રૂવાન ઉપર બુરી અસર થાય છે, જગત તરફનું એશમનું આ ખેંચાણ એશમના ખ્રવી દ્રઓશ જુલ્મગાર ભાલા તરીકે તે રૂવાનના સર ઉપર પડે છે અને તેથી રૂવાનનો બંદદરોશ ખુલી શકતો નથી. એશમનું જોશ અપાખ્તર અને જમીનની મેખો ઉપર રહે છે. જો આ મેખોને ઉખેડવામાં આવે તો એશમ દરૂજ જે ઉભો થયલો છે તે ધીમે ધીમે નબલો

પડતો જાય અને તેની પકડ જે તે રૂવાનના કેહર્પના ખોરેહ ઉપર છે તે છુટી જાય, અને તે રૂવાનના તને જે કંઈ નેકી કીધેલી હોય તે નેકીના પાસબાન સરોશની મદદ પછી તેને મલની જાય. આવી મેખો જમીનમાં છે તેમ અપાખ્તરમાં છે તેને ઉખેડતા કુદરતને લાંબો વખત થાય છે. પણ પેગામ્બરની ગાસના અધીકારથી તે મેખને ટુંક વખતમાં તોડી શકાય છે. પેગામ્બરની ગાસનો અધીકાર ગેતીના ખુપવાળા યઓઝદાથ્રેગરને રહે છે. આ યઓઝદાથ્રેગર કે જેનું રૂવાન તેના ફરોહરને મલીને ઉરને ઉવીમાં આવેલું હોય છે—ખુપનું હોય છે તે યઓઝદાથ્રેગર બાજના ભણતરથી એક ક્રીયાનું કેહર્પ ઉભુ કરે છે. આ કેહર્પને સરોશ યઝતની અને બીજા યઝતની મદદ મળે છે. બાજ જે યઝતની નઇઅિતે ધરી હોય તે યઝત પછી બાજથી થયલી ક્રીયાના તે કેહર્પને ખીલવીને જમીનમાંની તેમ અપાખ્તરમાંની તે મેખોને ઉખેડે છે. આ બાજના ભણતર માટે થયલી પાવી અને તે ભણતર માટે મુકાતા દરુન અને ગાઉશ હુદાઓ અને દાડમના તે તે ઝઓથ્રની ખુબી અને ભણાતા માંથ્રોની ખુબી એવી છે કે તે ઝઓથ્રની હાજરીમાં તે માંથ્રો ભણતા જતા ત્યાં એક કેહર્પ ઉભુ થાય છે. જો ભણનાર મુબેદ ખુપનો સાહેબ હોય તો તે કેહર્પ તરફ તે યઝત કે જેની ક્ષ્નુમન તે બાજની ક્રીયામાં ભણઇ હોય તે યઝત આવીને તે ભણતરથી થયલા કેહર્પને ખીલવીને જમીન અને અપાખ્તર તરફ દોરવીને તે તે જગાની મેખોને તોડી નાખી તે રૂવાનના કેહર્પ ઉપર પડેલી એશમની પકડને તોડી નાખે છે. પણ જો ભણનારની ખુબ બરાબર નહી હોય તો ક્રીયામાં ભણાતા સ્તોતો અને ત્યાંની મુકાયલી ઝઓથ્રની ચીજોની પાકીઝગીના પ્રમાણ પ્રમાણે તે બાજમાં ભણાતી ક્ષ્નુમનનો યઝત દસ ભાગોમાંના એક ભાગ જેટલી પ્રબળતાએ કામ કરી શકે અને તે યઝતને તેના કામથી આમ પાછળ નાખનાર તે ભણનાર ઉપર મોટો કેશાશ ચઢે. જ્યારે એમ બાજમાં ભણાતા ક્ષ્નુમનનો યઝત આવીને બાજના કેહર્પને ઉભુ કરીને જમીન અને અપાખ્તરમાંની મેખોને તોડે છે ત્યારે તે રૂવાનના કેહર્પ ઉપરની એશમની પકડ નબળી પડે છે. એમ ત્યારે બાજની ક્રીયાના કેહર્પો ઉભા થાય છે જેઓ દાદાર—અરદાફ્રવષ—દહમ—સરોશ અને બીજા યઝતોના ઇલીકાના થઈ રહે છે. બાજમાં જુદી જુદી ક્ષ્નુમનો ભણાય છે ત્યારે તે તે યઝતો બાજથી થયલા તે કેહર્પોને ખીલવીને એશમની મેખોને તોડી નાખે છે. આમ મેખ તોડવાના કામના ત્રણ તબકકાનો પહેલો તબકકો થયો. જેમ માનવની બુરાઇઓથી ઉભા થયલા એશમ દેવની પકડ મેખ ત્રણ ઠેકાણે રહી છે (નામે જમીન—

અપાખ્તર અને તે ગુજરનારના કેહર્પ ) તેમ તે મેખોને તોડવાના ત્રણ તબકકા stages રહે છે. પહેલો મુળ તબકકો બાજના કેહર્પનો છે. રૂવાનના કેહર્પને ગેતી તરફ આકર્ષણમાં રાખનાર આ મેખોથી રૂવાનની રય સંકોચાયલી રહે છે અને રૂવાનને જે કામ મરણ પછીથી કરવાનું છે તે કામ કરવાની હોંશ ઉભી થતી નથી. જો આ મેખો તુટે તો રૂવાન પોતે પોતાની અકકલ હામ હોશીઆરી પામે એટલે બંદદરોશ ઉકેલી પોતાની રયને વધારી પોતાના ફરોહરને મળે અને પછી પોતાની તનોમંદ હાલતના અનાસરોની શુભ ખેતી કરી શકે. સતુમના ભણતરથી જેમ એશમનો અલંકારીક ભાલો રદ થતો જાય છે તેમ વળી તે રૂવાનને પોતાની ખીલતી જતી રયને ટેકવવાનું જોમ મળે છે. બાજની ક્રીયાથી તે એશમે ઉભી કીધેલી દીવાલો તુટે છે તેમ તે રૂવાનની રયને આગળ ખીલવવા માટેનો પહેલો તબકકો ઉભો થાય છે.

## આફ્રિનગાન.

જે યઝતની ક્ષ્નુમન કરીને બાજ કીધી હોય તેજ યઝતને પછી આફ્રિનગાનના કરદામાં નોતરે છે. આફ્રિનગાનની ક્રીયા બાજની ક્રીયાની અસરને વધારનારી છે. જેટલી બાજો કીધી હોય એટલે જેટલાં કેહર્પો કરીને યઝતોને સોંપેલા હોય તે યઝતોને તેઓના ઉપર કહેલી મેખને તોડવાના કામમાં બીજી રીતની મદદ આપનાર આ આફ્રિનગાનની ક્રીયા છે. જેટલી બાજ કીધી હોય તેટલા આફ્રિનગાનના કરદાઓ તે તે યઝતોની ક્ષ્નુમનના કરવા જોઇએ. આફ્રિનગાનની ક્રીયામાં તે યઝત કે જેની ક્ષ્નુમન ભણાય છે તે યઝત આવીને બાજના કેહર્પ જે મેખોને જમીન અને અપાખ્તરમાંથી તોડેલી છે અને એમ તે ગુજરનારના કેહર્પની ઉપરની એશમની પકડને ઢીલી કીધી છે તે પકડને છોડવી નાખે છે. બાજથી જમીનમાંની અપાખ્તરમાંની મેખો તુટીને ગુજરનારના કેહર્પ ઉપરના બંધનની દોરી ઢીલી કરી નાંખે છે અને આફ્રિનગાન થતી વખતે તે યઝત તે દોરી જે કેહર્પ આસપાસ છે તેને તોડી નાખે છે– આફ્રિનગાનનો દીબાચો પઢતા મીથ્રને કાયદે તે યઝત ત્યાં આવી ચઢે છે અને તે યઝતના નેમેલા યથા પઢવે તે યઝત ગુજરનારના કેહર્પ તરફ જઈ એશમની ચુંગાલ ઉપર હોમલો કરે છે. અને જ્યારે તે યઝતની ક્ષ્નુમન ભણાઈ રહે છે કે તે યઝત એશમની ચુંગાલને છીન્ન ભીન્ન કરી નાખે છે. પછી જેવી તે ચુંગાલ તુટી કે તુરતજ **યાઓ વિસાદ**ના કરદાના સ્નોતોને જોરે તે યઝત તે રૂવાનની રયને ખીલવે છે અને તે રૂવાનને **હમસપથમએદેમ**

ગાહામ્બારનું ભાન કરાવે છે-તે રૂવાનનું ફરોહર તે રૂવાનને જઇને ભેટે છે અને તે રૂવાનને ઉસ્તવાર કરે છે. પછી આફ્રિનામીનો કરદો પઢતા તે રૂવાન જલદીથી દહયુપત થાય એટલે પોતાને લગના રૂવાનોના અંશો ઉપર પોતાની આણ મોકલી શકે તેવું થાય અને તેટલા માટે પોતે બંદદરોશ ઉંચકી રયોમંદ થઇને પોતાને લગતા અંશોનો બંદ-એજાબ છોડવી તેઓની રય ખીલવી તેઓને પોતા તરફ આકર્ષે એમ દુઆ થઇ રહે છે. પછી **હુમતનાંમ હુખ્તનાંમ**નો કરદો ભણુતા તે રૂવાન પોતે પોતાનું કામ જે પોતાના અનાસરોની ખેતી કરવાનું છે તેને યાદ કરી ઉસ્તવાર થઇ રહે છે. પછી અશોઆંન ફરવશ ચીહરાનનો કરદો ભણુતા અશોનાંમ તબકકાની ફ્રવષિની મદદ મંગાય છે અને તે યઝત કે જેણે આવી મદદ કીધી તેની સ્તુતી થાય અને તે રૂવાન **હીઝવ**વાળું એટલે તે યઝતને મળેલું થાય **હુજોર**વાળું=કુદરતની મદદ મેળવતું થાય-**હુપાદશાહી**વાળું=પોતાના અંશો ઉપર કાબુ મેળવતું થાય અને એમ માઝદયસ્ની ઝરતોસ્તી દીનની **આગાહી** સર્વ જ્ઞાની શકિત અને **રવાઇ** ચાલુપણુ-મીનો સત્તા જે રૂવાનને એમ રયોમંદ કરી પોતાને લગતા રૂવાનના અંશોને પોતા તરફ ખેંચનાર બનાવવા માટેની છે તેઓની ફતેહ થયા કરો એમ બધાની સ્તુતી થઈ રહે છે. પછી ચક ફરીને તે રૂવાનને અમુક અમુક મીનો મરકઓને સોંપી દે છે કે તે મીનો મરકજો ઉપરથી તે રૂવાનને પોશણુ મલ્યાજ કરે. પછી તે યઝત કે જેનું આફ્રિનગાન થયું તેની ક્ષ્નુમનને પુર્ણ કરે છે-અને તે યઝતની હેફ્તાઝતમાં તે રૂવાન જાય છે. છેલ્લે આફ્રીન પઢે છે અને ગુજરેલા તેમ જીવતાઓને દુઆઓ પુગાડે છે કે જેમાં તે ગુઝસ્તે રૂવાનબી મીથ્રથી જોડાય છે એટલે તે ગુઝસ્તે રૂવાન જીવતાઓને દુઆ દે છે. એમ આફ્રિનગાનનું ભણુતર તે મેખોને તોડવાનો બાજો પ્રયોગ બીજો તબકકો થયો.

## ફ્રવષિનું ભણુતર સતુમ સાથનું અને બાજવરના સાથનું-બેઉ વચ્ચેનો ફરક શું છે.

હવે રૂવાન ઉપરથી બંદદરોશ ઉંચકાવા લાગે છે-રૂવાનની નીમ હોશ બસીત થવા લાગે છે એટલે રૂવાનની **આસ્ન** તરીકેની ફ્રવષિ રૂવાનની વધુ અને વધુ નજદીક જઈ રહે છે. હવે રૂવાન પોતે પોતાના ફરોહરને હમાજોર થવા માગે છે-યઝ થવા માગે છે-તે ફરોહરમાં પોતે મળવા માગે છે અને એમ બંદદરોશને ઉંચકીને પોતાનું કામ જે અનાસરોને ખીલવવાનું છે તે કરવાનું જોમ માગે છે. આવું જોમ તે રૂવાનને ફ્રવષિનું ભણુતર મેળવી આપે છે.

ફ્રવષિના ભણતરમાં પહેલા સતુમ ભણે છે એટલે સતુમમાં કહેલો પ્રભાવ જામે છે એટલે પેગામ્બરની ગાસમાંથી મીનો પોશણ તે ક્રીયામાં ઉતરે છે કે જ્યાં આગળ તે ગુજરનારની ફ્રવષિબી આવેલી રહે છે. ત્યાં આગળ ગવ મ્યઝદનું ખાણું રહેતું નથી–પણ દુધ ફુલ ફ્રુટ રહે છે કે જેમાં તે મ્યઝદનું મીનો પોશણ જઈ રહે છે પછી છેલ્લે ત્રણ અષેમ ભણીને તે ફ્રોહરને તે ક્રીયામાં થોભવા અરજી કરે છે કેમકે વધુ હદીઓ આવવાનો છે પછી ફ્રરવરદીન યસ્ત ભણે છે અને અશાઉનાંમ ફ્રવષિનાંમ અને અશોનાંમ ફ્રવષિનાંમના સંગ્ગઠનોની યાદ કરે છે–તેઓની ક્ષ્નુમન ભણી રહે છે. આ ભણાતી ક્ષ્નુમનને જોરે ત્યાં તે સંગ્ગઠનો આવતા નથી પણ તેઓમાંની અમુક ફ્રવષિઓજ આવે છે. બાજ ધરણાની ફ્રવષિ વખતેજ તે બધા સંગ્ગઠન આવે પણ હાલે ભણાતી ફ્રવષિમાં અમુક નીચે જણાવેલી ફ્રવષિઓજ આવે છે. બાજધરણાની ફ્રવષિનો ભેદ નીચે કહયો છે અને કંઈક ઉપર આપી ગયા છીએ. આજે ભણાતી ફ્રવષિ વખતે તે ગુઝસ્તે રૂવાનના આઝાદ સગાઓ તેમ તે ભણનાર મુબેદને લગતા આઝાદ સગાઓના ફ્રોહર તે ક્રીયામાં હાજર થાય છે અને ત્યાં આગળ તે ગુઝસ્તે રૂવાનના ફ્રોહરને તો થોભાવેલુંજ છે. તે ભણનાર ફ્રવષિના ભણતરની ક્ષ્નુમનથી આવેલી ફ્રવષિઓને સલામ કરે છે અને પછી અરજ ગુઝારે છે કે તે ભણનારે તે અશો ફ્રોહરોને પોતાને માટે નહી પણ આ ગુઝસ્તે રૂવાનના ફ્રોહરને માટે બોલાવેલા છે.

ત્યારે ફ્રવષિના ભણતરમાં પહેલા સતુમનો કરદો પઢે છે. આ વખતે ગુજરનારનું ફ્રોહર ક્રીયામાં હાજર થાય છે. આ વખતે પેગામ્બર સાહેબની બાંધેલી ગાસની સાથે એક તેલીફોનીક મેસેજ મોકલીને ત્યાંની શુભ દુઆઓ ઉતારવામાં આવે છે જે દુઆ ત્યાં મુકેલા ગવહોમંદ ગતીના ગવ મ્યઝદવાળા દુ..દી~~આલમ~~માં ઉતરે છે. પણ પછી જો અશાઉનાંમ ફ્રવષિના અને અપઓનાંમ ફ્રવષિ અને અરદાફ્રવષના સંગ્ગઠનોને બોલાવવા હોય તો પછી વધુ પ્રયોગ કરવામાં આવે છે. જો બાજધરણા સાથની ફ્રવષિ ખુપવાળો મુબેદ કરે તો તે ત્રણે સંગ્ગઠનો ખુશનુદ થઈને આવી રહે કે જેઓની વચમાં તે ગુજરનારનું ફ્રોહર તો ઉતરેલુંજ હોય તે રહે. પણ જો મુબેદની ખુપ નહી હોય અને છતાંબી જો મુબેદ સરકશ થઈને પોતાના અધીકારની બહાર જઈને તેઓને બોલાવે તો ત્યાં એક જાતનો ગુનાહ ઉભો થાય. **સાધારણ બાજ** અને બાજધરણા સાથની ફ્રવષિ બેઉ વચમાં ઘણો ફરક રહે છે. સાધારણ બાજ ખુપવાળા મુબેદથીજ થાય. પણ જો તે મુબેદની ખુપ હોય નહી છતાંબી

તે મુબેદ બાજ કરે તો તેના સર ની ઉપર જે જવાબદારી ઉતરે છે તે તે ખાસ યઝત કે જેની બાજ થઈ તેને લગતી રહે છે. પણ અશાઉનાંમ ફ્રવષિ-નાંમ સાથની બાજ કે જેમાં દાદારથી માંડીને કુલ યઝતો અને અશવનોની ફ્રવષિ એટલે મહા ડહાપણની ગતીઓ સામેલ થાય છે તે બાજને જો એક આથ્રવન ખુપના જરાકબી અધીકાર વગર કરે તો દાદારથી માંડીને કુલ યઝતોને અષવનોને સંતાપે તેવો ગુનાહ ઉભો કરે-તે શખ્સ કુલ યઝતી મંડળ તરફ બેઅદબ થઇને વગર અધીકારે તેઓને બોલાવવે તેઓનું એક જાતનું અપમાન કરે છે એમ કુલ યઝતોને (ફ્રવષિ કુલ યઝતોની અસ્ન છે) અપમાન કરવાનો ગુનાહ તેની ઉપર ઉતરે જે આગલી બાજ કરતા ઉલુફ્ધણો થઈ રહે. આમ હોવાને લીધે જમાનાના દુરબીન જમાનની અસરથી આગાહ થયલા મુબેદ સાહેબે એ દએનના શાયસ્ત લા શાયસ્ત કાયદાઅનુસારજ આ બાજધરણા સાથની ફ્રવષિ ઉપર ઢાંકણું દીધું છે. પણ જો કોઈ ખુપ સાચવતો મુબેદ આજે જો બરસ્નુમના કાયદા પ્રમાણે ચાલીને તે બાજ કરે તો તે ચાલે.

આજે જે ફ્રવષિ થાય છે તેમાં આખું બધું સંગ્ગહન હાજર થતું નથી. પણ અરદાફ્રવષના સંગ્ગહનમાંનાં તે ગુજરનારની તેમ તે ભણનારની આઝાદ થયલી ફ્રવષિઓ ત્યાં હાજર થઇને તે થતી કીયાનો **બહેરે** તે ગુજરનારના ફ્રેરોહરને મળે છે તે વખતે તે ફ્રેરોહરને તે બહેરો લઇને તે ગુઝસ્તે રૂવાનને પુગાડવામાં મદદ કરી રહે છે. જેમ આજે એક ઈનામ આપવાનો મેળાવડો થાય કે જેમાં તે ઈનામ મેળવતા ઉમેદવારને જ્યારે ઈનામ મળે ત્યારે તે ભેગા થયલાઓ તે ઈનામ મેળવનારની પ્રસંશા કરે જેથી તે ઈનામ મેળવનારને વધુ ઈનામ મેળવવાનો ઉમંગ છુટે તેમ આજની ફ્રવષિના ભણતરમાં ખાસ ઉપર કહેલી આઝાદ ફ્રવષિઓ આવીને તે ઈનામ કે જેને હુદહિસ્ને કહે છે તે ઈનામ મેળવતી ફ્રવષિ જે ગુજરેલાની છે તેની પ્રસંશા કરે છે-તે ફ્રવષિ આઝાદ થાય માટે તેનું રૂવાન તનપસીને પુગે એમ તેઓ તેની સ્તુતી કરી રહે છે. પહેલા સતુમનો કરદો પઢે છે કે જે વખતે પેગામ્બરની ગાસમાંથી જે નેઆમત ત્યાંના [illegible]માં ઉતરે છે તે નેઆમતોને લઇને તે ગુઝસ્તે રૂવાનને આપવા તે ગુજરેલાનું ફ્રેરોહર ત્યાં આવે છે. પછી છેલ્લે ત્રણ અષેમ ભણીને તે **ફ્રેરોહરને** ત્યાં ડોબાવે છે તે હદીઓ લઇને ઉપર તેના ગુઝસ્તે રૂવાન નજદીક જવા દેતા નથી. પછી ફ્રવષિનું ભણતર શરૂ કરીને તે અશાઉનાંમ ફ્રવષિનામનાં સંગ્ગહનને આદરવા માટેની ક્ષ્નુમન ભણે છે. આ વખતે ત્યાં તે ભણનાર તેમ તે

ગુઝસ્તે રૂવાનના વડવાઓ સગાઓની આઝાદ ફ્રવષિઓજ ઉતરી આવે છે. જ્યારે તેઓ ઉતરે છે ત્યારે તે ભણનાર કહે છે કે મેં તમુને મારે માટે નહી પણ આ ગુઝસ્તે રૂવાનના ફ્રોહરની ખુસ્નુદી થવા માટે નોતરી છે. પહેલો મીથ્ર કહે છે કે **ક્ષ્નાયશ્ને દાદાર અહુરમઝદ વસ્પાંન યઝદાંન મીનોઆંન પનાકીહ દહેશ્ન**=પનાહ આપનાર તે રૂવાનો જેઓ દાદારના યઝતોના છે તેમ મીનોઇએ પુગેલાના છે તે બધાઓની ખુસ્નુદી થજો કેમકે તે રૂવાનો પોતાની ફ્રવષિને મળીને ગુનાહગારીના તનમાં લપટાયલા રૂવાનોને માટે જગતમાં કામ કરી રહયા છે. અહીંયાં **મીનોઆંન** શબ્દનો અર્થ મીનોઇએ પુગેલા આઝાદ રૂવાનોનો થાય કે જેઓનેજ લગતી ફ્રવષિ ત્યાં ક્રીયામાં તે ફ્રવષિની ક્ષ્નુમન વખતે હાજર થયલી રહે છે.

એમ પહેલે દાદારની યઝતોની અને તે ગુઝસ્તે રૂવાનના આઝાદ સગાંઓનાં રૂવાનની માટે તે બધાની ફ્રવષિઓની પ્રસંશા કરે છે પછી કહે છે આ રોજ-આ માહે આ ગાહમાં **અશોઆને ફ્રોહર**=અશોઇએ પુગવા માટેના ઉમેદવાર રૂવાન કે જે હજુર આજાબમાં છે તે રૂવાનના આ ફ્રોહરને આઝાદ કરવા માટે બક્ષ્નુદીએ અશોઆને ફ્રોહર=તે રૂવાન જે અશોઈ મેળવવા ઉમેદવાર છે તે રૂવાનની આ ફ્રવષિની ખુશાળી થવા-કેમકે જો તે રૂવાનને અશોઈ મળે તો તે ફ્રોહર આઝાદ થાય અને તે ફ્રોહર ખુશહાલ થાય, એમ તે રૂવાનને અશોઇએ પુગાડવા માટે આ ક્રીયાનો હદીઓ આ ફ્રોહરને આપીને ફ્રોહરને ખુશાળ કરવામાં આ ભણતર જે ભણીશ તે **હુદહિશ્ન**= ભલી ભેટ તરીકે ઇનામ તરીકે થાય કે જેથી **ખુપ ઇ રવાન**=તે રૂવાન ખુપ થાય એટલે બંદદરોશથી મુક્ત થઈ ફ્રોહરને મલી જાય. **અવસ્ના પરવરીથી**જ એમ થશે માટે આ ભણતર ભણું છું. વળી **યસ્ન તંદરોસ્ત** આ ભણતરથી તેના જડ શરીર અને સુક્ષ્મ શરીરના અનાસરોબી દરોસ્ત થશે કે જે પછીથીજ આ રૂવાન ફ્રોહરને મળી આઝાદ થશે. આમ થવા માટે તમો આઝાદ ફ્રવષિઓને નોતરી છે. તમો આ ભણતરનો હુદહિશ્ને આ અશોઆને ફ્રોહરને=ગુજરનાર રૂવાન જે અશોઈનું ઉમેદવાર છે તેના ફ્રોહરને તમારે હાથે અર્પણ કરજો. આમ આવી મતલબેજ અશાઉનાંમ ફ્રવષિની ક્ષ્નુમન પુરી કરીને આ પાઝંદ ફકરો ભણવાનો છે કેમકે તે ક્ષ્નુમનથી તે ગુઝસ્તેના આઝાદ ખેશીઓની ફ્રવષિઓ ત્યાં આવશે.

પછી આખી ફ્રવરદીન યસ્ત પઢી જાય છે અને તે યસ્તના ભણવાના

માંથ્રોથી થતા સ્તોતોનો લાહવો તે ફ્રેરોહરને મળે છે. આ વખતે આદ યથા પદ્દાય છે તેની મતલબ પાને ૧૩૯-૧૪૦ મે તાવીલના બ્યાનમાં આપેલી છે. આવો બધો લાહવો લઇને તે ફ્રેરોહર તે ત્અએપ સાથના રૂવાન આગળ જઇને તે રૂવાનના હકીમ ફ્રેરસ્તાને આપે છે. તે સરોશ ફ્રેરસ્તાનો તે બાલો=દરશી દ્રઓશ ઘણોજ મજબુત થઈ રહે છે કેમકે તેની ઉપર તે ફ્રવષિની મદદ લાગુ પડે છે. આવી મદદથી તે હકીમ ફ્રેરસ્તો રૂવાનના ત્અએપ એશમને તોડે છે અને રૂવાનને અરદાફ્રવષની સીધ્ધી મદદ અપાવી રહે છે કે જેથી તે રૂવાનની આગળ કુદરતનો સરોશ તુરતજ આવી ચદે છે. ફ્રવષિના ભણતરથી તે ફ્રેરસ્તાને ગાસની નેઆમતોની મદદ પુરબહારમાં મળે છે. સતુમના ભણતર કરતાંબી વધુ પડતી મદદ આપવા તે રૂવાનને લગતી આઝાદ ફ્રવષિઓ આવે છે અને તે ગુજરનારના રૂવાનને પુગાડે છે. આવી વધુ પડતી મદદને તે રૂવાન તરફ પુગાડવા તે ફ્રેરોહરની સાથે તે આઝાદ ફ્રવષિઓબી જઈ રહે છે. આ વખતે રૂવાનના તે હકીમ ફ્રેરસ્તાને પેલી આઝાદ ફ્રવષિઓની સીધ્ધી સલાહ મળે છે-જેમ એક ડાકટરને બીજો ડાકટર આવીને સલાહ આપે છે તેમ વધુ સલાહ મળે છે. રૂવાન ઉપરની બેડીને પકડી રાખનાર તે **એશમ** આ વખતે જલ્દીથી તુટે છે. પછી તે આઝાદ ફ્રવષિઓ કુદરતના સરોશને બોલાવીને તે રૂવાનની રયને જલ્દીથી ખોલાવી આપે છે.



# સાંકળયું.



## ડૉકટર ફરામરોજ ચીનીવાલાએ રચેલી "ફ્રવરદીન યશ્ત" ની તાવીલ તથા ભેદી સમજણમાં સમાયલી બાબદો—

પાનું.

પાનું.

પાનું.

પાનું.

પાનું.

પાનું.

---

## વધારો.

પાનું.

પાનું.

## પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી બુક-ડીપો.

નોબલ ચેમ્બર્સ "બી.", પારસી બજાર, કોટ, મુંબઇ.

| | Rs. | as. |
|---|---|---|
| જરથોસ્તી ઇલ્મે-ક્શ્નૂમ સીરીઝ, નાં૦ ૧, જરથોશ્તી ધર્મ સમજવા માટે ઇલ્મે-ક્શ્નૂમની ચાવી—કર્ત્તા મી૦ બેહેરામશાહ નવરોજી શરાફ. | ૦ | ૧૨ |
| જરથોશ્તી ઇલ્મે-ક્શ્નૂમ સીરીઝ, નાં૦ ૨, તાવીલ-ઇ-સુદરેહ—કર્ત્તા મી૦ બેહેરામશાહ નવરોજી શરાફ ... ... ... ... ... ... | ૧ | ૮ |
| ક્શ્નૂમ નીકીઝે વેહદીન, (ભાગ બીજો)—કર્તા ડૉ૦ ફ. સો. ચીનીવાલા. | ૧૦ | ૦ |
| જરથોશ્તી ઇલ્મે-ક્શ્નૂમ મુજબ સૃષ્ટિ-રચનાના ચાર મોટાં નકસાઓ ... | ૧ | ૦ |
| યજશ્નેની બુલંદ ક્રીયા—કર્તા ડૉ૦ ફરામરોઝ સોરાબજી ચીનીવાલા... | ૧ | ૮ |
| ગાથા સીરીઝ, ભાગ પહેલો: અહુનવદ ગાથા હા ૨૮—ક્શ્નૂમની નજરે ઉંડી તાવીલ—કર્તા ડૉ૦ ફરામરોઝ સોરાબજી ચીનીવાલા ... | ૦ | ૧૨ |
| ગાથા સીરીઝ, ભાગ બીજો: અહુનવદ ગાથા હા ૨૯—ક્શ્નૂમીક નજરે ઉંડી તાવીલ—કર્તા ડૉ૦ ફરામરોઝ સોરાબજી ચીનીવાલા ... | ૧ | ૪ |
| ખોરદેહ અવસ્તા બા ક્શ્નૂમીક તાવીલ—કર્તા ડૉ૦ ફરામરોઝ સોરાબજી ચીનીવાલા ... ... ... ... ... ... ... ... | ૪ | ૦ |
| શુદ્ધ ઉચ્ચારની નાની ખોરદેહ અવસ્તા ... ... ... ... ... | ૦ | ૧૨ |
| ક્શ્નૂમ હારમાળા, નં૦ ૧: કુસ્તીની સાઝશ્ને (યાને બનાવત) કર્ત્તા ડૉ૦ જહાંગીર મે. પાવરી ... ... ... ... ... | ૦ | ૨ |
| ક્શ્નૂમ હાર-માળા નં૦ ૨: બુલંદ ગાહેસારણાની ક્રીયા: તેની મહત્વતા અને ખુબીઓ—કર્તા ડૉ૦ ફરામરોઝ સોરાબજી ચીનીવાલા | ૦ | ૬ |
| ક્શ્નૂમ હારમાળા નં૦ ૩: દોખ્માની બુલંદ જરથોશ્તી તલેસમ—કર્તા ડૉ૦ ફરામરોઝ સોરાબજી ચીનીવાલા... ... ... ... | ૦ | ૧૨ |
| પાજંદ સીરીઝ, નં૦ ૨: પાજંદ સેતાયશ બા માએની (હેન્ડ બુક)—કર્ત્તા એરવદ ફીરોઝ શાપુરજી મસાની ... ... | ૧ | ૦ |
| પાજંદ ભણતર સીરીઝ નં૦ ૩: પાજંદ નીરંગ બા માએની (હેન્ડ બુક)—કર્તા એરવદ ફીરોઝ શાપુરજી મસાની ... ... | ૧ | ૮ |
| પાજંદ આશીરવાદ (ગુજરાતી, અંગ્રેજી, સંસ્કીત સાથે)—કર્ત્તા એરવદ ફીરોઝ શાપુરજી મસાની... ... ... ... ... | ૦ | ૪ |
| તે સાહેબના ૧૦૧ નામ શુદ્ધ ઉચ્ચારે તેના અર્થો સાથે—રચનાર એમ. ફી. શા. મસાની ... ... ... ... ... ... | ૦ | ૧ |
| જરથોશ્તી-દએનની પવિત્ર બુલંદ ક્રીયાઓમાં "નામ-ગૃવણ" માં મહાન પુરૂષોના નામો લેવાનો અસલ કાયદો—કર્તા એરવદ ફીરોઝ શાપુરજી મસાની ... ... ... ... ... ... ... | ૦ | ૨ |
| "ખ્યાલ-ઇ-તાવીલ-ઈ-સુદરેહ"—કર્ત્તા મી૦ કેખશરૂ બ. જામીના ... | ૦ | ૨ |
| નીરંગ-ઇ-કુસ્તી બા ક્શ્નૂમન-ઇ-અઓષ બા મીથ્ર—કર્તા બાઇ બાનુ કેખશરૂ મોદી ... ... ... ... ... ... ... | ૦ | ૩ |
| પાંચ ગાથાના હા (તદન શુદ્ધ ઉચ્ચારે) ... ... ... ... ... | ૦ | ૪ |
| વેજીટેરીયનનો બોમ્બો—કર્ત્તા મી૦ જમશેદજી ધનજીભાઇ શરાફ. ... | ૧ | ૦ |
| ઇરાની શહેનશાહતની પડતી અને જરથોશ્તીઓનાં હીંદમાં આગમનનાં ખરાં કારણો—કર્તા એરવદ જમશેદજી કાવસજી કાતરક, બી. એ. | ૧ | ૦ |
| અમર જ્યોતી ગ્રંથરત્ન: ખ્યાલ સાથે ... ... ... ... ... | ૦ | ૨ |
| Zoroastrianism Ancient and Modern—by Ervad Phiroze S. Masani ... ... ... ... ... ... ... ... ... | 5 | 0 |

અવસ્તાના તથા ક્ષ્નૂમના અભ્યાસીઓને એકી વખતે ઉપયોગી કેતાબ!

## ક્ષ્નૂમ પ્રચાર કાર્યમાં નવોજ સાહાસ!

તમને અવસ્તા ગાથાના કલામોની અસલ મતલબ, કે જે તેના પહેલવી-ફારસી તરજુમાઓમાં (coded) સીલબંધ મોજુદ છે, તેમ સીલસીલાબંધ જાણવી છે?

### તો વાંચો અને સંગ્રહ કરો

ડૉ૦ ફરામરોઝ સોરાબજી ચીનીવાલાની
નવી ગાથા સીરીઝની કેતાબો.

# ગાથા સીરીઝ: ભાગ બીજો

જેમાં અહુનવદ ગાથાનો બીજો હા ૨૯ તેના તરજુમા, શબ્દ અર્થ, ગુહ્ય અર્થ અને ગાહેસારણામાં તેના વપરાસના અથ સહિત આપવામાં આવ્યો છે.

પહેલવી દીનકર્દના સૂદ્ગર્, વરશ્ત માન્સર અને બગ નસ્કોમાં એ ગાથાના હા વિષે આપેલાં બ્યાનની વીગત ગાથાના આ હાના શબ્દ અર્થ સાથે કઇ રીતે બંધ બેસે છે તેની સમજ ક્ષ્નૂમ મારફતે આવી શકે છે તેનો ચિતાર.

---

ઉમદામાં ઉમદા કલામો ગાથામાં સૃષ્ટી-રચનાની જરથોસ્તી ફીલસુફી ને સાયન્સ ઉપરાંત જરથોસ્તી જીંદગી ગુજારવાની તરીકતો રીતીઓનું ઉંડું ગ્નાન સમાયલું છે.

પહેલવી-ફારસી તરજુમાઓ આજના શબ્દ (Philological) અર્થના તરજુમા પર કેટલી બધી સરસાઇ ભોગવે છે અને ગાથાના અસલ થવા ધારેલા અર્થ ઉપર લઈ જાય છે તેમાં ક્ષ્નૂમ કેવું ઉપયોગી થઇ પડે છે તેનો ચિતાર.

લખનાર:

**ડૉ. ફરામરોઝ સોરાબજી ચીનીવાલા,** ઓફ્થેલ્મીક સરજ્યન,
બી. એ., એલ. એમ. એન્ડ એસ.,

ફક્ત ૬૦૦ નકલો પ્રગટ થઇ છે: પછીથી મળશે નહી.

દળદાર ક્રેશો-ગર્દની સાઇઝનાં ૩૫૦) પાનાના પુસ્તકની કીંમત
ફક્ત રૂ. ૧-૪-૦ વી. પી. ખર્ચ છ આના જુદો.

મળવાનું ઠેકાણું: પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી,
નોબલ ચેમ્બર્સ "બી.", પારસી બજાર, કોટ, મુંબઇ.